## ગોકુળદાસ મથુરાંદાસ શાહ બી. એ., એલ્એલ્. બી.

કૃત

# ભાષાન્તરના ગ્રંથો.

૧. અર્વાચીન યુરોપ.
૨ અરાઢમા સૈકાનુ યુરોપ
૩. ચીન અને માન્ચુ રાજાઓ.

} વડોદરામા વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખામાથી મળશે.

૪. ચીનની સંસ્કૃતિ.
૫ નેપોલિયન બોનાપાર્ટ ભાગ ૧
૬. નેપોલિયન બોનાપાર્ટ ભાગ ૨
૭. નેપોલિયન બોનાપાર્ટ ભાગ ૩
૮. નેપોલિયન બોનાપાર્ટ ભાગ ૪
૯ જગત્નો વાર્તારૂપ ઇતિહાસ ભાગ ૧
૧૦. જગત્ના વાર્તારૂપ ઇતિહાસ ભાગ ૨

} પ્રકાશક. એમ સી કોઠારી રાવપુરા વડોદરા

*૧૧. વડોદરા રાજ્યની ૧૯૧૧ ની વસ્તી ગણતરીનો સંક્ષિપ્ત હેવાલ.

*૧૨. વડોદરા રાજ્યની ૧૯૨૧ ની વસ્તી ગણતરીનો સંક્ષિપ્ત હેવાલ.

*૧૩ વડોદરા રાજ્યની આર્થિક અભિવૃદ્ધિની તપાસનું નિવેદન.

૧૪ કીમીયાગરની કન્યા.

* આ ગ્રંથો વડોદરાના વ્યાપાર ઉદ્યોગ ખાતામાથી મળી શકશે.

# નેપોલિયન બોનાપાર્ટ.

( ચાર ભાગમાં. )

ત્રીજો ભાગ.



૧
૫—૪

શ્રી સયાજી સાહિત્યમાળા—પુષ્પ ૫૮ મું.

(ઇતિહાસ ગુચ્છ)

# નેપોલિયન બોનાપાર્ટ.

## ભાગ ૩ જો.

(સચિત્ર)

અંગ્રેજી ગ્રંથ ઉપરથી ભાષાંતર કરનાર,

ગોકળદાસ મથુરાંદાસ શાહ. બી. એ., એલ્. એલ્. બી.

એજ્યુકેશનલ ઇન્સ્પેકટર—કડી પ્રાન્ત.



પ્રકાશક

એમ. સી. કોઠારી,

કાપડી પોળ, રાવપુરા—વડોદરા



સંવત ૧૯૮૨ ઈ. સ. ૧૯૨૬

કિંમત રૂ. ૨—૧૨—૦

# જાહેરાત.

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિત-પાવન શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેના-ખાસખેલ, શમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઈ., એલ્એલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપીઆની જે રકમ અનામત મુકી છે તેના વ્યાજમાંથી '**શ્રી સયાજીસાહિત્યમાળા**' રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે.

એ મુજબ એબટકૃત અંગ્રેજી ગ્રંથનું આ ગુજરાતી ભાષાંતર રા. રા. **ગોકળદાસ મથુરાંદાસ શાહ** બી. એ., એલ્.એલ્.બી. એમની પાસે ચાર ભાગમાં તૈયાર કરાવવામાં આવ્યું છે, અને તેનો આ ત્રીજો ભાગ ઉક્ત-માળાના 'ઇતિહાસ ગુચ્છ' માં ૫૮ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધિમાં મુકવામા આવે છે.

વિદ્યાધિકારી કચેરી,
ભાષાંતર શાખા,
વડોદરા
તા. ૨૭-૭-૨૫.

ન. શિ. શાસ્ત્રી.
ભા. અ.

નં. કે. દીક્ષિત.
વિદ્યાધિકારી,
વડોદરા રાજ્ય.

શ્રી જગજીવનદાસ [illegible] મોદીના
સંગ્રહમાંથી [illegible]
(વડોદરા)

# ભાષાંતરકર્તાની પ્રસ્તાવના.

પ્રથમ ભાગમાં કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે નેપોલિયન બોનાપાર્ટનો આ ત્રીજો ભાગ પ્રસિદ્ધિમાં મૂકવામા આવે છે. દરમ્યાન શ્રી અખંડાનંદ ભિક્ષુના ' સસ્તું સાહિત્ય કાર્યાલય ' તરફથી મહાન નેપોલિયન નામનો મોટો ગ્રંથ બહાર પડયો છે. તે ઘણો સારો છે છતાં મારા તરફથી પ્રગટ થતા ચાર ભાગમાં જેટલી હકીકત આવે છે તેટલી તો તેમાં નથી જ; એટલે આ ભાગ વાંચનારને કાંઇ ને કાંઇ નવીન, જાણવા જેવું, બોધપ્રદ વાચન મળશે એમાં સંશય નથી; કારણ કે અસલ ગ્રંથ એવો મોહક છે કે એને માટે વાચકવૃંદમાં હજી બે મત થયા નથી.

કરોડો માણસની વસ્તીવાળા અને સૌથી વિશાળ ક્ષેત્રફળવાળા રશિઆના શહેનશાહ અલેક્ઝાન્ડરને પ્રુશિઆમાં આવેલી નીમન નદીને કાંઠે પારિસથી લગભગ ૧૫૦૦ માઇલ દૂર રહી નેપોલિયને શીકસ્ત આપી, તેની મૈત્રી સાધી અને ટીલ્સીટની સંધિ કરી આપણે તેને પારિસ પાછો આવેલો બીજા ભાગના અંતમા જોયો છે. તે વખતે એની ઉમર ફક્ત ૩૮ વર્ષની છે અને તે સમગ્ર ફ્રાન્સનો પ્રજાના કલ્યાણ સારૂ જ નિરંકુશ સત્તા વાપરનારો મહારાજા છે એ વાત આપણે યાદ રાખવાની છે. એને મહત્ત્વાકાંક્ષા છે પણ તેના કરતાં ફ્રાન્સનું રક્ષણ, ફ્રાન્સની આબાદી અને ગર્ભશ્રીમંત વર્ગ તથા રાજાઓની સત્તાને ઓછી કરી–કાઢી નાખી પ્રજાની દિવ્ય શક્તિને જ પ્રાધાન્ય આપવાની વૃત્તિ-એ ત્રણ બાબતો એના મગજમા વધારે જોર કરે છે અને તેટલા સારૂ તેને લઢાઇઓમા ગંડોવાવું પડે છે પહેલા ૩ પ્રકરણમા એની ફ્રાન્સના કલ્યાણને માટે જે પ્રવૃત્તિઓ થાય છે તેની વાત છે. ઇંગ્લાંડને નમાવવા તે રશિઆના ઝારને મળે છે, તેને મોહપાશથી બાંધી લે છે અને તેની સાથે કરાર કરે છે; પણ ઝારનો લોભ કૉન્સ્ટેન્ટીનોપલ લેવાનો છે; તે જો ફળીભૂત થાય તો ફ્રાન્સની પ્રતિષ્ટા અને લાભ જાય માટે તથા અલેક્ઝાન્ડરનો આખો દરબાર નેપોલિયન અને તેના વિચારોની વિરુદ્ધ છે તેથી તે મૈત્રી ટકી શકતી નથી તેથી નેપોલિયન રશિઆ ઉપર સપાટો

લગાવી તેને હંમેશને માટે ઠંડું પાડી નાંખવા યત્ન કરે છે. દરમ્યાન પોર્ટુગાલમા ને સ્પેનમા તોફાન જાગે છે. તેમા ઇંગ્લાંડ મદદ કરે છે એટલે નેપોલિયનને ભીતિ રહે છે કે જો એ બે દેશમા ઇંગ્લાંડનો પગ જામ્યો તો ફ્રાન્સની દક્ષિણ સરહદનું રક્ષણ કરવાની વાત કઠણ થઇ પડશે; એટલે એ ગુંચવણભરેલા મામલામા ઝુકાવે છે, પોર્ટુગાલનો રાજા નાસે છે, સ્પેનના રાજારાણી અને રાજકુંવરો નેપોલિયનનુ શરણ શોધે છે અને તે પોતાના ભાઇ જોસફને સ્પેનની ગાદી આપે છે; મ્યુરાટને નેપલ્સનો રાજા બનાવે છે; લ્યુઇ તો હોલાંડનો રાજા છે જ; જેરોમ વેસ્ટફાલિઆમા રાજ્ય કરે છે. નેપોલિયનને પોતાનું ચિત્ત ઇંગ્લાંડ, સ્પેન, પોર્ટુગાલ, હોલાંડ, બેલ્જીયમ, ઑસ્ટ્રિઆ, પ્રુશિઆ, ટર્કી, ઇટાલી, રશિઆ, સ્વીડન, ડેન્માર્ક અને બીજા નાના દેશોમાં રાખવું પડે છે, દેશની આબાદી સાચવવી પડે છે, નાણાની વ્યવસ્થા કરવી પડે છે, લશ્કરની તૈયારીઓ કરવી પડે છે, સાક્ષાત્ લડાઇમા ઉતરવું પડે છે, સ્વાર્થી લોકોની નિંદા સહન કરવી પડે. છે, ફ્રાન્સમા જ બંદોબસ્ત રાખવો પડે છે. એક બાજુએ એ એકલો અને સામે આખું યુરોપ એમ પક્ષો પડે છે. પોતે ગરીબ સ્થિતિમાથી ઉછરી આવેલો હોવાથી યુરોપના રાજાઓ તેને રાજા તરીકે ગણતા નથી તેથી જો પોતે કોઇ રાજાના વંશ સાથે સંબંધ કરે તો યુરોપના રાજાઓનો વિરોધ ઓછો થાય તેથી, જોસફાઇનને પુત્ર થયેલો ન હોવાથી પોતાની પછી ફ્રાન્સમા સત્તા માટે તોફાનો જાગે તો દેશની ખરાબી થાય તેથી, કદાચ જોસફાઇનને પુત્ર થાય તો પણ તે રાજબીજનો ન ગણાય અને યુરોપનો વિરોધ ઉભો જ રહે તેથી નછુટકે રાજકીય આવશ્યકતાને લીધે અને ફ્રાન્સના ભાવી કલ્યાણ માટે નેપોલિયન જોસફાઇનનો ત્યાગ કરે છે એ મર્મભેદક અને ચિત્તવેધક દૃશ્ય આ પુસ્તકમાં આવે છે. ઘણો જ કરુણ પ્રસંગ આ છે અને તે વાંચતા વજ્રનું હૃદય પણ ઓગળે છે. પછી ઑસ્ટ્રિઆ અને રશિઆ એ બે શહેનશાહોમાથી ઑસ્ટ્રિઆની કુંવરી મેરીઆ લ્યુઇસા સાથે નેપોલિયન પરણે છે અને તેને પુત્ર થાય છે. નેપોલિયનની આશાનો ડુંગર ચણાય છે પણ વિધિને તે પાલવતું નથી.

સ્પેન-પોર્ટુગાલ અને ઑસ્ટ્રિઆ-રશિઆ એ બે જગાએ સતત ધ્યાન, નેપોલિયનને આપવું પડે છે. રશિઆમા તે જાય છે અને યુદ્ધમાં કોઇ જગાએ પરાજિત નહી થયેલો આ વીર કુદરતના તોફાનનો ભોગ થઇ પડે છે અને ગંજાવર લશ્કરની ખુવારી કરાવી છેવટે તેને વચમા રહેવા દઇ પાછો ફરે છે. તેના અનેક સેનાપતિઓમાંથી કોનાં વખાણ કરવા એ સમજાતુ નથી; પણ એક વાત ખાસ ધ્યાન ખેંચે એવી એ છે કે નેપોલિયન જ્યા હશે ત્યા તો પરાજય થતો જ નથી. જે થોડી જગાએ એનું લશ્કર હાર્યું હશે તે જગાએ, એની ગેરહાજરી જ હોવી જોઇએ. છેલ્લી ઘડીએ પરાજયને પણ વિજયના સ્વરૂપમા ફેરવી નાંખવાની એનામા તાકાત હતી એ વાતની પ્રતીતિ આપણને ડગલે ડગલે થાય છે.

ઇંગ્લાડની રાજનીતિ સમગ્ર યુરોપને નેપોલિયન વિરુદ્ધ ઉશ્કેરવાની અને નાણાંની મદદ બે હાથે આપવાની છે. જે 'સબસીડીયરી પદ્ધતિ' હિંદમા દાખલ થયેલી તેનો આરંભ પ્રથમ યુરોપમા થયો હતો એકના પૈસા અને બીજાના માણસ સામાન્ય શત્રુ સામે યોજવાની એમા યુક્તિ છે. હિંદમા દેશી રાજ્યોને પોતાને ખર્ચે લશ્કર રાખી તેનો કાબુ અંગ્રેજ સરકારને સોપવાનો હતો તેવી જ રીતે યુરોપમા ઇંગ્લાડના પૈસાથી ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆ લશ્કર રાખે છે અને નેપોલિયન સામે લઢે છે.

આ ભાગમા માત્ર ૫ વર્ષના જ બનાવો આવે છે. મહત્ત્વના બનાવો, તારીખવાર નીચે આપવામાં આવ્યા છે.

ઇ. સ. ૧૮૦૭ કોપનહેગન ઉપર ઇંગ્લાડના નૌકાનો મારો.
૨-૨-૧૮૦૮ નેપોલિયન રોમમા પેસે છે.
૧૯-૩-૧૮૦૮ સ્પેનનો રાજા ચાર્લ્સ ચોથો ગાદીનો ત્યાગ કરે છે.
૨૨-૩-૧૮૦૮ મ્યુરાટ માડ્રિડ લે છે.
૨૬-૬-૧૮૦૮ જોસેફ બોનાપાર્ટ સ્પેનનો રાજા થાય છે.
૧૫-૭-૧૮૦૮ મ્યુરાટ નેપલ્સનો રાજા થાય છે.

૧-૮-૧૮૦૮ વેલીંગ્ટન સ્પેનમા પેસે છે.

૧૫-૬-૦૮ થી ૪-૮-૦૮ } સારાગોસાનો ઘેરો.

૪-૧૨-૦૮ નેપોલિયન માડ્રિડમાં પેસે છે.

૨૬—૧—૦૯ કોરૂનાનું યુદ્ધ; સર જોન મુરનું મરણ.

૨૯—૩—૦૯ સેનાપતિ સુલ્ટ ઓપોર્ટો લે છે.

૧૨—૫—૦૯ વેલીગ્ટન ઓપોર્ટો લે છે.

૧૩—૫—૦૯ નેપોલિયન વિએના લે છે.

૬—૭—૦૯ વેગ્રામનું યુદ્ધ. ફ્રેચ વિજયી.

૨૭—૭—૦૯ ટેલેવેરાનું યુદ્ધ. અંગ્રેજો વિજયી.

૧૪—૧૦-૦૯ ઑસ્ટ્રિઆ-ફ્રાન્સની સંધિ.

૧૫—૧૨-૦૯ જોસફાઇનનો ત્યાગ

૧—૪—૧૦ નેપોલિયનનુ મેરીઆ લ્યુઇસા સાથે લગ્ન.

૧૦—૩—૧૧ ફ્રેચ એડેજોસ લે છે.

૬—૪—૧૧ અંગ્રેજો બેડેજોસ લે છે.

૨૨—૬—૧૨ રશિઅન વિગ્રહની જાહેરાત નેપોલિયન આપે છે.

૧૨—૮—૧૨ અંગ્રેજો માડ્રિડ લે છે.

૧—૯—૧૨ બોરોડીનો ( રશિઆ ) નું યુદ્ધ.

૧૪-૯-૧૨થી ૧૯-૧૦-૧૨ } નેપોલિયનનો મોસ્કોમાં વાસ.

૨—૫—૧૩ લટઝેનનું યુદ્ધ.

૨૧—૬—૧૩ વીટ્ટોરીઆનું યુદ્ધ.

આ ગ્રંથ પૂરો થતા એક લેખે એમ કહીએ તો ચાલે એમ છે કે નેપોલિયનની ચઢતીનો સૂર્ય હવે આથમવો શરૂ થયો છે. ચોથા ભાગમાં તેના લશ્કરની પરાયજપરંપરાની-પારિસ શરણે આવ્યાની-નેપોલિયનના ગાદીના ત્યાગની-તેને એલ્બામાં લઈ જવાની-ત્યાંથી છુટી આવી ૧૦૦ દિવસ ફરીથી

હાથમાં રાજ્ય લેવાની-વૉટરલૂના યુદ્ધની-સેંટહેલીનાના કારાવાસની-તેના અવસાનની અને પાંચ વર્ષે તેના શબને પારિસમાં પાછા લાવવાની વાતો આવવાની છે.

નકશા આપી શકાય એમ નથી. જૂદા જૂદા સ્કેલના ઘણા નકશા કરવા પડે એમ છે.વળી તે વખતે જે નામોથી દેશો ઓળખાતા હતા તેમાં આજે ૧૨૦ વર્ષે ફેરફાર થઈ ગયા છે અને કેટલાંક સ્થળોનો તો પત્તો પણ મોટા એટલાસમાં મળતો નથી. જીવનચરિત્ર વાંચનારને એવાં અપરિચિત સ્થળો માટે નકશાની ખોટ બહુ નહીં સાલે એમ હું ધારું છું.

છેવટે શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો, નેકનામદાર દીવાન સાહેબ સર મનુભાઈ સાહેબનો, મે. વિદ્યાધિકારી દીક્ષિત સાહેબનો ને મારા મિત્ર સાક્ષર જયસુખરાય પુ. જોષીપુરાનો ઉપકાર માની આ પ્રસ્તાવના બંધ કરું છું.

પાટણ, વિજ્યાદશમી. ૧૯૮૧. ગોકળદાસ. મ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૩૭ મું.

( પૃ. ૧ થી ૨૦. )

### નેપોલિયનના રાજકીય વિચારો.

લ્યુઇ બોનાપાર્ટને પત્ર–જેરોમ બોનાપાર્ટ–ટ્રીબ્યુનની સંસ્થાનું બંધ થવું–નેપોલિયન કાઉન્સીલમાં–મરણ પામેલા સેનાપતિઓ અને સૈનિકોનાં બાળકોની સંભાળ–દૂરદષ્ટિવાળી રાજનીતિ–મીનીસ્ટર ઑફ ધી ઇન્ટીરીયરનું નિવેદન.

---

## પ્રકરણ ૩૮ મું.

( પૃ. ૨૧–૪૨. )

### ફ્રાન્સની કાઉન્સીલમાં નેપોલિયન.

નેપોલિયનનો સતત ઉદ્યોગ–મીનીસ્ટર ઑફ ધી ઇન્ટીરીયરને પત્ર–સેક્રેટરી–ઇન્સ્ટીસ્ટયુટની સભાની બેઠક–પારિસ શહેરની સુધારણા માટે ખર્ચ–નેપોલિયનનો કોડ ( ધારાશાસ્ત્ર )–મહારાજા નેપોલિયનના લેખો–ચિત્રકાર ડૅવીડની કળા–સર્વ પ્રજાને એક સરખો લાભ મળે એવો ગર્ભ શ્રીમંત વર્ગ ઉત્પન્ન કરવાની યોજના–નેપોલિયનની નિદ્રા–મહારાજાનું ગોલ્ડસ્મીથે લખેલું જીવન–ચરિત્ર.

---

## પ્રકરણ ૩૯ મું.

( પૃ. ૪૩–૫૭. )

### પારિસમાં બનેલા કેટલાક પ્રસંગો.

ટ્યુઇલેરીસમા દરબાર–એક નાના છોકરાની વાત–રાજ્યની કાઉન્સીલને આપેલું ભાષણ–પ્રમુખનું ભાષણ–કન્યાશાળાની મુલાકાત–એક યુવતીની

(કન્યાશાળામા ભણતી) ની હીંમત-વેસ્ટફાલિઆના રાજા જેરોમને શીખામણ -સેંટહેલીનામાં નેપોલિયનના ઉદગારો-લોકહાર્ટનું આપેલું પ્રમાણપત્ર-સર-રીચર્ડ કોબ્ડનનો અભિપ્રાય.

---

## પ્રકરણ ૪૦ મું.

### (પૃ. ૫૭-૭૮.)

### અલેક્ઝાન્ડર સાથેના કરાર.

ઈંગ્લાંડનો સંધિ નહી કરવાનો આગ્રહ-કોપનહેગન ઉપર તોપોનો મારો-શાંતિની આશાનો ધ્વંસ-અલેક્ઝાન્ડરની ઇચ્છાઓ-કોલેઇનકોર્ટ સાથેનો પત્ર-વ્યવહાર-કોન્ફરન્સની માગણી-ટર્કીના સંબંધમાં નેપોલિયનનો નિશ્ચય-ઑસ્ટ્રિઆની મુંઝવણ.

---

## પ્રકરણ ૪૧ મું.

### (પૃ. ૭૮-૧૨૧.)

### ઇટાલી અને સ્પેન.

ઇટાલીમા મહારાજા નેપોલિયન અને મહારાણી જોસફાઈન નો પ્રવાસ-વેનીસે આપેલો આદરસત્કાર-લ્યુશીયનની મુલાકાત-મીલાન ડીક્રી-ભવ્ય યોજનાઓ-બર્ક આપેલુ પ્રમાણપત્ર-પોર્ટુગાલનો મામલો-પોર્ટુગાલનાં રાજારાણીની નાસભાગ-સ્પેનના બુર્બોન વંશના રાજારાણી-ફર્ડીનાન્ડને નજર કેદ-સ્પેનના રાજા ચાર્લ્સની તથા તેના પુત્ર ફર્ડીનાન્ડની નેપોલિયન પાસે માગણી-સેવરી સાથે વાતચીત-હોલાંડના રાજાને પત્ર-મ્યુરાટને પત્ર-ફર્ડીનાન્ડને જવાબ-સ્પેનનાં રાજારાણીનો મેળાપ-સ્પેનવાસીઓ માટે ઢંઢેરો-જોસફ બોનાપાર્ટનો સ્પેનમા પ્રવેશ-મહત્વના પ્રશ્ન-એબ્બો મીયારાએ કરેલી ટીકા.

---

## પ્રકરણ ૪૨ મું.

( પૃ. ૧૨૧–૧૪૪. )

### મેશતું વાદળ.

નેપોલિયનની લોકપ્રિયતા માટે થાયર્સે આપેલું પ્રમાણપત્ર–નેપોલિયનની નિષ્કલંક નીતિ–શેંગ્વેડૉકની નહેર ઉપર એની સખત દેખરેખ–ઑસ્ટ્રિઆએ ફરીથી આપેલી ધમકી–મેટરનીક સાથે નેપોલિયનનો મેળાપ–સ્પેનમા સાધુઓની લાગવગ અને પ્રાબલ્ય–સ્પેન તથા પોર્ટુગાલમાં બળવો–જોસફ બોનાપાર્ટની ગભરામણ ઉત્પન્ન કરે એવી સ્થિતિ–નાણાં બજારમાં પોતાની નજરમાં આવે તેમ ભાવ ઉંચાનીચા કરનારા.

---

## પ્રકરણ ૪૩ મું.

( પૃ. ૧૪૫–૧૬૭. )

### ફ્રાન્સ અને રશિઆના રાજાઓનો એરફુર્ટમાં મેળાપ.

નેપોલિયન અને અલેક્ઝાન્ડરનો એરફુર્ટમાં મેળાપ–વિજ્ઞાનશાસ્ત્રીઓને તથા નૈસર્ગિક પ્રતિભાવાળા માણસોને નેપોલિયને આપેલું માન–અલેક્ઝાન્ડરનું ચારિત્ર– ઑસ્ટ્રિઆના શહેનશાહને પત્ર–જોસફાઇનનો છેડો છુટકો કરવાની વાતનો ઇશારો–નેપોલિયનના સંબંધની બારીક અને વિશ્વાસપાત્ર હકીકત–તેની અલૌકિક કામ કરવાની શક્તિ–અલેક્ઝાન્ડર તરફનો તેનો પ્રેમ–ઇંગ્લાંડના રાજાને પત્ર–ઇંગ્લાંડે આપેલો તદ્દન નિરાશામય અને અવધીરણાવાળો જવાબ–ઓંમીયારા પાસે કાઢેલા ઉદ્ગાર–નેપીયરે આપેલી કબૂલત.

---

## પ્રકરણ ૪૪ મું.

( પૃ. ૧૬૭–૧૯૪. )

### સ્પેનમાં પ્રવેશ.

ઇંગ્લાંડે સ્પેનને આપેલી મદદ–ફ્રાન્સની કાયદા કરનારી મંડળીને નેપોલિયને આપેલું ભાષણ–લશ્કર માટે ઢંઢેરો–નેપોલિયનની અવિરત ખંત-

વીટોરીઆ-બુર્ગેસ-એસ્પીનોસા પાસે ફ્રેન્ચ લશ્કર-સોમીસીએરાના ઘાટ ઉપર દરોડા-માડ્રિડના લોકો તરફ નેપોલિયનની દયા-સેનાપતિ મોર્લો સાથે નેપો-લિયનનો મેળાપ-લામાર્ટીને આપેલું પ્રમાણપત્ર-માડ્રિડનું શરણે આવવું-ગાડ-રરામાના જંગલી ઘાટ-અગ્રેજ સૈનિકોનું વર્તન-એસ્ટોર્ગામા નેપોલિયનને મળેલા કાગળો.

---

## પ્રકરણ ૪૫ મું.

( પૃ. ૧૯૫-૨૨૦. )

### ફ્રાન્સ વિરુદ્ધ યુરોપના રાજાઓની નવીન સંધિ.

સર જોન મુરનું પાછું હઠવું-સ્પેનની ભયંકર સ્થિતિ-સારાગોસાનો ઘેરો-નેપોલિયનની ભયંકર સ્થિતિ-ઓસ્ટ્રિઆ અને ઇંગ્લાંડની એકસંપી-અલેક્ઝા-ન્ડરના વિચારો-ફ્રેંચ લોકોની જવાની તૈયારીઓ-નેપોલિયન અને જોસ-ફાઇન પારિસ છોડી રણક્ષેત્ર તરફ ઉપડે છે.

---

## પ્રકરણ ૪૬ મું.

( પૃ. ૨૨૦-૨૩૫ )

### એક્મુલ.

નેપોલિયન અને વેલીંગ્ટનની સરખામણી-ઓસ્ટ્રિઆનો આર્ચ ડ્યુક ઇન નદી ઓળંગી આવે છે-બર્થીયરની ભૂલો-જુસ્સાદાર હુકમો-નેપોલિ-યનની રાત્રે લશ્કર ઉપર દેખરેખ-એક્મુલનું યુદ્ધ-સેનાપતિ સર્વોની-ઓસ્ટ્રિ-અનોનું પાછું હઠવું-નેપોલિયન ઘાયલ થાય છે-અસાધારણ વિજયની પ્રાપ્તિ.

---

## પ્રકરણ ૪૭ મું.

( પૃ. ૨૩૫-૨૬૬. )

### નેપોલિયન શાન્બ્રુનમાં થઇ વિએના જાય છે.

નેપોલિયનની મુસાફરીની ગાડી-રેટીસ્બન આગળ લશ્કર માટે ઢંઢેરો-

સીરીઆના સૈનિકની એક વાત-નેપોલિયન રેટીસ્બન જાય છે-એબર્સ-બર્ગનો પૂલ-ડીયરસ્ટીન-શરણે આવવાને વિએનાને કહેણ-મેરીઆ લ્યુઇસા-એન્ડ્રીઓસી-સેવરી સાથે વાતચીત-યુજીનને પત્ર-અપમાન આપી શિક્ષા કરેલો દાકતર.

---

## પ્રકરણ ૪૮ મું.

(પૃ. ૨૬૬-૨૮૯.)

### લોબોનો દ્વીપ

નેપોલિયનની તૈયારીઓ એસ્લીંગ અને એસ્પર્ન-દાન્યુબમા પાણીની ભરતી-પૂલનો નાશ-લેનીસનું મરણ-ફ્રેંચ લોબોમા જાય છે-નેપોલિયનનું વિસ્મયકારક ઉચ્ચ ચારિત્ર-લઢાઇ વખતે બોલાવેલી કાઉન્સીલ-નવો પૂલ-તે બાંધી દેવાની રીત-નેપોલિયન અને રૂડીનોટનુ ખુબીથી બચી જવુ.

---

## પ્રકરણ ૪૯ મું.

(પૃ. ૨૮૯-૩૩૧.)

### વેગ્રામ.

ઓસ્ટ્રિઆના આર્ચડ્યુકને ભયની આગાહીની અણમાહીતી-મેક્ડોનલ્ડનો ધસારો-બેસીરીસ ઘાયલ થાય છે-વેગ્રામનું રણક્ષેત્ર-સેવરીએ આપેલું પ્રમાણપત્ર-બેલ્જીયમના કીનારા ઉપર અંગ્રેજો ઉતરી પડે છે—ઓસ્ટ્રિઆના શહેનશાહ ફ્રાન્સીસ સુલેહની માગણી કરે છે-નેપોલિયન અને બુબ્નાનો મેળાપ-ઓસ્ટ્રિઆ સાથેની ચોથી સંધિ-એક જુવાન માણસ જે નેપોલિયનને મારી નાખવા ફરતો હતો-અલેક્ઝાન્ડરના મનની શિથિલતા અને નિરુત્સાહ-ટેલેવેરા આગળ ફ્રેંચનો પરાજય-હંગરીને માટે ઢંઢેરો-સ્પેનમા વિગ્રહ-સ્પેનમા અંગ્રેજ સૈનિકોએ જણાવેલી નિરંકુશતા-પોપને પત્ર-પોપની શત્રુતા-રોમને ફ્રાન્સ સાથે જોડી દઇ ખાલસા કરવામાં આવે છે-ઇટાલીમાં ખર્ચ.

---

## પ્રકરણ ૫૦ મું.

### ( પૃ. ૩૩૧-૩૫૦. )

### નેપોલિયને કરેલો જોસફાઇનનો ત્યાગ.

ઇતિહાસલેખકની ફરજ-નેપોલિયનના પરાક્રમ અને ઉદ્ગાર-જોસફાઇનને આપવામા આવેલી ખબર-નેપોલિયન અને યુજીનનો મેળાપ-જોસફાઇનના ત્યાગનું કામ જોસફાઇન રાજમહેલ છોડી જાય છે-મેલ્મેઇસોનમાં નેપોલિયન અને જોસફાઇનનો મેળાપ-સેંટહેલીનામા નેપોલિયનના ઉદ્ગારો.

---

## પ્રકરણ ૫૧ મું

### ( પૃ. ૩૫૧-૩૮૫. )

### મેરીઆ લ્યુઇસા.

પ્રીવી કાઉન્સીલની બેઠક-અલેક્ઝાન્ડરની ઉદાર ઇચ્છાને જવાબ-ઓસ્ટ્રિઆના દરબારમાં નેપોલિયને કરેલી માગણીનો સ્વીકાર-નેપોલિયન અને મેરીઆ લ્યુઇસાનું વિએનામાં લગ્ન-પારિસમાં એ લગ્નનો ઐહિક રીતે કરવામાં આવેલો વિધિ-જોસફાઇનના પત્રો-ઇંગ્લાંડ સાથે સંધિ કરવાના વ્યર્થ પ્રયત્ન-નેપોલિયન અને હોલાંડના રાજાનો પત્રવ્યવહાર-વોન ડર સુલ્ન-બેરન કોલી-રોમના રાજાનો ( નેપોલિયનના પુત્રનો) જન્મ-જોસફાઇનનો પત્ર-નેપોલિયનની નોટ-પુત્રને જોયા બાદ જોસફાઇને લખેલો પત્ર-મેનીવલનું પ્રમાણપત્ર-એક પ્રસંગ નેપોલિયનની ન્યાયબુદ્ધિ.

---

## પ્રકરણ ૫૨ મું

### ( પૃ. ૩૮૫-૪૨૯. )

### રશિઅન વિગ્રહ.

નેપોલિયનના ચારિત્ર માટે નેપીયરે આપેલું પ્રમાણપત્ર-હેઝલીટે કરેલી સચોટ ટીકા-કેસલરે, સ્કોટ અને લોકહાર્ટે કરેલી કબૂલતો-તકરારનું સ્વરૂપ-

નેપોલિયને મિત્ર રાજ્યોને કરેલી માગણી-અલેક્ઝાન્ડરે કરેલી શત્રુતાની હીલચાલ-ડ્રેસ્ડનમાં એકાંત સ્થળ-નેપોલિયનનો આત્મવિશ્વાસ-સેવરીએ આપેલું પ્રમાણપત્ર-નેપોલિયનના સૈનિકોની આનાકાની-એબી ડી પ્રેટનું એલચીપણું-ડ્યુક ઓફ ગેઇટા પાસે કાઢેલા નેપોલિયનના અદ્‌ભુત ઉદ્‌ગાર-નેપોલિયનની અદ્‌ભુત યોજનાઓ.

---

## પ્રકરણ ૫૩ મું.

### ( પૃ. ૪૨૯-૪૭૬. )

### મોસ્કો.

નેપોલિયન તરફ ઇંગ્લાંડની શત્રુતા-તેના તરફ બુર્બોન પક્ષના લોકોની શત્રુતા-અમેરિકાના લોકોનો નિષ્પક્ષપાતી અભિપ્રાય-ડેન્ટ્ઝીકથી નેપોલિયન નીકળે છે-મહાન્ લશ્કરનું પ્રયાણ-નીમન નદી ઓળંગાય છે-વીલ્ના-વીટેસ્ક-સ્મોલેન્સ્ક-બોરોડીનો-મોસ્કો-અગ્નિનો-પ્રકોપ-નેપોલિયનની ચિંતા-સુલેહ માટે પ્રયત્ન-નાણાંની ચતુરાઇથી વ્યવસ્થા.

---

## પ્રકરણ ૫૪ મું.

### ( પૃ ૪૭૬-૫૩૨. )

### નેપોલિયન મોસ્કો છોડે છે.

શિયાળાનું બેસવું-બરફ-પોલાડ જવાની તૈયારીઓ-લશ્કરની પાછળ રક્ષણ કરવા રહેનાર ભાગની ફરજ-યુજીન અને રશિઅનોનો ભેટો-કેલુગા આગળનો રસ્તો-પાછા ફરવાના કામનો આરંભ-નેપોલિયનની ભયંકર ચિંતા-રશિઅનોનો ગભરાટ-બોરોડીનોનું દશ્ય-વીઆંઝમા-સેનાપતિ નેને લશ્કરને સાચવવા સૌથી પાછળ રાખવામા આવે છે-મધ્ય રાત્રે થયેલું કુદરતનું તોફાન-સ્મોલેન્સ્ક પાસે લશ્કરનુ આવી પહોચવું-ફ્રાન્સમાથી આવેલી ભયપ્રદ ખબરો-યુજીનનાં પરાક્રમ-ક્રેસ્નો-તેનું સાહસિક પરાક્રમ-બેરેસીના ઓળંગાય છે-સ્મોર્ગોની-એબી ડી પ્રેટનો મેળાપ-નેપોલિયન પારિસ જાય છે-તેનું શૌર્ય.

---

## પ્રકરણ ૫૫ મું.

( પૃ. ૫૩૩–૫૭૮. )

### લટ્ઝેન અને બૅાટઝેન.

મીનીસ્ટર ઑફ ધી ઇન્ટીરીયરનું નિવેદન–શત્રુઓએ આપેલી કબૂલત નેપોલિયનના પક્ષમા રહેનારા મિત્રોએ પોતાની ઉદાર ભક્તિ–નિષ્ઠાની આપેલી પ્રતીતિ–નવી એકસંપી–મેટરનીકની કબૂલત–બેસીરીસનું મરણ–લટ્ઝેનનું યુદ્ધ–ડ્રેસ્ડનમાં પ્રવેશ–બોટ્ઝેનનું યુદ્ધ–ડ્યુરોકનું મરણ–ટુંકા વખત માટે કરેલી સંધિ–શત્રુતાનો પુનઃ પ્રાદુર્ભાવ–કોલેઇનકોર્ટનો નેપોલિયન સાથે મેળાપ–નેપોલિયનના અદ્દ્ભુત ઉદ્દગારો.

---

## પ્રકરણ ૫૬ મું.

( પૃ. ૫૭૯–૬૦૦. )

### સિંહાવલોકન.

ઇતિહાસકાર સર આર્ચીબોલ્ડ એલીસનનુ પ્રમાણ પત્ર–ફ્રાન્સમા ઉથલ-પાથલ પછી થયેલા વિગ્રહોને માટે નેપોલિયનને જવાબદાર ગણાય નહીં–નેપોલિયન ગાદી ઝુંટવી લેનારો ન હતો–ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યની સ્થિતિ–પ્રતિનિધિ તરીકે નેપોલિયન–મહારાજા તરીકે નેપોલિયન–સર વોલ્ટર સ્કૅાટના વિચારો–નેપોલિયન જૂલમી ન હતો–પ્રજાના પ્રેમની અચૂક પ્રતીતિ–સર વોલ્ટર્ સ્કૅાટની કબૂલતો–એબી ડી પ્રેટે આપેલું પ્રમાણપત્ર–નેપોલિયનની ચુંટણીમા પ્રામાણિકપણું -આ વખતે યુરોપની સ્થિતિ.

---



મહારાણી મેરીઆ લ્યુઈસા તથા તેનો પુત્ર.

# નેપોલિયન બોનાપાર્ટ

## ભાગ ત્રીજો.

## પ્રકરણ ૩૭ મું.

### નેપોલિયનના રાજકીય વિચારો.

વિજયનો મહોત્સવ કરવા અથવા આરામ લેવાને સારૂ એક પણ દિવસ નિરર્થક કાઢ્યા વિના નેપોલિયને ફ્રાન્સનુ મહાન શ્રેયઃ સાધવાની મોટી મોટી યોજનાઓ કરવામા પોતાનું આગ્રહી અને અવિરત શ્રમ લેનારૂં મન ઉત્સાહથી પરોવ્યું. યુરોપના તમામ દેશોના દરબારમા કાળજીથી પસંદ કરેલા એલચીઓ મોકલવામા આવ્યા જે શરતો ફ્રાન્સ તરફથી ઇંગ્લાંડને કહેવા સારૂ રશિઆએ માથે લીધું હતું તે શરતો જો ઇંગ્લાંડ કબૂલ ન કરે તો યુરોપની બીજી તમામ રાજ્યસત્તાઓની મદદ લઇ ઇંગ્લાંડને સુલેહ કરવાની ફરજ પાડવા સારૂ તે એલચીઓને તમામ ઝીણી ઝીણી બાબતોની ચોક્કસ સમજ પાડવામા આવી ભવિષ્યના વિગ્રહમા હવે કોઇ પ્રજાથી તટસ્થ રહેવાય તેમ ન હતું. જે દેશો ઇંગ્લાંડમા તૈયાર થયેલો માલ પોતાને ત્યા દાખલ કરવા દેવા પોતાનાં બંદરો ખુલ્લા મૂકે તેઓ વાસ્તવિક રીતે યુદ્ધોન્મુખ અને અત્યાગ્રહી દ્વીપનિવાસીઓને (ઇંગ્લાંડને) સારી રીતે મદદ કરનાર હતા; તેવી જ રીતે જે દેશવાળાઓ ઇંગ્લાંડનો માલ પોતાના દેશમાં પ્રવેશ નહીં કરવા દેવા પોતાનાં બંદરો બંધ કરે તેઓ ખરેખર તે મહાન શત્રુતા ધરાવનારી રાજ્યસત્તા (ઇંગ્લાંડ) ને નમ્મ પાડી નાંખવાના બીજા

એકઠા થયેલા રાજાઓના પ્રયત્નને મદદ કરતા હતા. અરે એ મિત્રરાજ્યો! ગઇ કાલ સુધી તો ઈંગ્લાંડની રાજ્યનીતિની પ્રતિભાના પ્રભાવે તે તમામ ફ્રાન્સ વિરુદ્ધ એકત્ર થયા હતા; આજે નેપોલિયને પોતાની પ્રતિભાના બળથી તેમને પોતાના બળવાન શત્રુની વિરુદ્ધ એકઠાં કર્યાં છે. તટસ્થ રહેવા માગનારા દેશોના હક્ક બંને પક્ષે સ્વીકાર્યા ન હતા. ફ્રાન્સ સાથે અથવા ફ્રાન્સના મિત્રો સાથેનો વ્યાપાર બંધ કરવાનુ જાહેરનામુ કાઢી ઈંગ્લાડે જ પ્રથમતઃ તટસ્થ દેશોના હક્ક ઉપર છીની ડેઇ હતી. આવી પ્રજાની સામે જેવા થવું જોઇએ તેવા થઇને નેપોલિયને તરત જ એવો પ્રતિબંધ મૂક્યો હતો કે કોઇ પણ તટસ્થ દેશે અથવા ફ્રાન્સની પ્રજાએ ઇંગ્લાડનો માલ ખરીદ કરવો જ નહી.

હોલાડ ખરેખરો વ્યાપારી દેશ હતો. તેમાં લ્યુઇ બોનાપાર્ટનું રાજ્ય હતું. તે માયાળુ અને ખરા અંતઃકરણથી કામ કરનારો માણસ હતો અને આખા યુરોપનું કલ્યાણ થયેલું જોવા કરતાં પોતાની પ્રજાનું જ કલ્યાણ જોવામા તે વધારે મશહુર હતો. તેથી નેપોલિયને મૂકેલો પ્રતિબંધ તે બરાબર અમલમા મૂકતો નહી. તેના રાજ્યમા દાણચોરી બહુ જ થતી હતી. નેપોલિયને તેના ભાઇ લ્યુઇ સાથે નીચે પ્રમાણે બળવાન અને ગભીર ભાષામા પત્ર લખી આ સંબધી તકરાર કરીઃ—

"રાજાઓએ પોતાની રાજનીતિ નક્કી કરવામાં માત્ર વર્તમાન સમયનો જ વિચાર કરીને તેને બંધબેસતી કરવાની નથી. ભવિષ્યનો વિચાર પણ તેમણે કરવો જ જોઇએ. યુરોપની આ વખતે શી સ્થિતિ છે? એક બાજુએ ઈંગ્લાંડ છે. તેણે પોતાના જ શ્રમથી એટલો બધો મુલક સર કર્યો છે કે આખી દુનીઆને તે કબૂલ રાખવાની ફરજ પડી છે. બીજી બાજુએ ફ્રાન્સનું મહારાજ્ય અને યુરોપના બીજાં રાજ્ય છે તેઓ પોતાની સત્તા એકત્ર કરવાથી બળવાન થયા છે. તેથી જે સર્વોપરિ સત્તા ઈંગ્લાડ ભોગવે છે તે તેઓ કબૂલ રાખી શકે એમ નથી. એ રાજ્યોને સંસ્થાનો હતાં અને તેમનો દરીઆઇ વ્યાપાર પણ હતો તેમનો કીનારાનો પ્રદેશ ઈંગ્લાડના કીનારાના પ્રદેશ કરતાં

ઘણો મોટો છે. પણ તેઓમા સંપ ન હોવાથી ઈંગ્લાડે વારાફરતી તે દરેક ઉપર ચઢાઇ કરી છે. દરેક સમુદ્રમા ઈંગ્લાડ વિજયી નીવડ્યું છે અને તમામ નૌકા-સૈન્યોનો નાશ કરવામાં આવ્યો છે. રશિઆ, સ્વીડન, સ્પેન અને ફ્રાન્સ વહાણો અને ખલાસી રાખવા સારૂ અનેક સાધનોવાળા છે તેમની પણ મગદુર નથી કે તેઓ પોતાના બંદર બહાર એક નાનો મરખો કાફલો પણ મોકલી શકે."

"મારે લઢવું નથી. હું શાંતિપ્રિય માણસ છું. ફ્રાન્સની પ્રતિષ્ઠા સચવાય તો ગમે તે પ્રકારે હું શાંતિ જ મેળવવા ઇચ્છું છું અને આપણી પ્રજાની પ્રતિષ્ઠા સચવાતાં જે જે વસ્તુનો ભોગ આપવો પડે તે આપવા તૈયાર છું. દિનપ્રતિદિન મારો એવો નિશ્ચય વધારે દૃઢ થતો જાય છે કે હવે શાંતિની જ જરૂર છે. યુરોપના બીજા રાજાઓ શાંતિને માટે મારા જેટલા જ ઉત્સુક છે. ઈંગ્લાંડ વિરુદ્ધ મારા ગેરવ્યાજબી અથવા ગુસ્સાના આવેશથી ઉત્પન્ન થયેલા અન્યાયી વિચારો નથી. તેના તરફનો મારો તિરસ્કાર એવો નથી કે તેનો ઇલાજ ન જ જડે. પણ મને હઠાવવાની જ નીતિ તેણે અખત્યાર કરી છે અને તેથી મેં તેની વિરુદ્ધ આખા યુરોપને પ્રતિબંધ કર્યો છે. મારા શત્રુઓ માની બેઠા છે તેમ બીજાની ઇર્ષાથી પ્રેરાઇ મેં એમ કર્યું નથી પણ મારે અને ઈંગ્લાડને જે મતભેદ છે તેનો નિર્ણય કરવાની ઈંગ્લાડને ફરજ પડે તેટલા સારૂ મેં આ નીતિ પસંદ કરી છે. ઈંગ્લાડ ભલે ધનાઢ્ય અને સંપત્તિવાળું થાય. ફ્રાન્સ અને તેના મિત્રોને તેવો જ લાભ મળે તો મારે તેની કશી પણ પરવા નથી."

"યુરોપના રાજ્યોના હક્ક અને ફ્રાન્સના હક્ક સ્પષ્ટ રીતે સ્થપાય એવો સમય જલદીથી આવે તેટલા જ ઉદ્દેશથી મે આ નીતિ પકડી છે. ઉત્તર યુરોપના રાજાઓ આ પ્રતિબંધની નીતિ બહુ જ કાળજીથી અને સાવધગીરીથી પાળે છે અને તેથી તેમના વ્યાપારને ઘણો લાભ થયો છે. પ્રુશિઆના કારીગરો હવે આપણી સાથે સ્પર્ધા કરી શકે તેમ છે તમને ખબર જ છે કે ફ્રાન્સ અને લાયોન્સના અખાતથી તે એડ્રિએટિક સમુદ્રના છેડા સુધીનો તમામ કીનારાનો પ્રદેશ જે હવે ફ્રાન્સના મહારાજ્યનું અંગ ગણાય છે તે તમામમા પરદેશી માલ આવતો બંધ કરવામા આવ્યો છે સ્પેનની બાબતમા પણ હું એવા પગલા

લેવાનો છું કે તેનું પરિણામ એવું આવશે કે ઇંગ્લાડને પોર્ટુગાલ છોડી દેવું પડશે અને સ્પેનના બંને બાજુના તમામ કીનારા ઉપર પણ ફ્રાન્સની જ નીતિ લાગુ થશે. આ પ્રમાણે આખા યુરોપનો તમામ કીનારો ઇંગ્લાડના વ્યાપાર માટે બંધ થશે. માત્ર ટર્કી બંધ થશે નહી પણ ટર્ક લોકો યુરોપ સાથે વ્યાપાર કરવા-ની પરવા નહીં કરતા હોવાથી હું તેની વધારે દરકાર કરતો નથી ”

“આ ઉપરથી તમને સમજી શકાતું નથી કે જે સગવડો હોલાડ ઇંગ્લાડના માલને યુરોપમા દાખલ થઇ શકવા સારૂ આપે છે તેનાં કેવા ભયંકર પરિણામ આવવાના છે ? એ પ્રમાણે થવાથી આપણી પાસેથી જ પરોક્ષ રીતે ઇંગ્લાડ પૈસા ઓકાવી શકશે અને તે દ્રવ્યનો ઉપયોગ આપણા વિરુદ્ધ બીજી પ્રજાઓને લલચાવવામા તે કરશે. ઇંગ્લાડના પ્રધાનમંડળની આ ચતુરાઇભરેલી નીતિ સામે સાવધગીરી રાખવા જેટલો મારો સ્વાર્થ છે તેટલો જ આપ નામદારનો પણ છે. થોડા વર્ષ જવા દો એટલે જે શાંતિ આ વખતે આપણે ઇચ્છીએ છીએ તે જ શાંતિ ઇંગ્લાંડ પણ ઇચ્છશે. તમારા દેશની પરિસ્થિતિ તપાસો, અને સમજો કે જે નીતિ મેં પસંદ કરી છે તે જેટલી મને લાભકારક છે તેથી વધુ લાભ-કારક તમને છે. હોલાડ એક દરીઆઇ અને વ્યાપારી સત્તા છે. તેની પાસે ઉત્તમ બંદરો, નૌકાસૈન્યો, ખલાસીઓ તથા કુશળ નૌકાપતિઓ છે, અને તેના તાબામા એવા સસ્થાનો છે કે જેનો જરા પણ ખર્ચ તેને વેઠવો પડતો નથી. ઇંગ્લાંડના લોકોને જેમ વ્યાપાર કરતા આવડે છે તેમ જ હોલાંડના લોકોને પણ આવડે છે. તો આ બધા લાભનું સંરક્ષણ કરવામાં હોલાંડનુ હિત સમાયેલું નથી ? શાંતિ રહેવાથી તેની પ્રથમની સ્થિતિ હતી તેવી નહી થાય ? કદાચ ધારો કે એની સ્થિતિ થોડાં વર્ષો દુઃખદાયક રહેશે પરંતુ હોલાડનો રાજા તે ઇંગ્લાડનો એક સુબા જેવો બની જાય અને હોલાડ અને તેના સંસ્થાનો ઇંગ્લા-ડના ખંડીઆ રાજ્ય જેવા થઇ જાય એના કરતાં શું એ વધારે પસંદ કરવા લાયક નથી ? તમે જે રક્ષણ અંગ્રેજી માલનું કરો છો તેનુ પરિણામ હું કહું છું તે સિવાય બીજું આવવાનુ નથી. સીસીલી અને પોર્ટુગાલના દૃષ્ટાંત તમારી આગળ મોજુદ છે.”

"વખત જતા શાં શા પરિણામ આવે છે તેની રાહ જુઓ. તમારે તમારો નાર વેચવો છે અને ઇંગ્લાડને તે ખરીદવો છે તો એવું દાણચોરીનુ સ્થળ બતાવો કે જ્યા ઇંગ્લાડ આવે અને તે લઇ જાય. પણ તે લોકો તેના બદલામા પૈસા જ આપે તે જોજો. તેમનો માલ કોઇ કાળે બદલામા લેશો જ નહીં. છેવટે સુલેહ કરવી જ પડશે. પછી તમે ઇંગ્લાડ સાથે વ્યાપારી સુલેહ કરી શકશો. હું પણ કદાચ એવી સંધિ તેની સાથે કરીશ. પણ તેમા અમારા બંનેના સ્વાર્થનો પરસ્પર વિનિયોગ થશે. ઇંગ્લાંડને દરીઆ ઉપર સર્વોપરિ સત્તા આપણે ભોગવવા દેવી હોય—જે સર્વોપરિ સત્તા તે નાણા બગાડી અને લોહી રેડી લેશે અને જે તેની કુદરતી સ્થિતિનું સ્વાભાવિક પરિણામ છે તેમ જ દુનીઆના કુ ભાગમા તેના તાબાના મુલકની સ્થિતિ એવી છે કે તેને તે સર્વોપરિ સત્તા લીધા વિના છુટકો નથી—તો છેવટ છેવટ એટલું તો થશે જ કે આપણા વાવટાઓ દરીઆ ઉપર ઉડી શકશે અને તેનું અપમાન તે કરશે નહીં ત્યાર પછી આપણો દરીઆઇ વ્યાપાર આપણને નુકશાનકારક થશે નહીં. હાલ તો આપણે એટલું જ કરવાનું છે કે યુરોપના બીજા દેશોમા ઇંગ્લાંડ જે દરમ્યાનગીરી કરે છે તે અટકાવવા સારૂ આપણે પ્રયત્ન કરવા."

વાચનારને યાદ હશે કે નેપોલિયને સ્પેનના રાજાના કુટુંબના બે કુમારોને ઇટ્રુરિઆની ગાદી પર બેસાડ્યા હતા. તે દેશનો રાજા આળસુ, સ્ત્રીલંપટ અને નબળા મનનો હતો અને તે જલદી મરી ગયો ઇટ્રુરિઆની રાણી સ્પેનના રાજાની કુંવરી થતી હતી તે હવે પોતાના બાળક છોકરા સારૂ પ્રતિનિધિ તરીકે કામ કરવા લાગી હતી. તે પણ નિર્બળ અને બેદરકાર સ્ત્રી હતી. જે પદ્ધતિ નેપોલિયને દાખલ કરી હતી તેની કિંમત તેને ન હતી અને તેનું મહત્ત્વ તે સમજતી ન હતી. અંગ્રેજો લેગ્હોર્નમાં છુટથી વ્યાપાર કરતા હતા જાણે કે તે પોતાના દેશનું જ બંદર હોય આ પ્રમાણે તેમનો માલ યુરોપમા પેસતો અને ચારે ગમ ફેલાતો. નેપોલિયને યુજીનને હુકમ આપ્યો કે તેણે ૪૦૦૦ માણસો તૈયાર રાખવા અને એપીનાઇન પર્વતો સપાટાબંધ ઓળંગી લેગ્હોર્ન ઉપર તૂટી પડવું તથા શત્રુનો તમામ માલ લઇલેવો, અંગ્રેજો ત્યાર બાદ લેગ્હોર્ન ઉપર હુમલો ન કરી શકે એવા ઉદ્દેશથી તે શહેરને કીલ્લો બાંધવો

અને બર્લિન ડીકીનો (ઠરાવનો) અમલ બરાબર કરવો. આ એક પ્રકારનો જૂલમ જ હતો. પોતાના બચાવમા નેપોલિયન કહેતો કે "આખા જગતમાં શાંતિ પ્રસારવાના જરૂર છે અને દરીઆ ઉપર સર્વોપરિ સત્તા ભોગવનાર ઈંગ્લાંડ યુદ્ધમાં પરાજય પામે એવું નથી સુલેહ કરવા સારૂ ઈંગ્લાંડને ફરજ પાડવા સારૂ એક જ રસ્તો છે અને તે એ કે તેના વ્યાપાર ઉપર પ્રહાર કરવો." આ યોજના પાર પાડવા આખું યુરોપ એકત્ર થવા તૈયાર હતું એક અક્કલી એવફુક્ સ્ત્રી–ઇટ્રુરિઆના નાના રાજ્યનો માત્ર કારભાર કરનારી–સ્ત્રી આવી ભવ્ય યોજનાની સિદ્ધિમા ભયંકર વિઘ્ન તરીકે રહે તે નેપોલિયનને તદ્દન અયુકત લાગતું હતું.

નેપોલિયનનો સૌથી નાનો ભાઇ જેરોમ આ વખતે એક વગર વિચારનો જંગલી પણ નમ્ર અંતઃકરણવાળો ૨૭ વર્ષનો છોકરો હતો. તેનું ઉડાઉપણું અને તેની અક્કલી તથા પૈસો ઉડાવી નાખવાની રીતભાતથી નેપોલિયન બહુ જ નારાજ હતો. તેને એક લશ્કરમા આગેવાન બનાવવામા આવ્યો હતો. નેપોલિયન તેને હંમેશા નાનો દુરાત્મા કહેતો. એક વખત જેરોમે પૈસા માગ્યા ત્યારે નેપોલિયને જવાબ આપ્યો:—

"મી નૌકા ખાતાના અમલદાર, મેં તમારો પત્ર વાચ્યો છે, અને તમે હજી તમારા લઢાઇના બારકસ ઉપર કેમ ગયા નથી અને ભવિષ્યમાં જે ધંધામા તમારી કીર્તિ તમારે ઝળકાવવાની છે તે ધંધાનો અભ્યાસ કેમ કરતા નથી તે મને સમજાતું નથી. તમે જુવાનીમા મરી જાઓ તો મને કાઇક સંતોષ થાય; પણ દેશની સેવા કર્યાં વિના તમે ૬૦ વર્ષના થાઓ અને તમારી પાછળ પ્રતિષ્ઠાવાળું નામ મૂકી ન જાઓ તો તેના કરતા તો તમે જન્મ્યા ન જ હો તો વધારે સારૂ."

જેરોમ પોતાના એક વહાણમા ન્યુયૉર્ક જઇ પહોચ્યો. ત્યા તેને ઇલીઝાબેથ પેટરસન મળી અને તેની સાથે તે પરણ્યો. તે કન્યા અતિશય સુંદર હતી અને બાલ્ટીમોરના એક ધનાઢ્ય વ્યાપારીની તે છોકરી હતી. નેપોલિયન એક નવો જ (રાજ) વંશ સ્થાપતો હતો. ફ્રાન્સના કાયદા પ્રમાણે ફ્રાન્સની

પરવાનગી વિના થયેલું ફ્રાન્સના રાજકુમારનું લગ્ન—જેના પરિણામે ફ્રાન્સની ગાદી કદાચ તેને મળે તે—ગેરકાયદે હતું જે રાજકુમારોને ગાદી મળવાનો સંભવ હતો તેમણે એવાં લગ્ન કરવાની જરૂર હતી કે જેથી તેમની સત્તા વધારે બળવાન થાય ત્યારે જ ફ્રાન્સનું હિત સચવાય તેમ હતું. તેથી આ લગ્નને સંમતિ આપવા તથા પોતાના નાના ભાઇની યુવાન વધુને ફ્રાન્સમા ઉતરવા દેવા નેપોલિયને ના પાડી. તેથી જેરોમની સ્ત્રી પોતાના નાના બાળક છોકરાને લઇ દીલગીરી સાથે પાછી બાલ્ટીમોર ગઇ. પછી વુર્ટમ્બર્ગના રાજાની છોકરી જેરોમ પરણ્યો અને નેપોલિયને તેને વેસ્ટફાલીઆનો રાજા બનાવ્યો. તેનો છોકરો પ્રીન્સ નેપોલિયન જો લ્યુઇ નેપોલિયનનો છોકરો જીવતો ન રહે તો ફ્રાન્સની ગાદીનો વારસ થાય એમ હતું.

વાચનારને યાદ હશે કે ફ્રાન્સની સરકાર ત્રણ અંગની બનેલી હતી (૧) સીનેટ, (૨) ટ્રીબ્યુનેટ અને (૩) ધારાસભા ટ્રીબ્યુનેટ અને ધારાસભાના કર્તવ્યોનો સમાવેશ એક મંડળને સોપી આ ભારે મંડળોને ઓછા કરવાનો નેપોલિયને નિશ્ચય કર્યો.

સેંટ હેલીનામા નેપોલિયન કહેતો કે:—“ ટ્રીબ્યુનેટ તદન નકામી હતી અને તેનો ખર્ચ બાર મહીને પાચ લાખ ફ્રેન્ક થતો હતો એ વાત ખરી છે. તેથી જ મે તે કાઢી નાંખી. હું સારી પેઠે જાણતો હતો કે આ પ્રમાણે કાયદાનું ઉલ્લંઘન થવાથી ગુમાટ થયા વિના રહેવાનો નથી પણ હું ઘણો આગ્રહી રહ્યો. લોકોનો મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો અને હું મારી જાતને સુધારક ધારતો હતો. આટલી વાત તો ખરી જ કે હુ જે કરતો હતો તે સારાને માટે કરતો હતો. જો હું દંભી હોત અથવા લુચ્ચા સ્વભાવનો હોત તો હું જ ટ્રીબ્યુનેટ ઉભી કરત. કારણ કે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે મારા વિચારને તથા અભિપ્રાયને અનુમોદન આપત એમા કોને શંકા હતી ? પરંતુ મારા આખા રાજ્યકારભારમાં મેં કોઇ દિવસ એવો માર્ગ લીધો નથી. દ્રવ્ય ખરચી, જગા આપવાનાં વચનો આપી અથવા બીજાં ખોટાં વચનો આપી મેં કોઇ પણ વખતે નિર્ણય કરાવવાની બાબતમાં મત લેવા તજવીજ કરી નથી. ”

પછી નેપોલિયને કાઉન્સીલ ઑફ સ્ટેટ બનાવી તેની રચના બહુ જ સંભાળ-પૂર્વક કરી. આ મંડળની રચનામાં તેણે જ્યાંથી મળી આવ્યા ત્યાંથી—તમામ ખાતાઓમાથી સૌથી વધારે કાબેલ માણસો એકઠા કર્યા. સાહિત્ય, વિજ્ઞાનશાસ્ત્ર, કાયદા, ( દીવાની–ફોજદારી–લશ્કરી ) અને ધાર્મિક બાબતો—એ તમામ ઉપર હકીકતો આપે એવા વિભાગ તે કાઉન્સીલના કરવામા આવ્યા. જેમ જેમ રાજ્યના મુલકમા કોઇ નવીન પ્રદેશ ઉમેરાતો તેમ તેમ તેમાંથી જે સૌથી કાબેલ માણસ હોય તેને કાઉન્સીલમા તે લઇ લેતો. જીનોઆ, ફ્લોરેન્સ, ટયુરીન, હોલાડ, એમાથી એટલા બધા બુદ્ધિશાળી માણસો મળી આવ્યા કે નેપોલિય-નની અવનતિ થયા પછી પણ તેઓ જીવતા ગ્હ્યા હતા અને તેઓ જ્યારે તેમના દેશમા પાછા ગયા હતા ત્યારે તે તે દેશના તે વખતના રાજાઓએ તેમના ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકયો હતો.

આ કાઉન્સીલની બેઠક સાધારણ રીતે ટયુઇલેરીસના મહેલમા થતી હતી અથવા નેપોલિયન જો સેટકલાઉડમા હોય તો મેબરોને ત્યા બોલાવવામાં આવતા મહારાજા નેપોલિયન સાધારણ રીતે જાતે જ આવી પ્રમુખપદ લેતો. તેની બેઠક એક સાધારણ મેહોગેની નામના લાકડાની ખુરશીની બનાવેલી હતી. તે જમીનની સપાટી કરતા એક ફૂટ ઉંચી રાખવામા આવી હતી અને કેટલાક લાબા ટેબલોને છેડે તે ગોઠવવામા આવી હતી. મેંબરો બધા ટેબલો આગળ બેસતા. ઘણી વખત નેપોલિયન પોતાનું માથું છાતી ઉપર નાખી દેતો અને વિચારમા લીન થઇ જતો, તથા નરમ પડતો વાદવિવાદ જાણે સાભળતો ન હોય એમ દેખાતું. કોઇ કોઇ વખત તેના મનના અતિશય આવેગથી અને બુદ્ધિના પ્રકાશથી આખી સભામા વિદ્યુતનો જાણે પ્રવેશ થયો હોય એમ લાગતું હતું ઘણી વખત પોતે હાજર રહેવાની ખબર પહેલેથી આપતો તો કોઇ કોઇ વખત વગર ખબર આપે હાજર થતો. ટયુઇલેરીસનાં પગથીઆ આગળ જે નોબત રાખવામા આવી હતી તેનો અવાજ થતાં તેના આગમનની ખબર પડતી હતી. નેપોલિયનની ખુરશી હંમેશાં એક જ જગાએ રાખવામા આવતી હતી જ્યારે તે હાજર ન હોય ત્યારે હાઇ ચાન્સેલર

પ્રમુખપદ લેતો પણ તે નેપોલિયનની ખુરશી પર નહી બેસતા તેની ખાલી ખુરશી પાસે એક બીજી નાની ખુરશી હતી તેમાં બેસતો. કામની શરૂઆત થતી કે તરત જ દરવાજાને તાળું વાસવામા આવતું અને કોઇ અમથા ભટકનારાથી અંદર આવી શકાતું નહી.

આ કાઉન્સીલની બેઠકો ઘણા લાંબા વખત સુધી ચાલે તોપણ નેપોલિયન જરા પણ શ્રાન્ત થતો દેખાતો નહી. ઘણી વખત સવારના ૯ થી સાંજના પાંચ સુધી સેંટકલાઉડમા કાઉન્સીલની તે બેઠક રાખતો અને વચમાં નાસ્તો કરવા સારૂ ½ કલાક કામ બંધ કરાવતો. ટયુઇલેરીસમાં કોઇ કોઇ વખત રાત્રિના દશ વાગ્યાથી સવારના પાચ સુધી આ કાઉન્સીલની બેઠકમા તે પ્રમુખપદે બેસતો. પછી તરત જ તે સ્નાન કરતો અને જાણે થાક ન લાગ્યો હોય તેમ ફરીથી કામ કરવાનો આરંભ કરી દેતો. નેપોલિયન કહેતો કેઃ—"એક કલાક સ્નાન કરવાથી મને ચાર કલાક નિદ્રા લીધા જેટલો આરામ મળે છે." પોતે જેટલી માનસિક મહેનત કરતો તેવી બીજા પાસે કરાવવાની તે આશા રાખતો. કોઇ રીપોર્ટ તેયાર કરવાનો હોય તો બીજે દિવસે જ સવારે તે કરવાનું ઠરાવતો. ધારાસભામાં કોઇ નવીન કાયદો ઘડવા સારૂ કોઇ મેંબરને કામ સોપવામા આવ્યું હોય તો પોતાને સારૂ હકીકત કાઢી ભાષણ કરવાને તેને બે કલાક પણ મળતા નહી. નેપોલિયન એટલું સપાટાબંધ લખાવતો હતો કે તે બોલી રહ્યા પછી ઘણાં પાનાં લખવાનાં બાકી રહેતા અને તે છતા તેના લખાવ્યા પ્રમાણે લખનારા એવા કાબેલ હતા કે તેમના લખાણમાં ભાગ્યે જ ફેરફાર કરવો પડતો.

તે કાઉન્સીલમા વક્તૃત્વશક્તિનો ડોળ કરવાનો પ્રસંગ આવતો નહીં. કામકાજ કરતી વખતે બોલવાની ભાષા સાદી અને ટુંકી હતી. તેમાનો એક નવીન મેંબર છટાદાર ભાષણ કરવા માટે પ્રસિદ્ધ થયો હતો. તે તે સભામાં જ્યારે એવું ભાષણ કરતો ત્યારે બધા તેને હસી કાઢતા હતા. સાદી ગંભીર ભાષા વાપરતા શીખવાની આવશ્યકતા તરત તેને જણાઇ આવી. કાઉન્સીલમાં દરેક જાતના જ્ઞાનના પ્રતિનિધિઓ હતા એટલુંજ નહીં પણ દરેક જાતના રાજકીય

અભિપ્રાય અથવા વિચાર ધરાવનારાઓના પ્રતિનિધિઓ પણ હતા. રાજ્યની જૂદી જૂદી મંડળીઓમાં દેશાભિમાનનો જુસ્સો ઉત્પન્ન કરી તેમને એકત્ર કરવાનો નેપોલિયનનો મોટો વિચાર હતો.

કાઉન્સીલમાં ચર્ચા તથા ઉહાપોહ ઘણી જ સ્વતંત્રતાથી કરવામા આવતા હતા. જે માણસોના અભિપ્રાય જાણવાની નેપોલિયનને ઇચ્છા હોય તેમને બોલવાનો આગ્રહ તે ઘણી વખત કરતો. એક વખત નેપોલિયન ઘણા ગભરાયેલા મનથી કાઉન્સીલમા આવી પહોચ્યો. સેનાપતિ ડ્યુપોના હાથ નીચેનું ફ્રેંચ લશ્કર સ્પેન વાસીઓને શરણે ગયાની ખબર આવી હતી. (જુઓ પ્રકરણ ૪૨.) ગરૂડ પક્ષીના ચિહ્નવાળો ફ્રાન્સનો વાવટો આ પહેલ વહેલો જ પરાજય પામ્યો હતો. આ પરાજયની ખબર કાઉન્સીલમા કહેતા કહેતાં નેપોલિયનનો અવાજ લથડયો. ડ્યુપો તરફ તે ઘણો જ નારાજ થયો. ખરેખરી નિરાશા ઉત્પન્ન કરે એવા સંજોગોમા પણ જે સાધનોની મદદ તે સેનાપતિ લઇ શક્યો હોત તે સંબંધી વાત કરતા તે બોલ્યો:—

"હા ! હા ! કૉર્નીલના નાટકમા હોરેસને જ્યારે એવો પ્રશ્ન પૂછવામા આવે છે કે તેનો ઉડનારો છોકરો શું કરી શકવાનો છે ત્યારે તે જવાબમાં કહે છે કે 'કા તો તે મરી જઇ શકે અથવા ઉત્તમ નિરાશાનું શરણ લઇ શકે.' આ જવાબ વ્યાજબી છે. જે લોકો કૉર્નીલની ભૂલ કાઢે છે અને એવું કહેવાનો ડોળ કરે છે કે એ બે વાક્યો પૈકી પહેલા વાક્યનું તમામ બળ બીજા વાક્યથી નાબુદ થઇ જાય છે તેઓ મનુષ્યસ્વભાવ ઓળખતા જ નથી."

એક વખત સેનાપતિ ગેસેન્ડી–જે તોપખાનાનો એક નોકર હતો તે–અર્થશાસ્ત્ર સંબંધી શેખચલ્લી જેવા વિચાર આગ્રહપૂર્વક જણાવતો હતો.

તેનો જવાબ આપતાં નેપોલિયને વ્યાજસ્તુતિ કરી કહ્યું:–" સેનાપતિ, તમને આ શાસ્ત્રનું આટલું જ્ઞાન ક્યાથી મળ્યું ?"

તે ઋજુ પ્રકૃતિનો સૈનિક જરા ચીડાયો અને બોલી ઉઠયો:–" નામદાર સાહેબ, તમારી પાસેથી હું મારા વિચાર શીખ્યો છું."

નેપોલિયને જરા જુસ્સાના આવેશમા આવી પૂછ્યુ:–" શું કહો છો ? મારી પાસેથી આ બધું શીખ્યા છો ? મને તો હંમેશા એવું જ લાગ્યુ છે કે ગ્રેનાઇટ પથ્થરનું રાજ્ય હોય તો અર્થશાસ્ત્રના શેખચલ્લી જેવા વિચારો તેનો પણ ભૂકો કરી નાંખે. નહી, નહી, તમે તમારી ઓફીસમાં ઉઘતા હશો અને આ બધા વિચાર તમને સ્વપ્નમાં આવ્યા હશે. "

તે વિશિષ્ટ હક્ક ધરાવનારો સૈનિક બોલી ઉઠ્યો, " અમારી ઑફીસમા અમે ઉઘતા હોઇશું ! નહી, નામદાર સાહેબ એ કોઇથી પણ થઇ શકે એમ નથી. આપ નામદાર અમને એટલું બધું અને સખત કામ આપો છો કે અમને ઉઘવાનો વખત જ મળતો નથી. "

આવો જવાબ તે સૈનિકે આપ્યો એટલે બધા ખડખડ હસી પડ્યા અને નેપોલિયન પણ હસવા લાગ્યો.

દેહાંતદંડની શિક્ષા થાય એવા ગુન્હા માટે એક સ્ત્રી ઉપર ત્રણ વાર કામ ચલાવવામાં આવ્યું હતું, અને તેને છોડી દેવામા આવી હતી. કામ ચલાવવામા કાંઇક કાયદાની વિધિ કરવાની રહી જતી તેથી હવે ચોથી વાર તેના ઉપર કામ ચલાવવાનું માગણું થયુ હતું ન્યાયપુરઃસર જે માફી તે સ્ત્રીને મળવી જોઇએ તે તેને અપાવવા સારૂ નેપોલિયને તકરાર ઉઠાવી. આખી કાઉન્સીલ વિરુદ્ધ તે એકલો આ મુકર્દમામા તકરાર કરતો હતો. એવું ઠરાવવામા આવ્યું કે મહારાજાને ક્ષમા આપવાનો વિશિષ્ટ હક્ક છે પણ કાયદો ફરી શકે એમ ન હોવાથી તે તો તેને માર્ગે જશે. નેપોલિયને તેમને કહ્યુ:–" ગૃહસ્થો, અહી ઠરાવ વધુમતે કરવામાં આવે છે. હું એકલો છુ એટલે તમારા વધુમતને મારે શરણે આવવું જોઇએ, પણ હું ખરા અંતઃકરણથી કહું છું કે મારે આ વખતે કાયદાની વિધિની બારીકીને લીધે નરમ થવું પડે છે. જો કે તમે મને તમારી દલીલોથી ચૂપ કરી દીધો છે છતા એટલું તો ખરૂં જ કે તમે મારી ખાત્રી કરી શક્યા જ નથી. "

બીજા એક પ્રસંગ ઉપર જ્યારે જોસભેર ચર્ચા ચાલતી હતી ત્યારે નેપો-લિયન પોતાનો અભિપ્રાય આપતો હતો તેવામાં ત્રણ વખત બીજું કોઇ વચમાં

અભિપ્રાય અથવા વિચાર ધરાવનારાઓના પ્રતિનિધિઓ પણ હતા. રાજ્યની જૂદી જૂદી મંડળીઓમા દેશાભિમાનનો જુસ્સો ઉત્પન્ન કરી તેમને એકત્ર કરવાનો નેપોલિયનનો મોટો વિચાર હતો.

કાઉન્સીલમા ચર્ચા તથા ઉહાપોહ ઘણી જ સ્વતંત્રતાથી કરવામા આવતા હતા. જે માણસોના અભિપ્રાય જાણવાની નેપોલિયનને ઇચ્છા હોય તેમને બોલવાનો આગ્રહ તે ઘણી વખત કરતો. એક વખત નેપોલિયન ઘણા ગભરાયેલા મનથી કાઉન્સીલમાં આવી પહોંચ્યો. સેનાપતિ ડ્યુપોના હાથ નીચેનું ફ્રેંચ લશ્કર સ્પેન વાસીઓને શરણે ગયાની ખબર આવી હતી. (જુઓ પ્રકરણ ૪૨.) ગરૂડ પક્ષીના ચિહ્નવાળો ફ્રાન્સનો વાવટો આ પહેલ વહેલો જ પરાજય પામ્યો હતો. આ પરાજયની ખબર કાઉન્સીલમા કહેતા કહેતાં નેપોલિયનનો અવાજ લથડ્યો. ડ્યુપો તરફ તે ઘણો જ નારાજ થયો. ખરેખરી નિરાશા ઉત્પન્ન કરે એવા સંજોગોમા પણ જે સાધનોની મદદ તે સેનાપતિ લઇ શક્યો હોત તે સંબંધી વાત કરતા તે બોલ્યો:—

"હા ! હા ! કૉર્નીલના નાટકમા હોરેસને જ્યારે એવો પ્રશ્ન પૂછવામા આવે છે કે તેનો ઉડનારો છોકરો શું કરી શકવાનો છે ત્યારે તે જવાબમા કહે છે કે 'કા તો તે મરી જઇ શકે અથવા ઉત્તમ નિરાશાનું શરણ લઇ શકે.' આ જવાબ વ્યાજબી છે. જે લોકો કૉર્નીલની ભૂલ કાઢે છે અને એવું કહેવાનો ડોળ કરે છે કે એ બે વાક્યો પૈકી પહેલા વાક્યનું તમામ બળ બીજા વાક્યથી નાબુદ થઇ જાય છે તેઓ મનુષ્યસ્વભાવ ઓળખતા જ નથી."

એક વખત સેનાપતિ ગેસેન્ડી—જે તોપખાનાનો એક નોકર હતો તે—અર્થશાસ્ત્ર સંબંધી શેખચલ્લી જેવા વિચાર આગ્રહપૂર્વક જણાવતો હતો.

તેનો જવાબ આપતાં નેપોલિયને વ્યાજસ્તુતિ કરી કહ્યું:—" સેનાપતિ, તમને આ શાસ્ત્રનું આટલું જ્ઞાન ક્યાંથી મળ્યુ ?"

તે ઋજુ પ્રકૃતિનો સૈનિક જરા ચીડાયો અને બોલી ઉઠ્યો:—" નામદાર સાહેબ, તમારી પાસેથી હું મારા વિચાર શીખ્યો છુ."

નેપોલિયને જરા જુસ્સાના આવેશમાં આવી પૂછ્યું:–" શું કહો છો ? મારી પાસેથી આ બધું શીખ્યા છો ? મને તો હમેશા એવું જ લાગ્યું છે કે ગ્રેનાઇટ પથ્થરનું રાજ્ય હોય તો અર્થશાસ્ત્રના શેખચલ્લી જેવા વિચારો તેનો પણ ભૂકો કરી નાખે. નહી, નહી, તમે તમારી ઓફીસમા ઉઘતા હશો અને આ બધા વિચાર તમને સ્વપ્નમા આવ્યા હશે. "

તે વિશિષ્ટ હક્ક ધરાવનારો સૈનિક બોલી ઉઠયો, " અમારી ઑફીસમા અમે ઉઘતા હોઇશું ! નહીં, નામદાર સાહેબ, એ કોઇથી પણ થઇ શકે એમ નથી. આપ નામદાર અમને એટલું બધું અને સખત કામ આપો છો કે અમને ઉંઘવાનો વખત જ મળતો નથી. "

આવો જવાબ તે સૈનિકે આપ્યો એટલે બધા ખડખડ હસી પડયા અને નેપોલિયન પણ હસવા લાગ્યો.

દેહાતદંડની શિક્ષા થાય એવા ગુન્હા માટે એક સ્ત્રી ઉપર ત્રણ વાર કામ ચલાવવામાં આવ્યું હતું, અને તેને છોડી દેવામા આવી હતી. કામ ચલાવવામા કાંઇક કાયદાની વિધિ કરવાની રહી જતી તેથી હવે ચોથી વાર તેના ઉપર કામ ચલાવવાનું માગણું થયુ હતું. ન્યાયપુર:સર જે માણી તે સ્ત્રીને મળવી જોઇએ તે તેને અપાવવા સારૂ નેપોલિયને તકરાર ઉઠાવી. આખી કાઉન્સીલ વિરુદ્ધ તે એકલો આ મુકર્દમામા તકરાર કરતો હતો. એવું ઠરાવવામા આવ્યું કે મહારાજાને ક્ષમા આપવાનો વિશિષ્ટ હક્ક છે પણ કાયદો ફરી શકે એમ ન હોવાથી તે તો તેને માર્ગે જશે. નેપોલિયને તેમને કહ્યું:–" ગૃહસ્થો, અહી ઠરાવ વધુમતે કરવામાં આવે છે. હું એકલો છું એટલે તમારા વધુમતને મારે શરણે આવવું જોઇએ, પણ હું ખરા અંત:કરણથી કહું છું કે મારે આ વખતે કાયદાની વિધિની બારીકીને લીધે નરમ થવું પડે છે. જો કે તમે મને તમારી દલીલોથી ચૂપ કરી દીધો છે છતા એટલું તો ખરૂ જ કે તમે મારી ખાત્રી કરી શક્યા જ નથી. "

બીજા એક પ્રસંગ ઉપર જ્યારે જોસભેર ચર્ચા ચાલતી હતી ત્યારે નેપો-લિયન પોતાનો અભિપ્રાય આપતો હતો તેવામાં ત્રણ વખત બીજું કોઇ વચમાં

બોલવાથી તેનાથી પૂરો અભિપ્રાય આપી શકાયો નહી. જે માણસે આ વિઘ્ન ઉભું કર્યું હતું તેના તરફ નેપોલિયન વળ્યો અને જરા સખત શબ્દો વાપરી બોલ્યો:–" સાહેબ, મારી વાત હજુ પૂરી થઇ નથી. મને મારૂં ભાષણ મહેરબાની કરી પૂરૂ કરવા દેશો. મને લાગે છે કે અહી જે મેંબરો એકઠા થયા છે તે બધાને પોતાનો અભિપ્રાય આપવાનો હક્ક છે." આ વચન બધાને હાસ્ય ઉત્પન્ન કરે એવું લાગ્યુ અને બધા હસ્યા. નેપોલિયન પણ તેમા જરા પણ ખોટું લગાડ્યા વિના ભળી ગયો.

ઘાયલ થયેલા સૈનિકોની હાજતો પૂરી પાડવામા નેપોલિયન અવિરત શ્રમ લેતો અને જે સૈનિકો રણક્ષેત્રમા પડયા હોય તેમના છોકરાને માટે એક પિતાની માફક જ બધી વ્યવસ્થા કરી આપતો. માની ન શકાય એવો શ્રમ કરી તથા વિપત્તિઓ વેઠી જે લોકો એક નિષ્ઠાથી એને વળગી રહ્યા હતા તેમને માટે શું કરવું તે તેના કૃતજ્ઞ મગજમા હંમેશાં આવતું અને તેના વિચાર ઘોળાયા કરતા હતા. એક વખતે તો તેણે કાઉન્સીલમાં એવી દરખાસ્ત આણી કે જકાત ખાતામા, જમીન મહેસુલ ઉઘરાવવામા, અને આબકારી ખાતામા તમામ ખાલી જગાઓ ઘાયલ થયેલા સૈનિકોને તથા સૌથી હલકામાં હલકા સૈનિકથી માંડી સેનાધિપતિ સુધીના તમામ અનુભવી લોકોને આપવી. આ યોજનાનો સ્વીકાર કાઉન્સીલમા બરાબર ન થયો ત્યારે તેણે આગ્રહપૂર્વક જણાવ્યું કે " આ બાબતમાં બધાએ પોતાના વિચારો સ્પષ્ટ અને નિખાલસ રીતે જણાવવા જોઇએ."

મેલ્યુટે કહ્યું:–" નામદાર સાહેબ, આ પ્રમાણે લશ્કરના માણસોને વધારે લાભ આપવાથી બીજા વર્ગના લોકોને ખોટું લાગવાનો વખત આવશે."

નેપોલિયને કહ્યું:–" જે વિષયમા ભેદ નથી ત્યાં તમે ભેદ કરો છો. લશ્કર પ્રજાથી કાંઇ જૂદું મંડળ નથી. હાલની સ્થિતિ આપણી એવી છે કે કોઇને લશ્કરી નોકરી કરવાની ફરજમાથી મુક્તિ મળી શકે એમ નથી. લશ્કરમાં નોકરી કરવી એ કોઇની મુનસફી ઉપર રાખવામા આવ્યું નથી પણ એક પ્રકારની એ ફરજ સમજવાની છે. જે લોકોને એ ધંધો લેવાની ફરજ પાડવામાં

આવી છે તે પૈકીનો ઘણો મોટો ભાગ પોતાનો બાપદાદાનો ધંધો છોડીને આવેલો છે. તેથી તેમને તેના બદલામાં કાંઇક લાભ થવો જોઇએ અને તે જ ખરી રીતે ન્યાયપુરઃસર ગણાય."

મેસ્યુટ પૂછ્યું :—"પણ એમ કરવાથી એવું અનુમાન કરવાનો પ્રસંગ નહી આવે કે આપ નામદારનો ભવિષ્યમાં એવો જ વિચાર છે કે તમામ ખાલી જગાઓ સૈનિકોને આપવી ?"

નેપોલિયને કહ્યું :—"મારો એવો જ વિચાર છે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે એવું ઠરાવવાનો મારો હક્ક છે કે કેમ ? તમામ જગાઓએ નીમણુક કરવાનો હક્ક મને રાજ્યના બંધારણથી મળેલો છે. ખરેખરો ન્યાય તો મને એ જ લાગે છે કે, જેઓને બહુ જ દુઃખ વેઠવું પડે છે તેમને તેમના દુઃખનો બદલો સારી રીતે મળવો જોઇએ." પછી પોતાનો અવાજ જરા મોટો કરી તે બોલ્યો :—"યુદ્ધનો ધંધો આરામ કે મોજમજાનો નથી. તમે બધા નિરાતે અહીં બેંચ ઉપર બેસો છો અને અમારી જાહેરાતો વાંચી અથવા અમારા વિજયોની ખબરો સાંભળી યુદ્ધની હકીકત જાણો છો. પણ રાત્રે અમારે કેવા જાગૃત રહી પેરા ભરવા પડે છે, અમારે એક સામટી કેવી કુચો કરવી પડે છે, અને અમને દરેક જાતની કેવી વિડમ્બના અને વિપત્તિ વેઠવી પડે છે તેની તમને કશી ખબર હોતી નથી. પણ હું તો તે બધી વાત જાણું છું; કારણ કે હું તે પ્રત્યક્ષ જોઉં છું અને કોઇ વાર જાતે અનુભવું છું પણ ખરો." આ ઠરાવ પાસ કરાવવા નેપોલિયન બહુ જ ઉત્સુક હતો અને તેના બચાવમા તેણે ઘણી ઝીણી ઝીણી બાબતોના મુદ્દા રજુ કર્યા છતા આખી કાઉન્સીલનો વિરોધ જોઇ તેણે પોતાની યોજના છોડી દીધી.

ઑસ્ટરલીટ્ઝના યુદ્ધમાં જે સૈનિકો અને અમલદારો મુઆ હતા તે તમામનાં છોકરાંને નેપોલિયને દત્તક લીધાં હતા. આ કારણથી તે બધા લોકોએ પોતાના નામમાં નેપોલિયન નામ ઉમેર્યું હતું. એક વખતે એવો એક છોકરો કાંઇક ખાસ કારણથી નેપોલિયનની ધ્યાનમાં આવ્યો. નેપોલિયને તેને પૂછ્યુ કે 'તમને કયો ધંધો પસંદ છે ?' અને તેના જવાબની રાહ જોયા વિના તેણે

શો ધંધો કરવો તે તેણે જ બતાવી દીધો. તે છોકરાએ કહ્યું કે ' મારા બાપની મુડી એટલી બધી મોટી નથી કે એ ધંધો હું કરી શકું. ' નેપોલિયને પૂછ્યું ' તેમાં શું થઇ ગયુ ? હું તમારો બાપ નથી શું ?' નેપોલિયનના ઉદાર હૃદયના ધબકારા તેના વિશાળ શકિતવાળા મગજની ચંચળ પ્રવૃત્તિ જેટલા જ જબરા હતા.

દેશના રક્ષણ સારૂ તમામ વસ્તીના લશ્કરી વિભાગ પાડી નાંખવાની યોજના કરવાનો નેપોલિયનનો વિચાર હતો. એમાંના પહેલા વિભાગમા તમામ જુવાન માણસો રાખવાના હતા જેઓ લઢાઇને પ્રસંગે સરહદ સુધી જવું પડે તો જવા તૈયાર થાય. બીજા વિભાગમાં આધેડ ઉમરના અને પરણેલા માણસો રાખવાના હતા અને તેઓ પોતાના પ્રાંતનું જ રક્ષણ કરવા સારૂ રાખવાના હતા અને ત્રીજા વિભાગમાં ઉમરે પહોચેલા લોકો હતા જેઓ પોતપોતાના શહેરના રક્ષણના કામમા રોકાવાના હતા. આ વિષયની જ્યારે ચર્ચા ચાલતી હતી ત્યારે નેપોલિયને આ કાયદાની આવશ્યકતા વિષે આગ્રહપૂર્વક પોતાના વિચાર જણાવ્યા તેની તીક્ષ્ણ દ્રષ્ટિ જાણે ભવિષ્યમાં શું થવાનું છે તે જોઇ શકતી હતી. જે ભય દેશ ઉપર જલદીથી આવી પડવાનો હતો તેની આગાહીની તેને જાણે ખબર હોય એમ જણાતું હતું. કાઉન્સીલનો એક માણસ ગોળગોળ ભાષણ કરતો કરતો આ યોજનાની વિરૂદ્ધ બોલતો હતો. તરત જ નેપોલિયન બોલી ઉઠ્યો:—"હીમતથી તમારે જે કહેવાનું હોય તે કહી દો. તમારા વિચારને સ્પષ્ટ રીતે બહાર પાડો અને તેમને તોડી ફોડી ન નાખો. તમારે જે કાંઇ કહેવાનું છે તે ખુલ્લી રીતે જણાવી દો. આપણે અહીંઆ એકલા છીએ."

પછી તે બોલનારો બોલ્યો:—"આ યોજનાથી આખા દેશમાં ગભરાટ વ્યાપશે. આ યોજનાથી દરેક માણસ એક નહી તો બીજા વિભાગમા મૂકાશે અને તે એમ માનશે કે દેશના રક્ષણને નિમિત્તે ખરેખરી વાત તો એ જ કરવાની છે કે દેશમાં જે રક્ષકો રાખ્યા છે તે ધીમે ધીમે કાઢી નાખવાના છે."

નેપોલિયને કહ્યું:—"બહુ સારૂં. તમારૂં કહેવું હું હવે બરાબર સમજું છું." પછી તમામ સભાસદો તરફ ફરી તે બોલ્યો:—"ગૃહસ્થો, તમે બધા કુટુમ્બકબીલાવાળા, ઘણાં ધનવાળા અને મહત્ત્વની ઑફીસમા નોકરી કરનાર

છો. તમારા ઉપર આધાર રાખનાર ઘણા માણસો હોવા જ જોઇએ. આટલા બધા લાભ તમને મળવા છતા જો તમે લોકોના મન ઉપર સારી લાગવગ ન ચલાવી શકો તો ખરેખર તમે બેદરકાર અથવા દુષ્ટ વિચારના હોવા જોઇએ હવે મારે એટલું જ પૂછવાનું કે તમે જ્યારે બધા મને સારી રીતે ઓળખો છે તો લોકો મને બરાબર ન ઓળખે એવું તમે શા માટે થવા દો છો ? મારા રાજ્યશાસનમાં મેં કપટ કે પ્રપંચ કર્યો એવો વખત ક્યારે આવ્યો હતો ? હું બીકણ નથી કે એવા આડા સાધનો લઉં. મારો દોષ એટલો જ છે કે જે મારે કહેવાનું હોય છે તે હું જલદીથી ટુંકામા ઓચિંતું કહી દઉં છુ હું માત્ર જરૂરના જ શબ્દો બોલું છુ. હું માત્ર હુકમ જ કરૂં છુ અને તે હુકમ કેવી રીતે અમલમા મૂકવો તેની વિધિ તથા ઝાણી ઝીણી બાબતોમા મારા હુકમ અમલમા મૂકનારા ઉપર વિશ્વાસ રાખું છું. આ પ્રમાણે કરવામા મારે ખુશ થવા જેવું છે કે કેમ તે તો ઇશ્વર જાણે. તેથી જ્યારે મારે લશ્કર જોઇશું ત્યારે હુ હીમતથી સીનેટ પાસે તે માગીશ મારે માટે તે માણસો એકઠા કરી આપશે. જો સીનેટથી મને માણસો પૂરા નહી પડે તો મારે લોકો પાસે તેની માગણી કરવી પડશે અને તેઓ મારા વાવટા નીચે ઉત્સાહથી આવતા તમે જોશો. આ યોજના વિરુદ્ધ તમારે જે કહેવું હોય તે કહો પણ એટલી વાત તો ખરી છે કે આખી ફ્રેંચ પ્રજા મને ચહાય છે અને મારા ઉપર પ્રતિ રાખે છે. મારા શત્રુઓ મારી વિરુદ્ધ જે વાતો ચલાવે છે તે ફ્રેંચ પ્રજા બુદ્ધિવાળી હોવાથી માનવાની નથી. ફ્રાન્સની પ્રજા મારા સિવાય બીજા કોઇને તારક કે રક્ષણ કરનાર જાણતી નથી. મારે લીધે જ તેઓ જે તેમણે પ્રાપ્ત કર્યું છે તે ભોગવી શકે છે તેમના ભાઇઓ અને છોકરાઓને સપાટાબંધ બઢતીઓ મળે છે તે મારે લીધે જ છે. તેમને હમેશા ઉદ્યોગ મળે છે અને તેમના શ્રમનો બદલો બરાબર રીતે મળે છે તે મારે લીધે જ છે. અન્યાય અથવા પક્ષપાતનો આરોપ તેમણે કદાપિ મારા ઉપર મૂક્યો નથી. લોકો આ બધું જોઇ શકે છે, સમજી શકે છે, અને તેમને તેની અસર થઇ છે. તેથી ખાત્રી રાખજો કે ફ્રાન્સના લોકોના હિતની ખાતર આપણે જે યોજના કરીશું તે તેઓ હમેશા કબૂલ રાખશે. ”

"આ યોજના વિરુદ્ધ જે બોલવામાં આવે છે તેથી તમારે ભોળવાઈ જવાનું કારણ નથી. આ વિરોધ માત્ર 'પારિસના' મોટાં ઘરોમા હશે પણ લોકોમા તેનું નામનિશાન પણ નથી. આ યોજના કરવાથી, હું ખાત્રીપૂર્વક કહું છું કે રાજ્યના રક્ષકોને બીજે કાંઇ મોકલવાનો મારો જરા પણ વિચાર નથી. આ વખતે મારા વિચાર ફ્રાન્સની અંદરની સહીસલામતી, શાંતિ અને સ્થિરતાના સાધનો ઉપજાવી કાઢવામા જ માત્ર રોકાયેલા છે. તેથી દેશના રક્ષણ માટે દરેક માણસની દેશના સંકટસમયની જગા નક્કી કરવાની યોજના એકદમ હાથ ધરો. દેશની આફતને લીધે 'કેમ્બેસીરીસ' જેવાને પણ બંદુકનો કુંદો ઉચકવો પડે તો તે પણ તૈયાર થાય. આ પ્રમાણે આપણે પથ્થર અને ફેલની પ્રજા બનાવી શકીશું જેના ઉપર મનુષ્ય અથવા કાળથી કાંઇ થઈ શકશે નહીં."

સાર્વજનિક ઉપયોગનાં જે મોટા કામો તરફ નેપોલિયને પોતાની શક્તિ યોજી તે એટલા બધાં છે કે તેની ગણતરી થઇ શકે તેમ નથી. ૪૦૦૦૦ માઇલથી પણ વધારે લંબાઇના રસ્તાઓ બનાવી આખા રાજ્યમા રસ્તાઓની જાળ પાથરી નાંખવામા આવી હતી. 'સીમ્પ્લન, મોન્ટ સેનીસ, મોન્ટ જીનીવર' એ અમર નામ કરે એવા રસ્તાઓ સપાટાબંધ પૂરા કરાવવામાં આવતા હતા. ૧૪ પૂલો બાંધવામાં આવ્યા હતા. તેમાંના કેટલાક પૂલો તો હજી યુરોપમા અમર નામ કરે એવા સ્મારક ગણાય છે. બે મોટી ગંજાવર નહેરો ખોદવામાં આવી હતી જેનાથી આખા ફ્રાન્સમાં કૃત્રિમ રીતે પાણી પહોચાડી શકાય એમ હતું. 'એંટવર્પ' આગળ જે વિસ્મયકારક કામો કરવામાં આવ્યા છે તે તો આખા જગત્‌ને આશ્ચર્ય અને આનંદ ઉપજાવે એવા છે. આખા રાજ્યના તમામ કીલ્લાઓનો કાળજીપૂર્વક તપાસ કરવામા આવ્યો અને તેની મરામત કરવામા આવી. પારિસ શહેરની શોભામા રાત્રિદિવસ ઉડતા ૩૦ કુવારાઓ ચણાવી વધારો કરવામા આવ્યો. 'કેરાઉઝલ' અને 'એટોઇલ' ની વિજયસૂચક સુંદર કમાનો હજારો મજુરોએ જાણે જાદુથી તૈયાર કરી હોય એમ કરી નાંખી. 'પ્લેસ વેન્ડોમ,' 'મેડીલીનનું' સુંદર દેવળ, ધારાસભાના હોલનો

બહારનો ભાગ, ' ન્યુ એક્સ્ચેંજનો ' મહેલ—આ બધા નેપોલિયનના હાથના કામો છે.

આવી ચંચળતા અને આવી સંપત્તિ ફ્રાન્સમાં પ્રથમ કોઇ વખત ન હતી. આખા રાજ્યમાં સંપૂર્ણ શાંતિ પ્રસરી હતી. નેપોલિયનની લોકપ્રિયતા નિઃસીમ હતી. ઇંગ્લાંડ દરીઆ ઉપરનો તમામ વ્યાપાર બંધ કર્યો હતો. નેપોલિયનની પ્રતિભાએ જમીન ઉપર વ્યાપાર ચલાવવાનું નવીન જ ક્ષેત્ર શોધી કાઢ્યું હતું. રસ્તાઓ ગાડાઓથી ચીકાર થતાં અને કિંમતી માલથી ભરેલી હોડીઓ નહેરોમાં ચીકાર ભરાતી અને ફરતી.

' સર આર્ચીબોલ્ડ એલીસન '—મીનીસ્ટર ઓફ ધ ઇન્ટીરીયરના રીપોર્ટનો હવાલો આપતાં નીચે પ્રમાણેની વાતો ખુલ્લી રીતે કબૂલ કરે છે જે ઉપરથી જણાઇ આવે એમ છે કે ઉપર જે જે લખવામાં આવ્યું છે તેમા જરા પણ અતિશયોક્તિ નથી.

" અને આ કામો મહારાજા નેપોલિયનના રાજ્યશાસનના સમયમાં કરવામાં આવ્યા હતાં. દેશની શોભા તથા ભભકો વધારવાની બાબતમા ફ્રેંચ લોકો જેટલા ઉત્સુક હોય છે તેના કરતાં ઓછા ઉત્સુક લોકોને પણ આનંદ અને આશ્ચર્ય વ્યાજબી રીતે ઉત્પન્ન થાય એવા તે કામો હતા. 'ટીલ્સીટની' સંધિ કર્યા પછી નેપોલિયન પાછો આવ્યો અને પાર્લમેન્ટને મળ્યો ત્યારે ઇ. સ. ૧૮૦૭ ના ઓગસ્ટમાં મીનીસ્ટર ઓફ ધ ઇન્ટીરીયરે આ કામનો હવાલો નીચે પ્રમાણે આપ્યો છે. એવા રાજ્યકીય કાગળપત્રોમાં જે સ્વાભાવિક રીતે અતિશયોક્તિભરેલી છટાથી લખાયેલું હોય તે બાદ કરતા પણ ભવિષ્યની પ્રજાને સાનંદાશ્ચર્ય થાય એવુ ઘણું તેમા છે એમ જણાશે, અને પોતાના દેશના રાજ્યકારભારમાં નેપોલિયનની મહત્ત્વાકાંક્ષા ક્યા ઉદ્દેશ તરફ જતી હતી તેની સાબીતી મળશે."

" તે મીનીસ્ટર ઑફ ધ ઇન્ટીરીયરના રીપોર્ટમાં લખ્યું છે કેઃ—લગભગ ૪૦૦૦૦ માઇલની લંબાઇના રસ્તાઓ તો બરાબર સારી વ્યવસ્થામા રાખવામાં આવ્યા છે. હજારો વર્ષથી શરૂ કરેલાં બે મોટાં કામો—મોન્ટ

સેનીસ તથા સીમ્લનના રસ્તા—૭ વર્ષની મજુરી થયા પછી પૂરા થયાં છે. સ્પેનથી 'ઇટાલી' સુધીના રસ્તાનું કામ ચાલુ છે. એપીનાઇન પર્વતોમા વે! એવા મોટાં કામ આરંભવામાં આવ્યાં છે કે તેથી 'પીડમોન્ટ' અને 'ભૂમધ્ય સમુદ્ર' વચ્ચે રસ્તો થશે, અને 'લીગ્યુરિઆ' તથા ફ્રાન્સ બરાબર જોડાઇ જશે. ૧૮ નદીઓમાં વહાણો તથા આગબોટો લઇ જવાનું કામ સુધારા પર આણવામાં આવ્યુ છે તથા પાણીના રસ્તા તથા બંધારા કરી તેમને આગળ લંબાવવામાં આવી છે. ગયા વિગ્રહની મુદત દરમ્યાન ચાર મોટા પૂલો કરવામાં આવ્યા છે. બીજા દશનું કામ સારી રીતે આગળ ચાલે છે. દશ નહેરો જેમાંની ઘણી ખરી આ રાજ્યમા શરૂ થઇ છે તે આ વખતે બરાબર ઉપયોગમાં આવે છે. દરીઆના વ્યાપારના કામમાં આવે એવા ડક્કાઓનાં ઘણાં અદ્દભુત કામ કરવામા આવ્યાં છે. એન્ટવર્પ તો આજ સુધી પ્રસિદ્ધિમાં પણ આવ્યું ન હતું તે આ વખતે તો તમામ પ્રકારની દરીઆના સંબંધની તૈયારીઓનું મધ્ય સ્થાન થઇ પડ્યું છે. 'શેલ્ટ' નદી ઉપર આ વખતે પહેલવહેલા જ ૭૪ અને ૮૦ તોપવાળા વહાણો ફરે છે. તેના બંદરના કારખાનામાં ૧૪ લડાયક બારકસો તૈયાર થાય છે. તેમાના ઘણા તો તૈયાર થયાં છે અને "ફ્લશાગમા" ઉતારવામા આવ્યા છે. તે બંદરના ડક્કા ઉંડા કરવામા આવ્યા છે. તેમાં પ્રવેશ કરવાનું વધારે સહેલું કરવામા આવ્યું છે અને એક આખો કાફલો સમાઇ શકે એવડો મોટો ડક્કો કરવામા આવ્યો છે. 'ડંકર્ક' અને 'કેલે' મા પણ વહાણો આવી શકે એવી બદરની રચના કરવામા આવી છે. 'ચેરબુર્ગ' આગળ બે મોટા બંધારા બાધવામાં આવ્યા છે. 'રોશફોર્ટ' અને 'માર્સેલ્સ' જે એટલા જ મહત્ત્વનાં બંદરો છે તેમાં પણ સુધારો કરવાનું કામ ચાલુ છે. આ દેશના રૂના બનતા પદાર્થોનું અસ્તિત્વ હવે નક્કી ઠરી ચૂકેલું હોવાથી તે મહત્ત્વની વસ્તુ વધારે સારી રીતે ક્યાં પાકી શકે એમ છે તેના સ્થાનોની શોધ થાય છે. સુતરની વસ્તુઓ સુધારવાનું કામ અતિશય કાળજીથી કરવામા આવે છે. ઢોરનાં દવાખાના માટે શાળાઓ સ્થાપવામા આવી છે અને તેમા તૈયાર થયેલા કુશળ વૈદ્ય લશ્કરમાં તથા

રણક્ષેત્રમા સારી સંખ્યામાં જઈ શકે છે. વ્યાપારનું નિયમન કરનારો એક કાયદો તૈયાર થાય છે કેંપીનની કળાકૌશલ્યની તથા યાંત્રિકશાસ્ત્રની શાળા સારી રીતે ચાલે છે અને તેને 'શેલોન્સ' માં લઈ જવામાં આવી છે એવી જ જાતની બીજી શાળાઓ સ્થાપવાની યોજના થાય છે. આપણા ઉદ્યોગ માટે ઇટાલી એક વિશાળ બજાર છે. બાહુબળનું યુદ્ધ હતું તેનું સ્વરૂપ બદલાઈ વ્યાપારી બાબતની સ્વતંત્રતાનું યુદ્ધ થવાથી ફ્રાન્સના ઉદ્યોગને મોટામાં મોટું ઉત્તેજન મળ્યું છે. આપણે જે દેશ સર કરીએ છીએ તે દેશ ઇંગ્લાંડના વ્યાપાર માટે ખૂલ્લો નથી તેથી ફ્રાન્સના સાહસિક લોકોને તે વિશેષ ઉત્તેજનકર્તા થઈ પડે છે. તેમ જ આપણા દેશના પાટનગરના સ્વાર્થ ઉપર દુર્લક્ષ થયું નથી. મહારાજાની એવી ઇચ્છા છે કે આ નામાંકિત શહેર જગતમાં પ્રથમ હોવું જોઈએ અને આવા ઉજ્જવળ ભવિષ્યને શોભે એવી તેની સ્થિતિ થવી જોઈએ. પારિસના એક છેડા આગળ એક પૂલ બાંધવામા આવ્યો છે અને ઑસ્ટરલીટ્ઝમાં વિજય મળવાથી તે પૂલનું નામ 'ઑસ્ટરલીટ્ઝ' રાખવામાં આવ્યું છે બીજે છેડે બીજો પૂલ બાંધવાની તૈયારી છે જેને તેથી પણ વધારે પ્રખ્યાત નામ 'જીના' આપવામાં આવવાનું છે. 'લુવર' પણ પૂરૂં થવા આવ્યું છે અને જેમ જેમ વખત જાય છે તેમ તેમ મહારાજાની ઇચ્છા પ્રમાણે 'ફ્રાન્સીસ પહેલો', 'હેન્રી ચોથો' અને 'લુઇ ચૌદમો' એ રાજાઓના જમાનાની વસ્તુઓનો સંગ્રહ તેમાં થતો જાય છે. રાત્રિ દિવસ આખા શહેરના તમામ ભાગમા અનેક ફુવારાઓ છૂટે છે, અને મહારાજા હલકામા હલકા માણસોની સગવડ સારૂ કેટલી કાળજી રાખે છે તેની તે સાક્ષી પૂરે છે. બે વિજયસ્મારક મોટી કમાનો ચણાય છે. એક તો જે મહેલમાં વિજયશ્રીનો પુત્ર (નેપોલિયન) રહે છે તેની વચ્ચે છે અને બીજી આખી દુનીઆના સૌથી સુંદર શહેરના અતિશય સુંદર રસ્તાને છેડે આવેલી છે 'દેસાઇની' કબર 'આલ્પ્સ' પર્વત ઉપર ચણાવવામા આવી છે. ત્યાંના ખરબચડા પથ્થરોને આપણા લશ્કરની જે હીંમતથી તે ઉપર તોપો ચઢાવવામાં આવી હતી તેથી જેટલું આશ્ચર્ય થયું હશે તેટલું જ આશ્ચર્ય તે કબર ચણવામા આપણી કળાકૌશલ્યની સંપૂર્ણતા જોઇ થતું

હશે. ફ્રાન્સની સુંદર કળાઓ આપણાં લશ્કરનાં પરાક્રમો આરસપહાણ ઉપર કોતરવામા કે પડદા ઉપર ચિતરવામા રોકાઇ છે અને મહારાજાનું મન હમેશાં નવીન વિજય મેળવવાના જ વિચાર કરે છે અને અજ્ઞાનરૂપી રાક્ષસને તે પોતાનો દુશ્મન ગણે છે. તેથી કાયદા શીખવવાની ૧૨ પાઠશાળાઓ તેણે સ્થાપી છે અને આખા રાજ્યનાં મોટા શહેરોમા વૈદક શાસ્ત્ર મફત શીખવવા સારૂ તેણે શાળાઓ કાઢી છે. તેણે આ પ્રમાણે તજવીજ કરી સાધારણ કેળવણીના આવશ્યક વિષયોનો ફેલાવો કરવા સામાન્ય જ્ઞાનને સારૂ પાયો નાંખ્યો છે. ”

વળી એલીસન લખે છે કેઃ—“ ટીલસીટની સંધિ, ‘પ્રુશિઆનો’ પરાજય, ‘વૉર્સો’ પરગણું પાછું આપ્યાની વાત અને ‘વેસ્ટફાલીઆના’ નવીન રાજ્યની સ્થાપના—આ તમામ વિજયોની સરકારી રીતે જ્યારે ખબર આપવામા આવી તે જ વખતે ફ્રાન્સની અંદર આ સુધારા કરવામા આવ્યા હતા તેની પણ જાહેરાત આપવામા આવી. ફ્રાન્સના લોકોએ જ્યારે આ બધું જોયુ હશે ત્યારે આ જાહેજલાલીના દેખાવથી તેમની આંખે ઝાંઝવા વળી ગયાં હોય અને તેઓએ એવી રીતે મોહ પામી માન્યું હોય કે ફ્રાન્સમા રાજ્યક્રાન્તિનો પાયો તોફાનમા રોપાયો અને કતલથી તેનો ખરેખરો આરંભ થયો તે છતાં અદ્વિતીય કીર્તિના ઉજ્જ્વળ પ્રકાશમા તે શોભશે તો તેમાં જરા પણ આશ્ચર્ય જેવું નથી. ”

પોતાની જાતના અંગત વૈભવની જરા પણ પરવા કર્યા વિના પોતાના દેશની સંપત્તિ માટે આવી રીતે પોતાનું જીવન અર્પણ કરનાર બીજો આવો રાજા ક્યાંથી જડે એમ છે ? ફ્રેંચ લોકો નેપોલિયનને ઓળખતા અને તેને ચાહતા. જેમ જેમ તેના ચારિત્રનું ખરૂં સ્વરૂપ જગતમા જણાતું જશે તેમ તેમ દરેક દેશનો દરેક ઉદારચરિત પુરુષ તેના તરફ પ્રેમની લાગણી ધરાવ્યા વિના રહેશે નહી.

---

# પ્રકરણ ૩૮ મું.



## ફ્રાન્સની કાઉન્સીલમાં નેપોલિયન.

   



નેપોલિયનનો માનસિક શ્રમ અમાનુષી દેખાતો હતો. આ બાબતમાં એની સાથે બીજા કોઇની પણ સરખામણી થઇ શકે એમ નથી, અર્થાત્ એના જેટલો માનસિક શ્રમ કોઇએ લીધો જ નથી. પારિસના દફતરખાનામાં એનો પત્રવ્યવહાર રાખી મૂકવામાં આવ્યો છે, ને એટલો બધો છે કે સખ્યાબંધ પુસ્તકો તેનાથી ભરાઇ જાય. માણસે પ્રાપ્ત કરેલા તમામ પ્રકારના જ્ઞાનનો જાણે તેને પરિચય હોય એમ દેખાતું હતુ. યુદ્ધ, રાજ્યશાસન, કાયદા, કેળવણી, નાણા, અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પુરાણ, તત્ત્વજ્ઞાન, એન્જીનીયરીંગ—દરેક વિષય જેનો સબંધ માણસના મન સાથે હોય તે બધાને લગતી હકીકત તેના પત્રવ્યવહારમાં સ્પષ્ટ છે અને તે તમામ વિષયોમાં તેની શ્રેષ્ઠતા જણાઇ આવે છે. યુરોપના એકત્ર થયેલા તેના શત્રુઓએ જોકે તેને સતત અને ભયંકર યુદ્ધોમાં રોકાવાની ફરજ પાડી હતી, અને આખા રાજ્યની ચિંતા એને માથે પડી હતી જેમાં કોઇ વખત તો આખા યુરોપની ચિંતા થવા જેવું થતું હતું છતાં તેના ૨૦ વર્ષના રાજ્યમાં સ્પેનનો લેખક 'લોપ ડા વેગા,' ફ્રાન્સનો 'વોલ્ટેર' અને ઈંગ્લાંડનો 'સર વૉલ્ટર સ્કૉટ' (જે ત્રણેએ ઘણા ગ્રંથો લખ્યા છે) એ ત્રણ ગ્રંથકર્તાઓએ જેટલું લખ્યું છે તે કરતાં નેપોલિયને જે લખ્યું અને લખાવ્યું તે વધારે છે. ઇ. સ. ૧૭૯૬ થી ઇ. સ. ૧૭૯૮ સુધીમાં તેણે ડીરેક્ટરો સાથે ગુપ્ત પત્રવ્યવહાર કર્યો હતો. તે તમામ ઇ. સ. ૧૮૧૯ માં પારિસમાં છપાવવામાં આવ્યો છે. તેનાં એકંદરે ૭ પુસ્તકો ઝીણા ઝીણા અક્ષરથી છાપેલાં થયાં છે. નેપોલિયન પોતાના પ્રધાનોની સાથે કેવી રીતનો પત્રવ્યવહાર કરતો હતો તે જોવા નમુના તરીકે નીચેનો પત્ર વાચવાથી આનંદ થશે. તેનો ઉદ્ગાર જુસ્સો, તેની

ઉચ્ચ મહત્ત્વાકાંક્ષા, તેના વિશાળ અને અસંકુચિત વિચારો, તેના વાસ્તવિક ડહાપણ અને પરિચય તથા પોતાની પ્રતિષ્ઠાનું મિશ્રણ કરી પ્રધાનોને પત્ર લખવાની તેની છટા—આ તમામ વસ્તુઓનું બહુ સારૂં ભાન તે પત્ર ઉપરથી થઇ શકે છે:—

"ફ્રૉન્ટેનબ્લો, નવેંબર ૧૪, ઇ. સ ૧૮૦૭.

"મી. ક્રીટટ–મીનીસ્ટર ઑફ ધ ઇન્ટીરીયર—તમને મારો હુકમ મળ્યો છે તે ઉપરથી પારિસ શહેરને ૮૦ લાખ ફ્રૅન્ક ફુબત ફંડમાથી ધીરવાનો તમને અધિકાર મળ્યો છે. મને લાગે છે કે તમે આ કામો જલદીથી પૂરાં થાય અને શહેરની ઉપજ વધે એવા પગલા ભરવામાં રોકાયેલા હશો. આ કામોમા કેટલાક એવા પણ છે કે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ જોતા તે દ્રવ્યોત્પાદક નીવડવાના નથી પણ માત્ર શોભામા વધારો કરનારા છે. બીજા પણ કામો છે જેવાં કે બજારમાં કરવાની ગેલરીઓ, કતલખાના ઇત્યાદિ તે દ્રવ્યોત્પાદક નીવડે એવા છે. પણ તેમને દ્રવ્યોત્પાદક કરવા સારૂ ઘણી કાળજી રાખવી પડશે જે દુકાનો બાધવા સારૂ મેં તમને પૈસા આપ્યા છે તે હજી શરૂ થઇ જણાતી નથી. ફુવારા બાધવા સારૂ જે રકમ નક્કી કરવામા આવી છે તે તમે લીધી હશે, અને તેનો તાત્કાળિક ઉપયોગ "માર્લીમા" યત્ર સારૂ કર્યો હશે. આ બધું કામ ખરેખરા ઉત્સાહથી ચલાવો. પારિસની ઉપજના સાધનો વધારવાની આ પદ્ધતિથી તેની શોભા અને સુંદરતામા પણ વૃદ્ધિ કરવાનો મારો ઇરાદો છે અને મારો વિચાર આ જ પદ્ધતિ બીજા શહેરો તથા પ્રાંતોને લાગુ કરવાનો છે."

"મારે ઘણી નહેરો ખોદાવાની છે. (૧) ડીજોનથી પારિસ સુધી (૨) 'હાઇનથી' સોન સુધી અને (૩) હાઇનથી શેલ્ટ સુધી. આ ત્રણે નહેરોનું કામ મારી ઇચ્છામાં આવે એટલી ત્વરાથી થવું જોઇએ. રાજ્યના ઉત્પન્નમાંથી જે પૈસા નહેરો માટે આપવામા આવ્યા છે તે બાજુએ મૂકી આ ત્રણે નહેરો માટે અસાધારણ રીતે પૈસા શોધી કાઢવાનો મારો ઇરાદો છે એ કામ કરવા સારૂ મારો વિચાર એવો છે કે સેંટ કવૅટીનની નહેરો વેચી દેવી, અને તેનું જે ઉત્પન્ન થાય તેમાથી બર્ગન્ડીની નહેરોનું કામ સપાટાબંધ આગળ ચલા-

વવું. ખરૂં પૂછો તો ' લેંગ્વેડોકની નહેર પણ વેચી દેવાનો મારો ઇરાદો છે અને તેનું જે ઉત્પન્ન આવે તેનો ઉપયોગ ર્‍હાઇનથી સોન સુધીની નહેર બાંધવામા રોકવાનો છે. સેંટ ક્વેંટીનની નહેર વેચવાથી મને લાગે છે કે ૮૦ લાખ ફ્રેન્ક ઉપજશે. લોઇંગની નહેરના પણ એટલા જ પૈસા ઉપજશે અને લેંગ્વેડોકની નહેરના તો વધારે પૈસા આવશે. આ પ્રમાણે એકદમ ત્રણ કરોડ ફ્રેન્ક આપણા હાથમા આવી શકશે અને એ દ્રવ્ય પેલી ત્રણ નહેરો જલદીથી બાંધવામા રોકવા મારો ઇરાદો છે. પૈસા તો મારી પાસે છે. આ રસ્તે રાજ્યને કાંઇ નુકશાન નથી. ઉલટો તેને તો લાભ જ થશે કારણ કે લૉઇંગ, સેંટક્વેન્ટીન અને દક્ષિણમાં આવેલી નહેરોનું ઉત્પન્ન રાજ્યમાથી જશે તોપણ તેને તેના બદલામા શેલ્ટ, નેપોલિયન અને બર્ગન્ડીની નહેરની ઉપજ મળશે. "

" આ કામો પૂરાં થશે અને સંજોગો અનુકૂળ હશે તો આ નવી નહેરો પણ હું વેચી દઇશ. આ પ્રમાણે ઇંગ્લાંડ જે માર્ગે કામ કરે છે તેનાથી તદ્દન અવળે રસ્તે કામ કરવાની મારી મરજી છે. ઇંગ્લાંડમાં તો એમ થાય કે સેંટ ક્વેન્ટીનની નહેર કરવા સારૂ એક પટો આપવામા આવે અને પછી આગળનુ કામ પૈસાવાળા મુડીદાર લોકોને સોંપી દેવામાં આવે ત્યારે મેં તો તેનાથી ઉલટું ક્વેન્ટીનની નહેર મારી મેળે જ બંધાવી કામની શરૂઆત કરી છે મને લાગે છે કે તેનો ૮૦ લાખ ફ્રેન્ક ખર્ચ થયો છે. દર વર્ષે તેમાથી ૫ લાખ ફ્રેન્કની ઉપજ આવશે. ત્યારે જેટલા પૈસા મને ખરચ થયા છે તેટલા જ પૈસાથી જો હું એ નહેર કોઇ કંપનીને વેચાતી આપી દઇશ તો મને કાંઇ નુકશાન થવાનું નથી અને એ વેચાણના પૈસાથી હું બીજી નહેરો ખોદીશ. હું તમને વિજ્ઞપ્તિ કરૂં છું કે આ બાબતનો મને એક રીપોર્ટ કરી આપો; નહીં તો આ નહેરોમા વહાણો આવજા કરી શકે એવી તજવીજ થયા પહેલા આપણે મરી જઇશુ. ખરૂં પૂછો તો સેંટ ક્વેન્ટીનની નહેર ખોદતા છ વર્ષ થઇ ગયાં છે અને હજી તે પૂરી થઇ નથી. આ નહેરો અતિશય મહત્ત્વની છે. બર્ગન્ડીની નહેરનો ખર્ચ ૩ કરોડ ફ્રેન્ક જેટલો થશે એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. રાજ્યના પૈસામાંથી બાર મહીને ૧૨ લાખ ફ્રેન્કથી વધારે આપી શકાય એમ નથી બીજા પ્રાંતોમાંથી પાંચ લાખ ફ્રેન્કથી વધારે રકમ આવતી નથી. તો આ હીસાબે આ નહેર પૂરી

કરવા ૨૦ વર્ષ જોઇએ અને એટલા લાબા વખતમા શું થશે અને શું નહી તે કોણ કહી શકે એમ છે ? યુદ્ધો જાગશે અને નકામા માણસો આવશે અને નહેરનું કામ અધુરૂં રહી જશે. ”

“ ર્‌હાઇનથી શેલ્ટ સુધીની નહેર માટે પણ મોટી રકમ જોઇશું અને રાજ્યનાં નાણા એટલા બધા નથી કે આપણે ધારીએ એટલી ત્વરાથી તે કામ કરી શકીએ. નેપોલિયનની નહેર પણ એ જ સ્થિતિમા છે. આ ત્રણ નહેરો પૈકી દરેક ઉપર દર વર્ષે કેટલું ખરચ કરી શકાય એમ છે તે મને જણાવશો. મને લાગે છે કે બીજા કામને નુકશાન થવા દીધા સિવાય આ દરેક નહેર પાછળ આપણે દોઢથી બે કરોડ ફ્રેન્ક સુધી ખરચી શકીશું અને એ પ્રમાણે પાચ છ વર્ષમા તે તમામ નહેરોમા હોડીઓ અને વહાણો ફરતાં આપણે જોઇ શકીશું. આ ત્રણે નહેરો માટે હાલના કરથી કેટલું નાણું મળી આવશે તે જણાવશો. તેમ ઇ. સ. ૧૮૦૮ ને માટે મે કેટલા પૈસા મંજુર કર્યા છે અને આ કામો બહુ જ ત્વરાથી કરવા સારૂ મેં જે ઇ. સ. ૧૮૦૬ મા પુરવણી રકમ આપી હતી તે કેટલી છે તે બધું મને જણાવશો. તૈયાર થયેલી ત્રણે નહેરો વેચવાની તમે દરખાસ્ત કરશો અને તે કેટલે પૈસે વેચવી લાભકારક છે તે પણ તમે જણાવશો. નહેરો કોણ ખરીદશે તેની ચિંતા કરશો નહી. તે હું શોધી કાઢીશ અને પછી આપણી પાસે જોઇએ તેટલું નાણુ થશે. તમે જે રીપોર્ટ કરો તેમાં મને બરાબર જણાવજો કે જે નહેરો આપણે નવી ખોદવાની છે તેનો અંદાજી ખર્ચ કેટલો થશે. જે ત્રણ નહેરો આપણે વેચવી છે તેની જે કિંમત પડી હોય તેની સરખામણી કરશો. ”

“ મારી ઇચ્છા તમે બરાબર સમજ્યા હશો. મારો વિચાર તમારા રીપોર્ટમાં જણાવો તે કરતાં આગળ જવાનો છે. એમ કરવાથી કદાચ સાર્વજનિક કામો કરવા સારૂ એક ભંડોળ થશે અને તેમાં વહાણો ચલાવવાની નહેરોની ઉપજ નાંખવામાં આવશે. આ ત્રણે નહેરોનું ઉત્પન્ન ને બીજી કોઇ નહેરો વેચવા જેવી હોય તો તે વેચી તેનું ઉત્પન્ન આપણે એ ભંડોળમાં નાખી શકીશું અને આવી રીતે કામ કરવાથી આપણે આપણા દેશનું સ્વરૂપ બદલી નાખી શકીશું. ”

" મારા રાજ્યમાં સમાયેલા દેશનું સ્વરૂપ બદલી નાખવામા જ મેં મારા રાજ્યની કીર્તિ માની છે. તેથી આ કામોની પૂર્ણાહુતિ લોકોના હિતને સારૂ જેટલી આવશ્યક છે તેટલી જ મારા પોતાના સંતોષ માટે આવશ્યક છે. દરિદ્રતાને દબાવી દેવામા હું મહત્ત્વ અને કીર્તિ માનુ છું. પૈસાનો કંઇ ટોટો નથી. પણ મને લાગે છે કે કામ ઘણું જ ધીમે ચાલે છે અને વર્ષો તો ચાલ્યા જાય છે. આપણને ભવિષ્યની પ્રજા ઉપકારની લાગણીથી સંભારે એવી રીતે નિશાની મૂક્યા વિના આપણે આ દુનીઆ છોડી જવી જોઇતી નથી. "

" હું એક મહીનો બહાર જવાનો છું. ડીસેંબરની ૧૫ મી તારીખે આ તમામ પ્રશ્નોના જવાબ દેવા તૈયાર રહેજો એટલા વખતમાં તમામ ઝીણી બાબતોનો તપાસ તમે કરી રાખશો અને તેમ થવાથી હું કંગાળપણાને એક જ ઝટકો લગાવી એક હુકમ કાઢી બંધ કરી દઇ શકીશ. ૧૫ મી ડીસેંબર સુધી અગત ફંડમાંથી તથા કોમ્યુન્સના ફંડમાથી તમને જોઇએ તેટલા પૈસા મળશે અને તે વડે તમે ૬૧૦૦ ઘરોનું બાંધકામ કરી શકશો અને ભીખારી લોકોની ભીખના ધંધાનો નાશ કરી શકશો. એ ઘરો ક્યા બાંધવાં તેના સ્થાન તથા તેના નિયમો તમે નક્કી કરી રાખજો. ત્રણ ચાર માસ સુધી આ બાબતમા મને હવે વધારે સલાહ પૂછશો નહીં. તમારી પાસે જુવાન હીસાબ તપાસનારા, દેખરેખ રાખનારા અને હુશીયાર ઇજનેરો છે. એ બધાને કામમાં ખેંચજો અને કાગળીઆના ઘોડા બનાવી તે ઉડાવવામાં વખત કાઢી નાખશો નહી. તેવી જ રીતે એવું પણ કરવાની ખાસ જરૂર છે કે સાર્વજનિક કામોને લગતું જેટલું કામ છે તે બધું પૂરૂં થવું જોઇએ કે જેથી નવીન નિર્મળ ઋતુ શરૂ થતાં જ ફ્રાન્સમા એક પણ ભીખારી નજરે પડે નહીં અને ફ્રાન્સની તમામ પ્રજા આપણા વિશાળ દેશની શોભા વધારવામાં તથા તેને દ્રવ્યોત્પાદક બનાવવામા મચી રહી હોય."

" વળી 'કોરેનટીન' અને 'રોશફોર્ટની' ભીનાશવાળી જમીનમાંથી ભેજ કાઢી નાખવા સારૂ જે પગલાં ભરવાની જરૂર છે તેની અને સાર્વજનિક કામો ચાલુ રાખવા જે દ્રવ્યની જરૂર પડે અને ગટરોનું કામ પૂરૂં કરવા સારૂ જે દ્રવ્યની અપેક્ષા રહે તે તમામની હકીકત પણ તમારે તૈયાર રાખવી. "

"શિયાળાની સાંજનો વખત લાંબો હોય છે. બેઠા બેઠા તમારા પોર્ટ-ફોલીઓમાં હકીકત એકઠી કરજો કે જેથી આ ત્રણ મહીનામાં હંમેશાં સાંજે આવા મહાન્ કામો કરવાની યોજનાઓની ચર્ચાઓ આપણે કરી શકીએ.

લી. નેપોલિયન."

એક વખતે પ્રીવી કાઉન્સીલની બેઠકમા નેપોલિયન હતો ત્યારે પોતાના એક સેનાપતિ તરફ તે બહુ જ ગુસ્સે થયેલો જણાયો. તેના ઉપર સખત આક્ષેપો કરી તેણે જણાવ્યું કે તેના (સેનાપતિના) વિચારો અને અભિપ્રાયો એવા છે કે તેથી રાજ્યવ્યવસ્થા બધી ઉંધી થઇ જાય. તે ગેરહાજર રહેલા સેનાપતિનો એક ખાસ મિત્ર તે સભામા હતો. તેણે તે સેનાપતિનો બચાવ કરવા માડ્યો અને કહ્યું કે ' એ તો બીચારો એની જાગીરમાં છાનોમાનો બેસી રહે છે, અને પોતાના અભિપ્રાય બીજા કોઇને જણાવતો નથી તથા તેના અભિપ્રાયથી કાંઇ અનિષ્ટ પરિણામ આવવાનો સંભવ નથી.' નેપોલિયને ઘણા જુસ્સાથી જવાબ આપવો શરૂ કર્યો પણ તરત જ વચમા ઉભા રહી ગેરહાજર સેનાપતિનો બચાવ કરનાર જે મિત્ર હતો તે તરફ ફરી તે બોલ્યો:–' પણ તે તો તમારો મિત્ર છે. તમે તેનો બચાવ કરો છો તે વ્યાજબી છે. હું તો તે ભૂલી ગયો હતો. ચાલો આપણે બીજી વાત કરીએ.'

મી. દરૂ એક વખતે સેક્રેટરી ઑફ સ્ટેટ હતો. પોતાના કામમા જરા પણ વિશ્રાન્તિ લીધા વિના તે મહેનત કરતો હતો એવી તેની ખ્યાતિ હતી. તેને માટે નેપોલિયન કહેતો કે:—'એ એક બળદના જેટલી મહેનત કરે છે પણ સિંહના જેટલી હામત બતાવે છે.' એ જ વખતે આ સેક્રેટરીની શક્તિ નરમ પડી ગઇ જણાઇ. નેપોલિયને તેને એક વખતે મધ્ય રાત્રે કાંઇક લખવા સારૂ બોલાવ્યો. મી. દરૂ થાકથી એવો નરમ થઇ ગયો હતો કે તેના હાથમા પેન પણ રહેતી ન હતી. છેવટે કુદરતનો વિજય થયો અને તે પોતાના લખવાના કાગળ ઉપર જ ઉંઘી ગયો. નિરાંતે ઉંઘ્યા પછી તે ઓચિંતો જાગ્યો અને જુએ છે તો નેપોલિયન પોતે તેની પાસે બેઠો બેઠો લખતો હતો. આ

જોઇ તેને બહુ જ આશ્ચર્ય લાગ્યું. થોડી વાર તો તે ગભરાયેલો જણાયો અને એવામાં તેની આખ અને નેપોલિયનની આખ મળી.

નેપોલિયને જરા મશ્કરીમા હસતા હસતા કહ્યું:—" જુઓ સાહેબ. હું તમારૂં કામ કરૂં છું કારણ કે તમે તે કરતા નથી. મને લાગે છે કે તમે સારી પેઠે રાત્રે જમ્યા હશો અને સાજનો વખત આનંદમાં ગાળ્યો હશે. પણ તેથી કામ તરફ દુર્લક્ષ થવું ન જોઇએ."

મી. દરૂ ચમક્યો અને બોલી ઉઠ્યો:—" આનંદથી સાજ કાઢી હશે! હું કેટલાક દિવસથી અખંડ ઉજાગરા કરી કામ કરૂં છું અને તેનું પરિણામ આપ નામદાર આ વખતે જુઓ છો. હું તે માટે બહુ જ દીલગીર છુ."

નેપોલિયને કહ્યું:—" તમે મને એ વાત કેમ કહી નહી? મારો તમને મારી નાખવાનો વિચાર નથી, મી. દરૂ, સાહેબજી."

સાક્ષર અને વિજ્ઞાનશાસ્ત્રીઓની વિદ્વત્તાની અસર જનસમાજ ઉપર સારી થતી તે નેપોલિયન જાણતો હતો તેથી 'ઇન્સ્ટીટ્યુટની' સભાઓ ઉપર તે બહુ જ નજર રાખતો. આ મંડળમા એક એવો એકસરખો ધારો હતો કે જે નવો મેંબર થાય તેણે રાજીનામું આપનાર મેબરની સ્તુતિ આવે એવું એક ભાષણ કરવું. ૧૬ મા લ્યુઇ ઉપર કામ ચલાવનારો એક ન્યાયાધીશ 'ચેનીયર' રાજીનામુ આપતો હતો અને તેની જગાએ બુર્બોનોનો મિત્ર મી. ચેંટાબ્રીયન્ડ આવતો હતો. ઘણા વખતથી સ્થાપિત થયેલી સ્તુત્યાત્મક ભાષણ કરવાની પદ્ધતિની અવગણના કરી ચેંટોબ્રીયન્ડે પોતાની પાછળના રાજીનામું આપનારા મેંબરના રાજ્યપ્રીય વિચારો વખોડી કાઢયા અને તેને રાજાનું ખુન કરનારો કહી નિંદ્યો. તરત જ સભામા ઘોઘાટ થઇ રહ્યો અને તોફાનવાળી અને જુસ્સાભરેલી ચર્ચા ચાલવા લાગી. ઇન્સ્ટીટ્યુટમાંથી આ તકરાર આખા શહેરમાં પ્રસરી. જૂના કજીઆ પાછા જાગૃત થયા અને કટ્ટી દુશ્મનાવટ ઉભી થઇ. તે ભાષણ જોવા સારૂ નેપોલિયને હુકમ કર્યો અને તે અતિશય અતિશયોક્તિભરેલું છે એમ જણાવી તેને છાપવાની મના કરી. તે ઇન્સ્ટી-ટ્યુટનો એક મેંબર—જે મહારાજા નેપોલિયનના ઘરમાં મોભાદરે અમલદાર

હતો—તેણે આ ચર્ચામાં આગળ પડતો ભાગ લીધો હતો અને મી. ચેટો-બ્રીયન્ડના અભિપ્રાયને પુષ્ટિ આપી હતી.

પછી બીજી વખતે દરબાર ભરાયો તે વખતે ફ્રાન્સના નામાંકિત પુરુષો નેપોલિયનની આસપાસ ભરાયા હતા. તે વખતે પેલો અમલદાર ત્યા આવી પહોચ્યો. નેપોલિયને તેને નીચે પ્રમાણે ઘણી જ સખતાઇ ભરેલા શબ્દોમા કહ્યું:—

"ઇન્સ્ટીટયુટે સાહિત્યનું કામ રહેવા દઇ રાજ્યકીય મંડળનુ સ્વરૂપ ધારણ કર્યું છે તેને કેટલો વખત થયો ? ઇન્સ્ટીટયુટનું કર્તવ્ય ઉત્તમ કાવ્યો તૈયાર કરાવવાનું તથા ભાષામા દોષ હોય તેને નિંદવાનું છે. સાહિત્યનું ક્ષેત્ર છોડી તે બીજા ક્ષેત્રમાં માથુ મારશે તો તેને ભારે પડશે અને તેને તેના કર્તવ્યનું ભાન મારે કરાવવું પડશે. તમે તમારી પુષ્ટિથી એવું જુસ્સાદાર મર્યાદાહીન ભાષણ પસંદ કર્યું તે કેમ બન્યું ? ચેટોબ્રીયન્ડ ગાડો હોય અથવા ઇર્ષ્યાથી પ્રેરાયેલો હોય તો તેને ગાંડાની ઇસ્પીતાળમા મોકલી આપવાથી અથવા તેને શિક્ષા કરવાથી તે સીધો થઇ જાત. તે છતાં જે વિચારો એણે પ્રકટ કર્યા તે ખરેખરા તેના પોતાના જ હશે. તે મારી પદ્ધતિ સમજતો નથી. તેને શરણે આવવા સારૂ તેના વિચારો છોડી દેવાની હું તેને ફરજ પાડતો નથી. પણ તમારી બાબત તદ્દન નિરાળી છે. તમે તો હંમેશ મારી પાસે જ રહેનારા છો. મારાં કૃત્યથી તમે સારી રીતે માહીતગાર છો. મારી ઇચ્છા તમે જાણો છો. ચેટોબ્રીયન્ડને ક્ષમા આપવાને નિમિત્ત જડશે પણ તમારા લાભમા કાઇ નિમિત્ત નીકળવાનું નથી."

"સાહેબ, હું તમને ગુન્હેગાર ગણું છું, તમારી ચાલચલકત નિંદ્ય છે એમ હું માનું છું. એનાથી આપણે પાછા અવ્યવસ્થા, અંધેર, કતલ અને ખુનામરકીના સમય નજીક આવીશું. ત્યારે શું આપણે લુંટારા છીએ? અને હું કોઇની ગાદી પચાવી પડનારો છું ? મેં ગાદી ઉપરથી કોઇને હડસેલી પાડી તે લઇ લીધી નથી. મને તો ગાદી જડી છે. તે રાજા વિનાની પડી હતી. મેં તે લઇ લીધી અને લોકોએ તે કબૂલ રાખી. તેથી પ્રજાના કામને માન આપો.

હાલના સંજોગોમાં થોડા વખત ઉપર બનેલી વાતો પ્રજાની ચર્ચા માટે મૂકવી એનું પરિણામ એ જ આવવાનું કે નવાં નવા તોફાન થશે અને પ્રજાની શાંતિના આપણે શત્રુ થઇશું. ફ્રાન્સની ગાદી ઉપર રાજાઓ પાછા આવે એ વાત અંધકારમાં દબાયેલી છે અને તેવી જ રહેવી જોઇએ. તેથી રાજાનું ખુન કરવાનો ઠરાવ કરનારની તથા તે વખતની કામચલાઉ સરકાર ( મંડળ ) ની નિંદા તમે શા માટે કરી? આવા નાજુક વિષયો શા માટે ચર્ચા સારૂ આગળ આણવામા આવે છે? જે વાતનો નિર્ણય માણસથી થઇ શકે એમ નથી તેનો ઠરાવ કરવાનું કામ ઇશ્વરનું જ છે. મેં જે કાળજી અત્યાર સુધી કરી તેનું ફળ નકામું જ ગયું છે કે શું? મારા પ્રયત્નો શું એટલે સુધી નિષ્ફળ ગયા છે કે તમને દબાવવા સારૂ હું હાજર ન હોઉં તો તમે એક બીજાના ગળા કાપવા તૈયાર થઇ જ જાઓ?"

"અરે રે બીચારૂં ફ્રાન્સ!" નેપોલિયન એકાદ મીનીટ છાનો રહી બોલ્યો;—"મારા જેવા આગેવાનની સંભાળ તારે હજી ઘણો વખત જોઇશું. કજીઆ પતાવી દેવા સારૂ મેં લાબા વખત સુધી પ્રયત્નો કર્યા છે. બધા પક્ષોને એકત્ર કરી નાંખવા એ જ મારી ચિંતાનો હંમેશનો ઉદ્દેશ છે. તેથી બધા એક જ ઘરમા મળે, એક જ ટેબલ આગળ જમવા બેસે અને એક જ પ્યાલામાંથી પીએ એવી તજવીજ મેં કરી છે. તેથી મારા જ પ્રયત્નોને તમે પુષ્ટિ આપો એવી આશા રાખવાનો મારો હક્ક છે. મેં રાજ્યની લગામ હાથમા લીધી છે ત્યાર પછી કોઇની ખાનગી જીંદગીમા, કૃત્યોમા, અભિપ્રાયોમા અથવા લખાણોમા માથું માર્યું છે? તો મારા જેવી સહિષ્ણુતા રાખો મારો એક જ ઉદ્દેશ છે.મેં તમને હમેશા એક જ પ્રશ્ન પૂછ્યો છે તે એ કે "ફ્રાન્સનું શ્રેયઃ સાધવાના કામમાં તમે મને મદદ કરશો કે કેમ?" આ પ્રશ્નનો જવાબ જેમણે હકારમાં આપ્યો છે તેમને બધાને મેં સીધે રસ્તે રોકી દીધા છે, તેઓ એક ખડકમા જ સુરક્ષિત છે અને તેમને બને બાજુએ મેં કાંઇ જોવાનુ રાખ્યું નથી. આ જ રીતે હું તેમને બીજે છેડે લઇ જઇ શકયો છું ત્યા ફ્રાન્સની પ્રતિષ્ઠા, કીર્તિ અને ભભકો હું તેમને બતાવી શકું છું."

આ ઠપકો એવો સખત હતો કે જેને એ આપવામાં આવ્યો તે નાજુક લાગણીવાળો અને પ્રતિષ્ઠાવાળો માણસ હોવાથી બીજે દિવસે નેપોલિયનને મળવા તેણે માગણી કરી. કારણ કે તે પોતાનું રાજીનામું આપવાનો હતો. બીજે દિવસે તરત જ તેને નેપોલિયનની પાસે લઇ જવામા આવ્યો અને તેણે તેને તરત કહ્યું કે:—

" તમે કાલે થઇ ગયેલી વાત ઉપરથી આવ્યા છો તમને તે વખતે માઠું લાગ્યું હશે. પણ મને ઓછું લાગ્યું નથી. પણ મેં જે કહ્યું તે તમને એકલાને કહેવા કરતા બીજા ઘણાને કહેવા જેવું હતું. એ ઠપકાથી ધારેલું દેશનું ભલું થતું હોય તો તેને માટે તમારે કે મારે દીલગીર થવાનું કારણ નથી. એ સંબંધમાં હવે વધારે વિચાર કરશો નહી. "

આ વર્ષે નાણાખાતામા બરાબર હીસાબ રાખવા સારૂ બેવડો જમાખર્ચ લખવાની સખત પદ્ધતિ નેપોલિયને દાખલ કરી. એ પદ્ધતિ અમલમાં મૂકવાનો જે હુકમ કરવામાં આવ્યો હતો, તે હાલ પણ અમલમા છે. એ પદ્ધતિથી ફ્રાન્સના હીસાબ બહુ જ ચોખ્ખા રહે છે અને આખા યુરોપમા એના જેવા ભૂલ વગરના આંકડા કેથે મળતા નથી.

એક વખતે કાઉન્સીલની બેઠકમા નેપોલિયને એવી દરખાસ્ત કરી કે લાબી શેરીઓ ( જેમાં માત્ર પગે ચાલનાર લોકો જ જાય તે ) ને કાચથી જડી દેવી જોઇએ કે જેથી માલ ખરીદનાર તથા માલ વેચનારા લોકોને હવાના તોફાનની અસર ન થાય. અત્યારે જે સુંદર ( 'પેસેજીસ' ) રસ્તાઓ જણાય છે, જ્યાં પારિસ જોવા જનારો દરેક ઇસમ લાબા વખત સુધી આનંદથી ફરે છે તેની શરૂઆત તેણે જ કરી હતી. પારિસમા ૪૦ કતલખાના હતા; તેમાથી નઠારી ગંધ ઉડતી હતી અને જનાવરોને હલાલ કરવાનુ કામ ખૂલ્લી રીતે થતું હોવાથી લોકોને તે કમકમાટ ઉપજાવતું હતું. નેપોલિયનની સૂચનાથી તે તમામ કતલખાનાં ત્યાથી ખસેડવામા આવ્યાં. શહેરની બહાર અને શહેરમાં પેસવાના ચાર દરવાજા આગળ આ કામને બરાબર ઉપયોગી થાય એવા ચાર મોટા અને ખાસ સવડવાળા કતલખાના બંધાવવામા આવ્યાં.

જે સેનાપતિઓએ અને સૈનિકોએ શરીરને ક્ષીણ કરી નાખે એવો થાક વેઠયો હતો અને ફ્રાન્સ માટે ભગીરથ પરાક્રમો કર્યા હતા તેમને બહુ જ મોટી બક્ષીસો આપવામા આવી. તેમના કામની કદર તરીકે તેમના પગાર ઉપરાંત બે કરોડ ફ્રેન્ક જેટલી રકમ બક્ષીસો આપવા વાપરવામા આવી. ઘાયલ થયેલા દરેક સૈનિકને એક સારી રકમનુ વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. ફ્રાન્સની સ્વતંત્રતાનું રક્ષણ કરવામા અને તે સ્થાપવામા લોહીથી ખરડાયેલા રણક્ષેત્રોમા જેઓએ કામ કર્યાં હતા તેમને બહુ જ છુટથી બક્ષીસ આપતા નેપોલિયન કદાપિ કંટાળતો નહીં.

બીજાઓને માટે વ્યવસ્થા કરવામા તે હમેશા ઉદાર હતા. તે જાતે પોતાના અંગની તમામ બાબતોમા સાદો, મિતાહારી, અતિશય કરકસરીઓ હતો અને સરકારી નાણાંનો જરા પણ દુરુપયોગ ન થાય તેટલા સારૂં હમેશા તેના દૃષ્ટિ ગરૂડના જેવી તીક્ષ્ણ રહેતી હતી.

જોસફાઇનેપોતાની કરી લીધેલી મા માર્ટીનીકમા મરી ગઈ ત્યારે નેપોલિયને એવો હુકમ કાઢયો કે જે હબસીઓએ અને હબસણોએ તેની ચાકરી કરી હોય તે તમામને ગુલામગીરીની અવસ્થામાથી છુટા કરવા અને તેમની બાકીની જીંદગી સુખમાં જાય એવી તજવીજ કરવી. ક્રીશ્ચીયન દેવળોની સંખ્યા વધારી તેણે ૩૦,૦૦૦ જેટલી કરી કે જેથી આખા રાજ્યનાં તમામ ગામોના લોકોને ધર્મની વાતો સાંભળવાનો પ્રસંગ આવે. તેમ જ ધાર્મિક બાબતો શીખવતી કેટલીક શાળાઓને તેણે એવા ઉદ્દેશથી પૈસા આપ્યા કે તેમાંથી કેટલાક માણસો પાદરીનો ધંધો કરવા ઉત્તેજિત થાય.

પ્રજાએ એવો આગ્રહ કર્યો કે દીવાની કામ ચલાવવાનો કાયદો જે ફ્રાન્સના શિરોમણિ રૂપ બન્યો હતો તેનું નામ કોડ નેપોલિયન પાડવું.

થાયર્સ લખે છે કે:—“ખરેખર જો કોઈ પ્રસંગે માન આપવાનું યોગ્ય હોય તો તે આ જ હતું કારણ કે જેટલે અંશે ઑસ્ટરલીટ્ઝ અને જીનામાં મેળવેલા વિજ્યો નેપોલિયનના હતા એટલે જ અંશે આ કોડ પણ તેના જ હાથનો હતો. લઢાઇમા સૈનિકોએ તેને મદદ કરી હતી અને આ કાયદો ઘડવામા

ધારાના હીમાયતીઓએ પોતાના જ્ઞાનનો લાભ તેને આપ્યો હતો. પરંતુ તેની આગ્રહવાળી ઇચ્છાથી જ તથા તેની સંપૂર્ણ શક્તિવાળી વિચારશક્તિથી જ આ મહાન્ કામ પરિપૂર્ણ થવા પામ્યુ હતું. ”

યાવચ્ચંદ્રદિવાકરૌ આ કાયદો નેપોલિયનની પ્રતિભા તથા પરોપકારવૃત્તિનું સ્મરણ કરાવનારો રહેશે અને તે સ્મારકને કોઇથી કોઈ જાતનું કલંક લગાડી શકાય એમ નથી. પોતાની લાગવગ નીચે આવેલા તમામ રાજાઓને નેપોલિયને લખ્યું અને આગ્રહ કર્યો કે ન્યાય આપવા સારૂ અને દીવાની કામોમા નિષ્પક્ષપાતથી નિર્ણય કરવા સારૂ તેમણે આ કોડ દાખલ કરવો જોઇએ. તે પ્રમાણે યુરોપના મોટા ભાગમાં ઘણા દેશોમા આ કાયદો દાખલ થયો અને જ્યાં તે દાખલ કરવામા આવ્યો ત્યાં મનુષ્યમાત્રની સમતા દાખલ થઇ અને પરાપૂર્વથી ચાલ્યા આવેલા કેટલાક વર્ગના વિશિષ્ટ હક્કો અને તેને પરિણામે બીજા વર્ગો ઉપર થતો જૂલમ બંધ થઈ ગયા

ફ્રાન્સની શોભા તથા ભવ્યતા વધારવાની નેપોલિયનની ઇચ્છા ઉત્કટ હતી અને તેથી બીજા કોઇ રાજા કરતાં એ બુદ્ધિનાં પરાક્રમોની વધારે બુજ કરી શકતો હતો. વિજ્ઞાનશાસ્ત્ર, સાહિત્ય અને બીજી કળાઓને તે દરેક રીતે ઉત્તેજન આપતો હતો. માણસના જ્ઞાનનું ક્ષેત્ર વધારવા સારૂ લશ્કર સાથે સાક્ષર તથા વિજ્ઞાનશાસ્ત્રીઓની એક ટુકડી લઈ જનાર એ દુનીઆમાં પહેલવહેલો જ સેનાપતિ હતો. નેપોલિયનની ઉત્તેજન આપનારી હોંસના પરિણામે લેગ્રેંજે ગણિતશાસ્ત્રની ગણતરીને અસાધારણ પ્રગતિ આપી, ગેલીલીઓ, કેપ્લર અને ન્યુટન જેટલે પહોંચ્યા હતા તેનાથી આગળ લાપ્લેસ ગયો અને ગ્રહગણ અને તારાગણની ગણતરી તથા તેમના ચલનવલનનો હીસાબ એવી અજબ રીતે તેણે કર્યો કે તેણે પોતાનું નામ એ ગ્રહ અને તારાગણ જેવું અમર કર્યું. પ્રાચીન સૃષ્ટિઓના અવશેષો ક્યુવીયરે તપાસ્યા અને આપણા ગ્રહ ( પૃથ્વી ) ની આશ્ચર્યકારક હકીકત તેણે આપણને જણાવી. પૃથ્વી કોઇ પણ પ્રકારના રૂપ અથવા આકૃતિ વિનાની હતી અને સમુદ્ર ઉપર અંધકાર સિવાય બીજું કશું ન હતું એ વાત તેણે જણાવી.

નેપોલિયનનાં કૃત્યોથી જગતને જેટલું આશ્ચર્ય થયું છે તેના જેટલું જ આશ્ચર્ય તેના લખાણથી થયા વિના રહેવાનું નથી. બુર્બોનં પક્ષના અથવા ડ્યુક ઑફ ઓર્લીયન્સ પક્ષના કોઇ માણસને નેપોલિયનની કીર્તિને બરાબર ઇન-સાફ આપવો ગમ્યો નથી. તેણે લખેલા કાગળો, તેણે કાઢેલા ઢંઢેરાઓ, તેની જાહેરાતો તથા પોતાના સેનાપતિને તેણે આપેલા હુકમો તે તમામમા તેની પ્રતિભાનો ઉત્તમ ચળકાટ સ્પષ્ટ રીતે જણાઇ આવ્યા વિના રહેતો નથી. એ તમામ વસ્તુઓ જલદીથી છપાશે અને જગતને વાચવા સારૂ મળશે. તેની કીર્તિને લાંબા વખતથી કલંક લગાડનારી નિંદા તથા એવી જ બીજી વાતો ખોટી છે તે તે ઉપરથી જલદીથી સાબીત થશે. આ અસાધારણ શક્તિવાળા નરેશનાં આ કાગળીઆં જે વાચશે તેને તેની પ્રતિભા સર્વદેશીય હતી તે જોઇ આનંદ અને આશ્ચર્ય થયા વિના રહેશે જ નહી. તેની ભાષાની સ્પષ્ટતા, નિર્ણયાત્મકતા, જુસ્સો, તેનો હુકમ કરનારો સ્વભાવ અને તેની ઉદારતાભરેલી સાદાઇ એ માસ એ પત્રો ઉપરથી જણાઇ આવશે, અને વિજ્ઞાનશાસ્ત્રી તરીકે, સાક્ષર તરીકે અને વકતા તરીકે તે પ્રથમ પંક્તિનો માણસ હતો એવી પ્રતીતિ થયા વિના રહેશે નહી.

નેપોલિયનના હાથનાં લખેલા અનેક પુસ્તકો વાચીં થાયર્સ લખે છે કે:— “ નેપોલિયન સૌથી મોટો સેનાપતિ, સૌથી સરસ કાયદા કરનારો અને સૌથી ઉત્તમ રાજ્ય કરનારો હતો તે છતા તેના જમાનાના સાક્ષરો કરતા તે ચઢીઆતો હતો ને વાત તે અદ્ભુત શક્તિવાળા માણસનું વિચિત્ર પ્રારબ્ધ સૂચવે છે. ”

ગ્રીસ અને રોમના સાક્ષરોના પ્રાચીન ગ્રંથો દરેક મસ્કારી પ્રતિભાવાળો સાક્ષર આનંદ અને આશ્ચર્યથી વખાણે છે. સૌંદર્ય ઉપર નેપોલિયનને સ્વાભાવિક પ્રેમ હતો તેથી પાઠશાળાઓમા પ્રાચીન સાહિત્યને માટે ઉત્સાહ જાગૃત કરવા સારૂ તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો. દરેક ઉદારચરિત પુરૂષના મનમા એક પ્રકારની ગ્લાનિ હોય છે. ઉચ્છેદ પામેલાં મહાન્ રાજ્યોના જૂના ઇતિહાસમાં આવો માણસનું મન ભમતું રહે છે. ઉપયુક્તપણાની લાગણી સાથે નેપોલિયનમા શ્રેષ્ઠ કાવ્યની લાગણીનું ઉત્તમ મિશ્રણ થયું હતું. અનાજ પકવનાર

અને રસવાળી વનસ્પતિમાં રસ રેડનાર સૂર્ય વાયોલેટ અને ગુલાબનાં પુષ્પોમાં સુંદર રેષાઓ દોરે છે.

મહેનતને ઉત્તેજન આપવા સારૂ તથા શત્રુતાભરેલી અથવા અન્યાયભરેલી નિંદામાંથી વિદ્વત્તાને બચાવી લેવા સારૂ નેપોલિયને પેલી ઇન્સ્ટીટ્યુટના વિભાગ કરી નાખ્યા હતા અને સાહિત્ય, વિજ્ઞાનશાસ્ત્ર તથા કળા એ ત્રણેની પ્રગતિનો નિષ્પક્ષપાતથી રીપોર્ટ મળે એવો બદોબસ્ત કર્યો હતો. આ બધા રીપોર્ટો રાજ્યની કાઉન્સીલમા મહારાજા પાસે વાચવામાં આવતા હતા અને જે વિદ્વાનો સારા અને સુપાત્ર જણાતા તેમને સારા ઇનામ આપવામા આવતા હતા. જ્યારે પહેલો રીપોર્ટ વંચાઇ રહ્યો ત્યારે ઇન્સ્ટીટ્યુટના પ્રતિનિધિઓને નેપોલિયને કહ્યુ કે:—

“ ગૃહસ્થો, જો ફ્રેંચ ભાષા આખી દુનીઆની ભાષા થાય તો જે ગૃહસ્થો તમારી સાથે બેઠા છે અને હજી બેસે છે તેમનો જ આપણે ઉપકાર માનવાનો છે. તમારી મહેનત ફળીભૂત થાય તેની મને કિમત છે. તમારી મહેનતથી મારી પ્રજામા જ્ઞાનનો પ્રસાર થાય છે અને મારા રાજ્યની કીર્તિને માટે તમારો શ્રમ આવશ્યક છે. હમણા જે રીપોર્ટ તમે વાચ્યો અને મે સાભળ્યો તેથી હું ઘણો સંતોષ પામ્યો છુ. તમે મારા તરફના આશ્રય ઉપર આધાર રાખજો. ”

પ્રતિભાવાળા પુરુષો નેપોલિયનની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકે એથી વધારે મોટું પારિતોષિક તેમને બીજુ ન હતુ. ચિત્ર અને રગની રચનાને ખાસ ઉત્તેજન આપવાની ઇચ્છાથી નેપોલિયન જોસફાનને લઇ તથા પોતાના દરબારના નામાંકિત પુરુષોને સાથે રાખી ડેવીડ નામના ચિતારાનું ચિત્રગૃહ જોવા સારૂ ગયો. આ નામાકિત કારીગરે નેપોલિયનના રાજ્યાભિષેકનું ચિત્ર થોડા વખત ઉપર જ પૂરૂ કર્યું હતું. મહારાજા નેપોલિયને રાણી જોસફાઇનના માથા ઉપર જે ક્ષણે મુગટ મૂકયો હતો તે વખતનું આ ચિત્ર હતું. નેપોલિયનને બદલે જોસફાઇનના રાજ્યાભિષેકનું આ ચિત્ર છે એવી તેની ઉપર ચર્ચા થતી હતી. ચિતારાએ પોતાની પીછીથી જે અસરકારક દેખાવ ભભકાભેર ચિતર્યો હતો તે નેપોલિયન થોડો વખત બોલ્યા ચાલ્યા વિના જોઇ રહ્યો અને પછી તે કારીગર તરફ જોઇ બોલ્યો:—

"મી. ડેવીડ, આ કામ સારૂં છે; ખરેખર તે અતિશય સારૂં છે. જોસ-ફાઇન, મારી મા તથા હું એ બધાને બરાબર યોગ્ય સ્થાને તમે ગોઠવ્યા છે. તમે મને એક ફ્રેંચ નાઇટ (અમીર) જેવો બનાવ્યો છે. મારી રાણી તરફ મારો જે પ્યાર છે તે બતાવવાને હું ઇચ્છા રાખતો હતો તે તમે આ ચિત્રમા બતાવી ભવિષ્યની પ્રજાને મારા પ્રેમની પ્રતીતિ આપી છે તેથી હું બહુ સંતોષ પામ્યો છુ." પછી બે ડગલાં આગળ તે ચિતારા તરફ જઈ પોતાના માથા ઉપરથી ટોપી ઉતારી નીચા વળી સલામ કરી નેપોલિયન બોલ્યો:—"મી. ડેવીડ, હું તમને સલામ કરૂ છુ."

તે ચિતારો આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી સમયસૂચકતા વાપરી બોલ્યો:—"નામદાર સાહેબ, આપ જે સ્તુતિ કરો છો તે આખા રાજ્યના તમામ કારીગરો તરફથી હું સ્વીકારૂં છું અને તેમને આટલું બધું માન આ-પવા સારૂ આપે મારી મારફત તે કરવાનું પસંદ કર્યું તેથી હુ મારી જાતને ભાગ્યશાળી ગણું છું"

આ ચિત્ર પાછળથી લુવરના મોટા પ્રદર્શનમાં લટકાવવામાં આવ્યું નેપો-લિયને પ્રથમથી ગોઠવણ કર્યાં પ્રમાણે તે મી. ડેવીડને અને તેની પાસે શીખનારા બીજા લોકોને બીજી વાર મળ્યો. આ યુવાન કારીગરો જેઓ નામાંકિત થયા હતા તેમને 'લીજીયન ઑફ ઓનર' ના રાજ્યમાન ચિહ્ન તેણે આપ્યા અને તે માનપ્રદ મંડળીના એક અમલદારની પદવી ડેવીડને આપી.

અમીરઉમરાવોની પ્રબળતાવાળી રાજ્યગાદી ફ્રાન્સની ઉથલપાથલથી નાશ પામી હતી પણ તેની જગાએ તેનાથી ઘણે દરજ્જે ચઢીઆતી, ભવ્યતાવાળી પ્રજાતંત્રની ગાદી સ્થાપવામાં આવી હતી જ્યાં રાજાથી રાજ્ય ચાલતું હોય છે ત્યાં સ્વાભાવિક રીતે તેની આસપાસ અમીરઉમરાવો તથા ગર્ભશ્રીમત લોકો વીંટળાઇ વળેલા હોવાની આવશ્યકતા ગણાય છે. પરંતુ નેપોલિયન તો પ્રજાનો મહારાજા હતો. તેને પ્રજાએ જ પસંદ કર્યો હતો. પ્રજાનું હિત શેમા છે એનો જ તેને અભ્યાસ હતો. પોતાની બળવતી પ્રતિભાના પ્રભાવથી તેણે પ્રજામાંથી જ એવો એક નવીન વર્ગ ઉભો કરવાનો પ્રયત્ન કર્યો વંશપરંપરાના હક્કનું તત્ત્વ એણે ગણ્યું ન હોત તો કદાચ તે એવો વર્ગ ઉત્પન્ન કરી શકયો

હોત. નેપોલિયનની ઇચ્છા એવી હતી કે મોટાં મોટા કુળનાં માણસો તેની આસપાસ વીટાઇ રહે અને તે કુટુમ્બનાં માણસો પ્રજાસત્તાક રાજ્યની સ્વતંત્રતા અને સમાનતાના તત્ત્વોનો નાશ કર્યા વિના ફ્રાન્સની જનસમાજની ભવ્યતામા વધારો કરે. આ પ્રમાણે જે નવીન અમીરઉમરાવો બનાવવામાં આવે તેમને વિશિષ્ટ પ્રકારના હક્ક આપ્યા વિના જેઓ પોતાની મહેનતથી જ માન ઇલકાબ મેળવી શકે તેમને જ તે નામીચી પદવીઓ આપવાથી આ વ્યવસ્થા રહેશે એમ તે ધારતો હતો. જે લોકોએ અમર નામ રહી જાય એવા પરાક્રમ કર્યાં હોય તેમને જૂદા જૂદા નામ આપવાની એક અસંખ્ય નામાવલિ તેની પાસે તૈયાર હતી. પરંતુ રીવોલી, કેસ્ટીગ્લીયોન, મોન્ટીએલો, ઑસ્ટરલીટ્ઝ અને એયલોનાં રણક્ષેત્ર ઉપર જે લોકોએ પરાક્રમ કરી પદવીઓ મેળવી હતી અને જેને માટે તેઓ મગરૂર હતા તે તમામ નવીન પદવી ધારણ કરનારા વર્ગ તરફ જૂના અમીરઉમરાવોનો તથા ગર્ભશ્રીમંત વર્ગનો ખરેખરો તિરસ્કાર હતો, કારણ કે તે લોકો પોતાનો વંશ હજારો વર્ષથી કુલીનતાવાળો છે એમ સાબીત કરતા હતા.

અશ્વશાળામા રહેતા છોકરાઓ, દરજી પાસે શીખનારાઓ અને વ્યાપારીના કારકુનો પોતાની બુદ્ધિના પ્રભાવ રૂપી પાંખો ઉપર ઉડી શકતા અને પોતાને પ્રતિકૂળ લાગતો ધંધો છોડી દઇ સાહસ અને કીર્તિ મળે એવાં ક્ષેત્રોમાં ઝુકાવતા. જો કે તેમને તેમની બુદ્ધિ તથા પરાક્રમને લીધે ઉત્તમ પદવીઓ આપવામા આવી હતી અને દ્રવ્યની પણ તેમની પાસે ન્યૂનતા ન હતી તે છતાં કોન્ડી, ગાઇસ અને મોન્ટમોરેન્સીનાં કુટુમ્બોના ગરીબ થઇ ગયેલા અને અપ્રસિદ્ધ વંશજો તેમના તરફ તિરસ્કારથી જ જોતા હતા. આ અડચણની સંપૂર્ણ માહીતી નેપોલિયનને હતી. આ વિષયની વાત સેંટ હેલીનામાં કરતી વખતે તે કહેતો કેઃ—

"અમીરઉમરાવો અને ગર્ભશ્રીમંત વર્ગ એ જ રાજાથી રાજ્ય ચલાવનારા દેશમા સહાયનું સાધન છે. એ વર્ગ ન હોય તો રાજ્ય એક સુકાન વગરના વહાણ જેવું અથવા હવા વિનાના બલુન જેવું છે. એ વર્ગમાં જ રાજ્યનું ખરૂં બળ સમાયેલું છે. તેમાં જ તેના તાવીજનું જાદુ છે. એટલો જ

વર્ગ મારાથી ઉત્પન્ન થઇ શક્યો નહીં. જે દેશમાં ન્યાયપુરઃસર પ્રજાતંત્રથી કામ ચાલે છે તેમાં તમામ પ્રજાની સમાનતાથી વિશેષ હક્ક કોઇને આપી શકાય જ નહી. આવા સમયોમા ખરો ખુબીનો માર્ગ તો એ જ હતો કે પ્રાચીન વર્ગનુ જે કાંઇ અવશિષ્ટ રહ્યું હોય તેમા પ્રજાસત્તાક રાજ્યનું સ્વરૂપ દાખલ કરવું. એટલું તો ખરૂ જ કે પ્રાચીન અને ઐતિહાસિક નામોનો ઉપયોગ કરી લેવાની જરૂર હતી અને અમારી નવીન સંસ્થાઓ ઉપર પ્રાચીનતાનું ઉજ્જવળ સ્વરૂપ નાખવાનો એટલો એ જ માર્ગ હતો.”

“આ બાબતમાં મારી યોજના તો તૈયાર હતી પણ તે યોજના પરિપક્વ કરવાનો મને વખત મળ્યો જ નહીં તે યોજના આવી હતી.:—કોઇ જૂના સેનાપતિ અથવા પ્રધાનનો સીધી લીટીનો વારસ જો એમ સાબીત કરી શકે કે તેની પાસે અમીરને શોભે એટલું દ્રવ્ય છે તો સરકારની પરવાનગીથી તે પોતાને ડ્યુક કહેવડાવી શકે, તેવી જ રીતે કોઇ સેનાપતિ અને પ્રાંતના સુબાનો સીધી લીટીનો વારસ પોતાની પાસે કાઉન્ટને શોભે એટલું દ્રવ્ય છે એમ સાબીત કરે તો તેને કાઉન્ટની પદવી આપવી. આ યોજનાથી કેટલાક લોકો આગળ આવી શકત, બીજા કેટલાકની આશા જાગૃત થાત, બધાને સ્પર્ધા કરવાનું મન થાત અને કોઇને નુકશાન થાત નહી. આ પદવીઓ માત્ર ઉપરથી દેખાતા સુંદર રમકડાં જેવી છે એ વાત ખરી છે પણ માણસો ઉપર રાજ્ય ચલાવવા સારૂ તેની આવશ્યકતા છે. સાદા અને સદ્‌ગુણવાળા તત્ત્વો ઉપર નવીન સ્થપાયેલાં રાજ્યો ચાલે છે તે જ તત્ત્વોને અનુસરી જૂના અને ભ્રષ્ટ થયેલા રાજ્યો ચાલી શકતા નથી કારણ કે આ જમાનામા સાર્વજનિક હિતને માટે પોતાની તમામ વસ્તુઓનો ભોગ આપે એવો એકાદ વિરલ માણસ મળી આવશે ત્યારે સ્વાર્થને માટે, મિથ્યાભિમાનને માટે અથવા મોજશોખને માટે વિચાર કરનારાઓ લાખો માણસો મળી આવે એમ છે.”

“આવા પતિત લોકોનો ઉદ્ધાર એક દિવસમા કરવાનો પ્રયત્ન કરવો એ એક પ્રકારની ઉન્મત્તતા છે. કારીગરની ખરી હુશીઆરી તો એમાં જ સમાયેલી છે કે જે સાધનો તેની પાસે હોય તેનો જ બરાબર ઉપયોગ કરવો, અને પોતાની યોજનાને પ્રતિકૂળ દેખાતાં હોય એવાં સાધનોમાંથી પણ

પોતાની અનુકૂળતા કાઢી લેવી. પદવીઓ, રાજ્યચિહ્નો અને ચાંદો આપવાની પદ્ધતિ ફરીથી ઉભી કરવામા આ જ રહસ્ય સમાયેલું છે. વળી એકંદર જોતાં આ પદવીઓ રૂપી રમકડાથી ઝાઝી અગવડ પડતી નથી પણ ઉલટો ફાયદો થાય છે. જે પ્રકારના સુધારાના સમયમાં આપણે મૂકાયા છીએ તે સમયમાં આ પદવીઓ પ્રજાજનોમા માનની લાગણી ઉત્પન્ન કરે છે અને પદવીઓ ધારણ કરનારાઓમાં પણ આત્મમાનની લાગણી તે ઉભી કર્યા વિના રહેતી નથી. નિર્બળ મનના મનુષ્યોની મિથ્યાભિમાનની લાગણીને તેથી સંતોષ થાય છે અને બળવાન્ મનવાળાને તેથી કાંઇ ખોટું લાગવાનું વ્યાજબી કારણ મળતું નથી. ”

પ્રજાસત્તાક રાજ્યને શોભે એવી પ્રજાની સમતા અને મહારાજાને છાજે એવો ભભકો એ બેનુ મિશ્રણ કરવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. પણ હમણાં તો નેપોલિયન એવી કાર્યપરંપરાની ભૂલભૂલામણીમાં ગુંચાઇ ગયો હતો કે માણસની અવધિવાળી બુદ્ધિથી તેમાથી નીકળવાનો માર્ગ શોધી કાઢી શકાય તેમ ન હતું. દશ વર્ષ સુધી ફ્રાન્સમાં અંધેર ચાલ્યું તેથી તે દેશમાં ખરૂં પ્રજાસત્તાક રાજ્ય ચાલી શકે એમ ન હતું તે તો સ્પષ્ટ રીતે સાબીત થઇ ચૂકયુ હતું. પણ હવે નેપોલિયન પોતાના હાથમાં તમામ સત્તા ધીમે ધીમે લેતો જતો હતો અને પોતાની આસપાસ મગરૂર ગર્ભશ્રીમંત વર્ગ એકઠો કરતો હતો જો કે પ્રજાના કલ્યાણ સારૂ જ પોતાની તમામ શક્તિઓનો સદુપયોગ કરવા તેની ઇચ્છા હતી તે છતા તે એક પ્રકારના નિરંકુશ રાજ્યની સત્તાવાળી પદ્ધતિનો પાયો નાખતો હતો. વંશપરંપરા ચાલે એવો ગર્ભશ્રીમંત વર્ગ સ્થાપવાની આવશ્યકતા સંબંધે તેને પોતાને પણ મનમા સંદિગ્ધપણું રહેતું હતું એમ જણાય છે.

સેંટ હેલીનામા ઓમીયારાએ નેપોલિયનને કહ્યુ હતું કે “ તમે ફ્રાન્સ બહાર ઘણા માણસોને ડયુક બનાવી દીધા પણ ખુદ ફ્રાન્સમા એક પણ ઇસમને ડયુકની પદવી આપી નહીં તેથી મને આશ્ચર્ય થાય છે. ”

તે બોલ્યોઃ—મેં એમ કર્યું હોત તો પ્રજામાં વધારે અસંતોષ થાત. દૃષ્ટાંત તરીકે, મારા એકાદ સેનાપતિને મે બુર્ગોનનો ડયુક બનાવ્યો હોત તો

બુર્ગોનમાં જ લોકો ઘણા ગભરાઈ ઉઠત. તેઓ એમ જ માનત કે આ પદવીને અંગે કેટલાક વિશેષ હક્ક અને જાગીર આપવામા આવ્યા જ હશે. પ્રજાને જૂના અમીરઉમરાવ તરફ એવો મોટો તિરસ્કાર હતા કે જૂના અમારના જેવી નવીન પદવી મેં ઉભી કરી હોત તો આખા દેશમા અસંતોષ થાત. જો કે હું ઘણો બળવાન હતો તોપણ એ માર્ગ અખત્યાર કરવાની મારી હીમત ન હતી. મેં નવીન ઉમરાવો બનાવ્યા હતા તેમાંના ઘણા તો સામાન્ય પ્રજાવર્ગ પૈકીના હતા. દરેક સૈનિકને ડ્યુકની પદવી મેળવવાનો હક્ક હતો. મને લાગે છે કે એમ કરવામાં મારી ભૂલ થઈ છે. સમાનતાથી પ્રજા બહુ જ રાજી રહેતી તે સમાનતાની લાગણીમાં આ પદ્ધતિથી કાંઈક ન્યૂનતા આવી. પણ જો મે ફ્રેંચ નામથી ડ્યુકો બનાવ્યા હોત તો જે જૂના હક્કો અમીરઉમરાવો પ્રજાને કચડી નાંખી ભોગવતા હતા તે જ હું ફરીથી ઉભા કરવા ઇચ્છું છું એમ ગણાયા વિના રહેત નહીં.”

નેપોલિયનની સત્તા નિરંકુશ હતી. એવા સંજોગો ઉભા થયા હતા કે તેના ઉપર એની સત્તા રહી શકી નહીં અને નિરંકુશ સત્તા તેને લેવી પડ઼ . ફ્રાન્સની સ્વતંત્રતા તોડી નાંખવા સારૂ જે શત્રુઓ એકત્ર થયા હતા તેમના હુમલાની સામે થવા સાટ નેપોલિયનને નિરંકુશ સત્તા આપવાની જરૂર હતી. સાધારણ બુદ્ધિવાળો દરેક માણસ ફ્રાન્સમા આ આવશ્યકતા કબૂલ કરતો હતો. આ નિરંકુશ સત્તાનો ઉપયોગ ફ્રાન્સની કીર્તિ વધારવામા તેણે કર્યો. તેણે પોતાનો સ્વાર્થ જરાય સાધ્યો નહીં એ વાત કોઈથી ના કહેવાય એમ નથી. પોતાની હમેશની છટાદાર અને ભભકાદાર ભાષામા તે કહે છે કે—

“ મેં સુસંહત રાજ્ય સ્થાપ્યુ હતું અને તેવા કામ અતિશય ત્વરાથી હું કરતો હતો. અતિશય પ્રબળ પ્રયત્નો કરી શકે એવું તે રાજ્ય હતું અને ખરૂં પૂછાવો તો જે અનેક ભારે મુશ્કેલીઓ અમારી ચારે બાજુએ આવી હતી તેના ઉપર વિજય મેળવવા સારૂ અને અમે જે વિસ્મયકારક પરાક્રમો કર્યાં તે કરવા સારૂ એવું જ રાજ્ય સ્થાપવાની જરૂર હતી. પ્રીફેકટો સ્થાપવાની વ્યવસ્થા, તેમનાં કૃત્યો અને તેનાં પરિણામો બધા એક સરખી રીતે આનંદ અને આશ્ચર્ય પમાડે એવા હતા. ચાર કરોડથી વધારે માણસોના મનમા એક

જ જાતની જાગૃતિ આવી હતી. સ્થાનિક પ્રવૃત્તિનાં આવાં કેંદ્રો નક્કી કરવાથી રાજ્યનાં કામો જેટલાં મધ્ય ભાગમાં સપાટાબંધ થતા હતાં તેટલાં જ રાજ્યના છેડા આગળના પ્રદેશોમાં થતાં હતાં. જે પરદેશીઓ ફ્રાન્સની મુલાકાતે આવતા હતા તે આ પદ્ધતિ જોઈ આશ્ચર્ય પામતા. આવા વિશાળ દેશોમાં એક સરખી જાગૃતિ આવવાથી જ જે મહત્ત્વના પરિણામ આવતાં તે તેઓ કબૂલ કરવા ચૂકતા નહીં. દરેક પ્રીફેક્ટને સ્થાનિક સત્તા આપવામાં આવી હતી. તેથી તે પોતાના પ્રાંતનો જાણે એક નાના સરખો રાજા હોય એમ લાગતું. તે છતાં તેની ખરી સત્તા તા મધ્યસ્થળેથી—મારા તરફથી આવતી હોવાથી તેનો તમામ દબદબો તેની અધિકારી તરીકેની નીમણુકથી જ આવતો હતો, અને જે પ્રદેશ ઉપર તેની હકુમત ચલાવવામાં આવતી હતી તે પ્રદેશમાં તેને કોઇ પ્રકારનો સ્વાર્થ અથવા જાગીરનો સંબંધ રાખવા દેવામાં આવતો નહીં. આ પ્રમાણે થવાથી જૂના રાજ્યશાસનના બધા લાભ મળતા અને તેનાથી ઉત્પન્ન થતું કોઇ જાતનું નુકશાન થતું નહીં. આ પ્રીફેક્ટોને તેવો તમામ અધિકાર આપ્યા વિના ચાલે એમ ન હતું. હું પણ જે નિરંકુશ સત્તા ભોગવતો થયો તેનું કારણ સંજોગો સિવાય બીજું કાંઇ નથી. તેથી એવી વ્યવસ્થા કરવાની જરૂર હતી કે નાના નાના બધા રાજ્યચક્રો વચ્ચેના મોટા રાજ્યચક્રની ગતિ ઉપર જ પોતાની ગતિને માટે અવલબન રાખે અને તે જે રસ્તે જતું હોય તે જ રસ્તે તે જાય."

આવી રાજ્યપદ્ધતિ બળવાન અને સફળ થાય એમાં કોઇથી ના કહેવાય એમ નથી. તેમ જ ફ્રાન્સ ઉપર બીજા રાજાઓ એક સરખી રીતે તૂટી પડતા હતા તેથી જ આવી પદ્ધતિ રાખવી પડી એ વાત પણ સ્વીકાર્યા સિવાય છુટકો નથી. તેમ જ વીશ વર્ષ સુધી નેપોલિયન આખા યુરોપના એકત્ર થયેલા રાજાઓની સામે સફળ ટક્કર ઝીલી શકયો એમાં કાંઇ પણ શંકા જેવું નથી. પોતાના ઉપર આફતો આવવાથી ફ્રાન્સ એક નિરંકુશ સત્તાવાળાને સ્વાધીન થયું; કારણ કે તેનામા તેનો સંપૂર્ણ દઢ વિશ્વાસ હતો અને તેણે તેને સંપૂર્ણ સત્તા પણ આપી હતી. જે વિશ્વાસ ફ્રાન્સે નેપોલિયન ઉપર રાખ્યો તેનો બદલો ઘણી ઉદાર રીતે તેણે વાળ્યો. ફ્રાન્સના જ શ્રેયની ખાતર તેણે પોતાના શરીરની એકેએક

શક્તિનો તથા પોતાના આત્માના એકએક વિચારનો ઉપયોગ કર્યો અને જ્યાં જ્યાં તેણે ભૂલ કરી ત્યાં ત્યાં એક ઉદાત્ત અને ઉચ્ચ ઉદારતાવાળી મહાત્વાકાંક્ષાને માર્ગે જતા જ તે ભૂલ થઇ હતી.

નેપોલિયનની સત્તા અલેકઝાન્ડરના જેટલી જ નિરંકુશ હતી. પણ ઝાર તો અમીરઉમરાવોનો રાજા હતો અને નેપોલિયન તો પ્રજાનો–પ્રજાએ પસંદ કરેલો રાજા હતો. પણ તેણે તમામ સત્તા પોતાના હાથમા જ રાખી હતી એ ખરેખરૂં ભયપ્રદ હતું. કાઉન્સીલના, સીનેટના અને કાયદા ઘડનારી મંડળીના મેંબરો નેપોલિયન પોતે જ પસંદ કરતો. લશ્કરમાં તેમ જ નૌકાસૈન્યમાં તમામ અધિકારની નીમણુકો તે પોતે જ કરતો. ફ્રાન્સની તમામ પોલીસ, 'માજીસ્ટ્રેટો' કચેરીના ન્યાયાધીશો, જકાત, મહેસુલ, અને આપકારી ખાતાના તમામ અધિકારીઓ, પાદરીઓ, શાળા, પાઠશાળા અને યુનીવર્સીટીના શિક્ષકો, પોસ્ટ માસ્તરો, રસ્તા, સાર્વજનિક મકાનો, નહેરો, અને કીલ્લાઓના સંબંધના તમામ માણસો–આ બધા માણસોની નીમણુક મહારાજા નેપોલિયન પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે પોતે જ કરતો.

એક દિવસે સેંટ હેલીનામા નેપોલિયન ગોલ્ડસ્મીથનું લખેલું પોતાના ઉપરના આક્ષેપોવાળું જીવનચરિત્ર વાંચતો હતો. એક શખસ જેટલા અપરાધ કરે તે તમામ અપરાધનો આરોપ તેના ઉપર મૂકેલો તેણે વાંચ્યો. શાંતિથી પુસ્તક નીચે મૂકી તે બોલ્યોઃ—

" આ લોકો લખવાની હકીકત ટુંકાવી નાંખે, ખરી વાત છુપાવે અને તેમની ધ્યાનમા આવે તેવી રીતે વાતને જૂદી રીતે મચરડીને કહે પણ છેવટે એટલું તો ખરૂં જ છે કે મને તદ્દન અંધારામા—અપ્રસિદ્ધિમાં નાંખવાનું કામ તેમને સહેલું થઇ પડવાનું નથીઃ ફ્રાન્સનો ઇતિહાસ લખનાર મારા વખતના રાજ્ય ઉપર દુર્લક્ષ કરી શકનાર નથી અને તેનામા જરા પણ પ્રામાણિકપણું હશે તો મને મારા હીસ્સા પુરતો ન્યાય આપ્યા વિના તે રહેશે નહી. બનેલી વાતો એની મેળે જ મારી હકીકત જણાવી આપશે. હાથકંકણને આરસીની જરૂર નથી. બનેલા બનાવો સૂર્ય જેટલા પ્રસિદ્ધ છે."

" અંધેર, અધાધુંધીથી જે મોટો ખાડો ફ્રાન્સમાં પડ્યો હતો તે મેં

પૂરી નાખ્યો અને તમામ પ્રકારનો ગોટાળો—અવ્યવસ્થા—મેં કાઢી નાંખી. રાજક્રાન્તિમાં જે દોષ હતા તે મેં કાઢી નાખ્યા, પ્રજાની કિમત વધારી અને નવા રાજાઓને ગાદી ઉપર બેસાડ્યા. મેં દરેક પ્રકારની સ્પર્ધાની લાગણી ઉભી કરી, દરેક પ્રકારની હુશીઆરીનો બદલો આપ્યો અને કીર્તિની સીમા વધારી. આ કાંઇ થોડું નથી. એવી કઇ બાબત છે કે જેના સંબંધમાં મારા ઉપર આક્ષેપ આવી શકે? છતા ઇતિહાસ લખનાર મારો બચાવ ન કરી શકે? મારા વિચારો માટે મારા પર તેઓ આક્ષેપ લાવે એમ છે? પણ તેમાં હું પવિત્ર હતો એમ હું કહી શકું છું. મે જે નિરંકુશ સત્તા વાપરી તેને માટે તેઓ મારા પર આક્ષેપ કરી શકશે? તો એવી રીતે નિરંકુશ સત્તા લેવાની ખરેખરી આવશ્યકતા હતી તે સારી રીતે સિદ્ધ થઇ શકે એમ છે. મેં સ્વતંત્રતાનો રોધ કર્યો એમ જો કહેવામાં આવતું હોય તો એવું પણ સાબીત કરી શકાય એમ છે કે, સ્વતત્રતાના દરવાજા આગળ પણ અત્યાચાર, અંધેર અને અનેક પ્રકારના નીતિવિષયક દોષોના પ્રેતો હજી પણ ભમતાં જ હતા. મને યુદ્ધનો અતિશય શોખ હતો એવો આક્ષેપ મારા પર તેઓ લાવી શકે ખરા? તો એવું પણ સિદ્ધ થઇ શકે અમ છે કે મારા પર પ્રહાર થયા પછી જ મારે યુદ્ધમાં જવું પડતું. મારે આખી પૃથ્વીના રાજા થવું હતું એવો જો મારા ઉપર આરોપ આણવાનો હોય તો એવું પણ સિદ્ધ કરી શકાય એમ છે કે અણ-ધાર્યા સંજોગોનું જ તે પરિણામ હતું અને અમારા શત્રુઓએ જ મને ધીમે ધીમે એ નિશ્ચય ઉપર આવવાને દોર્યો હતો. છેવટે મારા ઉપર મહત્ત્વાકાક્ષાનો આરોપ આવે તો મારે કહેવું જોઇએ કે તે ગુણ તો મારામાં હોવો જ જોઇએ અને તે પણ ઘણે મોટે દરજ્જે હોવો જોઇએ. પણ તેની સાથે એ પણ જોવાનું છે કે મારી મહત્ત્વાકાંક્ષા સૌથી ઉત્કૃષ્ટ અને શ્રેષ્ટ પ્રકારની હતી. બુદ્ધિનું રાજ્ય સ્થાપી તે ચલાવવાની અને માણસની તમામ શક્તિઓની સંપૂર્ણ ખીલવણી કરવાની તથા તેનો સંપૂર્ણ ભોગ ભોગવાવવાની મારી મહત્ત્વાકાંક્ષા હતી. આવા પ્રકારની મહાન્ મહત્ત્વાકાક્ષા પરિપૂર્ણ ન થઇ અને તે અધુરી જ રહી ગઇ તેને માટે ઇતિહાસ લખનારને દીલગીરી થયા વિના રહેશે જ નહી. થોડા શબ્દોમાં આ મારો આખો ઇતિહાસ છે."

# પ્રકરણ ૩૯ મું.

## પારિસમાં ( બનેલા કેટલાક ) પ્રસંગો.



ઑગસ્ટ માસની ૧૫ મી તારીખે નેપોલિયનનો જન્મદિવસ હતો અને ઇ. સ. ૧૮૦૭ માં તે દિવસે તે બરાબર ૩૮ વર્ષનો થયો. ટ્યુઇલેરીસમા એક ભભકાદાર મંડળ એકઠું થયુ હતું. તે દિવસની સાજ અતિશય રમણીય હતી. આખા પારિસમા ઉત્સાહથી ઉન્મત્તતા વ્યાપ્યા જેવું થયું હતું અને લોકો તે રાજમહેલના વિશાળ બાગમાં એકઠા થયા હતા. મોટી મોટી હર્ષગર્જનાથી તેમણે મહારાજા નેપોલિયનના નામનું સ્મરણ કરવા માંડ્યું. તે વારંવાર છજામા આવતો તે વખતે મહારાણી જોસફાઇનનો હાથ પકડી તથા પોતાની આસપાસ સારા સારા માણસોને લઇને લોકોને દર્શન આપતો. જ્યારે જ્યારે તે બહાર આવતો ત્યારે ત્યારે લાખો માણસો સ્વાભાવિક રીતે તેને હર્ષની ગર્જનાથી વધાવી લેતા. પછી પોતાના વિશ્વાસુ મિત્ર ડ્યુરોકનો હાથ પકડી નેપોલિયન વેશ બદલી રાજમહેલમાંથી બહાર નીકળ્યો અને વિશાળ બાગમા એકઠા થયેલા ટોળામા મળી ગયો. દરેક સ્થળે કૃતજ્ઞતાની લાગણીથી તથા પ્રીતિથી તેના નામનું ઉચ્ચારણ થતું તેણે સાભળ્યુ. એક નાનો છોકરો 'મહારાજા ઘણું જીવો' એવી બૂમો અતિશય આનંદમા આવી જઇ પાડતો હતો. નેપોલિયને તે છોકરાને હાથમા ઉચકી લીધો અને પૂછ્યું:—"આવી કેમ બૂમ પાડે છે?" તે બાળકે જવાબ આપ્યો કે:—"મારાં માબાપે મહારાજાના નામને આશીર્વાદ આપવાનું મને શીખવ્યું છે." તરત જ નેપોલિયન તે બાળકના માબાપને મળ્યો, તેમની સાથે તેણે વાતો કરી અને તેમણે જણાવ્યું કે દેશમાં ને દેશમાં જ લડાઇ જાગવાથી, ત્રાસ થવાથી તેઓ ક્રીટની છોડી નાસી

ગયાં હતા પણ પારિસમાં તેમને ઉદ્યોગ અને દ્રવ્યની પ્રાપ્તિ થઇ હતી. ફ્રાન્સ ઉપર જે સુખની વૃષ્ટિ નેપોલિયને કરી તેને માટે તેઓએ છટાદાર શબ્દોમાં પ્રતીતિ આપી. બીજે દિવસે નેપોલિયને તેમના ઉપર એક બક્ષીસ મોકલી ત્યારે જ તેઓએ જાણ્યું કે તેમણે પોતાની આભારની લાગણી સાક્ષાત્ નેપોલિયન આગળ જ કાઢી હતી.

બીજે દિવસે પોતાના સેનાપતિઓને સાથે લઇ લોકોના ટોળા સાથે નેપોલિયન કાઉન્સીલ, સીનેટ અને કાયદા ઘડનારી મંડળીમાં આવ્યો. તેમને તેણે નીચે પ્રમાણે કહ્યું—

' ગૃહસ્થો, તમે છેલ્લા મળ્યા પછી નવા વિગ્રહો થયા છે, નવા વિજયો મળ્યા છે અને નવી સંધિઓ થઇ છે. તેથી યુરોપની રાજ્યકીય સ્થિતિ તદ્દન બદલાઇ ગઇ છે. આખા યુરોપમાં ઇંગ્લાંડ જે આપખુદીથી પોતાની સત્તા વાપરતું હતું તે સત્તાનો નાશ કાયમને માટે થયો છે તે જોઇ તમામ પ્રજાઓ એકે અવાજે પ્રસન્નતા બતાવે છે. મેં જે જે કર્યું છે તેમા મારી પ્રજાની ઉન્નતિ સિવાય બીજા કશા ઉપર મેં લક્ષ આપ્યું નથી. મારી પ્રજાની ઉન્નતિ મારી પોતાની કીર્તિ કરતા મને વધારે પ્રિય છે. હવે દરીઆઇ બાબતમાં સંધિ કરવાની બાકી છે. આપણી તે ઇચ્છા પાડવામા કોઇ પ્રકારની ગુસ્સાની લાગણીને વચમા આવવા દેવામાં આવશે નહી. દરીઆઇ વિગ્રહનું પરિણામ વિધિએ ગમે તેમ નક્કી કર્યું હોય તો પણ મારી પ્રજા મને હંમેશાં એવો ને એવો જ રહેલો જોશે અને મારી પ્રજા પણ મારા શ્રમને પાત્ર રહેશે જ. તમારો રાજા તમારા દેશથી જ્યારે ૧૫૦૦ માઇલથી વધારે દૂર હતો અને તે વખતે તમે જે વર્તણુક ચલાવી હતી તેથી તમારી કિંમત મારી દૃષ્ટિમા વધી છે. મારા તરફના પ્રેમની પ્રતીતિઓ તમે આપી છે. તેથી મારી ઉત્તમ લાગણીઓ જાગૃત થઇ છે. ”

“ આપણી સંસ્થાઓ સાદી બનાવી તેમાં સુધારો કરવાની ઘણી યોજનાઓનો વિચાર મેં કરી મૂક્યો છે. મેં કેટલાક નવીન ઇલકાબો કાઢ્યા છે, અને તેનો ઉદ્દેશ એટલો જ છે કે પ્રજામાંના નામાંકિત માણસોની કીર્તિના પ્રકાશમાં વધારો કરવો અને ઉત્તમ પ્રકારની સેવાની ઉત્તમ પ્રકારે કદર કરવી,

જેથી આપણા રાજ્યઅંધારણમા બંધબેસતા ન આવે એવા જૂના કલકળે ફરીથી જાગૃત ન થવા પામે. જે જે સાર્વજનિક કામો પૂરાં કરવામા આવ્યાં છે, અને જે જે શરૂ કરવામાં આવ્યાં છે તેની ખબર મારા મીનીસ્ટર ઑફ ધ ઇન્ટીરીયર તમને આપશે. પણ હજી જે કરવાનું બાકી છે તે ઘણા મહત્ત્વનું છે. મારી એવી ઇચ્છા છે કે મારા રાજ્યના તમામ ભાગમાં–નાનામાં નાના ગામડામા પણ–સામાન્ય સુધારણાની જે યોજના મે કરી છે તેથી દરેક માણસની સંપત્તિ અને જમીનની કિમત વધવ જ જોઇએ. ગૃહસ્થો, એ પરિણામ લાવવા સારૂ મારે તમારી સહાયની જરૂર પડશે અને તેના ઉપર દૃઢ આધાર રાખવાનો મારો હક છે. ”

આ ભાષણથી શ્રોતાજન ઉપર ઘણી ઉંડી અસર થઇ અને ઘણા આનંદથી તે પસંદ કરવામાં આવ્યું. પછી નેપોલિયન ગયો એટલે ધારાસભાનો પ્રમુખ ઉભો થયો અને નીચે પ્રમાણે બોલી લગભગ આખા ફ્રાન્સનો એકમત તણે જણાવ્યો:—

“ આપણી દૃષ્ટિ આગળ જે ચિત્ર ખડુ કરવામા આવ્યું છે તે પોતાના દેશની અંદર જ રાજ્યકારભાર ચલાવનારા શાંતિપ્રિય રાજાની છબી જેવુ જણાય છે. પરતુ જોવા જેવુ એ છે કે આ બધો ઉપયોગી શ્રમ, એ બધી ડહાપણભરેલી યોજનાઓ–જ્યારે તે પરાજય પામેલા પ્રુશિઆના બીજા છેડા ઉપર હતા અથવા પરાજિત કરવાના રશિઆની સરહદ ઉપર હતા અને શસ્ત્રાસ્ત્રનો ખડખડાટ થતો હતો તે વખતે તે શ્રમ લેવાયો છે અને તે યોજનાઓ ઘડાઈ છે. પાટનગરથી ૧૫૦૦ માઇલ દૂર છતા અને મહા દારુણ યુદ્ધની ચિંતા અને શ્રમ હોવા છતાં એક વીરરત્ન આવા લાભની યોજનાઓ ઘડે એ વાત જો ખરી હોય તો લડાઇ બંધ કરી તે પાછો આપણા ભેગો આવી રહે તો તેમાં કેટલો બધો વધારો કરી શકે ? હવેથી તે પ્રજાના સુખની જ ચિંતા કરશે અને તેથી તેની કીર્તિ વધારે લાગણી ઉત્પન્ન કરનારી થશે. ”

“ મોટાં મોટાં રાજ્યોની સરહદો તે ફેરવી નાંખે છે તથા તેમા વધારો કે ઘટાડો કરી શકે છે. તેની ઉન્નતિ આગળ બધા તણાઇ જાય છે ઠીક, ત્યારે એ માણસ જે કીર્તિથી ઢંકાઈ ગયો છે તે હજી વધારે સારા કામ કરવાની

આપણને પ્રતિજ્ઞા આપે છે. હવે તે શાંતિમાં રહેશે અને યુદ્ધમાં વ્યગ્ર નહીં થાય તો તે એવું સિદ્ધ કરી આપશે કે તેનું અજિત લશ્કરી બળ જેના પ્રવાહમાં રાજ્યો અને રાજ્યગાદીઓ ઘસડાઇ જાય છે તે જ બળ ખરૂં જોતાં તેના મહારાજાને શોભે એવા ડહાપણ નીચે જ એટલું છે. તે ડહાપણના પ્રભાવે શાંતિ અને સુલેહથી રાજ્યોનું સંરક્ષણ થાય છે, તેને લીધે કૃષિ અને ઉદ્યોગ ખીલવાથી દેશમાં આબાદી થાય છે, તેને લીધે કળાકૌશલ્યના ઉત્તમ નમુનાઓ ઉત્પન્ન થઈ દેશની શોભામા વૃદ્ધિ થાય છે અને તે તમામનો મજબૂત પાયો નીતિ અને કાયદા ઉપર કાયમનો રચે છે.”

એકુએનમાં જે કન્યાશાળા નેપોલિયને કાઢી હતી તેના તરફ તે વિશેષ લક્ષ આપતો. જે સ્ત્રીઓ ત્યાં ભણતી અને હુશીઆર માલમ પડતી તેમને તે ઘણી વાર ઇનામ આપતો.

એક દિવસ તે શાળાની ભેટ લેવા તે ગયો, ત્યારે બધી કન્યાઓ સોયનું કામ કરતી હતી. દરેક વર્ગમાં થોડું થોડું ઉત્સાહ ઉત્પન્ન થાય એવું બોલી તેણે એક આનંદી દેખાતી છોકરીને પૂછયું:—

“ એક ખમીસ બનાવવાને કેટલા દોરા જોઈએ ? ”

તેણે ખૂબીથી વક્ર જવાબ આપ્યો:—“ નામદાર સાહેબ, જો દોરો જોઇએ એટલો લાંબો હોય તો એક જ દોરાથી ચાલે. ”

આ ઉત્તરની સમયસૂચકતાથી નેપોલિયન એટલો બધો ખુશ થયો કે તેણે તરત જ એક સોનાની સાંકળી ને કન્યાને આપી દીધી. અલબત તે દાગીનો તો તેને હંમેશને માટે ખાસ કિંમતી થઈ પડ્યો. તે શાળાની બધી કન્યાઓ નેપોલિયનને ઘણા જ ઉત્સાહથી ચાહતી હતી.

બુર્બોનો પાછા જ્યારે ફ્રાન્સની ગાદી ઉપર આવ્યા, ત્યારે એવો હુકમ કરવામા આવ્યો કે ગાદી પચાવી પડનાર ( નેપોલિયન ) નું જરા પણ સ્મરણ થાય એવી તમામ વસ્તુઓનો તે શાળામાથી નાશ કરવો. જે જે બક્ષીસો કન્યાઓને નેપોલિયને આપી હતી તે તમામ તેમની પાસેથી લઇ લેવામાં આવી. પરંતુ પેલી કન્યા મીસ બ્રુઅર્ડે તે સાકળી પોતાના શરીર ઉપર જ પહેરી રાખી, તે કહેતી કે તે મરશે ત્યારે જ તે પહેરવી બંધ કરશે. એક દિવસે

એક નોકરે તે સાંકળી જોઇ. આની ખબર પ્રીન્સીપલને કરવામા આવી. તરત જ સાંકળી માગવામા આવી પણ પેલી કન્યાએ તે આપી નહીં. તેથી વધારે સત્તાવાળા અધિકારીને તેની ખબર આપવામા આવી. ફરીથી સાંકળી માગવામા આવી ત્યારે તે બોલીઃ—

"મને તે નેપોલિયને આપી છે અને મરતા સુધી હું તે પહેરવાની છું ભલે તેનું પરિણામ ગમે તે આવે." તે કન્યાને કન્યાઓ સુધારવાની સંસ્થામાં પૂરવામાં આવી ત્યા તે બીચારી એકલી કેટલાક દિવસ સુધી રહી. છતાં તે એકની બે થઇ નહીં. નિશાળની તમામ કન્યાઓને એકઠી કરવામા આવી અને આ કન્યા જો કે બધાને જ વહાલી હતી તો પણ આખરે તેને કાઢી મૂકવામાં આવી.

થોડા વખત પછી બુર્બોન વંશની સ્ત્રીઓ પૈકી એક સ્ત્રી—'ડચેસ ઑફ ઍંગુલીમ'—તે શાળાની મુલાકાત લેવા ગઇ. તે સ્ત્રી જ્યારે શાળામા પેસે તે વખતે તમામ કન્યાઓએ બુર્બોન રાજાના માનની ખાતર 'રાજા ઘણું જીવો' એવો પોકાર કરવાનો હુકમ કરવામા આવ્યો હતો. પછી તે ડચેસ આવી અને બધી છોકરીઓ જ્યારે સામટી બોલી ઉઠી કે 'મહારાજા (નેપોલિયન) ઘણું જીવો' ત્યારે તેના ગભરાટનો પાર રહ્યો નહીં.

કાઉન્ટ ડી લાઇલ—જે પછીથી અરાઢમો લ્યુઇ એ નામ ધારણ કરી ફ્રાન્સની ગાદી ઉપર આવ્યો હતો—તે વખતે રશિઆમા રહેતો હતો. તે બુર્બોનોની રાજ્યગાદી મેળવવા કાંઇક કાવતરું કરતો હોય એવી તેની હીલચાલ થતી હતી. પોતાના ઉપરના વિશ્વાસ ઉપર શંકા ન આવે એવા ઇરાદાથી અલેક્ઝાન્ડરે સેનાપતિ સેવરીની મારફત આ વાત નેપોલિયનને કહી. નેપોલિયને જવાબ આપ્યોઃ—"મહારાજા અલેક્ઝાન્ડરે જે ખબર મને આપવા સારૂ તમને કહ્યું તેને માટે તેનો મારા તરફથી ઉપકાર માનશો. કાઉન્ટ ડી લાઇલ કાંઇ કરી શકે તેને હું જરા પણ મહત્ત્વ આપું છુ એમ જો મહારાજા અલેક્ઝાન્ડર માનતા હોય તો એમની ભૂલ છે. કાઉન્ટ ડી લાઇલને રશિઆમાં રહેવાનો કંટાળો આવ્યો હોય તો તે ભલે વર્સેઇલ્સમાં આવીને વસે. હું તેને માટે તમામ પ્રકારની ગોઠવણ કરીશ."

સેંટપીટર્સબર્ગના દરબારમાં જે કાંઇ થતું હતું તેની ઝીણીઝીણી તમામ હકીકત નેપોલિયનને મળતી હતી. અલેક્ઝાન્ડર ઘણી વખતે આગ્રહી જુસ્સાનો ભોગ થતો અને તે એક સુદર સ્ત્રીના મોહમા એટલો પાશબદ્ધ થઈ ગયો હતો કે એનો તમામ વખત તે સ્ત્રીની સેવામા જ જતો હતો. રાજકીય બાબતની સલાહનો એક પત્ર નેપોલિયને પોતાના એલચીને લખ્યો હતો અને તેના અત ભાગમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

“ અલેક્ઝાન્ડર જે જન્મથી રાજા જ છે તેના ચારિત્રનુ નિરીક્ષણ કરવામાં હું દુર્લક્ષ રાખવા માગતો નથી. આખા રશિઆ ઉપર નિરંકુશ સત્તા ભોગવનાર માણસનું મન એક સ્ત્રીએ ફેરવી નાંખ્યુ છે ! આખી દુનીઆની તમામ સ્ત્રીઓ એકઠી થાય તોપણ તેમના મોહથી એક કલાક પણ હું ગુમાવું એવો હું નથી. મને બધી બાબતની ખબર આપતા રહેજો–ઝીણી ઝીણી તમામ બાબતો મને જણાવજો. માણસનું ખાનગી જીવન એક પ્રકારના અરીસા જેવું છે જેમા ઘણા ઉપયોગી તત્ત્વોનું પ્રતિબિંબ આપણને જણાય છે. ”

વુર્ટમ્બર્ગના રાજાની છોકરીનું જેરોમ સાથે લગ્ન થયા પછી તે જુવાન જોડું વેસ્ટફાલીઆના રાજ્ય તરફ જવા પારિસ છોડી નીકળ્યું વખતે પોતાના ભાઇને નેપોલિયને નીચે પ્રમાણે સલાહ આપી હતી:—

“પ્રિય ભાઇ, વુર્ટમ્બર્ગના રાજાએ તને સ્ટટ્ગાર્ટ બોલાવ્યો છે માટે તારે ત્યાં જવું જોઇએ. પછી તારી પ્રજા તારી આસપાસ જે દબદબો જોવા આશા રાખે તે દબદબા સાથે તું કેસલ જજે. શહેરોના પ્રતિનિધિઓ, તમામ ધર્મના અધ્યાપકો, હાલ જે રાજ્યો છે તેના પ્રતિનિધિઓ–એ બધાને તુ બોલાવજે અને તેમાં એવી કાળજી રાખજે કે અર્ધો ભાગ અમીરઉમરાવોનો આવે અને અર્ધો ભાગ સામાન્ય પ્રજાવર્ગનો આવે. તે મડળની સમક્ષ તને રાજ્યબંધારણ સોપવામા આવશે અને તે પ્રમાણે ચાલવાને તારે સા શપથ લેવા પડશે. ”

“પહેલવહેલા તો કાઉન્સીલરોની સંખ્યા માટે નક્કી થયેલી જગાઓ પૈકી તું અર્ધી પૂરજે. કામ શરૂ કરવાને એટલી સંખ્યા પૂરતી થશે. તુ એટલી કાળજી રાખજે કે તેમા અર્ધા ઉપરાંતના માણસો અમીરઉમરાવો ન હોય. આ પ્રમાણે તમામ ઓફીસોમાં પ્રજાના માણસોની સંખ્યા વધારે રાખવાની હમેશ સાવધ-

ગીરી એવી રીતે તું ગબજે કે તે કોઇ સમજી શકે નહીં. આમાથી દરબારની કેટલીક જગાઓને માટે હું અપવાદ કરૂં છું. તે જગાઓ ઉપર તું તે જ તત્ત્વોને અનુસરી મોટાં મોટા માણસો નીમજે; પણ તારા પ્રધાનો, તારી કાઉન્સીલ અને બને તો તારા રાજ્યકારભારની અપીલોની કચેરીઓમા મોટી સંખ્યા તારે પ્રજામાંના માણસોની રાખવી આ પ્રમાણે વર્તીશ તો તેની અસર ઠેઠ જર્મનીના મધ્ય ભાગ સુધી પ્રસરશે અને ઉપલા વર્ગને કદાચ ખોટું પણ લાગશે. પરંતુ આ પ્રમાણે વર્તવામાં કોઇ જાતનો દંભ કરવાનો નથી. પ્રજાના હિતને તું આટલું બધું મહત્ત્વ આપે છે તેની ચર્ચા કરીશ નહીં અથવા તે કોઇને સમજવા દઇશ નહી મુદ્દાનું તત્ત્વ તો એટલું જ છે કે બુદ્ધિશાળી માણસો, પછી તે ગમે તે સ્થિતિમા હોય ત્યાથી તેમને રાજ્યકારભારમા લેવાના છે."

"મારે જે ખાસ અગત્યનું કામ છે તે એ છે કે તારે મારો કોડ દાખલ કરવામા જરા પણ વિલંબ કરવો નહીં. તારી અને મારી કીર્તિ વધારે યશસ્વી થાય એટલા માટે જ નહી પરંતુ આખા યુરોપની સામાન્ય પદ્ધતિની દૃષ્ટિથી પણ તારી પ્રજાનું સુખ મને ઘણું જ મહત્ત્વનું છે. તારી પ્રજા પરાધીનપણામા ઉછરેલી છે તેથી તારા સ્વતંત્રતા આપવા રૂપી કરેલા ઉપકારની કિંમત તે નહીં કરે એવું કહેનારા તને મળશે, પણ તું તે સાંભળીશ નહીં. તારી પ્રજા કેળવાયેલી નથી એવું કેટલાક લોકો તને સમજાવશે પણ તેઓ ધારે છે તેના કરતા તે વધારે કેળવાયેલી છે. પ્રજાના વિશ્વાસ અને પ્રેમ સિવાય બીજી કોઇ રીતે તારા રાજ્યનો પાયો મજબૂત થવાનો નથી. જર્મનીના લોકો અધીરા થઇ એવી ઇચ્છા રાખે છે કે જે માણસો અમીરઉમરાવોના ફરજંદ નથી છતા બુદ્ધિશાળી છે તેમને તારા તરફથી બરાબર સરખો ન્યાય મળવો જોઇએ, અને દરેક પ્રકારનું બંધન તથા રાજા અને પ્રજા વચ્ચેના બીજાં તમામ બંધનો સંપૂર્ણ રીતે કાઢી નાખવાં જોઇએ."

"મારો કોડ દાખલ કરવાથી, કાયદાના કામ ખૂલ્લી પ્રસિદ્ધ રીતે કરવાથી, જ્યુરીની (પંચની) પદ્ધતિ દાખલ કરવાથી તારા રાજ્યમાં પ્રખ્યાત નવીનતાઓ થશે. મારા મનની બધી વાત જો હું તને કહી દઉં, તો હું જણાવું

છુ કે મોટા મોટા વિજયો કરતા આ બધી વસ્તુઓ દાખલ કરવાથી જે પરિણામ આવશે તેથી તારૂ રાજ્ય સારી રીતે સ્થપાશે અને મજબૂત બનશે. જર્મનીના બીજા ભાગોમા જે પ્રકારની સ્વતંત્રતા, સમાનતા અને સંપત્તિ નથી તેવી તારી પ્રજાએ ભોગવવી જોઇએ. આવી ઉદાર રાજ્યપદ્ધતિથી એક નહી તો બીજી રીતે એકત્ર થયેલા નાના રાજ્યોની પદ્ધતિને તથા તારા પોતાના રાજ્યને લાભ થાય એવા ફેરફાર થશે. તારો દેશ એલ્બ નદીથી, કીલ્લાઓથી અથવા ફ્રાન્સ તરફના રક્ષણથી પ્રુશિઆથી નીરાળો પડેલો છે તેના કરતાં પણ વધારે ચોખ્ખી રીતે તે આ પદ્ધતિથી નીરાળો જણાશે. ડહાપણ અને ઉદારતાભરેલી રાજ્યનીતિના સારા ફળ ચાખ્યા પછી કોઇ પ્રજા પ્રુશિઆની આપખુદીભરેલી રાજ્યસત્તા નીચે રહેવાનું પસંદ કરશે નહી. જર્મની, ફ્રાન્સ, ઇટાલી, તથા સ્પેનની પ્રજા સમાનતા માગે છે અને ઉદાર વિચારોની અપેક્ષા રાખે છે. યુરોપના બનાવોનું સુકાન ફેરવતા મને કેટલાક વર્ષો થયા છે. મારી એવી ખાત્રી થવાનો પ્રસંગ આવ્યો છે કે વિશિષ્ટ હક્ક ધરાવનારાઓનો બૂમાટ પ્રજાના અભિપ્રાયથી વિરુદ્ધ જ હોય છે. પદ્ધતિસર રાજ્ય ચલાવજે. તારી સ્થિતિમા તારા સમયની બુદ્ધિ અને ડહાપણ પૂરતા ન હોય તો પણ સારી રાજનીતિ ખાતર તારે એમ વર્તવું જોઇએ. ”

નેપોલિયન સેંટ હેલીનામા કહેતો કે “ પારિસને આખા યુરોપનું પાટનગર બનાવવાનો મારો વિચાર હંમેશા હતો. દાખલા તરીકે મને ઘણી વાર એમ થતું કે તેમા વીશ–ત્રીશ–ચાળીશ લાખ માણસની વસ્તી થવી જોઇએ. ટુંકામા તે એક મોટું, કલ્પનામા ન આવી શકે એવું વિશાળ, રાક્ષસી, અદ્વિતીય નગર થવુ જોઇએ જેમા વસ્તીને છાજે એવી સાર્વજનિક સંસ્થાઓ પણ હોય. ”

“ પરમાત્માએ મને બીજાં વીશ વર્ષ અને થોડી નિવૃત્તિ આપી હોત તો જૂનુ પારિસ જડત જ નહી એવી તજવીજ હું કરત. તેનુ નામનીશાન પણ હુ ન રહેવા દેત. ફ્રાન્સનુ જ સ્વરૂપ હું બદલી નાખત. આર્કીમીડીસ એમ કહેતો કે મારૂં ઉચ્ચાલન મૂકવાની જગા મને આપવામા આવે તો હું ગમે તે કામ કરી બતાવું. હું પણ એટલું જ કરી બતાવત. જો મને મારી શકિત,

મારી ખંત અને મારા પૈસા વાપરવાની જગા મળી હોત તો હું નવીન દુનીઆ ઉભી કરી શકત. ફ્રાન્સના અમીરઉમરાવોના રાજા કેવા હોય છે અને રાજ્યબંધારણના નિયમને અનુસરી ચાલનારો મહારાજા કેવો હોય છે તેનો ભેદ હું બતાવત. ફ્રાન્સના રાજાઓમાં કોઇ વખતે રાજ્યકારભાર કરવાની અથવા મ્યુનીસીપલ સંસ્થાઓ ચલાવવાની તાકાત ન હતી. તેઓએ હમેશાં જોહુકમી ચલાવી છે અને પોતે મોટા ઇશ્વર હોય એમ તેઓ વર્ત્યા છે તથા તેમણે તેમના ઉપયોગના માણસોનો જ વિનાશ કર્યો છે. ”

“ પ્રજામા તો એવું કાંઇ જ નથી કે જે શાશ્વત અથવા અનશ્વર હોય. જે જે કામ કરવામા આવે છે તે તે ક્ષણના તુરંગને સંતોષ આપવા સારૂ જ કરવામા આવે છે. ભવિષ્યનો વિચાર કોઇને થતો નથી. આ આપણા જીવનનું સૂત્ર છે અને ફ્રાન્સમા આપણી જે રીતભાત છે તે ઉપરથી તે સિદ્ધ થાય છે દરેક માણસ કાંઇ નવીન કરવામા અથવા કરેલું કાઢી નાખવામા પોતાનું જીવન ગાળે છે. પાછળ તે કાંઇ જ મૂકી જતો નથી. પારિસની ઉત્કૃષ્ટતાના પ્રમાણમા શું તેમા નાટયગૃહ અથવા ઓપેરાહાઉસની જરૂર નથી ? ”

“ પારિસ શહેરના લોકોએ ઘણી વખત મને મીજબાનીઓ આપવાની ઇચ્છા બતાવેલી પણ મેં તે પસંદ કરેલી નહીં કારણ કે તેમાં માત્ર ખાવાનું, નાચવાનું, કૃત્રિમ દારૂખાનું, એ સિવાય બીજું કાંઇ મળે જ નહીં. તેમાં દશ અગીયાર લાખ ફ્રેન્ક જેટલો ખર્ચ થાય અને તેની તૈયારીઓ થતી હોય ત્યારે કેટલાક દિવસ સુધી લોકોને અડચણ થાય અને મીજબાનીઓ થઇ રહ્યા પછી જેટલે ખર્ચે એ બધી તૈયારીઓ કરવામાં આવી હોય તેટલે જ ખર્ચે તે બધું ઉઠાવી નાખવાનું કામ થાય. હું એમ સાબીત કરવા શક્તિમાન્ થયો હતો કે આવા નિરર્થક ખર્ચોને બદલે નાણાંનો સદુપયોગ કરવામા આવે તો લોકો તે દ્રવ્ય વડે કાયમ અને ભવ્ય સ્મારકો ઉભા કરી શકે ”

“ ઇષ્ટ સાધવામા જે જે અડચણો આવે છે તે જાણવા સારૂ મેં જે વેઠેલું છે તે દરેક માણસે વેઠવું જોઇએ. રાજાના મહેલોમાની કોઇક વ્યક્તિઓને માટે ધુમાડીઆં, પડદા અથવા લાકડી સામાન વિગેરેનું કામ હોય તો

તે કામ જલદી અને બરાબર થાય પણ ટ્યુઇલેરીસનો વિશાળ બાગ લંબાવવાનું કામ હોય, કેટલીક જગાઓ ગંદી હોય તે સાફ કરાવવાની હોય, ગટરો સાફ કરવાની હોય; ટુંકામા પ્રજાને ઉપયોગમાં આવે એવું કાઇ પણ કામ કરવાનું હોય અને જેમા કોઈ અમુક વ્યક્તિને કાઇ લેવાદેવા ન હોય તો તેવી વખતે મારે મારી તમામ શકિતઓનો ઉપયોગ કરવાની જરૂર પડતી. મારે ૭ અથવા દશ દશ કાગળો એક જ દિવસે લખવા પડતા અને આખો દિવસ એનું જ ધ્યાન મારે ધરવું પડતું. આ પ્રમાણે જ મેં ત્રણ કરોડ ફ્રેન્ક ગટરોમા ખર્ચી નાખ્યા જેને માટે મારો કોઇ ઉપકાર માનનાર ન હતું. ટ્યુઇલેરીસના આગળના ભાગમા આવેલા ત્રણ કરોડ ફ્રેન્કના ઘર કેરાઉઝલ બનાવવા સારૂ અને લુવરને ખુલ્લું કરવા સારૂ મેં તોડી નંખાવ્યા. મે જે કર્યું છે તે બહુ જ છે. તે ઉપરાત જે જે કરવાનો મે નિશ્ચય કર્યો હતો અને જેને માટે મેં યોજનાઓ ઘડી હતી તે તો વળી બહુ જ હતું. ”

કેટલાક કદાચ એમ ધારશે કે નેપોલિયનના રાજ્યકારભારના શ્રમનો ઉપર આવેલો હેવાલ કોઇ મિત્રે લખેલો હશે તેથી તે આટલી સ્તુતિવાળો છે. જો એમ હોય તો એક અગ્રેજ ઇતિહાસલેખકે જે પ્રમાણ આપ્યા છે તે વાચો. નેપોલિયનના જીવનચરિત્રનો ઇતિહાસ લોકહાર્ટે લખ્યો છે. તેના દરેક પૃષ્ટમા જે બળવાન મહારાજા નેપોલિયન વિરુદ્ધ ઇંગ્લાડે કટ્ટી શત્રુતા દેખાડી હતી તેના તરફ દુસ્મવનાટભરેલી ભાષાની છાપ સ્પષ્ટ જણાઇ આવે છે તે છતા નીચેની બાબતોની નોંધ લોકહાર્ટને પણ લીધા વિના ચાલ્યુ નથીઃ—

“ અતિશય દારુણ યુદ્ધના પ્રસંગોમા પણ જ્યાં જ્યા નેપોલિયન જતો હતો ત્યાં ત્યા પણ ફ્રાન્સના રાજ્યકારભારની બાબતો તે એટલી બારીકાઇથી તપાસતો હતો કે એના જેટલી બારીકાઇથી એના રાજ્યથી અર્ધા પ્રદેશવાળા રાજાઓ શાંતિના સમયમા પણ પોતાનો રાજ્યકારભાર તપાસતા નથી. જ્યારે એને કાઇ કામ ન હતું ત્યારે તે ભૂમિતિ અને અક્ષરગણિતના હીસાબ ગણવામા આનંદ લેતો. પોતાનો રાજ્યકારભાર શરૂ થયા પછી તરત જ રાજ્યનો હીસાબ લખવામા કાઇ ચૂકો થતી તેને જણાયાથી એણે સખત બંદોબસ્ત કરી નાખ્યો હતો ને તેથી રાજ્યનાં તમામ નાણાખાતાના દફતરોમા એવી

ચોકસાઇ રાખવામાં આવતી કે કોઈ ખાનગી માણસની વિશાળ જાગીરનાં હીસાબમાં પણ એવી ચોકસાઈ જોવામા આવતી નહીં. કોઈ પણ કામ કરવું એ પોતાની પ્રતિષ્ઠાને હીણપદ લગાડનારૂં છે એમ તે માનતો જ નહીં. દરેક કામ કરવાને તે વખત શોધી કાઢતો. મહારાજા નેપોલિયન જાતે જ દેખરેખ રાખે છે એમ હલકામા હલકો નોકર જાણતો અને તેથી તે પોતાનું કામ સારી રીતે કરતો. જ્યારે રાજ્યખટપટનો સંબંધ ન હોય ત્યારે સ્વતંત્ર છાપખાનું, સ્વતંત્ર સીનેટ અને લોકમતની રક્ષણ કરવાની સત્તાની જગાએ તેની સર્વવ્યાપક પોલીસ આવતી. રાજ્યકીય ગુન્હા સિવાય બીજી બધી બાબતોમા ઇનસાફનું કામ જ્યુરી (પંચ) મારફત કરાવવાનો દરેક માણસને હક્ક હતો. ”

“ કોડ નેપોલિયન—તે એક ધર્મશાસ્ત્રની મોટી સંપૂર્ણ હકીકતવાળી ચોપડી છે. તેને તૈયાર કરવામા નેપોલિયને પોતે તે વખતના નામાંકિત ધારાના હીમાયતીઓ સાથે તથા કેળવાયેલા લોકો સાથે પુષ્કળ વાટાઘાટ કરી હતી. તે ફ્રાન્સને એક અમૂલ્ય આશીર્વાદરૂપ વસ્તુ છે. નેપોલિયન પોતે વ્યાજબી મગરૂરી રાખી કહેતો કે ‘ મારા હાથમા આ પુસ્તક રાખો હું મારૂં નામ ભવિષ્યની પ્રજામા અમર કરીશ. ’ આ ધર્મશાસ્ત્રનું પુસ્તક અતિશય ડહાપણ અને બુદ્ધિનો ઉપયોગ કરી બનાવવામા આવ્યું હતું અને એના જેવો સંપૂર્ણ કાયદો ફ્રાન્સના કોઇ રાજાના વખતમા હતો જ નહીં. આ વખતે પણ તે કોડ ફ્રાન્સમા જ ઉપયોગમાં આવે છે એમ નથી પણ યુરોપના મોટા ભાગમા તેનો જ ઉપયોગ થાય છે. વાસ્તવિક અને ચોક્કસ ધોરણ પ્રમાણે માણસ માણસ વચ્ચે ન્યાય આપવામા આવતો હતો અને ન્યાય આપનારી અદાલતો પવિત્ર હતી. ”

“ તેના વિજયના ભભકામા, તેણે બંધાવેલા રસ્તા, પૂલો, પાણી લઇ જવાની નહેરો અને બીજાં સ્મારકોમા, પ્રજાના આગેવાનની પ્રતિભાથી પ્રજાની સાધારણ રીતે જે ઉન્નતિ થયેલી હતી તેમા પ્રજાને માથે જે દેવાનો ભાર થયો હતો તેનો બદલો વળતો, ઘરસંસારની વિપત્તિઓ મટતી અને જે સ્વતંત્રતાના નામથી આ જૂલમી માણસે પોતાના પ્રથમના વિજય મેળવ્યા હતા તેના જેટલી ખરી સ્વતંત્રતા મળતી. પરંતુ એટલી વાત કહેવાની રહેવા દેવી જોઇતી નથી કે પોતાના રાજ્યના એકેએક ખાતામા તેણે એવો જ કાયદો

મુખ્યત્વે કરીને રાખ્યો હતો કે જેઓ બુદ્ધિમાં બળવાન હોય અને પોતાની હુશીઆરીથી અને ઉદ્યોગથી સેવા કરી દેશની શોભા વધારે એવા હોય તેમને જ નોકરીમાં રાખવા. ”

“ પાટનગરની શોભા વધારી ચૌદમા લ્યુઇ રાજાના દરબાર જેવો ભવ્ય અને દબદબાભર્યો દરબાર પોતે જ ભરી નેપોલિયને ફ્રાન્સની પ્રજાને સંતોષ આપ્યો. જૂના અમીરઉમરાવો દેશનિકાલ થયા હતા તે પાછા આવ્યા. તેઓ રાજ્યક્રાન્તિ કરનારા વીરોની સાથે તે જ મહેલોમાં ભળી ગયા. આવા આવા રાજ્યકીય કામોમાં અને મોટા મહોત્સવોમાં જોસફાઇન જાણે રાણી થવાને અવતરી હોય તેમ સૌંદર્ય અને શિષ્ટાચારથી પ્રમુખનું કામ કરતી. દરબારના ભભકા અને દબદબામાં, અને નાના નાના ઓરડાઓમાં ( જ્યા રાજાઓ એક એકને અથડાતા હતા ) પણ નેપોલિયન પોતે કપડાં પહેરવાની તથા રીતભાતની પોતાની અસલી સાદાઇ રાખતો અને જરા પણ આડમ્બર કરતો નહીં. તે મહાન નરેશ એક સાધારણ અમલદાર કરતા પણ વધારે મહેનત કરતો. મહારાજા તરીકે નેપોલિયનને સાસારિક આનદને સારૂ વખત મળતો નહી. તેના અગત મિત્રો ઘણા જ થોડા હતા આખો દિવસ તે કામ કરતો અને રાત્રે તે અભ્યાસ કરતો. રણક્ષેત્રમા જો તે પોતાના લશ્કર જોડે ન ગયો હોય તો તે દેશની તપાસ કરતો હતો, વ્યવસ્થાની તમામ ઝીણી બાબતો પોતાની આખથી જ જોતો હતો, અને પોતાની છાવણીમાથી પણ તે એવા હુકમો કાઢ્યા કરતો હતો કે તેની મુસાફરી દરમ્યાન કરેલુ તેનું નિરીક્ષણ કેટલું ચોક્કસ છે, અને દરેક ફ્રેંચ પ્રાંત, શહેર, અને ગામડાનુ કલ્યાણ બને તેટલું સાધવા સારૂ પોતાના ઉદ્દેશને અનુસરી તેને અનુકૂળ પગલાં ભરવા તે કેટલો આતુર છે તે જણાઇ આવતું હતું. ”

નેપોલિયનના શત્રુઓએ પણ તેનુ આવું વર્ણન કર્યું છે. ઇંગ્લાંડ સાથે સંધિ કરવાના જેટલાં સાધન હતા તે બધા તેણે અજમાવી જોયાં હતાં અને તે ઉદ્દેશ પાર પાડવા સારૂ સામ, દામ તથા રાજ્યનીતિનાં અને સમજુતીનાં તમામ સાધનો વાપરી જોયાં હતા. ફ્રાન્સના વિપ્લવ પછી જે વિગ્રહપરંપરા થઇ તેને માટે નેપોલિયનને જવાબદાર ગણવો એના જેવી બીજી ચૂક એક

પણ નથી. પોતાની ઉત્કૃષ્ટ ન્યાયબુદ્ધિને શોભા આપે એવા નીખાલસપણાની વૃત્તિથી રીચર્ડ કૅાબ્ડન લખે છે કેઃ—

"આપણામા એક એવી જબરી માન્યતા ચાલતી આવી છે કે આપણા ઉપર વિના કારણે અને અન્યાયી આક્ષેપ થવાથી વિગ્રહ થયો. આપણે તો શાંતિ રાખવી હતી પણ બળાત્કારે આપણે યુદ્ધમા ઉતરવું પડ્યું અને આપણા શાંતિપ્રિય વિચારો હોવા છતાં આપણા કીનારા ઉપર ફ્રાન્સ તરફથી હુમલો થશે એવી ધાસ્તી ઉભી થઇ હતી."

"હવે મારે જણાવવું જોઇએ કે આ વાત સત્યથી વેગળી છે એટલું જ નહીં પણ સત્યથી કેવળ અવળી છે એમ દીલગીરી સાથે મારે જણાવવું પડે છે. છેલ્લા ફ્રેંચ વિગ્રહમાં ઇંગ્લાંડ જ તેનું કારણ હતું એ વાત ઇતિહાસ લખનારાથી અને અધિકારીઓના કૃત્યોથી જેવી રીતે ન્યાયાધીશોમા પૂરવાર થઇ શકે એમ છે એથી વધારે સારી રીતે બીજું કાંઇ પૂરવાર થઇ શકે એમ નથી એમ કહેવાને મને જરા પણ આનાકાની થતી નથી. ફ્રાન્સે વિગ્રહ ઉભો કર્યો નથી એટલું કહેવાથી પતે એમ નથી. આપણા દેશ સાથે વિગ્રહ થતો અટકાવવાને બીચારૂં ફ્રાન્સ તો પગે પડતું હતું (જો એવો શબ્દ મારે પ્રજાના સંબધમાં વાપરવા દેવાનો હક્ક હોય તો.)"

"પણ ખરૂં પૂછાવો તો વિગ્રહ ઉભો કરનારા કદાપિ એવો દંભ કરતા ન હતા કે તેઓ પ્રજાની સ્વતંત્રતાની ખાતર લડે છે. તેમનો એક જ ખુલ્લો ઉદ્દેશ હતો કે યુરોપનાં જૂનાં રાજ્યો ટકાવી રાખવા. ખુદ ઇંગ્લાંડમાં પણ જેઓ વિગ્રહ કરવાના પક્ષમાં હતા તેઓ પણ પ્રજાજનની સ્વતંત્રતા માટે દિલસોજી ધરાવનારા ન હતા. ઇંગ્લાંડનો લીબરલ પક્ષ સુલેહ કરવાની તરફેણમાં હતો—લેન્ડઝડાઉન, બેડફર્ડ અને લોડરડેલ ઉમરાવોની સભામા, ફૅાક્સ, શેરીડન અને ગ્રે આમની સભામાં, વિગ્રહની વિરુદ્ધ બળવાન રીતે લડનારા હતા. પાર્લમેન્ટના દરવાજા બહાર કેટલાક ડાહ્યા લોકો તેમના મતને અનુમોદન આપતા હતા. કારણ કે જે ખુબીથી વિગ્રહના લાભમાં દલીલો આપવામાં આવતી હતી તે ખુબીની લુચ્ચાઇ તેઓ સમજી શકતા હતા. પરંતુ—દીલગીરીની વાત છે કે—શાંતિ રાખવાનો પક્ષ લેનારા વિરુદ્ધ બૂમાટ

કરી.તેમને ચૂપ કરી દેવામા આવ્યા હતા, તેમના જાનમાલનું રક્ષણ પણ કરવામાં આવતું નહીં અને તેમના કુટુમ્બનાં માણસોની ગમે તેવા ક્ષુદ્ર પ્રજાજનોથી હલકી સ્થિતિ કરવા દેવામાં આવતી. હા ! હા ! ખરેખરૂં સત્ય સંપૂર્ણ રીતે કહેવું જોઇએ. કારણ કે આવી રીતે ફરીથી છેતરપંડી ન થાય તેને માટે બધી પ્રજાએ ખરી વાત બરાબર જાણવાની જરૂર છે. લોકોનો મોટો ભાગ તો તે વખતે કેળવાયેલો ન હતો, અને તેથી ફ્રાન્સ વિરૂદ્ધના વિગ્રહમા ભળવા માટે તેને ઉશ્કેરવામાં આવ્યો હતો. તેમ એ પણ વાત ખરી છે અને તે યાદ રાખવી જોઇએ કે જ્યારે વિગ્રહ એ જ વર્ષ સુધી ચલાવવામાં આવ્યો હતો અને તેની અસર એવી થઇ હતી કે ખાવાની તમામ વસ્તુઓની કિમત વધી ગઈ હતી, લોકોને રોજી મળતી બંધ થઇ હતી, અને મજુરી કરનારા વર્ગને આપત્તિ વેઠવી પડતી હતી ત્યારે રાજા પોતાની ગાડીમાં બેસી પાર્લમેન્ટના મકાન તરફ જતો હતો અને લોકોના ટોળાં તેની આસપાસ ફરી વળ્યા હતા તથા પોકાર કરતા હતા કે ખાવાનું લાવો ! ખાવાનું લાવો ! સુલેહ કરો ! સુલેહ કરો !"

"પણ છેલ્લા ફ્રેંચ વિગ્રહના ગુણદોષના પ્રશ્નનો ફરીથી વિચાર કરીએ. આપણે આપણા બચાવ સારૂ જ લઢાઇમા ઉતરવું પડ્યું હતું એમ જે માની લેવામાં આવ્યું છે તે ઐતિહાસિક દૃષ્ટિથી તદ્દન ખોટું છે એમ મારે દીલગીરી સાથે જણાવવુ પડે છે. જેમાં ફેરફાર ન થઇ શકે એવા સાર્વજનિક લખાણો તમે તપાસશો તો હું જે કહું છું તે ખરૂ છે તેની તમારી ખાત્રી થશે. વળી આપણે એક વાત એ પણ યાદ રાખવાની છે કે આપણા ઇતિહાસ ઉપર છેવટે એક એવી અદાલત નિર્ણય કરવા બેસનારી છે કે જેના ઉપર પક્ષના સત્ય અને ન્યાય વિના બીજી કશી લાગવગ અંગ્રેજોથી ચલાવી શકાવાની નથી અને જેના નિર્ણય ઉપર કોઈ જાતનો વિવાદ નથી. ભવિષ્યની પ્રજાની નીતિની લાગણી અને તેમનુ એકત્ર થયેલું ડહાપણ આ બાબતનો નિર્ણય કરશે એમ મારૂ કહેવુ છે. તોપણ જે મુકદ્દમો આપણી સમક્ષ રજુ કરવામાં આવ્યો છે તેમાં હકીકતનું બળ એટલું બધું છે કે એમ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી કે આ વિગ્રહ કરનાર અને કરાવનાર તે આપણે જ છીએ;

એટલું જ નહીં પણ તેના પક્ષનાં માણસોનાં વખાણો અને વચનો કોઇ જાતની શંકાનું સ્થાન રહેવા દેતાં નથી. તેઓએ જ બાહુબળથી—શારીરિક બળથી જ વિચારોને દાબી દેવા સારૂ આ વિગ્રહ ઉભો કર્યો હતો. આવા ઉદ્દેશથી કોઇ પ્રજા વિગ્રહમાં ઉતરે તો તે સૌથી દુષ્ટમાં દુષ્ટ ઉદ્દેશો પૈકી એક ઉદ્દેશ ગણાવો જોઇએ."

---

# પ્રકરણ ૪૦ મું.



## અલેક્ઝાન્ડર સાથેના કરાર.

ટીલસીટની સંધિના કેટલાક ગુપ્ત કરાર સંબંધી ઘણું કહેવામાં આવ્યું છે. જો રશિઆની દરમ્યાનગીરીનો સ્વીકાર ઇંગ્લાંડ ન કરે અને અત્યાર સુધી તે જેમ વર્તતું આવ્યું હતું તે જ પ્રમાણે વર્તી આખા યુરોપને વિગ્રહમાં સંડોવે તો તેની વિરુદ્ધ પોતાનાં લશ્કરો એકઠાં કરવાનું નેપોલિયન તથા અલેક્ઝાન્ડરે નક્કી કર્યું હતું. તેમ જ નેપોલિયનની સલાહ ટર્કી ન માને તો તેની વિરુદ્ધ તેઓ એકત્ર થવાના હતા તે પણ નક્કી કરવામા આવ્યું હતું. ઇંગ્લાંડ સુલેહ કરવાની ના પાડે તો ઇંગ્લાંડના માલનો બહિષ્કાર કરવા સારૂ સ્વીડન, ડેન્માર્ક, પોર્ટુગાલ અને ઑસ્ટ્રિઆ એમણે પોતાનાં બંદરો બંધ કરવા એવું તેમને કહેવા સારૂ નેપોલિયન તથા અલેક્ઝાન્ડરે નક્કી કર્યું હતું. આ તે ગુપ્ત સંધિના કરાર હતા.

ફ્રાન્સની સંપત્તિ વધારવા સારૂ પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કરતો નેપોલિયન રશિઆએ ઇંગ્લાંડને સમજાવવાને આરંભ કર્યો હતો તેના પરિણામની રાહ ધીરજથી જોતો હતો. ટર્કી અને રશિઆ વચ્ચે સંધિ કરાવવા સારૂ નેપોલિયને એક માણસને ટર્કી મોકલ્યો. તે તો ત્યા ફાવ્યો. ટર્કીએ તલવાર મ્યાન કરી અને નેપોલિયનની ભલામણ સ્વીકારી. ઇંગ્લાંડે જોયું કે

તેના તમામ મિત્રોએ તેને ત્યજી દીધું છે; તેથી તરત જ તેણે ટર્કી સાથે મિત્રાચારી કરવાની તજવીજ કરી. ટર્કીના રાજ્યના પ્રદેશો અલેક્ઝાન્ડર ગળી જવા માગે છે એવી બ્યાજબી દલીલ ઇંગ્લાંડે કરી અને ફ્રાન્સે સુલેહ કરાવવા સારૂ જે લાગવગ ચલાવી હતી તે નાબુદ કરવા તેણે પ્રયત્ન કર્યો. આ રસ્તે તેણે જલદીથી ટર્કીને જાગૃત કર્યું. રશિઆની ઇંગ્લાંડને સમજુતી ઉપર લાવવાની મહેનત તદ્દન વ્યર્થ ગઇ. ઇંગ્લાંડના પ્રધાનમંડળે પહેલાં તો વાત ગણકારી જ નહીં અને પછીથી અભિમાનથી, તિરસ્કારથી અને છેવટે આખા જગતને આશ્ચર્ય પમાડે એવા જુસ્સાથી અલેક્ઝાન્ડરની તમામ પ્રકારની માગણીનો અનાદર કર્યો.

વિગ્રહ ઉભો કરવાનું આ ઇંગ્લાંડનું નવું કૃત્ય અમારે અત્રે સંક્ષેપમાં નોંધવું જોઇએ. તે કૃત્યથી આખું યુરોપ ગુસ્સે થયું. ડેન્માર્કનું રાજ્ય બરાબર રીતે તટસ્થ રહ્યું હતું. ફ્રાન્સની સત્તા વધતી જતી જોઇ પોતાને ઇર્ષ્યા આવવાથી તેણે પોતાની સરહદ ઉપર લશ્કર ગોઠવ્યું હતું. ઇંગ્લાંડ તરફથી પોતાને ભય રાખવાનું કારણ નથી એમ માની દરીઆકીનારા તરફના પ્રદેશ તરફ કોઇ જાતનું લશ્કર તેણે બરાબર રાખ્યું ન હતું. નેપોલિયને ડેન્માર્કની લાગણીને સંભાળીને દઢતાથી જણાવ્યું હતું કે જો ઇંગ્લાંડ રશિઆની સમજુતી નહી માને તો મરણીઆ થઇ લઢવાના યુદ્ધમાં બધા રાજ્યોએ એક અથવા બીજો પક્ષ લેવો જ પડશે. ઇંગ્લાંડ અને ડેન્માર્ક વચ્ચે તે વખતે બહુ જ ઉત્તમ પ્રકારની મૈત્રીનો સંબંધ હતો. દરીઆની મહારાણી ઇંગ્લાડ વિરુદ્ધ યુરોપના તમામ એકત્ર થનારા રાજાઓમાં ડેન્માર્કને નેપોલિયન ભેળવી દેવામાં ફાવશે એવી ધાસ્તી ઇંગ્લાંડને લાગી તેથી ગુપ્ત રીતે ડેન્માર્કના નૌકાસૈન્ય ઉપર તરાપ મારવાનો ઇંગ્લાંડે ઠરાવ કર્યો. આ નૌકા સૈન્ય ભયની આગાહી ધરાવતું ન હતું અને આત્મરક્ષણ કરવા તૈયાર પણ ન હતું. તે બીચારૂં કોપનહેગનના બારામાં લંગર કરી પડ્યું હતું. ડેન્માર્ક બધા સાથે સુલેહનો સંબંધ ધરાવતું હતું અને તેના પાટનગરની આસપાસના કીલ્લામાં માત્ર ૫૦૦૦ માણસો હતાં.

ગુપ્ત રીતે ઇંગ્લાંડની સરકારે એક કાફલો તૈયાર કર્યો. ૨૫ લડાયક બારકસો, ૪૦ બીજાં વહાણો અને ૩૭૭ સરંજામનાં વહાણો તેમાં રાખવામાં

આવ્યાં. તેમાં લગભગ ૩૦,૦૦૦ માણસોને રાખી લેવામાં આવ્યાં. આ બળવાન કાફલો એકદમ સાઉન્ડમાં આવી પહોંચ્યો અને ડયુક ઑફ વેલીંગ્ટન (તે વખતે તેનું નામ ' સર આર્થર વેલેસ્લી ' હતું ) ની સરદારી નીચે ૨૦૦૦૦ માણસો ત્યાં ઉતર્યા અને તે કમનસીબ શહેરને જમીન તરફથી અને દરીઆને માર્ગે ઘેરો ઘાલવામાં આવ્યો. તરત જ એક માણસને પ્રીન્સ રૉયલ ઑફ ડેન્માર્ક ( જેના હાથમા તે વખતે રાજ્યકારભાર હતો ) તરફ મોકલવામાં આવ્યો અને એવું જણાવવામા આવ્યું કે શહેરનો કીલ્લો તથા તમામ નૌકા સૈન્ય ઇંગ્લાંડને સ્વાધીન કરી દેવા જોઇશું. આ કામ કરવા સારૂ એક મી. જેક્સનને મોકલવામાં આવ્યો. તે તુછ્છ મીજાજી અને ઝેરી સ્વભાવનો હતો. આવા કામને તે બરાબર લાયક હતો. આ કૃત્યને માટે તેણે પ્રીન્સ રૉયલને એવું નિમિત્ત બતાવ્યું કે ' બ્રીટીશ નૌકાએ સાઉન્ડનો કબજો લેવો જોઇએ અને ડેન્માર્કનું નૌકા પણ લેવું જોઇએ; નહી તો તે બંને ફ્રાન્સના હાથમા જઇ પડશે. ' તેથી તેણે એવી ધમકી આપી કે કીલ્લો, કોપનહેગન બંદર અને ડેન્માર્કનું નૌકાસૈન્ય બ્રીટીશ લશ્કરને સોપી દેવા જોઇશે, નહી તો તોપોનો મારો ચલાવવામા આવશે. તેણે એવું વચન આપ્યું કે ભય દૂર થયા પછી તે તમામ ડેન્માર્કને સ્વાધીન કરવામા આવશે અને તે દરમ્યાન ઇંગ્લાંડ ડેન્માર્કના મિત્ર તરીકે રહેશે અને પોતાનો ખર્ચ પોતાના પદરમાંથી આપશે.

ગુસ્સે થયેલો તે પ્રીન્સ બોલ્યો:—" અને આવી રીતે કલંક લગાડનારી દરખાસ્ત અમે કબૂલ રાખીએ તો અમારી પ્રતિષ્ટાની હાનિ માટે તમે શી રીતે બદલો આપશો ? "

મી. જેક્સને કહ્યું:—" ભાઇ, લડાઇની વાત જૂદી છે. લડાઇ એ તો લડાઇ જ છે. તેમાં જે આવશ્યક હોય તે કરવું જોઇએ નબળા પક્ષે સબળા પક્ષને શરણે આવવું જ જોઇએ. "

આ મુલાકાત થોડો વખત પહોંચી અને બહુ કડવી થઇ. બંને પક્ષ છુટા પડ્યા. ડેન્માર્કનો પ્રીન્સ સામે થઇ શકે એમ ન હતું. તેથી બહાદુરીથી તેણે નિરાશાનો જ આશ્રય લીધો. ઇંગ્લાંડનો સંદેશો લઇ જનાર માણસ પોતાના કાફલામાં પાછો આવ્યો અને જે ભય બતાવવામાં આવ્યો હતો તે

પ્રત્યક્ષ કરી બતાવવા સારૂ હુકમ આપવામા આવ્યા. અંગ્રેજો પોતાની સાથે બહુ જ ભારે તોપો લઇ ગયા હતા. તેમની સાથે કર્નલ કોંગ્રીવ નામનો માણસ હતો. તે પોતાના વિનાશકારક હવાઇઓનો પ્રયોગ પહેલવહેલો કરી બતાવવાનો હતો. શહેરના કીલ્લાની પાછળનુ લશ્કર થોડું હતું તેથી તેના ઉપર ધસારો કરી તે સર કરી લેવાનું ડહાપણભરેલું ગણવામા આવ્યું નહીં.

અંગ્રેજો ભયના માર્ગથી દૂર રહ્યા. પછી તેમણે પોતાની તોપો ગોઠવી અને ગોળા તપાવવા સારૂ ભઠ્ઠીઓ સળગાવી. શાંતિથી, સપાટાબંધ અને નિર્દયતાથી તેમણે પોતાની ગોઠવણ સપૂર્ણ રીતે કરી નાખી. પોતાની તોપો બરાબર ગોઠવાય અને ભઠ્ઠાઓમાંથી અસંખ્ય ગોળા એકદમ તૈયાર કરી ડેન્માર્કના નિરાધાર પાટનગર ઉપર વિનાશકારક વૃષ્ટિ તેઓ કરી શકે નહી ત્યા સુધી તેમણે એક પણ અવાજ કર્યો નહીં.

ચીકાર વસ્તીવાળા શહેર ઉપર તોપનો મારો ચલાવવો એનાથી વધારે ભયંકર અને જંગલી કૃત્ય કયું હશે તે કલ્પનામાં આવી શકે એમ નથી. ગોળાઓ અને ગોળીઓ દયા દેખાડતા નથી. માતાઓ અને કુમારિકાઓની ચીસોની પરવા તેમને હોતી નથી. માંદા માણસની પથારી આગળથી અથવા બાળકોના પારણાં આગળથી તે કાંઇ પાછાં હઠતા નથી. કોપનહેગનમા એક લાખ માણસની વસ્તી હતી. તે બીચારૂં શાંતિમા અને સંપત્તિમા આરામ લેતું હતું. સપ્ટેમ્બરની ૨ જી તારીખે સાંજે વિગ્રહ અને શોકનું ભયંકર તોફાન શરૂ થયું. શહેર ઉપર ગોળાઓ, ગોળીઓ, છરાઓ અને હવાઇઓનો ભયંકર વરસાદ થયો. તોપોના ભયકર ગડગડાટને લીધે પૃથ્વી પણ ધ્રુજવા લાગી. આ ભયંકર રાત્રિના તમામ વખતમાં અને બીજા દિવસના બપોર સુધી આ વિનાશ અને કતલ ચાલુ રહ્યાં. શહેર તો હવે ઘણી જગાએ અગ્નિથી સળગવા લાગ્યું હતું. હજારો ઘરો તો તોપોના મારથી ચૂરો થઇ ગયા હતા. સ્ત્રીઓ અને બાળકોના લોહીથી શેરીઓ તરબોળ થઇ હતી. બળતા શહેરમાંથી ધુમાડાના ગોટેગોટ નીકળતા હતા. અંગ્રેજો વચમા થોડો વખત ઉભા રહ્યા અને એવી આશા રાખવા લાગ્યા કે આ શિક્ષાની સખતાઇથી તે લોકો શરણે આવશે ખરા. સેનાપતિ પેમેન જેને શહેરના બચાવનુ કામ

સોંપવામા આવ્યું હતું તેણે પોતાની ચારે બાજુએ બનેલો ભયંકર દેખાવ જોયો અને તેનું હૃદય શોક અને ક્રોધથી ચીરાઇ ગયું. છતા તે દૃઢતાથી અને ગ્લાનિથી શાંતિ પકડી બેસી રહ્યો. મનુષ્યત્વના ધર્મો તથા ઉત્કૃષ્ટ અને માનનીય ગર્વની લાગણી વચ્ચે તેના મનમા તુમુલ યુદ્ધ થયું. સાંજે અંગ્રેજોએ ફરીથી મારો શરૂ કર્યો. તે મારો આખી રાત, બીજો આખો દિવસ અને તે દિવસની આખી રાત ચાલુ રાખવામા આવ્યો અત્યાર સુધીમાં શહેરમાથી ૨૦૦૦ નાગરિકો મરણ પામ્યા હતા. ૩૦૦ ઘરો બળી ભસ્મ થઇ ગયા હતાં. ૧૦૦૦ ઘરોના ચૂરા થઇ ગયા હતા. અર્ધું શહેર તો બળતુ જ હતું. કેટલાંક સુંદર દેવળોનો પણ નાશ થયો હતો. રાજ્યનો દારૂગોળો પણ સળગ્યો હતો. ત્રણ દિવસ અને ત્રણ રાત આ તોપો ચીકાર શેરીઓમાં, દેવળોમા, ભોંયરોમા, ઓરડાઓમા, જ્યાંના ત્યાં ગોળાઓ ફેંકતી હતી અને કલ્પનામા ન આવી શકે એવો કમકમાટભર્યો કતલનો દેખાવ આખા શહેરમા થઇ રહ્યો હતો. નિરાધાર બાળકો અને અશક્ત વૃદ્ધ માણસોને સહીસલામત ઉભા રાખવાનું પણ કોઇ સ્થળ ન હતું. ભયંકર ગોળાઓ ઘરના છાપરામા થઇ આવતા, તે ઠેઠ ભોંયરા સુધી પહોંચતા, અને ગડગડાટ થતો તથા આખા કુટુમ્બનાં કુટુમ્બ પોતાના ઘરનાં ખંડેરોમા દટાઇ જતા. જેઓ તરત જ મરતા તે ખરા ભાગ્યશાળી હતા. ઘાયલ થયેલા લોકો પોતાનાં ખંડેરોમા નિરાશામા આમતેમ જતા અને ભડભડ બળતી જ્વાળામાં જીવતા શેકાઇ જતા

તોપના ગોળાઓના જે કડકા ઉડતા તેનાથી દરેક દિશામા આવેલા માણસોનાં શરીરો કુચડા થઇ જતાં. છોકરાંને ધવરાવતી માતાઓ ત્રાસથી કંપી જતી હતી ત્યારે તેમના છોકરાના શરીરના અવયવો કપાઇ જતા તે જોતી હતી. પોતાની બાળકીઓને બાઝી પડતા પિતાઓ જ્યારે તે બાળકીઓ તેમના હાથમા હતી ત્યારે તેમનાં શરીરના સુંદર અવયવો તૂટી પડતા અથવા જખમાતા જોતા અને અતિશય શોક કરતા. તોપોના ગડગડાટ, ગોળાઓના ફડફડાટ, પડતા ઘરોના કડકડાટ, ચારે બાજુએ પ્રવર્તેલા અને નાશ કરનારા અગ્નિના ભડભડાટ, ગુંગળાવી નાંખે એવા ધૂમાડાના ઘટ્ટ ગોટાઓ, સ્ત્રીઓ તથા બાળકોની ચીસો, રસ્તામા અને ઘરોમા લોહીનાં થયેલાં ખાબોચીઆ,—

આ બધાનો એવો દેખાવ થઇ રહ્યો હતો કે કલ્પનાશક્તિ તેનો ચિતાર ચિતરી શકે એમ નથી. આ પ્રમાણે સ્ત્રીઓ અને બાળકોની કતલ સેનાપતિ પેમેનથી જોઇ શકાઇ નહી. કોપનહેગન ઇંગ્લાડને શરણે આવ્યુ.

વિજયી અગ્રેજો શહેરમા ધસ્યા. લગભગ દરેક ઘર થોડું ઘણુ તો ભાગ્યું જ હતુ. શહેરનો આઠમો ભાગ તો બળી ભસ્મ થઇ ગયો હતો. નગરનિવાસીઓને તથા વિજયી શત્રુઓને આગ ઓલવતા બહુ જ મહેનત પડી. પચાસ વહાણો—જૂદી જૂદી જાતના—તેમના હાથમા આવ્યા. તેનો કબજો તરત જ તેમણે લઇ લીધો. એ લડાયક બારકસો હતા તેમને બાળી નાખવામા આવ્યા. તેમની સાથે રહેનારા બીજા વહાણોનો પણ નાશ કરવામા આવ્યો વહાણો બનાવવાના કારખાનાંમા જે લાકડું હતું તે, કારીગરોના હથીઆરો, નૈકાનો ગંજાવર સરંજામ અંગ્રેજ લોકો પોતાના કાફલામા લઇ ગયા. કીલ્લા ઉપરથી તથા તરતા તોપખાનામાથી તેમણે ૩૫૦૦ તોપો લઇ લીધી. લુંટનો પૈસો ખલાસીઓ વચ્ચે વહેંચવામા આવ્યો અને તેનો હીસાબ લૉર્ડ ગેમ્બીયરે કાઢયો તો જણાયું કે એકંદરે દશ લાખ પૌંડની મીલકત તેમણે લુંટી હતી. પછી અગ્રેજ ખલાસીઓ પૈકી અર્ધી સખ્યાને ડેન્માર્કના વહાણોનો કબજો આપવામા આવ્યો. ડેન્માર્કનું નિરાધાર પાટનગર લોહીથી તરબોળ કરી અને અગ્નિથી બળતું મૂકી આખો અગ્રેજ કાફલો ઇંગ્લાંડ તરફ વીદાય થયો. વિજયસૂચક તોપની સલામી સાથે તથા વાવટા ફફડાવતા તેઓ આ લુંટફાટનો ધધો કરી ટેમ્સ નદીમાં પેઠા. રશિઆની દરમ્યાનગીરી કરાવી સુલેહ કરવાની નેપોલિયનની અતિશય આતુર માગણીનો બ્રીટીશ પ્રધાનમંડળે આવો ચોખ્ખો જવાબ આપ્યો.

હિંદુસ્તાનમા અનેક વિજયો મેળવી ડયુક ઓફ વેલીગ્ટન હમણા જ ઇગ્લાંડ પાછો ફર્યો હતો. કોપનહેગનમા તેણે પોતાની યુરોપીય કારકીર્દી શરૂ કરી તેનો અત વોટરલૂના યુદ્ધમાં તેણે બહુ જ ઉત્તમ રીતે આણ્યો. આ કાફલો જ્યારે ઇંગ્લાડ પાછો આવ્યો ત્યારે તેણે કોપનહેગન ઉપર તોપનો મારો ચલાવી ખુબીથી, ચાલાકીથી અને બુદ્ધિથી કામ લીધું તેના બદલામા પાર્લમેન્ટ તરફથી તે લોહમય ડયુકનો આભાર માનવામા આવ્યો. કોપનહેગન

અને વોટર્લૂ—આ બંને વિજયો વિસ્મૃતિમાં નાંખવા ઇંગ્લાંડ રાજી થશે એ દિવસ ઘણો દૂર નથી.

આ કૃત્યને માટે આખા યુરોપમા એક જ પ્રકારનો અભિપ્રાય બંધાયો. ઇંગ્લાંડમા જ તેના ઉપર જેટલો તિરસ્કાર થયો તેવો બીજી કોઇ જગાએ નથી થયો. પાર્લમેંટના અમીરો તથા આગલી સભાના માણસો પૈકી નામાંકિત પુરુષોએ, તથા પ્રજાજનોએ ક્રોધનો ઊભરાટ ઉકાળ્યો. લૉર્ડ ગ્રેન્વીલ, એર્ડીંગ્ટન, શેરીડન, ગ્રે અને બીજાઓએ પોતાનો ધિક્કાર બહુ જ સખત શબ્દોમાં બતાવ્યો. હવે સુલેહ કરવાનો તમામ વિચાર છોડી દેવામા આવ્યો. ફરીથી નિરાશા ઉત્પન્ન કરે એવો વિગ્રહ જગાવવા સારૂ એક બાજુ ઇંગ્લાંડ અને બીજી બાજુ નેપોલિયન તૈયાર થયા.

ડાન્યુબ નદી ઉપર આવેલા બે પ્રાંતો મોલ્ડેવીઆ અને વૅલેશીઆ ટર્કી પાસેથી ઝુંટવી લેવા રશિઆ બહુ ઇંતેજાર હતું. એ પ્રમાણે થાય તો કોન્સ્ટેન્ટીનોપલ ઉપર ધસી જવાનું તેને સુલભ થાય એમ હતુ. ટર્કીને બીજા કોઇની મદદ ન હતી તેથી રશિઆ સામે તેનાથી થવાય એમ ન હતું. પૂર્વના દેશો તરફ રશિઆ પોતાનુ રાજ્ય વધારે એ વાત નેપોલિયનને રુચતી ન હતી. તે છતાં અલેક્ઝાન્ડરની મિત્રતા મેળવવા સારૂ તેનો આ પગપેસારો કબૂલ રાખવા તેનું મન ઘણી જ આનાકાની સાથે અર્ધું હા કહેતું

બ્રીટીશ પ્રધાનમંડળે તરત જ એક માણસ અલેક્ઝાન્ડર તરફ મોકલ્યો અને તે બે પ્રાંતો મેળવવા સારૂ ઇંગ્લાંડ મદદ આપવા તૈયાર છે એમ કહેવડાવી તેની મહેરબાની મેળવવાનો પ્રયત્ન કર્યો. એક ખાસ એલચી ઓસ્ટ્રિઆના દરબારમા રવાના કરવામા આવ્યો અને મોલ્ડેવીઆ તથા વેલેશીઆ રશિઆ લઇ લે તો ઑસ્ટ્રિઆ કાંઇ બોલે નહીં એવી તેને સમજ પાડવા કહ્યું. સેંટપીટર્સબર્ગમાં રહેતો બ્રીટીશ એલચી કોપનહેગનના કૃત્ય બદલ માફી માગવા લાગ્યો. તેણે જણાવ્યુ કે ' યુરોપનો સામાન્ય દુશ્મન ( નેપોલિયન ) વધારે તોફાન ન કરી શકે એટલા સારૂ તેના સાધન ખુંચવી લીધા સિવાય બ્રીટીશ પ્રધાનમંડળે વધારે કાંઇ જ કર્યું નથી, તમારે ( રશિઆએ ) તો એ કૃત્યથી ગુસ્સે થવાને બદલે આનંદથી પ્રફુલ્લિત થવું જોઇએ. આ બનાવની

બરાબર સમજ ડેન્માર્કને પાડવા રશિઆ જ કામમા આવવાનું છે એમ ઇંગ્લાડ સારી પેઠે જાણે છે અને જો ડેન્માર્ક નેપોલિયન વિરુદ્ધ થશે તો તેનું નૌકાસૈન્ય તેને પાછું જ આપવાનું છે.' આથી અલેક્ઝાન્ડરને ઘણો જ ગુસ્સો ચઢ્યો અને તેણે ગુસ્સાભરેલો જવાબ આપ્યો તરત જ ઇંગ્લાડ અને રશિઆ વચ્ચેનો રાજ્યકીય પત્રવ્યવહાર તથા સંબંધ બધ પડ્યો.

અલેક્ઝાન્ડરે તરત જ સેનાપતિ સેવરી (ફ્રાન્સના એલચી) ને બોલાવ્યો અને તેને આ પ્રમાણે કહ્યું:—"તમે જાણો છો કે શાંતિ લાવવાના આપણા પ્રયત્નોનું પરિણામ વિગ્રહમા આવ્યુ છે. હું પહેલેથી એમ જ ધારતો હતો. પણ હુ ખરૂં કહું છું કે અંગ્રેજો આમ કોપનહેગન ઉપર તૂટી પડશે અથવા બ્રીટીશ પ્રધાનમંડળ આવા ઘાટ રચશે તે હુ જાણતો ન હતો. મારો નિશ્ચય હવે દૃઢ છે અને આપણે જે પ્રતિજ્ઞા કરી છે તે પૂરી કરવા હું તૈયાર છું. તમારા રાજાનો સ્વાર્થ જેમ સોથી સારી રીતે સધાય તે રીતે વર્તવા હું તૈયાર છું. મેં નેપોલિયનને જોયા છે. જે લાગણી એમણે મારા હૃદયમા ઉભી કરી છે એ લાગણીનો કેટલોક અંશ મે એમનામા ઉભો કર્યો છે તે જોઇ મને આનંદ થાય છે. તે સત્યપરાયણ માણસ છે તેની મને ખાત્રી છે. અરે ! અમે જેમ ટીલ્સીટમા દરરોજ દરેક કલાકે મળતા તેવું આ વખતે હોય તો કેવું સારૂં ? વાર્તાલાપ કરવાની તેની શી શકિત છે ? તેની સમજશકિત શી છે ? તેની પ્રતિભા શી છે ? તેની સનિધિમા વારંવાર રહેવાથી મને કેટલો બધો લાભ થયો છે ? થોડા દિવસોમા તેણે મને કેટલુ બધુ શીખવ્યું છે ? પણ અમે બહુ જ દૂર છીએ. છતાં હુ તેને જલદીથી મળવાની આશા રાખું છું."

ફ્રાન્સનાં કારખાનામાથી બદુકો ખરીદવાની પરવાનગી અલેક્ઝાન્ડરે માગી. તેણે જણાવ્યું કે:—"મારી ઇચ્છા એવી છે કે જે બે લશ્કર હવે એક જ કામમાં રોકાવાના છે તેમણે એક જ જાતના હથીઆર વાપરવાં જોઇએ." રશિઅન નૌકાસૈન્યમા જેઓને કામ કરવાનું હતું એવા રાજ્વરાણાના માણસોને કેળવણી આપવા સારૂ ફ્રાન્સ મોકલવાની પરવાનગી પણ અલેક્ઝાન્ડરે માગી. આ મિત્રાચારીભરેલા વચનો સાથે નેપોલિયનને માટે 'ફર' ની

ભભકાદાર બક્ષીસો અલેક્ઝાન્ડરે મોકલી. અલેક્ઝાન્ડર બોલ્યો-" હું તેનો ફરીયર (ફર પૂરા કરનારો) થવા માગું છું."

નેપોલિયન હવે ઘણો જ ગુંચવાયો. અલેક્ઝાન્ડરની ખરી મૈત્રીથી તેને સંતોષ થયો. લોભી અલેક્ઝાન્ડર કોન્સ્ટેન્ટીનોપલ ઉપર કેવી જબરી દાઢ રાખે છે અને પૂર્વના દેશોમા મોટું રાજ્ય સ્થાપવાની તેની વૃત્તિ કેવી જબરી છે તે તે સમજી ગયો. રશિઆના રાજ્યમા વધારો થાય તો આખુ યુરોપ તેની છાયામાં આવી જાય અને આખરે આખી દુનીઆને તે વશ કરી નાખે, જમણા હાથમા બાલ્ટીક સમુદ્ર પકડી ડાબા હાથમા ડાર્ડનલ્સની સામુદ્રધુની પકડી, ઉત્તર ધ્રુવ ઉપર ટેકો રાખી રશિઆ આખી પૃથ્વીનુ રાજ્ય માગે અને પૂર્વમાં જવા દેવાની તેને પરવાનગી આપવામા ન આવે તો તેને સંતોષ થાય જ નહી એમ નેપોલિયનને લાગ્યું. અલેક્ઝાન્ડરની મૈત્રી નેપોલિયન આતુરતાથી ઇચ્છતો હતો પરંતુ યુરોપની સુલેહશાંતિને ભયપ્રદ થઇ પડે એવી કબૂલતો આપતા તે ડરતો.

તેથી તેણે પોતાના વિશ્વાસુ એલચી તરીકે કોલેઇનકોર્ટને સેન્ટપીટર્સ-બર્ગ મોકલ્યો, તેને પોતાની ગુંચવણની તમામ હકીકત કહી અને ટર્કીના રાજ્યમાં અલેક્ઝાન્ડર પગપેસારો કરવા ઇચ્છે છે તેને જરા પણ ઉત્તેજન ન આપતાં તેની મૈત્રી ટકાવી રાખવા સારૂ તેની સત્તાથી જેટલું બની શકે તેટલું કરવા તેને સમજાવ્યું. ફ્રાન્સની મહાન્ પ્રજાના પ્રતિનિધિ તરીકે કોલેઇનકોર્ટ પોતાનો મોભો રાખી શકે તેટલા સારૂ તેને આઠ લાખ ફ્રેન્કનું સાલીયાણું નેપોલિયને બાંધી આપ્યું અને ફ્રાન્સના યુવાનો પૈકી અતિશય નામાંકિત થયેલા કેટલાક લોકોને તેના રસાલામાં મોકલ્યા. પોતે પણ અલેક્ઝાન્ડરને એક પત્ર લખ્યો, બક્ષીસોને માટે તેમા તેનો ઉપકાર માન્યો અને સીવ્રીના કાચનો વધારે ભભકાદાર સામાન બદલામાં મોકલ્યો. ડેન્માર્કે ઘણી જ તત્પરતાથી નેપોલિયનનું શરણ શોધ્યું; ફ્રેંચ લસ્કરની એક બળવાન ટુકડી ડેન્માર્કની માગણીથી તેનું રક્ષણ કરવા તરત જ ત્યા ગઈ.

ટીલ્સીટમા નેપોલિયનની બુદ્ધિની મોહક શક્તિનો પ્રભાવ અલેક્ઝાન્ડરે પોતે પ્રત્યક્ષ અનુભવેલો હોવાથી તે પોતાના નવા મિત્રને માટે પૂજ્ય ભાવ

ધરાવવામા બહુ જ ઉત્સાહ રાખતો. પરતુ રશિઆના અમીરઉમરાવોએ એ મોટા જાદુગરને જોયેલો નહી હોવાથી તેઓને ધાસ્તી લાગી કે પ્રજાના સ્વાતંત્ર્યના વિચારો દેશમા વધારે ફેલાશે, ફ્રાન્સની પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ આવ્યાથી ગુલામ લોકોની સ્થિતિ સુધરશે અને અમીરઉમરાવોની સત્તા ઓછી થશે. રશિઆના ઝારની એવી મરજી હતી કે તેના અભિમાની ઉમરાવોએ તેમની સત્તા પૈકી થોડી સત્તા ગુમાવવી જોઇએ અને તેના દેશના નીચ ગણાતા બીજા લોકોમા મનુષ્યત્વ આવવું જોઇએ. આ કારણથી રશિઆમા બે પક્ષ પડયા હતા એક પક્ષની આગેવાની અભિમાની રાજમાતાએ કરી હતી અને તેમા ઘણા જ અમીરઉમરાવો હતા તેમનો બધાનો વિચાર ફ્રાન્સ સાથે યુદ્ધ કરવાનો હતો; બીજો પક્ષ અલેક્ઝાન્ડરની આગેવાની નીચેનો હતો; પણ તેમા માણસો થોડા હતા અને તેમા શાતિ રાખવાની ઇચ્છાવાળા પણ ઓછી લાગવગવાળા માણસો હતા.

નેપોલિયન તરફ રશિઆના અમીરઉમરાવોની શત્રુતાભરેલી લાગણી છે એમ કોલેઇનકોર્ટ જાણતો હતો તેથી મોસ્કોના અમીરઉમરાવોના મડળમાં શી શી વાતો ચાલે છે તેનો બરાબર રીપોર્ટ કરવા સારૂ તેણે પોતાના એક નોકરને મોકલ્યો. ટીલ્સીટ આગળ જે ફેરફાર ઓચિંતો થયો હતો અને જેને લીધે જુવાન અલેક્ઝાન્ડરે ફ્રાન્સની પદ્ધતિ અખત્યાર કરી હતી તેની અમીરઉમરાવો ખૂલ્લી રીતે નિદા કરવા લાગ્યા હતા. ઇંગ્લાડ સાથે રશિઆને લઢાઇ થવાથી રશિઆના વ્યાપારને ખરેખરો પ્રહાર થયો હતો. તેઓ કહેતા કે મોલ્ડેવીઆ અને વોલેશીઆ એ બે પ્રાતો અમારા કાબુમા ન આવે ત્યાં સુધી એ નુકશાનનો બદલો અમને મળી શકે એમ નથી. તોપણ તેઓએ વળી જણાવ્યુ કે એ બે સુંદર પ્રદેશો રશિઆને લેવા દેવાની નેપોલિયનની મરજી નથી. આવી માહીતી કોલેઇનકોર્ટને મળી.

આ બાબતોની ખબર કોલેઇનકોર્ટે નેપોલિયનને આપી. તેણે મહારાજા નેપોલિયનને જણાવ્યુ કે અલેક્ઝાન્ડર ગમે તેવા સત્ય વ્રત પાળનારો હશે તો પણ રશિઆનું પ્રધાનમડળ બહુ નારાજ થયું છે અને તેના ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નથી. આ પ્રશ્નનો વિચાર લાંબા વખત સુધી અને ઘણી

કાળજીથી નેપોલિયનને કર્યો. રશિઆ સાથે મૈત્રી રાખવી એ અતિશય જરૂરની વાત હતી. રશિઆની લોભી સત્તા તેના નિરંકુશપણાની છાયામા આખા યુરોપને ગળી જાય તેની પણ ધાસ્તી રાખવાની હતી. આ વખતે ટર્કીમા સુલતાન સલીમ—જે નેપોલિયનનો મિત્ર હતો તે—ને ટર્ક લોકોએ ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હતો અને કેદમાં નાંખી છેવટે મારી નાખ્યો હતો. ફ્રાન્સ સાથે મૈત્રી કરવાના લાભમાં જેઓ હતા તેમને તેઓ આ વખતે કાપી નાખતા હતા. જંગલી ટર્કને ઉશ્કેરવા સારૂ ઇગ્લાંડના એજંટો ખુબ મચી પડયા હતા અને જે અત્યાચાર તે દેશમાં થતો તેને બદલે તેઓ પોતાને જવાબદાર ગણતા ન હતા.

ટર્કીના બે પ્રાંતો ટર્કી પાસેથી પડાવી લઇ રશિઆને આપી દેવામા નેપોલિયનનું અંતઃકરણ ન્યાયની રીતે જોવા ઝાઝું ઇચ્છતું નહીં. તે દેશો ઉપર ટર્કનો હક્ક હતો તે માત્ર તલવાર અને આગથી જ ઉભો થયો હતો. લુંટફાટથી જ તેઓએ તે પ્રદેશો લીધા હતા અને તેનું વર્ણન સાંભળી શકાય એવું ન હતું. સ્વતંત્રતા અને સુખ ભોગવતા લોકોને લુંટવાનો અભિમાની અને નિરંકુશ સત્તાવાળા રાજાનો હક્ક કાઇ પવિત્ર લેખી શકાય એમ નથી. રશિઆની રાજ્યપદ્ધતિ નઠારી તો હતી પણ ટર્કીની તેનાથી પણ વધારે નઠારી હતી. તેથી એ બે પ્રદેશો રશિઆને આપી દેવા સારૂ પોતાની સંમતિ આપવામાં નેપોલિયને આનાકાની કરી નહી. કારણ કે એમ કરવું તે ગેરવ્યાજબી હતું પણ તેની સાથે તેમ ન કરવું તે રાજનીતિથી વિરુદ્ધ હતું. ટર્કીની સરકાર હમણાં તો નેપોલિયન વિરુદ્ધ જંગલી યુદ્ધ ચલાવી રહી હતી અને તેના કટ્ટા દુશ્મન ઇંગ્લાંડ સાથે મળી ગઇ હતી છતાં તેના તરફથી ખાસ રક્ષણની કોઇ જાતની આશા તે રાખી શકે એમ ન હતું. તે છતા આ કજીઆમાથી નેપોલિયન આઘો ખસી જાય અને રશિઆને અને ટર્કીને તેમનું ફોડી લેવા દે એ બનવા જેવું ન હતું. કારણ કે હવે તો ટર્કી અને ઇંગ્લાંડ એ બે પ્રજાઓ ફ્રાન્સ વિરુદ્ધ એકત્ર થઇ હતી. નેપોલિયનની સમજુતીની દરકાર કર્યા વિના ટર્કીએ અલેક્ઝાન્ડર સાથે નવીન વિગ્રહ જગાવ્યો હતો તેથી રશિઆના લશ્કર સાથે પોતાના લશ્કર ભેળવવાની પ્રતિજ્ઞા ફ્રાન્સે ટીલ્સીટમા આપી હતી તે પ્રમાણે વર્ત્યા વિના બીજો માર્ગ ન હતો.

આવા સંજોગોમા નેપોલિયને દરખાસ્ત કરી કે રશિઆના અલેક્ઝાન્ડર અને ઑસ્ટ્રિઆના ફ્રાન્સીસ સાથે ટર્કીના પ્રશ્નનો વિચાર કરવા એક કોન્ફરન્સ કરવી. તેણે વળી એવી પણ સૂચના કરી કે ‘ આપણે ત્રણેએ એકઠા થવું, એક મોટું રાક્ષસી સાહસ ઉઠાવવું, એશિઆ ખંડમા આપણે પેસવું અને હિંદુસ્તાનમાં અંગ્રેજોએ જ્યા ચઢાઇઓ કરી હોય તે દેશમા તેમના ઉપર આપણે ચઢાઇઓ કરવી. ’ આ બાબતમા ઑસ્ટ્રિઆનો જબરો સ્વાર્થ હતો. રશિઆના મોટા રાક્ષસી રાજ્યથી તે નરમ પડી ગયું હતું. મીસીસીપી નદી જેવી ગણાતી ડાન્યુબ નદીના મુખ આગળ ટર્કી રહે અને પોતે આળસુ પડી રહે તે ઑસ્ટ્રિઆને બહુ જ ખરાબ લાગતુ. પરંતુ એ મહાનદીના દરવાજાનો કબજો પોતાના મહાન્ પ્રતિસ્પર્ધી રશિઆને મળે એની વિરુદ્ધ ગમે તે પ્રકારે થવાની જરૂર હતી. કોન્ફરન્સ કરવાના દરખાસ્ત અલેક્ઝાન્ડર સાભળી અતિશય હર્ષમાં આવી ગયો. જે એ પ્રાતો ઉપર તેની દાઢ હતી તે આવશે એટલે ‘ આપણા રાજ્યની કીર્તિમા વધારો થશે, ’ રશિઆની ભવિષ્યમા થનારી મહત્તાનો આરંભ અજબ રીતે થશે અને ફ્રાન્સ સાથે મૈત્રી કરવાની બાબતમા અમીરઉમરાવોનો વિરોધ છે તે જતો રહેશે એમ તેણે માન્યુ. અલેક્ઝાન્ડર એટલો બધો ખુશી થઇ ગયો કે નેપોલિયનનો કાગળ તેણે ધ્રુજતા હાથથી અને ઇતેજારીથી વાચ્યો. તે વખતે કોલેઇનકોર્ટ જેણે તે કાગળ તેને આપ્યો હતો તે ત્યા હાજર હતો.

નેપોલિયનના આદરણીય અક્ષરો વારંવાર વાચતા તે બોલ્યો:–“અહાહા! તે મહાન્ નરેશને એમ કહેજો કે હું મારી જીંદગી પર્યન્ત તમારા તરફ ભકિતપરાયણ રહીશ. મારૂં આખું રાજ્ય, મારા તમામ લશ્કર એમની સેવામાં રહેશે. રશિઆની પ્રજાનું અભિમાન સંતોષવા કાઇક આપવા હું જ્યારે માંગણી કરૂં છું ત્યારે એમ ન સમજશો કે હુ લોભથી પ્રેરાઇ બોલું છું. મારી ઇચ્છા એવી છે કે મારી આખી પ્રજા એકમત થઇ જેવી રીતે હું તેના તરફ એક નિષ્ઠાથી જોઉ છું તેવી જ રીતે તે ભકિતપરાયણ રહે. ટર્કીના રાજ્યના કડકા કરવામાં ઑસ્ટ્રિઆને ભેળવવા તમારા મહારાજા માગે છે. તેમનું ધારવું બરાબર છે. એ ડહાપણભરેલી વાત છે અને તેમાં મારી સંમતિ છે. ”

" તે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરવાની યોજના કરે છે. એ વાતને પણ હું મારી સંમતિ આપું છું. એ સાહસમાં શી શી મુશીબતો આવશે તેની માહીતી ટીલ્સીટમા અમે લાંબા વખત સુધી વાતચીત કરી ત્યારે મેં જણાવી છે. પણ વિઘ્નનો હીસાબ નહીં કરવાની જ તેમને ટેવ છે. પરંતુ હવા અને અંતર એવી મુશીબતો ઉભી કરે એમ છે કે એમની કલ્પનામા પણ તે આવી શકે એમ નથી. પણ તેની કાળજી તેમને કરવા દેશો નહીં. મુશીબતોના પ્રમાણમા મારા તરફની તૈયારીઓ થશે. જંગલી ટર્કીના હાથમાથી જે મુલક લઇ લેવાનો છે એના સંબધમા આપણે નિર્ણય ઉપર આવવાની જરૂર છે. પરંતુ આ વિષયની વાટાઘાટ મારી અને નેપોલિયનની મુલાકાત વખતે જ થશે તો વધારે ઉપયોગી થશે. અમારા વિચારો પરિપક્વ થશે એટલે હું તરત જ સેંટપીટર્સબર્ગ છોડી તમારા મહારાજા જેટલે અંતરે મને બોલાવશે તેટલે અંતરે જવા નીકળીશ. હું તો પારિસ સુધી જવા પણ તૈયાર છું. પણ મારાથી જઇ શકાય તેમ નથી. વળી આ તો કામકાજની મુલાકાત થવાની છે, નહીં કે આનંદ માણવાની અથવા લોકોને દેખાડવાની. આપણે વેઇમાર પસંદ કરીશું જ્યા અમે અમારા કુટુમ્બ ભેગા હોઇ શકીએ. પણ ત્યાં વળી હજારો અડચણો આવશે એરફુર્ટમા અમે વધારે છુટથી વધારે એકાંતમા વાત કરી શકીશું. એ જગાએ મળવા તમારા મહારાજાને પૃછજો. તેમનો ઉત્તર આવશે કે તરત જ હું નીકળીશ અને હું એક કાસદ માફક ઉતાવળો જઇશ. "

એરફુર્ટમાં જે પ્રખ્યાત કોન્ફરન્સ મળી તેનો વિચાર પહેલવહેલો અહીં જ ઉદ્ભૂત થયો. રશિઆના પ્રધાન અને ફ્રેંચ એલચી વચ્ચે લાબી અને અનેક મુલાકાતો થયા બાદ એ યોજનાઓ નેપોલિયનને તેના વિચાર સારૂ રજુ કરવામા આવી. ટર્કીના રાજ્યના થોડે અંશે ટુકડા કરી નાંખવાનું એક યોજનામા હતું. ટર્કીના હાથમાં ડાર્ડનલ્સ, બોસ્ફરસ અને તેના એશિઆ ખંડના મુલક રહેવા દેવાના હતા. ડાન્યુબ નદીના ડાબા કીનારા ઉપર આવેલા અને રશિઆએ લાબા વખતથી દાબમાં રાખેલા મોલ્ડેવીઆ અને વાલેશીઆના બે પ્રાંતો તથા તેના જમણા કીનારા પર આવેલો બલ્ગેરીઆનો પ્રાંત રશિઆને

આપવાના હતા. ઉત્તર દિશાનો આ રાક્ષસ ( રશિઆ ) આખી પૃથ્વીનો મુલક ગળી જવા મોટાં પગલા આવી રીતે ભરે તેના બદલામા ઑસ્ટ્રિઆને સર્વિઆ અને બોસ્નીઆ આપી સંતોષવાનું હતું. ટર્કીના જૂલમમાંથી ગ્રીસને છોડવવાનું હતું અને ફ્રાન્સના રક્ષણ નીચે મૂકવાનુ હતું. આ પ્રમાણે એક યોજના હતી. બીજી યોજના તો ખરેખરી રાક્ષસી અને ધૃષ્ટતાવાળી હતી. યુરોપ ખંડમા આવેલો ટર્કીનો તમામ મુલક અને એશિઆ ખંડમા આવેલા મુલક પૈકીનો એશિઆ માઇનોર એ તમામ ટર્કીની સત્તામાથી ખુચવી લેવાના હતા.

કોન્સ્ટેન્ટીનોપલ અને બોસ્ફરસની બંને બાજુએ આવેલો તેની નજીકનો પ્રદેશ લઇ લેવાનો લોભ રશિઆ લાબા દિવસથી રાખતું હતું અને તે લોભ ઉગ્ર હતો તે આ વખતે પૂરો પડવાનો હતો. ટર્કીના ટુકડા કરવામા ઑસ્ટ્રિઆ પોતાના મુલકમાં ઘણા ફળદ્રુપ પ્રદેશનો વધારો કરવાનું હતું આખું ગ્રીસ, આર્કીપેલેગોના બધા દ્વીપ, ડાર્ડનલ્સની સામુદ્રધુની, સાઇપ્રસ, સીરીઆ અને ઇજીપ્ત ફ્રાન્સના તાબામાં મૂકાવાના હતા. આવી યોજના રશિઆના પ્રધાનમંડળે નેપોલિયનને કરી. આવી ચોંકાવનારી મહત્તાવાળી દરખાસ્તોવાળા કાગળો ઉપર કોઇની સહી નહીં કરવી એ ડહાપણભરેલું ગણવામા આવ્યુ. આ લેખ જ્યારે ફ્રાન્સના એલચીના હાથમાં નેપોલિયનને પહોંચાડવા સારૂ મૂકવામા આવ્યો ત્યારે અલેક્ઝાન્ડર જેનો લોભ આ વખતે બહુ જ જાગૃત થયો હતો તે બોલી ઉઠ્યો:–" નેપોલિયનને કહેજો કે આ નોટમા જે લખ્યુ છે તેને મારી સંપૂર્ણ સમતિ છે. રશિઅન પ્રધાનમંડળના વિચારો આ લેખમા વિશ્વાસ રાખવા લાયક રીતે જણાવવામા આવ્યા છે. "

આ વિચિત્ર લેખ તે વખતના વિચારને બરાબર બતાવનાર હતો અને યુરોપના ભાવીને પોતાની સ્થિતિથી તથા શક્તિથી વશ રાખનારા નામાંકિત મહાપુરુષોને શોભે એવો હતો. તે અમે અત્રે અક્ષરશઃ જરા પણ ઘટાડો કર્યા વિના અથવા ફેરફાર કર્યા વિના ઉતારીએ છીએ.

" નામદાર ફ્રેંચના મહારાજા અને ઇટાલીના રાજા નેપોલિયને સામાન્ય રીતે સુલેહ ફેલાવવા સારૂ અને યુરોપમાં શાંતિ પ્રસારવા સારૂ એવું ઠરાવ્યું છે કે ટર્કીના રાજ્યના પ્રાંતોના કડકા કરી નાંખવાની જરૂર છે તેથી રશિઆના

મહારાજા અલેક્ઝાન્ડર પોતે આપેલી પ્રતિજ્ઞા પાળવા સારૂ તથા કરેલી મૈત્રી જાળવી રાખવા સારૂ એ યોજનામા સંમતિ આપવા તત્પર છે."

" રશિઆના મહારાજા આગળ ટીલસીટમાં આ વાત કાઢવામાં આવી હતી તેથી તે વાત ફરીથી યાદ લાવવાની તેમને બહુ જ ગમે છે. તેમને પહેલો જ વિચાર એ આવ્યો કે મહારાજા ( નેપોલિયન જે તેના મિત્ર છે તે ) ટર્કના સંબંધમાં તે બે મહારાજાઓ સંધિ કરતી વખતે જે નિર્ણય ઉપર આવ્યા હતા તેનો જ અમલ કરવા સારૂ તૈયાર થયા છે અને હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરવાની વાત તે નવીન દાખલ કરે છે. "

" ટીલ્સીટની સંધિમાં એમ નક્કી કરવામા આવ્યું છે કે ટર્કીની સત્તાને હડસેલીને એશિઆ ખંડમાં ઘાલી દેવી અને યુરોપમા તેની પાસે કોન્સ્ટેન્ટીનોપલ અને રૂમેલીઆ સિવાય બીજું કાંઇ રહેવા દેવું નહીં. "

" તે જ વખતે એવો પણ નિર્ણય કરવામાં આવ્યો હતો કે ફ્રેન્ચના મહારાજાએ અલ્બેનીઆ, મોરીઆ અને કેન્ડીઆનો દ્વીપ પોતાના તાબામા લેવાં. "

" વોલેશીઆ અને મોલ્ડેવીઆ રશિઆને આપવાના હતા અને ડાન્યુબ નદી રશિઆના રાજ્યની સરહદ બતાવવાની હતી એસઍરેબીઆ જે એક દરીઆકીનારા પાસે આવેલી પટી છે અને જે મોલ્ડવીઆના ભાગ તરીકે સામાન્ય રીતે લેખાય છે તે પણ રશિઆને આપી દેવાનું હતું આ દેણગીમાં જો બલ્ગેરીઆનો મુલક ઉમેરવામા આવે તો રશિઆના મહારાજા હિંદુસ્તાન ઉપર ચઢાઇ લઇ જવાની બાબતમા પોતાની સંપૂર્ણ તૈયારી બતાવે છે. એ સંબંધી કશો વાંધો જ નથી. માત્ર તે ચઢાઇ મહારાજા નેપોલિયને જ વ્યાજબી રીતે બતાવેલે રસ્તે એટલે એશિઆ માઇનોરમાં થઇને લઇ જવી જોઇએ. "

" હિંદુસ્તાન ઉપરની ચઢાઇમા ઑસ્ટ્રિઅન લશ્કરના માણસો ભળવાના છે તે વિચાર મહારાજા અલેક્ઝાન્ડરને ઘણો જ પસંદ પડ્યો છે. મહારાજા નેપોલિયન જે અલેક્ઝાન્ડરના મિત્ર છે તે એમ ઇચ્છે છે કે ઑસ્ટ્રિઆનું લશ્કર બહુ મોટું હોવું ન જોઇએ. તે ( અલેક્ઝાન્ડર ) એમ માને છે કે આ મદદ સારૂ ઑસ્ટ્રિઆને ટર્કીનું ક્રોશીઆ અને બોસ્નીઆ આપવાં જોઇએ. તો પણ મહારાજા નેપોલિયનને તેમાંનો કોઇ ભાગ રાખવાની મરજી ન હોય, તો જ તેમ

કરવું. વળી તે ઉપરાંત ઑસ્ટ્રિઆને સર્વિઆ (જે અત્યાર સુધી ટર્કીના રાજ્યના ઉત્તમ પ્રદેશમાંનો એક ભાગ નિશ્ચયાત્મક રીતે ગણાય છે તે) માં પરોક્ષ પણ ઘણી જ સત્તા નીચે પ્રમાણે આપવાને કશી અડચણ નથી."

"સર્વિઆના લોકો યુદ્ધમાં કુશળ છે. તે ગુણ હમેશાં બીજા તરફની માનની લાગણી ઉત્પન્ન કરે છે. તેથી તેમનું ભાવી ન્યાયપુરઃસર દોરવાની (ઑસ્ટ્રિઆને) ઇચ્છા થવી જોઇએ."

"ટર્ક લોકો વિરુદ્ધ વ્યાજબી રીતે વેરની લાગણી સર્વિઅનો સારી પેઠે ધરાવે છે. તેમના જૂલમી રાજા (ટર્ક) ની ઝુંસરી તેમણે ફેંકી દીધી છે અને તેમણે નિશ્ચય કરેલો કહેવામાં આવે છે કે ફરીથી તેઓ ટર્કના તાબામાં જવાના નથી. તેથી શાંતિ જાળવવાની ખાતર સર્વિઅનોને ટર્કીથી તદ્દન સ્વતંત્ર બનાવી દેવાની જરૂર છે."

"સર્વિઅનો સંબંધી કોઇ જાતનો નિર્ણય ટીલ્સીટની સંધિમા કરવામાં આવ્યો નથી. તેઓએ પોતાની પ્રબળ ઇચ્છા એકથી વધારે વાર જણાવી છે તેથી તેઓ પોતાની જાતને મહારાજા અલેક્ઝાન્ડરની પ્રજા તરીકે ગણાવવા સારૂ તેની આજીજી કરવા દોરાયા છે. તેના તરફની તેઓની ભક્તિ આવી છે તેથી તેને સ્વાભાવિક રીતે એવી ઇચ્છા થાય છે કે તેઓ સુખી અને સંતોષી રહે. અલેક્ઝાન્ડર પોતાની હકુમત તેમના ઉપર ચલાવવાનો આગ્રહ કરતા નથી. શાંતિમાં વિઘ્ન આવે એવી રીતે પોતાના રાજ્યમાં કોઇ પ્રકારે વૃદ્ધિ કરવા મહારાજાની મરજી નથી. તેથી આ ભોગ તે ખુશીથી આપે છે અને મજબૂત પાયા ઉપર સુલેહ થાય તેટલા સારૂ બીજો કોઇ ભોગ આપવો પડશે તો તે આપવા તૈયાર છે. તેથી તે એવી દરખાસ્ત કરે છે કે સર્વિઆને એક સ્વતંત્ર રાજ્ય બનાવવું, અને કોઇ રાજ્યગાદીના વંશનો આગેવાન ન હોય એવા એકાદ આર્ચડ્યુકને તે દેશની ગાદી આપવી. તેને ઑસ્ટ્રિઆની ગાદીની વારસાઇના પ્રશ્ન સાથે નિકટનો સંબધ ન હોવો જોઇએ. એમ કરવામાં આવે તો એવી શરત પણ થવી જોઇએ કે સર્વિઆનું રાજ્ય કોઈ કાળે ઑસ્ટ્રિઆના રાજ્ય સાથે ભેળવી દેવાનું નથી."

"ટીલ્સીટ આગળ જે નિર્ણય કરવામા આવ્યો હતો તેના ઉપર આધાર

રાખી ટર્કીના રાજ્યના આ પ્રમાણે કડકા કરવાનો વિચાર કરવામાં આવ્યો છે. એ મહારાજાઓએ જે ઉદ્દેશ પાર પાડવા સારૂ સાધનો સંબંધી ચર્ચા ચલાવવા જે બે મોટા પુરૂષોને નીમ્યા છે તેમને આ વ્યવસ્થાથી કાંઇ મુશ્કેલી આવશે એમ લાગતું નથી. "

"ઉપરની શરતો જે સંધિમા આવે એવી સંધિ જો ઑસ્ટ્રિઆ, ફ્રાન્સ અને રશિઆના મહારાજાઓ કરશે તો તેમાં ભાગ લેવા રશિઆના મહારાજા તૈયાર છે. પણ હમણાં થોડા વખત ઉપર તેમના ઉપર મહારાજા નેપોલિયનનો પત્ર આવ્યો છે તે ઉપરથી એમ જણાય છે કે ટીલ્સીટ આગળ ટર્કીના કકડા કરવાની જે યોજના કરવામાં આવી હતી તેના કરતા પણ વધારે મોટી યોજના કરવાનો નિશ્ચય તેમણે કર્યો છે. તેથી તે મહારાજા અલેક્ઝાન્ડર ત્રણે મહારાજાઓના દરબારનું હિત સચવાય તે માટે અને પોતાની સત્તામા હોય તેટલી પ્રતીતિ આપવા અને પોતાના મિત્ર મહારાજા નેપોલિયન તરફની પોતાની મિત્રતા અને પૂજ્ય બુદ્ધિ બતાવવા ખાસ કરીને એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ટર્કીની સત્તા વધારે હલકી કરવાની તેની મરજી નથી અને તેમા તેમની સમ્મતિ સારી રીતે છે. "

" ટર્કીના વિભાગ પાડવાના કામમાં એમણે પોતાના હિતનું એક જ તત્ત્વ નક્કી કર્યું છે. તે એ છે કે ટર્કીના ભાગલામાનો પોતાનો ભાગ લબાઇ પહોળાઇમા તથા મહત્તામાં મર્યાદાવાળો હશે તો ચાલશે અને પોતાના મિત્રનો ભાગ ખાસ કરીને ઘણો જ મોટો હોવો જોઇએ. વળી આ પ્રમાણે મર્યાદાનું તત્ત્વ નક્કી કરી તેમણે તે ઉપરાંત રાજ્યકીય ડહાપણનું તત્ત્વ પણ સ્વીકાર્યું છે. તે એ છે કે આ નવા ભાગલાના પરિણામે એવું થવું ન જોઇએ કે સરહદ તથા વ્યાપારના સંબંધમા હાલ તેમની જે સ્થિતિ છે તેનાથી વધારે નઠારી થાય. "

" આ બે તત્ત્વોને અનુસરી મહારાજા અલેક્ઝાન્ડર કામ કરશે અને ઉપર જે દેશો ફ્રાન્સના રાજ્ય તળે મૂકવાના ઠરાવ્યા છે તે ઉપરાંત તે મહારાજા પોતાની હકુમત આર્કિપિલેગોના દ્વીપ ઉપર, સાઇપ્રસ, રોડ્ઝ અને ભૂમધ્ય સમુદ્રના પૂર્વ ભાગના સીરીઆના તથા ઇજીપ્તનાં બંદરોમાંથી જે કાંઈ અવશેષ રહ્યું હશે તે ઉપર ચલાવશે તો તે જોઇ તેમને ( અલેક્ઝાન્ડરને ) ઇર્ષ્યા નહીં

આવે એટલું જ નહીં પણ તે ઘણા ખુશી થશે."

"પરંતુ આ પ્રમાણે ટર્કીના મોટા પાયા ઉપર ભાગલા કરવાનું ઠરાવ-વામાં આવે તો સર્વિઆના સંબંધમાં પોતે જે અભિપ્રાય ઉપર આપ્યો છે તે મહારાજા અલેક્ઝાન્ડર બદલશે. ઑસ્ટ્રિઆને માટે માનપ્રદ અને લાભકારક વ્ય-વસ્થા કરવાની તેમને કાળજી છે, તેથી તેમની એવી ઇચ્છા છે સર્વિઆનું રાજ્ય ઑસ્ટ્રિઆના મુલક સાથે જોડી દેવું અને તેનામાં મેસીડોનીઆ પણ ઉમેરવું-માત્ર સેલોનીચી ફ્રાન્સને મળે એટલા હેતુથી અલ્બેનીઆની સરહદ મજબૂત કરવા મેસીડોનીઆનો જેટલો પ્રદેશ ફ્રાન્સ રાખવા માગે તેટલો ઑસ્ટ્રિઆને આપવાની જરૂર નથી. આ પ્રમાણે ઑસ્ટ્રિઆની સરહદ સ્કોપીઆથી ઑર્ટ્રેન સુધી દોરાશે અને ઑસ્ટ્રિઆની સત્તા દરીઆ સુધી જઇ પહોંચશે."

"મહારાજા નેપોલિયનની મરજી પ્રમાણે કોશીઆ ઑસ્ટ્રિઆને અથવા ફ્રાન્સને આપવું."

"પોતાના મિત્ર નેપોલિયન આગળ અલેક્ઝાન્ડર એ વાત છુપાવવા માગતા નથી કે ટીલ્સીટ આગળ જે વાતચીત થઇ છે તેમા તેને એક પ્રકારનો વિશેષ સંતોષ મળ્યો છે અને તે પોતે પોતાના મિત્ર નેપોલિયનની સલાહ પ્રમાણે પોતાની તથા નેપોલિયનના પ્રદેશની વચ્ચે ઑસ્ટ્રિઆનો મુલક રાખે છે કે જેથી બંને મિત્રોના દેશો એક એકથી નીરાળા રહે અને સરહદો અડકવાથી જે મિત્રતામા ખલેલ પહોચે છે તે પહોચે નહીં."

"આ નવીન અને મોટા પાયા ઉપર ટર્કીના ભાગલા કરવામાં રશિઆનો જે હીસ્સો આવશે તેથી પ્રથમની યોજના પ્રમાણે તેના હીસ્સામાં જે આવ્યું છે તેના કરતા કોન્સ્ટેન્ટીનોપલ શહેરનો કબજો અને એશિઆ ખંડમાં કેટલાક માઇલની ત્રિજ્યાવાળો મુલક જેટલો વધારો તેને મળશે; અને યુરોપમા તેને રૂમેલીઆ મળશે જેથી રશિઆની સરહદ ઑસ્ટ્રિઆના નવા મુલકની સરહદથી શરૂ થશે. અર્થાત્ બલ્ગેરીઆથી માંડી સોલીસ્મીકની પેલી બાજુએ થોડે દૂર સુધી સર્વિઆની સરહદની પાછળ પાછળ તે સરહદ આવશે. તેની સાથે સોલીસ્મીક આગળથી ટ્રેઇનપોલ સુધી પર્વતોની હાર છે તે અને મેરીઝા નદીથી દરીઆ સુધીની જમીન એ તમામ મુલક રશિઆને મળશે."

"ટર્કીના ભાગલા કરવાની આ બીજી યોજનાના સંબંધમાં જે વાતચીત થઇ છે તેમાં સહેજ મતભેદ થયો છે. વાત કરનારા બે રાજાઓ પૈકી એક એમ ધારે છે કે રશિઆ જો કોન્સ્ટેન્ટીનોપલ લે તો ફ્રાન્સે ડાર્ડનલ્સ લેવું જ જોઇએ; નિદાન એશિઆ ખંડની બાજુએ જે આવ્યું હોય તે ફ્રાન્સે લેવું જ જોઇએ. આ તકરાર ઉપર સામી બાજુએ એમ કહેવામાં આવે છે કે આ નવીન વિભાગ પાડવામાં રશિઆનો હીસ્સો ઘણો નાનો છે અને ફ્રાન્સનો હીસ્સો ઘણો મોટો છે તે કારણથી અને કીલ્લાનો કબજો ફ્રાન્સ લે તો વ્યાપારી બાબતમાં તથા સરહદની બાબતમા રશિઆની હાલની સ્થિતિ છે તેનાથી વધારે નઠારી સ્થિતિ ન થવી જોઇએ એ તત્ત્વ મહારાજા અલેક્ઝાન્ડરે અખત્યાર કરેલું છે તેનો ભગ થતો હોવાથી ફ્રાન્સને એ પ્રમાણે ડાર્ડનલ્સનો કબજો તો લેવા દેવાય નહીં."

"મહારાજા નેપોલિયન તરફ મહારાજા અલેક્ઝાન્ડરની અતિશય મિત્રતા હોવાથી તેનાથી પ્રેરાઇ આ મુશીબત દૂર કરવા સારૂ તેમણે (અલેક્ઝાન્ડરે) એવું જણાવ્યુ છે કેઃ—

"(૧) ઑસ્ટ્રિઆ અને રશિઆને જે નવા મુલકો મળે તેમા થઇને લશ્કર લઇ જવાનો રસ્તો ફ્રાન્સ કરે અને સીરીઆના બદરો સુધી તેવો લશ્કરી રસ્તો તે લંબાવે તો મહારાજા અલેક્ઝાન્ડરને અડચણ નથી."

"(૨) મહારાજા નેપોલિયનનો વિચાર સ્મર્નાનો કબજો લેવાનો હોય અથવા મીટીલીનની સામેના કીનારાની અણીથી રોડ્ઝની સામેના કીનારા સુધીના નેટોલીઆના કીનારા ઉપરના બીજા કોઇ બદરનો કબજો તેમને લેવો હોય તો, અને તે દેશો સર કરવા લશ્કર મોકલવું હોય તો મહારાજા અલેક્ઝાન્ડર પોતે ફ્રેંચ લશ્કર સાથે પોતાની પણ ટુકડી મેળવી દઇ મદદ કરવા તૈયાર છે."

"(૩) સ્મર્ના અથવા ઉપર કહ્યા પ્રમાણે નેટોલીઆનું કોઇ બંદર ફ્રાન્સની સત્તા નીચે એકવાર આવ્યા પછી જો તેના ઉપર ટર્ક અથવા અંગ્રેજો સંધિની દરકાર કર્યા વિના ચઢાઇ કરે તો રશિઆના મહારાજા જ્યારે મદદ માગવામાં આવે ત્યારે તે આપવા તરત તૈયાર થશે."

"(૪) નામદાર અલેક્ઝાન્ડર એમ માને છે કે તેવી જ રીતે સેલીની- ચીનો કબજો લેવામાં ફ્રાન્સને ઑસ્ટ્રિઆએ મદદ કરવી જોઇએ અને જ્યારે તેની મદદ માગવામાં આવે ત્યારે તે બંદર સારૂ તેણે તે આપવી જોઇએ."

"(૫) રશિઆના મહારાજા જણાવે છે કે કાળા સમુદ્રનો દક્ષિણ કીનારો જે એશિઆમાં આવેલો છે તેનો કબજો તેને મળે તો સારૂં એમ ચર્ચામાં નીકળી આવ્યું હતું તે છતા તે લેવાની તેમની મરજી નથી."

"(૬) રશિઆના મહારાજાએ જણાવ્યું છે કે પોતાનાં લશ્કરનો હિંદુસ્તાનમા ગમે તેવો જય થાય તોપણ તે દેશમા જરા પણ મુલક લેવાની તેમની મરજી નથી. ફ્રાન્સને તે દેશમા જેટલો મુલક પોતાના તાબામા લેવો યોગ્ય લાગે તેટલો તે લે તેમાં તે ખુશીથી પોતાની સંમતિ આપે છે. તેમ જ ફ્રાન્સ જે મુલક સર કરે તેમાથી પોતાના મિત્રોને જે ભાગ આપવાની તેની મરજી હોય તે ભલે તે આપે."

"ટર્કીના ભાગલા કરવાની આ બે યોજનાઓ પૈકી એક અથવા બીજી બરાબર ચોક્કસ રીતે સ્વીકારવા સારૂ બંને મિત્રો એક મતના થઇ શકે કે તરત જ મહારાજા અલેક્ઝાન્ડર પોતે જાતે મળવા સારૂ—જે દરખાસ્ત મહારાજા નેપોલિયન તરફથી કરવામા આવી છે તે પ્રમાણે કરવા સારૂ—ઘણી ખુશીથી નીકળશે અને તે મુલાકાત એરફુર્ટ આગળ કદાચ થશે. તે એમ ધારે છે કે જે કરાર કરવાના છે તેની કાચી હકીકત પહેલેથી બરાબર એક પ્રકારની ચોક્સાઇથી નક્કી થાય તો બંને મહારાજાઓને વિશેષ કરવાનું રહે નહી. પરંતુ અતિશય સંતોષની લાગણીથી તેઓ એક બીજાને મળશે અને વિલંબ વિના પૃથ્વીના આ ભાગનો ફડચો સધિ કરીને કરી નાંખશે. એમ કરી તેમના પ્રથમના ઉદ્દેશ પ્રમાણે ઇંગ્લાંડ જે સંધિ કરવા જાણીબુજીને અને મગરૂરીથી ના પાડે છે તે સંધિ કરવા તેઓ તેને ફરજ પાડશે."

આ લેખ નેપોલિયનને મળ્યો કે તરત જ તેણે બીજી યોજના નાપસંદ કરી. રશિઆ કોન્સ્ટેન્ટીનોપલનો કબજો લે એ વાત તો કોઇ રીતે એને ગળે ઉતરે એમ ન હતું. યુરોપની સ્વતંત્રતા ઉપર છીની મૂકાય તેના કરતાં

રશિઆ સાથેની મૈત્રી તોડવા અને તે મહાન્ પ્રજાને પોતાની સામે શત્રુ તરીકે જોવા તે તૈયાર હતો.

અલેક્ઝાન્ડર કહેતો કેઃ—" કૉન્સ્ટેન્ટીનોપલ મારા ઘરની કુચી છે. "

નેપોલિયન કહેતો કેઃ—" કૉન્સ્ટેન્ટીનોપલ એ તો આખી દુનીઆનું રાજ્ય છે. "

ઑસ્ટ્રિઆનો ગુંચવાડો વધ્યો. સ્વતંત્રતાના વિચાર ફ્રાન્સ ફેલાવતું હતું તેની ભીતિ તેને બહુ જ હતી. ઇટાલી પોતાના તાબામાંથી જતું રહ્યુ હતું તેને માટે હજી તેને શાંતિ થઇ ન હતી. ઉલ્મ અને ઑસ્ટરલીટ્ઝના યુદ્ધોમાં તેનો પરાજય થયો હતો તે શલ્ય તેને હજી સાલતું હતું. પોતાના મહાન્ પ્રતિસ્પર્ધી અલેક્ઝાન્ડરને આમ પગપેસારો કરતો જોઇ તે ચોંકી ગયું. બીજી બાજુએ જોતાં, રશિઆ સાથે મૈત્રી કરીને પણ ફ્રાન્સ સામે થવાને તે શક્તિમાન ન હતું. તો ફ્રાન્સ અને રશિઆ એકઠા થાય તો તેમની સામે થવાનું તો બની જ શી રીતે શકે ? ઇંગ્લાંડની મારફતે જ ઇટાલી પાછું મેળવવાની અને રશિઆની ભયંકર રીતે વધતી જતી સત્તાને અટકાવવાની આશા તેણે રાખી. વિએનાના દરબાર સાથેના પત્રવ્યવહારમાં નેપોલિયન ખૂલ્લા દિલથી પોતાના વિચાર જણાવતો હતો. તેની ખરા અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા હતી કે ફ્રાન્સ સાથે રશિઆ અને ઑસ્ટ્રિઆ જોડાય કે કેવળ ન્યાયપુરઃસર જ ઇંગ્લાંડને સંધિ કરવાની ફરજ પાડી શકાય. ફ્રાન્સના સાધનો ખીલવવા સારૂ તથા પોતાના વિશાળ રાજ્યને જગતનો ઉદ્યાન બનાવવા સારૂ તેને નિવૃત્તિ જોઇતી હતી યુદ્ધ કરવાથી તે થાક્યો હતો, કારણ કે આખું યુરોપ તેની સામે હતું; તેથી સુલેહને માટે જેટલી છુટ મૂકાય તે તમામ મૂકવા તે તૈયાર હતો.

તે કહેતો કેઃ—" ઇંગ્લાંડ શાંતિનો મોટામા મોટો શત્રુ છે. જગતમાં આરામ અને શાંતિની અપેક્ષા છે અને મજબૂત શબ્દોમા જણાવેલા યુરોપના એકમત સામે ઇંગ્લાંડથી થઇ શકવાનું નથી. "

ઑસ્ટ્રિઆનો દરબાર કોઇ પણ વખતે નીખાલસ મનથી અથવા પ્રતિષ્ટાની લાગણીની દરકારથી કામ કરતો ન હતો. તે બહુ જ આનાકાની સાથે

આ મંડળમા ભળ્યો. બે સંદેશા લઇ એક એલચીને ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો. એક સંદેશો ખૂલ્લો હતો અને આખા યુરોપની માહીતીને માટે હતો. તેમા એમ જણાવ્યુ હતું કે 'રશિઆની દરમ્યાનગીરી કરાવી ન્યાયપુરઃસર સંધિ કરવા ફ્રાન્સે ઇંગ્લાંડને દરખાસ્ત કરી છે. અને હવે જો ઇંગ્લાંડ સંધિ કરવા ના પાડશે તો આખું યુરોપ તેની સામે એકત્ર થશે.' બીજો સંદેશો ગુપ્ત હતો અને યુરોપને છેતરવાને માટે હતો. તેમા જણાવવામા આવ્યું હતું કે 'ઑસ્ટ્રિઆ યુરોપ ખંડમા એકલું પડી ગયુ છે તેથી તેનાથી હવે રશિઆ અને ફ્રાન્સ સામે થઇ શકાય તેમ નથી.' આ સંદેશામા છેવટે જરા ઉદારતાનું મિશ્રણ કરવામા આવ્યુ હતું અને જણાવવામા આવ્યું હતું કે, ઇંગ્લાંડે સંધિનો વિચાર કરવો જ જોઇએ, અને હજી પણ વિગ્રહ કરવાનો દુરાગ્રહ તે કરશે તો તેને ત્યજી દેવાની તેના ઉત્તમ મિત્રોને ફરજ પડશે. ઑસ્ટ્રિઆના એલચીને એવું પણ હીંમતથી કહેવા સારૂ સમજાવવામાં આવ્યો હતો કે 'કોપનહેગનમા જે અત્યાચાર ઇંગ્લાંડ તરફથી કરવામા આવ્યો છે તેને માટે દરેક તટસ્થ રહેનારી પ્રજાને ઘણું જ માઠું લાગ્યુ છે.'

---

# પ્રકરણ ૪૧ મું.

## ઇટાલી અને સ્પેન.



આ વખતે ઇટાલીમા મુસાફરી કરવા નેપોલિયને પારિસ છોડયું. પોતાની હંમેશની ત્વરાથી તથા આરામ લીધા વિના તે એક શહેરમાથી બીજા શહેરમા ગયો. પોતાની એક જ દૃષ્ટિથી કયાં મોટાં સાર્વજનિક કામો કરવા જેવાં છે તેનો ડહાપણભરેલી રીતે નિર્ણય તે કરતો જતો. ઇ. સ. ૧૮૦૭ ના નવેમ્બરની ૧૬ મી તારીખે તે પારિસથી નીકળ્યો. જોસફાઇન તેની સાથે હતી. ૧૫ મીની મધ્ય રાત્રે,

ટયુઇલેરીસમા એક ભભકાદાર મંડળી ભરાઇ હતી તે ઉઠયા પછી સુવા જતી વખતે નેપોલિયને એક નોકરને કહ્યુ કે 'ઇટાલી જવા સારૂ સવારમા છ વાગે ગાડી તૈયાર રાખવી.' પોતાની મુસાફરીની આટલી જ ખબર તેણે આપી હતી. જોસફાઇનને પણ પહેલેથી ખબર આપવામા આવી ન હતી. ૨૧ મી નવેંબરના પ્રાતઃકાળમા તો તેના રથના પૈડા મીલાન શહેરના રસ્તા ઉપર કચડકચડ થતા હતાં. યુજીન પણ નવાઇ પામ્યો. મીલાનમા સવારમા આવ્યા પછી તરત જ નેપોલિયન દેવળમા ગયા અને ત્યા તેણે ઇશ્વરનુ ભજન કરાવ્યું. તેનો સ્વભાવ વિચારવંત અને જુસ્સાવાળો હતો તેથી તેને ઘંટના અવાજ, ઓર્ગન નામના વાદ્યનો અવાજ, ભજનનું આરોહણ, દેવળની બને બાજુઓમા, કમાનોમા, અને અતિશય શણગારાયેલા અને તેથી ભભકાબંધ દેખાતાં દેવળોના થાભલામા જે આછુ અજવાળુ પડતુ હતુ-તે બધું તેને બહુ જ ગમતુ. નેપોલિયનનો ગભીર અને વિચારશીલ સ્વભાવ આનંદ ભોગવવાને અનુકૂળ ન હતો. અર્ધી રાત્રિ ગયા પછી લોકો સારી પેઠે દારૂ પીએ છે અને એક બીજાની સલામતી ઇચ્છે છે એવી કોઇ ગમતમા તે જતો જ નહીં. તે જવલ્લે જ હસતો. એક પ્રકારની આછી ગ્લાનિની છાયા તેના મુખ ઉપર છવાઇ રહેતી. તેના આખા શરીરમા અતિશય ગંભીરતા વ્યાપી રહેતી. સાજે તે યુજીનની જુવાન અને ઉત્તમ કુળમા ઉછરેલી સ્ત્રીને મળ્યો. ઇટાલીયનો તેને જોઇ શકે તેટલા ઉદ્દેશથી સાજે તે નાટકશાળામા ગયો. હાસ્યરસ ઉત્પન્ન કરનાર નાટકો ઉપર તેને પ્રેમ ન હતો, અને કરુણ રસ ઉત્પન્ન કરે એવા ઉત્તમ નાટકો જેમા આત્મા ઉપર અસર થાય એવા બનાવો આવતા હોય તે તેને બહુ જ પ્રિય હતાં. તરત જ મીલાનની ધારાસભાને બોલાવવામાં આવી અને તેની પ્રત્યે તે બોલ્યોઃ-

"ગૃહસ્થો! મારી ગાદીની આસપાસ તમને બધાને જોઇને મને ઘણો આનંદ થાય છે. ત્રણ વર્ષ પછી હું આવું છું અને તે દરમ્યાન મારી પ્રજાએ જે પ્રગતિ કરી છે તે જોઇ મને આનંદ થાય છે. પરંતુ આપણા બાપદાદાએ જે ભૂલો કરી છે તે ભૂંસી નાંખવા સારૂ અને જે ઉત્તમ ભાવી ઇટાલીને માટે સરજાયેલું છે તેને તે પાત્ર થાય તેટલા સારૂ હજી ઘણું કરવાનું બાકી છે.

આપણા પૂર્વજો તેમના ક્ષુદ્ર મિથ્યાભિમાનથી અને સ્થાનિક બાબતો ઉપર વિશેષ ધ્યાન આપનારા હતા તેથી દેશમા અંદરને અંદર જ લઢાઇઓ કરતા. તેનું પરિણામ એ આવ્યું કે તેમણે ધીમે ધીમે તેમના હક્ક ગુમાવ્યા. આપણા પૂર્વજોએ લાબા સમય ઉપર આપણા દેશની જે કીર્તિ અને પ્રતિષ્ઠા પોતાના શસ્ત્રોનાં પરાક્રમથી તથા પોતાના મરદામી ગુણોના પરાક્રમથી પેદા કરી સ્થાપી હતી તે કીર્તિ તથા પ્રતિષ્ઠા જતી રહી તે કીર્તિ અને તે ગુણો પાછા લાવવા એ જ મારા રાજ્યનો ઉદ્દેશ છે. એમા જ મારી કીર્તિ છે એમ હું માનું છું. ”

ઘણા જમાનાથી આવા ઉદારતાવાળા શબ્દો ઇટાલીયનોએ સાંભળ્યા જ ન હતા.

બીજા ત્રણ દિવસ કામકાજમા રોકવામા આવ્યા. હજારો હુકમો કાઢવામા આવ્યા. મોન્ટ સેનીસ જવાનો જે નવો રસ્તો નેપોલિયને કરાવ્યો હતો તે ઓળંગીને આવતા તે ઠંડા અને બરફથી ઢંકાયેલા પર્વત ઉપર મુસાફરોને જોઇતી સગવડો પૂરી ન હતી એવું તેને માલમ પડયું. ત્રણ નાનાં ગામડા બાંધવાનો હુકમ તેણે તરત જ આપ્યો. એક પર્વતની ટોચ ઉપર બાધવાનું હતુ, અને બંને બાજુ જ્યા ચઢાવ શરૂ થાય ત્યા એક એક ગામ બાધવાનું હતું. પર્વતની ટોચ ઉપર વળી એક દેવળ, એક ધર્મશાળા, એક ઇસ્પીતાળ અને લશ્કરને રહેવાની લાઇન બંધાવવાનો હુકમ તેણે આપ્યો આ ગામોમાં જે ખેડુતો રહે તેમને તમામ પ્રકારના વેરામાંથી મુક્ત કરવામા આવ્યા. આ ત્રણે સ્થળોએ શરૂઆતમા જ તેણે સૈનિકોને વસાવ્યા અને વસ્તી શરૂ કરી તેમને એવો હુકમ આપવામા આવ્યો કે તેમણે તે દુર્ગમ પર્વતના રસ્તાની મરામત કરવી અને જરૂર જણાયે જ્યા તેમની મદદની જરૂર પડે ત્યાં તેમણે જઇ પહોચવું. બીજા માણસોને જે કામો કરવાને મહીનાના મહીના નીકળી જાય તે થોડા દિવસમાં પૂરૂં કરી નેપોલિયન ડીસેંબરની દસમી તારીખે વેનીસ જવા સારૂ નીકળ્યો અને બ્રેસ્કિઆ, વેરોના તથા પાદુઆને રસ્તે ગયો. તે જ્યા જ્યાં ગયો ત્યાં ત્યાં લોકો ખરેખરા ઉત્સાહથી હર્ષની ગર્જના કરી તેને વધાવી લેતા હતા.

રસ્તે જતાં બવેરિઆનાં રાજારાણીને તે મળ્યો. તેમની જ છોકરીને યુજીન પરણ્યો હતો. પોતાની બ્હેન ઇલીઝા તથા ભાઇ જેમ્સને પણ તે મળ્યો. તે

બંનેને બહુ જ ચાહતો હતો. આ ત્રણે રાજવંશી વ્યક્તિઓ એકઠી થઇ. દમદબાના દેખાવથી આનંદ પામેલા અને પુનર્જીવન પામેલા ઇટાલીના પર્વત અને ખીણોમા થઇ તેઓ સપાટાબંધ પસાર થવા લાગ્યા. તેઓ પછી વેનીસ આવી પહોંચ્યા. ત્યાંનુ અધિકારીમંડળ તથા પ્રજાનો મોટો ભાગ રેશમી વાવટા અને ધજાઓથી શોભતી ગોન્ડોલામાં (હોડીઓમા) તેને માન આપવા ઉભા રહ્યા હતાં. આનન્દનાં ગાયનોમા અને આદરસત્કારની ગર્જનામા ગુથાએલા વેનીસ —એડ્રીએટિક સમુદ્રની રાણી—ની કાચ જેવા પાણીની શેરીઓમાં થઇ નેપોલિયનની મંડળીને લઇ જવામા આવી. હોડીઓમા બહુ જ મોભાદાર મંડળી બીરાજી ગઇ હતી. મહારાજા નેપોલિયન સાથે ઇટાલીનો સુબો (યુજીન) તથા તેની સ્ત્રી (બવેરિઆના રાજાની કુવરી) હતા, તથા તે ઉપરાન્ત બવેરિઆના રાજારાણી, ને પર્સનો રાજા, ઇલીઝા, લ્યુક્કાની રાજકુવરી, મ્યુરાટ, બર્ગના ગ્રાન્ડ ડયુક, અને બર્થીયર, ગ્રાન્ડ ડયુક ઓફ ન્યુફ્ચેટલ એટલા લોકો હતા. જુલમગાર કાયદામાથી વેનીસ બચી ગયુ તેથી તે આનદ માનતું અને લોકો ખરા અંતઃકરણથી એવી આશા રાખતા હતા કે નેપોલિયન પોતાને પ્રિય થઇ પડેલા ઇટાલીના રાજ્ય સાથે તેને જોડી દેશે.

આ આનંદ અને ગમતના વખતમાં સાર્વજનિક ઉપયોગમાં આવે એવા મહાન્ કામોની યોજનાઘડવામા નેપોલિયનનું ચિત્ત વ્યગ્ર રહેતું. બંદરો, ડક્કાઓ, નહેરો, દારૂગોળો—એ તમામની મુલાકાત તેણે પોતાની સાથે કુશળ ઇજનેરો રાખી લીધી. વેનીસનાં પાણીમા ગમે તેટલા વજનના વહાણો આવજા કરી શકે એવી યોજના કરી તરત જ તે સાહસનો તેણે આરંભ કરવા માંડયો. નહેરોને હમેશાં સારી સ્થિતિમા રાખવા સારૂ તથા લેગૂન્સ (સરોવર)ને ઉંડાં કરવા સારૂ તેણે એક સુવ્યવસ્થિત યોજના કરી. ૭૪ તોપો માય એવા વહાણ બનાવવા સારૂ એક વિશાળ બંદર બધાવવા તથા એક મોટી નહેર ખોદવા તેણે હુકમ આપ્યો. પાણી સાથે સંબંધ ધરાવતાં આ કામ બહુ જ અગત્યનાં હતા. તેણે એક એવું બંદર રાખ્યું કે જેમાં જકાત આપતા પહેલાં તમામ માલ આવી શકે. લોકોના શબ દાટવાનુ જે દેવળની આસપાસ કરવામા આવતું હતું તે ત્યાંથી કઢાવી નંખાવી એક બેટમાં તે કામ કરવાનુ તેણેઠરાવ્યું તેથી

લોકોની તનદુરસ્તીમા સારો ફેરફાર થયો. લોકોને આનંદ મળે એ વાત પણ વિસરી જવામાં આવી ન હતી. સેંટ માર્કનું સુંદર સ્થળ જેની સાથે અનેક ઐતિહાસિક વાતોનો સબંધ જોડાયેલો છે અને જેને માટે વેનીસ વ્યાજબી રીતે મગરૂર છે તેનું સમાર કામ કરવામા આવ્યું, તેની શોભામા વધારો કરવામા આવ્યો અને સુંદર રોશની થાય એવી ગોઠવણ કરવામા આવી. ઇસ્પીતાળો પણ સ્થાપવામા આવી.

આવા લાભ નેપોલિયને વેનીસને કર્યા. ઑસ્ટ્રિઆએ પોતાની હકુમતના જમાનામા અંધેર ચલાવી વેનીસમા કાંઈ જ કર્યું ન હતું ત્યારે નેપોલિયને તેના હિતની ખાતર થોડા દિવસમાં આટલું બધું કર્યું. આવા પરાક્રમથી જે કીર્તિ સંપાદન થાય તે કીર્તિનો જ નેપોલિયન ભૂખ્યો હતો. આ લાભ તેણે આપ્યા તેના બદલામા લોકોએ તેનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માન્યો. પરંતુ વેનીસ અને ઇટાલીના બીજા મોટા પ્રાંતો ઑસ્ટ્રિઆના રાજ્યમાંથી પડાવી લેવામા આવ્યા હતા તેથી વિએનાનો દરબાર ગરૂડના જેવી દૃષ્ટિ રાખી આ પ્રજાના રાજ્ય ઉપર તૂટી પડી પોતાના ગુમાવેલા પ્રદેશો પાછા લેવાનો લાગ શોધતો હતો.

પછી નેપોલિયને વેનીસ છોડયુ અને ઇટાલીના રાજ્યના મુખ્ય મુખ્ય કીલ્લાઓ જોયા. પોતાના ભાઈ લ્યુશીયનને મળવા સારૂ માન્ચુઆનું સ્થળ નક્કી કરવામા આવ્યુ હતું. થોડા વખતથી બે ભાઈઓ વચ્ચે સહેજ વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું. સમજુતી ઉપર આવી જવાની નેપોલિયનને અતિશય ઇચ્છા હતી. લ્યુશીયન ગુપ્ત રીતે એક પારિસના નાણાવટીની વિધવાને પરણ્યો હતો એટલે તેને બે સ્ત્રીઓ થઈ હતી. તેનો જુસ્સો જબરો હતો, તેની બુદ્ધિ પણ વિશાળ હતી અને તેનું ચારિત્ર પણ નિશ્ચયાત્મક હતું. તે પોતાના ભાઈના કહેવા પ્રમાણે ચાલવા જરા પણ રાજી ન હતો. પોતાની સત્તા કેટલી છે તે નેપોલિયન જાણતો અને પોતાનો નિર્ણય હમેશા ખરો છે એવો તેને દૃઢ વિશ્વાસ હતો. તેણે પોતાની યોજના અમલમા મૂકે એવા એજંટો શોધ્યા. બંને ભાઈઓ છેવટે મળ્યા અને તેમની મુલાકાત મોડી રાત સુધી પહોંચી. છેવટે લ્યુશીયન રોતો ગેતો ત્યાંથી ગયો. બંને ભાઈઓને એક બીજા માટે

ઘણું માન હતું તોપણ તેઓ પોતાના વિચારમા એકમતના ન થયા. આ મુલાકાત સંબંધી નેપોલિયનનો સેક્રેટરી બેરન મેનીવલ જે લખી ગયો છે તે સિવાય વધુ માહીતી જરા પણ મળી શકે એમ નથી તેણે લખ્યું છે કેઃ—

"મહારાજા નેપોલિયનના હુકમ મને મળ્યા કે તરત જ હુ રાત્રે નવેક વાગે જે હોટેલમાં લ્યુશીયન બોનાપાર્ટ ઉતર્યો હતો ત્યા તેને શોધતો ગયો. હુ તેને ઓરડામા લઇ આવ્યો. બે ભાઇઓની મુલાકાત મધ્ય રાત્રિ કરતા પણ વધારે વાર સુધી ચાલી. લ્યુશીયન જ્યારે ગયો ત્યારે તે અતિશય ક્ષુબ્ધ થયેલો દેખાતો હતો. તેની આખમાં આસુ માતા ન હતા. હું પાછો તેને તેની હોટેલમા લઇ ગયો ત્યાં મને ખબર પડી કે નેપોલિયને તેને ફ્રાન્સ પાછા આવવા અને ગાદી લેવાને બહુ જ આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી પણ તેણે એવી શરતો કરી હતી કે જેથી તેના ઘરસંસારના સુખને ખલેલ પહોંચે અને તે પોતાની રાજકીય સ્વતંત્રતા ગુમાવે તેણે મને નેપોલિયનને તેના તરફથી સલામ કહેવા કહ્યુ અને જણાવ્યું કે 'કદાચ મારા તરફની આ છેલ્લી સલામ હોય.' પોતાનો ભાઇ હઠાગ્રહ છોડતો નથી તે જોઇ નેપોલિયને તેને થોડો વખત વિચાર કરવા સારૂ આપ્યો. પોતાના ભાઇઓને તથા પોતાના પ્રધાન ટેલીરેન્ડ અને ફુશેને તેણે જણાવ્યું કે 'લ્યુશીયન મારી વાત કબૂલ રાખે એવુ કરો.' તેઓથી કાંઇ જ થઇ શકયું નહીં. જે માણસના ઉદાર ચારિત્રની અને ઉત્તમ પ્રકારની બુદ્ધિની તેને કિંમત હતી તેવા માણસની સહાય પોતાની પાસેથી જતી રહેતી જોઇ નેપોલિયનને દીલગીરી થઇ. પરંતુ નેપોલિયનની વિપત્તિના સમયમાં તેની પાસે તે જે આતુરતાથી આવ્યો હતો તે જ તેનું સૌથી ઉત્તમ સ્તુતિ કરવા યોગ્ય કૃત્ય છે."

નેપોલિયનને સેન્ટ હેલીનાના પર્વતો ઉપર કેદ કરવામાં આવ્યો હતો તે વખતે તેની સાથે કેદમા રહેવાની પરવાનગી લ્યુશીયને બ્રીટીશ સરકાર પાસે માગી હતી તે ઉપરથી આ બને માણસોના સદ્ગુણો કેવા ઉત્તમ હતા તેની ખરેખરી પ્રતીતિ મળે છે. તેણે એવી માગણી કરી હતી કે 'બે વર્ષ સુધી મને એકલાને અથવા મારી બૈરી તથા છોકરા સાથે મને મારા ભાઇ પાસે રહેવા દો. મારા ત્યા જવાથી હું જરા પણ ખર્ચ વધવા દઇશ નહીં એને ત્યાં

જતા પહેલા અથવા ત્યાથી આવ્યા પછી જે બંધન મારા ઉપર મૂકવાની અંગ્રેજ સરકારની મરજી હોય તેને વશ રહેવાને હુ વચન આપુ છું ’

તરત જ માન્ચુઆ છોડી મીલાન જવા નેપોલિયન નીકળ્યો. ઇટાલીના રાજ્યના પાટનગરમા આવતા ત્યા યુરોપમાથી આવેલા અનેક કાગળો તેની રાહ જોતા તેને મળ્યા બર્લિન ડીક્રીથી ઈંગ્લાડને બહુ નુકશાન વેઠવું પડતુ હતુ. તે પોતાનો માલ વેચી શકતુ નહીં, તેના પૈસાદાર માલીકો નરમ પડી જતા હતા અને દેવાળા કાઢતા હતા તેના કારખાનાનો નાશ થતો હતો અને એના મજુરો ભૂખે મરતા હતા. પણ તેથી તેના જેટલું દુઃખ યુરોપને પડતુ નહી. નેપોલિયને વ્યાપારના નવા માર્ગ ખૂલ્લા કરી આપ્યા હતા. કળાઓ તથા કારખાનાઓ સાધારણ રીતે સપત્તિની સ્થિતિમા હતા.

આ પ્રમાણે પરિણામ આવવાથી ઈંગ્લાડ ચીડાયુ અને તેણે કાઉન્સીલમા નવા અને વધારે સખત હુકમો કાઢયા પહેલા કરતા આ હુકમ વધારે સખતાઇના હતા. આ હુકમોથી ઇંગ્લાડે ફરીથી જાહેર કર્યું કે ‘ફ્રાન્સના તમામ બદરો બધ છે એમ સમજવાનુ છે. યુરોપના જે રાજ્યો ફ્રાન્સ સાથે મૈત્રી ધરાવતા હોય તે પણ તે જ સ્થિતિમા ગણવાના છે.’ ગમે તે પ્રજાનું વહાણ હોય પણ જો તે રસ્તામા અગ્રેજ બદરે ઉભુ રહ્યુ ન હોય અથવા અગ્રેજ બદરેથી નીકળ્યું ન હોય અને જો તે ફ્રાન્સના અથવા ફ્રાન્સના મિત્રોના દેશમા જવાનુ હોય તો તેને કાયદેસર પકડવામા આવશે એમ તેણે જાહેર કર્યું. આવાં તટસ્થ રહેનારા વહાણોને માટે એવુ ઠરાવવામા આવ્યું કે પોતાના દેશમાથી અથવા ગ્રેટબ્રીટન સિવાય બીજા દેશોમાથી જેજે માલ તે પોતાનામા ભરે અને તે માલ ફ્રાન્સ અથવા ફ્રાન્સના મિત્રો માટે લઇ જાય તે તમામ વહાણોએ તે માલના સેકડે ૨૫ ટકા જકાત ઇંગ્લાંડને આપવી ઇંગ્લાડનો માલ નેપોલિયને લેવા ના પાડી હતી તેના બદલામા આ પ્રમાણે આખી દુનીઆના વ્યાપાર ઉપર ઈંગ્લાડે કર નાખ્યો અને પોતાને થતુ નુકશાન અટકાવ્યુ

બ્રીટીશ પ્રધાનમડળે કાઢેલા આ હુકમો નેપોલિયનને મીલાનમાં મળ્યા ત્યારે તેના બદલામા તરત જ તેણે પોતાનો પ્રખ્યાત મીલાન ડીક્રી ( મીલાન

ઠરાવ ) કાઢ્યો. બર્લિન ડીક્રીમા એવું હતું કે જે વહાણ ઇંગ્લાડનું હોય અથવા ઇંગ્લાડના બદરે થોભી આવ્યું હોય અને તેથી તેમાં અંગ્રેજ માલ હોય એવું અનુમાન થાય એવા તમામ વહાણોને ફ્રાન્સમા અથવા ફ્રાન્સના મિત્રોના દેશમા પેસવા દેવા નહી. જ્યા સુધી ઇંગ્લાડ સુલેહ કરવાની વૃત્તિ ન બનાવે ત્યાં સુધી યુદ્ધના શોખીન પોતાના પાડાશી સાથે કોઇ જાતનો વ્યાપારી સંબંધ રાખવાની તેણે ના કહી. દરીઆ ઉપર જે જે ફ્રેંચ મીલકત હાથમાં આવતી તે ઇંગ્લાન્ડ જપ્ત કરતું હતુ તેથી જમીન ઉપર જે અંગ્રેજ મીલકત નેપોલિયન દેખતો તે તે જપ્ત કરતો હતો

પરંતુ મીલાનથી જે હુકમ બહાર પાડવામા આવ્યો તેમા તેણે ઇંગ્લાંડના અન્યાય અને તોફાની સ્વભાવનુ અનુકરણ કર્યું અને તટસ્થ રહેલા દેશોના વહાણોના હક્કની જેમ તેના બળવાન્ શત્રુ ઇંગ્લાડે દરકાર કરી ન હતી તેમ તેણે પણ ન કરી. તેણે એવો હુકમ કર્યો કે કોઇ પણ વહાણ કોઇ પ્રજાનું છે એમ માનવાનું જ નથી અને ઇંગ્લાડ જે જકાત માગે છે તે જકાત આપનાર વહાણ કાયદેસર રીતે પકડી લઇ શકાશે. તે બોલ્યો:—"જે પ્રજાઓએ પોતાના દેશના હક્ક ઇંગ્લાડ પાસે કબૂલ કરાવ્યા હશે એટલે જે પ્રજાના વાવટાને અગ્રેજ માન આપશે તે પ્રજાના સબધમા આ સખતાઇભરેલા પગલાં ભરવામા આવશે નહી બીજી તમામ પ્રજાઓના સંબધમા એ જ રસ્તો લેવામાં આવશે અને જ્યાં સુધી ગ્રેટબ્રીટન તમામ રાજ્યસત્તાઓના કાયદા પાળવાની અને ન્યાય તથા પ્રતિષ્ઠાની દરકાર કરવાની વૃત્તિ દેખાડશે નહી ત્યા સુધી આ સખતાઇના પગલાનો અમલ બધ કરવામા આવશે જ નહીં." આ પ્રમાણે જે વહાણ ઇંગ્લાડને જકાત ન આપે અથવા કોઇ બ્રીટીશ બદરે ન થોભે તે તમામને કાયદેસર રીતે પકડી લઇ શકાય એવુ ઇંગ્લાડે ઠરાવ્યું ત્યારે ઇંગ્લાડને જકાત આપનાર અથવા તેના કોઇ બંદરે થોભનાર તમામ વહાણો કાયદેસર રીતે પકડી લઇ શકાય એમ નેપોલિયને ઠરાવ્યું. આ બે રાક્ષસી સત્તાઓની બારે એડી નીચે નાની નાની રાજ્યસત્તાઓ છુદાવા તથા કચગઇ જવા લાગી.

મીલાન ડીક્રીમા નેપોલિયને લખ્યુ હતું કે " આખા યુરોપના તમામ

રાજાઓ પોતાના વાવટાની સર્વોત્કૃષ્ટતા અને સ્વતત્રતા માટે જુમ્મેદાર છે. પછી અક્ષન્તવ્ય નિર્બળતાને લીધે આવો જૂલમ કરવામા આવે અને ધીમે ધીમે તે વાત સમુદ્રના એક કાયદા તરીકે સ્વીકારવામા આવતી જાય તો પાછળના દાખલાથી મજબૂત થઈ તે રીવાજનો લાભ અગ્રેજ લોકો લીધા વિના રહેવાના નથી કારણ કે તેમણે એવી જ રીતે પ્રથમ લાભ લીધો છે તે રીત આવી છેઃ-તેઓ કહે છે કે કોઇ પણ વહાણ ઉપર કોઈ દેશનો વાવટો ઉડતો હોય તો તેટલાથી જ તે વહાણમા ભરેલા માલનું રક્ષણ તે વાવટાવાળાએ કરવાનુ નથી. દરેક રાજ્યની સ્વતત્રતાને ખામી પહોચાડે એવી રીતે અંગ્રેજો બીજાના બદરો બધ કરવાની વાત ઘણી જગાએ લાગુ કરે છે. આ રીવાજ સહન કર્યો તેથી તે નીચ રીવાજ કાયદો થઇ ગયો એમ અગ્રેજો ગણે છે અને તેનો લાભ લે છે " નેપોલિયને તરત જ અમેરિકાના રાજ્યોને જણાવી દીધુ કે તેના ઠરાવ યુનાઇટેડ સ્ટેટ્સને લાગુ છે એમ સમજવાનુ નથી. તે પછીથી પોતાની ધારાસભાને કહેતો કે " અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સે ઇગ્લાન્ડની ગુલામગીરી સ્વીકારવાને બદલે પોતાના વ્યાપારનો તથા સમુદ્રનો ત્યાગ કરવાનુ વધારે દુરસ્ત ધાર્યું છે "

વળી મીલાનમા નેપોલિયનને એવી ખબર પડી કે કોપનહેગનમા વિજયી થયેલુ લશ્કર પોર્ટુગાલ જાય એવો હુકમ ઈગ્લાંડ કર્યો છે. તે નિર્બળ રાજ્યસત્તાનો ડંકો વાસ્તવિક રીતે ગ્રેટબ્રીટનના એક સંસ્થાનના જેવો હતો. જીબ્રાલ્ટરનો અતિ દુર્ગમ કીલ્લો ઇગ્લાડે સ્પેન પાસેથી પડાવી લીધો હતો. તે બંદરમા અને કીલ્લામા ઈગ્લાડ મોટુ ગજાવર લશ્કર એકઠું કરતું હતું. વિશ્વાસને પાત્ર નહીં એવા મિત્ર સ્પેનને આ ભયની ખબર નેપોલિયને આપી અને તેની મદદ સારૂ માણસો મોકલ્યા. પછી નેપોલિયન મીલાનથી નીકળ્યો તે વખતે ઇટાલીયનોએ પોતાના ઉપર જે ઉપકાર પોતાના હિતચિંતકે કર્યા હતા તેનુ સ્મરણ રાખવા સારૂ એક સ્મારક ઉભુ કરવાનો ઠરાવ એકમતે કર્યો

પછી નેપોલિયન સપાટાબંધ પીડમોન્ટ ગયો અને એલેસેન્ડ્રિઆમા જે મોટો કીલ્લો તે બધાવતો હતો તે તેણે તપાસ્યો. પછી તે ટ્યુરીન ગયો.

ત્યાં તેણે લોકોમાં જાગૃતિ આણી અને ઉદાર હાથે અનેક લોકોની નવાજેશ કરી. પો નદી વચ્ચે ઉંડી કરવા તેણે હુકમ કર્યો કે જેથી એલેક્ઝાન્ડ્રિઆથી ત્યાં સુધી વહાણો આવજા કરી શકે. પો નદીના પાણી તથા ભૂમધ્ય સમુદ્રના પાણી એકઠા કરવા સારૂ એક નહેરનો રસ્તો તેણે પોતાની અજબ ઇજનેરી કુશળતાથી બતાવ્યો. માઉન્ટ સીનીવર ઉપર તેણે નવો રસ્તો કાઢ્યો. આ પ્રમાણે ફ્રાન્સ અને પીડમોન્ટ વચ્ચે નવીન રસ્તો ખુલ્લો થયો. સુંદર કમાનોવાળા સાત પુલો સાત નદીઓ ઉપર તેના હુકમથી એકદમ બાંધવામાં આવ્યા. આ બધા ઉપયોગી ખર્ચો માટે તેણે દીર્ઘ દૃષ્ટિ વાપરી નાણાની જોગવાઇ કરી મૂકી હતી. પોતાના સુખ અથવા આનંદની દરકાર કર્યા વિના આ જુવાન રાજા મનુષ્યમાત્રની ઉન્નતિ માટે પોતાની શક્તિઓનો સદુપયોગ કરતો હતો. તેનાથી સ્વાર્થપર અને સૌન્દર્ય તથા વિષયસુખના વૈભવમાં મોજ માણતા રાજાઓ ભીતિ પામે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ઇટાલી ઉપર અને પોતાની લાગવગ જે દેશમાં ચાલતી હતી તે ઉપર નેપોલિયને જે ઉપકાર કર્યા છે તેની સાથે હિંદુસ્તાનના દેશો છતી ઇંગ્લાંડે તેમાં જે માર્ગ લીધો છે તેની સરખામણી કરવી વ્યાજબી જ છે.

બર્ક લખે છે કે—“ઇંગ્લાંડે દેવળો બાંધ્યા નથી, ઇસ્પીતાળો બંધાવી નથી, રાજમહેલો ચણાવ્યા નથી અને શાળાઓ સ્થાપી નથી. ઇંગ્લાંડે પુલ બાંધ્યા નથી, મોટા મોટા રસ્તાઓ કર્યા નથી, મોટી નહેરો ખોદાવી નથી અને તળાવો બંધાવ્યા નથી. આજે જ આપણને હિંદુસ્તાનમાંથી કાઢી મૂકવામાં આવે તો તે દેશનો કબજો ઉરાંગ ઉટાંગ અથવા વાઘે લીધો હોય અને કાંઇ પણ થયું ન હોય તેના કરતાં વધારે સારૂં આપણે તે દેશમાં આપણા કબજાના સમયમાં કર્યું છે એવું બતાવવાને હિંદુસ્તાનમાં કશુંએ નથી.” (હાલ એ સ્થિતિ નથી. ઇંગ્લાંડે આવાં અનેક કામો હિંદમાં કર્યાં છે અને કરે છે.)

લોકોના હર્ષની ગર્જના જેને તે ઉત્તમ રીતે પાત્ર હતો તેવી ગર્જના વચ્ચે તેણે ટ્યુરીન છોડ્યું. જોસફાઇનના હૃદયમાં સુખ અને દુઃખ એ બેનું તુમુલ યુદ્ધ ચાલતું હતું. તે તેની સાથે જ બેઠી હતી. તે પોતાના ભવ્ય પતિને એટલા બધા ઉમળકાથી ચાહતી કે એનાથી વધારે ઉમળકો કોઇ સ્ત્રીને તેના

પતિ માટે આવ્યો નહી હોય. નેપોલિયનનું મંદ હાસ્ય, તેની નાજુક ચિંતાઓ, તેનુ અસાધારણ અને અવિરત લક્ષ, તેના પ્રેમના જાજ્વલ્યમાન શબ્દો–આ બધા ઉપરથી જણાતું હતું કે જે પ્રેમ અને પૂજ્ય બુદ્ધિથી તેની સ્ત્રી તેને ચાહતી હતી તેના બદલો તે બરાબર વાળતો. તે સારી પેઠે જાણતી હતી કે આ અદ્ભુત મોહક શક્તિવાળો પુરૂષ જો કે તેને બહુ જ પ્રેમથી ચાહતો હતો પણ પોતાની યોજનાના અમલ કરવામા તેવી સ્ત્રીને છોડી દેવાની તેને આવશ્યકતા જણાય તો તરત પોતાના હૃદયના પ્રેમના દરેક નાજુક તંતુને તે તોડી નાખતા વાર કરે એવો નથી.

ઇ. સ. ૧૮૦૮ ના જાન્યુઆરીની ૧ લી તારીખની સાંજે નેપોલિયન પાછો પારિસ આવ્યો ખરા અંતઃકરણથી પોતાની ભક્તિ અને પૂજ્ય બુદ્ધિ બતાવવા સારૂ દરબારના તથા શહેરના તમામ અમલદારો એકદમ ટયુઇલેરીસમા ચીકાર ભરાઇ ગયા પારિસવાસીઓનો આનંદ બાગમા વ્યાપી ગયો. ઘંટાનાદ થયા ચારે રોશની થઇ લાખો માણસોના હર્ષની ગર્જના ભવ્ય અવાજથી આકાશને ભરી દેતી હતી અને નેપોલિયનને નિઃશંક ખાત્રી આપતી હતી કે તેણે પોતાની પ્રજાના અંતઃકરણ ઉપર સામ્રાજ્ય મેળવ્યુ છે

તરત જ પોર્ટુગાલ અને સ્પેનના મામલા તરફ નેપોલિયને પોતાનું ધ્યાન વાળ્યું. એ પ્રશ્ન એવો ગુચવાડાભરેલો હતો કે એથી વધારે કઠણ પ્રશ્ન કોઇ વખત કોઇ માણસને નિર્ણય માટે ભાગ્યે જ આવ્યો નહી હોય.

પોર્ટુગાલનું રાજ્ય સ્પેનના દ્વીપકલ્પના પશ્ચિમ કીનારાની લગોલગ એક સાંકડી પટીનું બનેલું છે. તેમા ૩૦ લાખ માણસની વસ્તી હતી. લોકો અજ્ઞ અને નિર્બળ હતા અને જમાનાના જમાના સુધી જૂલમ તળે રહેવાથી ક્ષુદ્ર બની જઇ ખાતી કરી ખાતા હતા પોર્ટુગાલ ઉપર બ્રીટીશ પ્રધાનમંડળની લાગવગ એટલી બધી હતી કે વાસ્તવિક રીતે તે ઇંગ્લાંડનુ એક સંસ્થાન હોય એમ લાગતું હતું. અંગ્રેજ વહાણો તેના બંદરોમાં ભરાતા. અંગ્રેજ વ્યાપારીઓની વખારો પોર્ટુગાલના શહેરોમા ઉભરાતી હતી.

નેપોલિયને પોર્ટુગાલની સરકારને એક પત્ર લખી જણાવ્યું કે ભવિષ્યના મહાન વિગ્રહમા તેણે ખૂલ્લી રીતે બેમાથી એક પક્ષ લેવો જોઇએ.

જો યુરોપનાં એકત્ર થયેલાં રાજ્યોમા પોર્ટુગાલને ભળવાની ઇચ્છા હોય તો તેણે પોતાના બંદરોમા ઇંગ્લાંડનો માલ તથા વહાણ આવતા અટકાવવા જોઇએ અને ઇંગ્લાડનો તમામ સામાન પોતાના દેશમાં હોય તે જપ્ત કરવો જોઇએ. તરત જ એક રાજ્યનીતિવાળો પત્રવ્યવહાર શરૂ થયો. નેપોલિયને જે જે પત્રો લખ્યા તે તમામ પોર્ટુગાલની સરકારે બ્રીટીશ સરકારને મોકલ્યા. પાર્લમેન્ટમાં કેનીંગે જ કબૂલ કર્યું હતું કે પોર્ટુગાલને લખેલા નેપોલિયનના તમામ પત્રના જવાબ બ્રીટીશ પ્રધાનમંડળે લખાવ્યા હતા. જે ઉડાઉ જવાબ નેપોલિયનને આપવામા આવતા હતા તેનુ રહસ્ય તે બરાબર સમજતો હતો. તરત જ હવે સ્પેનને સાથે રાખી ઇંગ્લાડની સત્તામાથી પોર્ટુગાલને કાઢી લેવા નેપોલિયને લશ્કર મોકલ્યુ તેની સામે પોર્ટુગાલથી થવાય એમ ન હતું. કોઇએ સામા થવાનો પ્રયત્ન કર્યો પણ નહીં. એક પણ તોપ ફોડવામા આવી નહી. એક લોહીનુ બિંદુ પણ પાડવામા આવ્યું નહી. સેનાપતિ જુનોટની સાથે એક નાનું લશ્કર પીરીનીઝ પર્વત ઓળગી ગયું અને ઉતાવળે ઉતાવળે લીસ્બોન પહોચ્યુ. ક્ષુદ્રતાના પાશમા પડેલા પોર્ટુગાલના લોકો આ ફ્રેન્ચ લશ્કરની કુચ નિઃસ્પૃહાથી જોઇ રહ્યા તેમના ઉપર એટલો બધો જૂલમ થતો હતો કે તેઓ તેમના કમનસીબ રાજાઓને ચાહતા ન હતા. તેમ જ સ્વતન્ત્રતા મેળવવાના ઉદાર આશયો તેમના હતા જ નહીં કારણ કે તેઓ બહુ જ હલકા થઇ ગયા હતા.

લીસ્બોનની કાઉન્સીલમાં મતભેદ પડ્યો. ઇંગ્લાડ સાથે મૈત્રી રાખી તેના લશ્કરથી તથા નૌકાસૈન્યથી નેપોલિયનની સામે થવું એવો અભિપ્રાય કેટલાકનો હતો. બીજાનો અભિપ્રાય એવો હતો કે યુરોપના એકઠા થયેલા રાજાઓ ભેગા મળી જવુ અને ઇંગ્લાડને છોડી દેવું. બીજા કેટલાકે વળી એવો અભિપ્રાય આપ્યો કે—' જેટલો પૈસો એકઠો થઇ શકે તેટલો એકદમ એકઠો કરી લઇ સરકારે પોર્ટુગાલ છોડી જતા રહેવુ, અને આટ્લાન્ટિક મહાસાગર ઓળંગી બ્રાઝીલ દેશમા આપણો વિશાળ મુલક છે ત્યા જઇ રહેવુ.' દક્ષિણ અમેરિકામાં આવેલો આ મહાન્ વિશાળ મુલક આટ્લાન્ટિક મહાસાગરના કીનારા ઉપર હતો, તે દેશનો કીનારો ૪૦૦૦ માઇલ જેટલો લાંબો હતો

તેણે કોઈ જાતની મર્યાદા રાખ્યા વિના પોતાના પતિને, પોતાના રાજ્યને અને પોતાની જાતને તે સૈનિકને સ્વાધીન કર્યાં. રાજા તો વૃદ્ધ અને અશક્ત હતો તેથી રાજ્યની ચિંતાથી મુક્ત થતા ખુશ થયો અને રાણીએ કરેલી ગોઠવણ તેણે કબૂલ રાખી કલ્પનામા આવી ન શકે એવા ક્ષુદ્રતાના અગાધ ખાડામા તે પડેલો હોવો જોઈએ. તેને પ્રતિષ્ઠાહાનિની જરા પણ લાગણી થતી ન હતી. પણ ઉલટો તે ગોડોયને ચાહતો, તેના ખભા ઉપર હાથ ટેકવતો અને ' મારા મિત્ર, મારા રક્ષક ' કહી તેને બોલાવતો ગોડોયે 'બેલ'ની સંધિ કરી હતી તેના પરિણામે તેને ' પ્રીન્સ ઓફ પીસ ' એટલે સુલેહનો રાજા એવો ઇલકાબ આપવામાં આવ્યો હતો.

સ્પેનના રાજા આ ચોથા ચાર્લ્સે નેપોલિયનને આગળ કહેલું કે:—"દરરોજ શિયાળામા તથા ઉનાળામા સવારથી બપોર સુધી હું શિકાર કરવા જાઉ છું, પછી આવી જમુ છું અને પાછો શિકારમા ઉપડુ છુ. સાંજ સુધી હું શિકારમા જ રહું છુ રાજ્યમા શું શું ચાલે છે તેની ટુંકામા હકીકત તે વખતો ગોડોય મને આપે છે અને પછી હુ સુઇ જાઉ છુ. બીજે દિવસે હું પ્રથમના દિવસની માફક જ વર્તું છુ." જે વખતે મેરેંગો અને ઓસ્ટરલીટ્ઝ, જીના અને ઓરસ્ટાટ, એયલો અને ફ્રીડલેન્ડના રણક્ષેત્રોમા લશ્કરના ગડગડાટ થતા હતા અને પૃથ્વી ધ્રુજતી હોય તેમ યુરોપ ધ્રુજતું હતું તે વખતે સ્પેનનો રાજા આ પ્રમાણે પોતાનું જીવન ગાળતો હતો.

આ ચોથા ચાર્લ્સ રાજાને ત્રણ છોકરા હતા—ફર્ડીનાન્ડ, કાર્લોસ અને ફ્રાન્સીસ્કો. પાટવી કુવર ફર્ડીનાન્ડ આ વખતે ૨૫ વર્ષની ઉમરનો હતો તે બાપના જેવો અશક્ત અને માના જેવો વ્યભિચારી હતો. લ્યુઇસા કહેતી કે ' અમારા કુવર ફર્ડીનાન્ડનામા ગધેડા જેટલી અક્કલ છે પણ તેનુ અતઃકરણ વાઘના જેવું છે. ' તે છોકરો ગાદીએ બેસવા બહુ ઇંતેજાર હતો. પ્રજાનો મોટો ભાગ તેના પક્ષમા હતો લોકો રાજાના વ્યભિચારથી કંટાળી ગયા હતા. તેઓ એમ જ માનતા હતા કે બીજો ગમે તે રાજા થશે તો પણ ચાર્લ્સ કરતાં કાંઇક સારો થશે. જૂના વખતના ચાર્લ્સ પાંચમાનું સ્પેનનું એક વખતનું બળવાન રાજ્ય અંધેર, દરિદ્રતા અને વિનાશના ખાડા તરફ સપાટાબધ આગળ

વધતું હતું. ગોડોય આજકાલનો માણસ હતો અને રાજમહેલમા બહુ પ્રિય થઇ પડ્યો હતો. તેના ઉપર બધાને તિરસ્કાર આવી ગયો હતો. કાવતરા તથા તેને તોડી નાખનારા બીજાં કાવતરા ચાલ્યા જ કરતા હતા અને યુરોપમા સ્પેન એક કલંક જેવું હતું. નેપોલિયનની હીલચાલ સમજવા જેટલી રાજકીય દીર્ઘ દૃષ્ટિ રાજા અથવા રાણીમા ન હતી. જે બળવાન્ નરરત્ન નેપોલિયનની બુદ્ધિ વિશાળ હતી અને જે અમીરઉમરાવોથી ચાલતાં રાજ્યોને ઉથલાવી નાખતો હતો અને પ્રજાજનોના હક્કને તથા તેમની પ્રવૃત્તિને અજવાળામા લાવતો હતો તે નેપોલિયનને ગોડોય ધિક્કારતો હતો.

ફર્ડીનાન્ડ ઉપર ગોડોયે એવો આરોપ મૂક્યો કે પોતાના માબાપને તથા પ્રધાનને વિષ આપવાનો પ્રયત્ન તેણે કર્યો છે. આ આરોપ કદાચ વ્યાજબી પણ હશે પાટવી કુંવરને પકડી કેદખાનામાં નાંખવામા આવ્યો લોકોને ગોડોય માટે તિરસ્કાર હોવાથી કારાગૃહમા પડેલા રાજકુંવરનો પક્ષ લેવાનું તેમને ઠીક લાગ્યુ. તેમને ઉશ્કેરવામા ફર્ડીનાન્ડે મદદ કરી હજારો માણસોનુ એક ટોળું છરાઓ અને ડાંગો લઈ ગોડોયના મહેલ આસપાસ ફરી વળ્યુ. રાજાના લશ્કરથી લોકો ઉપર હુમલો કરવાની હીમત થઈ નહીં. તે ગભરાયેલો ગોડોય સંતાઇ જવા સારૂ ઘરના માળીયામા પેસી ગયો અને ધુમાડીઆ પાછળના કચરામા સાદડીઓના ઢગલામા પોતાનુ શરીર વીંટાળી દઇ સંતાઇ ગયો. લોકો તો ઘરમાં પેસી ગયા, તે ઘરના સુંદર ભવ્ય ઓરડાઓમા ધુસ્યા અને દાદરોમા તથા તમામ ઓરડીઓમા પેઠા. કોચ, આયના, ચિત્રો બારીઓમાથી નીચે રસ્તાના પથ્થર ઉપર ફેંકી દેવામા આવ્યા. તે ઘરમા ગોડોયની રાખેલી બીજી બે જુવાન સ્ત્રીઓ હતી. તેમને સાચવીને એક ગાડીમા બેસાડી સહીસલામતીવાળી જગાએ લઇ જવામા આવી. માળીઆ ઉપર પણ લોકોનો પગરવ સંભળાવા લાગ્યો. આ વખતે પોતાનું મોત જ થશે એવી ધાસ્તીથી ગોડોય ધ્રુજ્યો પણ કચરાપટ્ટીવાળી સાદડીઓથી તે બહાર દેખાઇ શક્યો નહીં.

રાત પડી અને બીજો દિવસ ઉગ્યો તેના લાંબા કલાક ધીમે ધીમે ચાલ્યા ગયા. આ કમનસીબ ગોડોય ભૂખ્યો અને તરસ્યો હતો છતા બહાર નીકળવાની

હીમત કરી શક્યો નહી. તોપાની શહેરમા બીજા દિવસની રાત પડી. વિજયી થયેલા લોકોનાં ખુમરાણથી બધા ગભરાટમા પડયા. પેલો ધ્રુજતો ગોડોય હજી પોતાની વેદના વેઠતો જીવતો હતો. તે માળીઆમા ૩૬ કલાક સુધી હુટીયું વાળી હાલ્યાચાલ્યા સિવાય પડી રહ્યો હતો ત્રીજા દિવસના સવારના પહોરમા સહન ન થાય એવી તરસ લાગવાથી તે પોતાની સંતાવાની જગામાંથી બહાર આવ્યો. તે છાનોમાનો દાદર ઉપરથી ઉતરતો હતો એવામા એક સાવધ માણસે તેને દીઠો અને તેને પકડવા સારૂ બૂમ પાડી. બૂમ એક શેરીમાથી બીજી શેરીમા પહોચી ગઈ લોકોનાં ટોળા એકી વખતે ઘણી દિશામાથી રાજમહેલ તરફ ધસ્યાં. તે અભાગીઆ ગોડોયનાં કપડાં મેલાં તથા ફાટેલાં હતા, તેની ટોપી જતી રહી હતી, તેના વાળ વીખરાઇ ગયા હતા અને ભય તથા દુઃખથી તેનો ચહેરો બીહામણો થઇ ગયો હતો. તેને શેરીમા ઘેરવામા આવ્યો. રાજાના લશ્કરના કેટલાક ઘોડેસ્વારો ઉઘાડી તલવારે આવ્યા અને ટોળામાં પોતાનો રસ્તો કરી અંદર ધસ્યા. તેઓ તેને બને હાથથી પકડી સપાટાબંધ ઘોડા દોડાવી તેને જીન આગળથી અધર લટકતો રાખી ખરબચડા રસ્તા ઉપર ઘસડી ઉંચકી લઇ ગયા. લોકો તો ભૂખ્યા વરૂઓના ટોળાની માફક તેની પાછળ ધસ્યા અને બૂમો પાડવા લાગ્યા ત્રાસથી તથા છોલાવાથી ગોડોય તો અધમુઓ થઇ ગયો હતો. તેને નજીકમા આવેલી તુરંગમા નાખવામા આવ્યો કે જેથી લોકો એને મારે નહીં. પછી તુરંગના દરવાજા તરત જ બંધ કરવામાં આવ્યા

ગુસ્સે થયેલા અને ઉશ્કેરાયેલા લોકો બૂમો પાડતા, ગોડોયને ગાળો ભાડતા તથા પોતાનું વૈર લેવાની લાગણી બતાવતા પોતાનો ગુસ્સો તેના ઘર ઉપર કાઢવા લાગ્યા, તેના બધા ઘર બાળી નાખવા લાગ્યા અને ' રાજમહેલ તરફ ચાલો ' એવી ભયંકર બૂમો પાડવા લાગ્યા. ફ્રાન્સમા રાજ્યક્રાન્તિ થઇ તે વખત જે દેખાવો થયા હતા તે બધા માડ્રિડમા દેખાવા લાગ્યા.

રાજારાણી તો ગભરાટથી ગાડા જેવાં બની ગયા. તેમના નિર્બળ અને પાપી અંતઃકરણોમા કારાગૃહ અને શૂળીના વિચારો આવવા લાગ્યા. લોકોના ટોળાને શાંત કરવા સારૂ રાજાએ એક ઢઢેરો પીટાવી જાહેર કર્યું કે ગોડોયને

કાઢી મૂકવામાં આવ્યો છે અને ' અમારા પરમ પ્રિય પુત્ર ફર્ડીનાન્ડ ' ને ગાદી આપવામાં આવી છે. આ પ્રમાણે ગાદી આપી દેવાનુ કામ વિશ્વાસઘાતનુ હતું. બળાત્કારને લીધે તેને તે કરવુ પડયુ હતું અને તેનો અમલ કરવાનો વિચાર તેને ન હતો. તેથી તેણે નેપોલિયનની મદદ માગી. ઘણી આજીજી સાથે તેણે નેપોલિયનને નીચે પ્રમાણે લખ્યું:—

" મેં મારી ગાદી મારા પુત્રને આપી છે. મારી તોફાની પ્રજાના હથીઆર ઉછળ્યા અને તેમનું ખૂસરાણુ થયુ એટલે ગાદી આપી દીધા વિના અથવા મરણુ પામ્યા વિના બીજો માર્ગ ન હતો. મારે બળાત્કારે ગાદીનો ત્યાગ કરવો પડ્યો છે. મારા ઉદાર મિત્ર મહારાજા નેપોલિયનની મદદ અને સહાય વિના મને હવે બીજી કશી આશા નથી."

મહાન્ નરેશ નેપોલિયનની મદદ મેળવવા સારૂ ફર્ડીનાન્ડે પણ તેને લખ્યું હતું. તેણે ખુશામતના શબ્દો લખવામાં કશી કસર રાખી ન હતી. પોતાનો ઉદ્દેશ પાર પાડવા સારૂ તેની અતિશય સ્તુતિ કરી તેણે લખ્યુ હતું કે:—

" મહાન્ નેપોલિયનની મહત્તા અને ઉત્તમતા માટે દુનિયા દિવસે દિવસે વધારે પૂજ્ય ભાવ ધરાવતી જાય છે. યાદ રાખજો કે હું આપ નામદારનો એક નિષ્ઠાવાળો અને વિશ્વાસપાત્ર પુત્ર નીવડીશ. તેથી હુ આપ નામદારને પિતા સમાન ગણી મદદને માટે આજીજી કરૂ છું અને મારા કુટુંબ સાથે કાંઇક સંબંધ કરી મને માન આપશો એવી આશા હું રાખુ છુ "

વાંચનારને યાદ હશે જ કે સેન્ટઑફ્નબર્ગના બરફવાળા શિખર ઉપર જીનાના યુદ્ધના દિવસ આગમચ નેપોલિયન હતો ત્યારે તેને એવી ખબર મળી હતી કે સ્પેન જે તેની સાથે ઉપર ઉપરની મિત્રતા રાખતું હતું તે વિશ્વાસઘાત કરી ઇંગ્લાડ સાથે સધિ કરવા મથતું હતું અને હથીઆર ઉઠાવી તેની (નેપોલિયનની) સામે થવા તત્પર થતું હતું તે વખતે નેપોલિયન પોતાના દેશથી ઘણે દૂર પ્રુશિઆમા હતો અને રશિઆ, પ્રુશિઆ અને ઇંગ્લાડના એકત્ર થયેલા રાજ્યોના લશ્કર સામે ટક્કર ઝીલતો હતો. જે રાજાએ બુર્બોનોને કશી ઇજા કરી ન હતી તેમ કશી ઇજા કરવાનો વિચાર પણ જેને ન હતો તે રાજા (નેપોલિયન) ની પીઠ પાછળ હથીઆર લઇ તૂટી પડવા સારૂ પોતાના

આખા દ્વીપકલ્પને ઉશ્કેરવા તે વખતે સ્પેનના બુર્બોનોએ વિશ્વાસનો ભંગ કરી પ્રયત્ન કર્યો હતો.* જીનાના યુદ્ધમાં નેપોલિયનનો પરાજય થયો હોત તો સ્પેનના ઉન્મત્ત ખેડુતો ઇંગ્લાંડના અમલદાર અને લશ્કરની આગેવાની નીચે પીરીનીઝ પર્વતના ઘાટ ઉપર પ્રલયના પ્રવાહ પેઠે ઉતરી પડયા હોત, ફ્રાન્સનાં અરક્ષિત મેદાનોમા પેઠા હોત અને આ ભયંકર યુદ્ધનો અંત આવી ગયો હોત.. એક કલાકમા તેઓ નેપોલિયનને ગાદી ઉપરથી ફેંકી દઈ શક્યા હોત અને ફ્રાન્સને માથે ધિક્કારયેલા બુર્બોનો આવીને ચોટયા હોત.

સ્પેનના વિશ્વાસઘાતના કૃત્યની ખબરના કાગળો જ્યારે નેપોલિયનના હાથમા આવ્યા ત્યારે તે અંધારી ભયકર મધ્ય રાત્રિએ તાપણા આગળ બેઠો હતો. તેનો સ્વભાવ એવો ગંભીર અને ઉડો હતો કે તેમા ચીડીયાપણાનો અથવા આકળા થઇ જવાનો દોષ જરા પણ દેખાવાનો સંભવ ન હતો. તે બોલ્યોઃ—"સ્પેનના બુર્બોનોની જગાએ મારા જ કુટુમ્બના કુંવરો ગાદીએ બેસશે." બીજે દિવસે જીના અને ઓરસ્ટાટના રણક્ષેત્રમા પ્રુશિઆના રાજ્યનો ચૂરો કરી નાખવામા આવ્યો. આવુ અણધાર્યું પરિણામ આવેલું જોઇ સ્પેનની સરકાર ગભરાઇ અને તેણે જે તલવાર ફ્રાન્સને મારવા તાણી રાખી હતી તે તેણે તરત જ મ્યાન કરી. પછી તેઓએ અતિશય ખુશામત કરી નેપોલિયનને પ્રણામ કર્યાં. પણ આ વિશ્વાસઘાતી રાજા ફ્રાન્સ ઉપર મરણોત્પાદક પ્રહાર કરવા સારૂ વાટ જુએ છે એ વાત નેપોલિયન તેમ આખુ યુરોપ સારી રીતે જાણતા હતા આવા સંજોગોમા પોતાના કુટુમ્બનાં

* એલીસન લખે છે કે:– 'સ્પેનની સરકાર અને રશિઆના એલચી વચ્ચે એક ગુપ્ત સંધિ કરવામાં આવી હતી. તેમાં પોર્ટુગાલની સરકારે પણ ભાગ લીધો હતો તે સંધિમાં એવું ઠરાવવામા આવ્યું હતું કે ફ્રાન્સનું લશ્કર બર્લિન તરફ સારી રીતે આગળ ધપે તે વખતે બરાબર લાગ સાધી તરતજ પીરીનીઝ પર્વત ઉપર સ્પેનની સરકારે યુદ્ધ મચાવવું અને તેમાં મદદ કરવા સારૂ ઇંગ્લાંડને આમંત્રણ કરવું. આવો વિશ્વાસઘાત ફરીથી ન થાય તે ઉદ્દેશથી સંરક્ષણ કરવા માટે નેપોલિયન,સચોટ પગલાં ભરે તો તેને માટે ગુસ્સાની લાગણી આપણા હૃદયમાં ઉત્પન્ન થવી એ અસંભવિત વાત છે.'

માણસોના અનીતિવાળા વર્તનને લીધે સ્પેનના બુર્બોનોને નેપોલિયનની મદદ માગવાની ફરજ પડી હતી. આ વખતે નેપોલિયન બહુ જ ગુચવાયો. તેણે કોઇ વખત પોતાની કારકીર્દીમા કોઈ બાબતમા પોતાનુ મન ડગુમગુ થતુ જોયુ ન હતું. પણ આ બાબતમા એક પછી બીજું પગલું કોઇ અનિશ્ચિત ઉદ્દેશથી તેને લેવુ પડ્યું હતું. બે જ માગ લઇ શકાય એવુ હતુ અને તેમાનો દરેક તેને સરખો ભયકર લાગતો હતો પોતાની અદ્‌ભુત સત્તાથી તે સ્પેનની ગાદી ઉપરથી બુર્બોનોને ઉડાવી નાખે અને કોઇ એવા માણસને ત્યા મૂકે કે જે પ્રજામતવાળા ફ્રાન્સની સહાનુભૂતિ મેળવી સ્પેનની શક્તિઓને જાગૃત કરી તે ઉત્તમ રાજ્યને દીપાવે એમ હતું આ પ્રમાણે ફ્રાન્સના દક્ષિણ ભાગ તરફ પોતાનો મિત્ર રાજા તરીકે રહે એટલે ઉત્તરના દેશના રાજાઓ જે હજી ખરેખરી રીતે તેના તરફ શત્રુતા ધરાવતા હતા તેઓ કદાચ તેની વિરુદ્ધ એકત્ર થઇ જાય તો પણ તે પોતાનુ રક્ષણ કરી શકે એમ હતુ પણ આ કામ કરવામા તેને એક પ્રકારનું એવું ગેરવ્યાજબીપણું લાગતુ હતું કે તેમ કરવા તેનું મન ઘણું જ પાછુ પડતું હતું. એમ કરતા આખા યુરોપનો ક્રોધ અને ખૂમાટ વધે એમ લાગતું હતું. અમીરઉમરાવોની મદદથી રાજ્ય કરનારા રાજાઓ તો એમ જ માનત કે પ્રજાસત્તાક રાજ્યના વિચારોનો જય થયો. વિપ્લવવાળા ફ્રાન્સનો પેગપેસારો બધે એકસરખો થાય છે એવી ભયકર પ્રતીતિ તેમને થાત. તેથી આવા રાજાઓ પ્રજાસત્તાક ફ્રાન્સ તરફ જે ઝેરી દૃષ્ટિથી જોતા હતા તે દૃષ્ટિમા કડવાશનો ઉમેરો થાત

બીજી રીતે જોતા એમ લાગતું હતું કે નેપોલિયન પોતે સ્પેનની ગાદી ઉપર ફર્ડીનાન્ડને ટકાવી શકે; ચાર્લ્સ અને ગોડોયનો તો વિચાર જ કરવાનો ન હતો. ફર્ડીનાન્ડને તે એવી એક ઉત્તમ સ્ત્રી આપવાને પ્રયત્ન શકે કરી એમ હતું કે જે સ્ત્રીમા પ્રજાની સ્વતત્રતાના વિચારો હોય, જે ફર્ડીનાન્ડના મન ઉપર કાબુ રાખે અને તેને વિશ્વાસઘાતી મટાડી સત્યપરાયણ અને નિષ્ઠાવાળો બનાવે.

લાંબા વખત સુધી ચિંતાથી વિચાર કરતા કરતાં-ઘડીમા આ બાજુનો નિર્ણય કરતાં અને ઘડીમા બીજી બાજુનો નિર્ણય કરતા-છેવટે બીજો માર્ગ

લેવાનો તેણે ઠરાવ કર્યો તેથી તેણે જે જવાબ ફર્ડીનાન્ડને આપ્યો તેમા જણાવ્યું કે 'સ્પેનના રાજકુવર ઉપર જે આરોપ મૂકવામા આવ્યા છે તેની તપાસ કરવાની જરૂર પડશે. કારણ કે જે રાજપુત્રની પ્રતિષ્ઠા નથી તેની સાથે મૈત્રી કરવાનું મારાથી બનશે નહીં.' ફર્ડીનાન્ડને સારૂ કન્યા શોધવાનો પ્રયત્ન નેપોલિયને કરવા માડયો. પરંતુ ઉત્કૃષ્ટ બુદ્ધિવાળી, ઉત્તમ ચારિત્રવાળી અને ઉદાર કુલની ભવ્યતાની કદર કરે એવી સ્ત્રીઓ વિરલ હોય છે. ટ્યુલ્લેરીસના તથા સેંટ કલાઉડના મહેલમાં અને ઘરોમા સુંદર સ્ત્રીઓ હતી પરંતુ નેપોલિયન જેવી સ્ત્રી ફર્ડીનાન્ડને માટે શોધતો હતો તેવી તેને ન મળી.

નેપોલિયનનો ભાઇ લ્યુશીયન ઇટાલીમાં હતો અને પોતાની સ્થિતિથી અસંતુષ્ટ થઇ જાણી બુજીને ભાઇથી દૂર રહેતો હતો. તેને એક સારી કન્યા હતી. તે તેના બાપ સાથે રહેતી હતી પણ તેની દરકાર તેનો બાપ જોઇએ તેવી સારી રીતે કરતો ન હતો. તે કન્યા પસંદ કરવાનો નેપોલિયને નિશ્ચય કર્યો અને તેને પારિસ બોલાવી. પરંતુ તેને સ્પેનના રાજાની રાણી બનાવતા પહેલાં તેના ચારિત્રની બરાબર તપાસ કરવાની તેને જરૂર લાગી. તેથી તેણે હુકમ આપ્યો કે તે છોકરીનો જે પત્રવ્યવહાર ચાલતો હોય તેના ઉપર પોસ્ટ ઑફીસમા બહુ જ દેખરેખ રાખવી. પરંતુ તે કમનસીબ છોકરી પોતાના આ ઉગ્ર, ભાઇથી જૂદા પડેલા પણ ઉદાર અંતઃકરણવાળા બાપ સાથે રહી ઉછરી હતી. તેથી પોતાના કાકા અને કાકીઓ યુરોપના દેશોની રાજ્યગાદીઓ ભોગવતા હતાં તેના તરફ તેને અદેખાઇની નજરે જોવાની ટેવ પડી હતી તેનો ઉગ્ર સ્વભાવ સલાહ કરવા તરફનો ન હતો પોતાના શત્રુનો પ્રેમ મેળવી લેવા સારૂ તેણે અભિમાનને લીધે જરા પણ યત્ન કર્યો નહી નેપોલિયન અને તેના કુટુંબના માણસો માટે તેણે ઘણા કટાક્ષથી લખ્યું હતું. આ બધો પત્રવ્યવહાર જ્યારે નેપોલિયનના હાથમા મૂકવામા આવ્યો અને તે તેણે જ્યારે વાચ્યો ત્યારે તેને એક સારા માણસ પેઠે મદ મંદ હસવું આવ્યું અને પોતાની મા, ભાઇઓ તથા બ્હેનોને ચીડવવાના ઉદ્દેશથી તેમને તેણે ટ્યુઇલેરીસમા બોલાવ્યા. પછી તે ગમતભરેલા

કાગળો બધાની સમક્ષ વાચવામા આવ્યા. જે જે જાતના આક્ષેપો માણસ ઉપર મૂકાઇ શકે તે બધા સહન કરવાનો મહાવરો નેપોલિયનને હતો. પોતાનાં સગાની લાગણીઓ જોઇ તેને બહુજ રમુજ પડી તો પણ તેણે તરત જ નિર્ણય કરી દીધો કે સ્પેનના રાજાની તે રાણી થાય અને તેના ( નેપોલિયનના ) વિચારો તે રાજ્યમાં દાખલ કરે એવા જરૂરના ગુણો તેનામા નથી. બીજે દિવસે તે ઇટાલી જવા નીકળી પડી. આ પ્રમાણે તે છટકી ગઇ તે સારૂં થયું, કારણ કે ફર્ડીનાન્ડ એવો પાશવ વૃત્તિનો, રાક્ષસી અને નાલાયક નીકળ્યો કે એના કરતાં વધારે નઠારો માણસ ઇતિહાસનાં પાના શોધી વળતાં મળવો મુશ્કેલ છે. તો પણ એટલું તો ખરૂ જ કે જો તે ફર્ડીનાન્ડને પરણી હોત તો દુનીઆના દેશોનુ ભાવી કાંઇ જૂદા જ પ્રકારનુ જ હોત.

આ પ્રમાણે નિરાશ થવાથી નેપોલિયનને દીલગીરી થઇ તે છતા સ્પેનના બુર્બોનોને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાના અપયશથી તે ગભરાતો હતો. ચારે બાજુએથી એ જ પરિણામને અનુકૂળ સંજોગો એકઠા થતા હતા મ્યુરાટની આગેવાની નીચે એક ફ્રેંચ લશ્કર એવા ઉદ્દેશથી સ્પેનમાં પેઠું હતું કે પોર્ટુગાલમાં બળવો જાગે તો તેને બેસાડી દેવાને તે કામમાં આવે અથવા સ્પેન ઉપર ઇંગ્લાંડ કદાચ ચઢાઇ કરી બેસે તો સ્પેનને મદદ કરવાને તે કામમાં આવે. આ વખતે સ્પેનના પાટનગર માડ્રિડમા ફ્રેચ લશ્કર આવ્યું હતું. રાજા સપૂર્ણ રીતે નેપોલિયનના તાબામા હતો. છતાં તે ઘણો જ ગુંચવાયો હતો તેના મનમાં શા શા ગુપ્ત વિચાર ઘોળાતા હતા તે કોઇ જાણી શકે એમ ન હતુ. તે પોતાના વિચાર કોઇને કહેતો પણ નહીં. જેઓના ઉપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો અને જેમની મદદ ઉપર તે સપૂર્ણ આધાર રાખતો હતો તે લોકો પણ તેના મનના ઘાટ સમજી શકવા વ્યર્થ પ્રયત્ન કરતા હતા. ખરેખર કદાચ એમ પણ કેમ ન હોય કે તેણે પોતાના કોઇ વિચાર ચોક્કસપણે કર્યાં ન પણ હોય !

સ્પેનના રાજા ચોથા ચાર્લ્સે પોતાની ગાદી પોતાના છોકરાને આપી છે એ ખબર જ્યારે નેપોલિયનને મળી ત્યારે તે સેંટ કલાઉડમાં હતો.

તે દિવસે શનિવાર હતો અને સમય સાંજનો હતો બીજે દિવસે સવારે તે સાર્વજનિક ભજનમા ગયો તે વિચારમા લીન થયો હતો તે બધા લોકો જોઇ શકતા. ભજન પૂરૂ થયા પછી તરત જ તેણે સેનાપતિ સેવરી-ડ્યુક ઓફ રોવીગો-ને બોલાવ્યો અને બાગના ઝાડ નીચે તેની સાથે ચાલવા કહ્યું બે કલાક સુધી ગભીર વાતચીત થઇ તે વખતે તેણે તેને કહ્યુ કે:—

"ચોથા ચાર્લ્સે ગાદી છોડી દીધી છે. તેનો છોકરો ફર્ડીનાન્ડ સ્પેનની ગાદીએ આવ્યો છે પ્રીન્સ ઓફ પીસ—ગોડોયની અવનતિ થઇ છે અને તેના તોફાનનુ આ પરિણામ છે એમ જણાય છે કે રાજાએ ખુશીખુશાલીથી ગાદી છોડી નથી. સ્પેનમા ફેરફાર થવાના છે તે હું જાણતો જ હતો. પણ હું ધારતો હતો તેનાથી જૂદી જ રીતે ફેરફાર થાય છે મારી ઇચ્છા એવી છે કે તમે માડ્રિડ જાઓ, આપણા એલચીને મળો અને જે તોફાનમા મારે વચમા પડવું પડે અને હું સડોવાઉ તે તોફાન અટકાવવા સારૂ તેણે કેમ પ્રયત્ન નથી કર્યો તેની તપાસ કરો છોકરાને હુ રાજા તરીકે કબૂલ રાખુ તે પહેલા બાપના ખરા વિચાર મારે જાણવા જોઇએ. તે મારો મિત્ર છે. મિત્રાચારીના કરાર મેં તેની સાથે કર્યા છે જો તે મારી મદદ માગશે તો મારે તે આપવી જ પડશે તેથી ચાર્લ્સનુ ગાદીનુ છોડવુ કાયદેસર રીતે કબૂલ ન થાય ત્યા સૂધી ફર્ડીનાન્ડને સ્પેનના રાજા તરીકે કબૂલ કરવા હું કોઇ રીતે તત્પર થવાનો નથી. એવું કરવા દેવામા આવે તો રાત્રે મારા મહેલમા દેશદ્રોહી લોકોનું ટોળું ઘુસાડી દેવામા આવે, રાજ્યગાદી છોડવાને મને પણ ફરજ પાડવામા આવે અને રાજ્યને ઉથલાવી નાખવામા આવે નીમન નદી ઉપર જ્યારે મેં સધિ કરી ત્યારે મેં એવી શરત કરી હતી કે આપણા તરફથી રશિઆની દરમ્યાનગીરી ઇંગ્લાડ અગીકાર કરવા ના કહે તો રશિઆએ પોતાનું લશ્કર આપણી સાથે ભેળવવુ અને ઇંગ્લાડને સુલેહ કરવાની ફરજ પાડવી જેમને મેં જીત્યા છે તેમની પાસેથી આવો એક લાભ મેળવ્યા પછી હું જો મારી નિર્બળ બાજુ તરફ સ્પેનના લોકો મને ટટામાં ફસાવે એમ થવા દઉ તો મારા જેવો નબળો માણસ કોઇ જ નહી જો હું સ્પેન અને ઇંગ્લાડની સંધિ થવા દઉ તો રશિઆ

સાથેની મિત્રાચારી તોડી નાંખવાથી તેને જે નુકશાન થયું છે તેના કરતા તે શત્રુતા ધરાવનારી સત્તા ( ઈંગ્લાંડ ) ને વધારે લાભ થાય. સ્પેનનાં તોફાનનાં કારણો અથવા ઉદ્દેશની મને ખબર નથી અને મને તેનો ભય લાગે છે. ”

“ સ્પેન સાથે તો મારે વિગ્રહ કરવો જ નથી. એવો વિગ્રહ કરવો તે એક પ્રકારનો અધર્મ છે પણ સ્પેન ઉપર રાજ્ય કરનારો રાજકુંવર જો એ નીતિ પસંદ કરશે તો તેના પરિણામ સહન કરવાને હુ આનાકાની કરનાર નથી. ચોથો ચાર્લ્સ ગાદી ઉપર રહ્યા હોત અને ગોડોયની સત્તા ઉથલાવી નાખવામા આવી ન હોત તો આપણે સ્પેન સાથે સુલેહનો સબધ રહેત. પણ હવે બધું બદલાઇ ગયુ છે. કારણ કે તે દેશ ઉપર વિગ્રહનો શોખીન રાજા આવ્યો છે અને પોતાની પ્રજાના તમામ સાધનો આપણી વિરુદ્ધ યોજવાની વૃત્તિવાળો તે છે; તેથી કદાચ એવુ પણ પરિણામ આવે કે ફ્રાન્સની ગાદી ઉપરથી મારા કુટુમ્બને પણ ખસેડી નાખવામા તે સફળ થાય. તેથી આપણે વિગ્રહ ન અટકાવીએ તો શું પરિણામ આવે તે તમે જોઇ શકશો. તેથી દીર્ઘ દષ્ટિ વાપરી ભયને જોવો અને તેમાથી જે કાંઇ સાધન શત્રુને મળે એવું હોય તે મળતું અટકાવવાના પગલાં ભરવા એ મારી ફરજ છે. જો બાપ (ચોથો ચાર્લ્સ) અથવા તેનો છોકરો (ફર્ડીનાન્ડ) એ બેમાથી મારે કોઇ સાથે સારી વ્યવસ્થા નહી થાય તો એ બનેને હું ઉઠાડી મૂકીશ. હું સ્પેન અને પોર્ટુગાલની પાર્લ-મેન્ટ પાછી બોલાવીશ અને ચૌદમા લ્યુઇનો માર્ગ પકડીશ તેથી તે રાજા જ્યારે પોતાના પૌત્રને માટે વારસાના વિગ્રહમા સંડોવાયો હતો અને તેની જેવી દશા થઇ હતી તેવી સ્થિતિ મારી રહેશે. અને બાબતોમાં એક જ જાતની રાજકીય આવશ્યકતા આવી રહેલી છે. તે બધાને માટે મારી સપૂર્ણ તૈયારી છે. બેયોન જવાને હું તૈયારીમાં છું અને ખાસ જરૂર હશે તો માડ્રિડ પણ જઇશ ”

આ સલાહ લઇ ડ્યુક ઑફ રોવીગો—અર્થાત્—સેનાપતિ સેવરી માડ્રિડ જવા સારૂ નીકળ્યો. બીજે દિવસે સવારમાં નેપોલિયને પોતાના ભાઇ હોલા-ડના રાજા લ્યુઇને નીચે પ્રમાણે પત્ર લખ્યો:-

“ સ્પેનના રાજાએ હમણા જ ગાદીનો ત્યાગ કર્યો છે અને ગોડોયને કેદ

કરવામા આવ્યો છે. માડ્રિડમા બળવાની હીલચાલો ચાલી રહી છે. લોકો મોટે અવાજે તેમનુ ભવિષ્ય નક્કી કરવા મને આમંત્રણ કરે છે. યુરોપમા મોટી હીલચાલ થયા વિના આગળથી ઇંગ્લાંડ સાથે સંધિ થવાની નથી એવી મારી ખાત્રી થયેલી હોવાથી મે ફ્રેન્ચ રાજકુમારને સ્પેનની ગાદી ઉપર બેસાડવાનો ઠરાવ કર્યો છે. આવી સ્થિતિમા તે દેશની ગાદી તમને આપવા સારૂ મે વિચાર કર્યો છે તમારો આ બાબતમા શો અભિપ્રાય છે તે એકદમ જણાવી દેજો. આ યોજના હજી શરૂઆતમા જ છે તે તમારે જાણવું જોઇએ. જોકે મારા એક લાખ માણસ સ્પેનમા છે છતા હું મારો ઉદ્દેશ પાર પાડવા સારૂ એકદમ ત્યા જાઉં તો એમ કરવાથી તમામ વાતનો નિર્ણય એક પખવાડીઆમા આવી જશે. અથવા હું વધારે ડહાપણ વાપરૂં અને ધીમે ધીમે મારૂં કામ આગળ ચલાવું તો કેટલાક મહીના પછી છેવટનુ પરિણામ જણાઇ આવે; તે એમાંથી હું શુ કરીશ તે હજી નક્કી નથી ”

આ પત્ર લખ્યાને બે દિવસ થઇ ગયા પછી નેપોલિયનનું મન પણ અનિશ્ચયના દોલા ઉપર ચઢ્યુ હોય એમ જણાય છે. તે વખતે મ્યુરાટ માડ્રિડમા હતો તેને નેપોલિયને નીચે પ્રમાણે લખ્યું હતું:—

“ મો. ગ્રાન્ડ ડ્યુક ઓફ બર્ગ —સ્પેનની સ્થિતિની ખરી હકીકત મને ન મળે અને હું છેતરાઇ જાઉ એવો મને ભય લાગે છે અને તમે પણ કદાચ છેતરાઇ જાઓ એવી પણ મને ભીતિ છે. માર્ચની ૨૦ મીએ જે બનાવ બન્યો છે તેથી મામલો અસાધારણ રીતે ગુંચવાઇ ગયો છે. મને પોતાને પણ ઘણો ગુચવાડો થાય છે એમ ન સમજશો કે તમારે હથીઆર વગરના માણસ ઉપર ચઢાઇ કરવાની છે અથવા તમે લશ્કરનો દેખાવ કરીને તરત સ્પેનને વશ કરી શકશો. માર્ચની ૨૦ મીએ જે તોફાન સ્પેનમા થયું છે તે ઉપરથી સાબીત થાય છે કે સ્પેનવાસીઓમાં હજી શક્તિ રહી છે. તમારે એક નવીન જ પ્રજા સાથે કામ પાડવું પડશે. તે પ્રજામા હીંમત છે અને રાજ્યખટપટથી નહી થાકી ગયેલા લોકોમા જેવો ઉત્સાહ જોઇએ તેવો ઉત્સાહ તેઓ બતાવશે. અમારઉમરાવો અને પાદરીઓ એ બેનુ જ જોર સ્પેનમા છે. તેમના

વિશિષ્ટ હક્ક જતા રહેશે અથવા તેમનું અસ્તિત્વ રહેશે નહી એવી વાત જાણી જો તેઓ રણક્ષેત્રમાં હજારો બાહુતી લડનારાઓ લાવશે તો વિગ્રહ ઘણા લાંબા વખત સુધી પહોંચશે. મારો પક્ષ લેનાર માણસો છે ખરા. હુ ત્યા વિજ૮-ચી રાજા તરીકે આવું તો મારાથી તેમને રાખી શકાશે નહીં. ગોડોય તરફ તિરસ્કાર બતાવવામાં આવે છે કારણ કે તેણે સ્પેનના ગુપ્ત વાત ફ્રાન્સને જણાવી દીધી એવો આરોપ તેના પર મૂકવામાં આવ્યો છે અને આ દુઃખથી જ ફર્ડીનાન્ડની ગાદી પચાવી પડવાની યોજનાને ટેકો મળ્યો છે. પ્રજાનો પક્ષ સૌથી નબળો છે. રાજકુમારમા એવો એક પણ ગુણ નથી કે એક પ્રજાની આગેવાની તે કરી શકે. પણ તેથી કરીને તે આપણી વિરુદ્ધ એક વીરની માફક નહીં આવે એમ બનવા જેવું નથી. રાજકુટુમ્બનાં માણસો ઉપર મારે કોઇ જાતનો બળાત્કાર કરવો નથી. ”

“ જે જે અડચણો આવ્યા વિના રહેવાની નથી તે બધી હું તમારી સમક્ષ રજુ કરૂં છું. બીજી પણ અડચણો છે જે તમે જાણતા જ હશો. આપણા ગુંચવાડામા વધારો કરવાનો લાગ ઇંગ્લાંડ જવા દેનાર નથી. પોર્ટુગાલના કીનારા પર અને ભૂમધ્ય સમુદ્રમા તેનું જ લશ્કર છે. તેને ઉશ્કેરવા સારૂ હંમેશા તે સંદેશા મોકલ્યા કરે છે અને તેમા સીસીલી તથા પોર્ટુગાલના લોકોને દાખલ કરે છે. રાજકુટુમ્બ હજી અમેરિકા તરફ જવાને સ્પેન છોડી ગયું નથી ત્યા સુધી દેશની સ્થિતિમાં તો ક્રાન્તિ થયા વિના ફેરફાર થાય એમ નથી. પણ યુરોપના તમામ દેશો કરતા સ્પેન ક્રાન્તિને માટે બીલકુલ તૈયાર નથી. રાજ્યકારભારમા ભયંકર રાક્ષસી દુર્ગુણો વ્યાપ્યા છે અને કાયદેસર સત્તામા જે અંધેર વ્યાપ્યું છે તે જોઇ શકનારા બહુ જ થોડા માણસો છે. એ દુર્ગુણો અને અંધેરથી ઘણાને તો લાભ થાય છે. મારા રાજ્યનું હિત સાચવી સ્પેનનું હું પરોક્ષ રીતે બહુ જ હિત કરૂં છું. આવે વખતે ક્યો રસ્તો સૌથી શ્રેષ્ઠ છે ? મારે માડ્રિડ આવવું ? બાપ અને દીકરાની તકરાર વચ્ચે મારે મોટા ‘ રક્ષક ’ નો ડોળ ઘાલવો ? ચોથા ચાર્લ્સને ગાદી ઉપર ચાલુ રાખવો એ કામ મને ઘણું મુશ્કેલીભરેલું લાગે છે. તેનો રાજ્યકારભાર, અને તેના

મિત્રો એટલા બધા અકારા થયા છે કે તેઓ ત્રણ મહીનાથી વધારે ટકી શકે એમ નથી."

"ફર્ડીનાન્ડ ફ્રાન્સનો શત્રુ છે અને તેટલા માટે તેને સ્પેનનો રાજા બનાવવામાં આવ્યો છે. એને ગાદી ઉપર બેસાડવો એનો અર્થ એટલો છે કે જે પક્ષોના માણસો વીશ વીશ વર્ષથી ફ્રાન્સનો નાશ કરવાની ઇચ્છા ધરાવે છે તેમને અનુકૂળ થઇ જવુ. એની સાથે લગ્નથી સંબંધ જોડવામા આવે તો પણ તે બંધન બહુ મજબૂત થશે નહી. તેથી મારો અભિપ્રાય એવો છે કે કશી વાતની ઉતાવળ ન કરતાં જે બને તે જોયાં કરવુ અને આપણી સ્થિતિ સમજવી પોર્ટુગાલની સરહદ ઉપર જે લશ્કર રાખવાનું છે તેને વધારે મજબૂત બનાવવાની અને પછીથી રાહ જોવાની જરૂર છે. માડ્રિડનો કબજો આટલી ઉતાવળથી તમે લઇ લીધો એ પગલુ વ્યાજબી છે એમ હુ ધારતો નથી. લશ્કર બરાબર રાજ્યના પાટનગરથી ત્રીશ માઇલ દૂર રાખવું જોઇતું હતુ."

"છેવટે શુ કરવું એનો નિર્ણય હુ હવે પછી કરવાનો છું. તે દરમ્યાન તમારે શુ કરવું વ્યાજબી છે તે હું તમને જણાવું છું. જ્યા સુધી ફર્ડીનાન્ડને સ્પેનના રાજા તરીકે મારે કબૂલ રાખવો જોઇએ એવી સ્થિતિ દેશની ન થાય ત્યા સુધી તેને હું મળીશ એવો વિશ્વાસ તમારે તેને આપવાનો નથી. રાજા, રાણી અને ગોડોય તરફ તમારે સભ્યતા અને માનપૂર્વક વર્તવાનુ છે. તેમ જ જે માન તમે તેમને આપતા આવ્યા છો અને તે તમને આપતા આવ્યા છે તે જ પ્રમાણે માન આપવા લેવાનું કરશો. હું કઇ દિશામા ગતિ કરવાનો છું તેની જરા પણ ગંધ સ્પેનવાસીઓને ન આવે એવી રીતે તમારે વર્તવાનું છે. આ બાબતમાં હુ શુ કરવાનો છુ તે હું જ હજી જાણતો નથી તેથી તમને તમારા વર્તનમા કશી અડચણ આવશે નહીં. અમીરઉમરાવો તથા પાદરી વર્ગને તમે બરાબર સમજાવજો કે સ્પેનના મામલામા ફ્રાન્સની દરમ્યાનગીરીની જરૂર જ હશે તો તે થયા પછી પણ તેમના હક્ક જે વિશિષ્ટ પ્રકારના હશે તથા તેમને જે માફી પાળવામા આવતી હશે તે હક્ક તથા માફી સાચ-

વવામા આવશે. તમારે તેમને એવી ખાત્રી કરી આપવી કે મહારાજા નેપોલિયનનો વિચાર એટલો જ છે કે સ્પેનની રાજ્યકીય સંસ્થાનો સુધારો કરવો જેથી તે યુરોપનાં બીજા સુધરેલા રાજ્યો સાથે એક સરખું થઈ શકે અને લાગવગવાળા માણસનો દોર ઓછો થાય. માજીસ્ટ્રેટો, શહેરના નાગરિકો અને બીજા કેળવાયેલા વર્ગોને તમારે જણાવી દેવું કે સ્પેનનું રાજ્યતંત્ર ફરીથી રચવાની જરૂર છે અને તેને એવા કાયદાની જરૂર છે કે અમીરઉમરાવોના જુલમમાથી પ્રજાનો બચાવ થઇ શકે, તેમ જ ઉદ્યોગ, ખેતી અને કળાનો વિકાસ થાય એવી સંસ્થાઓની તેને આવશ્યકતા છે. અનેક વિગ્રહોમાં ફ્રાન્સ એક સરખી રીતે સંડોવાયેલું છે છતા તે દેશના લોકો કેવી સંપત્તિ અને કેવું સુખ ભોગવે છે તેની વાત તમારે તેમને કહેવી. પોપ સાથે મિત્રાચારી કરી ધર્મની ભવ્યતા મેં કેવી બનાવી છે તેની વાત પણ તમારે કરવી. રાજ્યકીય બાબતનો ઉદ્ધાર સ્પેનમાં થાય—અર્થાત્ સુવ્યવસ્થા અને પરદેશમા સ્પેનને માન મળે અને તેની લાગવગ વધે—તેથી તેમને કેટલા ફાયદા થવાના તેની સંપૂર્ણ ખુલાસાવાર હકીકત તમારે તેમને જણાવવી. તમારા લખાણનો તથા બોલવાનો ઝોક આવી રીતનો જોઇએ. કશું ઉતાવળે બોલશો કરશો નહીં. બેયોન આગળ હું રાહ જોઇ બેસી રહીશ. પીરીનીઝ હું ઓળગી શકીશ અને પોર્ટુગાલની સરહદ આગળનાં મારા માણસોને બળવાન બનાવી શકીશ. તે દિશામા હું જઇ શકીશ અને વિગ્રહ પણ કરી શકીશ.”

“લશ્કરમા બહુ જ સખત બંદોબસ્ત રાખજો. કોઇ પણ સૈનિક જરા પણ ગુન્હો કરે તો તેને જતો કરતા નહીં. લોકોને જરા પણ ત્રાસ થવો ન જોઇએ. દેવળો અને મઠ એ બે ઉપર તો ખાસ ધ્યાન આપવું. સ્પેનના લશ્કર સાથે તથા તેના માણસો સાથે આપણા લશ્કરની કોઇ જાતની ગેરસમજુતી થવી ન જોઇએ. બન્ને બાજુએથી એક ભડાકો થવા દેવાનો નથી. મારા લશ્કરે કયે રસ્તે જવું તેનો માર્ગ તમે જ તમારી મેળે નક્કી કરી આપજો કે જેથી તે સ્પેનના લશ્કરથી કેટલાક માઇલ દૂર જ રહે. જો એક વાર લડાઈ જાગી તો બધું પાણીમાં ગયું એમ સમજજો.”

આ કાગળ લખ્યા પછી એટલે એપ્રિલ માસની ૨ જી તારીખે નેપોલિયન યુદ્ધના સ્થાન તરફ જવા નીકળ્યો. સ્પેન તરફથી એક એકથી પરસ્પર વિરુદ્ધ હકીકતો આવવાથી આ મુસાફરી કરવા તે લલચાયો હતો. તેણે બોર્ડોમા એક અઠવાડીયું ગાળ્યુ. ત્યાં પ્રજાના કેટલાક મોટાં કામમા તે લીન થઇ ગયો હતો. ત્યાથી નીકળી પીરીનીઝ પર્વતની તળેટી આગળના એક અપ્રસિદ્ધ બેયોન નામના ગામ આગળ તે આવ્યો. જોસફાઇન તેની સાથે હતી. તેઓ એપ્રિલની ૧૨ મીએ બેયોન આવી પહોચ્યાં. બીજે દિવસે નેપોલિયને ફર્ડી-નાન્ડને લખ્યું. તે પત્રમા તેણે જણાવ્યુ કેઃ—

“ હાલના સંજોગોમા મારે તમને સત્યથી અને નીખાલસપણાથી કેટલીક વાત કહેવી જોઇએ. ગોડોયના વર્તન ઉપર મારે નિર્ણયાત્મક અભિપ્રાય આપવો નથી. પરંતુ રાજાઓ તેમનાં માણસોને લોહી રેડતાં શીખવે એ ભયંકર વાત છે એ હું જાણું છું. જે પૂજ્ય બુદ્ધિ લોકો આપણે માટે ધરાવતા હોય છે તેને જ માટે તેઓ ઘણી ખુશીથી આપણા ઉપર વેર લે છે. તમારાં મા અને બાપને સંડોવ્યા વિના ગોડોય ઉપર શી રીતે કામની તપાસ ચાલી શકવાની હતી ? તમારો ગાદી ઉપરનો હકક તમારી મા તરફથી તમને મળે તે સિવાય બીજો કશો નથી. ગોડોયને તમારી મા સાથે સંબધ હતો એ વાત જો સિદ્ધ થાય તો તમારો ગાદી ઉપર કશો જ હક્ક રહી શકે નહીં. તેથી હું તમને, સ્પેનની પ્રજાને તથા આખા જગતને જણાવું છું કે સ્પેનના રાજા ચોથા ચાર્લ્સે ખુશીથી ગાદી છોડી દીધી હોય તો તે વાત કબૂલ કરવા હું જરા પણ આનાકાની કરીશ નહીં અને તમને સ્પેનના રાજા તરીકે કબૂલ રાખીશ. ”

પોતાની માના વ્યભિચારની વાત ખૂલી રીતે બહાર પાડવા અને ગોડોયને પોતાની માના યાર તરીકે ગુન્હેગાર ઠરાવવા ફર્ડીનાન્ડ પ્રયત્ન કરતો હતો. નેપોલિયને આ પ્રમાણે એવી ખુબીથી તેને ઇશારો કર્યો કે પોતાની માના વ્યભિચારની વાત બહાર લાવવામાં તે પોતાનો જ જન્મ વર્ણસંકર તરીકે થયો છે એમ જણાવશે અને તેથી સ્પેનની ગાદી ઉપર તેનો કશો હકક નથી

એ વાત તે પોતે જ સિદ્ધ કરશે. પણ તે અભાગીઓ એવો નીચ હતો કે તેને માનઅપમાનની લાગણી ન હતી. તેનાથી વધારે કમનસીબ તેની મા પણ પોતાના છોકરાની નીચતાનો બદલો બીજી ગમે તેવી નઠારી મા ન વાળે એમ વાળવા તત્પર થઇ. તેણે તેનાં છોકરાને ઉઘાડી રીતે અને બીજાના દેખતા કહ્યું કે "તું વર્ણસંકર છે, મારો ધણી તારો બાપ નથી."

નેપોલિયનને જાતે જાત મળી તેની મહેરબાની મેળવવાની ફર્ડીનાન્ડે આશા રાખી. તેથી તરત જ તે માડ્રિડ છોડી પીરીનીઝ ઓળંગી નેપોલિયનને મળવા બેયોન આવી પહોંચ્યો. એક દબદબાભર્યો રસાલો તેની સાથે હતો. પોતાના મિત્ર અને સલાહકાર તરીકે પોતાના ગુરુ એસ્કોઇક્વીઝને તે સાથે લઇ ગયો હતો. ફર્ડીનાન્ડે આ પ્રમાણે હીલચાલ શરૂ કરી છે એવી ખબર રાજા, રાણી તથા ગોડોયને પડી એટલે તેઓ ઘણા જ ગભરાયા ફર્ડીનાન્ડ જાતે ગયો છે અને તે જે કહેશે તેની વિરુદ્ધ કોઇ કશું કહેશે નહી એવી ધાસ્તી તેમને લાગવાથી તેઓએ પણ ઉતાવળે બેયોન જવાનો ઠરાવ કર્યો અને જે મહાન્ પ્રતિષ્ઠાવાળા પુરુષના હાથમાં તેમનું ભાવી હતું તેની પાસે પોતાની દલીલો રજુ કરવાની આશા રાખી.

ફર્ડીનાન્ડ જેવો બેયોન આવી પહોંચ્યો કે તરત જ નેપોલિયને તેનો સત્કાર કર્યો અને જાણી જોઇને બહુ જ વિવેકથી અને મર્યાદાથી તેની સાથે વર્તવા માંડ્યું. તેની પરોણાચાકરી બહુ જ ઠાઠથી કરવામા આવી. પણ તેની આસપાસ નેપોલિયને મર્યાદા અને વિવેકની એવી સાંકળ નાંખી દીધી કે તેમાથી તેનાથી ચસકાય એમ ન હતું. મોટી મોટી મીજબાનીઓથી તેને આનંદ આપવામાં આવ્યો. તેની આસપાસ બહુ જ ભભકાવાળો રસાલો રાખવામાં આવ્યો. તેનાં નીચ માબાપ તથા તેની માનો યાર પણ તરત જ આવી પહોંચ્યા અને તેમની સાથે ફર્ડીનાન્ડના બે ભાઇઓને પણ લેતા આવ્યા. તેમનો તમામ પ્રકારના માનથી આદરસત્કાર કરવામાં આવ્યો. પરંતુ સ્પેનની ગાદી ઉપર કોઇનો હક્ક છે એ વાત સ્વીકારવાની બાબત નેપોલિયને જાણી બુજીને કાઢી જ નહીં. આ પ્રમાણે આ રાજકુટુમ્બ અણધાર્યું તેના તાબામાં આવી ગયું.

સ્પેનના સંબંધમાં શો માર્ગ લેવો એ સંબંધી નેપોલિયનને અત્યારસુધી ગમે તેવી આનાકાની થઇ હશે પરંતુ આ વખતે હવે તેણે જરા પણ આનાકાની કરી નહીં. ચોથા ચાર્લ્સ રાજા સાથે તેની ભેટ થઇ. તે ઘરડો રાજા પોતાનાથી ગાદી ટકાવી રખાય એમ નથી તે જાણતો હતો અને પોતાના તિરસ્કૃત પુત્રના હાથમાં રાજ્ય સોંપવા કરતાં નેપોલિયનને તે સોંપી દેવા વધારે રાજી હતો. તેથી સ્પેનના રાજા તરીકે જેને નેપોલિયન નીમે તેના લાભમાં સ્પેનની ગાદીનો ત્યાગ કરવાની તેણે સંપૂર્ણ તૈયારી બતાવી. પછી ફર્ડીનાન્ડના પ્રધાન તથા શિક્ષાગુરુ એસ્કોઇક્વીઝને નેપોલિયને બોલાવ્યો અને તેને નીચે પ્રમાણે કહ્યું:—

"આ ઘરડો રાજા મારે શરણે આવ્યો છે તેથી તેના તરફ મારાથી દુર્લક્ષ અપાશે જ નહી. તેણે ગાદીનો ત્યાગ કર્યો તે બળાત્કારે જ કર્યો છે. તે વખતે મારૂં લશ્કર સ્પેનમાં હતું કેટલાક માણસો તો દરબારની નજીક રાખવામાં આવ્યા હતા. તેથી ઉપરનો દેખાવ એવો થયો કે આ બળાત્કારના કામમાં મારો હાથ હશે. તેથી મારા સંબંધી જે કાંઇ શકા હોય તે કાઢી નાંખવા સારૂં તરત જ ચોક્કસ પગલાં ભરવા હું ઇચ્છું છુ."

"વળી હું વિશેષમાં જણાવું છું કે મારા રાજ્યના હિતની ખાતર બુર્બોન વંશના કુટુમ્બના માણસો જે મારા કટ્ટા દુશ્મન છે તેમણે સ્પેનની ગાદી છોડવી જ જોઇએ. તેમ જ તમારી પ્રજાના સ્વાર્થની ખાતર પણ તેવો ફેરફાર કરવાની જરૂર છે. હું જે નવીન વંશના રાજાઓ તમારા દેશમાં દાખલ કરીશ તે તમને રીતસર કાયદેસર રાજ્યબંધારણ આપશે, અને તે ફ્રાન્સ સાથે ગાઢ મૈત્રી ધરાવનાર હોવાથી જે એક જ પ્રજા તરફથી તેની સ્વતંત્રતાને ધારતી જેવું છે તેનાથી તેનું સારી રીતે રક્ષણ થશે. પોતાના અને પોતાના કુટુમ્બના હક્ક મને આપી દેવા ચોથો ચાર્લ્સ તૈયાર છે કારણ કે જે મુશીબતનો સમય આવે છે તે સમયમાં રાજ્યકારભાર ચલાવવાની શક્તિ તેના કોઇ છોકરામાં નથી."

"બુર્બોન વંશના રાજાઓ હવે સ્પેનમાં વધારે વખત રાજ્ય કરે તે

અટકાવવા સારૂ મેં આ કારણોથી નિશ્ચય કર્યો છે. પણ ફર્ડીનાન્ડની મને કિંમત છે. જે ભોગ તેને આપવો પડશે તેનો બદલો કેટલેક અંશે વાળવા હું ઇંતેજાર છું. તેથી સ્પેનની ગાદી ઉપરથી પોતાનો અને પોતાના વારસોનો હક્ક એ ઉઠાવી નાખે એવી દરખાસ્ત તમે તેને કરજો. તેના બદલામા હું તેને એટ્રુરિઆ આપીશ, તેને રાજાની પદવી પણ આપીશ અને વળી મારી ભત્રીજી તેને પરણાવીશ. આ વાત જો તે કબૂલ નહી કરે તો મારે એના બાપ સાથે શરતો કરવી પડશે અને પછી ફર્ડીનાન્ડને અથવા તેના ભાઇને કશો બદલો મળશે નહીં. પણ જો તે મારા કહ્યા પ્રમાણે કરશે તો સ્પેનને તેની સ્વતંત્રતા, કાયદાઓ, રૂઢિઓ તથા ધર્મ પાછા સોંપવામા આવશે મારે પોતાને સ્પેનનુ એક ગામ પણ જોઇતું નથી. ”

સ્પેનનો રાજા ચોથો ચાર્લ્સ, તેની સ્ત્રી લ્યુઇસા અને તેનો યાર ગોડોય દુર્ગુણોમા કેટલાંક વર્ષોથી ગરકાવ થયાં હતા તેથી અશક્ત બની ગયા હતા. વૈભવ, મોજમજા અને નીતિની શિથિલતાનો લાભ તેમને રાજપદને લીધે મળતો હતો તેથી જ તે રાજપદને ચાહતા હતા. તેથી સ્પેનની કંટકવાળી ગાદી નેપોલિયનને સોંપી દઇ તેના બદલામા એક સુંદર મોટી જાગીર, શિકાર કરવાની વિશાળ જમીન અને પોતાના વિષયસુખની ઇચ્છાની તૃપ્તિ મેળવવા તેઓ ઘણા જ રાજી હતા. વારસાઇનો હક્ક ગુમાવવા ફર્ડીનાન્ડ તથા તેના ભાઇઓ વધારે આનાકાની કરતા હતા. પહેલેથી ગોઠવણ કરી રાખવામા આવી હતી તે પ્રમાણે નેપોલિયન આખા કુટુમ્બને એક જ વખતે મળ્યો. રાજા અને રાણી પોતાના છોકરાને સારી પેઠે ધિક્કારતા હતા તેથી પોતાના છોકરાને પણ ગાદીનો ત્યાગ કરવાની ફરજ પાડવાના નિશ્ચયવાળા બન્યા હતા. આ મુલાકાત વિચિત્ર હતી. તે શકિતહીણ વૃદ્ધ રાજાએ સોનાના માથાવાળી એક નેતરની સોટી—જેનો તે હંમેશા ટેકો કરતો હતો—ફર્ડીનાન્ડના માથા ઉપર ધરી રાખી અને તેને ઠપકાનાં તથા ગાળોનાં અનેક વચનો કહ્યા. તરત જ તેની મા સ્ત્રીસ્વભાવ પ્રમાણે લવલવ કરતી તે છોકરા પર તૂટી પડી. પોતાના છોકરા ઉપર તેણે રાજાના ઘરને ન છાજે એવા અનેક વિશેષણોનો વર-

સાદ વરસાવ્યો. આ વિચિત્ર દેખાવ જોઇ નેપોલિયન તો આશ્ચર્ય પામ્યો અને ગભરાયો. થોડો વખત તો તે આશ્ચર્યમા લીન થઇ ચૂપ બેસી રહ્યો. પછી શાતિથી ફર્ડીનાન્ડને તેણે જણાવ્યું કે ' જો તમે આજ સાજે ગાદી તમારા પિતાને નહીં સોપો તો બળવાખોર પુત્ર તરીકે અને રાજ્યગાદી તથા તમારાં માબાપોનો જીવ લેવાના કાવતરા કરનાર તરીકે તમને પકડવામા આવશે.' આટલું બોલી તે ત્યાથી ચાલ્યો ગયો. જતી વખતે તેણે બધાને કહ્યું:—

"આ મા શી! આ દીકરો શો! ગોડોય ખરેખરો હલકો માણસ છે; પરતુ આ નિર્બળ દરબારમા તે કંઇક સૌથી વધારે બળવાન છે." વળી તે બોલ્યો:—"હવે જે હું કરવા માગું છું તે એક લેખે સારૂં નથી. હું તે સારી પેઠે જાણું છુ. પણ રાજ્યનીતિને લીધે મારે એમ કરવું પડે છે કારણ કે મારી સાથે દુશ્મનાવટ ધરાવનાર રાજ્ય મારી પાડોશમા અને પરિસથી આટલે નજીક રહેવા દેવું દુરસ્ત નથી."

ફર્ડીનાન્ડ પોતાનો ગુન્હો સમજતો હતો. નેપોલિયનની કઠણ ન્યાયબુદ્ધિને પરિણામે તેના ઉપર દેશદ્રોહ અને કુટુમ્બદ્રોહનો આરોપ આવશે તે વિચારી તે ગભરાવા લાગ્યો. તે જાણતો હતો કે તેનો બાપ અથવા મા તેના તરફ જરા પણ દયા બતાવવાના નથી. તેથી કોઇ જાતનું જોખમ વહોરવા કરતા નેપોલિયન જે મોટો બદલો આપતો હતો તે જ લેવાનું તેણે પસંદ કર્યું. પણ એટ્રુરિઆનું રાજ્ય તેણે લીધું નહી. તેણે નવારની જાગીર લીધી અને પોતાને માટે દશ લાખ ફ્રેન્કની વાર્ષિક આવક તથા પોતાના દરેક ભાઇ માટે ચાર ચાર લાખ ફ્રેન્કની વાર્ષિક આવક લીધી. ફર્ડીનાન્ડને રાજ્યગાદી ન મળવાથી રાજા, રાણી તથા રાણીનો યાર પોતાનું વૈર વળ્યુ એમ માનવા લાગ્યાં અને કંટકવાળી ગાદીના બદલામા મોટી જાગીર, વિશાળ જમીન અને પુષ્કળ પેદાશ લઇ સારી રીતે રાજી થયા. તેઓએ પોતાની જીંદગીના અવશિષ્ટ રહેલા વર્ષો આળસમા અને વિષયસુખના અત્યાચારમા ગાળી નાંખ્યા.

નવારની જાગીર તે રાજકુમારો માટે તૈયાર થાય ત્યા સુધી તેમને માત્ર રહેવા માટે વેલન્સેની જાગીર નેપોલિયને આપી. ઉત્તમ સંસ્કારવાળા, રાજ-

રખારી અને આનંદના શોખીન તે ભવ્ય જાગીરના માલીક ટેલીરેન્ડને નેપોલિયને તે રાજકુમારોનો આદરસત્કાર બહુ સારી આકર્ષક રીતે કરવા સારૂ લખ્યું.

તેણે જણાવ્યુઃ—“ મારી ઇચ્છા એવી છે કે રાજકુમારોનો આદરસત્કાર બહારના દમામ વિના થવો જોઇએ, પણ તે ખરા અંતઃકરણથી અને દીલસોજીથી થવો જોઇએ. તેમને આનંદ આપવા સારૂ તમારાથી બને એટલું તમારે કરવું જોઇએ. વેલન્સેમાં જો એકાદ નાટકશાળા હોય અને હાસ્ય રસ ઉત્પન્ન કરે એવાં નાટકો કરનારાઓ તમને મળી આવે એમ હોય તો તેમને રોકવા ઠીક પડશે. તમારા વહુને બીજી ચારપાચ સ્ત્રીઓ સાથે લા તમારી સાથે લઇ જજો. ફર્ડીનાન્ડ કોઈ સુંદર સ્ત્રી સાથે પ્યારમા પડી જાય અને તે સ્ત્રીની આપણને ખાત્રી હોય તો એમા કાંઇ અડચણ જેવું નથી. પણ ફર્ડીનાન્ડ અવળે રસ્તે ન દોરાઇ જાય એ મારે જોવાનું છે ને મારે મન તે મહત્ત્વની બાબત છે. તેથી મારી ઇચ્છા એવી છે કે એને વ્યગ્ર રાખી આનદ આપ્યાં કરવો. રાજ્યનીતિના સખત નિયમ અન્વયે તો મારે તેને કોઈ કીલ્લામા કેદ કરવો જોઇએ; પણ તે મારે શરણે આવ્યો છે અને મારા હુકમ વિના કાંઇ પણ નહીં કરવાનું તેણે વચન આપ્યું છે. મારી ઇચ્છા પ્રમાણે બધી વાત સ્પેનમા થવાની છે. તેથી મે એવી યોજના કરી છે કે તેને મારે એક ગામડાની જાગીરમાં મોકલી દેવો અને તેની આસપાસ સુખ અને દેખરેખ રાખવા. આ કામ આખો મે અને જુનના થોડા ભાગ સુધી ચાલશે, ત્યાર સુધીમા સ્પેનના મામલાનું સ્વરૂપ બદલાશે અને હું પછીથી શું કરવું તે નક્કી કરી શકીશ તમારે માટે મારે કહેવુ જોઇએ કે તમને એક ઘણું જ માનપ્રદ કામ મળ્યું છે. ત્રણ નામાંકિત રાજકુમારોને તમારા ઘરમાં રાખવા, અને તેમને ગમત કરાવવી તે આપણી પ્રજાના ચરિત્રને તથા તમારા મોભાને બરાબર શોભતું આવે એમ છે. ”

પોતાનું ભાવી આવુ કલંકિત પણ વિષયસુખ આપનારૂં જોઇ ફર્ડીનાન્ડ અને તેના ભાઇઓ સારી રીતે સંતોષ પામ્યા. આ પ્રમાણે આ રાજકુમારોને

રાજપદથી નેપોલિયને ભ્રષ્ટ કર્યા તો પણ તેમના મન ઉપર તેણે એવી સરસ છાપ બેસાડી કે તેઓ તેના તરફ પૂજ્ય ભાવ અને મૈત્રી રાખતા થયા આ વાત મનાય એવી લાગશે નહી પણ તે ખરી છે નેપોલિયનના વિજયોથી તેઓ રાજી થતા અને રોશની અને ભડકાઓ કરી તેઓ તે જયના મહોત્સવ ઉજવતા હતા નેપોલિયનની અસાધારણ શકિતઓની પ્રતીતિ આ કૃત્ય કરતા તેની કારકીર્દીના બીજા કોઇ કૃત્યથી વધારે સારી રીતે જણાતી નથી આનાથી વધારે અદ્‌ભુત વાતો કાલ્પનિક વાતો લખનારે પણ યોજી કાઢી નથી. એક પણ બંદુક ફોડયા વિના તેણે સ્પેનનુ રાજ્ય ઉથલાવી નાખ્યુ અને ગાદી ઉપરથી પ્રાચીન સમયથી ચાલ્યો આવતો અભિમાની અને સત્તાવાળો વંશ દૂર કર્યો તે વંશના માણસોને તેણે દેશનિકાલ કર્યા. તેની ગાદી ઉપર તેણે પોતાના ભાઇને બેસાડયો તે છતા દેશનિકાલ થયેલા તે રાજકુમારોએ તેના આ કૃત્ય માટે તેનો ઉપકાર માન્યો અને તેઓ તેની ખુલ્લી રીતે સ્તુતિ કરતા જરા પણ કટાળ્યા નહી

સ્પેનના લોકો સારૂ નેપોલિયને નીચે પ્રમાણે ઢંઢેરો કાઢયો:—

" સ્પેનવાસીઓ ! તમારી પ્રજા લાબા વખતથી વેદના વેઠતી હતી અને મરણોન્મુખ થઇ હતી તમારી વિપત્તિઓ મે જોઇ અને હું તેનો પ્રતિકાર કરવા લાગ્યો. તમારી ભવ્યતા, તમારી સત્તા એ મારી ભવ્યતા અને સત્તાનો એક ભાગ જ છે. સ્પેનની ગાદી ઉપર તમારા રાજાઓ તથા રાજકુમારોનો જે હક્ક છે તે તેમણે મને સ્વાધીન કર્યો છે. તમારા દેશ ઉપર મારે રાજ્ય કરવાની ઇચ્છા નથી પરંતુ તમારી ભવિષ્યની પ્રજા મને પ્રેમથી અને ઉપકારની લાગણીથી સંભારે એવો કાયમનો હક્ક લેવા મારી ઇચ્છા છે. તમારૂ રાજ્ય જૂનું છે. મારૂ કર્તવ્ય એટલુ જ છે કે તેમા યૌવનનું નવીન લોહી રેડવું તમારી બધી સંસ્થાઓ હુ સુધારીશ અને મારા પ્રયત્નોને તમે અનુમોદન આપશો તો સુધારાના સુખનો આસ્વાદ તમને હું અપાવીશ અને તોફાન, અંધેર અને અવ્યવસ્થા કાઢી નાખીશ. તમારા દેશના પ્રાતો અને શહેરોના પ્રતિનિધિઓની એક સાધારણ સભા મે બોલાવી છે. તમારી શી શી હાજતો છે તે

મારે પોતાના અનુભવ ઉપરથી જોવું છે. પછીથી મેં જે કાંઇ પ્રાપ્ત કર્યું છે તે હું આપું મૂકી દઇશ, અને રાજાની પવિત્ર અને લાભકારક સત્તા સ્થાપનાર અને પ્રજાના હક્ક અને સ્વાતંત્ર્ય નક્કી કરનાર રાજ્યબંધારણ સ્થાપી તમારા દેશનો તાજ મારો બીજો જ આત્મા જેવો માણસ છે તેને માથે હું મૂકીશ. સ્પેનવાસીઓ, તમારા પૂર્વજો કેવા હતા અને તમે કેવા છો તેનો વિચાર કરો. તેમાં દોષ તમારો નથી પણ જે પદ્ધતિથી તમારા ઉપર રાજ્ય ચલાવવામાં આવ્યું છે તે પદ્ધતિનો દોષ છે. તમારી હાલની સ્થિતિના પરિણામમા તમારી મોટી આશાઓનો વિચાર કરો અને વિશ્વાસ રાખોઃ કારણ કે મારી એવી ઇચ્છા છે કે તમારી છેલ્લામાં છેલ્લી પ્રજા મને યાદ કરે એવું મારે કરવું છે. તેઓએ એમ બોલવું જ જોઇએ કે “ અમારા દેશનો પુનરુદ્ધાર કરનાર નેપોલિયન હતો. ”

હોલાંડનો રાજા લ્યુઇ બોનાપાર્ટ માંદગીને લીધે તથા ઘરસંસારની અડચણોને લીધે નરમ થયેલો હોવાથી સ્પેનની વધારે જવાબદારીવાળી ગાદી લેવા ઉત્સુક ન હતો. તેથી પોતાના ભાઇ નેપલ્સના રાજા જોસફને નેપોલિયને નીચે પ્રમાણે લખ્યુંઃ—

“ ચોથા ચાર્લ્સે સ્પેનની ગાદીનો તમામ હક્ક મને આપ્યો છે. એ ગાદી મેં તમારે માટે નિર્મિત કરી છે. નેપલ્સના રાજ્યને સ્પેન સાથે સરખાવાય એમ નથી. સ્પેનમા એક કરોડ દશ લાખ માણસની વસ્તી છે. તેની ઉપજ પંદર કરોડ ફ્રેન્કની છે અને તે ઉપરાંત અમેરિકામાં તેના તાબાના સંસ્થાનો છે. એ ગાદી એવી છે કે તમે માડ્રિડમા રહેશો એટલે ફ્રાન્સથી ત્રણ દિવસની મુસાફરી જેટલે જ અંતરે તમે હશો. તમે માડ્રિડમા હો એટલે વસ્તુતઃ તમે ફ્રાન્સમાં જ છો એમ થશે. તેથી મારી ઇચ્છા એવી છે કે આ પત્ર તમને પહોંચે કે તરત જ નેપલ્સના રાજ્યની લગામ તમારે નજરમા આવે તેને સોંપી દેવી અને લશ્કરનું ઉપરીપણું સેનાપતિ જુર્ડનને સોંપી તમારે એકદમ ટુંકામાં ટુંકો રસ્તો લઇ બેયોન આવી પહોંચવું. આ વાત કોઇને જણાવવાની નથી. પણ એ સંબંધી શંકા એકદમ ઉઠયા વિના રહેવાની નથી. ”

સ્પેનમા પ્રજાકીય સંસ્થાઓ હતી જ નહીં. રાજા નિરંકુશ અને જૂલમી સત્તા વાપરતો. પાદરીઓ લોકોનાં પાપની તપાસ કરવાનો ભયંકર દરબાર કરતા અને રાજ્યકીય અથવા ધાર્મિક બાબતોની કશી પણ તપાસ થવા દેતા નહીં. લોકોનો મોટો ભાગ અજ્ઞાનના અધકારમા અને દરિદ્રતાના ખાડામાં સડતો હતો. સુધરેલા દેશમા આનાથી વધારે ભ્રષ્ટ અને નિર્માલ્ય રાજ્ય હતું જ નહી આવી રાજ્યસત્તામાથી સ્પેનવાસીઓને છોડવી તેમને ઉત્તમ બનાવે એવા કાયદા કરવાનું અને સરખા હક્ક આપવાનું કૃત્ય એવું નથી કે તેને માટે ઘણો તિરસ્કાર છુટે. નેપોલિયન પોતાની ઇચ્છા પાર પાડવામા સફળ થયો હોત તો સ્વતત્રતા પામેલા કૃતજ્ઞ લોકોએ તેને માટે મોટા મોટા અનેક સ્મારકો કર્યાં હોત. ગુલામગીરીનો મોટામા મોટો દોષ એ છે કે જેઓ ગુલામગીરીની અવસ્થા ભોગવે છે તેમને સ્વતંત્રતાની કિમત હોતી નથી. તેમા ધાર્મિક અધ શ્રદ્ધાના ભોગ થઇ પડેલા લોકો તો ગુલામગીરીની સાકળો બહુ જ બળથી પહેરી લે છે.

એકે અવાજે બધા કબૂલ કરતા હતા કે જોસફ બોનાપાર્ટ ઉદાર મનનો, ચાલાક અને ખંતથી કામ કરનારો માણસ હતો. તેની નીતિની પવિત્રતા અજબ હતી પરોપકાર કરવાની તેની સાચી વૃત્તિ ઉપર કોઇ જાતની શકા કદાપિ લાવવામાં આવી નથી. તેના નરમ, ન્યાયી પણ ઉત્સાહવાળા રાજ્ય-કારભારના વખતમા નેપલ્સના રાજ્યમા ઓચિંતો ઉત્તમ સુધારો થયો હતો અને નવીન જીવન આવ્યું હતું.

નેપલ્સથી જોસફ આવી પહોંચે તે પહેલાં નેપોલિયને હુશીઆર એજંટોને સ્પેન મોકલી લશ્કર, નૌકા, નાણા અને સાર્વજનિક કામોની હકીકત મગાવી હતી. તે બોલ્યો—" જે જે કામો કરવા હું હુકમ આપું તે બધાને માટે મારે તેના કાગળો પડેલા જોઇશું તેમ જ ભવિષ્યની પ્રજા જાણે કે જ્યારે સ્પેન મારા હાથમા આવ્યું ત્યારે તેની સ્થિતિ કેવી હતી તેટલા સારૂ તે કાગળો પછીથી પણ મારે જોઇશું " સ્પેનના કલ્યાણ સારૂ તેણે બહુ જ ઉત્તમ યોજનાઓ કરી. તેણે જે યોજનાઓ ઘડી અને અમલમાં મૂકવી શરૂ કરી

તેને માટે તેના કટ્ટામા કટ્ટા દુશ્મનો પણ તેની સ્તુતિ કરે છે. રાજ્યના સૌથી વધારે નામાંકિત ૧૫૦ માણસોની કોંગ્રેસ તેણે એકદમ બેયોનમાં બોલાવી. પોતાના દેશનું ઉજ્જવળ ભાવી ખૂલ્લું થતું જોઇ આ કેળવાયેલા દેશાભિમાની લોકો ઘણા જ આનંદમાં આવી ગયા. સ્પેનના રીતરીવાજને બંધબેસતું અને તે જમાનાના જ્ઞાન અને સ્વતંત્રતાના આગળ પડતા વિચારોને છાજે એવું નવીન રાજ્યબંધારણ ઠરાવવામાં આવ્યું.

ઇ. સ. ૧૮૦૮ ના જુનની ૭ મી તારીખે જોસફ બેયોન આવી પહોંચ્યો. સ્પેનની પ્રજાનો પૂજ્ય ભાવવાળો આદરસત્કાર આ નવીન રાજાને આપવા સારૂ સ્પેનની કોંગ્રેસ તેની સમક્ષ દાખલ થઇ. પછી તેઓ બધા એકઠા થઇ નેપોલિયન પાસે ગયા. ખરા અંતઃકરણની કૃતજ્ઞતાની લાગણીથી તેમણે જે સત્તાધીશ પરોપકારી પુરુષે સ્પેનને માટે સંપત્તિવાળું અને ઉજ્જવળ ભાવી આણી આપ્યું હતું તેનો ઉપકાર માન્યો. જુલાઇની ૯ મી તારીખે વૃદ્ધ સૈનિકોના દબદબાભર્યા રસાલાને સાથે લઇ અને આગળ પાછળ લગભગ સો કરતા વધારે ગાડીઓમા બેઠેલા કોંગ્રેસના માણસો સાથે રાખીને જોસફ સ્પેનની ગાદી ઉપર બેસવા સારૂ માડ્રિડ જવા નીકળ્યો.

સ્પેનની ગાદી ઉપર જોસફને બેસાડવામાં આવ્યો તેની ખબર તમામ પરદેશી રાજ્યોને એકદમ આપવામા આવી લગભગ યુરોપના બધા રાજ્યોએ તેને સ્પેનના રાજા તરીકે સ્વીકાર્યો. જોસફનુ પ્રસિદ્ધ ઉત્તમ ચારિત્ર રશિઆનો રાજા જાણતો હતો તેથી તેણે ખાસ પોતાના તરફથી અભિનંદન મોકલ્યું. વેલન્સેમાથી ફર્ડીનાન્ડે પણ અભિનંદનના પત્રો જોસફને લખ્યા અને પોતાની એકાદ ભત્રીજી નેપોલિયન તેને પરણાવે એમ તેને સમજાવવા તેને આજીજી કરી

આ કૃત્યમા એવું કાંઇક છે કે જેનો વિચાર કરતા વિચક્ષણ માણસને પણ ગુંચવાડો અને દુઃખ થાય છે. કોઇનો તિરસ્કાર સખતાઇથી થઇ શકે એમ હોય તો તો ગુંચવાડો થાય નહી. નેપોલિયને એટલા બધાં ઉદાર કૃત્યો કર્યાં છે કે તે પોતાના દોષનો બોજો વેઠી શકે એમ છે. પણ

શાન્તિથી વિચાર કરનારને ગુંચવાડો થાય છે અને તિરસ્કાર કરવાનો નિર્ણય આપતા પહેલા વિચાર કરવો પડે છે. ગુંચવાડાની ભુલભુલવણીમાં નેપોલિયન જે રીતે વર્ત્યો છે તેને માટે તેના તરફ અસાધારણ ઉદાર વૃત્તિથી જોવું જોઇએ. એ વાત કબૂલ કર્યા વિના કોઇ પણ માણસથી એની મુશ્કેલતો-ભરેલી સ્થિતિની કલ્પના થઇ શકે એમ નથી.

તે વખતે સ્પેનની ગાદી ઉપર કોનો હક્ક હતો ? ચોથો ચાર્લ્સ નામનો જ રાજા હતો. રાણીનો યાર ગોડોય એ જ ખરો રાજા હતો ચાર્લ્સે ફર્ડી-નાન્ડને ગાદી આપી દીધી હતી. તેણે ગંભીર રીતે પોતાની પ્રજાને કહ્યુ હતું કે ‘ આ કામ મેં બહુ જ રાજીખુશીથી કર્યું છે. ’ જે દિવસે તે આ પ્રમાણે બોલ્યો હતો તે જ દિવસે તેણે તેનાથી વિરુદ્ધ ગુપ્ત રીતે લખ્યુ હતું કે “ ગાદીનો ત્યાગ મારા પુત્રના લાભને માટે કરવાનો મેં જે ઠરાવ કર્યો છે તે ખુનામરકી અટકાવવા સારૂ જ મારે કરવો પડ્યો છે. હું તે ઠરાવને અમલમાં મૂકવાનો નથી.” ત્યારે ગાદીનો માલીક કોણ ? રાજા કે ગોડોય ? ફર્ડીનાન્ડે રાજ્યલગામ લીધી હતી. તેણે રાજ્યદ્રોહ કરી બળવો ઉભો કર્યો હતો અને ગાદીનો ત્યાગ કરવા રાજાને ફરજ પાડી હતી. ફર્ડીનાન્ડનો ગાદી ઉપર હકક હતો ? નેપોલિયને રાજા, ગોડોય તથા રાજપુત્રની ખાત્રી કરી આપી હતી કે દારૂ પી શિકાર કરીને તેઓ જેટલી મોજ ભોગવશે તેટલી રાજ્ય કરવામાં નથી. તેથી તેઓએ નેપોલિયનને ગાદી સોપી હતી. નેપોલિયનનો ગાદી પર હકક હતો ?

દ્રોહ અને બંડ કરી ગાદીનો ત્યાગ કરવા બાપને ફરજ પાડનાર ફર્ડી-નાન્ડના ગેરવ્યાજબી હકકને નેપોલિયને પુષ્ટિ આપી હોત તો જગત તેને વધારે ધિક્કારત અને પોતાની સાથે શત્રુતા ધરાવનાર પક્ષને વધારે મજબૂત કરવાની બેવકુફી તે કરત. ધર્માંધ, ક્રૂર, સ્વતંત્રતાનો નાશ કરનાર જૂલમી રાજાને તેણે પોતાના સૈન્યના બળે ગાદી ઉપર ટકાવ્યો હોત તો જે તત્ત્વોને અનુસરીને નેપોલિયન અત્યાર સુધી ચાલ્યો હતો તે બધાની એકદમ અવગણના થાત. એમ થયુ હોત તો નેપોલિયન ફ્રાન્સમાં સ્વતંત્રતાનો અને

સ્પેનમાં દાસત્વનો હીમાયતી ગણાત અને પોતાના નામને એવું કલંક લગાડી જાત કે તે ભૂંસાવાનો સંભવ જ રહેત નહીં.

યુરોપના એકત્ર થયેલા રાજાઓ ખટપટો, વિશ્વાસઘાત અને વેરની લાગણીથી તોફાન કરી નેપોલિયનને ગાદી ઉપરથી ઉખાડી નાખવાનો પ્રયત્ન કરતા હતા. એ કામ સારૂ જે રાક્ષસી પ્રયત્નો કરવામાં આવ્યા છે એવા બીજા કોઇ કામ માટે કરવામા આવ્યા નથી; પરંતુ પોતાના રાજ્ય ઉપર નેપોલિયનનો હક્ક હતો. તેથી વધારે ઉચ્ચ અથવા પવિત્ર હક્ક કોઇ પણ રાજાનો પોતાની ગાદી ઉપર ન હતો. પ્રજાના એક મતથી તે રાજા થયો હતો. તેના વિનાશ માટે સ્પેનના બુર્બોનો જે સત્તા વાપરતા હતા તે સત્તા તેણે પોતાના સંરક્ષણ સારૂ તેમની પાસેથી છીનવી લીધી અને તેમની અવનતિના દુઃખ તેમને ન લાગે તે સારૂ અસાધારણ ઉદારતા બતાવી યોગ્ય તજવીજ કરી. તેણે જે માર્ગ લીધો તેને લીધે તેના શત્રુઓના સ્વાર્થી હૃદયો પણ તેના તરફ પ્રીતિ રાખતાં થયા. પણ છેવટે યુરોપના એકઠા થયેલા રાજાઓ ફાવ્યા. તેમણે નેપોલિયનને ગાદી પરથી ઉઠાડયો. તેમણે તેને નિવૃત્તિ અથવા વૈભવ ભોગવવા મહેલ પણ આપ્યો નહીં સેંટ હેલીનાના તોફાનવાળા પર્વત ઉપર તેણે તેના છેલ્લા વેદનાના લાંબા વર્ષો પૂરા કર્યાં. ક્યા વેલન્સે અને ક્યાં લૉંગવૂડ! વધારે ઉદાર કયો વિજયી પક્ષ હતો?

આ બાબતના સંબંધમાં નેપોલિયને ઓમીયારાને કહ્યું હતું કેઃ—“ જે રાજ્યસત્તા મેં સ્થાપી હતી તે રહી હોત તો સ્પેનને બહુ જ લાભ થાત. સ્પેનવાસીઓનો ઉદ્ધાર હું કરી શક્યો હોત. તેમને હું એક મોટી પ્રજા બનાવત. નિર્બળ, વહેમી અને નિર્માલ્ય બુર્બોનોની જગાએ હું તેમને નવીન રાજા આપત. તેના વંશનો ગાદી ઉપરનો હક્ક તે સ્પેનનું જેટલું ભલું કરત તે જ ઉપર અવલંબીને રહેત. વહેમ અને પાદરીઓનો ધંધો, પાપની તપાસ કરવાની અદાલત તથા મઠ હું કાઢી નાંખત અને તે આળસુ પાડાઓ—પાદરીઓને પણ હું હાંકી કાઢત.”

લાસ કેસસ સાથે અનેક વખતે વાતો કરતાં તે કહેતો કેઃ–"સ્પેનના સંબંધમાં મારૂં વર્તન ભૂલભરેલું હતું તે પરિણામથી નિશ્ચયાત્મક રીતે જણાયુ છે. સ્પેનને મારે ઉદાર રાજ્યબંધારણ આપવું જોઈતું હતું અને તેનો અમલ કરવા મારે ફર્ડીનાન્ડને જ નીમવો જોઇતો હતો. તે પ્રામાણિકપણે ચાલ્યો હોત તો સ્પેનમાં સમૃદ્ધિ થાત અને આપણા નવા રીતરીવાજો સાથે તે ભળી જાત. મારો મોટો ઉદ્દેશ પાર પડત, ફ્રાન્સને એક ગાઢ મિત્ર મળત તથા તેથી તેની સત્તામા ખરેખરો વધારો થાત. પણ ફર્ડીનાન્ડ પોતાના વચન પ્રમાણે ન ચાલ્યો હોત તો સ્પેનવાસીઓએ જ તેને હાંકી મૂકયો હોત અને તેની જગોએ બીજા રાજાની માગણી મારી પાસે કરી હોત. ગમે તેમ હોત, પણ સ્પેનની તે ખરાબ લઢાઈ ખરેખર દુઃખદાયી નીવડી. ફ્રાન્સની વિપત્તિઓનુ મૂળ ત્યાથી રોપાયુ."

"છતા મારા ઉપર એવા આરોપો મૂકવામા આવ્યા હતા કે જેને માટે મેં કાંઇ જ કારણ આપ્યું ન હતું. ઇતિહાસ લખનારાઓ મને ન્યાય આપશે. વિશ્વાસઘાત, પાશ, અવિશ્વાસના આરોપો તે કામમા મારા પર મૂકાયા છે છતા હું તદ્દન નિર્દોષ છુ. મારા વિરુદ્ધ ગમે તેમ કહેવામા આવે; પણ મેં આપેલુ વચન તોડ્યુ નથી તેમ સ્પેન અથવા બીજા કોઇ રાજા સાથેનો કરાર ભાગ્યો નથી."

"એક દિવસ એવો આવશે જ્યારે દુનીઆની ખાત્રી થશે કે સ્પેન સંબંધી મુખ્ય કામોમા તે દરબારના માણસોના અંદરના કાવતરાની મને કશી ખબર ન હતી, તેમ બાપ તથા દીકરાને આપેલું કોઈ વચન મેં તોડયુ નથી, અને બેયોન આવવા સારૂ મે તેમાથી કોઇને લલચાવ્યો નથી, પણ તે બન્ને અહમહમિકા કરતા મારી પાસે આવ્યા હતા. જ્યારે તેમને મારે શરણે આવેલા મેં જોયા, અને તેઓની નિર્માલ્યતાની મને ખાત્રી થઇ ત્યારે સ્પેનની પ્રજા જેવી મહાન્ પ્રજાની મને દયા આવી. સ્પેનનો પુનરુદ્ધાર કરવાનો, ઇંગ્લાંડની ઝુસરીમાંથી તેને છોડવવાનો, અને આપણા દેશ સાથે તેનો ગાઢ સંબંધ કરવાનો જે અસાધારણ પ્રસંગ ઇશ્વરે આપ્યો હતો તે મેં ઉત્સાહથી

વધાવી લીધો. હું એમ ધારતો હતો કે એમ કરવાથી જ યુરોપમાં શાંતિ અને સહીસલામતીનાં બીજ રોપાશે. પણ તે કૃત્ય કરવા સારૂ મેં નીચ અથવા ક્ષુદ્ર યોજનાઓ ઘડી એમ જે કહેવામાં આવે છે તે તદ્દન ખોટું છે. મારી જો ભૂલ હોય તો તે એટલી જ કે મેં હીમતથી નીખાલસપણે અને અસાધારણ પ્રવૃત્તિથી કામ કર્યું. પ્રથમથી ગોઠવી રાખેલું અને લોકોને ફસાવે એવું સંકેત-સ્થાન બેયોન ન હતું પણ રાજ્યનીતિના પ્રકારનું પરિણામ હતું. મેં જરા દંભ રાખ્યો હોત અથવા ગોડોયને લોકોને હાથે મરવા દીધો હોત તો મારા ઉપર આમાનો એક પણ આરોપ આવત નહીં. પણ તે વિચાર મને ઘણો ભયંકર લાગ્યો અને મને એમ લાગ્યું કે જાણે કતલની કિંમત હું લેતો હોઉં. વળી એટલું પણ કબૂલ કરવું જોઇએ કે આ કામમા મ્યુરાટે ઘણો ગોટાળો વાળ્યો હતો."

"ગમે તેમ હશે તો પણ એટલી વાત ખરી કે વક્ર અને સાધારણ રસ્તાઓ લેવાનો મને તિરસ્કાર જ હતો. હું એટલો બધો સત્તાવાળો હતો કે ઉચ્ચ સ્થાનેથી પ્રહાર કરવાને મને કશી અડચણ ન હતી. મનુષ્યમાત્રના દુઃખ દૂર કરવા સારૂ પરમાત્મા કોઇ વખત તોફાની ઇલાજોનો ઉપયોગ કરે છે અને તેનું રહસ્ય માણસની બુદ્ધિમા આવી શકતું નથી, એવી જ રીતે એટલે ઇશ્વરની માફક વર્તવાની મારી ઇચ્છા હતી."

નેપોલિયન કહે છે કેઃ—"સ્પેનના કારભારની ટુંકામા આ હકીકત છે. દુનીઆને જે યોગ્ય લાગે તે લખે અને બોલે, પણ પરિણામ તો હું જેમ કહું છું તેમ જ આવવું જોઇએ. વાકાચુંકા રસ્તા, જૂઠ, પ્રતિજ્ઞાભંગ અને વિશ્વાસ-ઘાત કરવાનો મારે પ્રસંગ જ આવ્યો નથી એ તમે જોઇ શકશો. મને જો દોષિત ઠરાવવો હોય તો એટલું સાબીત કરવાની જરૂર છે કે મે જાણી બુઝીને મારી આબરૂને કલંક લાગે એવાં પગલાં ભર્યાં છે. પણ એવી વૃત્તિ મેં કદાપિ બતાવી જ નથી."

એલીસન લખે છે કેઃ—"દુષ્ટતાના કૃત્યોથી કલંકિત થએલાં જગતનાં કાળાં કૃત્યોના ઇતિહાસમાં સ્પેનના દ્વીપકલ્પનું રાજ્ય નેપોલિયને જે વિશ્વાસ-

ઘાતથી, કપટથી અને દંભથી લીધું છે તેનાથી વધારે ભયંકર વિશ્વાસઘાત, કપટ અથવા દંભ કોઇએ કર્યાં જ નથી.”

સર વોલ્ટર સ્કૉટ એથી વિરુદ્ધ એમ જણાવે છે કે—“નેપોલિયનને બરાબર ઇનસાફ આપવા સારૂ એટલું તો કહેવાની જરૂર છે કે આ અસાધારણ ઉહાપોહમા આ માણસે કોઇ વખતે પોતાની સ્વાર્થથી પ્રેરાયેલી રાજ્યનીતિ ઉપર ઢાકપીછોડો કર્યો જ નથી.”

સર વોલ્ટર સ્કૉટનું લખવું અક્ષરશઃ ખરૂં છે. વાત ચોખ્ખી છે. સ્પેનના બુર્બોનોમા ઘરકંકાસનો સડો ખરેખરો પેઠો હતો. બાપદીકરો એકમેકને સારી રીતે ધિક્કારતા હતા. બંને પોતાની મેળે જ નેપોલિયનની મદદ માગવા દોડયા હતા. તેઓ પ્રથમથી જ વિશ્વાસઘાતી હતા તેથી નેપોલિયને તે બંનેને ઉથલાવી નાખવાનો નિશ્ચય કર્યો હતો અને આ અણધાર્યા પ્રસંગનો ઉપયોગ કર્યો હતો. તેણે તેમને સ્પષ્ટ જણાવી દીધું હતું કે ‘તમારામાથી એકને પણ ગાદી ઉપર રહેવા દેવાનું મને સહીસલામત લાગતું નથી.’ તેણે વચન આપ્યું હતું કે ‘જો તમે ગાદીનો ત્યાગ કરશો તો હું તમને જે જોઇશે તે–દ્રવ્ય અને દબદબો–આપીશ.’ બાપદીકરા વચ્ચેની શત્રુતા એટલી મોટી હતી કે બંને પક્ષ એમ જ ઇચ્છતા હતા કે તે પૈકી કોઇને સ્પેનની ગાદી મળે તેના કરતા નેપોલિયનને તે મળે તો સારૂં. બંનેએ વાત કબૂલ કરી. રાજાને શોભે એવી ઉદારતા વાપરી નેપોલિયને તેમને રહેવાને રાજમહેલો તથા શિકાર કરવા સારૂ વિશાળ જગાઓ આપી. સ્પેનની ગાદી ઉપર એક ઉત્તમ મનુષ્યને મૂકવાની તેણે ગોઠવણ કરી તે ક્ષુદ્ર દશામા આવી પડેલા દ્વીપકલ્પનો પુનરુદ્ધાર શરૂ થયો ત્યારે નેપોલિયનને આશા થઇ કે તેની પીઠ ઉપર હવે કોઇ પ્રહાર કરનાર નથી.

આ બનાવો જ્યારે બેયોનમા બનતા હતા ત્યારે પોતાની અશ્રાન્ત શક્તિ વાપરી નેપોલિયન પોતાના રાજ્યના દૂર આવેલા પ્રદેશોમા દરેક ક્ષણે ઉત્સાહ પ્રેરતો હતો. ફ્રાન્સની દરીઆઇ સત્તાના સાધનોનો વિકાસ કરવા સારૂ ભગીરથ પ્રયત્નોની પરંપરા નેપોલિયને શરૂ કરી હતી. મોટામોટાં બારાઓ અને ડક્કાઓ બાંધવામાં આવ્યા હતા. નૌકાસૈન્યના અમલદારોના શિક્ષણ સારૂ

બહુ જ કાળજી લેવામાં આવી હતી. કીનારાઓનું કીલ્લા બાંધી રક્ષણ કરવામાં આવ્યું હતું. દરેક પ્રકારનાં વહાણો બાંધવામાં આવ્યાં હતાં. ફ્રાન્સના વાવટાનું અપમાન થતું અટકાવવા સારૂ અને વ્યાપારના તમામ લાભો ફ્રાન્સને માટે મેળવવા સારૂ તમામ મળી આવતાં સાધનનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. પોતાની નિવૃત્તિના વખતમાં તે ઘોડે બેસતો અને કીનારાની નજીક ફરતો, બંદરોની મુલાકાત લેતો અને નૌકા સૈન્યને લગતી ઘણી બાબતોની ઘણી માહીતી એકઠી કરતો. આવી રીતે ફરતાં ફરતા એક વખત ઉત્તમ ' ઓક ' અને ' ૫ર ' નામના લાકડાંનો ગંજ એક જગાએ કરેલો તેણે જોયો અને તેને માલમ પડ્યું કે તેમને બીજી જગાએ લઇ જવા સારૂ જોઇતાં વહાણો નથી તેથી તે ત્યાં પડી રહ્યો છે. તરત જ તેણે પ્રધાનને લખ્યું:—" આટલું બધું કિંમતી લાકડું આમ નકામું બગડે છે તે જોઇ મારૂં હૃદય ચીરાય છે. "

---

# પ્રકરણ ૪૨ મું.



## ઘેરાતું વાદળ.

  



બ્રેયેનથી નેપોલિયન પારિસ પાછો આવ્યો. રસ્તે આવતા ફ્રાન્સના દક્ષિણમાં આવેલા પ્રાંતો પૈકી તેણે ઘણાની મુલાકાત લીધી. તમામ સ્થળે તેને ઉત્સાહ અને આનંદથી વધાવી લેવામા આવ્યો. ફ્રાન્સની સ્થિતિ આ વખતે ખરેખરી સંપત્તિવાળી હતી. તે સ્થિતિ થવાનું કારણ નેપોલિયનની જ પ્રતિભા છે એમ વ્યાજબી રીતે બધા લોકો કબુલ કરતા હતા. આખા યુરોપમા કોઇ રાજા પોતાની પ્રજાને એના જેટલો પ્રિય ન હતો. તેના તરફ જેવો ખરો અને એકસરખો પૂજ્ય ભાવ બતાવવામાં આવતો હતો એવો બીજા કોઇ રાજા તરફ બતાવવામાં આવતો ન હતો.

થાયર્સ લખે છે કેઃ—"મોટાં મોટાં ટોળાં તેના તરફ પૂજ્ય ભાવ બતાવી તેને માન આપતા હતા. દેશની અંદર ચાલતા બખેડામાંથી દેશને બચાવનાર અને તેને શાંતિ, સહીસલામતી, સંપત્તિ અને ધાર્મિક બાબતોમાં સ્વતંત્રતા આપનાર તે અદ્‌ભુત માણસને તેઓ માણસ કરતાં વધારે એટલે લગભગ દેવ જેવો ગણતા હતાં."

વિજય પામતા ઇંગ્લાંડે અને ફ્રાન્સના બુર્બોન રાજાઓએ નેપોલિયનના સંબંધમા જે વાતો લોકોના કાનને પહોંચવા દીધી છે તેવી વાતો જ જાણનારાના મનને થાયર્સ જેવાની વાત વિચિત્ર લાગ્યા વિના રહેતી નથી. એકત્ર થયેલા તેના શત્રુઓએ તેને છુંદી નાખ્યો તે જ વખતે ફ્રાન્સમા રાજ્ય કરનારા રાજકુટુમ્બને, ઇંગ્લાંડને અને નિરંકુશ રીતે રાજ્ય ચલાવનાર યુરોપના એકેએક રાજાને તેમના નામાંકિત શત્રુના ચારિત્ર સંબંધી તદ્દન ખોટી જ વાતો ઉડાવવાનું અતિશય મહત્ત્વનુ લાગતું એ વાત ઉપર દરેક બુદ્ધિશાળી વાચકે એક ક્ષણ વિચાર કરવો જોઇએ છીએ. નેપોલિયન એક નીચ જૂલમી માણસ હતો એવી લોકોને ખાત્રી આપવામા જ તેમના રાજ્યની પ્રતિષ્ઠા હતી. તેથી સેંટ હેલીનામાં દેશનિકાલ કરેલા એકાકી નેપોલિયનને તેની પાછળ ગાલિપ્રદાન કરવામા જ યુરોપના તમામ રાજાઓના દ્રવ્યનો અને નિરવધિ સત્તાનો ઉપયોગ કરવામાં આવતો હતો નેપોલિયનના ચારિત્ર ઉપર જે આક્ષેપો મૂકવા સારૂ રણશીગા ફુંકવામા આવ્યા હતા તેના પડઘા હજી પણ સંભળાય છે. આવી રીતે પહેલા કોઇ માણસની ગતિ અથવા દુર્દશા કરવામાં આવી નથી. તે છતા વોટરલૂના યુદ્ધમા પરાજય પામેલો નેપોલિયન સેંટ હેલીનામા વિજયી નીવડયો. તે નિર્જન પર્વત ઉપર તે એકલો હતો, પોતાના બચાવમા એક શબ્દ સરખો બોલવાનો તેને પ્રતિબંધ કરવામા આવ્યો હતો અને પોતાની વિરુદ્ધ જે બૂમાટ થતો હતો તે તેણે શાંતિથી સહન કર્યો હતો તથા તેની ગણના પણ કરી ન હતી.

જગત્‌ના તમામ દેશોનો આમ વર્ગ તો પોતાના પરમ મિત્ર નેપોલિયનને પૂજે છે. એવું કહેવાની હવે કોની હીંમત ચાલશે કે યુરોપના તમામ

નિરંકુશ રાજાઓને સાથે લઈ જઇ વેલીંગ્ટન પ્રજાના હક્ક માટે લડતો અથવા પ્રજાની સહાનુભૂતિના સંપૂર્ણ આધારવાળો નેપોલિયન ગર્ભશ્રીમત વર્ગના હક્ક માટે લડતો હતો ? ઈંગ્લાંડ એમ જ કહેતુ કે 'હું યુરોપની સ્વતત્રતા માટે લડું છું.' તે વિજયી થયું. જે ઉદ્દેશને માટે તે લડતું હતું તે ઉદ્દેશ તેણે સફળ કર્યો. પણ જે સ્વતંત્રતાની તે બડાઇ હાંકતું હતું તે ક્યા છે ? વિશ્વાસઘાતી ફર્ડીનાન્ડે સ્પેનની પ્રજાને તે સ્વાતત્ર્ય આપ્યું છે ? નેપલ્સના બુર્બોનોના ઘાતકી અમલ નીચે તે સ્વાતંત્ર્યનું દર્શન થાય છે કે ? હંગરીની પ્રજાનો ખૂસાટ જે જગતના કાન ઉપર થોડા વખત ઉપર અથડાતો હતો તે સ્વતત્ર-પ્રજાના ખૂસાટ જેવો લાગતો હતો કે ? સૈબીરીઆના બરફવાળા પ્રદેશો ઉપરથી પવનના સુસવાટ સાથે લોકોના રોદણા સંભળાય છે તે શુ પ્રજાની સ્વતંત્રતાના અવાજ છે કે ? યુરોપની સ્વતત્રતા ! ક્રીશ્ચીયન ધર્મ પાળનારા એકત્ર થયેલા જૂલમી રાજાઓના ધસારા સાથે વૉટરલૂના રણક્ષેત્રમા જે કતલ થઇ તેની સાથે યુરોપની પ્રજાની સ્વતત્રતાનું મરણ થયું. સેંટ હેલીનાની ઝાડીમાં ( નેપોલિયન સાથે ) તે દટાઇ ગઇ. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની જેટલી ભીતિ ઈંગ્લાંડને તે દિવસે લાગતી હતી તેટલી જ ભીતિ રશિઆની નિરંકુશ સત્તાની તેને આજે લાગે છે. નેપોલિયનની પડતી થઈ તેની સાથે પ્રજાની સમાનતા તથા સ્વતત્રતાની અવનતિ થઇ અને અમીરઉમરાવોનો વર્ગ ફરીથી સત્તાધીશ બન્યો. નેપોલિયન કહેતો કે:-' યુરોપમા જલદીથી પ્રજા-સત્તાક રાજ્યના વિચારો પ્રસરશે અથવા તે જૂલમી બની જશે.' મધ્ય રાત્રિના ભયંકર અંધકારની પીછોડી માફક રશિઆના નિરંકુશપણાની છાયા આખા યુરોપ ઉપર આ વખતે ફરી વળતી જણાય છે. (હાલ યુરોપની જે સ્થિતિ છે તે ઉપરથી નેપોલિયનના કથનની સ્પષ્ટતા કંઈક અંશે થાય છે..)

જગતની દૃષ્ટિમાં જે માણસ પ્રસિદ્ધ સ્થાન ભોગવતો ગણાય છે તેની પોતાની નીતિના સંબધની હકીકતો ચોક્કસપણે નક્કી કરવી એ કામ હંમેશાં સહેલું નથી. એક એવો પણ વખત હતો કે જે વખતે નેપોલિયનના ઉપર જે-જે જાતના આરોપો માણસ ઉપર આવી શકે એવા આરોપો મૂકવામાં આવતા.

તેવી જ રીતે તેના કુટુમ્બના તમામ માણસોના ચરિત્ર ઉપર કલંક મૂકવામાં આવતું; પરંતુ હવે તેના કટ્ટામાં કટ્ટા શત્રુઓને કબૂલ કરવું પડે છે કે નીતિની બાબતમાં તેને ઘણો જ શોચનીય અન્યાય કરવામાં આવ્યો છે.

એન્સાઇક્લોપીડીયા બ્રીટાનીકા નામના ગ્રંથમાં લખ્યું છે કેઃ—"એવો વખત હતો કે જે વખતે નેપોલિયનના સંબંધી કલંક લગાડનારી અથવા પ્રતિષ્ઠાહાનિ કરનારી ગમે તેવી વાત જો કરવામાં આવતી તો ઈંગ્લાંડના લોકો તરત તે માનતા હતા એટલું જ નહી પણ જેમ વાત વધારે નઠારી અથવા વધારે કલંક લગાડનારી તેમ તે વધારે જલદીથી મનાતી હતી. તે પ્રજાનો તિરસ્કાર તેના તરફ એટલો વધારી દેવામાં આવ્યો હતો કે સાધારણ અસંભવિત બાબતો જે માનવા જેવી ન હતી તે પણ તેમને ખોટી લાગતી નહી, દૃષ્ટાંત તરીકે એમ કહેવામા આવતું—અને અમે કહીએ છીએ કે એવું માનવામા આવતું હતું—કે જોસફાઇન એક કુલટા સ્ત્રી હતી. પરંતુ આવી સાધારણ માન્યતા કોઈ જાતના પુરાવાથી જરા પણ પુરવાર થતી નથી. જે માણસ અનીતિને ઉત્તેજન નહી આપવાની આવશ્યકતા સ્વીકારતો હતો, અને જેણે પોતાની નોકરીમાથી શંકા આવે એવી ચાલચલકતની તમામ સ્ત્રીઓને કાઢી મૂકી હતી તેણે જો જાણ્યું હોત કે તે એક શંકાશીલ ચારિત્રવાળી અથવા નીતિની ઝાઝી પરવા નહીં કરવાવાળી સ્ત્રીને પરણ્યો છે તો શું તે તેને કાઢી ન મૂકત ?"

ઇંગરસોલ લખે છે કેઃ—"ઈ. સ. ૧૮૦૨ ના પાનખર ઋતુમા હું બોનાપાર્ટને મળ્યો. તેની રાક્ષસી મહત્ત્વાકાક્ષા અને તેની ભયંકર અવનતિથી તેના ચારિત્રને જે દૂષણ આપવામા આવ્યું છે તેમાં વિશેષ રંગ પૂરાયો છે. ખરૂં સત્ય શું છે તે પાકે પાયે જાણવાને હજી કેટલીક વાર થવાની છે, પરંતુ તેની અવનતિ થયા પછી એક સરખી રીતે ખરૂં સત્ય ધીમે ધીમે બહાર આવતું જાય છે. ભવિષ્યની પ્રજા તેને એક મહાપુરુષ તરીકે લેખવશે એટલું જ નહી પણ તેને ઘણી બાબતોમાં એક સારા પુરુષ તરીકે ગણશે. ખાનગી નીતિમાં તે સદ્‌ગુણી ગણાશે. નેપોલિયનની નીતિ અનુકરણીય હતી એટલું જ નહીં પણ તે વખતના સમકાલીન બીજા રાજાઓ સાથે સરખાવતા તો તે

અદ્દભુત જ હતી. તેની ઉન્મત્ત મહત્ત્વાકાંક્ષા બાજુ ઉપર મૂકીએ તો તે સદ્ગુણનો નમુનો હતો અને ખાસ કરીને લગ્ન સંબંધી–સ્ત્રી સંબંધી નીતિમાં તે ખરેખરો નમુનારૂપ હતો."

અકલંકિત ચારિત્રવાળો લ્યુઇ બોનાપાર્ટ પોતાના ભાઇ નેપોલિયન સંબંધી નીચે પ્રમાણે ઉદ્દગાર કાઢે છેઃ—

" તે મર્યાદામાં રહેનારો અને ઉત્તમ ઉદાર વૃત્તિવાળો હતો. એક વાત એવી છે કે તે બીલકુલ વાદગ્રસ્ત નથી. તેની પહેલી સ્ત્રી તેના કરતાં ઉમરે ઘણી મોટી હતી છતાં તે તેની સાથે અતિશય સલાહસંપથી રહેતો અને તેમના સંબંધના છેલ્લા દિવસ સુધી તે સ્ત્રીને ફરીઆદ ઉઠાવવાનું કાંઇ પણ કારણ તેણે આપ્યું નથી. તેણે કોઇ અમીરઉમરાવની સગીને ઘરમાં રાખી હતી એવું અથવા એના જેવું બીજું દૂષણ એના ઉપર કોઇથી લાવી શકાય એમ છે જ નહીં. જ્યારે ૪૨ વર્ષની ઉમરે તે ફરીથી પરણ્યો ત્યારે તેણે પોતાની બીજી સ્ત્રી સાથે માન, પ્રેમ અને અખંડ સતત કાળજીથી વર્તન રાખ્યું હતું."

નેપોલિયનના ચારિત્ર વિરુદ્ધ જે અનેક આક્ષેપો લાવવામા આવ્યા હતા તેમાં એવું પણ કહેવામા આવતું હતું કે પોતાની સાવકી છોકરી હોર્ટેન્સ સાથે તેને આડો સંબંધ હતો. બૅારીન નેપોલિયનનો ખાનગી સેક્રેટરી હતો. તેના ઉપર પૈસા ખાઇ જવાનો આરોપ આવવાથી તેને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો હતો. બુર્બોન રાજાઓ જ્યારે પાછા સત્તાધીશ બન્યા ત્યારે તેને તેમણે પોતાની નોકરીમાં લીધો હતો અને જ્યારે તે તેમનું લુણ ખાતો હતો તે વખતે તેણે પોતાના પ્રથમના શેઠ–નેપોલિયન–વિરુદ્ધ સખત આક્ષેપોવાળો ગ્રંથ લખ્યો હતો. છતા તે લખે છે કેઃ—" જે માણસો પ્રખ્યાત થાય છે તેમના ઉપર દૂષણ લાવવા સારૂ ઇર્ષ્યાથી પ્રેરાયેલા માણસો જે આક્ષેપો કરી આનંદ માને છે તેના જેવો આ આક્ષેપ ગણવો જોઇએ. નિષ્પક્ષપાતથી ઇતિહાસ લખનારે આ આક્ષેપ તેના ઉપર મૂકવો જોઇતો નથી. નેપોલિયનની નીતિનાં તત્ત્વો બહુ જ સખત હતાં. કુદરતનો કોપ કોઇ

જાતનો હોય તો પણ તે તેના મગજમા ઉતરતો નહીં તેમ તેનાં નીતિનાં સૂત્રોથી તથા તેના પોતાના વિચારથી તે તદ્દન વિરુદ્ધ હતો અને બંધબેસતા ન હતો."

હોર્ટેન્સના સબંધમાં ડચેસ ઑફ્ એબ્રેન્ટીસ લખે છે કે:—"ઇ. સ. ૧૮૦૦ મા તે બહુ જ સુદર કન્યા હતી આગળ જતા તે યુરોપની રાજ-કન્યાઓ પૈકી ઘણી સારી ગણાવા લાગી. મે એવી ઘણી રાજકન્યાઓ યુરોપના દરબારમા તથા પારિસમા જોઇ છે. પરતુ હોર્ટેન્સ જેટલી બુદ્ધિશાળી રાજકુંવરી મેં જોઈ નથી. નેપોલિયન તેને પોતાની જ દીકરી માફક ગણતો હતો. તેના તરફ એક પિતા પોતાની દીકરી તરફ જે પવિત્ર દષ્ટિથી જુએ તેના કરતા ઓછી પવિત્ર દષ્ટિથી નેપોલિયન જોતો એવો બેવકુફીભરેલો આક્ષેપ મૂકવાની કલ્પના નઠારી વાતો જોડી કાઢવામા હુશીઆર ગણાતા દેશમા જ થઇ શકે એમ હતું. આવું નીચ દૂષણ યોગ્ય તિરસ્કારથી જ સ્વીકારવામાં આવ્યુ હતુ. અત્યારે માત્ર તે ખોટું હતું એવું કહેવા માટે જ તેને સંભારવાનું છે ખરી વાત તો એ છે કે બોનાપાર્ટને એક જ ખરી વૃત્તિ હતી અને તે વૃત્તિમા બીજી બધી વૃત્તિઓ ગૌણ બની જતી." તે વળી લખે છે કે "પોતાના પતિ પોતાના તરફ એક જ પત્નીવ્રત રાખી રહે છે એ બાબતનું ગુમાન અથવા મિથ્યાભિમાન જોસફાઇનને થોડુ ન હતુ."

આ આક્ષેપના સંબધમા જોસફાઇને નીચે પ્રમાણે હોર્ટેન્સને લખ્યું હતું:—"મારો પતિ તારા તરફ જે પ્રેમથી જુએ છે તે પ્રેમમા જેઓ પિતાના પુત્રી તરફના પ્રેમ કરતાં અથવા મિત્ર તરીકેના પ્રેમ કરતા બીજું વિલક્ષણ જુએ છે તેઓ તેને ઓળખતા જ નથી. અયોગ્ય વિષયસુખને માટે એનુ મન જરા પણ ડગે એવું નથી કારણ કે સાધારણ માણસના મન કરતા એનુ મન અતિશય ઉચ્ચ ભૂમિકામાં છે."

આખા દેશમા જે વખતે અનીતિનો પ્રચાર થયો હતો તે સમયમાં આ બાબતમા નેપોલિયનના રીતરીવાજ એવા વિલક્ષણ હતા કે જ્યારે એક પક્ષ તેના ઉપર કમકમાટ ઉત્પન્ન થાય એવા વ્યભિચારના આરોપો મૂકતો હતો

ત્યારે બીજા કેટલાક એવું કહેતા હતા કે તે તો સાક્ષાત્ રાક્ષસ છે અર્થાત્ નપુંસક છે અને સાધારણ પુરુષમાં જે શક્તિ અને વિષયસુખની લાલસા હોય તે તેને ઇશ્વરે આપી જ નથી. આના પુરાવામાં તેઓ કહેતા કે એને છોકરા જ થતા નથી તેથી તે નામર્દ છે એ વાત સિદ્ધ થાય છે

ડચેસ ઑફ એબુઇલૉન જોસફાઇનની સખી હતી અને તે તોફાનના સમયમા તેના ઉપર તેણે ઉપકાર કર્યા હતા. તેણે પોતાનુ ચરિત્ર નિષ્કલક રાખ્યું ન હતું. દરબારમા તેને પ્રવેશ કરવાની ઇચ્છા હતી. પોતાના ઉપર કરેલા ઉપકારનો બદલો વાળવા સારૂ જોસફાઇને તેને માટે નેપોલિયનને વિજ્ઞપ્તિ કરી. નેપોલિયને તેને ધસીને ના કહી. તેથી જોસફાઇને નીચે પ્રમાણે તે ડચેસને લખ્યું:—"તમને આ પત્ર લખતા મને બહુ જ દુઃખ થાય છે. મારી બધી ઇચ્છાઓ ફળીભૂત કરવા હું શક્તિમાન છું એમ મારા પ્રથમના મિત્રો માને છે અને હુ પાછલી વાતો વિસરી ગઇ છું એમ તેમને લાગશે જ. નીતિ તરફ દુર્લક્ષ હોય તેને માટે નેપોલિયનને ઘણો જ ક્રોધ છે અને અનીતિ વધારે પ્રસરે તે વિચારથી તે ગભરાય છે તેથી તેણે એવો ઠરાવ કર્યો છે કે જે રાજમહેલમા પોતે રાજ્ય કરતો હોય ત્યાં તમામ લોકોએ નીતિમય અને ધાર્મિક જીવન ગાળવું અને બીજાને સારો દાખલો આપવો."

ઇંગરસૉલ લખે છે કે:—"એક સ્ત્રીએ નેપોલિયનનું મન હરણ કરવા પ્રયત્ન કર્યો પણ તેના પ્રેમનો તેણે અનાદર કર્યો એટલું જ નહી પણ તેનો તિરસ્કાર કર્યો તેથી તે સ્ત્રીએ તેના પર વેર લીધુ. નેપોલિયનની કારકીર્દિને ઝાંખી પાડવા તથા કલંક લગાડવા આ સ્ત્રીએ જેટલું કર્યુ છે તેટલુ કોઇએ કર્યું નથી. જ્યારે નેપોલિયન ઇજીપ્તથી પાછો આવ્યો ત્યારે તે ત્રીશ વર્ષના જુવાનીઆ ઉપર પોતાની સત્તા ચલાવી શકે એવી બે જ સ્ત્રીઓ હતી:—એક તેની સ્ત્રી અને બીજી તેની મા. બોનાપાર્ટ પવિત્ર, પત્નીવ્રતવાળો પતિ હતો અને પુત્ર તરીકે પણ આજ્ઞાકિત હતો. પારિસની તમામ સ્ત્રીઓના મોહપાશોથી એને કશું થયું જ ન હતું. તે સાદા કપડાં પહેરતો, દંભ અથવા ડોળ વિના એક સાધારણ ગૃહસ્થની માફક રહેતો અને પોતાના કુટુમ્બની સ્ત્રીઓ સિવાય બીજી કોઇ સ્ત્રી સાથે સંબધ રાખતો જ નહીં."

ગોલ્ડસ્મીથે ' નેપોલિયનના દરબારનું ગુપ્ત રહસ્ય ' એ નામનું પુસ્તક લખ્યું છે. તે એક વખત સેંટ હેલીનામાં નેપોલિયન વાંચતો હતો. તેમાં નેપોલિયનના ચારિત્રને અતિશય કાળું રંગવામાં આવ્યું હતું. પાના ઉથલાવતો ઉથલાવતો તે પોતાના ખભા કોઇ કોઇ વાર ચઢાવતો અને કોઇ કોઇ વાર ખડખડ હસી પડતો. છેવટે જરા પણ કોપની લાગણી પ્રકટ કીધા વિના તે ધીમે રહીને બોલ્યોઃ—" નીતિની બાબતમાં મારા પર આક્ષેપ મૂકનારા બધા લોકો જૂઠા છે. આખી દુનીઆ જાણે છે કે નીતિમા મેં બહુ જ સુધારો કર્યો છે. તેઓ સારી પેઠે જાણે છે કે સ્વભાવથી જ અત્યાચાર અથવા વ્યભિચાર તરફ મારૂં વલણ ન હતું. તેમ જ મારે એટલા બધાં કામ કરવાના હતા કે મારે એ ધધો કરવો હોત તોપણ મને વખત મળવાનો ન હતો." પણ જ્યારે પોતાની માના ચારિત્ર ઉપર આક્ષેપ મૂકનારાં પાના આગળ તે વાચતો વાચતો આવ્યો ત્યારે તે શોક અને ક્રોધની મિશ્રિત લાગણીથી વારંવાર બોલતો કેઃ—' અરે ! અરે ! ગરીબ બીચારી મારી મા ! તેનું આવું ઉત્તમ ચારિત્ર ! અરે તે આ વાંચે તો ! ભલા ભગવાન ! '

યુરોપની ગાદીઓ ઉપર વ્યભિચારી અને સ્ત્રીલંપટ રાજાઓ ઘણી વાર બેઠા છે અને તેમણે ગાદીઓને કલક લગાડયાં છે તેમની સાથે નેપોલિયન મૂકી શકાય એમ નથી એ આ બધી વાતો ઉપરથી સંપૂર્ણ રીતે સિદ્ધ થઇ શકે છે. આઠમા હેન્રી, બીજા ચાર્લ્સ અને ચોથા જ્યોર્જ જેવા વિષયી રાજાઓ સાથે ઇતિહાસમા તેનું નામ મૂકાઇ શકે એમ નથી. એવા માણસોની સંગતિથી તે હજાર ગાઉ દૂર નાસી ગયો હોત.

ફ્રાન્સના દક્ષિણ ભાગના દેશોની મુલાકાત નેપોલિયન લેતો હતો તે વખતે એવો બનાવ બન્યો કે તે ઉપરથી તેની સાવધગીરી અને વિવેકની પ્રતીતિ થયા વિના રહે નહીં. લેંગ્વેડૉકની નહેર ઉપરના પૂલ ઉપર મહત્ત્વનાં અને સુશોભિત કામો કરવાનો તેણે હુકમ આપ્યો હતો. તે દુષ્કર કામ ઇજનેરે બહુ જ સારી રીતે પૂરૂં કર્યું હતું. નેપોલિયને આ કામ જોવાની તથા તે પૂરૂં કરનારને તેની કીર્તિના સ્થાન ઉપર બક્ષીસ આપવાની ઇચ્છા કરી હતી. તેથી તે

દેશના પ્રીફેક્ટને તથા ઇજનેરને તે સ્થાન ઉપર હાજર રહેવાનો હુકમ નેપોલિયને આપ્યો. બરાબર વખતે હાજર રહેનાર નેપોલિયન તે જગા ઉપર પ્રીફેક્ટના આવતા પહેલા આવ્યો. તે વખતે માત્ર મુખ્ય ઇજનેર જ ત્યા હાજર હતો. તરત જ તેની સાથે વાતચીત કરવાની તેણે શરૂ કરી અને આવા દુષ્કર કામને ફતેહમંદ રીતે પૂરૂં કરવામાં જ્યા જ્યા મુશ્કેલીઓ આવી હશે તે તમામ મુશ્કેલીઓ સંબંધી પ્રશ્નો તેણે પૂછ્યા. ઇજનેર જવાબ દેતા ગભરાયો અને લોચા વાળતો અને ગોટાળા વાળતો જવાબ દેવા લાગ્યો. એવામા તરત જ પ્રીફેક્ટ આવી પહોંચ્યો. તરત જ નેપોલિયને તેને કહ્યું:—

" મને બરાબર હકીકત મળી નથી. પેલા માણસે આ પૂલ કર્યો જણાતો નથી. આવું કામ તેની શક્તિની બહારનુ છે."

પછી પ્રીફેક્ટે કબૂલ કર્યું કે " એ યોજના ઘડનાર અને આ કામ કરનાર મુખ્ય ઇજનેર નથી પણ એક સાધારણ અને અપ્રસિદ્ધ તાબાનો માણસ છે."

તરત જ નેપોલિયને તે નાના ઇજનેરને બોલાવ્યો અને જે જે મુદ્દાઓ ઉપર પોતાને હકીકત જોઇતી હતી તે તમામ સંબંધી ઝીણા પ્રશ્નો પૂછ્યા. તેના જવાબથી તેને સંપૂર્ણ સંતોષ થયો.

તે બોલ્યો:—" આ મહાન્ કામો જોવા સારૂ હું જાતે જ આવ્યો તેથી હું બહુ રાજી થયો છું. નહીં તો એ તમે કર્યા છે તે હું જાણત નહીં અને જે ઇનામને તમે વ્યાજબી રીતે પાત્ર છો તે તમારૂં ઇનામ જતું રહેત." તે નાના ઇજિનેરની બુદ્ધિ તેણે આ પ્રમાણે જોઇ કાઢી તેને મુખ્ય ઇજનેર બનાવ્યો અને તેને તે પારિસ લઇ ગયો.

ઇ. સ. ૧૮૦૮ ના ઓગસ્ટમા નેપોલિયન પાછો પારિસ આવ્યો. ઓસ્ટ્રિઆ અંતઃકરણમા ફ્રાન્સ તરફ શત્રુતા ધરાવતું હતું. પોતાની પરાજયપરંપરાથી તે દુઃખી થતું હતું અને અમીરઉમરાવોના હક્કના ભયંકર શત્રુ અને પ્રજાના હક્કના પ્રખ્યાત હીમાયતી ઉપર તૂટી પડવાનો લાગ શોધ્યાં જ કરતું હતું. સ્પેનની શત્રુતાની લાગણીથી ઉત્તેજિત થઇ અને તે જ દિશામા નેપોલિયનને પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કરવો પડશે એમ માની તેણે

હવે ડોળા કાઢવા માડયા યુરોપમા રાજ્ય કરનારા પ્રાચીન કુટુંબોનો ઉચ્છેદ કરવાનો નેપોલિયનનો વિચાર છે એવી પોતાની માન્યતા છે એમ તેણે ડોળ ઘાલવા માડ્યો સ્પેનના બુર્બોનોને પદભ્રષ્ટ કરવામા આવ્યા તે તરફ આગળી બતાવી તે બોલ્યુ:—"યુરોપના તમામ પ્રાચીન રાજકુટુબની આ ગતિ થવાની છે." આર્ચ ડયુક ચાર્લ્સ બોલ્યો;—"જો આપણુ મોત જ આવશે તો હાથમા શસ્ત્ર રાખીને મરીશું. પણ સ્પેનની ગાદીનો જેમ નિકાલ થઇ ગયો એમ સહેલાઇથી કાઇ ઑસ્ટ્રિઆની ગાદીનો નિકાલ થવા દેવાનો નથી."

તેથી આખા રાજ્યમા લશ્કરી તૈયારીઓના ખણખણાટ સંભળાવા લાગ્યા. ૭ લાખ માણસોને શસ્ત્રથી સજ્જ કરવામા આવ્યા અને તેમને રોજ કવાયત કરાવવાનુ ચાલુ થયુ. ૧૪૦૦૦ તોપો ખેંચનારા ઘોડા ખરીદવામાં આવ્યા અને દશ લાખ બદુકો લેવામા આવી હંગરીના કીલ્લાને સમારવા માટે ૨૦૦૦૦ મજુરો કામે લાગી ગયા કે જેથી કદાચ પરાજય થાય તો ઑસ્ટ્રિઅનો લાબા વખત સુધી અને ભયકર રીતે સામે થવાને તેમા ભરાઇ બેસે. ફ્રાન્સની સરહદ તરફના રસ્તાઓ ઉપર બળવાન ટુકડીઓ જવા લાગી. પ્રજાનો ઉત્સાહ સંપૂર્ણ શિખરે પહોંચ્યો. વિએના, ટ્રીસ્ટ અને જર્મનીના જળસ્થાનોમાં જ્યા ફ્રેચ લોકો મળતા ત્યા તેમનું વિના કારણ અપમાન થતું.

વળી પાછો વિગ્રહ જાગશે એવી ભીતિ નપોલિયનને થઇ. એમાં એને તો કાઇ લાભ જ ન હતો. પોતાના વિશાળ મહારાજ્યને સંપત્તિવાળુ અને શોભાવાળુ કરવાની તેની ભવ્ય યોજનાઓમા તેનાથી વિઘ્ન આવવાનું હતું. તેના અંતઃકરણની ખરેખરી ઇચ્છા સુલેહ કરવાની હતી. આ સજોગોમાં તેને ઓસ્ટ્રિઅન પ્રધાન મેટરનીકની મુલાકાત થઇ. નેપોલિયન વાત કરવામા ખાસ નમ્ર અને વિનયી પણ દૃઢ હતો. તે વખતે બીજાં રાજ્યોના ઘણા પ્રધાનો હાજર હતા. ધીમે ધીમે અને નરમ શબ્દોથી પણ પાસે બેઠેલા એલચીઓથી સાભળી શકાય એવી રીતે તે બોલ્યો:—

"મી. મેટરનીક, તમારી ઇચ્છા એવી છે કે અમારી સાથે લઢવું અથવા અમને ડરાવવા."

" નામદાર સાહેબ, " તેણે જવાબ આપ્યો; " અમારે તે એમાંથી એક પણ કરવું નથી. "

નેપોલિયને પૂછ્યું:—" ત્યારે આ તૈયારીઓ શાની થાય છે ? તેથી તમને તથા આખા યુરોપને ક્ષોભ થાય છે. તેથી સુલેહનો ભંગ થવાની ધાસ્તી છે અને તમારી નાણાની ભીડ વધતી જાય છે. "

મેટરનીકે કહ્યુ "આ બધી તૈયારીઓ માત્ર અમારા રક્ષણ પુરતી જ છે."

નેપોલિયને નમ્રતાથી પણ દ્રઢતાથી જવાબ આપ્યો·—

" તમારી તૈયારીઓ માત્ર સ્વસંરક્ષણ પુરતી હોય તો આટલી ત્વરાથી તે થાય જ કેમ ? જ્યારે નવી યોજનાઓ કરવાની હોય છે ત્યારે સ્વાભાવિક રીતે વિલંબ થાય છે. કોઇ ઉતાવળથી કામ કરતું નથી અને જે ચીજો ધીમે ધીમે કરવામાં આવે છે તે જ સોથી સારી થાય છે. એવા સંજોગોમા કોઇ દારૂગોળા બનાવતું નથી, લશ્કરો જમાવતું નથી, ઘોડા ખરીદતું નથી અને ખાસ કરીને તોપો ખેંચવાના ઘોડા ખરીદતું નથી. તમારા લશ્કરમાં લગભગ ચાર લાખ માણસ તો છે. તમારા સ્વયસેવકોની એટલી જ સખ્યા છે. મારે જો તમારી પૂંઠે ચાલવું હોય તો મારા ખરા લશ્કરમા બીજા ચાર લાખ માણસ મારે ઉમેરવા જોઇએ. પણ એવડી તૈયારી કરવાની વાત બુદ્ધિની બહારની છે. હું તમારે પગલે ચાલવાનો નથી. આપણે બાયડીઓ અને છોકરાઓને પણ હથીઆરો આપવાં પડશે અને આપણે જંગલી અવસ્થામા જલદીથી પાછા જઇ પહોચીશું. આ બધી તૈયારીઓ શા સારૂ કરો છો ? તમારી પાસે હું—કશું માગું છું ? તમારા કોઇ દેશ ઉપર મે મારો દાવો કર્યો છે ? પ્રેસ્બર્ગની સધિથી આપણા બંને રાજ્યોની સરહદ નક્કી થઇ છે. તમારા રાજાનું વચન એ જ બે રાજાઓ વચ્ચેની તકરારનો અત આણવાને બસ છે. હું તમારી પાસે કશું માગતો જ નથી. મારે તો શાતિ અને સહીસલામતી જોઇએ છીએ. આપણા બે વચ્ચે કાંઇ શંકાનું સ્થાન છે ? હોય તો કહી નાખો તો આ જ ક્ષણે હુ તેનો નિકાલ કરી દઉં. "

મેટરનીકે કહ્યુઃ—" નામદાર સાહેબ ! ફ્રાન્સ ઉપર ચઢાઇ કરવાનો વિચાર

ઓસ્ટ્રિઆની સરકારનો નથી. તેણે લશ્કરની હીલચાલ કરવાનો એક પણ હુકમ આપ્યો નથી. ”

નેપોલિયને શાંતિથી દૃઢ રીતે જવાબ આપ્યોઃ-“તમારી ભૂલ છે. ફ્રેચ લશ્કરની છાવણી નજીક ગેલીશિઆ અને બોહીમિઆમા તમારા લશ્કરો એકઠા થયા છે. એ વાતની તમારાથી ના કહેવાય એમ નથી. એનુ પરિણામ તાત્કાળિક એ જ આવવાનુ કે તેની સામે ફ્રાન્સની સરહદ ઉપર એટલા જ માણસો મારે એકઠા કરવા. સીલેશિઆના કીલ્લા તોડી નાખવાને બદલે મારે તેને સમારવા પડશે, તેમા લશ્કરી સરજામ તથા ખોરાક ભરવો પડશે તથા વિગ્રહની તૈયારી કરવાની તમામ તજવીજ કરવી પડશે. તમને ખબર તો છે જ કે હું છેતરાઇ જાઉ એવો નથી. હુ તો હમેશા તૈયાર જ રહીશ. તમે કદાચ રૂશિઆના રાજાની મદદ ઉપર કુુજતા હશો તો તેમા તમે છેતરાશો તે મને વળગી જ રહેશે તમારી તૈયારીઓ તે પસંદ કરતો નથી અને આ વખતે તે કયો માર્ગ લેશે તે હુ સારી રીતે જાણુ છુ. તેથી ફ્રાન્સ ઉપર ચઢાઇ કરવાનો અનુકૂળ વખત છે એમ માનશો જ નહી. તમારી એ મોટી ચૂક થશે. તમને વિગ્રહ ગમતો નથી એ વાત તમારા સબંધમા, તમારા રાજાના સંબંધમા અને તમારા દેશના કેળવાયેલા લોકોના સબધમા હું માનું છું; પરંતુ જર્મનીના અમીરઉમરાવો તેમના દેશમા જે ફેરફાર થાય છે તેથી નારાજ થયા છે અને તેથી પોતાના હૃદયનું વિષ તેમણે આખા દેશમા રેડ્યું છે. તમે નિર્બળતા દેખાડી તેની લાગવગથી ડગી જાઓ છો વિગ્રહ કરવા લોકોને ઉશ્કેરવામા તમે તમારી લાગણીઓ બહાર જણાવી છે. એમ કરતા એવો વખતે આવશે કે તમે એવા વિચિત્ર મામલાની અણી ઉપર આવી પહોચશો કે તે અસહ્ય થઇ પડેલી સ્થિતિમાથી બચી જવા તમારે માર્ગ શોધવો પડશે અને તે અણીનો મામલો તે વિગ્રહ સિવાય બીજો કોઇ જ નથી. તોફાન થતા પહેલાં જે ગરબડ કુદરતમા તેમ જ માણસના મનના થઇ રહે છે તેને બહાર આવ્યા વિના છુટકો જ નથી. તેથી પછીથી હવા ચોખ્ખી થાય અને શાંતિ આવી શકે. તમે જે ધંધો કર્યો છે તેનું આ પરિણામ છે એવી મને ધાસ્તી છે. હું તમને ફરીથી કહું છું કે મારે તમારી પાસેથી કાંઇ જોઇતું નથી. શાંતિ વિના હું

બીજું કાંઇ માગતો નથી પણ જો તમે વિગ્રહની તૈયારી કરશો તો હું એવી તૈયારીઓ કરીશ કે મારા શસ્ત્ર તમારા શસ્ત્રોથી ચઢીઆતા છે એ વાત જે પાછલી લડાઇઓમાં સિદ્ધ થઇ ચૂકી છે તે જ ફરીથી સિદ્ધ થશે શાંતિ જાળવવાનો પ્રયત્ન કરવામાં જ આપણે લડાઇ કરી બેસીશું."

આ વાત એકદમ મેટરનીકે કાગળમાં લખી વિએના પહોંચાડી દીધી. બીજે દિવસે ઑસ્ટ્રિઆના વલણ સંબંધી ચોક્કસ નિર્ણય કરવા સારૂ ફ્રાન્સના એલચીને એવું કહેવામાં આવ્યું કે 'આ અસાધારણ લશ્કરી તૈયારીઓ એકદમ બંધ કરવી અથવા વિગ્રહ ખૂલ્લી રીતે જાહેર કરવો ' એ પ્રમાણે તેણે ઑસ્ટ્રિઆના પ્રધાનમંડળને જણાવવું. જોસફને સ્પેનના રાજા તરીકે કબૂલ રાખવા સારૂ નેપોલિયને પણ ઑસ્ટ્રિઆને જણાવ્યું. તે વખતે નેપોલિયને હ્રાઇન નદીના પ્રદેશના એકઠા થયેલા રાજાઓને સરક્યુલર કાઢી જણાવ્યું કે 'વિગ્રહને માટે અમે તૈયાર છીએ ' એમ જણાવી તેમણે ઉદ્દેશ અથવા નિમિત્ત વિનાના યુદ્ધને અટકાવવા સારૂ પોતાના લશ્કર તૈયાર રાખવા. મોનીટ્યુર નામના પત્રમાં એક લેખ પણ આવ્યો જે નેપોલિયને લખ્યો હતો એમ કહેવામાં આવતું. ઑસ્ટ્રિઆ આખા યુરોપની તમામ પ્રજાને લડવા સારૂ જાગૃત કરે છે એવો આરોપ તેમાં તેના ઉપર મૂકવામાં આવ્યો હતો. તે લેખમાં નીચે પ્રમાણે લખાણ હતું:—

"ઑસ્ટ્રિઆએ ક્રાન્તિની પદ્ધતિ અખત્યાર કરી છે તેથી રાજાઓ વિરૂદ્ધ વિગ્રહ અને ગરીબ પ્રજાને માટે શાંતિ જાહેર કરવા સારૂ એકત્ર થયેલા હ્રાઇન નદીના પ્રદેશના રાજ્યો યોગ્ય તજવીજ કરશે તો તેનાથી જરા પણ ફરીઆદ ઉઠાવી શકાય એમ નથી. આખા યુરોપમાં એક સામટો બળવો ઉઠે એવી યોજના વિએનામાં ઘડવામાં આવી છે. તેનો અમલ ઑસ્ટ્રિઆના વંશના રાજકુમારોના ઉત્કટ ઉત્સાહથી થવાનો છે ઑસ્ટ્રિઅન લશ્કરના સેનાપતિઓ તે બળવો ફેલાવવાના છે, અને મધ્ય ભાગથી ૬૦૦ માઇલ સુધી તેનો જુસ્સો તેના લશ્કરના માણસો ફેલાવવાના છે."

પણ આ દરમ્યાન સ્પેનના મામલાનું સ્વરૂપ બહુ જ ભયંકર બન્યું હતું.

અજ્ઞ અને ધર્માંધ પ્રજા ઉપર સાધુ અને મહાધીશોની લાગવગ અતિશય હતી. તે સાધુડાઓ ખૂબ ચીડાયા હતા. તેથી તેમણે આખા દેશમા ચારે બાજુએ બળવાની મશાલ લગાડી હતી પ્રજાનું અભિમાન હણાયુ ગણાયું હતુ. ફ્રેંચને અને ફ્રેંચના મિત્રોને બહુ જ જંગલી રીતે કાપી નાખવામા આવતા હતા. મોટી મોટી જાગીરો બાળી તથા તોડી નાખવામાં આવતી હતી. ફ્રાન્સમા રાજ્યક્રાન્તિ થઇ અને જે અધેર, ગોટાળો અને કતલ ચાલી રહ્યા હતા તેના ફરીથી દર્શન સ્પેનમાં થયા. પણ ફ્રાન્સના લોકોએ જેવી ઉગ્રતાથી રાજગાદીનો તથા ધર્મના દેવળોનો ઉચ્છેદ કર્યો હતો તેવી જ ઉગ્રતાથી સ્પેનના લોકોએ ગાદીનુ તથા મઠનું રક્ષણ કર્યું.

ઑસ્ટ્રિઆ જ્યારે ડોળા કાઢતુ હતુ ત્યારે ર્‌હાઇન નદીની પાડોશમા અનુભવી યોદ્ધાઓનુ જે લશ્કર તેણે ( નેપોલિયને ) રાખ્યું હતું તે ત્યાથી હઠાવી લેવાની હીમત તેની ચાલી ન હતી. તેથી સ્પેનમા તેને નવા–બીન કેળવાયેલા જુવાનીઆઓને મોકલવા પડયા હતા. ૮૦,૦૦૦ બીન અનુભવી અને ફરજીયાત લશ્કરી નોકરી કરનારા જુવાનીઆને નેપોલયને સ્પેન મોકલ્યા હતા તેમાથી ૧૭૦૦૦ ઇસ્પીતાળોમા પડયા હતા અને લઢી શકે એવા તો ફક્ત ૬૩૦૦૦ રહ્યા હતા સ્પેનનો અમલદાર વર્ગ તો જોસફ તરફ દીલસોજી ધરાવતો હતો; પણ તેમના હાથ નીચેના લશ્કર ઉપર તેમને ભરોસો મૂકવો ઠીક લાગ્યો નહી. સ્પેનના લશ્કરી યોદ્ધાઓ પ્રજાજન સાથે મળી ગયા. દેવળોમાથી ઘંટાનાદ થયા અને બળવો ઉઠાવવાના ચિહ્‌ન તરીકે તમામ ટેકરીઓ ઉપર તાપણા થવા લાગ્યાં. ગરીબ ખેડુતો ખેતી કરીને કટાળી ગયા હતા. તેઓ કોઇ જાગૃતિના કામ સારૂ અને લૂટફાટ કરવા સારૂ તલપાપડ થઇ રહ્યા હતા. નેપોલિયને સ્પેનને સારો રાજા અને સારૂ રાજ્યબંધારણ આપ્યા હતા. સ્પેનવાસીઓએ તે રાજાને ગાદી ઉપરથી ઉખાડી નાખ્યો અને પોતાના શરીર ઉપર બહુ જ ક્રૂર અને નિર્દય જૂલમની સાકળો સજ્જડ પહેરી લીધી. જ્યારે એબા ડી પ્રેટે નેપોલિયનને નીચે પ્રમાણે કહ્યું ત્યારે તેને હસવું આવ્યું:–

" નામદાર સાહેબ, એક કર્કશા સ્ત્રીને તેના પશુ જેવા પતિના ત્રાસમાથી જે માણસ છોડાવે તેના જેવી આપની સ્થિતિ છે. તે કર્કશા છુટયા

પછી તે છોડવનારને છોડતી નથી પણ તેની આંખો વલુરીને ફોડી નાખે છે."

સ્પેનના ટીનાશને અથડાતાં પાણીમાં બ્રીટીશ નૌકાસૈન્યનો મોટો કાફલો પડ્યો જ હતો. તેણે ઇંગ્લાંડના હુકમની રાહ જોયા વિના સ્પેનના બળવાખોરોનો પક્ષ એકદમ ઉત્સાહથી લીધો. અંગ્રેજ સરકારે પણ આ ખબર આનંદથી સાંભળી. રાજા પાર્લમેન્ટ પ્રત્યે બોલ્યો:—" ફ્રાન્સના જુલમ અને પગપેસારા સામે સ્પેનની પ્રજા આ પ્રમાણે ઉત્તમ રીતે લડતી હોય તો હું તેને ગ્રેટબ્રીટનની શત્રુ જરા પણ ગણનાર નથી પણ તે મારી સ્વાભાવિક મિત્ર તરીકે ગણાશે જ. " સ્પેનના જેટલા કેદીઓ ઇંગ્લાંડમાં હતા તેમને એકદમ છોડી દેવામાં આવ્યા, તેમને કપડાં અને હથીઆર આપવામા આવ્યાં. આમ બંડખોરોની સંખ્યામાં વધારો કરવા સારૂ તેમને એકદમ સ્પેન રવાના કરી દેવામા આવ્યા. બ્રીટીશ નૌકાસૈન્યનું અથાગ બળ ઉપયોગમા લેવામાં આવ્યું અને સ્પેનની ભૂમિ ઉપર નાણું અને લશ્કરનો સરંજામ સારી રીતે મોકલવામા આવ્યા. આ કામમા ઇંગ્લાંડે એટલી બધી લખલુટતા વાપરી કે સ્પેનના લોકો તો આશ્ચર્ય જ પામી ગયા. સ્પેનના લશ્કર સાથે રહી લડવા સારૂ ૩૦,૦૦૦ માણસોનું એક લશ્કર પણ મોકલવામાં આવ્યુ. આ અંગ્રેજ લશ્કર ડ્યુક ઓફ વેલીંગ્ટન (તે વખતે સર આર્થર વેલેસ્લી તેનું નામ હતું) ની આગેવાની નીચે રાખવામાં આવ્યું. કોપનહેગન ઉપર તોપોનો મારો ચલાવવામાં તેણે જે ધીટતા વાપરી હતી તે ઉપરથી આ વિશ્વાસના કામ સારૂ તેની યોગ્યતા સિદ્ધ થઇ ચૂકી હતી.

વિગ્રહનું આ તોફાન એકદમ પોતાના ઉપર ફાટી નીકળ્યું તે જોઇ ગરીબ, નમ્ર અને શાંતિપ્રિય જોસફ તો ચમકી જ ગયો. ગભરાટમા તેણે નેપોલિયનને લખ્યું:—" અહીં મારૂં કોઇ નથી. મારે ૫૦,૦૦૦ અનુભવી માણસો અને પાંચ કરોડ ફ્રેન્ક જોઇએ. આ મોકલવામાં વિલંબ થશે તો પછી એક લાખ માણસ અને ૧૨॥ કરોડ ફ્રેન્ક જોઇશે. " પોતાની પ્રજાને સારી રીતે તે ચાહતો હોવાથી સ્પેનવાસીઓના જંગલીપણાના બદલામા ફ્રેંચ સૈનિકો જે અત્યાચાર કરતા હતા તેને માટે તેણે બહુ જ કડવી ફરીઆદ વિશેષમા કરી.

નેપોલિયને જવાબ આપ્યો:—" ધીરજ અને હીમત રાખો. તમારે કોઇ જાતના સાધનની ખોટ પડશે એવું હું થવા દઇશ નહી. જોઇએ એટલું લશ્કર તમને પહોચાડવામા આવશે. પણ મારા સૈનિકો ઉપર આરોપ મૂકશો નહી. તમારી અને મારી હાલની સ્થિતિ તેમની નિષ્ઠા અને ભક્તિનું જ પરિણામ છે. તેમને લુટારા સાથે કામ પડ્યું છે અને ત્રાસ વર્તાવ્યા વિના લુટારાઓ શાંત પડતા નથી. સ્પેનવાસીઓનો પ્રેમ સંપાદન કરવા પ્રયત્ન કરો પણ લશ્કરને નરમ કરશો નહી; નહી તો એ એવી ભૂલ થશે કે તે સુધારવાનું બનશે નહી. "

ઑસ્ટ્રિઆ જ્યારે આવી ગંજાવર તૈયારીઓ કરતું હતુ તે વખતે ર્‍હાઇન નદીની બીજી બાજુએ જે વૃદ્ધ અને અનુભવી સૈનિકોને હજી રાખવામા આવ્યા હતા તેમને ત્યાથી લઇ લેવા એ સહીસલામતીભરેલું નેપોલિયનને લાગ્યું નહી. તેથી નવીન ભરતીના જુવાનીઆ અને અખુટ લશ્કરી સરંજામ નેપોલિયને જોસફ તરફ મોકલ્યાં પણ દિનપ્રતિદિન મામલો વધારે બગડતો જતો ચાલ્યો. આખા સ્પેન અને પોર્ટુગાલમા બળવાનો અગ્નિ વ્યાપી ગયો. સેનાપતિ ડયુપોની સરદારી નીચે ૨૦,૦૦૦ માણસોની એક ફ્રેંચ ટુકડી બેલેન આગળ અસંખ્ય સ્પેનવાસીઓથી ઘેરાઇ ગઇ. માંદગીથી અને દુઃખથી મૃતપ્રાય થયેલા અને ભૂખથી મરતા આ ફ્રેંચ લોકોને શરણે આવવાની ફરજ પડી. ફ્રાન્સના વાવટાને આ પહેલવહેલુ જ કલંક લાગ્યુ. આ ખબર જ્યારે નેપોલિયને સાભળી ત્યારે તે ખરેખરી લાગણીથી ધ્રુજવા લાગ્યો. ડયુપોં ઉપર તેણે અતિશય વિશ્વાસ રાખ્યો હતો. તેને એમ લાગ્યું કે એવા વિચિત્ર સંજોગોમાં શરણે જવા કરતા તેણે મરી જવુ જોઇતું હતું. તેને આ વાતની પહેલી ખબર પડી ત્યારે તે બોર્ડોમા હતો. ગુપ્ત વેદના અનુભવતો તે તે ખબર વાચી ગયો. પરદેશ ખાતાનો પ્રધાન જે ત્યાં હાજર હતો તે નેપોલિયનના મ્હોં ઉપર નિરાશાની છાયા જોઇ ચમક્યો અને બોલ્યો:—

" આપ નામદારની તબીયત સારી નથી કે શું ? "

" ના, એવું કાઇ નથી. "

" ઑસ્ટ્રિઆએ વિગ્રહ જાહેર કર્યો છે ? "

" અરે એટલું જ થયું હોત તો કેવું સારૂં થાત ? "

" ત્યારે શું થયું છે ? "

ચીરાતા અંતઃકરણે ડયુપોના શરણે ગયાની કલંક લગાડનારી વાત તેણે બધી કહી સંભળાવી અને પછી તે બોલ્યોઃ—

" લશ્કર હારે એમા તો કાંઇ નથી, એ તો વિગ્રહમા રોજ થતું આવ્યું છે અને તેનો બદલો તરત મળી જાય છે. પરતુ લશ્કર અપકીર્તિભરેલી રીતે શત્રુને શરણે જાય એ તો આપણી કીર્તિને ડાઘ લગાડનારૂં એવું દૂષણ છે કે તે કોઇ દિવસ ભૂસાય જ નહીં. કીર્તિ ઉપર જે ઘા પડે છે ને રૂઝાતા નથી. આ ભયંકર પરિણામની છેવટની અસર લોકોના મન ઉપર બહુ જ નઠારી થશે. અરે, આ શુ ? આપણા સૈનિકોના કોથળા લુંટારાઓના કોથળાની માફક તપાસાય એ વાત તેમણે કબૂલ કરી કેવી અપકીર્તિ લીધી ? જે સેનાપતિ ડયુપોને હું ચાહતો હતો અને જેને માર્શલ બનાવવાનો મારો વિચાર હતો તે માણસ અરે આવું કરશે એમ કોણ ધારે ? તેઓ કહે છે કે લશ્કરને બચાવવાનો બીજો માર્ગ જ ન હતો, સૈનિકોના જીવ બચાવવાનો એટલો જ રસ્તો હતો. તમામ માણસો હાથમા શસ્ત્ર લઈ લડતા મરી ગયા હોત અને એક પણ જીવતો રહ્યો ન હોત તો પણ તે હજાર દરજ્જે વધારે સારૂં હતુ. તેમના મોતથી જ તેઓ અમર થઇ જાત. સૈનિકોની ખાલી જગા તો બીજાથી પૂરાય પણ કીર્તિ એક વાર ગઇ તે કદાપિ ફરી આવતી નથી. "

શત્રુને શરણે જવાના લેખ ઉપર જેમણે સહીઓ કરી હશે તેમના સંબધમાં દુઃખના પ્રથમ આવેશમા નેપોલિયન બોલ્યોઃ—

" અરે ! આ લોકોએ આપણા યુનીફોર્મને ડાઘ લગાડયો છે અને તેમના લોહીથી જ તે ધોઇ નાખવો પડશે. " પણ તરત જ વધારે ઉદાર વિચાર તેના મનમા રાજ્ય કરવા લાગ્યા. પોતાના કમનસીબ મિત્રને માટે તેને ખરેખરી દયા આવી. તે વારંવાર બોલવા લાગ્યોઃ—" અરે કમનસીબ માણસ, એલ્બેક, હેલ અને ફ્રીડલેન્ડના વિજય પછી આ શી તારી અવદશા !

લઢાઇ કેવી વિચિત્ર વસ્તુ છે ! આખી જીંદગીમાં પ્રાપ્ત કરેલી કીર્તિ એક દિવસમા–એક જ દિવસમા ઝાખી પડી જવાનો વખત આવે છે ! ”

સેનાપતિ સેવરીએ હવે જોસફને સલાહ આપી કે તેણે માડ્રિડ છોડી જવુ અને ઇબ્રો નદી ઉપર સુરક્ષિત સ્થિતિમાં રહેવું.

“ પણ ભાઇ શું કહેશે ? ” જોસફે પૂછ્યું.

સેવરીએ શાતિથી કહ્યુ:—“ મહારાજા ઠપકો આપશે. એમના ગુસ્સાના આવેગો તોફાની હોય છે પણ પ્રાણહારક હોતા નથી. જો ને તમારી જગાએ હોય તો અહીં જ રહે; પણ એ એ કરી શકે, તે બીજાથી થઈ શકે તેમ નથી.”

જોસફ માડ્રિડથી ખસ્યો અને પોતાની ઇબ્રો નદી ઉપરની છાવણીમાથી પોતાના ભાઇ મહારાજા નેપોલિયનને તેણે લખ્યું:—

“ હવે એક પણ સ્પેનવાસી રહ્યો નથી કે જે મારા પક્ષમાં હોય. માત્ર સેનાપતિ તરીકે મારૂ કામ સહ્ય બનશે. અરે ! તેથી વધારે તે સહેલુ થશે. કારણ કે તમારા અનુભવી સૈનિકોની ટુકડીથી હું તમામ સ્પેનવાસીઓને પાછા જીતી લઇશ. પણ રાજા તરીકે મારૂ કામ અસહ્ય છે. કારણ કે મારે રાજા તરીકે મારી પ્રજાના એક ભાગને વશ કરવા બીજા ભાગની મદદથી તેની કતલ ચલાવવી જોઇએ. જે પ્રજાની મરજી મને રાજા તરીકે રાખવાની નથી તેના ઉપર મારે રાજ્ય જોઇતુ નથી. છતા પરાજિત થઇને ખસી જવાની મારી ઇચ્છા નથી. તેથી તમારાં જૂના લશ્કર મોકલી આપો. તેને લઇ હું માડ્રિડ જઇશ અને સ્પેનવાસીઓને સમજણ પાડીશ હું નેપલ્સની ગાદી તમારી પાસેથી પાછી માગીશ. પછી જે પ્રજા મારા હાથ નીચે રહી સંપત્તિ ભોગવવામા સંતોષ માને છે તે પ્રજાના સુખ સાથે મારા વિચારો અનુકૂળ હોવાથી શાંતિથી તેમના ઉપર હું રાજ્ય કરીશ.”

આ પત્રમા જે ગુપ્ત રીતે જરા સખત ભાષા વાપરવામા આવી હતી તે જોઇ નેપોલિયનની લાગણી બહુ જ દુઃખાઇ. તેને જોસફ ઉપર બહુ જ પ્યાર હતો. પોતાના બીજા ભાઇઓની બુદ્ધિ અને મદદ કરતા જોસફની બુદ્ધિ અને સહાનુભૂતિ માટે તેને વધારે કિંમત હતી. તેથી જોસફની નરમ

પડી જતી હીંમતને ફરીથી ઉત્તેજિત કરવા સારૂ નેપોલિયને પોતાની જ ઉગ્ર શક્તિથી પ્રેરણા કરવા માંડી.

તેણે લખ્યું:—"નેપોલિયનનો ભાઇ આવો ન હોય. તારી સ્થિતિને શોભે એવો તુ થા એક મુઠ્ઠીભર બળવાખોરો જેને હું મારા ઘોડેસ્વારોથી છુંદી નાખીશ તેને હું ગણતો નથી. રશિઆ, પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ જે લશ્કરની સામે ટકી શક્યા નથી તે લશ્કરો પરાજય પામવાના જ નથી. હરક્યુલીસના સ્તભ હું સ્પેનમા રોપવાનો છું. મારી સત્તાનો અવધિ ત્યાંથી અટકવાનો નથી."

તરત જ બળવાન લશ્કર તેની મદદે મોકલવાનું નેપોલિયને વચન આપ્યું અને વિગ્રહના સંબધમાં ઘણી ઝીણી અને ડહાપણભરેલી સલાહ તેને આપી. બંડખોરોની સંખ્યાના અતિશયોક્તિભરેલા રીપોર્ટો તેને આપવામા આવતા હતા.

નેપોલિયને જવાબમા જણાવ્યું:–" વિગ્રહના વખતમા તમામ દેશમા અને તમામ વખતે ખરૂં સત્ય જાણવું એ બહુ મુશ્કેલ કામ છે. પ્રયત્ન કરે તેને કાઇક હકીકત મળવાનો સંભવ છે. તારી પાસે અસખ્ય ઘોડેસ્વારો તથા બહાદુર સેનાપતિ લાસેલ છે ત્રીશ કે ચાળીશ માઇલ સુધી ત્રાસ વર્તાવવા સારૂ તારા ઘોડેસ્વારોને દોડાવ. ન્યાયાધીશો, પાદરીઓ તથા આગેવાન શહેરીઓને પકડ. તેઓ બોલે ત્યા સુધી તેમને પકડી રાખ. તેમને ખુબીથી પૃછ એટલે ખરી હકીકત નીકળશે. પણ તારી છાવણીમા તુ ઉઘીશ તો તને કશી ખરી ખબર મળવાની નથી."

સ્પેનવાસીઓ ઉપર ગોળીબહાર કરવાની હીમત જોસફની ચાલતી ન હતી. તે વિગ્રહ ચલાવતો પણ તેમા કાંઇ દમ ન હતો. આ પ્રમાણે નિર્બળતા દર્શાવવાનુ ચાલુ રાખવાથી નેપોલિયનને પ્રથમ તો હાસ્ય આવ્યુ. પછી તેણે જોસફને લખ્યુ કે ' તને મદદ કરવા સારૂ હું આવું ત્યાં સુધી ઇબ્રો નદી ઉપરની તારી સુરક્ષિત સ્થિતિમા છાનોમાનો બેસી રહે. '
આ વખતે મામલો આવો ગંભીર બની ગયો હતો અને ઑસ્ટ્રિઆના ડોળા

નીકળ્યા હતા તે છતાં ર્‌હાઇન નદી ઉપરના લશ્કરમાંથી એક લાખ માણસને ખેંચી લેવાનો ઠરાવ નેપોલિયને કર્યો.તરત જ તેણે તેમને ઉતાવળે આગળ કુચ કરવાનું, ફ્રાન્સ ઓળંગી પીરીનીઝ ચઢી જઇ પોતાની રાહ જોવાનું કહ્યું. આ પ્રમાણે ર્‌હાઇન નદીના લશ્કરમાં જે જગાઓ ખાલી પડી તેમાં ફ્રાન્સના ખેડુતોમાંથી એક લાખ નવા માણસોની ભરતી કરવામાં આવી. ફ્રાન્સના તમામ મોટા રસ્તાઓ આ બંને લશ્કરો સામા સામી દિશામાં જતા હતાં તેનાથી ચીકાર ભરાઇ ગયા.

સારી રીતે કેળવાયેલો સૈનિક જીંદગીની પરવા કરતો નથી. તે એક પશુ જેવો જ બની જાય છે. તેનો આત્મા જડ થઇ જાય છે. તેના અંતઃકરણની લાગણીઓ બુઠ્ઠી થઈ જાય છે. પોતાને માટે જે ટુકું જીવન નિર્મિત થયું હોય તેટલા વખતમાં મોજમજાહ માણી લેવાનો પ્રયત્ન તે કરે છે.મનુષ્ય માત્ર કેવા ગુપ્ત ઉદ્દેશોથી પ્રેરાય છે તે નેપોલિયન બહુ સારી રીતે જાણતો હતો. ફ્રાન્સ ઓળગી આ ટોળા જતા હતા તેમને સારૂ દીર્ઘદૃષ્ટિ વાપરી તેઓ જે મોટા મોટા શહેરોમાં થઇને જવાનાં હતા તેમાં મોટી મોટી ભભકાદાર મીજબાનીઓની વ્યવસ્થા નેપોલિયને પ્રથમથી કરી રાખી હતી. રોશનીઓ અને ખાવાપીવાની વ્યવસ્થા રસ્તામાં તેમને મળ્યા જ કરતી આ મીજબાનીઓ વખતે ખાસ નવીન લશ્કરી ગીતો બનાવી ગવડાવવામાં આવતાં હતાં. તેમાં લશ્કરના પરાક્રમનું વર્ણન કરવામાં આવતુ અને લશ્કરી કીર્તિના જુસ્સાને ઉત્તેજન મળે એવી રચના કરવામાં આવતી હતી. પીરીનીઝ પર્વતની તળેટી આગળ ગંજાવર લશ્કરી સરંજામ તથા દારૂગોળાઓ રાખવામાં આવ્યા હતા.

સ્પેનમાં ફ્રાન્સનો પરાજય થયો તેની ખબર રશિઆના રાજા અલેકઝાન્ડરને પડી ત્યારે તે નેપોલિયનના ખાસ એલચી કોલેઇનકોર્ટ પ્રત્યે બોલ્યોઃ—

“ આ નઠારા બનાવને તમારે સારૂં રૂપ આપવું જોઇએ અને જરા પણ ડગ્યા વિના બધી હકીકત જોવી જોઇએ. જુવાન સૈનિકોને અને તે પણ થોડી સંખ્યામાં—નેપોલિયને સ્પેન મોકલ્યા. વળી તે પોતે ત્યાં ન હતો અને

તેથી ભૂલો થઇ હશે જ. પણ તે બધું સારી સ્થિતિમા લાવી દેશે. નેપોલિયન કોઇ પણ બુર્બોનને આટલો બધો પોતાની નજીક રહેવા દેનાર નથી. એ માર્ગે તો તે એક સરખી રીતે જ ચાલે છે તે હું કબૂલ કરૂં છું. એ જ ઉદ્દેશથી પ્રેશ્યાને જ્યારે તે નવીન પ્રદેશ જીતે છે ત્યારે તેને માટે મને કાંઇ અદેખાઈ આવતી નથી. તેવી જ રીતે મારા રાજ્યની સહીસલામતી માટે જે પ્રદેશો મારે જોઇએ અને જે લેવા વ્યાજબી છે એમ સહેલાઇથી સાબીત થાય તેને માટે તેણે મારી અદેખાઇ કરવાની જરૂર નથી. હું તો મારે દઢ જ રહીશ. ઑસ્ટ્રિઆએ જે વગર વિચાર્યું વર્તન ચલાવ્યુ છે તેને માટે હુ તેને એવો પત્ર લખીશ કે તેમા તેના ઉપર ગંભીર ચર્ચા થશે. તમારા મહારાજાને હું સિદ્ધ કરી આપીશ કે હુ સુખ તથા દુઃખમા એક જ સરખી રીતે વિશ્વાસપાત્ર છું, છતાં તેમને કહેજો કે હવે આપણે જેમ બને તેમ જલદીથી મળવુ જોઇએ.”

કોલેઇનકોર્ટ લખે છે કેઃ—“ ઇ. સ. ૧૮૦૭ મા મને જ્યારે ફ્રાન્સના એલચી તરીકે રશિઆ મોકલવામા આવ્યો હતો તે વખતે મહારાજા નેપોલિયનની રાજ્યનીતિના ભાગ્યનો સૂર્ય મધ્યાહ્નમા તપતો હતો. ભવ્ય અને ઉત્તમ શું છે તેનો વિચાર મહારાજાને બરાબર આવતો. પોતાની જાતના ખરચમાં તે કરકસર કરતો, અને ઉડાઉપણાનો અથવા બીગાડનો તે ખરે-ખરો શત્રુ હતો છતા રાજાને શોભે એવા કામોમાં તે અતિશય ઉદાર હતો. મહારાજાના સોભાને અગે શું જોઇએ એની નેપોલિયનને જેટલી ખબર હતી તેટલી બીજા કોઇ રાજાને ન હતી. તેની એવી ઇચ્છા હતી કે આખી દુનીઆની મોટામા મોટી રાજ્યસત્તાના એલચીએ જે દેશના એલચી થવાનુ તેનું ભાગ્ય હોય તેની પ્રતિષ્ઠા જાળવવા સારૂ હંમેશા રાજદરબારી ઠાઠથી રહેવું જોઇએ. ‘ એલચીપણાના કામમા જેટલો ખર્ચ કરવો પડે તેટલો કરવાને હું તમને સંપૂર્ણ અધિકાર આપું છું. આપણે સંપત્તિ પ્રાપ્ત કરેલા નાગરિકો હોઇએ એવો દેખાવ તમારે કરવો. ફ્રાન્સનું રાજ્ય હલકું અને નબળુ ન દેખાવું જોઇએ. રશિઆના રાજા આપણા મિત્ર છે, મોજ શોખ અને વૈભવ ઉપર પ્રેમ ધરાવનારા છે. તેથી મોટી મોટી મીજબાનીઓ પણ આપવી ’ ( આવો નેપોલિયનનો હુકમ હતો. ) ”

"રશિઆની ફાકડી કચેરીમા ચૌદમા લ્યુઇની જુવાનીના દિવસોમાં જે ઠાઠ તેના દરબારમાં હતો અને જેની વાતો આપણે સાભળી છે તેનો જ મને અનુભવ થયો હતો. તે જાણવાની તમારી ઇચ્છા છે ? ખરેખર તે મહાન્ રાજાના ઠાઠની કીર્તિ રશિઆના દરબારમા તે વખતે સ્વપ્નવત્ લાગતી. આનદ અને ઉત્સાહનાં આટલાં બધા સાધનો બીજા કોઇ રાજાના દરબારમાં હતા જ નહીં. યોવન, સૌદર્ય, મોજ અને ઠાઠ–એ બધા રાજગાદી આસપાસ વીંટળાઇ રહેતા."

"જે દિવસે લોકોના ઓળખાણ કરાવવાના હોય તે દિવસે રાજમહેલના ઓરડાઓમા એવો દેખાવ થઇ રહેતો કે કલ્પનાશકિત તેનો ચિતાર આપી શકે એમ નથી. એરેબીયન નાઇટ્સમા જે અદ્‌ભુત વાતો આવે છે તે જાણે ખરી હોય એમ ભાસ થતો. પુરુષમાત્રને મોહપાશમા બાંધી નાંખે એવા સૌદર્ય, છટા તથા શોભાવાળી સ્ત્રીઓ હીરામોતીના આભૂષણો પહેરી ખરેખરા એશિઆના દેશની શોભા આપતી ગોઠવાઇ જતી હતી. એમાંની કેટલીક ચાલાક અને કેટલીક ભણેલી હતી બીજી વ ડેલ અને અજ્ઞ હતી. પણ બધી સુંદર તો ખરી. બધીને નૃત્ય અને સંગીત ઉપર તો અજબ પ્રેમ હતો. તે દરબારમા આવતા જુવાનીઆ તેમની શિષ્ટ રીતભાતથી તથા વાણીથી તેમ જ તેમના કપડાંની શોભા અને ઠાઠથી આપણે ત્યા પારિસમા જે નમુના પસંદ કરેલા હોય છે તેમને તથા આપણા રીશેલ્યુ, તથા નારબોન જેવાને અને બીજાઓને ઝાખા પાડી નાખે એવા હતા."

"દરરોજ નવી નવી મીજબાનીઓ થતી અને મોજશોખને માટે મંડળીઓ ભરાતી. મારે કબૂલ કરવું પડે છે કે રશિઅન લોકોના ઉદારતાના વિચાર પ્રમાણે મારૂં મહેકમ ઠાઠમાં રાખવાનું કામ મને સહેલું લાગતુ ન હતું. નૃત્ય, ગાયન, નાટક, મીજબાનીઓ–આવી આવી ગમત દરરોજ સાજે થતી અને દિવસે તો પેડા વગરની ગાડીઓ દોડાવવાની ગમત બધાને બહુ પ્રિય હતી. રશિઆમા પૈસો કેવો લખલુટ ખરચાય છે તેનો ખ્યાલ આપવા સારૂ હજારો બનાવે પૈકીનો એક બનાવ હું તમને કહીશ. એલચીને રહેવાની જગાએ

નૃત્ય થયું અને ત્યાર પછી સાંજનું ભોજન આપવામા આવ્યું તેમા પાચ નારંગીઓની એક રકાબીની કિમત ૨૭૫૦ ફ્રેન્ક જેટલી આપવી પડી હતી. બીજે એક પ્રસંગે સંતરાઓ જે ચાર ફ્રેન્કનું એક એ લેખે વેચાતા લેવામા આવ્યાં હતા ને એટલી છુટથી જાસક પીરસવામા આવ્યા કે જાણે એક શેરનો એક ફ્રેન્ક આપવામા આવ્યો હોય. એમ ન સમજશો કે આ બનાવ ખાસ ટીકા કરવા જેવો અથવા આશ્ચર્ય ઉત્પન્ન કરે એવો અપવાદ જ હશે પણ એથી ઉલટુ, આ કામમાં ખર્ચમા જો જરા પણ કંજુસાઇ અથવા કરકસર કરવામાં આવે તો હલકું, નીચ અને બેવકુફાઇભરેલું ગણાય."

"આ વિષય ઉપર મહારાજા (નેપોલિયન) એ એક વખત ટીકા કરી હતી તે હું તમને કહું છું. તેની સાથેના ભાગ ખાનગી પત્રવ્યવહારમાં રાજ્યમા શું શું ચાલતું હતું તેની ઝીણી ઝીણી વાતો કાળજીથી હું લખતો હતો. એણે એવી ઇચ્છા બતાવી હતી કે મારે એવી નવાજુનીના ગપ્પાંવાળા કાગળો લખવા. તેવા પત્રોથી તેને આનંદ મળતો. એક નારંગીની કિમત પાચસે ફ્રેન્ક હતી એ વાત જ્યારે મેં એને જણાવી ત્યારે તેણે જવાબ આપ્યો કેઃ— 'જ્યારે હું લશ્કરમા સબ-લેફ્ટેનન્ટ હતો ત્યારે રશિઅન નારંગીની તમારી રકાબીની કિમત જેટલો મારો વાર્ષિક પગાર હોત તો હું ઘણો ભાગ્યશાળી હોત. આવું ઉડાઉપણું તો ગાડા અથવા બેવકુફ માણસો જ કરે.' મને ખાત્રી છે કે આ પ્રમાણે બેવકુફાઇ વાપરી મેં પૈસા ઉડાવ્યા તેને માટે મહારાજા ગુસ્સે જ થયા હશે."

રાજ્યની સ્થિતિ હમણાં એવી હતી કે તેથી નાણાવટમાં ભાવ ઉતરવા લાગ્યા. દક્ષિણમાં ઇગ્લાંડ, સ્પેન અને પોર્ટુગાલે પોતાનાં લશ્કર એકઠા કર્યાં હતાં. ઉત્તરમાં ઓસ્ટ્રિઆ ૭ લાખ માણસ એકઠાં કરતું હતું. પ્રુશિઆના હૃદયમાં તો શલ્ય ખુંચતું જ હતું અને પોતાના પરાજ્યનો બદલો મેળવી પોતાની સ્થિતિ સુધારવાનો તે લાગ શોધતું જ હતું. રશિઆના અમીર-ઉમરાવો રાજમાતાની આગેવાની નીચે રહી નેપોલિયન તરફ કટ્ટી શત્રુતા ધરાવતા હતા એ વાત તો સ્પષ્ટ જ હતી અને તેમના વિરોધ, સામે

અલેક્ઝાન્ડર ક્યાં સુધી ટકી રહેશે તે કહી શકાય એમ ન હતું. નાણાવટમાં સટોરીઆઓએ ભાવની ચઢઉતર કરી ભય પેદા કરવાનો પ્રયત્ન કર્યો હતો. સરકારી લોનની કિમત ૯૪ ઉપરથી ઉતરી ૭૦ ઉપર આવી ગઇ. રણક્ષેત્રમા પોતાના શત્રુઓ સામે થવાને જેટલી શકિત અને ઉત્સાહ તે બતાવતો હતો તેટલી જ શક્તિ અને ઉત્સાહથી નાણાની ગરબડ સમાવી દેવા તે જાગૃત થયો. તે બોલ્યો " આ સાળા રીછ*સામે મારે યુદ્ધ કરવું છે." સરકારી લોનો તેણે ધીમે ધીમે એક બે માસ સુધી ખરીદી લીધી અને તેનાથી નીચે ભાવ ઉતારવાની ઇચ્છા રાખનારા સટોરીઆઓ હાર્યા અને તેના ભાવ જ્યાં સુધી રાજ્યની કીર્તિને શોભે ત્યા સુધી જાય એમ પોલિસને લાગે ત્યાં સુધી તે વધી ગયા. આ પ્રમાણે પોતાની ફતેહ થવાથી તે બહુ જ રાજી થયો. તે બોલ્યો " આપણે રીછને માર્યા છે. હવે તેઓ ગરબડ કરશે નહીં. જે મીલકત ઉપર લહેણદારોનો હક્ક છે તે મીલકત તેમને સારૂ આપણે સાચવી છે અને લશ્કરના પૈસા પણ આપણે સારી જગાએ રોકયા છે. " આ નાણાની સટ્ટાની પરંપરામા ઘણા સટોરીઆ પાયમાલ થઇ ગયા. પોતાની હમેશની ઉદારતા વાપરી નેપોલિયને તેમને ખાનગી રીતે પૈસા આપી ડુબતા બચાવ્યા.

---

* Bears and Bull:=રીંછ અને આખલા—નાણાવટમાં જે લોકો સટ્ટાઓ કરે છે તેમને આ નામ આપવામાં આવે છે. જે માણસ પોતાની પાસે પૈસા રાખતો નથી છતાં અમૂક મુદતે સ્ટોક આપવાનો કરાર કરે છે તે રીંછ કહેવાય છે અને જે સ્ટોક લેવા તૈયાર થાય તે આખલો કહેવાય છે. તેથી વચ્ચેના વખતમાં સ્ટોકનો ભાવ બેસાડી દેવાનો રીંછનો સ્વાર્થ હોય છે. જેમ રીંછ પોતાના લાંબા પંજાવડે માણસને વતરડી નાંખે અને આખલા જેમ પોતાનાં શીંગડાંથી ધૂળ ઉછાળે છે તેમ આ આખલા ભાવ ઉંચે લઇ જવા પ્રયત્ન કરે છે. સ્ટોક તો આપવાનો હોતો જ નથી. જ્યારે સ્ટૉક આપવા વખત થાય છે ત્યારે જેને નુકશાન થતું હોત તે માણસ કરારના વખતના ભાવ તથા આપવાના વખતના ભાવ વચ્ચે જેટલો ફેર હોય તેટલો જ આપી દે છે. "—વેબ્સ્ટર.

# પ્રકરણ ૪૩ મું.



## ફ્રાન્સ અને રશિઆના રાજાઓનો એરફુર્ટમાં મેળાપ.

   

એરફુર્ટમાં અલેક્ઝાન્ડર તથા નેપોલિયન ઇ. સ. ૧૮૦૮ ના સપ્ટેંબરની ૨૭ મી તારીખે મળવાના હતા. તે દિવસ હવે નજીક આવતો હતો. આ પ્રખ્યાત મુલાકાત તરફ આખા યુરોપની દૃષ્ટિ ખેંચાઇ રહી હતી. તે મુલાકાતના પરિણામ ઉપર જગતના દેશોનું ભાવી અવલંબીને રહ્યું જણાતું હતું. આ અસાધારણ પ્રસંગ જોવા સારૂ રાજાઓ, રાજકુમારો અને દરબારીઓ યુરોપના તમામ ભાગમાંથી મોટી સંખ્યામા આવતા હતા. ફ્રાન્સનો રાજા આ તમામ માણસોને પોતાના પરોણા તરીકે આદરસત્કાર આપનારો ઉદાર યજમાન બનવાનો હતો. સોથી ઉત્તમ રસાલા સાથે નેપોલિયન પારિસથી નીકળ્યો. આ પ્રસંગ ઉપર અમીર ઉમરાવોના બીજા રાજાઓ કરતા પ્રજાનો રાજા નેપોલિયન સૌથી ઉત્કૃષ્ટ દેખાતો જોઇ ફ્રાન્સની પ્રજા હર્ષઘેલી થઇ ગઇ. જેઓ વૈભવને માટે જ અમે જન્મ્યા છીએ એમ માને છે તેઓના સંતોષની ખાતર ભભકાદાર આનંદનાં સાધનો નેપોલિયને પ્રથમથી જ રવાના કરી દીધા હતાં.

નેપોલિયન સવારના પહોરમાં દશ વાગે એરફુર્ટ આવી પહોચ્યો. રાજાઓ, રાજકુમારો તથા પાદરીઓ અને લશ્કર તથા રાજ્યના મોટા અમલદારોથી તમામ શેરીઓ ભરાઇ ગઇ. આ નામાંકિત મંડળ તરફથી જે મજરો થયો તથા અભિનંદન મળ્યાં તેનો સ્વીકાર કરી બપોરે તે ઘોડા ઉપર બેઠો અને સેક્સનીના રાજાને સાથે રાખી મોટા અને ભભકાદાર રસાલા સાથે મહારાજા અલેક્ઝાન્ડર ( જે ખુલ્લી ગાડીમા તેના તરફ આવતો હતો તે ) ને મળવા ગયો. આશરે છ એક માઇલને અંતરે ગયા પછી નેપોલિયન પોતાના મિત્રને મળ્યો. અલેક્ઝાન્ડરને ગાડામાં આવતો જોઇ અતિશય ઉત્સાહથી

તેણે પોતાનો ઘોડો તેના તરફ દોડાવ્યો. બંને રાજાઓ મળ્યા અને સંપૂર્ણ મિત્રાચારીના શબ્દો બોલતા બોલતા એકમેકને ભેટયા. અલેક્ઝાન્ડર તથા તેના રસાલા સારૂ ઘોડા તૈયાર રાખવામાં આવ્યા હતા. બહુ જ મૈત્રીભાવ-ભરેલા ઉત્સાહથી વાતો કરતા સાથે સાથે ઘોડા ચલાવતા બંને રાજાઓ એરફુર્ટમા પેઠા.

એરફુર્ટમાં જે મુલાકાત થવાની હતી અને તેમા જે નામાકિત પુરુષો ભાગ લેવાના હતા તે બધાને નેપોલિયને અલેક્ઝાન્ડરને ઓળખાવ્યા. પછી તેના સત્કાર સારૂ જે રાજમહેલ તૈયાર કરવામાં આવ્યો હતો ત્યાં સુધી તેને તે મૂકી આવ્યો એવુ ઠરાવવામા આવ્યું હતું કે જે ટેબલ ઉપર નેપોલિયન જમે તે ટેબલ ઉપર અલેક્ઝાન્ડરે હમેશા આવવું. સાંજે એક ફાકડી મીજબાની થઇ અને તેમા આખા યુરોપના મોટામા મોટા નામાંકિત પુરુષો આવ્યા. શહેરમાં રોશની થઇ.

મનુષ્યસ્વભાવનાં ઉત્તમ લક્ષણો વિકાસ પામે એવું એક કરુણ રસથી ભરપૂર નાટક ફ્રાન્સના ઉસ્તાદ નાટક કરનારાઓએ રાત્રે કરી બતાવ્યુ. અલેક્ઝા-ન્ડર નેપોલિયનની પાસે જ બેઠો હતો. જ્યારે રંગભૂમિ ઉપરથી "મોટા માણસની મૈત્રી ઇશ્વરની જ બક્ષીસ છે" એવો વિચાર પ્રકટ કરવામાં આવ્યો ત્યારે અલેક્ઝાન્ડર ઠાઠબંધ ઉભો થયો અને નેપોલિયનનો હાથ પકડી માથું નીચુ નમાવી બોલ્યોઃ—"આ વિચારનું રહસ્ય હું હંમેશાં અનુભવું છું." રાજાઓ, રાજકુમારો અને અમીરઉમરાવોએ આ જોઇ પોતાની પસંદગી એવી ખૂલ્લી રીતે બતાવી કે નાટકશાળાની દીવાલો પણ ગુંજવા લાગી.

મોજમજાનો શોખ નેપોલિયનને ન હતો. તેને તો કામમાં જ આનંદ પડતો. તેથી સતત કામ ચાલે એવી ગોઠવણો એકદમ કરવામા આવી. કોન્સ્ટેન્ટીનોપલનો કબજો લેવાની અધીરાઇ અલેક્ઝાન્ડરથી દબાવી શકાય નહી. પણ નેપોલિયને નિશ્ચય કર્યો હતો કે રશિઆને ઘણો જ મુલક હોવાથી કોઇ પ્રકારે તેને કોન્સ્ટેન્ટીનોપલ તો ન જ લેવા દેવું. તે છતાં અલેક્ઝાન્ડરને સંતોષવાને તે બહુ જ ઉત્કટ ઇચ્છા ધરાવતો હતો. બે રાજા-

ઓની વાતચીત લગભગ વીશ દિવસ ચાલી. ઓસ્ટ્રિઆના મહારાજાએ શત્રુતાનું વલણ પકડ્યું હતું તેથી આ મુલાકાતમા તેને બોલાવવામાં આવ્યો ન હતો. ઑસ્ટ્રિઆના એલચીને માનપૂર્વક પણ મર્યાદાથી નેપોલિયને બોલાવ્યો. પોતાના હમેશના નીખાલસપણાથી તે બોલ્યો-"આ મહારાજાઓની મુલાકાતમાં તમારા રાજાને બોલાવવામા આવ્યા નથી. ભીતિ ઉત્પન્ન કરે એવાં લશ્કર જ્યારે એ તૈયાર કરે છે ત્યારે તેને શી રીતે અમારાથી બોલાવાય? જો રશિઆ તથા ફ્રાન્સ સાથે તેને મિત્રતા રાખવાની ઇચ્છા હોય તો તેણે પોતે જ મિત્રાચારીભરેલું વલણ દર્શાવવું જોઇએ અને ઇંગ્લાંડ સાથે તેને સબંધ કરવાનું વધારે પસંદ હોય તો તેણે મૈત્રી કરવા સારૂ તેની પાસે જવું જોઇએ." આ મુલાકાતની બધી વાતચીતો ગુપ્ત જ રહી શકે તેટલા સારૂ ફક્ત ચાર માણસોનો જ તેમા પ્રવેશ રાખવામા આવ્યો હતો-બે રાજા અને તે બંનેના બે પ્રધાનો.

જર્મનીના બધા પૈસાદાર લોકો અને સુંદર લલનાઓ એરફુર્ટના નાના ગામમાં આવી હતી. તે નામાંકિત પરોણાઓના આનંદ સારૂ યજમાન તરીકે નેપોલિયને બહુ જ યોજનાઓ કરી હતી મીજબાનીઓ, પાર્ટીઓ, ખાણાઓ, નૃત્યો એ બધામાં ને તમામને હમેશાં તે વ્યગ્ર રાખતો હતો તોપણ સવાર અને સાંજ આખો દિવસ તથા આખી રાત એના મનની શક્તિઓ જે મહાન્ કામમા તે રોકાયેલો હતો તેમાં લીન થઈ રહેતી હતી.

આ પ્રસંગને લીધે એરફુર્ટમા એક નામાંકિત સ્ત્રી આવી હતી. તેનું નામ પ્રીન્સેસ ઑફ ટુર હતું. તે પ્રુશિઆના રાજાની સાળી થતી હતી. તેનો મોભો, તેનું સૌંદર્ય, તેની બુદ્ધિની મોહક શક્તિ—આ બધાને લીધે તેના દીવાનખાનામાં જર્મનીના તમામ સુધરેલા, સંસ્કારી, સુંદર અને પ્રતિભાવાળા માણસો ખેંચાઇ આવતા હતા. સાહિત્ય અને વિજ્ઞાનશાસ્ત્રમાં પ્રખ્યાત થયેલા ઉત્તમ સાક્ષરો નેપોલિયનની ઉત્તેજન આપવાની પદ્ધતિથી લલચાઇ રાજાઓ તથા રાજકુમારો ભેગા મળી જતા હતા. વાયલેન્ડ અને ગેથી પણ ત્યા હતા. નૈસર્ગિક પ્રતિભાની અગાધ શક્તિને માન આપવા સારૂ પદવીવાળાઓ તથા ગર્ભશ્રીમંત વર્ગોને દૂર રાખી નેપોલિયન તેમના તરફ વળતો.

પ્રીન્સેસ ઓફ ટુરના દીવાનખાનામા નેપોલિયન સાથે વાયલેન્ડને જે મુલાકાત થઇ હતી તેનું વર્ણન તે નીચે પ્રમાણે આપે છે:—" હું દીવાનખાનામા થોડો વખત બેઠો એટલામાં તો અમારી પાસે આવવા સારૂ નેપોલિયન ઉઠયો. વેઇમારની ડચેસે મારૂ ઓળખાણ કરાવ્યુ. મારા ઉપર પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ રાખી પ્રેમમય શબ્દોમાં તેણે મારાં વખાણ કર્યા. પોતાની એક જ નજરથી બીજા માણસના વિચાર સમજી જવાની શકિત આટલે બધે અંશે ઘણા થોડા જ માણસોમા હશે એમ મને તો લાગ્યુ છે. નેપોલિયનથી વધારે સાદો, વધારે શાત, વધારે નમ્ર, અને દેખાવમા તેનાથી ઓછા ડોળવાળો માણસ મેં કદાપિ જોયો નથી. મોટા રાજામાં સત્તાનું ભાન જોઇએ જ એવું તેનામાં કાઇ દેખાતું જ ન હતું. જેમ કોઇ જૂનો ઓળખાણવાળો માણસ પોતાના બરોબરીઆ સાથે વાત કરતો હોય તેમ તે મારી સાથે વાત કરવા લાગ્યો. તેના દૃષ્ટિબિંદુથી જોતા ઘણી અસાધારણ વાત તો એ જ હતી કે બીજા બધાને બાજુએ રહેવા દઇ મારી સાથે જ તેણે દોઢ કલાક સુધી વાત કરી અને તમામ મંડળીને ઘણું આશ્ચર્ય લાગ્યું. મોજમજાના વિષય માટે તેને જરા પણ શોખ જણાયો નહી. તેની રીતભાત મોહક હતી તોપણ તે મને ધાતુના પુતળા જેવો લાગ્યો. મને મધ્ય રત્રિ એમ લાગ્યું કે આવા મોટા માણસને મેં લાબો વખત રોકયો તે ઠીક કર્યું નહી તેથી મેં જવાની રજા માગવાની પરવાનગી લીધી. જાણે મિત્ર સાથે વાત કરતો હોય તેમ તેણે મને કહ્યું:—ઠીક ત્યારે, જાઓ, સલામ."

આ જ વખતે સ્વીટ્ઝર્લાંડના પ્રખ્યાત ઇતિહાસલેખક મ્યુલરને નેપોલિયનની મુલાકાત થઇ. તેની સાથે વાતચીત કરતા તેના મન ઉપર શી અસર થઇ હતી તે તે નીચે પ્રમાણે જણાવે છે:—

" ઇશ્વર આગળ જેમ હું નિષ્પક્ષપાતથી અને સત્યથી બોલું તેમ હું બોલું છું કે નેપોલિયનના જ્ઞાનનો વિસ્તાર, તેની અવલોકનશકિતની ઝીણવટ, તેની સમજશકિતનું બળ—આ બધાથી હુ વિસ્મય પામી ગયો હતો. તે મારી સાથે જે રીતે વાત કરતો હતો તે રીતથી તેના તરફ મને પ્રીતિ ઉત્પન્ન થઇ.

મારા જીવનના દિવસોમાં એ દિવસ સૌથી વધારે પ્રખ્યાત છે. તેની નૈસર્ગિક પ્રતિભાથી તથા તેની નિઃસ્વાર્થ ભલમનસાઇથી તેણે મને પણ વશ કરી લીધો છે. ”

અલેકઝાન્ડર લોભી હતો છતાં મોજીલો, આનંદી અને પ્રેમી હતો. એક દિવસે સાંજે નૃત્યને વખતે તે વેસ્ટફાલીઆની રાણી સાથે નૃત્ય કરતો હતો ત્યારે નેપોલિયન ગેથી સાથે વાત કરતો હતો. ગેથી ‘વર્ટર’ નામના પુસ્તકનો કર્તા હતો. તે સાંજની ગમત થઇ રહ્યા પછી નેપોલિયને જોસફાઇનને લખ્યું:–વેઇમારમાં એક નૃત્યમા હુ હાજર હતો. મહારાજા અલેકઝાન્ડર પણ નૃત્ય કરતા હતા. પણ હુ તો નાચ્યો જ નથી હો ! ચાળીશ વર્ષ તે ચાળીસ વર્ષ જ છે.

અલેકઝાન્ડર કષ્ટી હતો. એરફર્ટમાં એક નામાંકિત નાચનારી હતી. તે તેના સૌંદર્ય તથા કલાવૈદગ્ધ્ય માટે પ્રખ્યાત હતી. કષ્ટી અલેકઝાન્ડરની દૃષ્ટિએ તે પડી. તેણે નેપોલિયનને પૂછ્યું કે ‘ આ સ્ત્રી સાથે હું અંગત ઓળખાણ કરૂં તેમા કાંઇ અડચણ છે ? ’ નેપોલિયને શાંતિ રાખી જવાબ આપ્યો:–“ અડચણ તો કાંઇ જ નથી પણ આપ નામદારને પારિસમાં ઓળખાવવાનો એક નવીન માર્ગ થશે. હવે પછી જે ટપાલ જશે તેમા આપ નામદાર આ સ્ત્રીને મળશો તેની તમામ ઝીણી હકીકત પારિસ મોકલવામા આવશે. ” આવી રીતે પોતાનું નામ કલંકિત થાય તે અલેકઝાન્ડરને ઇષ્ટ ન હતું તેથી નેપોલિયને જે ઇશારો કર્યો તેથી તેની ઉત્કટ ઇચ્છા શાન્ત પડી ગઇ. રેસીનના બ્રીટાનીકસ નામના ગ્રંથમાં નીરો રાજાનો ખોટી રીતે અભિપ્રાય આપવામાં આવ્યો હતો તેને માટે ટાલ્માને નેપોલિયને પોતાની ટીકા ( પ્રખ્યાત ) આ જ ગામમા કહી હતી તેણે એમ કહ્યું:–“ કવિએ નીરો રાજાને તેની કારકીર્દીના આરંભથી જ ક્રૂર, જૂલમી રાજા તરીકે વર્ણવ્યો નથી. તે વખતે તેની બ્લેટ વૃત્તિ ગમની હતી. તેમાં જ્યારે વિઘ્ન આવ્યું ત્યારથી જ તે તે શાની, ક્રૂર અને જૂલમી બન્યો હતો. ”

જે જીનાના રણક્ષેત્રમાં નેપોલિયને પ્રુશિઅનોનું સત્યાનાશ વાળી નાંખ્યું હતું ત્યા મીજબાનીની ગોઠવણ કરવામા આવી હતી. નેપોલિયનને માન

આપી જેઓ પોતાનો પરાજય વિસરી જવા માગતા હતા તેમણે આ બીજ-બાની નેપોલિયનને આપી હતી. બે વર્ષ અગાઉ ઑકટોબરની ૧૯ મી તારીખે જ્યા નેપોલિયને પેરો ભર્યો હતો તે લેન્ડગ્રેફનબર્ગના શિખર ઉપર એક ભભકાદાર તમ્બુ ઠોકવામાં આવ્યો હતો. એક દબદબાભર્યો રસાલો લઇ નેપોલિયન તે ક્ષેત્ર ઉપર ઘોડે બેસી ગયો. તે રણક્ષેત્રમા ઘણા માઇલથી હજારો માણસો ચીકાર ભરાઇ ગયા હતા. વિજયી નેપોલિયનના દબદબાથી અંજાઇ જઇ તેઓ તેને માટે હર્ષની ગર્જના કરી અભિનંદન આપવા આવ્યા હતા. જીનાનું યુદ્ધ થયુ તે દિવસે તે નાનું શહેર ખરાબ થયુ હતું. તેથી તે વિપત્તિથી જે નાગરિકોને નુકશાન થયું હતું તેમને માટે ૩ લાખ ફ્રેન્ક તેણે બક્ષીસ તરીકે મોકલ્યા હતા.

છેવટે બને મહારાજાઓએ પોતપોતાની ગુંચવણોના ખુલાસા કરી નાખ્યા હતા અને નીચે પ્રમાણેની શરતો ઉપર સહીઓ કરવામાં આવી હતી. ફ્રાન્સ તથા રશિઆએ પોતાની મૈત્રી ગંભીર રીતે ફરીથી નક્કી કરી અને સધિ અથવા વિગ્રહ બનેએ સાથે રહી કરવાનો ઠરાવ કર્યો. પછી શાંતિ-સુલેહ કરવાની રીતસર દરખાસ્ત ઇંગ્લાડને કરવાની બંનેએ કબૂલાત કરી. તે દરખાસ્ત એવી ન્યાયપુરઃસર શરતોથી કરવાની હતી કે તે જાણી ઇંગ્લાડની પ્રજા સુલેહ કરવા સારૂ બ્રીટીશ પ્રધાનમંડળ પાસે પોકાર કરી માગણી કરે. સ્પેનની ગાદી જોસફને આપવા દેવા રશિઆએ કબૂલ કર્યું; ફીન્લેન્ડ, મોલ્ડેવીઆ અને વેલેશીઆ અલેક્ઝાન્ડર લે એ વાત ફ્રાન્સે પણ કબૂલ કરી. સુલેહ કરવાનો જે પત્ર ઇંગ્લાડના રાજાને જ લખવાનુ ઠરાવવામા આવ્યુ હતું તે નેપોલિયને પોતે જ લખી કાઢ્યો. તેમા બંને મહરાજાઓએ સહીઓ કરી.

આ બને મહારાજાઓ આ પ્રમાણે મળ્યા અને તેમા ઑસ્ટ્રિઆને ભેળવ્યું નહી તેથી તે બહુ ચીડાઇ ગયું હતું. ઑસ્ટ્રિઆના રાજા ફ્રાન્સીસનો એલચી ત્યાંથી જવાનો હતો તે વખતે તેની ખાસ મુલાકાત નેપોલિયને લીધી. ઑસ્ટ્રિઆનું વલણ મિત્રાચારીભરેલું ન હતુ તેને માટે તેણે તેની સાથે ફરીથી ચર્ચા કરવાનો લાગ લીધો. તે બોલ્યો " જ્યા સુધી યુરોપની શાંતિને

ખલેલ પહોંચાડનારૂં વલણ ઑસ્ટ્રિઆ રાખે છે ત્યાં સુધી યુરોપની રાજકીય વાતોમા તેને દાખલ કરી શકાય જ નહી.' ઑસ્ટ્રિઆના રાજા ફ્રાન્સીસ ઉપર નેપોલિયને એક કાગળ લખી તે એલચીને આપ્યો. ને નીખાલસપણાથી, ઉદારતાભરેલા વિચારથી લખેલો હતો. તે નીચે પ્રમાણે હતો :—

" નામદાર સાહેબ, આપ નામદારના પ્રામાણિક વિચારો વિષે મને કદાપિ સંશય ઉત્પન્ન થયો નથી તે છતાં આપણી બેની વચ્ચે ફરીથી શત્રુતા જાગૃત થાય એવી ધાસ્તી મને કેટલેક વખત થયાં લાગતી હતી. વિએનામા એક પક્ષ એવો છે કે જેને બીજાને ગભરાવી મારવાની ટેવ છે અને આપ નામદારનો દરબાર તોફાની માર્ગ લેવા દોરાય એમ છે. આપ નામદારના રાજ્યના કડકા કરી નાંખવાનું અથવા એટલું બધુ નહીં કરતા આપ નામદારના રાજ્યને ઘણી જ ઓછી સત્તાવાળુ કરી નાખવાનું મારી સત્તામા હતું. પણ મેં તેમ કર્યું નથી અત્યારે આપ નામદારનું જે રાજ્ય છે તે મારી સંમતિથી જ થયેલુ છે. આથી આપ નામદારની ખાત્રી થશે કે આપ નામદાર પાસેથી મારે કાંઈ જોઈતું નથી. આપ નામદારના રાજ્યમાથી જરા પણ ક્ષતિ નહીં થાય એવી ખાત્રી આપવા હુ તૈયાર છું. આપ નામદારના મુલકને મુદ્દાનું નુકશાન થાય એવું હું કાઇ જ કરવાનો નથી. પરતુ પદર પદર વર્ષ સુધી ચાલેલી લઢાઇઓના પરિણામે જે પ્રશ્નોના નિર્ણય થઇ ગયા છે તે આપ નામદારે ફરીથી ઉથાપવાના નથી. વિગ્રહનો કોઈ ઢંઢેરો બહાર પડે અથવા વિગ્રહ જાગે એવું કોઈ કામ આપ નામદારે અટકાવવું જ જોઈએ. નીખાલસ અને સરળ માર્ગે આપ નામદાર જશો તો આપની પ્રજા સુખી થશે અને આટલી વિપત્તિ પડયા પછી જે વિશ્રાન્તિની આપને ઘણી ઇચ્છા છે તે આપ નામદારને જરૂર મળશે જ. આપ નામદાર વિશ્વાસથી કામ કરો તો તેનાથી બીજાનો વિશ્વાસ આપ ઉત્પન્ન કરી શકશો. આ દિવસોમા સોથી શ્રેષ્ઠ રાજ્યનીતિ સત્ય અને સરળતાની છે. આપ નામદારને જે જે બાબતની ભીતિ લાગતી હોય તે મને જણાવી દો તો હુ તરત તેનો નિકાલ કરી નાખીશ. "

આ મુલાકાતો દરમ્યાન જોસફાઇનને છેડાછુટકા આપવાની તથા રશિઆના રાજાના ઘરની કન્યા લઇ તેની સાથે લગ્નનો સબધ કરવાની વાત

નીકળી હતી. અતિશય દુઃખની લાગણીથી અમારે એ વિષય હાથ ધરવો પડે છે. નેપોલિયનના ચારિત્ર ઉપર તે એક મોટું અને ભૂંસાય નહી એવું કલંક છે. સાદી, સરળ, પ્રેમાળ અને ઉદાર જોસફાઇને નેપોલિયનને ક્ષમા આપી છે પણ જગત્ તેને ક્ષમા આપી શકે એમ નથી. ચઢતીપડતીની તેની આખી જીંદગીના વારાફેરામા તે તેની સાથે રહી હતી. તેની કીર્તિ મેળવવામા તેણે તેને મદદ કરી હતી. તેનો પ્રેમ એવો ઉત્કૃષ્ટ હતો, અને તેનુ પાતિવ્રત્ય પણ એવું અનુપમ હતું કે એના જેવું બીજી કોઇ સ્ત્રીનું હતું જ નહીં. એ દંપતીને જોડનાર જે પવિત્ર બંધન હતું તેને ગમે તેવા સાંસારિક કારણને માટે તોડી નાખવું કોઈ રીતે વ્યાજબી ન હતુ. આ કૃત્ય ઇશ્વરને પણ ગમતું ન હતું એમ જણાય છે. નેપોલિયનને પણ છેવટે કબૂલ કરવાની ફરજ પડી હતી કે એ તેની જીંદગીની મોટામા મોટી વિપત્તિ હતી. આ રસ્તો લેવાને નેપોલિયનને ઘણા મજબૂત કારણો હતા છતા તે સ્વીકારી શકાય એમ નથી. મોટા કીર્તિલોભની સાથે બીજા ઉદાત્ત અને ભવ્ય વિચારોનું મિશ્રણ આ કૃત્ય કરવામા થયું હતું એમ કહેવામા આવે તો પણ નેપોલિયનનો દોષ ક્ષમાપાત્ર થતો નથી.

પરંતુ એક બાજુ ઉપર આપણે દીલગીરી સાથે નેપોલિયનનો આ કૃત્ય માટે તિરસ્કાર કરીએ છીએ પણ બીજી બાજુએ જગત્‌ની નિંદા ઓછી કરવા સારૂ નેપોલિયન પોતે જે નિમિત્ત બતાવે છે તે તરફ આપણે લક્ષ આપવાની જરૂર છે. અશ્રુપૂર્ણ આંખો સાથે, અને પ્રેમથી પ્રકાશતા-બળતા હૃદયથી જોસફાઇન પોતે ( જે પતિએ તેને અતિશય વહાલી ગણી હતી, જેનો પ્રેમ તેના તરફ હતો એટલો બીજા ઉપર ન હતો છતા જેણે તેનો ત્યાગ કર્યો તે ) પોતાના પરમ પૂજ્ય સ્વામીને ક્ષમા અપાવવા સારૂ જગત્‌ની પાસે આવી ખડી થાય છે. જોસફાઇન સાથેના છેડાછુટકા !!! કાળના ચક્રમાં અનેક શોકમય બનાવો બને છે તે પૈકીનો આ એક અસાધારણ, અદ્‌ભુત અને મર્મભેદક બનાવ છે. નેપોલિયન શું કહે છે તે સાંભળશો ! તેણે જોસફાઇનને કહ્યું:-‘ હુ તને ચાહું છું અને તને જ ચાહું છું. મારા જીવનમાં

મેં જે થોડી ક્ષણો સુખની ભોગવી છે તેને માટે હું તારા જ ઉપકાર નીચે દબાયેલો છું. હું પ્રજાનો રાજા છું તેથી અમીરઉમરાવોના આખા યુરોપના રાજાઓ મારી સામે શસ્ત્રસજ્જ ઉભા છે. એ તમામ રાજાઓ હજી અંતઃકરણમાં મારા તરફ શત્રુતા ધરાવે છે. હજારો ઘરોમા વિનાશ આણનાર અને પૃથ્વીને લોહીમાં તરબોળ કરનાર વિગ્રહો અને તેની વિપત્તિઓનો અન્ત આવે એમ લાગતું નથી. રશિઆ અથવા ઑસ્ટ્રિઆ જેવા રાજાના ઘરની કોઇ કન્યા લઇ હું તેની સાથે જોડાઉં તો રાજાઓના મંડળમા મારો પ્રવેશ થઇ શકશે. મારૂં જે બાળક થાય તેને યુરોપના રાજવંશીઓ કબૂલ રાખે હું પછી એવો મિત્ર મેળવી શકું કે મારા હક્કનું સંરક્ષણ કરવામાં તે પોતાની પ્રતિષ્ઠા પણ માને અને યુરોપમા શાંતિ થાય. હજારો ઘરમાં વિગ્રહના અંગની આપત્તિઓ આવી પડતી અટકે. આપણો પ્રેમ ઓછો નહીં થાય. અંતઃકરણમા આપણે ઘણા જ ગાઢ મિત્ર રહીશું. આપણો પત્રવ્યવહાર ચાલુ રહેશે અને આપણે વિશ્વાસુ મૈત્રી ચાલુ રાખીશું. તેથી આવા ઘણા જ મહત્ત્વનાં કામ સાધવા સારૂ આપણો દંપતીનો સંબંધ છે તે એક જ બંધન આપણે તોડી ન નાંખવું જોઇએ ? આપણા અંતઃકરણ અભિન્ન છે તેથી આપણે જે ભોગ આપવો પડશે તે અસાધારણ છે; પરંતુ માણસને પસંદ કરવા સારૂ જે લાભ બતાવવામા આવે તેમાંના મોટામાં મોટા લાભ સાધવા સારૂ જ આપણે એમ કરવું પડે છે. ”

“ પ્રિયે ! ધારો કે મારો દેહ પડ્યો તો મારી પછી ફ્રાન્સની ગાદીએ કોણ ? અનેક લોભી હક્કદારો ઉભા થશે, અને હથીઆરો લઈ રાજ્યમાં અંધેર ચલાવશે. અગ્નિ, કતલ, વિનાશ એ જ વારસો આપણે ફ્રાન્સને આપવાને રહેશે. ઇશ્વર મને વારસ આપવા કૃપા કરશે તો આમાની એક પણ વિપત્તિ નહીં થાય. પ્રજામા સંપત્તિ અને સુલેહ રહેશે. તો આપણાં અંતઃકરણનો ભોગ આપણા દેશના કલ્યાણ રૂપી વેદિ ઉપર આપવો તે શુ એક ઉદાર કૃત્ય નથી ? આપણા ભોગની કિંમત ફ્રાન્સ કરશે અને ભવિષ્યની પ્રજાની આશીષ આપણે લઇશું. ”

આ વિચારોનું ગાંભીર્ય અને ભવ્યતા દરેક માણસથી સમજી શકાય એમ છે. ચુસ્ત ધાર્મિક વિચારોની શાળામા નેપોલિયને કેળવણી લીધી ન હતી. સારી કેળવણી લીધેલો કોઇ ક્રીશ્ચીયન આ વિષયનો જેવી રીતે વિચાર કરે તેવી રીતે વિચાર એનાથી થઇ શકે એમ ન હતું. "ઇશ્વરની આવી આજ્ઞા છે" એવા ગંભીર શબ્દો એના કાનમાં અથડાવાનો સભવ ન હતો. જગતની ન્યાયબુદ્ધિ અને સસારની બાબતોની આવશ્યકતા એ જ વિચારોથી તેના મન ઉપર અસર થઇ હતી. એ દૃષ્ટિએ જે ઉત્તમ અને લાભકારક પરિણામ આવવાનાં હતાં તે જોતાં એ કૃત્ય ઉદાર ભોગ તરીકે દેખાય છે. પરતુ ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને ઇશ્વર શિક્ષા કરે છે, તે પોતાના નિયમો પળાવે છે અને માણસને તેની આવશ્યકતા સમજાય નહીં તોપણ તેમાં અપવાદ થતો નથી. નેપોલિયને ઇશ્વિરી આજ્ઞાનુ ઉલ્લંઘન કર્યું. તેની કીર્તિ જ્યારે દિગતમા વ્યાપી હતી ત્યારે તેના આ પાપને આખી દુનીઆએ જોયુ અને તેને જે શિક્ષા થઇ તે પણ જગતે જોયુ છે.

આ નાજુક વિષય ઉપર ટેલીરેન્ડે જે માગણી કરી તેના જવાબમા અલેક્ઝાન્ડરે પોતાના તરફના પ્રેમના બહુ જ સારા શબ્દો કહેવડાવ્યા. પોતે નેપોલિયન સાથે મિત્રાચારી કરતા વધારે સંબધ—સગપણનો સંબધ—સાળા બનેવીનો—કરવાનો દિવસ આવે તે જોવા આતુર હતો એવુ તેણે નેપોલિયનને જણાવ્યું. 'હુ જ્યારે પારિસ આવીશ ત્યારે મારી બ્હેનને ફ્રાન્સની મહારાણી તરીકે ભેટીશ એવો વખત આવશે' એમ જણાવતા તેણે પોતાનો સંતોષ બતાવ્યો અને તેના મ્હો પર ખુશાલી દેખાઇ આવી. પરંતુ પોતાની મા તથા પોતાના અમીરઉમરાવો એ બંનેને નેપોલિયન વિરુદ્ધ જે લાગણી હતી તે તેણે સ્પષ્ટપણે જણાવી દીધી. અમીરઉમરાવોની સત્તાને આખા યુરોપમાં હલાવી નાંખનાર આ લોકોના રાજા નેપોલિયન વિરુદ્ધ તેઓની બહુ જ કડવી લાગણી હતી. આ મુલાકાત દરમ્યાન આ વાત બહુ જ ટુંકામા કરવામા આવી હતી. આ વિષયનો નેપોલિયને અનેક વખતે બહુ જ ગભીર વિચાર કર્યો હતો. પરંતુ પોતાના યૌવનની પત્ની સાથે જે સત્ય પ્રેમરૂપી બધનથી તે બધાયો

હતો તેનો વિચાર આવતા તેના તે વિચાર પાછા બંધ પડી જતા. હજારો નવરા લોકોએ આ વાત જોસફાઇનને છાનીમાની જણાવી હતી. પરંતુ તેની સમક્ષ આ વાત નેપોલિયનથી હજી સુધી કહાઇ ન હતી.

નેપોલિયનની પ્રતિભા, વિવેક, મોહક ચપળતા અને અંતઃકરણની ઋજુતા—એ તમામ માટે પોતાનો આશ્ચર્યસહ આનંદ બતાવતા અલેક્ઝાન્ડર કંટાળતો જ નહીં. તે કહેતો કેઃ—" બધા માણસોમા તે સૌથી મોટો છે એટલુ જ નહીં પણ સૌથી સારો પણ છે તે લોભી અને વિગ્રહવિલાસી છે એમ લોકો કહે છે. પણ તે એવો નથી. સજોગો એવા આવે છે અને રાજનીતિ એવી આવી પડે છે કે તેને લડાઇ કર્યા વિના ચાલતું નથી. "

જે જે વિષયની વાત નીકળે તે તે વિષયમા નેપોલિયનની માહીતી એવી વિશાળ અને ચોક્કસ નીકળતી કે બધા લોકોને આશ્ચર્ય લાગ્યા વિના રહેતું નહી. ધર્મનેતાઓ, તત્ત્વવેત્તાઓ, ઇતિહાસકારો, નાટકકારો,—એ તમામ સાથે તે વાત કરતો અને તેની બુદ્ધિની શ્રેષ્ઠતા તમામ માણસોને કબૂલ કરવી પડતી હતી. ટેસીટસે પોતાના જ વખતનો ઇતિહાસ અતિશય શ્યામ રંગમા ચિતર્યો છે એવી તેની સચોટ ટીકા થતી, ક્રીશ્ચીયાનીટી અને ઇસ્લામ વચ્ચે તે બરાબર સરખામણી કરતો અને અર્વાચીન સમયના સાહિત્યમાં જે ખામીઓ હતી તે એક સપાટાબંધ નજર નાખી બતાવી દેતો. આ ઉપરથી તેની પ્રતિભા સર્વદેશીય હતી એ વાતની પ્રતીતિ તમામ વિદ્વાન્ માણસોને થતી હતી. શેક્સપીયરનું અનુકરણ જર્મનીના નાટકોમા કરવામાં આવ્યું હતું. તેમા હાસ્ય અને કરુણ રસનું વિચિત્ર રીતે મિશ્રણ કરવામાં આવ્યુ હતું. તે સંબંધી વાત કરતા તેણે ગેથીને કહ્યુ કેઃ—" મને ખરેખર આશ્ચર્ય લાગે છે કે તમારા જેવા મહા બુદ્ધિશાળી માણસ સ્પષ્ટ રીતે નિશ્ચિત થયેલા નિયમ કેમ પસંદ કરતા નથી " થાયર્સ લખે છે કેઃ—" આ વાક્ય એવા ગંભીર અર્થવાળું છે કે આપણા જમાનાના ઘણા વિવેચકો તે બરાબર સમજી પણ નહીં શકતા હોય. "

જમણની મંડળીઓ થતી હતી એવામા એક વખતે ' ગોલ્ડનબુલ ' એ નામના પોપના કાઢેલા એક હુકમ વિષે પ્રશ્ન ઉભો થયો. આ લેખનો ઉલ્લેખ

આપી કોઇએ કહ્યું કે એ લેખ ઇ. સ. ૧૪૦૮ માં લખાયો હતો. નેપોલિયને કહ્યું—"તમારૂ કહેવું ખોટું છે, મહારાજા ચોથા ચાર્લ્સના વખતમાં ઈ. સ. ૧૩૩૬ માં એ હુકમ પ્રકટ કરવામાં આવ્યો હતો." આવી બાબતમાં આવું ઝીણું જ્ઞાન નેપોલિયનનું શી રીતે હોઇ શકે તે સંબંધી જિજ્ઞાસા ઉભી થઇ. પોતાના રાજવંશી શ્રોતાજનોના આશ્ચર્યથી જરા તેને હસવુ આવ્યું અને તે બોલ્યો:—"જ્યારે હું લસ્કરમા લેફટેનન્ટની પાયરી ઉપર હતો ત્યારે અમારે વેલન્સમા ત્રણ વર્ષ રક્ષણ કરવા સારૂ રહેવું પડ્યું હતું. મને લોકોમાં ભળી જઇ રહેવાની ટેવ ન હોવાથી હું અતડો રહેતો. હું એક ચોપડી વેચનારના ઘરમા રહેતો અને તેણે તેની દુકાન મારા કબજામા જ સોપી દીધી હતી. ત્યાની તમામ ચોપડીઓ એકથી વધારે વખત મેં વાંચી કાઢી હતી અને લસ્કરી અથવા બીજી બાબતોની વાતોમાંથી હું કાંઇ ભૂલી ગયો નથી."

નેપોલિયનનો અભ્યાસ તથા તેની સ્મરણશક્તિ ખરેખર અલોકિક દેખાતા. ફ્રાન્સમા એવો એક પણ નામાકિત માણસ ન હતો કે જેની ખાનગી વાતો, ચારિત્ર અને ગુણદોષની તેને ખબર ન હોય. પોતાના પ્રધાનો પાસે તે પત્રકો તૈયાર કરાવતો. રાજ્યના નીતિનાં પત્રકો એવું નામ તેમને તેણે આપ્યું હતું. પ્રધાનો જે જે રીપોર્ટો આપે અથવા પોતાના પત્રવ્યવહારથી જે ખબર પોતાને પડે તે પ્રમાણે એ પત્રકોમાં વખતોવખત તે ફેરફાર કરતો હતો. પોતાના કાગળો તે પોતે જ લેતો, વાંચતો અને તેની વાત કદાપિ ભૂલી જતો નહીં. તે થોડું ઉંઘતો અને જ્યારે જાગતો રહેતો ત્યારે દરેક ક્ષણ પોતાના જ્ઞાનમાં વધારો કરવા વાપરતો. તેની સ્મરણશક્તિ એવી બળવાન હતી કે જે આંકડા તેણે એક વાર જોયા હોય તે તેના મગજમાથી કદી લુપ્ત થતા નહીં. પોતાના રાજ્યકારભારના વખતમા દરેક જાતના કરનું કેટલું ઉત્પન્ન થાય છે તે તે જાણતો. હીસાબમાની ચૂકો તે એવી ખુબીથી કાઢતો કે લોકોની એવી માન્યતા જ થઇ ગઇ હતી કે એની આખ ઘણી તીક્ષ્ણ છે. એક વખત ખર્ચના હીસાબના આંકડાની રકમો આંખ તળે કાઢતા કાઢતાં બેસેન્સોનમાં

એક લશ્કર અમુક વખતે હતું એમ જણાવી તેના ખોરાકીના પૈસા તેમા ઉધારવામાં આવ્યા હતા. નેપોલિયને કહ્યું:—" પણ એ લશ્કર તે વખતે ત્યા ન હતું. એ ભૂલ થયેલી જણાય છે." તે વખતે નેપોલિયન ફ્રાન્સમા ન હતો તેથી પ્રધાને આગ્રહથી જણાવ્યુ કે આંકડા ખરા છે. પણ પછીથી તે કપટ છે એમ જણાઇ આવ્યું. લુચ્ચા હીસાબી કારકુનને કાઢી મૂકવામા આવ્યો. આ વાત આખા રાજ્યમા પ્રસરી ગઇ અને તમામ લુચ્ચા કારકુનોને પરોક્ષ ચેતવણી મળ્યા જેવું થયું.

સ્વીટ્ઝર્લાંડનો ઇતિહાસ, તેના કાયદા, અને તે દેશના રીતરીવાજ એ તમામની નેપોલિયનની માહિતી અતિશય સારી જોઇ ઇ સ. ૧૮૦૧ મા ત્યાં આવેલા તે દેશના પ્રતિનિધિઓ વિસ્મય પામી ગયા હતા સેન મેરીનોના અપ્રસિદ્ધ પ્રજાસત્તાક રાજ્યના એલચીઓ આવ્યા હતા તેઓએ જ્યારે જોયું કે તેમના કુટુમ્બોની, તેમના કજીઆની અને તેમના સમાજની સ્થાનિક ખટપટોની ખબર તેને હતી ત્યારે તે તો આશ્ચર્ય જ પામી ગયા

'અનડૉન્ટેડ' નામના વહાણમાં બેસી જ્યારે નેપોલિયન એલ્બાના દ્વીપમા જતો હતો ત્યારે નૌકાશાસ્ત્ર વિષે તેણે બહુ વાતચીત કરી હતી. એક વખતે તેણે પોતાની એક યોજનાની વાત કરી જે પ્રમાણે તેણે અનેક લડાયક બારકસો બાંધવાનો વિચાર કર્યો હતો. ' તમામ દરીઆઓ ઉપર અગ્રેજ નૌકાનો કાબુ હોવાથી તમારાથી સારા ખલાસીઓ તૈયાર થઇ શકે એમ નથી ' એવી વાત કોઇએ જણાવી. નેપોલિયને જવાબ આપ્યો કે 'બારામાં જ નહીં પણ કીનારા પાસે નાના વહાણોમાં, નૌકાશાસ્ત્રની કળા શીખવવાની મે યોજના કરી હતી, અને તેથી ગમે તેવો તોફાની દરીઓ હોય તો પણ તે કળા બહુ સારી રીતે શીખવી શકાય એમ હતું. ' પછી એ કામમાં કેવી અડચણો આવે એવી છે તે ગણાવતાં ગણાવતા તેણે ' તોફાની દરીઆમા વહાણને લંગર કરતું ન રાખવું ' એ શી રીતે બને તે અડચણ જણાવી. તે વખતે એક માણસે પૂછ્યું ' તમે બોલ્યા તેનો શો અર્થ થાય છે ? તમે જે અડચણ બતાવો છો તે કેવા પ્રકારના છે ? તથા તમે તેને કેવી રીતે દૂર કરી

શકે ? ' કપ્તાન અશર લખે છે કે:–" મહારાજાએ બે (ખાવાના) કાટા હાથમા લીધા અને નૌકાશાસ્ત્રનો આ કઠણ સિદ્ધાન્ત ટુંકામા અને એવો શાસ્ત્રીય પદ્ધતિને અનુસરી સમજાવ્યો કે મને લાગે છે કે જેઓ એ ધધો જ કરતા હોય તે જ એકદમ આવી સારી રીતે સતોષ પમાય એમ આ સિદ્ધાન્તનો ખુલાસો કરી શકે. આ ખુલાસો સાભળવા સારૂ નૌકાશાસ્ત્રના અમલદારોની મંડળી બેઠી હોત તો તેઓ એવા જ નિર્ણય ઉપર આવ્યા હોત કે એ ખુલાસો કરનાર માણસે ખરેખરી નૌકાશાસ્ત્રની કેળવણી લીધેલી હોવી જોઇએ "

એ જ મુસાફરીમાં, કોર્સિકાના દ્વીપમા એસ્ટીઆના બારામાં વહાણ લઇ જવાનો પ્રશ્ન ઉભો થયો. તે બારામા નેપોલિયને આખી જીંદગી વહાણો ચલાવવામાં ગાળી હોય એમ અતિશય ઝીણીઝીણી બાબતોની, પાણીની ઉંડાઇની, પથ્થરની, લંગરની વિગેરેની હકીકત તરત જ કહી. તરત જ કપ્તાન અશરે નકશો જોયો તો તેને માલમ પડ્યું કે જે હકીકત નેપોલિયને કહી હતી તે અક્ષરે અક્ષર ખરી હતી.

ભારખાનું લઇ જનારા વહાણના એક કમાન્ડરે અમથી એવી વાત કરી કે ' જીનોઆ આગળની એક ખાડીમા મારે ઉભા રહેવાનો વિચાર હતો. ' નેપોલિયને કહ્યું:—"સારૂં થયું કે તમે ત્યા વહાણ લઇ ગયા નહી. આખા ભૂમધ્યસમુદ્રમાં એ ખરાબમા ખરાબ જગા છે. ત્યા ગયા હોત તો ફરીથી ચાર છ અઠવાડીયાં સુધી દરીઆનું મ્હો તમે દેખત નહી. " એમ કહી નાના અખાતની ઝીણી ઝીણી બાબતોનું વર્ણન તેણે કરવા માંડ્યુ. જીનોઆના અખાતમાંથી મુસાફરી કરી થોડા વખત ઉપર પાછા આવેલા કપ્તાન ડંડાસને આ હકીકત પૂછવામા આવી તો તેણે નેપોલિયને જે હકીકત કહી હતી તે જ ખરી છે એમ જણાવ્યું, અને તે બીનચૂક બરાબર હતી તે જોઇ પોતાનો વિસ્મય બતાવ્યો. તે બોલ્યો:—" તમે તે અખાતની જે વાત અત્યારે મને કહી બતાવી તે મેં પ્રત્યક્ષ અવલોકન તથા અનુભવથી જોયેલી હોવાથી હું એમ જ જાણતો હતો કે એ શોધ મેં જ કરી છે. "

અતિશય ઉંડા અને લાબા વખત સુધી ચાલતા અભ્યાસમા તલ્લીન થવાની નેપોલિયનની અથાગ શક્તિ હતી અને તેનાથી વધારે શક્તિ કોઇએ

પણ પ્રકટ કરી નથી. જ્યારે દીવાની કાયદો તૈયાર થતો હતો અને વાટાઘાટ ચાલતી હતી ત્યારે જરા પણ થાકયા વિના તે ૧૨ થી ૧૫ કલાક સુધી સતત કામ કરતો હતો. તેણે એક ઑફીસ સ્થાપી તેમાં બાર કારકુનો રાખ્યા. મ્યુનીયર તેનો ઉપરી નીમાયો. તમામ અંગ્રેજ ન્યુસપેપરોમાં આવતી હકીકતનું વર્ગીકરણ કરવાનું તથા તેમાથી જરૂર પુરતા ઉતારા કાઢવાનુ કામ તેને સોપવામા આવ્યું. 'મારા સંબંધી ગમે તેવું નઠારૂં, બીભત્સ, અદેખાઈભરેલું લખાણ આવે તે પણ તમારે છોડી દેવાનું નથી ' એમ નેપોલિયને મ્યુનીયરને તાકીદ આપી. ઈંગ્લાંડના વર્તમાનપત્રોમા જોસફાઈનના ઉપર આક્ષેપ મૂકવામાં આવતા અથવા ગાળો દેવામા આવતી તેથી તે છુપાવવાની અથવા તેમનું સ્વરૂપ નરમ કરવાની ધૃષ્ટતા મ્યુનીયર કરતો હતો. ઈંગ્લાંડના વર્તમાનપત્રોમાં શું આવે છે તેની હકીકત નેપોલિયન બીજાઓને પૂછતો અને સારી લાગણીથી પ્રેરાયેલો મ્યુનીયર બરાબર રીપોર્ટ કરતો નથી એમ તેને જણાયુ. તેથી તેને સખત હુકમ કરવામા આવ્યો કે ગમે તે પ્રકારની નિંદા કે ટીકા આવે તો તે છુપાવવાની નથી. ખાનગી વખતમા જૂદી જૂદી જાતના પુસ્તકો તે વાંચતો અને કોઈ મોટા પુસ્તકમાં શું લખ્યું છે તે સપાટાબંધ પાના ઉથલાવી જોઈ લેતો. નાસ્તો લીધા પહેલાં તો તેની અતૃપ્ય અને અશાન્ત જિજ્ઞાસાથી તે જે જે પુસ્તકો અને નકશાઓ જોઈ નાખતો તે બધાં કાઢી નાખી બીજાં પુસ્તકો તેમની જગાએ મૂકવા સારૂ તે પોતાના લાયબ્રેરીયનને રોજ કહેતો હતો.

એરફુર્ટમા એક વખત એવું બન્યું કે નેપોલિયનના જમવાના ઓરડામા રશિઆનો રાજા પોતાની તલવાર આઘી મૂકવા જતો હતો; પણ તેને જણાયું કે તે તો તે ભૂલી ગયો હતો. તરત જ નેપોલિયને પોતાની તલવાર તેને ભેટ આપી. અતિશય સ્પષ્ટ સંતોષની લાગણીથી તેનો સ્વીકાર રશિઅન ઝારે કર્યો અને તે બોલ્યોઃ—" આપ નામદારની મૈત્રીની નીશાની તરીકે આ તલવાર હું સ્વીકારૂં છું અને આપ ખાત્રી રાખજો કે આપના વિરુદ્ધ કોઇ પણ વખતે તે મ્યાન બહાર કાઢવામાં આવશે નહી." નેપોલિયને, જવાબ

આપ્યો:—" આપણે પ્રેમની પરસ્પર લાગણી બહુ સારી રીતે બતાવી છે, આનંદ તથા સંપૂર્ણ ગાઢ સંબંધ ધરાવી એકઠા રહ્યા છીએ અને ખાનગી જીવનમા પણ આપણે બહુ જ પરિચયથી વર્ત્યા છીએ. ભાગ્યદેવીના બે બાળકની પેઠે આપણે સામાન્ય ગમત ભોગવી છે અને આપણે એક બીજાથી કશુ પણ ગુપ્ત રાખ્યું નથી.' નેપોલિયને જોસફાઇનને લખ્યું કે:— " અલેક્ઝાન્ડરને જોઇને મને સંતોષ થાય છે. મને જોઈ તેને સંતોષ થતા હોવો જ જોઇએ. જો તે સ્ત્રી હોત તો હું ખરેખર તેની સાથે પ્યારમાં પડત."

ઑકટોબરની ૧૪ મી તારીખે એરફુર્ટમા નેપોલિયન તથા અલેક્ઝાન્ડર ઘોડા પર બેસી જોડે જોડે ફરવા નીકળ્યા. તમામ લશ્કર લઢવાને તૈયાર હતું. તેમને બંનેને જતા જોવા સારૂ પાસેના ગામોમા હજારો લોકો આવ્યા હતા અને શેરીઓ ચીકાર ઉભરાતી હતી. બંને રાજાઓ થોડે દૂર સુધી ઘોડા પર બેઠા અને પછી ઉતરી પડયા. તેમના ઘોડાવાળાઓ તેમના ઘોડાને દોરતા હતા, તેઓ બંને સાથે સાથે ચાલતા હતા અને ગુપ્ત વાતચીતમા ખરેખરા લીન થઇ ગયા હતા. પછી તેઓ એકમેકને ખરા પ્રેમથી ભેટયા. ખરેખરી મૈત્રી તથા રાજ્યનીતિ અને લોભના બંધનોથી તે પરસ્પર બંધાયા. પછી અલેક્ઝાન્ડર ગાડીમાં બેઠો અને નેપોલિયન ઘોડે ચઢયો. પછી છેલ્લી સલામ કરવા સારૂ તેમણે પોતાના હાથ એકઠા કર્યા. પોતાના દબદબાભર્યા રસાલા સાથે બને રાજાઓ છુટા પડયા ત્યારે ગાડીઓના ખડખડાટ તથા ઘોડાઓની નાળોના અવાજ સંભળાવા લાગ્યા અલેક્ઝાન્ડર સેંટપીટર્સબર્ગ ગયો અને નેપોલિયન શાંત અને વિચાર કરતો પાછો એરફુર્ટ આવ્યો. આ લોકો ફરીથી મળ્યા જ નથી. પણ તેમના લશ્કર એક બીજાના સામે તરત જ ધસ્યાં હતા અને મોસ્કો શહેરને અગ્નિનો ભોગ કરવાનું કામ તથા ઉત્તર તરફ આવેલા પ્રદેશોમાં બરફને લોહીથી રંગવાનું કામ થયું હતું.

એરફુર્ટમા આવ્યા પછી ત્યા બીજા રાજકુમારો તથા નામાંકિત પુરુષો એકઠા થયા હતા તેમની રજા નેપોલિયને લીધી તે જ દિવસે સાંજે તે પારિસ જવા સારૂ ગાડીમાં બેઠો. શોભાનો દબદબાભર્યો દેખાવ આ નાના ગામડામાં

જે થઇ રહ્યો હતો તે જતો રહ્યો અને તે ગામ પાછું શાંત અને નિર્જન બની ગયું. હમેશના રીવાજ પ્રમાણે નિદ્રા અને આરામની દરકાર કર્યા વિના નેપોલિયને રાત્રિદિવસ સપાટાબધ મુસાફરી કરી અને ઑક્ટોબરની ૧૮ મી તારીખે સવારના પહોરમાં તે સેટકલાઉડમા આવી પહોચ્યો

ફ્રાન્સ તરફનો એક તથા રશિઆ તરફનો એક એમ બે માણસો તરત જ ઇંગ્લાંડ તરફ મોકલવામાં આવ્યા. નેપોલિયન અને અલેક્ઝાન્ડર એ બંનેએ જે પત્ર ઇંગ્લાડના રાજા ઉપર લખ્યો હતો તે પહોચાડવા સારૂ આ લોકોને તેમણે મોકલ્યા હતા. આ પ્રખ્યાત પત્ર જેમા નેપોલિયન તથા અલેક્ઝાન્ડર બંનેની સહીઓ હતી તેની નકલ નીચે આપવામા આવે છે:—

" નામદાર સાહેબ, યુરોપની હાલની સ્થિતિને લીધે અમે બને એરફુર્ટમાં એકઠા થયા છીએ અમારી પહેલી ઇચ્છા તમામ પ્રજાની આકાક્ષા સંપૂર્ણ કરવાની અને આપ નામદાર સાથે સુલેહ કરી યુરોપની વિપત્તિઓની અટકાયત કરવા સારૂ ખરેખરાં પગલા ભરવાની છે. આખા યુરોપને હચમચાવી નાંખનારો લાબો અને કતલવાળો વિગ્રહ પૂરો થયો છે અને તે ફરીથી જાગૃત કરી શકાય એમ નથી યુરોપમાં ઘણા ફેરફાર થયા છે અને ઘણા રાજ્યો પાયમાલ થયા છે. દરીઆઈ વ્યાપાર તદ્દન બંધ કરવામા આવ્યો છે. તેથી જે અગવડ અને આપત્તિઓ આવે છે તે જ એનું મૂળ કારણ છે હજી વધારે મોટા ફેરફાર પણ કદાચ થશે અને એ બધાનું પરિણામ ઇંગ્લાડની રાજ્યનીતિને લાભકારક નથી. યુરોપ અને ગ્રેટબ્રીટન એ તમામની પ્રજાને શાંતિની જ જરૂર છે. તેથી મનુષ્યત્વ તરફ ધ્યાન આપવા આપ નામદારને વિનતિ કરવા, તેમ જ નિરર્થક જુસ્સાને દબાવવા, પરસ્પર વિરુદ્ધ સ્વાર્થોનો સમજણ ઉપર આવી જઇ નિકાલ કરવા અને યુરોપ અને તેની જે પ્રજા ઉપર રાજ્ય કરવા પરમાત્માએ આપણને યોજ્યા છે તે તમામનું શ્રેય સાધવા અમે આપ નામદારને આજીજી કરીએ છીએ."

આ મહત્ત્વનો પત્ર મુખ્ય પ્રધાન કેનીંગને મોકલવામા આવ્યો, તે એક કવરમાં બીડવામા આવ્યો હતો. તેના સરનામા ઉપરથી એમ જણાતું હતુ

કે તે પત્ર ફ્રાન્સ તથા રશિઆના મહારાજાઓએ ઇંગ્લાંડના રાજાને લખ્યો હતો. તે સદેશો લઇ જનારને એમ જ કહેવામા આવ્યુ હતું કે તેઓ સુલેહની દરખાસ્તનો પત્ર લઇ આવ્યા છે એમ તમામ જગ્યાએ તેમણે કહેતા જવુ. નેપોલિયનની ઇચ્છા એવી હતી કે જો વિગ્રહ જાગે અને શત્રુતા ફરીથી ઉદ્દ્ભૂત થાય તો તેને માટે તે પોતે જવાબદાર નથી પણ ઇંગ્લાંડનું પ્રધાન-મંડળ જવાબદાર છે એ વાત ઇંગ્લાડની પ્રજાને બરાબર સમજાવવી. બુલોન-માથી વિદાય થયેલા આ માણસોને ઇંગ્લાંડ પહોચતા બહુ મહેનત પડી. બ્રીટીશ પ્રધાનો સુલેહની વિરુદ્ધ એટલા બધા હતા કે તેમણે ઘણો જ સખતાઇ-નો હુકમ કાઢી એમ જણાવ્યુ હતું કે સુલેહનો વાવટો લઇ આવનારા કોઇ પણ વહાણને આવવા દેવુ જ નહી. છતા ફ્રાન્સના નૌકાનો એક હુશીઆર અમલદાર બ્રીટીશ નૌકાને થાપ મારી 'ડાઉન્સ' મા પોતાનુ વહાણ લઇ જઇ શકયો. તેમને જમીન ઉપર ઉતરવા દેવામા પણ કેટલોક વખત ગયો. છેવટે રશિઆ તરફના માણસને લંડન મોકલવામા આવ્યો અને ફ્રાન્સના માણસને તો દરીઆમા જ રાખવામા આવ્યો. પરંતુ કેનીગ તરફથી તરત જ હુકમ આવ્યો અને ફ્રાન્સના માણસને પણ લંડન જવાની પરવાનગી મળી. તે બંનેનો આદરસત્કાર કરવામા આવ્યો. પરંતુ તેમના ઉપર એક બ્રીટીશ અમલદારની દેખરેખ એવી સારી રીતે રાખવામા આવી કે તેમને તેણે જરા પણ એકલા મૂકયા નહી.

અડતાળીશ કલાક ગયા પછી તેમને જવાબ આપવામા આવ્યા. તે જવાબ રાજાઓ ઉપર લખેલા ન હતા પણ રશિઆ તથા ફ્રાન્સના પ્રધાનોને લખેલા હતા. તે જવાબમા કાગળની પહોંચ સ્વીકારવામા આવી હતી અને થોડા વખત પછી ઉત્તર આપવાનો હતો એમ જણાવવામા આવ્યું હતું. ઇંગ્લાડનું પ્રધાનમંડળ આગ્રહવાળો જુસ્સો ધરાવતું હતું તે આ અતડાઇ-ભરેલા જવાબથી સ્પષ્ટ જણાતુ હતું. થોડા દિવસ પછી એક ઉડાઉ અને પ્રત્યારોપ મૂકનારો જવાબ બ્રીટીશ પ્રધાને મોકલાવ્યો. તેમા એમ લખવામાં આવ્યુ હતું કે 'જો કે સુલેહની દરખાસ્તો ઇંગ્લાડને વારંવાર કરવામા આવે

છે છતા તે ખરી છે એમ તે માની શકતું નથી. તેનો એવો આગ્રહ છે કે ઇંગ્લાંડના તમામ મિત્રો–સ્પેનના બંડખોરો સુદ્ધાત–એ સુલેહની વાટાઘાટમાં ભાગ લેવો જ જોઇએ ” આ જવાબ ફ્રાન્સ અને રુશિઆના એલચી-ઓને પણ મોકલવામાં આવ્યો હતો. તેમા એવું અપમાનકારક વચન કહેવડાવવામા આવ્યું હતું કે ‘ જે બે રાજાઓએ પોતાની સહીઓ કરી પત્ર લખ્યો છે તે પૈકી એકને રાજા તરીકે ઇંગ્લાંડે સ્વીકારેલો ન હોવાથી અંગ્રેજ પ્રધાનમંડળ બનેને જવાબ આપી શકતુ નથી. ’ આ પ્રમાણે હૃદયને કકું પાડી નાખે એવો તિરસ્કારવાળો જવાબ મળ્યો અને અક્ષન્તવ્ય અપમાન થયું. તે છતા નેપોલિયનને પોતાની કીર્તિને માટે એટલા બધી માનના લાગણી હતી અને સુલેહ માટે તે એટલો બધો ઇંતેજાર હતો કે તેણે વિવેક અને મિત્રાચારીભરેલો જવાબ લખ્યો. સ્પેનના બંડખોરોને ન્યાયપુરઃસર બાદ કરી ઇંગ્લાડના તમામ મિત્રોને સુલેહની ભાંજગડમાં દાખલ કરવા તેણે પોતાની તત્પરતા બતાવી. આ ઉત્તર ત્યા પહોચ્યો એટલે જરા પણ વિવેક વાપર્યા વિના અને ગુસ્સો ચઢે એવા શબ્દો વાપરી ઇંગ્લાડે ફ્રાન્સ તથા રુશિ-આને જણાવી દીધું કે ‘ જે રાજાએ કાયદેસર ગાદીના માલીક રાજાઓને પદભ્રષ્ટ કર્યા અને કેદમા નાખ્યા, અને જે રાજાએ ( અલેક્ઝાન્ડરે ) એવાં ઘાતકી કામોને સ્વાર્થને લીધે ઉત્તેજન આપ્યું તે બંને રાજાઓ સાથે ઇંગ્લાંડ સુલેહ કરી શકશે નહીં. ’

‘ મી. કેનીંગનો જવાબ અપમાનકારક વાણીમા લખાયો હતો ’ એમ કર્નલ નેપીયર કબૂલ કરે છે અને કહે છે કેઃ–‘આ પ્રમાણે ભાંજગડ કરવામાં નેપોલિયનનો ખરો ઉદ્દેશ શો હશે તે સમજવું મુશ્કેલ છે. ગ્રેટબ્રીટન સ્પેનનો પક્ષ છોડી દે એવી આશા નેપોલિયને નહીં જ રાખી હોય. તેથી પોતાના શત્રુઓમા અંદર અંદર કજીઓ ઉભો કરવાનાં બીજ રોપવાનો જો તેનો આશય ન હોય તો સ્પેનની બાબતમા તેનો વિચાર કાઇક નિર્ણય ઉપર આવવાનો હોવો જ જોઇએ. અંગ્રેજ પ્રધાનમંડળ તો કહે છે કે તે જ વાત ખરી છે. પણ આવી ચિંતા ઉપજાવનારી લાગણી તે નેમનર હૃદયમાં

ઉત્પન્ન કરી શકે એવા તે કેવા શત્રુઓ હતા? સ્વીડન, સીસીલી અને પોર્ટુગાલ! એ લોકોના સંબંધમાં આ વિચાર જરા પણ બંધબેસતો નથી. તેથી સુલેહ કરવાનો વિચાર નેપોલિયનનો હશે એ વાત ખરી હોવાનો સંભવ છે. સેંટ હેલીનામા પણ તેણે એ જ વાત કહી હતી અને જે વિચિત્ર સંજોગોમા એર્ફર્ટમા કૉન્ફરન્સ થઇ હતી તેને લીધે એનો વિચાર ખરો સંપ કરવાનો હતો તે વાતને પુષ્ટિ મળે છે.'

આ પ્રમાણે બ્રીટીશ પ્રધાનમંડળે વાટાઘાટનો અંત આણ્યો અને સુલેહ કરવાની તમામ આશાઓ નષ્ટ થઇ. ઈંગ્લાંડના પ્રયત્નથી અને તેની રાજનીતિથી લડાયક ઓસ્ટ્રિઅનોમાં વધારે જુસ્સો આવ્યો અને સ્પેનના અંધ ખેડુતોનો જુસ્સો પણ ફરીથી જાગ્યો. કમનસીબ યુરોપમા વિગ્રહના તોફાન–કતલ અને અગ્નિ–ફરી વળ્યા અને 'બોનાપાર્ટના સંતુષ્ટ ન થાય એવા લોભને લીધે આ બધા ફેરફાર થાય છે' એમ કહેવામા આવ્યુ.

સુલેહની વાટાઘાટ કરવા બ્રીટીશ સરકારે ના કહી તેને માટે કર્નલ નેપીયર તેને બહુ જ સખત રીતે વખોડી કાઢે છે. સુલેહની વાટાઘાટમા સ્પેનના બંડખોરોને દાખલ નહીં કરવાની નેપોલિયનની માગણીને તે વ્યાજબી ગણે છે. તે કહે છે કેઃ—"એમ કરવાનો અર્થ એટલો જ કે જે શસ્ત્ર નેપોલિયનના હાથમાં હતું તે રણસંગ્રામમા પ્રવેશ કરતા પહેલાં નાંખી દેવા જેવું થાત. ઈંગ્લાડ સ્પેનવાસીઓનો પક્ષ મૂકી દઇ શકે એમ ન હતું એમાં કાંઇ શંકા નથી. પણ સુલેહની ભાજગડ ચાલુ રાખવાનું એ જ પરિણામ આવત એમ શા ઉપરથી કહેવાય? સ્પેનના રાજપુરુષને કૉન્ફરન્સમાં આવવાનો પ્રતિબંધ નેપોલિયને મૂક્યો હતો તો પણ તેથી સ્પેનના લાભાલાભની ચર્ચા કરવાનો પ્રતિબંધ તેણે મૂક્યો ન હતો બ્રીટીશ પ્રધાને પત્રવ્યવહાર કર્યો હોત તો સ્પેનના લોકોની સ્વતંત્રતા જાત જ એમ કાંઇ નકકી ન હતું. શત્રુતાના માર્ગ અથવા સ્વદેશાભિમાની લોકોને મદદ આપવાની તૈયારીઓ એ બેને કોઇ વાતથી જરા પણ અડચણ આવવાનો ન હતો."

"'પરંતુ તે જમાનાની રાજ્યનીતિ વિચિત્ર હતી. નેપોલિયનની પદવીનો

હાસ્ય આવે એવી રીતે ઇનકાર કરી એ પત્રવ્યવહારની પ્રતિષ્ઠાને ખામી લગાડવાનું કામ ડહાપણભરેલું ગણાયું, અને રાજ્યપુરુષને છાજે એવી ગંભીરતાને બદલે એક લેખકમાં સ્વાભાવિક ગર્વ હોય તેવો ગર્વ પ્રકટ કરનારા મહેણા મારી, આવા ગંભીર અને મહત્ત્વના વિષયની ચર્ચાવાળા લેખને અપમાનકારક અને નીચ બનાવવો એ પ્રશંસાપાત્ર ગણાયું. ગુપ્ત ઘાટ અને પ્રપંચવાળી આવી રાજ્યનીતિનો જ્યારે અમલ હતો ત્યારે ઉદાર રીતિથી કામ લેવાનું બની શકે એમ ન હતું. વળી ફુર અને ટેક્સીસની પ્રીન્સેસની મદદથી નેપોલિયનનો પક્ષ છોડી સામા પક્ષમા જવાની તૈયારી બતાવતા ટેલીરેન્ડ અને એવા બીજા કેટલાક માણસોની ખટપટથી પોતાનું કામ સધાશે એવી આશા ઇંગ્લાંડને હતી અને તેથી જ મી. કેનીંગે સુલેહની વાટાઘાટ કરવાની સ્પષ્ટ ના પાડી હતી. આ વાત માનવાને ખરેખર મજબૂત કારણો છે. ”

નેપોલિયને સેંટહેલીનામાં ઓ'મીયારાને કહ્યું હતું કે:–“ તમારા દેશના પ્રધાનો ગમે તે કહે પણ હું તો હમેશા સુલેહ કરવા તૈયાર જ હતો એ વાત ખરી છે. ફોક્સના મરણ વખતે સુલેહ કરવાની મારી આશા હતી. લોર્ડ લૉડરડેલ જો શરૂઆતથી સત્યને વળગી રહ્યો હતો તો પણ સુલેહ થઇ શકવા જેવું હતું. પ્રુશિઆમાં વિગ્રહ કરવા હું ગયો ત્યાર પહેલાં મેં તેને જણાવી દીધું હતું કે ‘ હું બે મહીનામાં પ્રુશિઆનો કબજો લઇ લઇશ તેથી તમારે તમારા રાજાને સુલેહ કરવાની સલાહ આપવી જોઇએ. અને એનું કારણ એ છે કે રશિઆ અને પ્રુશિઆ એકઠા થશે તો કદાચ મારી સામે તે ટકી શકશે, પણ એકલા પ્રુશિઆથી ટકી શકાવાનું નથી. ’ રશિઅનોને આવતા ત્રણ માસ લાગે એમ હતું. રશિઅનોની મદદ લેવા સારૂ બાજુએ ખસી જવાને બદલે પ્રુશિઅનો બર્લિનનું રક્ષણ કરવાના છે એવી ખબર મને મળી હતી તેથી રશિઅનો આવી પહોંચે તે પહેલાં પ્રુશિઅનોનો ઘાણ કાઢી નાંખી હું જ બર્લિનનો કબજો લઇ શકું એમ હતું. પછી એકલા પડેલા રશિઅનોને તો હું સહેલાઇથી હરાવી શકત. તેથી યુરોપમાં તમારા રાજા સાથે સાથી સારી મિત્રતા ધરાવનારૂં પ્રુશિઆ મારે હાથે ઘડાઇ જાય ત્યાર પહેલાં સુલેહ કરવાની

મારી માગણીનો લાભ લેવા મેં લૉર્ડ લૉડરડેલને સલાહ આપી. આ પત્રવ્યવહાર પછી લૉર્ડ લૉડરડેલ કદાચ ખરા શુદ્ધ અંતઃકરણથી વાત કરતો હશે તેથી તેણે તમારા પ્રધાનોને સુલેહ કરવા લખ્યું. પરંતુ પ્રુશિઆના રાજા પાસે એક લાખ માણસ છે, અને કદાચ મારો પરાજય થશે, અને મારો પરાજય થયો એટલે મારૂં મોત જ આવશે એમ માની તમારા પ્રધાનોએ સુલેહ કરવાની તમારા એલચીની ભલામણ સ્વીકારી નહી. આ બનવા જેવું હતું. ઘણી વખત એક સાધારણ લડાઇ પરિણામનું સ્વરૂપ બદલી નાખે છે અને કોઇ વખત ઘણી જ નજીવી બાબતોથી લડાઇના પરિણામ બદલાઇ જાય છે. પરંતુ ત્યાર પછી જે બનાવ બન્યો તેથી સિદ્ધ થયું કે મારી ગણતરી ખરી હતી. જીનાના યુદ્ધ પછી પ્રુશિઆનો કબજો મારો જ થયો હતો. ટીલ્સીટની સંધિ પછી અને એર્ફુર્ટમાં પણ મહારાજા અલેક્ઝાન્ડર અને હું એ બંનેની સહીનો સુલેહ કરવાનો એક પત્ર આપના રાજાને અમે લખ્યો. પરંતુ આપના દેશના પ્રધાનોએ તેનો સ્વીકાર કર્યો નહી."

નેપીયર લખે છે કેઃ—" નેપોલિયનના રાજ્યશાસનના ખરાં તત્ત્વો અને તેની લોકપ્રિયતાનું રહસ્ય એ એ કારણોને લીધે તે સામાન્ય પ્રજાવર્ગનો રાજા બન્યો હતો અને ગર્ભશ્રીમંત અમીરઉમરાવોનો રાજા થઇ શકયો ન હતો તેથી મી. પીટ ' પ્રજામતનો બાળક અને પ્રજાહક્કનો હીમાયતી ' એ નામ નેપોલિયનને આપતો જેવી રીતે મી પીટ ગર્ભશ્રીમંતવર્ગના હક્કના સંરક્ષણનો હીમાયતી હતો તેવી જ રીતે નેપોલિયન પણ ઉપર કહ્યા પ્રમાણે પ્રજાહક્કનો હીમાયતી હતો એ વાત ખરી છે. તેથી જ સામાન્ય પ્રજા કરતા વિશિષ્ટ હક્ક ધરાવનારા વર્ગના યુરોપના તમામ માણસો ફ્રાન્સની રાજ્યક્રાન્તિ તરફનો તેમનો સ્વાભાવિક અને હડહડતો તિરસ્કાર નેપોલિયનની જાત ઉપર પણ પ્રગટ કરતા, કારણ કે તેમને એમ લાગતું કે આ નવીન વિચારનું રક્ષણ નેપોલિયન કરનાર છે, અને જે પદ્ધતિ ઉપર તેમને ઘણો જ તિરસ્કાર હતો તે જ પદ્ધતિને સૌથી શ્રેષ્ઠ અને સર્વોત્કૃષ્ટ ઠરાવી નેપોલિયન પોતે જેને 'રાજ્ય' કહેતો હતો તે જ તે બન્યો છે. ( રાજ્ય the State

એમા રાજાપ્રજા બધાનો સમાવેશ થાય છે.) તેથી ટીલ્સીટની સંધિથી જો કે યુરોપના રાજ્યોના સંબંધમા નેપોલિયનની સ્થિતિ લાભકારક બની હતી તોપણ વિગ્રહનું ખરૂં સ્વાભાવિક સ્વરૂપ એ સંધિથી જણાઇ આવ્યુ અને નેપોલિયન અને ઇંગ્લાડ જે અનુક્રમે સમાનતા અને વિશિષ્ટ હકકના હીમાયતીઓ હતા તેમને વધારે ઘર્ષણ થાય એવી સ્થિતિમા તે સંધિએ આણ્યા. તેઓ બન્ને બળવાન રહે ત્યા સુધી સુલેહ શી રીતે થઇ શકે ? વળી અત્યાર સુધીમાં ફ્રાન્સના મહારાજાએ જે કાઇ મેળવ્યુ હતું તેનાથી ભવિષ્યના રણસંગ્રામનું ક્ષેત્ર પસંદ કરવા જેટલો જ તેનો લાભ થયો હતો. ”

---

# પ્રકરણ ૪૪ મું.



## સ્પેનમાં પ્રવેશ.


સ્પેનના બળવાથી તથા ઑસ્ટ્રિઆએ નેપોલિયન તરફ ડોળા કાઢ્યા તેથી ઉત્તેજિત થઈ ઇંગ્લાડે પોતાના પ્રયત્નો બેવડા કર્યા. પોતાની સત્તામા જેટલા સાધન હતા તે તમામનો ઉપયોગ કરી તેણે સ્પેનના દ્વીપકલ્પના ઝાઝી ખેડુતોને ઉશ્કેરવામાં કસર રાખી નહી. સ્પેન અને પોર્ટુગાલના કીનારા આગળ અજિત બ્રીટીશ નૌકા ફરવા લાગ્યું અને જ્યાં જ્યાં બની આવે ત્યા પૈસા, હથીઆર અને લડાઇનો સરંજામ ઉતારવા લાગ્યું. સુલેહ કરવા સારૂ નેપોલિયને ફરીથી પ્રયત્ન કર્યા તે વ્યર્થ જવાથી હવે તે યુદ્ધના પરિણામ માટે તૈયાર થયો.

સ્પેનના વિગ્રહમાં ભાગ લેવા સારૂ પારિસ છોડતા પહેલા તેણે ફ્રાન્સની ધારાસભાને બોલાવી નીચે પ્રમાણે કહ્યુંઃ—

મારી માગણીનો લાભ લેવા મેં લૉર્ડ લૉડરડેલને સલાહ આપી. આ પત્રવ્યવહાર પછી લૉર્ડ લૉડરડેલ કદાચ ખરા શુદ્ધ અંત:કરણથી વાત કરતો હશે તેથી તેણે તમારા પ્રધાનોને સુલેહ કરવા લખ્યું પરતુ પ્રુશિઆના રાજા પાસે એક લાખ માણસ છે, અને કદાચ મારો પરાજય થશે, અને મારો પરાજય થયો એટલે મારૂં મોત જ આવશે એમ માની તમારા પ્રધાનોએ સુલેહ કરવાની તમારા એલચીની ભલામણ સ્વીકારી નહી. આ બનવા જેવું હતું. ઘણી વખત એક સાધારણ લઢાઇ પરિણામનુ સ્વરૂપ બદલી નાખે છે અને કોઇ વખત ઘણી જ નજીવી બાબતોથી લઢાઇના પરિણામ બદલાઇ જાય છે. પરતુ ત્યાર પછી જે બનાવ બન્યો તેથી સિદ્ધ થયું કે મારી ગણતરી ખરી હતી. જીનાના યુદ્ધ પછી પ્રુશિઆનો કબજો મારો જ થયો હતો. ટીલ્સીટની સંધિ પછી અને એરફુર્ટમા પણ મહારાજા અલેક્ઝાન્ડર અને હું એ બંનેની સહીનો સુલેહ કરવાનો એક પત્ર આપના રાજાને અમે લખ્યો. પરંતુ આપના દેશના પ્રધાનોએ તેનો સ્વીકાર કર્યો નહીં."

નેપીયર લખે છે કે:-"નેપોલિયનના રાજ્યશાસનના ખરા તત્ત્વો અને તેની લોકપ્રિયતાનું રહસ્ય એ બે કારણોને લીધે તે સામાન્ય પ્રજાવર્ગનો રાજા બન્યો હતો અને ગર્ભશ્રીમત અમીરઉમરાવોનો રાજા થઇ શક્યો ન હતો તેથી મી. પીટ 'પ્રજામતનો બાળક અને પ્રજાહક્કનો હીમાયતી' એ નામ નેપોલિયનને આપતો. જેવી રીતે મી. પીટ ગર્ભશ્રીમતવર્ગના હક્કના સંરક્ષણનો હીમાયતી હતો તેવી જ રીતે નેપોલિયન પણ ઉપર કહ્યા પ્રમાણે પ્રજાહક્કનો હીમાયતી હતો એ વાત ખરી છે. તેથી જ સામાન્ય પ્રજા કરતા વિશિષ્ટ હક્ક ધરાવનારા વર્ગના યુરોપના તમામ માણસો ફ્રાન્સની રાજ્યક્રાન્તિ તરફનો તેમનો સ્વાભાવિક અને હડહડતો તિરસ્કાર નેપોલિયનની જાત ઉપર પણ પ્રગટ કરતા, કારણ કે તેમને એમ લાગતું કે આ નવીન વિચારનુ રક્ષણ નેપોલિયન કરનાર છે, અને જે પદ્ધતિ ઉપર તેમને ઘણો જ તિરસ્કાર હતો તે જ પદ્ધતિને સૌથી શ્રેષ્ઠ અને સર્વોત્કૃષ્ટ ઠરાવી નેપોલિયન પોતે જેને 'રાજ્ય' કહેતો હતો તે જ તે બન્યો છે. (રાજ્ય the State

એમાં રાજાપ્રજા બધાનો સમાવેશ થાય છે.) તેથી ટીલ્સીટની સંધિથી જો કે યુરોપના રાજ્યોના સંબંધમા નેપોલિયનની સ્થિતિ લાભકારક બની હતી તોપણ વિગ્રહનુ ખરૂં સ્વાભાવિક સ્વરૂપ એ સંધિથી જણાઇ આવ્યું અને નેપોલિયન અને ઇંગ્લાડ જે અનુક્રમે સમાનતા અને વિશિષ્ટ હકકના હીમાયતીઓ હતા તેમને વધારે ઘર્ષણ થાય એવી સ્થિતિમા તે સંધિએ આણ્યાં. તેઓ બન્ને બળવાન રહે ત્યા સુધી સુલેહ શી રીતે થઇ શકે ? વળી અત્યાર સુધીમા ફ્રાન્સના મહારાજાએ જે કાંઇ મેળવ્યુ હતું તેનાથી ભવિષ્યના રણસંગ્રામનુ ક્ષેત્ર પસંદ કરવા જેટલો જ તેનો લાભ થયો હતો ”

---

# પ્રકરણ ૪૪ મું.



## સ્પેનમાં પ્રવેશ.




નના બળવાથી તથા ઑસ્ટ્રિઆએ નેપોલિયન તરફ ડોળા કાઢ્યા તેથી ઉત્તેજિત થઈ ઇંગ્લાડે પોતાના પ્રયત્નો બેવડા કર્યાં. પોતાની સત્તામાં જેટલા સાધન હતા તે તમામનો ઉપયોગ કરી તેણે સ્પેનના દ્વીપકલ્પના ઝાઝી ખેડુતોને ઉશ્કેરવામા કસર રાખી નહીં. સ્પેન અને પોર્ટુગાલના કીનારા આગળ અજિત બ્રીટીશ નૌકા ફરવા લાગ્યું અને જ્યા જ્યાં બની આવે ત્યા પૈસા, હથીઆર અને લડાઇનો સરંજામ ઉતારવા લાગ્યું. સુલેહ કરવા સારૂ નેપોલિયને ફરીથી પ્રયત્ન કર્યાં તે વ્યર્થ જવાથી હવે તે યુદ્ધના પરિણામ માટે તૈયાર થયા.

સ્પેનના વિગ્રહમા ભાગ લેવા સારૂ પારિસ છોડતા પહેલાં તેણે ફ્રાન્સની ધારાસભાને બોલાવી નીચે પ્રમાણે કહ્યું:—

" મારા રાજ્યમા આ વર્ષે હું ૩૦૦૦ માઇલથી વધારે મુસાફરી કરી ચૂકયો છુ. આ મોટા ફ્રેંચ કુટુમ્બ-જે થોડા વખત ઉપર અંદર અંદરના કજીયાથી વિભક્ત થઇ ગયુ હતું પણ જે હવે સુખી અને ઐકયવાળુ થયું છે તે-ના દેખાવથી મારૂં અંતઃકરણ દ્રવ્યું છે. ફ્રાન્સ સુખી છે એવું જ્યા સુધી હુ જોઉ નહીં ત્યા સુધી હું મારી જાતને કદાપિ સુખી માનવાનો નથી. જે લશ્કર ઇંગ્લાડે સ્પેનમા ઉતાર્યું છે તેની સામે થવા સારૂ મારા લશ્કરનું હમેશાં રક્ષણ કરનાર પરમાત્માનો ખાસ આશીર્વાદ છે એમ લાગે છે કારણ કે તેને લીધે અંગ્રેજ લોકોએ જુસ્સાના આવેશમા આવી જઇ દરીઆનો ત્યાગ કર્યો છે અને જમીન ઉપર પોતાનું લશ્કર ઉતાર્યું છે મારા લશ્કરની આગેવાની લેવા સારૂ હુ થોડા વખતમા નીકળવાનો છું અને ઇશ્વરની ઇચ્છાથી માડ્રિડમાં સ્પેનના રાજાનો અભિષેક કરીશ અને પોર્ટુગાલના પાટનગર લીસ્બોનમા આપણો વાવટો ઉડાવીશ રશિઆનો મહારાજા અને હું એરફર્ટમા મળ્યા છીએ. અમારી બન્નેની અતિશય ઉત્કટ ઇચ્છા સુલેહ માટેની છે. અનેક ભોગો આપવા અમે નિશ્ચય કર્યો છે અને તે એટલા જ માટે કે જે લાખો માણસોના અમે પ્રતિનિધિઓ છીએ તેમને બને તો દરીઆઇ વ્યાપારના લાભ આપવા. અમે બંને એક જ અભિપ્રાયના છીએ અને સુલેહ અથવા વિગ્રહમા અમે એક જ રહેવાના છીએ. "

પીરીનીઝ પર્વતના ભયંકર ખડકોમાં ચઢવાના મહાવરાવાળા બે લાખ માણસોનું લશ્કર જમાવવામાં આવ્યુ. નેપોલિયને નીચે પ્રમાણે રૂંવાં ઉભા થાય એવો ઢંઢેરો બહાર પાડી તેમની કુચ વખતે તેમનામા પાણી આણ્યું.

" વીરો ! વીશ્ચુલા અને દાન્યુબ નદીઓના તટ ઉપર વિજ્ય મેળવી તમે સપાટાબધ જમની અંદર થઇ આવ્યા છો, અને એક પણ ક્ષણનો આરામ લીધા વિના આજે જ તમને ફ્રાન્સ ઓળંગવાનો હું હુકમ આપું છું વીરો ! મારે તમારૂં કામ છે. ઇંગ્લાડનો અનિષ્ટ સ્પર્શ થવાથી સ્પેન અને પોર્ટુગાલ ભ્રષ્ટ થયા છે. તેથી તેમને ગભરાવી તમારે નસાડવાના છે. તેથી હરકયુલીસના સ્તંભ (જીબ્રાલ્ટર) સુધી આપણે આપણા વિજયી વાવટાઓ લઇ જવા જોઇએ.

ત્યાં આપણને થયેલા નુકશાનનો બદલો આપણે લેવાનો છે. વીરપુત્રો, આ જમાનાનાં બધા લશ્કરોની કીર્તિને તમે ઝાંખી પાડી છે, પરંતુ જે રોમનો એક જ વિગ્રહમા ર્‌હાઇન તથા યુફ્રેટીસ નદી ઉપર, ઇલીરીઆમા અને ટેગસ ઉપર વિજયી નીવડયા હતા તેમના જેટલી કીર્તિ તમે હજી સંપાદન કરી નથી. લાંબો વખત ચાલે એવી મુલેહ અને કાયમની સંપત્તિ એ તમારા શ્રમનું ફળ થવાનું છે. પરંતુ જ્યા સુધી દરીઆ ઉપર બધાને અવરનવર ફરવાની છુટ ન મળે ત્યાં સુધી ખગ કેચે નો વિશ્રામ લેવો જોઇતો જ નથી. સૈનિકો ! તમે જે જે કર્યું છે, અને ફ્રાન્સની પ્રજાના સુખ સારૂ તથા મારી કીર્તિ સારૂ તમે જે જે કરશો તે તમામ મારા અંતઃકરણમા કાયમનું કોતરાયેલું રહેશે. ”

ઓકટોબર માસની ૨૯ મી તારીખે નેપોલિયન બેયોન જવા સારૂ ગાડીમા બેઠો. સર વોલ્ટર સ્કોટ લખે છે કેઃ—જેમ એક ધૂમકેતુ આકાશમાં મુસાફરી કરે તેમ નેપોલિયન પૃથ્વી ઉપર જ્યા જનો ત્યા કેરફાર કરતો મુસાફરી કરવા લાગ્યો. પારિસથી માડ્રિડ ૭૦૦ માઇલ આવેલું છે. નજીક આવતા શિયાળાના ઠંડા વરસાદથી જમીન ડુબી ગઇ હતી. રસ્તાઓમાં કાદવ ઘણો હતો અને તેમાં મુસાફરી કરવી સહીસલામતીભરેલું ન હતું થાક અથવા ભયની પરવા કર્યા વિના તે અધકાર અને તોફાન સામે આગળ ચાલ્યો લશ્કરની ગાડીઓ અને ભારે તોપો પ્રથમ લઇ જવામા આવેલી હોવાથી પૈડાની ધરી સુધી ઉડા ચીલા કાદવામાં પડયા હતા તેમા થઇને તેની ગાડી તાણવામાં આવતી હતી. છેવટે એને એટલી બધી ઉતાવળ થઇ કે તેણે ગાડીમાથી ઉતરી ઘોડા પર બેસી મુસાફરી કરવા માડી. શરીરના દુઃખ અથવા થાકનો જાણે હીસાબ ન હોય તેમ પોતાના નાના રસાલાને લઇ એક વાવાઝોડાની માફક તે ખીણો તથા ટેકરીઓમા આગળ ચાલ્યો. નવેબરની ૩ જી તારીખે સવારના પહોરમા બે વાગે તે બેયોન આવી પહોચ્યો.

તરત જ તેણે સેનાપતિ બર્થીયરને બોલાવ્યો અને તમામ પરિસ્થિતિ સબંધી તપાસ કરી. નેપોલિયને ખાસ એવા હુકમ આપ્યા હતા કે બંડખોરોની

યોજનાને તોડી પાડવા સારૂ ફ્રેંચ સેનાપતિઓએ કશું જ કરવું નહી સ્પેનનાં લશ્કરોની વચ્ચોવચ્ચ પોતાના અનુભવી લશ્કરોને મૂકવાનો તેનો ઇરાદો હતો કે જેથી તે ચારે બાજુએ સપાટાબંધ જબરા પ્રહાર કરી શકે. તેથી પોતાના લશ્કરના બને બાજુના ભાગ તરફ જો સ્પેનના લશ્કરો ધસી આવે તો તેમને આવવા દેવાનો હુકમ તેણે પોતાના અમલદારોને આપ્યો હતો.

બીનઅનુભવી અને જુવાન સૈનિકોને નેપોલિયને પહેલા સ્પેન મોકલ્યા હતા તેના સંબંધમા તે કહેવા લાગ્યો કેઃ—"સ્પેનના લોકો તરફ મેં પહેલા ઘેટા મોકલ્યા અને તે તેઓ ખાઇ ગયા; પણ હવે હું તેમને સારૂ વરૂઓ મોકલવાનો છું."

પોતે આપેલા હુકમો સંપૂર્ણ રીતે અમલમાં મૂકાયેલા નથી તે જોઇ નેપોલિયન ઘણો નિરાશ થયો. સૈનિકો સારૂ જોઇએ તેટલા કપડા મેળવવામા આવ્યા ન હતા. ઘોડા તથા ખચ્ચરો પણ પૂરતા ન હતા. ખોરાકનો પુરવઠો પણ જોઇએ તેવો ન હતો. (નેપોલિયનની યોજના પ્રમાણે) પોતાના માણસો શત્રુના અથાગ માણસો વચ્ચે ઘેરાઇ જાય તેટલા સારૂ પોતાના લશ્કરને એક જગાએ એકઠું કરવાને બદલે અને નેપોલિયનની આવી અપૂર્વ વ્યૂહરચનાની ખુબી પોતાનાથી નહી સમજાયાથી જોસફે ભયથી તમામ લશ્કરને વીખેરી નાખી પોતાની બાજુના ભાગના તથા પાછળના ભાગના રક્ષણ સારૂ વહેંચી નાખ્યું હતું. નેપોલિયને આ માટે દીલગીરી બતાવી પણ બીજાના દોષો કાઢવામા વખત ગુમાવ્યો નહીં. પારિસથી બેયોન સુધી થાક લાગી જાય એવી મુસફારી કર્યા પછી બીજે જ દિવસે એક જ દિવસમા તેણે જે શ્રમ લીધો તે ઉપરથી તેના મનની શક્તિની પ્રવૃત્તિ કેવી અદ્‌ભુત હતી તેનુ અનુમાન થઇ શકે એમ છે. જે કંટ્રાકટો અપાયા હતા પણ જેના કામ શરૂ થયા ન હતા તે તમામ રદ્દ કરવાનો તેણે હુકમ આપ્યો અને દક્ષિણમાથી જે કાપડ મળી આવે તે તમામ રોકડેથી ખરીદી લેવા તેણે પુષ્કળ પૈસા આપી માણસોને એકદમ દોડાવ્યા. હજારો દુકાનો બેસાડી દેવામા આવી અને કપડા સીવવા સારૂ હજારો માણસો કામે લાગી ગયાં. અનાજ તથા ઢોર સારૂ જે કંટ્રાકટ આપવામા આવ્યા હતાં તે

રુક કરવામા આવ્યા જેથી તેના પૈસામાંથી એક વખત જોઇએ તેટલાં કપડા થઇ શકે. જે જે લશ્કર બેયોન આવી પહોંચે તેના આશ્રય સારૂ એકદમ બરાકો બંધાવવાનો હુકમ આપવામા આવ્યો અને પોતે નિશ્ચિત કરેલાં સ્થાનો ઉપર ફરજીયાત રીતે લડાઇમાં આવનારને એકદમ સપાટાબંધ લઇ જવા સારૂ એજંટો દોડાવવામા આવ્યા. બેયોનમા જે લશ્કરો આવ્યા હતા તે મહારાજા નેપોલિયને ગરૂડના જેવી તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ લીધા. પોસ્ટ ઑફીસો, પૂલો અને રસ્તાઓની વ્યવસ્થા રાખનારાઓ ઉપર મહત્ત્વની બાબતોના હુકમોના કાગળો લખવામાં આવ્યા. આ પ્રમાણે આખો દિવસ કામ કર્યાં પછી વિશ્રાન્તિના ચિહ્ન તરીકે જ્યાં સંધ્યા કાળ થયો કે તરત જ તે ઘોડા ઉપર ચઢી બેઠો અને ૬૦ માઇલની મુસાફરી કરી પર્વત ઉપર થઇ ટોલોસા જઇ પહોંચ્યો. નવેમ્બરની ૪ થી તારીખની રાત તેણે ત્યાં ગાળી અને સપાટાબંધ અને નિર્ણયાત્મક યુદ્ધ કરવા સારૂ તૈયારીઓ કરવામા તેણે આખો રાત્રિનો વખત રેડી નાખ્યો. બીજે દિવસે વળી તે ૩૦ માઇલ વધારે આગળ જઇ વીટ્ટોરીઆ જઇ પહોચ્યો અને પોતાના અંગરક્ષકોને સાથે લઇ તે શહેરની બહાર થોડે દૂર છાવણી નાખી પડ્યો. પોતાનો વિચાર સ્પેનમા એક સેનાપતિ તરીકે જવાનો હતો અને સ્પેનવાસીઓની દૃષ્ટિએ જોસફને જ પ્રથમ પદ આપવાનો તેનો ઇરાદો હતો. કદાચ કોઇ વખત લોકોને ન ગમે એવુ કાર્ય કરવાનો પ્રસંગ આવે ત્યારે તેની જવાબદારી પોતાને માથે તે લઇ લેતો કે જેથી પોતાના ભાઇને અપકીર્તિમાથી તે બચાવી લે.

નેપોલિયન જ્યારે વીટ્ટોરીઆ આવ્યો ત્યારે મોડી રાત થઇ ગઇ હતી. તરત જ તે ઘોડા ઉપરથી ઉતરી પડ્યો અને જે પહેલી જ વીશી આવી પહોચી તેમાં તે પેઠો અને ત્યા તેણે પોતાના નકશા મંગાવ્યા અને આખો વિગ્રહ કેવી રીતે કરવાનો હતો તેનો નિર્ણય તેણે બે કલાકમાં કરી નાખ્યો. બે લાખ માણસોને એકદમ એક સામટા ધસવાના હુકમ તરત જ મોકલવામા આવ્યા. સવારમા તેને જોસફ સાથે ઉતાવળમાં મુલાકાત થઇ અને કેવી કેવી રીતે લડાઇના કામ લેવાના છે તેની તે તરત જ વાતો કરવા લાગ્યો. આ કૃત્યો તેની લશ્કરી કારકીર્દીમા સૌથી વધારે અદ્ભુત ગણાયા છે.

અગ્રેજ લોકોની મદદથી સ્પેનવાસીઓને કેટલાક વિસ્મયકારક વિજય મળ્યા હતા. તેથી તેઓ હર્ષથી ફુલાઇ ગયા હતા. તેમનું મિથ્યાભિમાન અપ્રતિમ બન્યું હતું. મહાન્ નેપોલિયનના લશ્કરને તેમણે હરાવ્યા હતા. જે લશ્કરો રશિઆ, ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆને અજય્ય લાગ્યાં હતા તે તમામને તેઓ (સ્પેનવાસીઓ) ઘેરી લેતા હતા અને તેમનો નાશ થોડા દિવસમા કરી નાખવાના હતા. સ્પેનના પાંચ લાખ ખેડુતો ચાચીઆઓની અને પાદરીઓની આગેવાની નીચે પીરીનીઝ ઓળગી પારિસ સુધી ધસી જવાના હતા અભિમાની સ્પેનવાસીઓની ધૃષ્ટતાભરેલી હીલચાલો ફ્રાન્સના સેનાપતિઓથી સહન થઈ શકતી નહીં તેથી તેઓએ કોઇ કોઇ વખત તેમના ઉપર હુમલા કરી તેમને પાછા હઠાવ્યા હતા. નેપોલિયનના પ્રથમના હુકમો પ્રમાણે બરાબર અમલ કરવામા આવ્યો હોત તો તેવા માણસો મજબૂત રીતે એક જ સ્થળે જામેલા અને તેની ચારે બાજુએ સપાટાબધ સ્પેનવાસીઓથી ઘેરાંચેલા તેને માલમ પડયા હોત. પછી શત્રુના લશ્કરના જમણા ભાગની હીલચાલને અટકાવવા સારૂ અનુભવી યોદ્ધાઓની એક ટુકડી રાખી, અને એવી જ બીજી ટુકડી બાજુના ભાગને અટકાવવા સારૂ રાખી સ્પેનના લશ્કરના વચ્ચોવચ્ચથી બે સરખા ભાગ પોતાના ૮૦,૦૦૦ માણસોથી કરી નાખવાનો તેનો ઇરાદો હતો. તેમ કર્યા પછી એક પછી એક એમ તે બને ભાગને તે ઘેરી લેત અને તેમનો નાશ કરી નાંખત. આ યોજના ઘણી ધૃષ્ટતાવાળી દેખાતી હતી તોપણ નેપોલિયનની આગેવાની નીચે અનુભવી યોદ્ધાઓ તે કામ કરવા ઉતરી પડયા હોત તો ફતેહ મળ્યા વિના રહેત જ નહી. પણ હવે આ યોજના અમલમા મૂકાય એમ ન હતું, કારણ કે ફ્રાન્સના લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ વહેંચાઇ ગઇ હતી અને સ્પેનના સેનાપતિઓ પૂરેપૂરા ગુંચવાડામાથી બચી ગયા હતા. તે છતા એવા જ પ્રકારની યોજનાનો ઉપયોગ કરવાનો નેપોલિયને નિર્ણય કર્યો. સ્પેનના લશ્કરના બે ભાગ કરી નાંખી પહેલાં પહેલા ભાગને અને પછીથી બીજા ભાગને કાપી નાંખવાનો તેણે ઠરાવ કર્યો.

જે ક્ષણે નેપોલિયન વીટ્ટોરીઆ આવી પહોંચ્યો તે જ ક્ષણે આખા લશ્કરમાં કાઇંક નવીન જીવન આવ્યું હોય તેવી પ્રેરણા થઇ ચારે દિશાઓમા હુકમો મોકલવામા આવ્યા, ઇસ્પીતાળો સ્થાપવામાં આવી, દારૂગોળાનાં કારખાનાં સ્થાપવામા આવ્યા અને કદાચ પાછું હઠવું પડે અથવા પરાજય થાય તો રક્ષણ કરવા સારૂ મોરચો રચી ખાઇઓ ખોદી મૂકવામા આવી. કારણ કે નેપોલિયન જો કે બહુ જ હીમતવાન સેનાપતિ હતો છતાં એના જેવો સાવધ સેનાપતિ પણ કોઇ ન હતો. પોતાની બાજુના ભાગનું રક્ષણ કરવા સારૂ બે મોટી ટુકડીઓ રાખી,પોતાના લશ્કરના ચુનંદા ૫૦,૦૦૦ માણસોને લઇ ને નીકળ્યો અને સ્પેનના લશ્કરના મધ્ય ભાગ તરફ ધસી ગયો. આ ધસારા સામે થવાય એમ ન હતું, પણ આ ધસારામા બહુ કતલ થઇ નહીં. ખેડુતો નો પર્વત ઉપર જવાઆવવાના મહાવરાવાળા હતા. તેઓએ હથીઆર ફેંકી દીધા અને જેમ બકરાઓ નાસે તેમ એક ટેકરા ઉપરથી બીજા ટેકરા ઉપર તેઓ નાઠા. વાવટાઓ, તોપો અને બારખાનાની ગાડીઓ તમામને મૂકી તેઓ નાઠા. નવેંબર માસની ૧૧ મી તારીખે રાત્રે પોતાના લશ્કરની સાથે નેપોલિયન બુર્ગોસ આવી પહોચ્યો. તે શહેરની આસપાસ દીવાલો હતી અને તેની આસપાસ ખાઇઓ હતી. તેમા સ્પેનવાસીઓ સારી સંખ્યામા જામ્યા હતા. તેમણે ફ્રેંચ લોકો ઉપર ગોળાઓ અને છરાઓની વૃષ્ટિ કરી તેમના આગલા ભાગને મોળી નાખ્યો અને જમીન ઉપર હજારો સુતા; છતાં ફ્રેંચ લોકો તેની જરા પણ દરકાર કર્યા વિના સંગીનો બરાબર ગોઠવી આગળ ધસ્યા જ રહ્યા અને તેમની આગળ જે આવતું તેને ધસારામાં કચરી નાંખતા ચાલ્યા. સ્પેનવાસીઓ હાર્યા, એટલું જ નહીં પણ વીખરાઇ ગયા અને સપાટાબંધ નાસી ગયા.

વિજયી નેપોલિયને આગળ વધવાનુ સખતાઇથી ચાલુ રાખ્યું અને રસ્તામા બંદુકો, ગોળાઓ, તોપો અને લશ્કરી સરંજામ જે શત્રુઓએ નાખી દીધો હતો તે તમામ લઇ લીધો. આમ ચાલતો ચાલતો તે એસ્પીનોસા નામના એક નાના ગામડા પાસે આવી પહોચ્યો. આ જગાએ ૩૦,૦૦૦ માણસો અતિશય સુરક્ષિત સ્થિતિમા રહ્યા હતા. તે સંગીનો રૂપી કંટકવાળી

દીવાલો ઉપર નેપોલિયનના ૬૦૦૦ માણસો ધસ્યા. તેઓ આખો દિવસ લઢયા. તેઓ જીત્યા નહી. થાકી ગયેલા અને લોહીલુહાણ થયેલા બંને પક્ષના માણસો રાત્રિ પડવાથી જૂદા પડયા. પોતે પોતાનો બચાવ કરવામા ફતેહમંદ થયા હતા તેથી સ્પેનવાસીઓ તો અતિશય આનંદમા આવી ગયા હતા તેમણે રાત્રે તાપણા કર્યા અને મિથ્યાભિમાનમા સામાનો તિરસ્કાર થાય એવી અનેક બૂમો પાડી. ફ્રેંચ લશ્કરની બીજી ટુકડી તે દિવસે સાજે ત્યા આવી પહોચી. હવે તે મેદાનમા ૧૮૦૦૦ માણસો એકઠા થયા હતા. સામી બાજુએ સારી રીતે સુરક્ષિત સ્થિતિમા ઉંચાઇ ઉપર ગોઠવાયેલા ૩૦૦૦૦ સ્પેનવાસીઓ હતા બીજા દિવસનો પ્રાતઃકાળ થતા જ તે ભયકર યુદ્ધ શરૂ થયું. યુદ્ધનો મહા ભયંકર દેખાવ થયો. ધસારો કરનારા ફ્રેંચ લોકોનો સપાટો અટકાવી શકાય એવો ન હતો. ૩૦૦૦૦ માણસોમા ભયંકર ગરબડ થઇ રહી અને તેઓ ખરબચડા પર્વતની ટેકરીઓ ઉપરથી ધબોધબ એસ્પીનોસા ગામની શેરીઓમા પડવા લાગ્યા. વિગ્રહના ઉન્મત્ત જુસ્સાથી પ્રેરાઇ ૧૮૦૦૦ ફ્રેંચ લોકો જંગલી પશુની પાછળ પડતા હોય તેમ તેમની પાછળ પડયા.

કમકમાટ ઉપજે એવા સ્વરૂપ યમરાજાએ ધારણ કરી તે રણક્ષેત્રમાં મીજબાની ચલાવી. તલવારો અને સંગીનો લોહીથી ચીકણા બની ગયાં. ગભરાયેલા અને હાફતા હાફતા સ્પેનવાસીઓના ટોળામાં ગોળાઓ અને ગોળીઓ સોંસરી પેસી ગઇ. તે ગભરાયેલા, ત્રાસેલા અને કીકીયારી કરનારા લશ્કરનો અલૌકિક અવાજ- ખુમાટ, ધસારો કરનારાની ઉન્મત્ત કીકીયારીઓ, ઢોલ અને તતુડાંના અવાજ, તોપો અને બદુકના ગડગડાટ અને ભડાકા, ઘાયલ થયેલાઓની ચીસો અને મરણોન્મુખ થયેલાઓની બૂમો—આ બધી બાબતોથી એવો ભયંકર દેખાવ થઇ રહ્યો કે તેની કલ્પના પણ થઇ શકે એવી નથી. ટ્રુએબા નામની નદી પર્વતમાથી નીકળી શહેર વચ્ચોવચ થઇ વહેતી હતી. તેના ઉપર એક સાંકડો પૂલ આવી રહ્યો હતો. આ કમનસીબ નાસનારાઓ આ સાકડા પૂલ ઉપર તરત ઉભરાઇ ગયા. આ ટોળું એવું ધસતું હતું કે તેનો પ્રવાહ રોકી શકાય એમ ન હતું. જેમ પાણીના વમળમા પાણી

ગુંચાય છે તેમ આ લોકો ગુંચાતા હતા. ને તે પુલના દરવાજા આગળ એકઠા થઇ ગયા. આ નાસના ટોળામા પાછળથી ગોળીઓની વૃષ્ટિ નિર્દય રીતે ચાલુ જ હતી. ઘણા તો નદીમા જ પડ્યા. તે નદીમા શિયાળાના વરસાદના પાણી ચઢ્યા હતા તેથી તેમાં પડનારા ક્યાય તણાઇ ગયા અને કેવી રીતે મુઆ તે કોઇએ જાણ્યું નહીં. આ પ્રમાણે ભયકર રીતે સ્પેનવાસીઓ પરાજય પામ્યા. ત્યાર પછી સેનાપતિ બ્લેક મહા મુશીબતે ૬૦૦૦ માણસો એકઠા કરી શક્યો અને સપાટાબંધ નાસવાનુ કામ તેણે જારી રાખ્યુ. બાકીના તમામ ૨૪૦૦૦ માણસો કપાયા કે વેરાઇ ગયા અને પર્વતો તથા ખીણોમા તેમનો પત્તો પણ લાગ્યો નહીં.

વિજયી નેપોલિયનનો ધસારો અટકાવવા સ્પેનવાસીઓએ એક વિશેષ પ્રયત્ન કર્યો. સોમોસીએરાના ઉપર ઉપરથી લાગતા દુર્ગમ ઘાટ આગળ તેઓએ ટક્કર ઝીલી.

આ સાકડા રસ્તા ઉપર ધસારો કરી તેનો કબજો લેવાનું કામ યુદ્ધના વિસ્મયકારક પરાક્રમો પૈકીનું એક હતું. સવારના પહોરમા જ નેપોલિયનની ટુકડીઓની આગળની ગતિ અટકી. પર્વત ઉપર એક સાકડો, લાબો અને સીધા ઢોળાવવાળો રસ્તો આવ્યો. બંને બાજુએ ખરબચડા અને ઝાડીવાળા ગ્રેનાઇટના પથ્થરના પર્વતો ઠેઠ આકાશને અડકે તેવા ઉચા અને સીધા આવી રહ્યા હતા. સોળ તોપોમાથી ગોળા છુટતા અને તે રસ્તે જનારને મરણશરણ કરતા. તે ઉપરાંત જ્યા જ્યાં સુરક્ષિત સ્થાન મળી આવ્યું હતું ત્યા ત્યાં ટેકરાઓ અથવા એવું જ કાંઇ રક્ષણનું સાધન કરી ૧૨૦૦૦ માણસોનું લશ્કર તૈયાર બેઠું હતું અને સાકડા રસ્તા ઉપર સંખ્યાબંધ ઉભરાતા ફ્રેંચ લોકોના શરીર ઉપર ગોળીઓનો વરસાદ વરસાવવા તૈયાર હતું નેપોલિયનના લશ્કરનો આગલો ભાગ આગળ ચાલ્યો કે વિનાશકારક ગોળાઓ તેમના પર છુટ્યા. વિગ્રહના ત્રાસ અને વિપત્તિઓથી ટેવાઇ ગયેલા આ સખત હૃદયના માણસો પણ કોઇ માણસથી સહન ન થાય એવા વિનાશના પ્રવાહ સામે ટકી શક્યા નહીં. તેઓ ડગ્યા અને પાછા હઠ્યા.

તરત જ નેપોલિયન ઘોડા પર બેઠો બેઠો તે સાકડા રસ્તાના આગલા ભાગ પર આવ્યો અને બહુ ધ્યાનપૂર્વક પોતાના સમક્ષ બનતો મામલો તેણે જોયો. તરત જ તેણે બંદુકોવાળા માણસની બે ટુકડીઓ તે ખીણની ધાર ઉપર ચઢી જવા સારૂ મોકલી દીધી. તરત જ તેમના ઉપર બંદુકો છુટવા લાગી અને તેમણે પણ તેનો ઉત્તર વાળ્યો એવામાં ગાઢ ધુમસ પડ્યુ, અંધકાર થઇ રહ્યો, ધુમાડા સાથે તે ધુમસ મળી ગયુ અને તેણે રસ્તાને રાત્રિના અંધકારમા ઢાકી દીધો. તરત જ પોલાડના ભાલાવાળાઓની એક ટુકડીને નેપોલિયને હુકમ આપ્યો કે તેમણે તેમના સરસ, ચપળ અને સપાટાબંધ ઘોડા પર બેસી દુશ્મન ઉપર તૂટી પડવું. આ કૃત્રિમ અંધકારમા તેઓએ તેમના ઘોડા આખ મીચી દોડાવ્યા. એટલે શત્રુઓએ તોપોનો ભયંકર મારો શરૂ કર્યો. પોલાડના ભાલાવાળાઓનો આગલો ભાગ ક્યાય ઉડી ગયો, અને ઘોડાઓ તથા ઘોડેસ્વારો મરી જવાથી તેમના કપાયેલાં રાબનો એક કમકમાટ ઉત્પન્ન થાય એવો ઢગલો થયો. આ પ્રમાણે કપાઇ ગયેલા સૈનિકોનાં શરીરોને તથા ધ્રુજતા અવયવોને ચગદતા અને છુંદતા પાછળના ભાલાવાળાઓ અતિ ઉગ્રતાથી આગળ કુદી પડયા, અને સ્પેનની તોપોવાળા પોતાની તોપોમાં ફરીથી દારૂગોળો ભરે સાર પહેલા તે તમામને તેમણે પોતાની તલવારોથી વીંધી નાખ્યા. પછી ફ્રેંચ લશ્કર અટકાવી શકાય નહીં એવી રીતે તે સાકડા રસ્તા પર ચાલ્યું. સ્પેનવાસીઓએ હથીઆર નાખી દીધા અને ચારે દિશામાં વેરાઇ જઇ તેઓ પર્વતો ઉપર નાસી ગયા. તોપો, બંદૂકો, દારૂગોળા અને જથાબધ સરજામ વિજયી નેપોલિયનના જ હાથમા આવ્યાં.

નેપીયર લખે છે કેઃ—" સ્પેનના લશ્કરોનો જેમને અનુભવ છે તેમને પણ લગભગ દુર્ગમ અને ૧૩૦૦૦ માણસો રક્ષિત એવું સ્થળ, (કોઇએ જરા પણ ઉત્પન્ન કર્યો ન હતો છતાં ભયના જ વિચારથી બે સારી પાયદાળની ટુકડીઓ જેને સારી રીતે અટકાવી શકે એવા થોડા ઘોડેસ્વારોના ભયંકર ધસારાને લીધે) છોડી દેવામાં આવે એ વાત લગભગ અસંભવિત લાગ્યા વિના રહે એવી નથી. નેપોલિયનના માણસોએ જે ધસારો કર્યો હતો તેનો વિચાર એક

સાધારણ લશ્કરી વ્યૂહરચના તરીકે કરના અસાધારણ રીતે વગર વિચારનો જ તે હતો એમ કહેવાને અડચણ નથી. પરંતુ સ્પેનના લશ્કરની ખરી કિમત નેપોલિયને પોતાની વિચક્ષણ બુદ્ધિથી કરી હતી અને પર્વતની બને બાજુએ ધુમસ અને ધુમાડાથી અંધકાર વ્યાપવાથી જે લાભ મળ્યો હતો તેનો નેપોલિયને ત્વરાથી ઉપયોગ કરી લીધો હતો· તેથી તેની ઇશ્વરદત્ત પ્રતિભાનો આ એક આનંદ ઉત્પન્ન કરે એવો દાખલો હતો એમ કહેવાને અડચણ નથી. ”

સ્પેનના લોકોને મદદ આપવા સારૂ પોર્ટુગાલના ઉત્તર પ્રદેશમાં થઇ સર જૉન મુરની સરદારી નીચે એક અંગ્રેજ લશ્કર સપાટાબંધ આગળ આવતું હતું. તેની સંખ્યાનો અંદાજ નેપોલિયનથી થઇ શક્યો નહી. પણ પહેલા તો સ્પેનના લશ્કરનો નિકાલ કરી નાખી એ તરફનો ગુંચવાડો મટયા પછી અંગ્રેજો તરફ ફરવાનો તેણે નિશ્ચય કર્યો. તેથી અતિશય ત્વરાથી તેણે માડ્રિડ તરફ વધવા માંડ્યું. હવે એની સામે કોઇ થયું નહીં. પાનખર ઋતુના પવનના સપાટામાં જેમ પાંદડા ઉડી જાય એમ સ્પેનના બંડખોરો વીખરાઇ ગયા હતા. ડીસેંબરની ૨ જી તારીખે સવારના પહોરમા તે પાટનગરની દીવાલો પાસે આવી પહોચ્યો. પોતાના રાજ્યાભિષેકની તથા ઑસ્ટરલીટ્ઝ યુદ્ધની તે દિવસે સંવત્સરી હતી. તે પ્રખ્યાત દિવસને માટે સૈનિકોના મનમા એક પ્રકારનો વહેમ પેસી ગયો હતો (કે, દિવસ શુકનીયાળ છે.) હવા બહુ જ સારી હતી, આકાશ નિર્મળ હતું અને કુદરત જાણે મંદમંદ હસતી હોય એમ સૂર્યનાપ્રકાશથી દેખાતું હતું. જેવો નેપોલિયન રણક્ષેત્રમાં આવ્યો કે તેના તરફ પૂજ્યભાવ રાખનારા તેના માણસોએ હર્ષની એક સામટી ગર્જના કરી. તે શહેરના કીલ્લામા જે હજારો સૈનિકો ભરાયા હતા તેમણે પણ ગુસ્સામાં અને તિરસ્કારમાં એથી પણ વધારે મોટી ગર્જના કરી. આ વખતે ૩૦,૦૦૦ માણસો સાથે નેપોલિયન માડ્રિડના દરવાજા આગળ ઉભો હતો. શહેરનો કબજો બંડખોરોના હાથમાં હતો. શહેરના કીલ્લામા ૬૦,૦૦૦ માણસો તૈયાર હતા. આ લશ્કર મુખ્યત્વે કરીને ખેડુતોનું બનેલું હતું અને પાદરીઓએ તેમના ધર્માંધપણાને

લીધે તેમને પુષ્કળ ઉશ્કેર્યા હતા. માડ્રિડ શહેરની વસ્તી—પુરુષ, સ્ત્રીઓ અને છોકરાઓ મળી એકંદર ૧,૮૦,૦૦૦ માણસોની હતી. નેપોલિયન ઘણો જ ગુંચવાયો. ઘરમાં નિરાધાર રીતે લપાઇને બેસી રહેલી સ્ત્રીઓ, કુમારિકાઓ તથા બાળકો વચ્ચે લાલચોળ ગોળા અને છરાઓ નાંખવાનો વિચાર આવતાં તે સંકોચ પામ્યો; પણ પરાજિત થયો હોય એમ પાછા ફરવું અને માડ્રિડ અને સ્પેન એ બનેને ઇંગ્લાંડના કબજામાં સોંપવા એ વિચાર પણ એના મનને રુચતો આવ્યો નહીં. ઍબેટ લખે છે કેઃ—" એની પ્રતિભાએ એને એવી યોજના સુઝાડી કે તેની કીર્તિ સારૂ એને જે કાંઇ કરવું પડે તે પણ થાય અને માણસ જાત ઉપર જે દયા લાવવાની આવશ્યકતા હોય તે પણ તેની સાથે જાળવી શકાય. સારે નસીબે હજી ભાગ્ય દેવીએ એનો છેડો છોડયો ન હતો અને તેણે તેનો પક્ષપાત એક વાર ફરીથી સિદ્ધ કરી બતાવ્યો. "

નેપોલિયન ઘોડા ઉપર બેઠો અને થોડો વખત ગંભીર ચહેરે સ્પેનના પાટનગર તરફ જોઇ રહ્યો. વિજયથી ફુલાઇ ગયેલા અને પોતાના અસાધારણ શક્તિવાળા આગેવાન નીચે ગમે તે કામ કરી શકવાને સમર્થ પોતાને માનતા સૈનિકો હલ્લો કરવા અધીરા બની ગયા હતા. નેપોલિયને પોતે જાતે ઘોડા પર બેસી આખા શહેરની આસપાસ ફરી વળી તમામ તપાસ કરી જોઇ. તે વખતે શત્રુની તોપના ગોળા તેના ઘોડાના પગ પાસે વારંવાર પડતા હતા. તેણે પોતાનુ લશ્કર અને નાની મોટી તોપો એવી રીતે ગોઠવ્યા કે શહેરને એમને એમ ગભરાવી–દમ ભીડાવી જરા પણ લોહી રેડયા વિના વશ થવાની ફરજ પડે. સૂર્યનારાયણ અસ્ત થયા હતા અને ઉત્તમ પ્રકાશવાળી ચંદ્રિકાનું તેજ મધ્યાહ્નના સૂર્ય જેવું તે રણસંગ્રામના મેદાન ઉપર પ્રકાશતું હતું. નેપીયર લખે છે કેઃ–" રાત્રિ શાતિવાળી અને આકાશ વાદળાં વિનાનું હતું. ફ્રાન્સના લોકોની છાવણીમા શાતિ હતી અને સાવધગીરી પણ હતી, પણ જાણે કોઇ ક્રોધમાં આવેલુ મસ્ત પશુ તોફાન કરતું હોય અને બરાડા પાડતું હોય તેમ શહેરના દરેક ભાગમાથી ગરબડના અવાજ સંભળાતા હતા. ૨૦૦ દેવળોમાંથી ભયસૂચક ઘંટના અવાજ થયા અને હવામા થઇ તે સંભળાવા લાગ્યા.

બરાબર મધ્ય રાતે તેણે શહેર ઉપર સંદેશો મોકલી કહેવડાવ્યું કે તેણે શરણે આવવું. તેણે શહેરના ગવર્નરને ખાત્રી આપી કે ફ્રાન્સના લશ્કર સામે શહેરથી વધારે વખત કદાચ ટકી શકાશે નહી. તોપોના ગડગડાટ સાથે જાનમાલની ખુવારી થશે જ તે ભયંકર બાબત ઉપર વિચાર કરવાને તેણે તેને આજીજી કરી. એ સંદેશાનો જવાબ નકારમા આપવામા આવ્યો. તરત જ શહેર બહારના માણસો ઉપર હુમલો કરવામા આવ્યો. તેમને વશ કરી લેવામા આવ્યા. પછી ભયંકર તોપો એવી રીતે ગોઠવવામા આવી કે તેના ગોળાઓથી દીવાલમા ગાબડા પડે. ત્યાર પછી એક બીજો પત્ર નમ્રતા પણ દૃઢતા સાથેનો મોકલવામા આવ્યો અને શહેરે એકદમ શરણે આવવુ એવું જણાવવામા આવ્યુ. આ વખતે બીજા દિવસના મધ્યાહ્નનો સમય થયો હતો. અધિકારી વર્ગે હજી પણ શરણે આવવાની ના પાડી; પણ તેમણે થોડા કલાકના વિલંબની માગણી કરી કે જેથી લોકોની શી મરજી છે તે જાણવાને વખત મળે. બહુ જ મુશ્કેલીથી સૈનિકોની ઉગ્રતાને નેપોલિયને અટકાવી અને ત્રીજા દિવસની સવાર સુધી ધીરજ રાખી તે રાહ જોઈ બેઠો. તે દરમ્યાન શહેરનો દેખાવ ભયંકર ગરબડ અને ગોટાળાવાળો થયો હતો. ધર્માંધ ખેડુતો લૂંટારાના જેવા વેશ ધારણ કરી શેરીઓમા ફરતા હતા અને ફ્રેંચ તરફ સારી લાગણી ધરાવનાર તમામ માણસોને મારી નાખતા હતા. દેવળો તથા મઠોમા ઘંટ વાગ્યા જ કરતા હતા. આ ખેડુતોના આગેવાનો સાધુઓ હતા અને રસ્તામા જડેલા પથરા ઉખેડી નાખવા તેમને ઉશ્કેરતા હતા, તેમ જ દરેક જગાએ અડચણો ઉભી કરવા તેમને સમજાવતા હતા. પથ્થરના ઘરનો કબજો લઈ લેવામા આવ્યો હતો અને તેમા રહ્યાં રહ્યા બંદુકો ફુટી શકે તેટલા સારુ તેની દીવાલોમા બાકા પાડવામા આવ્યા હતા. માલમીલકતવાળા અને કુટુમ્બકબીલાવાળા ગૃહસ્થો શરણે આવવાને આતુર હતા. ખેડુતો નોકશાન કરવાને આતુર હતા. જે સ્પેનવાસી ત્રણ ફ્રેંચમેનને મારી નાંખશે તેમને સ્વર્ગ મળશે અને નરકની યાતના જરા પણ ભોગવવી નહીં પડે એવા વચન સાધુ લોકોએ આપ્યા હતાં.

સવારના પહોરમા પડેલું ધુમસ સૂર્યના પ્રકાશથી જતું રહ્યું એટલે ત્રીશ તોપોમાથી દીવલો ઉપર ગોળા ફેંકવાનો હુકમ નેપોલિયને એક ટુકડીને આપ્યો. શહેરની ગીચ વસ્તીવાળા ઘરમાં છઠ્ઠી તેણે ગોળા નાખવાની સ્પષ્ટ ના જ પાડી જલદીથી દીવાલમા ગાબડું પડ્યું. ફ્રેંચ સૈનિકો જંગલી માણસો પેઠે કીકીયારી કરતા તેમા થઇને અડચણોવાળી શેરીઓમા ધસ્યા. વળી ફરીથી પોતાના તોફાની લશ્કરને નેપોલિયને રોકયું. એના સખત હુકમથી લશ્કર તોફાન કરતું તરત જ બંધ પડ્યું. તેના માણસોએ હવે શહેરમાં પ્રવેશ કર્યો હતો.

નેપોલિયનના લશ્કર ઉચી ટેકરીઓ પર પાસે હતા અને તેઓ ધારે તો માડ્રિડને બાળીને ભસ્મ કરી નાંખે એમ હતું. નેપોલિયને ત્રીજી વખત સંદેશો કહેવડાવ્યો અને શરણે આવવાનું કહ્યું. તેણે કહ્યું "સ્પેનના શહેરોના દરવાજા વધારે વખત બંધ રાખવામાં આવશે તો હું તેમને ભયંકર શિક્ષા કરવા તૈયાર છું; તોપણ માડ્રિડના રાજકરનારાઓ અકકલ વાપરશે અને નિરપરાધી માણસોની દયા લાવી શરણે આવશે તો સારૂ એમ હું ઇચ્છું છું." હવે વધારે વખત સામા થવાય એમ ન હતું એમ લોકોની પણ ખાત્રી થઇ ગઇ. તેથી સ્પેનની કાઉન્સીલે પોતાની તરફથી બે ભાંજગડીઆઓને નેપોલિયનની છાવણીમાં મોકલ્યા. આમાંનો એક માણસ ટોમસ ડી મોર્લા હતો જે એન્ડેલુસીઆનો ગવર્નર હતો. બેલન શરણે આવ્યુ તેની શરતોનો તેણે ભંગ કરી પોતાને માથે કલંક લીધું હતું. ફ્રાન્સના કેદીઓ તરફ તેણે રાક્ષસી વલણ બતાવ્યું હતું આ બે પ્રતિનિધિઓ આવ્યા તેમને નેપોલિયન પોતાના રસાલા સાથે શાત પણ સખત ચહેરો ધારણ કરી મળ્યો. નેપોલિયને પોતાની તીવ્ર દૃષ્ટિ મોર્લા ઉપર તાકી. તેના ગુસ્સાવાળા ચહેરાથી મોર્લા ધ્રુજ્યો. નીચું જોઇ તે નેપોલિયન પ્રત્યે બોલ્યો:—"માડ્રિડનો દરેક ડાહ્યો માણસ ખાત્રીથી સમજે છે કે હવે શરણે જવાની આવશ્યકતા છે. તોપણ લોકોન શાંત પાડવા અને હથીઆર છોડી દેવાનુ સમજાવવા સારૂ સ્પેનની કાઉન્સીલને વખત મળે તેટલા સારૂ ફ્રેંચ લશ્કરે અહીંથી ખસી જવું જોઇએ." નેપોલિયને તેને નીચે

પ્રમાણે ગુસ્સાભરેલો જવાબ આપ્યો અને તે આખા યુરોપમાં ગાજી રહ્યો. તે દિવસના મોનીટયુર પત્રમાં એનું ભાષાંતર શબ્દશઃ બહાર પડ્યું છે તે અમે નીચે ઉતારીએ છીએઃ—

"લોકોનું નામ તમે નિરર્થક દો છો. તેમને શાંત પાડવા સારૂ તમને સાધન ન જડતાં હોય તો તેનું કારણ એ જ છે કે તમે તેમને ઉશ્કેર્યા છે અને જૂઠાણાથી આડે રસ્તે દોર્યા છે. પાદરીઓ, મઠાધીશો વિગેરેને બોલાવો અને અત્યારથી સવારના ૭ વાગ્યા સુધીમાં જો માડ્રિડ શહેર શરણે નહીં આવે તો તેનું નામ નીશાન રહેશે નહીં. હું મારૂં લશ્કર ખસેડવાનો નથી અને મારે તે ખસેડવું જોઈતું પણ નથી તમારા હાથમાં જે બીચારા કમનસીબ ફ્રેંચ પડ્યા હતા તેમનો તમે વધ કર્યો છે. થોડા જ દિવસ ઉપર રશિઅન એલચીના બે નોકરોને તમે ધસડ્યા, રસ્તામાં મારી નાખ્યા અને તેનું કારણ એટલું જ કે તેઓ ફ્રેંચ હતા એક સેનાપતિની અશક્તિ અને નિર્બળતાને લીધે બેલનના રણક્ષેત્રમાં શરણે આવેલા માણસો તમારા હાથમાં આવ્યા અને તે શરણે આવેલા જોડે કરેલી શરતો તમે તોડી છે. મી. મોર્લા, તમે સેનાપતિને કેવો કાગળ લખ્યો હતો? તમે તો ઈ. સ. ૧૭૯૫માં રુસીલોનમાં પેઠા હતા અને બધી સ્ત્રીઓને ચસડી ગયા હતા તમારા સૈનિકોમાં તેઓ એક લુટની મીલકત હોય તેમ તેમને તમે વહેંચી હતી. તમારા જેવા માણસો લુટ ફાટની વાતો કરે એ બહુ શોભે છે? વળી એવી ભાષા વાપરવાનો તમારો શો હક્ક હતો? બેલનના શરણે આવવાથી એવી ભાષા તમારાથી વપરાય જ નહી. પ્રજાઓના કાયદા બહુ જ સાવચેતીથી પાળતા છતાં અગ્રેજ લોકો જરા પણ મગરૂર થતા નથી છતાં તેમના કૃત્ય જુઓ. સીન્ટ્રાની સંધિને માટે તેઓએ ગુમાટ કર્યો પણ આખરે તેની શરતો તેમણે પાળી. પરંતુ લશ્કરી બાબતમાં કરેલી સંધિઓ તોડવી એનો અર્થ એટલો જ છે કે જંગલમાં ભટકતા આરબોના જંગલીપણાની જ નકલ કરવી. તે તમે કરી તેથી બેલનની સંધિના ભંગ કરનારા તમે શરણે આવવાની શરતો શી રીતે માગી શકવાની હીમત ધરો છો? જુઓ, અન્યાય અને વિશ્વાસઘાત કરનાર માણ-

સોને જ તેના કેવા ફળ ચાખવાં પડે છે. મારી પાસે કેડીઝમા નૌકાસૈન્ય તૈયાર હતું એક મિત્રના બારામાં તે જેમ આવે તેમ તે આવ્યું હતું. તમારી પાસે શહેરમાં જે તોપો હતી તે તમે તે નોકા ઉપર ફોડવાનો હુકમ કર્યો. મારા લશ્કરમા જ સ્પેનવાસીઓની ટુકડી હતી તેનાં હથીઆર છીનવી લેવા કરતાં તેમને અગ્રેજ વહાણની મદદથી જતા રહેવા દેવાનુ અથવા એસ્પીનોસાના પર્વત ઉપરથી ભુસકા મારી નાસી જતા જોવાનું મેં પસંદ કર્યું. વિશ્વાસઘાત અને પ્રતિષ્ઠાભંગ કરવા કરતાં મારા શત્રુના લશ્કરમાં ૯૦૦૦ માણસોનો વધારો થયેલો જોવાને હું ગભરાશો નહીં તેથી માડ્રિડ જાઓ. આવતી કાલના સાંજના છ વાગ્યા સુધી હું તમને મુદત આપુ છું. લોકો સંબંધી મારે કાંઇ સાંભળવું નથી. તેઓ શરણે આવ્યા છે એટલું જ મારે સાભળવું છે. એમ નહીં થાય તો તમને તથા તમારા લશ્કરને કાપી નાખવામા આવશે.”

આ સખત પણ વ્યાજબી ઠપકાના શબ્દોથી મોર્લા ભયથી ધ્રુજ્યો. તે પાછો પોતાની છાવણીમા આવ્યો ત્યારે એનો ગભરાટ એટલો બધો વધી ગયો હતો કે તે એક અક્ષર પણ બોલી શકયો નહીં. તેથી તેની સાથે જનારાને બધી વાતની હકીકત કહેવી પડી. શરણે આવવાની સંમતિની ખબર નેપોલિયનને કહેવડાવવા સારૂ મોર્લાને ફરીથી મોકલવામા આવ્યો આ પ્રમાણે નેપોલિયનની ઉદારતા અને દ્રઢતાના પ્રભાવથી માડ્રિડનો કબજો જરાક લોહી રેડી અને થોડુ જ દુઃખ વેઠી લઇ શકાયા. ફ્રેંચ લશ્કરે શહેરનો કબજો લીધો. શહેરના લોકોના જાનમાલનું જાદુની માફક એકદમ સહીસલામતીપણું જાહેર થયું, દુકાનો ઉઘાડી મૂકાઇ, શેરીઓમા માણસો ઉભરાવા લાગ્યા અને ઉદ્યોગ અને મોજમજાના પ્રવાહ કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના પ્રથમની માફક વહેવા લાગ્યા

રાજ્યકીય ગુન્હાના આરોપવાળા જેટલા માણસો હતા તેમને સામાન્ય ક્ષમા નેપોલિયને એકદમ જાહેર રીતે આપી. લોકોના પાપ બળાત્કારે કબૂલ કરાવવાની અને તેને માટે અમાનુષી શિક્ષા કરનારી દુષ્ટ કચેરી તેણે કાઢી નાખી. જે મઠમા આળસુ સાધુઓ પડયા રહેતા હતાતેમાના કુંમઠ તેણે ઓછા

કરી નાંખ્યા અને આ મઠના ઉત્પન્નનો અર્ધો ભાગ જે પાદરીઓ મજુરી કરતા હતા તેમના પગારમાં વધારો કરવા વાપરવામાં આવ્યો. બાકીનો અર્ધો ભાગ સરકારનું પ્રજાકીય દેવું હતું તે વાળવા તરફ રોકવા સારૂ જૂદો રાખવામાં આવ્યો. જૂદા જૂદા પ્રાંતો વચ્ચે સરહદ ઉપર જકાતનાં નાકાં હતાં તેથી વ્યવહારમાં તથા વ્યાપારમાં અડચણ આવતી હતી તે તમામ નાકા તેણે તરત કાઢી નાખ્યાં અને માત્ર સરહદ ઉપર જ કર એકઠો કરનારા કલેકટરો તેણે નીમ્યા. વિશિષ્ટ પ્રકારના અમીરઉમરાવોના હક્ક રદ કરવામાં આવ્યા લાગુ લેનારા સ્થાનિક ન્યાયાધીશોના ફેંસલા ઉપર વિવાદ કરી ન્યાય મળે તેટલા સારૂ વિવાદની ન્યાયાધીશીઓ સ્થાપવામાં આવી. બળવો થતા પહેલા, પાદરીઓ અને ગર્ભશ્રીમંત લોકોને ચીડ ન ચઢે તે માટે આ બધા પગલા નેપોલિયને ભર્યાં ન હતાં. હવે તેમના તરફ વધારે રહેમ નજર દેખાડવાની જરૂર ન હતી. આ લાભ કાંઇ જેવા તેવા ન હતા. તેનાથી સ્પેનને અનેક રીતે લાભ થવાનો હતો. આવા સુધારાની પ્રગતિ અટકાવવા સારૂ અને મધ્યકાળના અંધેર અને જૂલમમા આમ સ્વતંત્ર થએલા સ્પેનને ફરીથી સડોવવા માટે ઇંગ્લાંડ તે દ્વીપકલ્પને યુદ્ધના ખાડામાં ઉતારી લોહીમાં ઝબકોળે એ વાતનો વિચાર કરતાં દીલગીરી થયા વિના રહેતી નથી

'પેનીન્સ્યુલર વિગ્રહ' (સ્પેનના દ્વીપકલ્પનો વિગ્રહ) એ નામનો ગ્રંથ નેપીયરે લખ્યો છે. તે ઉપરથી એવી ચોખ્ખી પ્રતીતિ કરવાને પ્રમાણ મળે છે કે સ્પેનમા જે કજીઓ થયો હતો તે પ્રજાકીય હકકના હીમાયતી અને જૂલમના હીમાયતી વચ્ચેનો જ હતો. બધા એમ જ કહેતા અને એમ જ સમજતા હતા વેલીંગ્ટને જે પત્રો લખ્યા છે તે ઉપરથી પણ એ જ સિદ્ધ થાય છે કે પોર્ટુગાલ અને સ્પેનમાં પ્રજાતંત્રના વિચારોનો જુસ્સો ફેલાતો હતો તેને કચરી નાંખવાની જરૂર હતી. પ્રજાના હકકનું સંરક્ષણ થાય એવા સુધારા કરવા તથા બધાને એક સરખી રીતે લાગુ પડે એવા કાયદા કરવા બોનાપાર્ટના ઉદાર આગ્રહ હતો. ફર્ડીનાન્ડે જે કલંક લાગે એવું કામ કર્યું છે તેનો બચાવ કરવા હજી કોઇ બહાર આવ્યું નથી ડયુક ઑફ વેલી-

ગ્ટનના અભિપ્રાય પ્રમાણે તો પોર્ટુગાલની પ્રીન્સેસ કેરોટા સૌથી વધારે નઠારી સ્ત્રી હતી તે છતા આવાં રાજારાણી ઈંગ્લાંડે સ્પેનને માથે પછીથી ઠોકી બેસાડયાં.

જોસફ પછી માડ્રિડ ન ગયો; પરંતુ પાટનગરથી ૭ માઇલ દૂર આવેલા પ્રેડો શહેરમાના રાજમહેલમા ગયો. જે જે પ્રતિનિધિઓ નેપોલિયનને મળવા સારૂ આવ્યા તેમને બધાને તેણે જણાવી દીધુ કે જ્યા સુધી સુસંસ્કારી અને ઉદાર વિચારના રાજાને પાત્ર સ્પેનની પ્રજા છે એમ તેને નહી લાગે ત્યાં સુધી તે જોસફને ફરીથી તેમનો રાજા બનાવનાર નથી, સ્પેનના રાજાઓના મહેલમા તેને એક વાર દાખલ કરવામાં આવ્યા પછી તેને ફરીથી કાઢી મૂકવામાં આવે એ સ્થિતિ જોવાને તે તૈયાર નથી, અને જે રાજાને તરછોડવાની સ્પેનની ઇચ્છા હતી તેને ફરીથી તેના રાજા તરીકે તે બેસાડનાર નથી. પણ એક વાર દેશ જીત્યા બાદ તે દેશ ઉપર બીજા જીતાયેલા દેશ ઉપર વિજયી માણસ જેટલો હક્ક રાખી શકે તેટલો હક્ક તે રાખશે અને તેને જેમ યોગ્ય લાગશે તેમ તે કરશે. પછી સ્પેનની પ્રજાને માટે એક ઢંઢેરો બહાર પાડી તેણે જણાવ્યું કે:—

" જુનની ૨ જી તારીખના ઢંઢેરામાં મેં જણાવી દીધું છે કે મારે સ્પેનના ઉદ્ધારક થવાની ઇચ્છા હતી. તમારા દેશના પ્રાચીન વંશના રાજાઓએ જે હક્કો મને આપ્યા છે તેમા વિજયથી પ્રાપ્ત થતો હક્ક મારે હવે ઉમેરવો એવી તમારી ઇચ્છા છે. તેથી તમારી સેવા કરવાની મારી ઇચ્છામા ફેરફાર થવાનો નથી. તમારા શ્રમમાં જે કાંઇ ઉદાર અને ઉત્તમ હશે તેને ઉત્તેજન આપવાની મારી ઇચ્છા છે. તમારી સંપત્તિ અને ભવ્યતાને જેટલું વિરોધી હશે તેનો નાશ હુ કરીશ. પ્રજાને દાસત્વની સાકળથી બાધી રાખવામા આવી હતી તે મેં તોડી નાખી છે. મેં તમને એક ઉદાર તત્ત્વવાળું રાજ્યબંધારણ આપ્યું છે અને તમારા રાજાને નિરંકુશ કરવાને બદલે મેં તેને નરમ અને નિયમિત સત્તાવાળો બનાવ્યો છે. હવે એ જ રાજ્યબંધારણને કાયદા રૂપે ગણી તમારે ચાલવું કે કેમ તે તમારા ઉપર જ અવલંબીને રહેલું છે. "

આ પ્રમાણે પાંચ અઠવાડીયાંથી ઓછા વખતમા નેપોલિયન અર્ધા સ્પેનનો ધણીરણી થઇ પડયો. તેના આગળ સ્પેનના લશ્કર ધૂળની માફક ઉડી ગયા હતાં. પોતાના મિત્રોની મદદે આવનારા અગ્રેજો પણ નેપોલિયનની વંટોળીઆ માફકની કુચ જોઇ આશ્ચર્ય પામી ગયા હતા. તેઓ ગભરાયા અને હવે કઇ દિશામા જવું તે તેમને સમજાયુ નહી. આગળ વધે તો તેમનો વિનાશ નક્કી થવાનો જ હતો અને એક પણ તોપનો અવાજ કર્યા વિના પાછા હઠવું એના જેવું વધારે કલંક લગાડનારૂ બીજું કાંઇ જ ન હતું. ૩૦,૦૦૦ માણસોને લઇ સર જોન મુર પોર્ટુગાલમાથી સપાટાબંધ આગળ વધતો હતો, અને ૧૦,૦૦૦ માણસોને લઇ કોરૂનાથી સર ડેવીડ બેર્ડ આવતો હતો તેને મળવા સારૂ તૈયારી કરતો હતો ઉત્તમ લશ્કરી કેળવણી લીધેલા આ બ્રીટીશ યોદ્ધાઓ હતા તેમા અસખ્ય સ્પેનવાસીઓ મળવાના હતા એટલે અગ્રેજોને જગ પણ શંકા ન હતી કે તેમનો વિજય એકદમ નહીં થાય. પરંતુ સ્પેનના લોકોના પરાજયની ખબર તેમને પડી એટલે સપાટાબંધ પાછા હઠયા વિના બીજો માર્ગ જ રહ્યો ન હતો. અંગ્રેજોને આગળ વધતા અટકાવવા સારૂ નેપોલિયને કશું જ કર્યું ન હતું. તેની તો એવી ઉત્કટ ઇચ્છા હતી કે તેઓ પોતાના વહાણો છોડી જેમ બને તેમ વધારે જમીન તરફ આવે તો સારૂ કે જેથી તેમને રણસંગ્રામમા પોતે ( જમીન ઉપર ) મળી શકે.

માદ્રિડથી ચારેક માઇલ ઉપર આવેલા એક ગામડામા પોતાની છાવણી રાખી લશ્કરના કલ્યાણ સારૂ તેણે ( નેપોલિયને ) સતત ધ્યાન આપવા માડયુ. ચારે બાજુએ ખાઇવાળી છાવણી કરવામા આવી હતી. તેમા એવી રીતે તોપો ગોઠવી રાખવામા આવી હતી કે તેના માદા અમે ઘાયલ સૈનિકો સહીસલામત રહી શકે અને પોતાનો તમામ લશ્કરી સરંજામ પકડાઇ જવાની ભીતિ રહે નહીં.

સ્પેનના ૧૨૦૦ આગેવાન નામાંકિત પ્રતિનિધિઓનું એક મંડળ તેને મળવા સારૂ આવ્યું. સ્પેનને એણે જેટલા લાભ કર્યા હતા તે બધા તેણે ફરીથી ગણી બતાવ્યા અને છેવટે કહ્યું કેઃ—“ મારા સબધમા આ જમા-

નાના માણસોમા મતભેદ રહેશે ખરો. કારણ કે ઘણી ઘણી જાતની વૃત્તિઓથી હાલના માણસો પોતાનો મત બાંધવા દોરાય છે. પરંતુ તમારી ભવિષ્યની પ્રજા મને સ્પેનના તારક અથવા ત્રાતા તરીકે ગણશે અને મારો ઉપકાર માનશે. જે દિવસોએ હુ તમને મળ્યો છું તે દિવસો તેઓ ચિરસ્મરણીય દિવસો ગણશે. તે દિવસોથી સ્પેનની સંપત્તિનો આરંભ થશે. મારા વિચાર તો આવા છે. તમે જાઓ અને તમામ નાગરિકોને પૂછો. તમને યોગ્ય લાગે તે કરો પણ સરળતાથી પ્રપંચ કર્યા વિના તમે તમારૂં કામ કરજો. "

નેપોલિયન જે જે બોલતો તેમાં તેની પ્રતિભાની છાપ સ્પષ્ટ દેખાતી હતી. એણે જે જે લખ્યુ છે તેમા તેની ભવ્ય શક્તિની છાયા દેખાઇ આવે છે. લામાર્ટીન નેપોલિયન ઉપર દ્વેષથી આક્ષેપો કરે છે અને તે આક્ષેપો કરવામા તે પોતાની લેખક તરીકેની શકિત બહુ જ ઉત્તમ રીતે પ્રકટ કરે છે. તે પણ નેપોલિયનની લેખક તરીકે નીચે પ્રમાણે કિંમત કરે છે:—

" મનુષ્યના સંબંધના બનાવોના લેખકોમા મશીયાવેલી પછી બીજો સૌથી મોટામાં મોટો લેખક નેપોલિયન જ હતો. વિગ્રહોના વર્ણનમા તે સીઝર કરતા ઘણો જ ચઢીયાતો છે. તેની શેલી મોળી નથી પરંતુ વાચનારનાં રૂંવા ખડા કરે–જાણે કે જે સ્થિતિનું વર્ણન કરવામા આવ્યું હોય તેનો જ અનુભવ વાચનારને થતો હોય એવી હતી. તેના લખેલાં વાક્યોમાનું દરેક વાકય ખરેખરી વસ્તુની અને વસ્તુસ્થિતિની સ્પષ્ટ છાપ જ છે. ખરી હકીકત અને તેનું વર્ણન એ બેમાં જરા પણ ભેદ રહેતો નથી એવી રીતે તે વર્ણન કરે છે. ખરી હકીકતમાં ન હોય એવો એક પણ શબ્દ અથવા જરા પણ અતિશયોકિત એના લખાણમા હોતી નથી. એના શબ્દો એનું પોતાનુ જ સ્વરૂપ છે તેના વાક્યો ટુંકા અને આડંબર વિનાનાં છે. તેથી બેઝેઝટ અને શાર્લમેન જેવા રાજાઓ જેમને પોતાના હુકમો નીચે પોતાનું નામ પણ લખતા નહીં આવડતું હોવાથી પોતાની આંગળીઓ શાહીમાં અથવા લોહીમા બોળતા

અને પોતાના નામનું ઉચ્ચારણ કરતા કરતા તેની ગમે તેવી છાપ તે કાગળો ઉપર પાડતા તેનું સ્મરણ થઇ આવે છે.”

જ્યારે તે અહીં હતો ત્યારે તેના ગુણને શોભા આપે એવા બે બનાવ બન્યા. એણે એક એવો હુકમ કાઢયો હતો કે લસ્કરમા સખત બંદોબસ્ત રાખવો અને જે લોકો તોફાન કરતા ગુન્હેગાર માલુમ પડે તેમને બહુ જ સખત લશ્કરી શિક્ષા કરવી. આવી ચેતવણી આપવામા આવી હતી પોતાના સૈનિકો પૈકી બે ઉપર એક સ્ત્રી ઉપર નિર્લજ્જ હુમલો કરવાનો આરોપ આવ્યો હતો. લડાઇની કાઉન્સીલે તેમને મોતની શિક્ષા ફરમાવી હતી. તેમને ક્ષમા અપાવવા સારૂ ઘણી આજીજીવાળી અરજીઓ રજુ કરવામા આવી હતી. નેપોલિયને દઢતાથી ના કહી અને તેમને ઉડાવી મૂકવામા આવ્યા. તેમને દેહાતદંડ થયો તેથી લશ્કરના માણસો ઉપર સારી અસર થઇ અને નીચ વૃત્તિનો પ્રવાહ આગળ વધતો અટકયો

માર્ક્વીસ ઓફ સેંટ સાઇમન—જે ફ્રાન્સનો બુર્બોન રાજાના પક્ષનો માણસ હતો અને સ્પેનમા જઇ વસ્યો હતો તેણે બેયોનમા રાજા જોસફ તરફ રાજ્યભકિત રાખવાના શપથ લીધા હતા. સ્પેનના જ બંડખોરોની એક ટોળીના આગેવાન તરીકે પોતાના જ દેશની વિરુદ્ધ લડતાં તે પકડાયો. તેનો ન્યાય કરવા સારૂ એક લશ્કરી કમીશન બેસાડવામાં આવ્યું અને તેણે તેને મોતની સજા ફરમાવી. આ ગુન્હેગાર માણસની છોકરી નેપોલિયનના કેટલાક માયાળુ અમલદારોની મદદથી નેપોલિયન પાસે પહોચી. તે વખતે પોતાના રસાલાને લઇ ને ઘોડા ઉપર બેઠેલો હતો. તે તરત જ ગાડીમાથી બહાર કુદી પડી, સૈનિકોની હારમા પેઠી અને નેપોલિયનના ઘોડા પાસે જઇ સાષ્ટાંગ દંડવત્ કરી પડી. તે માગણની માફક હાથ રાખી તથા અશ્રુપૂર્ણ આંખો સાથે બોલી ઉઠી:—“ક્ષમા, નામદાર, ક્ષમા!” આવી સુંદર અને નાજુક છોકરી ભૂતની માફક તેની પાસે આવેલી જોઇ નેપોલિયન આશ્ચર્ય પામ્યો અને પોતાના ઘોડાની લગામ તાણી રાખી પોતાની આંખો ગભીર રીતે તે છોકરી ઉપર તાકીને બોલ્યો:—

" આ છોકરી કોણ છે ? એને શું જોઇએ છીએ ? "

તે બોલીઃ—" નામદાર સાહેબ, હું સેંટ સાઇમનની દીકરી છું અને તેને આજે દેહાતદંડ થવાનો છે. " એમ કહેતા તે છોકરીના ચહેરા પર મરણ વખતની શીકાશ પ્રસરી ગઇ. તે બેભાન થઇ ગઇ અને રસ્તાના પથ્થર ઉપર પડી ગઇ.

અતિશય દયા આવતી હોય એવા મ્હોએ નેપોલિયને આ પગે પડેલી છોકરીના શરીર તરફ ક્ષણ વાર તાકીને જોયું. પછી તે ઉતાવળે બોલ્યોઃ— " સેંટ સાઇમનની છોકરીની સારી રીતે સંભાળ લેજો, અને તેને કહેજો કે તેના બાપને ક્ષમા આપવામા આવી છે. " પછી હાથથી લગામ જરા હલાવી તેણે પોતાનો ઘોડો ચલાવ્યો, અને પોતાના હૃદયમા જે લાગણી થતી હતી તેને ઢાકવા તે પ્રત્યન્ન કરતો હોય એમ દેખાયું. પોતાના કરેલા હુકમનો અમલ થાય છે કે નહી તે તે પાછું ફરીને જોતો હતો. ગમે તેવો ભારે ગુન્હો એના પોતાના વિરુદ્ધ કરેલો હોય તો પણ તે ઉદારતા વાપરી માફ કરી શકતો પરંતુ નિરાધાર સ્ત્રીઓ ઉપર કરેલા હુમલાને ક્ષમાપાત્ર તે ગણતો જ નહી.

સેનાપતિ સર જોન મુર હવે પોતાના લશ્કરને કોરૂના તરફ પાછુ હઠાવતો હતો. પોતાના લશ્કરનાં માણસોને દરીઆ ઉપર લઇ લેવા સારૂ વહાણો તૈયાર રાખવા તેણે હુકમ આપ્યો હતો. ડીસેબરની ૨૨ મી તારીખે સવારના પહોરમા નેપોલિયને માડ્રિડ છોડયુ અને ૪૦,૦૦૦ માણસોને લઇ અંગ્રેજોને પકડવા તથા તેમને વશ કરવા તે નીકળ્યો. તે સારી પેઠે જાણતો હતો કે સ્પેનવાસીઓએ જેટલી કાયરતા લઢવામા બતાવી હતી તેટલી જ બહાદુરી અગ્રેજ લોકો તેની સામે બતાવ્યા વિના રહેવાના નથી. તેથી પોતાના રક્ષકનું (બૉડીગાર્ડ) લશ્કર-ઘોડેસ્વાર તથા પાયદળ તેણે સાથે લીધું અને કેટલીક તોપો પણ સાથે રાખી. સ્પેનવાસીઓ તો બધા નાસી ગયા હતા. તેમની કાયરતા જોઇ અંગ્રેજો તો ઘણા જ ચીડવાઇ ગયા હતા. તેઓ એકલા પડી ગયા હતા. તેમના ઉપર તેમનાથી ટક્કર ન ઝીલાય એવા બળવાન લશ્કર સામે નેપોલિયન ધસ્યો આવતો હતો. તેથી તેમની યુક્તિ પલાયન કરવામા જ સમાયેલી હતી.

ગાડરરામાના પર્વતોના જંગલી સાકડા રસ્તાઓ સુધી નેપોલિયને પોતાના લશ્કરને ઉત્કટ ઉતાવળથી દોડાવ્યા. પાછા હઠતા શત્રુને પકડી પાડવા સારૂ ઉતાવળે કુચ કરવાની જરૂર હતી. અત્યાર સુધી હવા ચોખ્ખી હતી તે ઓચિંતી બદલાઇ અને ભયંકર તોફાનો એક પછી એક થવા લાગ્યા. પવન પણ સુસવાટથી વાવા લાગ્યો. બરફ જથાબંધ વરસવા લાગ્યો. રસ્તો દેખાતો બંધ થયો અને શરીરનો ઘાણ કાઢે એમ તે પડવા લાગ્યો. પર્વતના સાકડા રસ્તા બરફથી રોકાઇ ગયા, તોપખાનાની ગાડીઓના તથા ભારખાનાના ગાડાંઓના ભારે પૈડાં બરફમા અટકી ગયા અને લશ્કર આગળ વધતું ખરેખરૂં અટકી પડ્યું. ઘોડેસ્વારો અને પાયદળનું આ જબરૂં દળ તેમના હથીઆર અને લશ્કરી સરંજામ સાથે ગભરાટમા ગુંચવાઈ ગયું ને તેમાથી તેનાથી નીકળી શકાશે નહી એવું તેને જણાયુ. એ ચીકાર થએલા રસ્તામાથી નેપોલિયને પોતાનો રસ્તો કાઢ્યો અને સૌથી આગળ જઇ તે ઉભો. પવનના ઝપાટાના તોફાનથી આગળનો ભાગ આગળ વધતો અટકેલો તેને જણાયો તે પ્રદેશના ખેતી કરનારા ભોમીઆઓએ કહ્યું કે આવા તોફાનમાં ગાડરરામાના જંગલી રસ્તાઓમા થઈ જવાનુ બની શકે તેમ નથી. પણ જેણે આલ્પ્સ પર્વતનાં તોફાનની ગણના જરા પણ કરી ન હતી તે આવાં તોફાનથી ડરી જવાનો ન હતો. નેપોલિયને પોતાના રક્ષકોને ઘોડા ઉપરથી ઉતરી જવાનુ કહ્યું અને આખા રસ્તાની પહોળાઇ ઉપર સાકડેમાંકડે ગોઠવાઇ જવાનો હુકમ આપ્યો. દરેક ઘોડેસ્વાર પોતાના ઘોડાને દોરતો હતો. આ પ્રમાણે દરેક મંડળીમા આઠ અથવા દશ માણસ એકલા જ ઘોડા લઇ ચાલવા લાગ્યા. આ વૃદ્ધ અને અનુભવી યોદ્ધાઓએ પોતાના વજ્ર જેવા શરીરથી બરફને છુંદી નાંખ્યું અને પોતાની પાછળ આવનારા માટે માર્ગ ચોખ્ખો કર્યો.

આ પ્રમાણે લશ્કરના માણસોની નાની નાની ટોળીઓ શ્રમ કરતી હતી તે વખતે નેપોલિયન પગે ચાલી પર્વત ઉપર ચઢ્યો. તે પહેલી ટોળીની પાછળ ચાલ્યો, અને સેવકીના હાથ ઉપર ટેકો રાખી તોફાન સહન કરવામા અને તોફાનવાળા તથા બરફવાળા સાકડા રસ્તામા મોટી મુશીબતે જવામાં

પોતાના ઘોડેસ્વારોને જે શ્રમ પડયો હતો તેમા તેણે ભાગ લીધો—તેનો પોતે અનુભવ લીધો. આવું દૃષ્ટાંત જોઇ કયા માણસનુ હૃદય ઓગળ્યા વિના રહે ? આખુ લસ્કર ઉત્સાહથી આગેવાન પાછળ ચાલ્યું. આ કુચ કરવાથી નેપોલિયન ઘણો થાકી ગયો. તેના લસ્કરનો મોટો ભાગ—જેમાં તોપો અને ગાડાંનો ભાર હતો તે—આગળ જતી ટુકડી સાથે સાથે ચાલી શકયો ન હતો. આવા પર્વતોમા એક નિર્માલ્ય ઝુંપડામા માહરાજા નેપોલિયન રાત્રે રહ્યો. તેને શું શું જોઈશે તે બધાનો પહેલેથી વિચાર કરી નાંખી તે બધુ તૈયાર રાખવામા એની સેવા કરનારા તમામ માણસો રોકાયા હતા. પણ નેપોલિયન એવો હતો કે બીજાનો જ વિચાર કરે અને પોતાની જરા પણ પરવા ન કરે. એક જ ખચ્ચર ઉપર એનો પોતાનો સામાન મૂકવામા આવ્યો હતો. તેને તે ઝુંપડા પાસે લાવવામા આવ્યુ. સેવરી લખે છે કે:—“ તેથી તેને સારૂ સારી તાપણી, ખાવાનું અને પથારી તૈયાર કરવામા આવ્યાં હતા. આવા પ્રસંગો ઉપર મહારાજા નેપોલિયન સ્વાર્થપરાયણ ન હતો. જ્યારે એની પોતાની જ વાત કરવાની હોય ત્યારે બીજા દિવસની હાજતોની તે ચિંતા કરતો નહી. જેઓ એની સાથે સાથે આવી શકયા હતા તે બધાની સાથે જ તેણે ખાધુ અને તે તાપ્યો. જેઓ મર્યાદાના માર્યા ખાતા ન હતા તેમને પણ ખાવાની ફરજ પડી. ” પ્રકાશ મારતા દેવતા આગળ પોતાના મિત્રોને એકઠા કરી પોતાની અસાધારણ જીંદગીના અસાધારણ બનાવોનો ઇતિહાસ અસાધારણ આનદ અને નિખાલસપણાથી બ્રીયનથી માડી ( તેના બોલવા પ્રમાણે કયા સુધી પહોંચતો તે તે જ જાણતો ન હતો.) બધો તેણે કહી સંભળાવ્યો.

પર્વતો ઓળંગાઇ રહ્યા એટલે બરફ પછી વરસાદ શરૂ થયો. લસ્કરના માણસો પલળી ગયા હતા અને થાકી ગયા હતા. પાણીથા ઉભરાઇ જતા રસ્તાઓમાં ઢીંચણ સુધી પાણી ખુંદતા ખુંદતા તેઓ ચાલતા હતા. તોપખાનાની ગાડીઓ તો કેડ ધરી સુધી કાદવમા અચકાઇ ગઇ હતી. પોતાના લસ્કરના એક ભાગને પણ અંગ્રેજ લસ્કરના આગલા ભાગમા લઇ જઈ ઘોડાને પૂંછળ રાખી અંગ્રેજોને પાછા હઠવા નહીં દેવાની તેને બહુ જ ચિંતા

હતી. એણે પોતાની યોજનાઓ એવી અક્કલહુશીઆરીથી ઘડી હતી કે જો હવામાં અસાધારણ તોફાન ન થયું હોત અને રસ્તાઓ બગડ્યા ન હોત તો તે આખું લશ્કર સપાટાબંધ આગળ લઇ જઇ શકત. તેણે સેનાપતિ સુલ્ટને લખ્યું:—"જો અંગ્રેજો પાછા હઠે તો નાગી તલવારે તેમની પૂઠ પકડજો; જો તેઓ તમારા ઉપર હલ્લો કરે તો પાછા હઠજો કારણ કે જેમ જેમ તેઓ આપણા તરફ આવશે તેમ તેમ આપણને ફાયદો છે. તેઓ હાલ જ્યાં છે ત્યાં એક દિવસ વધારે રહેશે તો તેમના ભોગ મળવાના છે કારણ કે હું તેમની બાજુ ઉપર તૂટી પડીશ જ." આ વખતે સર જોન મુર સેહેગુન આગળ હતો અને નેપોલિયન પોતાની સાથે આવનારા રક્ષકોની ટુકડી સાથે એક દિવસની મુસાફરી થાય તો આવી પહોંચાય એટલે છેટે હતો. જે જાળમાં હવે અંગ્રેજ સેનાપતિ સપડાવાની તૈયારીમા હતો તેમાંથી છુટી જવા સારૂ પલાયન કરવામા જરા વિલંબ કરવાનો ન હતો જાણી જ ઉતાવળથી તે પોતાના માણસોને લઇ નાઠો અને નાસતા નાસતા પોતાની પાછળના પૂલોને ગોળાઓથી ઉડાવી નાખતો ગયો. હજી વરસાદ તો મૂશળધાર પડ્યા જ કરતો હતો. નદીનાળા ભરાઇ ગયા હતા. પાછા હઠતા લશ્કરના પગરવથી રસ્તાઓ એવા છુંદાઇ ગયા હતા કે જરા પણ ઉપયોગમા આવે નહી.

ત્યાર પછી જે દેખાવ થયો તેનું વર્ણન કોઇ લેખકથી થઇ શકે એવુ નથી. પોતાના માણસોને નિગ્રહમા રાખવાનો સર જૉન મુરનો દૃઢ અને ઉત્તમ પ્રયત્ન હતો તે છતા તેઓ દરેક પ્રકારના અત્યાચાર કરવા મંડી પડ્યા. તે જ્યા ગયા ત્યા પુષ્કળ જથામા પીવાનો દારૂ મળેલો હોવાથી તેઓએ તે સારી પેઠે ઠાંસ્યો હતો અને ઉન્મત્ત બની જઇ દયાની લાગણી વિના લુટફાટ કરવા માંડી હતી તથા વગર કારણે ખેડુતોના ઘરો બાળવા માંડ્યાં હતા. ઘણી વખતે અતિશય દારૂ પીવાથી તેઓ એવા લાચાર સ્થિતિમા આવી ગયા હતા કે જે અગ્નિ એમણે પોતે જ સળગાવ્યો હતો તેમાં જ તેઓ બળી જતા હતા. આથી કરીને અંગ્રેજ સૈનિક અને સ્પેનવાસીઓ વચ્ચે ઘણી કટ્ટી શત્રુતા ઉત્પન્ન થઇ. અંગ્રેજોએ સ્પેનવાસીઓને કૃતઘ્ન નીચ માણસો કહ્યા.

સ્પેનવાસીઓ બોલી ઉઠ્યાઃ—"અરે! અગે કૃતઘ્ન! તમે તમારા સ્વાર્થના પ્રેરાયેલા અહીં આવો છો અને હવે અમારૂં રક્ષણ કરવાનું મૂકી દઈ નાસી જાઓ છો!" આ શત્રુના એટલી બધી થઈ અને પીધેલા અંગ્રેજ સૈનિકોનો પાગલ અત્યાચાર એટલો અસહ્ય થયો કે ઇંગ્લાંડના સૈનિકો કરતાં ઘણું જ સારા બંદોબસ્ત નીચે રહેનારા ફ્રેંચ સૈનિકોને સ્પેનવાસીઓ તેમના રક્ષણકર્તા જેવા ગણવા લાગ્યા.

માડ્રીડના માઇલો સુધી આગે રસ્તે બ્રીટીશ લશ્કરનાં માણસો પડ્યાં હતા. બારખાનાની ગાડીઓ છોડી દઈ બ્રીટીશ સૈનિકો નાસી ગયા હતા. તોપખાનાની ગાડીઓ બાળી નાખવામાં અને ફેંકી પાડી નાંખવામાં આવી હતી. માંદા, ઘવાયેલા, મરતા, લશ્કરની પાછળ ભમનારા, તમામ લોકો ફાટ્થી જ હિમ્મત હારી જઈ રસ્તામાં પડ્યા હતા. આ પ્રમાણે નાસતા શત્રુને પકડી પાડવા સારૂ નેપોલિયન રાત્રિદિવસ સપાટાબંધ આગળ વધતો હતો. જાન્યુઆરીની ૨ જી તારીખે પોતાની સાથે ચાલનારા રક્ષકો સાથે નેપોલિયન એસ્ટોર્ગા ગામમાં આવી પહોંચ્યો. દશ દિવસમાં ૫૦૦૦૦ માણસના લશ્કરને તેણે ૨૦૦ માઇલની મુસાફરી કરાવી હતી. હવે ભર શિયાળો ચાલતો હતો. પર્વતના રસ્તાઓ ઉપર વિનાશ આણે એવો બરફ પડ્યો હતો. મેદાનો પણ બરફથી છવાઈ ગયાં હતા. નદીઓ પણ એટલી બધી ભરાઈ ગઈ હતી કે તે ઓળંગી શકાય એમ ન હતું. ઘોડાઓ અને માણસો કાદવમાં ઢીંચણ સુધી લબદાતા હતા અને ધરી સુધી કાદવમાં અટકાઈ જતી તોપોની ગાડીઓને બહુ જ મુશ્કેલીથી આગળ ખેંચતા હતા.

જે દિવસે સવારમાં નેપોલિયને એસ્ટોર્ગા છોડ્યું તે દિવસે આકાશમાં તોફાન હતું. ભયંકર વાદળાં આકાશમાં દોડતા હતા. તરબોળ થયેલા અને ઠુંઠવાતા લશ્કર ઉપર બરફનાં ચોસલાં સપાટાબંધ પડ્યાં જ જતાં હતાં. પોતાના તરફ નિષ્ઠા ધરાવનાર લશ્કરની માફક દુઃખ વેઠી શ્રમ લઈ નેપોલિયન આ તોફાનમાં થોડાક માઇલ ચાલ્યો હતો. એવામાં એક માણસ દોડતો દોડતો આવી પહોંચ્યો. તે બહુ જ મહત્વના કાગળો લઈ ફ્રાન્સથી આવ્યો

હતો. પાસે કોઇ ઘર ન હતું. તરત જ તે ઘોડા ઉપરથી ઉતર્યો અને રસ્તા ઉપર દેવતા સળગાવવાનો તેણે હુકમ આપ્યો. તેના અમલદારો તેની આસપાસ પૂજ્યબુદ્ધિથી એકઠા થઇ ગયા અને તેના ચહેરા ઉપર શા શા ફેરફાર થાય છે તે કાળજીથી જોવા લાગ્યા. ભર શિયાળાની ઠંડી હવામાં તાપણા પાસે ઉભા રહી, પોતાના ઉપર બરફ પડતો હતો તે સહન કરી અને પોતાની આસપાસ હમેશના નીમકહલાલ યોદ્ધાઓ એકઠા થતા હતા અને તોફાનનો માર સહન કરતા હતા તે જોતો જોતો પેલા કાગળો નેપોલિયન વાંચવા લાગ્યો.

એ કાગળો ઉપરથી એવી ખબર મળી કે તે સ્પેનમાં ગયો છે તેથી તેની ગેરહાજરીનો લાભ લઇ તેમ જ હ્રાઇન નદી ઉપર જે એક લાખ માણસ હતું તે તેણે બોલાવી લીધું હતું તેનો લાભ લઇ, ઑસ્ટ્રિઆ ઇંગ્લાંડ સાથે મૈત્રી કરે છે અને ઉત્તરના પ્રદેશમાં તેના ઉપર તૂટી પડવાનો વિચાર રાખે છે. અલેક્ઝાન્ડર સાથે તેણે મૈત્રી કરી તેથી ટર્કીના માણસો ખરેખરા ચીડવાઇ ગયા હતા અને તેઓ પૂર્વ તરફના પ્રદેશોમા ડોળા કાઢતા હતા. અલેક્ઝાન્ડરની મા તથા તેના અમીરઉમરાવો કોન્સ્ટેન્ટીનોપલનો કબજો નેપોલિયને રશિઆને નહી લેવા દીધેલો હોવાથી નેપોલિયન તરફ પોતાની શત્રુતા વધારતા હતા, અને જો કે અલેક્ઝાન્ડર તેની મૈત્રીના સંબંધમાં દઢ હતો છતાં તેના દેશમાં દિનપ્રતિદિન વધારે પ્રબળ થતા જતા વિરોધવાળા પક્ષની સામે થવાને વ્યર્થ ફાંફાં મારતો હતો.

યુરોપમાં બીજું મહાભયંકર યુદ્ધ થશે એ વિચાર એના મગજમાં એકદમ ચમકારો કરી રહ્યો. તે વિચાર તમામ જુસ્સો નરમ પાડી નાંખે એવો હતો; તેથી ક્ષણવાર તો તેની ભગીરથ શક્તિ નકામી થઇ ગયેલી જણાઈ. સ્પેનના વિગ્રહમાં તે સંડોવાયો તેને માટે તેને અત્યારે બહુ જ દીલગીરી થઈ. પણ હવે તે મૂકી દેવાય એમ ન હતું કારણ કે તે તેમ કરે તો સ્પેનનાં અને ઇંગ્લાંડનાં લશ્કરો એકદમ એકઠાં થઇ જાય અને પર્વતોના સાંકડા રસ્તા ઉપર એકઠાં થઇ પીરીનીઝ ઓળંગી ફ્રાન્સ ઉપર ચઢી આવે એમ હતું. ઉત્તરમાં હવે જે વિગ્રહ જાગવાનો ભય હતો તેને અટકાવવાને એનાથી કાઇ પણ થાય

એમ ન હતું, કારણ કે જે પ્રજાના હક્કને છુંદી નાખવા સારૂ આખું યુરોપ એકત્ર થઈ તેની સામે થયું હતું તેનો તે નામાંકિત હીમાયતી હતો. ડાન્યુબ નદીના કીનારા ઉપર ઇંગ્લાંડ અને ઑસ્ટ્રિઆ સાથે વિગ્રહ ચલાવવો, અને પીરીનીઝ પર્વતની દક્ષિણે સ્પેન, પોર્ટુગાલ અને ઇંગ્લાંડ સામે ટક્કર ઝીલવી અને યુરોપનો બાકીનો અર્ધો ભાગ નેપોલિયનનો પહેલો જ પરાજય થાય કે તરત તેના ઉપર તૂટી પડવાનો લાગ શોધતો ઉભો રહે—આ મામલો અને સાહસ ખરેખર નિરાશા ઉત્પન્ન કરનારા હતાં. ફ્રાન્સ તો વિગ્રહથી કંટાળ્યું હતું. નેપોલિયન પણ લઢી લઢીને કંટાળ્યો હતો. હવે એક માર્ગ રહ્યો હતો. તે એ હતો કે નિરાશાને વશ થઇ આ અનંત કજીઓ પતાવવા સારૂ ફ્રાન્સને એકત્ર થયેલા રાજાઓને સોપી દઇ તેનું તેઓ જે કરે તે કરવા દેવું અથવા તો મરતા સુધી યુદ્ધમા ઘુમવું.

દેવતા બરાબર સળગતો ન હતો અને તોફાનના પવનથી કોઇ કોઇ વાર ભડકો થતો હતો. ત્યાં આગળથી નેપોલિયને પોતાનો ઘોડો તરત જ પાછો ફેરવ્યો અને ધીમે ધીમે ભારે અંતઃકરણથી તે પાછો એસ્ટોર્ગા આવ્યો કોઇ એક અક્ષર બોલતું ન હતું. તેનું ચિત્ત વિચારમા લીન થયુ હતું તેથી તેની આસપાસના તમામ માણસો ચૂપ રહ્યા હતા. પણ એક કલાકમા તો તેની નિરાશા જતી રહી. તેના મનમાં હંમેશની સ્વાભાવિક શાંતિ આવી ગઇ. તેણે એટલા વખતમા તો પોતાની યોજના કરી નાંખી. પોતાના રસ્તામા જે ભયનું વાદળ એકઠું થતું હતું તેની સામે થવા તેણે પોતાનું બળ દૃઢતાથી અને શાંતિથી એકઠું કર્યું. હવે હાઇન નદી તરફના મામલા તરફ લક્ષ દોડાવવાની અગત્ય જણાઇ. તેથી અંગ્રેજ લોકોની પાછળ પડવાનુ કામ પોતે જે કરતો હતો તે તેણે છોડી દીધું અને સેનાપતિ સુલ્ટને હુકમ કર્યો કે "તમારાથી જેટલી મહેનત તથા બળથી તેમની પાછળ પડાય તેટલી મહેનત અને બળથી તમે પડજો."

પછી તે વેલેડોલીડ આવ્યો ને ત્યાં થોડા દિવસ રહ્યો. સ્પેનના મામલા સંબંધી ઘણી ઝીણી ઝીણી બાબતોના હુકમ તેણે આપ્યા અને ફ્રાન્સ, ઇટાલી અને જર્મનીમા પોતાનાં લશ્કરની તૈયારીઓ અને વ્યવસ્થા કરવા સારૂ અનેક હુકમો કાઢી મોકલાવ્યા.

---

# પ્રકરણ ૪૫ મું.

## ફ્રાન્સ વિરુદ્ધ યુરોપના રાજાઓની નવીન સંધિ.



અર્વાચીન સમયના વિગ્રહોમા લશ્કરો પાછાં હઠ્યાં - હશે તેનાં વર્ણનો કરવામાં આવ્યાં છે તેમા સર જૉન મુરનું લશ્કર પાછું હઠ્યુ એ બહુ જ કમનસીબ બનાવ હતો સેનાપિત સુલ્ટ નેપોલિયનના હુકમ પ્રમાણે તે લશ્કરની પાછળ પડ્યો. તે નાસતા લશ્કરના થોડા થોડા ભાગ દીલગીરી ઉત્પન્ન કરે એવી રીતે કોઇ કોઇ જગાએ મળી આવતા હતા અગ્રેજ લશ્કર એવું ત્વરાથી અને ગભરાટથી નાઠું કે તેમના રોકડા પૈસાની પેટીઓ-જેમા સોનાના શિક્કા સારી સંખ્યામાં ભરેલા હતા તે પેટીઓ-પર્વત ઉપરથી ગબડાવી દેવામા આવી અને તે ચળકતા શિકકાઓ પર્વત તથા ખડકોમા વેરાઇ ગયા. ફ્રેંચ સૈનિકો જેઓ અગ્રેજની પૂઠ લેતા હતા તે આગળ ધસ્યા અને તેમણે તે શિક્કા વડે પોતાના ખીસા ભરી લીધા. માદા અને ઘાયલ થયેલા યોદ્ધાઓ અતિશય ક્ષીણ અને બીહામણા થયા હતા. તેઓ રસ્તાની બાજુ પર પડ્યા હતા અને વરસાદથી ભીંજાઇ ગયેલી જમીનના ઢેરાં પર અંત-સમયની વેદના વેઠતા હતા. જે જે શહેર અને ગામમા થઇને અંગ્રેજ લશ્કર ગયું તે તમામ ગામડામા ગરીબ ખીચારા લોકો ઉપર તે લોકોએ દારૂ પીને જેટલી જાતની ક્રૂરતા થઇ શકે તેટલી જાતની કરી હતી. તેમના ઘર બાળી નાખવામાં અને લુટી લેવામા આવ્યા હતા અને સ્ત્રીઓ તથા છોકરાઓ ઘર વિનાના બની જઇ ટાઢમાં ઠુંઠવાતા ઠુંઠવાતા મરણને શરણ થતાં હતા. તેમ જ પર્વતની બાજુ ઉપર સુએલા અને મરતા માણસોનો જે દેખાવ થઇ રહ્યો હતો તે મનુષ્યત્વની લાગણી ધરાવનાર તમામ માણસને કમકમાટ ઉપ-જાવ્યા વિના રહે નહીં એવો હતો.

નેપીયર લખે છે કેઃ—" આવી રીતે આટલી વિપત્તિ વેઠતા" વેઠતાં

પલાયન કરવાનું કામ કોઇ પણ લશ્કરને આવ્યું નહી હોય. હવા પણ ભયંકર હતી પોલાડમાં શિયાળામા જે કડકડતી ટાઢ પડે તે જાણે સ્પેનમા આવી હોય એમ લાગતું હતું. તે ઠરી ગયેલા પર્વતો ઉપર બરફ અને પાણીનો વરસાદ તો સપાટાબંધ સુસવાટ સાથે સતત ચાલ્યાં જ કરતો હતો. પોતાના ઘોડા શત્રુના હાથમા ન પડે તેટલા સારૂ અગ્રેજ ઘોડેસ્વારોએ જેવા પોતાના ઘોડા નકામા થયા તેવા જ તેમને બંદુકથી મારી નાખ્યા."

લશ્કરને આ પ્રમાણે પાછા હઠાવવાનું કામ સર જૉન મુરે બહુ જ અક્કલ અને ચાલાકી વાપરીને કર્યું. પણ તેમા તેની પાછળ પડેલા ફ્રેચ લશ્કરના આગળના ભાગના માણસો સાથે અંગ્રેજ લશ્કરના પાછળના ભાગના માણસોને ઝપાઝપી થતી હતી. જ્યા જ્યાં અંગ્રેજો માર્ગ નહી મળવાથી ગુંચવાતા ત્યાં ત્યાં તેઓ ઘણી જ દૃઢતા તથા હીમતથી લઢતા. એમ હઠતા હઠતાં તેઓ કોરૂના સુધી આવી પહોચ્યા. તે શહેરની આસપાસ પર્વતો આવી રહેલા છે. તેમના ઉપર પોતાનો મોરચો કરી તેમણે ફ્રેચોને લઢવાનું આમંત્રણ કર્યું. શહેરનાં ઘરોથી ત્રણેક માઇલને છેટે તેમણે દારૂગોળાનો એક જથો એકઠો કર્યો હતો. તેમાં ફોડવાના દારૂનાં ૪૦૦૦ પીપો ગોઠવેલાં હતા. આ બધો જથો ફ્રેંચના હાથમા ન આવે એટલા સારૂ તેને સળગાવી દેવામા આવ્યો. તેનો ધડાકો એવડો મોટો જંગી થયો કે તેની કલ્પના આવી શકે એમ નથી.

આ દેખાવ કર્નલ નેપીયરે પ્રત્યક્ષ જોયો હતો. તે લખે છે કેઃ—" તે દારૂગોળાને સળગાવવા સારૂ જે માણસો મોકલવામા આવ્યાં હતાં તે જ્યારે ત્યાં પહોચ્યા અને તેમણે આગ લગાડી ત્યારે જાણે એક મોટો જ્વાળામુખી પર્વત ફાટયો હોય એવો મોટો ધડાકો થયો; કેટલાક માઇલ સુધી ધરતી ડોલવા લાગી; પર્વતો જમીન ઉપરથી ઉખડી પડયા; દરીઆનાં પાણીમાં એવું તોફાન થયું કે વહાણો બધા પુષ્કળ હાલી ગયાં; એક ધુમાડાનો તથા ધુળનો ગોટો નીકળ્યો અને તેમાથી ચીણગારીઓ ચારે બાજુએ ઉડી; તે ગોટો સીધો ઉંચે ચઢયો, પથ્થરા અને એવા જ બીજા કડકાનો વરસાદ ભારે અવાજ સાથે થયો, અને તે સ્થાન પાસે જે લોકો ઉભા હતા તેમનું મોત

આવ્યું. પછીથી શાંતિ પ્રસરી ગઇ દરીઆના મોજાંના અવાજ વચમાં વચમાં થતા હતા અને વળી પાછી લડાઇ ચાલુ થઇ રહી."

પછી દારુણ યુદ્ધ શરૂ થયું. પાછા હઠતા અંગ્રેજ લશ્કરનો હીંમતવાન આગેવાન સર જોન મુર તે લડાઇમા પડ્યો તોપનો ગોળો વાગવાથી તેના શરીરના કુરચા થઈ ગયા હતા. પછી રાત્રિ પડી અને બને પક્ષના માણસો થાકી લોથ થઇ જવાથી યુદ્ધ બંધ રહ્યું. આ કમનસીબ સેનાપતિનુ અનેક સ્થળે ઘવાયેલુ શરીર તેના લોહીવાળા ડગલામા જ વીટાળાયેલું હતું. કોરૂનના કીલ્લામાં તેને સપાટાબંધ લઈ જવામા આવ્યું અને ચૂપકીથી જમીનમા દાટી દેવામા આવ્યું. આ જગતના અનેક ભયંકર દેખાવો પૈકીનો આ પણ મોટામા મોટો અને દીલગીરી ઉપજાવે એવો દેખાવ હતો. થાકી ગયેલા અને લોહીલુહાણ થયેલા લશ્કરો ઉપર શિયાળાની અંધારી રાત્રિનો પડદો પડ્યો. મશાલની મદદથી એક નાની સરખી ગ્રોર ખોદવામાં આવી અને મુરના શરીર ઉપર થોડા ઢેફાં નાખી તેને ઢાકી દેવામા આવ્યું. કોઇ એક અક્ષર પણ બોલ્યુ નહી. આ ભૂમિદાહની ક્રિયાનું એક પ્રતિભાશાળી કવિએ નીચેની અવિનાશી પંક્તિઓમા વર્ણન કર્યું છે.

Not a drum was heard, not a funeral note,
As his corse to the ramparts we hurried;
Not a soldier discharged his farewell shot,
O'er the grave where our heroe we buried.

We buried him darkly at dead of night,
The sods with our bayonets turning:
By the struggling moon-beam's misty light,
And the lantern dimly burning.

No useless coffin inclosed his breast,
Not in sheet, nor in shroud we bound him,
But he lay like a warrior taking his rest,
With his martial cloak around him.

Few and short were the prayers we said,
And we spoke not a word of sorrow;
But we steadfastly gazed on the face that was dead,
And we bitterly thought on the morrow.

We thought, as we hollowed his narrow bed,
And smoothed down his lonely pillow,
That the foe and the stranger would tread o'er his head,
And we far away on the billow.

But half of our heavy task was done,
When the clock struck the hour for retiring,
And we heard the distant and random gun,
That the foe was sullenly firing.

Slowly and sadly we laid him down,
From the field of his fame fresh and gory;
We carved not a line, and we raised not a stone,
But we left him alone in his glory.*

---

*ભાવાર્થ.—સર જૉન મુરનું શબ અમે કીલ્લા પાસે ઉતાવળે લઇ ગયા ત્યારે પડઘમ વગાડવામાં આવી ન હતી, તેમ મરણ વખતે કરવાનો એકે અવાજ કરવામાં આવ્યો ન હતો. અમારા વીરપુત્રને અમે જ્યા દાટ્યો ત્યા કોઇએ બંદુકનો એકે છેવટનો અવાજ કર્યો નહીં માટીના ઢેફા સંગીનોથી ઉથામી તેના શબને મધ્ય રાત્રે અમે દાટયું, માત્ર ચંદ્રમાના છેલ્લા કિરણો ઝાંછા પડતા હતા અને ફાનસમાંથી મંદ પ્રકાશ પડતો હતો તેના શરીરને નકામી પેટીમાં પૂરવામા આવ્યુ ન હતું તેમ તેને કોઇ જાતનુ કફન પણ કરવામા આવ્યું ન હતું. પણ પોતાનો લશ્કરી ડગલો પહેરી જાણે કોઇ વીરપુત્ર માત્ર સૂતો હોય તેમ દેખાતુ અમે ઇશ્વરની બંદગી થોડાં અને ટુંકા વાક્યોમા કરી અને શોકનો એક અક્ષર પણ બોલ્યા નહી પણ અમે તે મૃત શરીર તરફ તાકીને જોઇ રહ્યા અને બીજા દિવસનો વિચાર કરવા લાગ્યા જ્યારે અમે તેની સાકડી કબર ખોદતા હતા અને તેનુ સુવાળુ ( માટીનુ ) ઉશીકું સાફ કરતા હતા ત્યારે અમને વિચાર આવતો કે પરદેશી શત્રુ આ જમીન પર ફરશે ત્યારે અમે સમુદ્રના મોજા પર હોઇશુ. પણ જ્યારે આરામ લેવાનો વખત થયો ત્યારે અમારૂ અર્ધું કામ તો થઇ ગયું હતું અને શત્રુ ચીડાઇને જે ગોળા દૂરથી છોડતા હતા તેના અવાજ અમે સાભળ્યા અમે એ શબને ધીમેથી અને ભારે અંતઃકરણથી કબરમાં ગોઠવ્યું. તે લોહીલુહાણ થયેલું શરીર રણક્ષેત્રમાથી તાજી કીર્તિ લઇ આવેલુ હતું. તે કબર ઉપર અમે પત્થર ચણ્યા નહી પણ તેને તેની કીર્તિ સાથે એકલુંજ રહેવા દઇ અમે ગયા.

પોતાના મરણ પામેલા શત્રુના શૌર્યથી આનંદ અને આશ્ચર્ય પામી તેનું નામ અમર કરવા સારૂ ફ્રેંચ અમલદારોએ તે જગાએ એક સ્મારક બનાવ્યું.

રાત્રે, પોતાની હીલચાલ છુપાવવા સારૂ પોતાની છાવણીનાં તાપણાં બળતા મૂકી અંગ્રેજોએ વહાણોમાં બેસી જવાનુ શરૂ કર્યું. આ કામ કરવામા તેમને વધારે વિપત્તિ પડી નહી. સ્પેનવાસીઓ કીલ્લાનુ રક્ષણ કરતા હતા અને ધસારો કરતા ફ્રેંચોને પાછા હઠાવતા હતા. આ પલાયનમા અંગ્રેજોનાં મરેલાં, ઘાયલ થયેલા અને કેદ પકડાયેલા માણસો ગણતા એકંદર ૬૦૦૦ માણસો ગયાં. ૩૦૦૦ ઘોડાઓને તેમના માલીકે જ મારી નાખ્યા. લશ્કરી સરંજામનો ઘણો જ મોટો જથ્થો કાં તો નાશ કરવામા આવ્યો અથવા વિજયી લોકોના હાથમા આવ્યો.

---

*આ યુદ્ધમાં પ્રખ્યાત લેખક કર્નલ નેપીયરનો ભાઈ મેજર નેપીયર ઘાયલ થયો હતો અને કેદ પકડાયો હતો કર્નલ નેપીયર લખે છે કે—' તેને પગમા વાગવાથી તે ખસી જવાનું કરતો હતો, પણ એટલામાં તેને પકડી લેવામાં આવ્યો. તેને બીજા પાંચ ઘા વાગવાથી તે નીચે પડયો. એક ફ્રેંચ ઢોલવાળાએ તેને બચાવ્યો પછી જે સૈનિક સાથે તે ટક્કર ઝીલતો હતો તે તેને મારી નાંખવા ફરીથી આવ્યો ત્યારે તે ઢોલવાળો પાછો વચમા પડયો. લડાઇના દિવસ પછી બીજે દિવસે સવારે સુલ્ટે પોતાના જ દાક્તરને મેજર નેપીયર પાસે મોકલ્યો અને અસાધારણ માયાળુપણું અને ઉદારતા બતાવી તેણે નેપોલિયનને લખ્યું કે, ' મારા કેદીને ફ્રાન્સ નહી મોકલશો ' કારણ કે હમણાં કેદીઓની અદલાબદલી કરવાની પદ્ધતિ બંધ પડેલી હોવાથી તે બીચારાનો ધંધો તદન નાશ પામશે તે ઢોલવાળાને પણ રાજ્યચિહ્ન આપવામાં આવ્યુ. જ્યારે બીજી ટુકડી કોરના છોડીને ગઇ ત્યારે સુલ્ટે પોતાના કેદીની ભલામણ તેને કરી અને તેએ તેને શત્રુને આપવા યોગ્ય માન આપવાને બદલે મિત્રને આપવા યોગ્ય પ્રેમ બતાવી વર્તન ચલાવ્યું તેણે તેને ફ્રાન્સના એલચીને ત્યા રાખ્યો ને પૈસા પણ આપ્યા તથા પોતાને ત્યાં આવવાનું આમંત્રણ પણ કર્યું તેણે તેને ફ્રાન્સ ન મોકલ્યો એટલું જ નહીં પણ જ્યારે સુલેહના વાવટાની મદદથી તેણે જાણ્યુ કે મેજર નેપીયરની મા પોતાના પુત્રને મરી ગયેલો જાણી રૂદન કરે છે

ક્ષીણ થઇ ગયેલા, થાકેલાપાકેલા અને લોહીલુહાણ થયેલા આ સૈનિકો જ્યારે પાછા ઇંગ્લાંડમા આવ્યા ત્યારે લોકોના મન ઉપર જે અસર થઇ હતી તેનુ વર્ણન એલીસન નીચે પ્રમાણે કરે છે:—" સર જોન મુરના લશ્કરની ટુકડીઓના કાફલા એક પછી એક ગર્વથી ફુલાઇ લશ્કરી દબદબાથી ઢોલો વગાડતા અને વાવટા ફફડાવતા સ્પેન જવા વહાણમા બેસતા હતા, હજારો માણસો કીનારા ઉપર તેમને હર્ષની ગર્જનાથી વધાવતા હતા અને હજારો માણસો (વિયોગથી) રોતા હતા, તે વખતનો દેખાવ ઇગ્લીશ ખાડીના કીનારા ઉપર આવેલાં શહેરોના લોકોએ જોયો હતો. પરંતુ તે જ લશ્કર અર્ધું ઓછુ થઇ જઇ સૂકાઇ ગયેલે ચહેરે, ફાટેતુટે લુગડે, ભાગેતુટે હથીઆરે પાછું આવતું જ્યારે તેમણે જોયું ત્યારે તેમને વિસ્મય અને ભય ઉત્પન્ન થયા, અને તે લશ્કરે પોતાની સાથે તાવ આણ્યો હતો તે ભયંકર રીતે ફેલાવાથી ત્રાસમા વધારો થયો થાકથી, વહાણમાં બહુ વખત ગોધાઇ રહેવાનું હોવાથી

---

ત્યારે તેણે તેને તથા તેની સાથે લઢાઇમા પકડાયેલા થોડા અંગ્રેજોને ઇગ્લાંડ જવા દીધા અને તેમની પાસેથી એવુ વચન લીવું કે જ્યા સુધી કેદીઓની અદલાબદલી થાય નહી ત્યા સુધી તેમાના કોઇએ લઢવું નહી આ ખાનગી બાબતોની વાત હું જરા પણ જાણતો નહો પણ આવી ઉદારતાને માટે મારે કૃતજ્ઞતા બતાવી ખૂલ્લી રીતે આભાર માનવો જ જોઇએ, અને તેને પછીથી જે વિપત્તિઓ પડી તે કારણથી તો ખાસ મારે તેનો ગુણ નહી વીસરતા ઉઘાડી રીતે જણાવવો જ જોઇએ તે ઉદાર ચિત્તના અને હીમતવાળા કમનસીબ સેનાપતિને શુ થયુ તે બધા જાણે છે. જેણે ફ્રાન્સને માટે ૫૦૦ યુદ્ધ કર્યાં અને એક પણ યુદ્ધ તેની વિરુદ્ધ કર્યું નહીં તે સેનાપતિ નેને દ્રોહી ગણી બંદુકથી ઉડાવી દેવામાં આવ્યો બુર્બોન લોકોના કટ્ટામાં કટ્ટા દુશ્મનોએ પોતાના અને પ્રજાના સ્વાર્થનો ભેદ વધારે સારી રીતે જોયો હોત ?" —નેપીયરનો પેનીન્સ્યુલર વિગ્રહ. પૃ. ૧ પાન ૨૫૦.

'હાર્ટના આર્મી લીસ્ટ' ને પ્રમાણ ગણીએ તો સર ચાર્લ્સ નેપીયરનો પગ બંદુકના છરાથી ભાગ્યો હતો, તેના વાંસા ઉપર સંગીનનો ઘા થયો હતો, તલવારથી તેના માથાપર ઘા પડયો હતો અને બંદુકના કુંદા માથામાં વાગવાથી ઘણાં જ ઢીમણા થયાં હતા. સર ચાર્લ્સ ૧૮૫૩ ના ઑગસ્ટની ૩૦ મી તારીખે મરણ પામ્યો.

અને માનસિક નિરાશાથી તે તાવ ઉત્પન્ન થયો હતો. તેમાં વળી જે લોકો જીવતા પાછા ઘેર આવ્યા હતા તેઓ પોતાને પડેલી વિડમ્બના અને વિપત્તિઓનાં ભયંકર અને ઘણી વાર અતિશયોક્તિભરેલાં વર્ણન આપતા હતા તેથી પણ ત્રાસમાં વધારો થયો હતો. ”

સ્પેનમા લુંટફાટ અને ખુન ચાલી રહ્યા હતા ઉન્માદવાળી પ્રજા પોતાના જૂના રાજાઓ તરફ પોતાની નિષ્ઠા છે એવું નિમિત્ત કાઢી બહુ જ ભયંકર તોફાન અને અત્યાચાર કરતી. જે પ્રદેશમા ફ્રેંચ લશ્કર હતું તે પ્રદેશ સિવાય બાકીના પ્રદેશમાં જાનમાલનું રક્ષણ સ્પેનમા થતું ન હતુ. કેટલાક સ્પેનના સૈનિકો તો ડોન જ્યુઆન બેનીટો નામના તેમના એક બહાદુર અને નામાંકિત સેનાપતિ તરફ ગુસ્સે થયા. તેથી તે ઉંઘતો હતો ત્યાથી તેમણે તેને પકડ્યો, એક ઝાડ સુધી તેઓ તેને તાણી ગયા, ગળાથી તેમણે તેને ત્યા લટકાવ્યો અને એના શરીરમા ગોળીઓ મારી કેટલોક વખત તેઓ આનંદ માનવા લાગ્યા. નેપોલિયનની સત્તા જ્યા જ્યા હતી ત્યાં ત્યા તો દૃઢતાથી આ બધા અત્યાચાર એણે દબાવી દીધા. વેલેડોલીડમા પણ તેણે બારેક માણસો જેઓ ખુની તરીકે પ્રખ્યાત હતા તેમને પકડ્યા અને સપાટાબંધ બંદુકથી ઉડાવી દીધા.

નેપોલિયને જોસફને લખ્યું:—“ તમારે એવી રીતે વર્તવું જોઇએ કે તમને બધા માન આપતા શીખે તે પહેલા તમારાથી બધા પ્રથમ ભય રાખતાં શીખે. કેટલાક લોકો ઉપર ખુન અને લુટનો આરોપ આવેલો છે. તેવા ભયંકર ખુનીઓને ક્ષમા આપવા સારૂ લોકો અહી મને આજીજી કરે છે. પણ મેં ક્ષમા ન આપી તેથી તેઓ રાજી થયા છે અને ત્યાર પછી બધુ વ્યવસ્થાસર અને શાંતિથી ચાલે છે. ન્યાયી અને દૃઢ બને સાથે જ થવાનું છે, અને તમારે રાજ્ય કરવાની ઇચ્છા હોય તો ન્યાયી થવાની જેટલી જરૂર છે તેટલી જ દૃઢ થવાની પણ અપેક્ષા છે. ”

તેણે માડ્રિડમા સો ખુનીઓને મારી નંખાવ્યા આ લોકો ઇસ્પીતાળોમાં પેસી ગયા હતા, અને ધીમે ધીમે અતિશય દુઃખ દઇ માંદા પડેલા ફ્રેંચ સૈનિકોને તેમણે મારી નાખ્યા હતા. કેટલાક સ્પેનના લોકો ફ્રેંચના મિત્રો છે

અને તેથી પોતાની જન્મભૂમિના દ્રોહી છે એમ નિમિત્ત કાઢી આ ખુની-ઓએ તેમના ઘર બાળી નાખ્યાં હતાં અને તેમને મારી નાખ્યા હતા. ગુન્હેગાર લોકોના મનમાં ત્રાસ વર્તાવી દેવાનો વિચાર નેપોલિયનનો હતો. તેમ છતા પોતાની હમેશની ઉદારતાના પ્રભાવે, આ સખતાઇના પગલાથી જે નિંદા થાય તે પોતાને માથે લઇ લેવા તે તેયાર હતો. તેમ જ પોતે રહે-મનજરના જેટલાં કૃત્યો કરતો તેનો તમામ યશ તે પોતાના ભાઇને અપાવતો હતો.

નવા વર્ષને દિવસે જોસફે એક અભિનંદનપત્ર નેપોલિયનને લખ્યુ. તેમાં તેણે જણાવ્યું કે:—" આ વર્ષમા આપ નામદારના પ્રયત્નોથી શાત પડેલુ યુરોપ આપ નામદારના વિચારને ન્યાય આપશે-ખરા ઠરાવશે એવી મારી ઇચ્છા છે તેનો સ્વીકાર આપ નામદાર કરશો. "

જવાબમા નેપોલિયને લખ્યુ કે:-"નવા વર્ષના સંબંધમા તમે જે લખ્યું છે તેને માટે હું તમારો ઉપરકાર માનુ છુ. પણ આ વર્ષમા યુરોપમાં શાતિ પ્રસરે એવી મને આશા નથી મને તેની એટલી બધી ઓછી આશા છે કે મે અત્યારે ૧૦૦,૦૦૦ માણસ લસ્કરમા નવીન દાખલ કરવાનો હુકમ કાઢયો છે. ઇગ્લાડના હૃદયમાથી ઇર્ષ્યાનું શલ્ય જતું નથી, અને કોન્સ્ટેન્ટીનોપલના બનાવો એવા બન્યા છે કે દરેક વસ્તુ એમ જ બતાવી આપે છે કે યુરોપને સારૂ શાતિનો સમય હજી નજીક આવ્યો નથી "

સ્પેનમા ખૂલ્લા રણસંગ્રામમા તો તમામ જગાએ સ્પેનના લોકો પરાજય પામ્યા છતા કીલેબદી શહેરોની દીવાલોમા હજારો માણસો ભરાઇ બેઠા હતા. ત્યાં રહ્યા રહ્યા અદ્દ્ભુત અને અલૌકિક હીમત દેખાડતાં તેઓએ લઢાઇ ચાલુ રાખ્યાં કરી; પણ ફ્રાન્સના ઇજનેરોની કરામતથી તથા ફ્રાન્સના યોદ્ધાઓના શુરવીરપણાથી ભારે ગઢ જલદીથી સર કરવામા આવ્યા સારાગોસાનો કીલ્લો અર્વાચીન તેમ જ પ્રાચીન ઇતિહાસમા બહુ જ પ્રખ્યાત અને ભયકર ગણાયેલો હતો. અંગ્રેજોએ તેમા તમામ લશ્કરી સરજામ સારી રીતે ભરી દીધો હતો. ૪૦,૦૦૦ સ્પેનવાસીઓ સાધુઓની આગેવાની નીચે અંધ શ્રદ્ધાના

ઉન્માદથી પ્રેરાઇ શહેરની દીવાલો અંદર પથ્થરના ઘરોમા સુરક્ષિત સ્થિતિમા ભરાઇ બેઠા હતા. તે ઉપરાંત તે શહેરની શેરીઓમાં એક લાખ માણસ ચીકાર ભરાયું હતું. ફ્રેંચ ૧૮,૦૦૦ હતા અને તેમણે તેટલા થોડા માણસો વડે તે શહેરને ઘેરો ઘાલ્યો. બે માસ સુધી ઘેરાયેલા અને ઘેરનારા લોકો વચ્ચે સતત અને જરા પણ દયા વિનાનું યુદ્ધ ચાલુ રહ્યું. શહેરની દીવાલો તોડી નાખવામા આવી. મઠ તો ઉડાવી દેવામા આવ્યા હતા. છતા ઉન્મત્ત થયેલા લોકોએ શેરીએ શેરીએ અને ઘેરે ઘેર લઢવાનુ ચાલુ જ રાખ્યું. છેવટે અંધશ્રદ્ધાના ઉન્માદવાળા સ્પેનવાસીઓ ઉપર ઉત્તમ લશ્કરી કેળવણી લીધેલા ફ્રેંચલોકોએ જય મેળવ્યો. છેવટે તે બળતા શહેરના ખંડેરોનો કબજો સેનાપતિ લેનીસે ૧૧૦૦૦ માણસો વડે લઇ લીધો ત્યારે આ પાપી પ્રાણીઓની દુનીઆમા પણ ક્વચિત્ જ નજરે પડે એવો દેખાવ તેની નજરે પડ્યો. આખા શહેરમા મકાનો બધાં ચૂરેચૂરા થઇ ગયા હતાં અને ગંધાતા, કહોતાં મડદાં પડ્યા હતા. શહેરના ૫૪૦૦૦ માણસો મરી ગયા હતા. સ્ત્રીઓ, પુરુષો અને છોકરાઓ જેમના શરીરો કપાઇ ગયા હતા તેઓ ચીસો પાડતાં હતા, તેમના ઘા રૂઝાયા ન હતા પણ સૂજ્યા હતા; આવો દેખાવ દરેક ઘરમા જણાતો હતો. શહેરનો ¾ ભાગ તો તદ્દન નાશ પામ્યો હતો. બાકીનો ¼ ભાગી તૂટી, લોહીથી ખરડાઇ ગયો હતો અને તેમાથી એવી દુર્ગંધ છુટતી હતી કે માથું ફાટી જાય. જે ૪૦,૦૦૦ સ્પેનના સૈનિકોએ મરણીઆ થઇ ઘેરે ઘેર અને બારીએ બારીએ યુદ્ધ ચાલુ રાખ્યુ હતું તેમાથી ૧૦,૦૦૦ પાયદળ અને ૨૦૦૦ ઘોડેસ્વારો છેવટે જીવતા રહ્યા હતા અને કેદી બન્યા હતા. તેઓ ફીકકા ચહેરાના, ક્ષીણ અને બીહામણા સ્વરૂપના થઇ ગયા હતા. વિગ્રહના ત્રાસથી ટેવાયેલા ઘરડા ફ્રેંચ સૈનિકો પણ આ દેખાવ જોઇ નરમ થઇ ગયા.

ત્યાર પછી જોસફ માડ્રિડ પાછો આવ્યો ત્યારે દેવળોમા ઘંટ વગાડવામા આવ્યા અને સલામીની તોપો ફુટવા માંડી. લોકો તો એમ જ સમજતા હતા કે એમની પોતાની ગાદી છીનવી લેવામાં આવે છે તેથી તેઓ નારાજ દેખાયા. તો પણ શહેરીઓમાં જે સભ્ય અને સંભાવિત ગૃહસ્થો હતા અને

જેઓ ત્રાસના રાજ્યમા રહ્યા હતા તેઓએ ઘણા સંતોષથી તેનો આદર-સત્કાર કર્યો. જોસફ પ્રજાનો રક્ષક હતો એમ કહી નેપોલિયને તેને પ્રજાને સોંપ્યો હતો જાણે કે તેણે નેપોલિયન જેવા અપ્રતિહત વિજયવાળા માણસની મહેરબાની તેમને સારૂ મેળવી આપી હતી. તે છતા નેપોલિયનના અતિશય ન્યાયી અને શૌર્યવાળા ચારિત્ર્યમાં એવું કાઇક હતું કે જેને લીધે તમામ માણસો એને માટે પૂજ્ય ભાવ રાખતા હતા. તમામ સખતાઇનાં કૃત્યોનો અપયશ નેપોલિયને પોતાને માથે લીધો હતો છતા અને જોસફનો યશ વધારવાનો નેપોલિયને પ્રયત્ન કર્યો તે છતાં જોસફના સાદા અને નમ્ર સ્વભાવ કરતા સ્પેનવાસીઓ મહારાજા નેપોલિયનની ભવ્યતાથી વધારે આકર્ષાતા હતા.

વેલેડોલીડમા નેપોલિયન પાંચ દિવસ રહ્યો અને યુરોપના એકે એક ભાગમા તેણે કાગળો લખ્યા. એક સાધારણ માણસની શકિતને જે કામ કરવાને એક વર્ષ જોઇએ તેટલું કામ નેપોલિયને ત્યા ૫ દિવસમા કરી નાખ્યું ફ્રાન્સ, સ્પેન, ઇટાલી અને જર્મનીમાં આવેલા તેનાં તમામ લસ્કરો જાણે તેના આગળ નકશામા પાથર્યાં હોય એમ હતું. તેમનો કેવી કેવી રીતે ઉપયોગ થઈ શકે એ બધું તે સમજી ગયો પછી પોતાને લખવાના તમામ કાગળો પૂરા કરી તે ઘોડે બેઠો અને પારિસ જવા નાઠો.

જે. ટી. હેડ્લી લખે છે કેઃ—“ પહેલા પાચ કલાકમા કલાકના ૧૭ માઇલની ત્વરાથી આશ્ચર્ય પમાડે એવું ૮૫ માઇલનું અંતર તેણે કાપ્યું. મહારાજા નેપોલિયનની આ તમાકુ પીતી પીતી જતી સ્વારી જે જે શહેરો અને ગામડામા થઇને ગઇ હતી તેમના લોકોને તેની જંગલી જનાવરના જેવી દોટ હજી પણ સાભરે છે. રસ્તામા ઘોડા બદલવાની ગોઠવણ કરી-રાખવામાં આવી હતી. એક સ્થળે તે આવતો કે તરત જ નવા ઘોડા-ઉપર ચઢી બેસતો અને ઘોડાને એડી મારી સપાટાબંધ દોડાવતો જતો હતો. તેની નાની આકૃતિ અને સાદી ટોપી જેણે જોયાં હશે તે તો તેને કદાપિ ભૂલી જવાના નથી. તેનો ફીક્કો ચહેરો આરસપહાણ જેવો શાત હતો પણ તેણે

પોતાના હોઠ દબાવી રાખ્યા હતા; અને તેનાં ભવાં લોઢાની પેઠે વાળેલાં હતાં. તે જીન ઉપર બેઠો બેઠો અધીરાઇથી આગળ જવાને આચકા ખાતો હતો તે વખતે તેની તીક્ષ્ણ આંખ કાપવાના માર્ગને ગળી જવા માગતી હોય એમ લાગતું હતું. કોઇ બોલતું જ ન હતું. આખો ગ્સાલો જરા પણ શ્વાસ લીધા વિના આગળ ધપતો હતો. હુશીયાર ઘોડેસ્વારોને આવી લાંબી અને ઉતાવળી મુસાફરી કોઇ વખત કરવી પડી ન હતી."

એમ દોડતા દોડતા તેઓ બેયોન આવ્યા ત્યાંથી તે ગાડીમા બેઠો. પોતાના રક્ષકની ટુકડીને એકદમ સપાટાબંધ રહાઇન નદી તરફ જવાનો હુકમ આપી તે પારિસ જવા નીકળી પડયો. જાન્યુઆરીની ૨૨ મી તારીખે રાત્રે તે પારિસ જઇ પહોંચ્યો, અને ટ્યુઇલેરીસમા આમ ઓચિંતો આવી પહોંચવાથી બધાને ઘણું આશ્ચર્ય લાગ્યું. પોતાના જ મનની શક્તિથી તે રાજ્ય ચલાવતો હતો તેથી યુરોપમાં કેવા કાવતરા અને કાવતરાને તોડવા સામાં કેવાં કાવતરાં થયા હતાં તેની તેણે બહુ જ થોડી વાત કોઇને કહી. સ્પેનના રાજાએ કેવો ગુપ્ત રીતે વિશ્વાસઘાત લાંબા વખતથી કર્યો હતો તેની ખબર ફ્રાન્સના લોકોને ન હતી; તેથી સ્પેનની ચઢાઇ તેમણે પસંદ કરી ન હતી અને એમ જણાવ્યું હતું કે એમાં નિરર્થક પૈસાનો તથા સૈનિકોના જાનનો ખર્ચ થયો છે, અને બેવકુફાઇભરેલા અને નીચ રાજાઓ તરફ એક પ્રકારનો અન્યાય થયો છે. આવી દુઃખ ઉત્પન્ન કરનારી લડાઇમા તે પોતે સંડોવાયો હતો તેથી તેને પણ હવે ઘણી દીલગીરી થઇ હતી. સ્પેનની પ્રજા ઉપર એવા ઉપકાર કરવાની તથા તેને એવા લાભ આપવાની નેપોલિયનની મરજી હતી કે તેમના નિર્માલ્ય અને જૂલમી રાજાઓને ગરબડ સરબડ કર્યા વિના ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાથી તેઓ રાજી રાજી થઇ જાય. ઇંગ્લાડે દરમ્યાનગીરી ન કરી હોત તો સ્પેનનો આવી રીતે પુનરુદ્ધાર થયા વિના રહેત નહી. તેમ નેપોલિયન આ સ્પેનના વિગ્રહમાં ફસાયો ન હોત તો ઑસ્ટ્રિઆએ તેના ઉપર ચઢાઇ કરવાની હીમત કરી ન હોત એ પણ બનવા જેવી વાત છે. પણ નેપોલિયનનો જે ક્ષણે પરાજય થયો હોત તે જ ક્ષણનો લાભ લઇ સ્પેનના જૂલમી રાજાઓ

ઈંગ્લાંડ સાથે મળી જઇ ફ્રાન્સના દક્ષિણ ભાગ ઉપર ચઢાઈ કરવા ધસી જાત એ વાતમાં તો શંકા જ ન હતી.

સ્પેનના બુર્બોનોને ઉખાડી નાખવાનુ સાહસ નેપોલિયને કર્યું તેને માટે તે જો કે ઘણી વખત દીલગીરી બતાવતો હતો તો પણ એવો એક પણ બીજો માર્ગ ન હતો કે જે એ લઇ શકત અને જેમાં ઘણો જ ભય સમાયલો ન હોત. સ્પેનની ભાજગડમા એ ન પડયો હોત તો અંદર અંદર યુદ્ધ થાત અને સ્પેનનું સત્યાનાશ વળી જાત. આ યુદ્ધ સ્પેનના રાજા ડોન કાર્લોસ અને તેના પુત્ર ફર્ડીનાન્ડના પક્ષની વચ્ચે થાત. તે વખતે ઇંગ્લાંડે ફર્ડીનાન્ડનો જ પક્ષ લીધો હોત અને છેવટે આખો દ્વીપકલ્પ ઈંગ્લાંડના એક સસ્થાન જેવો થઇ રહેત. તેમ જ બીજી રીતે જોતા જે નેપોલિયન ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો મહારાજા હતો, અને જે પ્રજાના હક્કનો મોટો હીમાયતી હતો તેણે સ્પેનમા પોતાના લશ્કરને લઇ જઈ સ્પેનની અજ્ઞાનના અંધારામાં સડતી પ્રજા ઉપર અસહ્ય જૂલમની સાકળો વધારે મજબૂત ચોટાડી હોત, તેમ જ લોકોના પાપ કબૂલ કરાવવાની ન્યાયાધીશીની શિક્ષાઓ કરવા સારૂ જેલના પાજરા અને જેલના ઓરડાઓ વધારે મજબૂત કર્યા હોત તો તેણે પોતાના પ્રિય વિચારોને હડસેલી કુવામા નાખી દઇ હડહડતો અન્યાય કર્યો હોત એમ ગણાત. પોતાના સ્વરક્ષણ સારૂ તેણે જે ખરેખરા પ્રયત્ન કર્યા તેમા તેની સાથે જ તેણે સ્પેનને એક દયાવાળો અને કેળવાયેલો રાજા અને ઉદાર વિચારવાળું રાજ્યબંધારણ આપવાની ઇચ્છા કરી હતી.

ચારે બાજુએથી નેપોલિયનને એવી જ ખબર મળતી જતી હતી કે અતિશય ચચળતા વાપરી ઑસ્ટ્રિઆ નવીન વિગ્રહ સારૂ તૈયારીઓ ઉતાવળે કરે છે. વિએના, મ્યુનીચ, ડ્રેસ્ડન અને મીલાન એ ચારે જગાએથી ઑસ્ટ્રિઆની લશ્કરી તૈયારીઓની ઝીણામાં ઝીણી ચોક્કસ હકીકત નેપોલિયનને મળી. હવે ભય આવવાનો છે, અને તે નજીક છે તથા અસાધારણ છે એમ ખાત્રીપૂર્વક માનવાને તેને સંપૂર્ણ કારણ મળ્યું. સુલેહ કરવાના તેના તમામ પ્રયત્નો નિષ્ફળ નીવડયા.હવે સુલેહ થાય એવો સંભવ ન હતો. ઈંગ્લાંડ તો એની

સાથે વાત કરવાને એના દેશનો સુલેહનો વાવટો લઇ આવનારને આવવા દેવાને ના કહેતું. જ્યારે બુર્બોનોને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યા ત્યારે તો એ બીચારો બાળક હતો અને આખી પ્રજાના લગભગ એકમતથી તે આ વખતે સર્વોપરિ સત્તા ભોગવતો હતો તો પણ ઇંગ્લાંડ તો એમ જ કહેતું કે તેણે જ રાજ્યગાદી પડાવી લીધી છે અને બુર્બોનોની કાયદેસર માલીકીની ગાદી ઉપર તે ચઢી બેઠો છે.

"પ્રજાપક્ષના વિચારવાળા રાજાને મારો" એ જ બૂમ ઑસ્ટ્રિઆમા પડી રહી હતી અને રશિઆના રાજાની મા તથા રશિઆના અમીરઉમરાવો પણ એ જ પોકાર સામેથી પાડી રહ્યા હતા.

એકત્ર થયેલું યુરોપ કહેતું:—"અમારે ફ્રાન્સ વિરુદ્ધ લઢાઇનું કારણ નથી, પરંતુ ફ્રાન્સની ગાદી પચાવી પડનાર નેપોલિયનના વિરુદ્ધ જ અમારી તો લઢાઇ છે."

વિજય મેળવ્યા પછી સુલેહને માટે ગમે તે જાતની છુટ મૂકવા નેપોલિયન હમેશાં તૈયાર હતો; પણ જ્યારે ચારે બાજુએથી ભયના વાદળ આવતા અને તેના શત્રુઓ રાજીરાજી થઇ જતા ત્યારે એનો અભિમાની જુસ્સો જરા પણ ડર્યા વિના બહુ જ ઉછળી આવતો અને લઢવાને તત્પર થઇ જતો. તેણે બે મહીનામા તો સ્પેનમાથી અંગ્રેજોને હાંકી કાઢ્યા હતા, અને પોતાના ભાઇ જોસફને વિજયી બનાવી માડ્રિડ આણ્યો હતો; પણ સ્પેનના વિગ્રહનો અંત હજી આવ્યો ન હતો. દરેક પ્રાંતમા નવા બંડો થાય એમ હતું. સ્પેન અને પોર્ટુગાલના કીનારા પાસે બ્રીટીશ નૌકાસૈન્યના કાફલા સારી સંખ્યામા ફરતા હતા, અને તે લોકોને માણસો, પૈસા અને લઢાઇનો સરંજામ એ બધું જોઇએ એટલુ આપી તેમને ઉશ્કેરવામા કસર રાખતા ન હતા.

વાચનારને યાદ હશે કે ઑસ્ટ્રિઆના એલચીને તમામ હકીકત નેપોલિયને સંપૂર્ણ રીતે સમજાવી હતી. પોતાને સુલેહ કરવાની ઘણી જ મરજી છે એ વાતની ખાત્રી તેણે મેટરનીકને આપી હતી. તેને તેણે એમ પણ કહ્યું હતું કે:—'જો ઑસ્ટ્રિઆને ફરીઆદ કરવાનું કાંઇ પણ કારણ હોય તો તેણે

તરત જણાવી દેવું અને જો તે જણાવશે તો તે દૂર કરવાને હું તરત પ્રયત્ન કરીશ.' જે ભયંકર ભારે લશ્કરી તૈયારીઓ ઑસ્ટ્રિઆ કરતું હતું તે આખું યુરોપ જાણતું હતું. તેમ જ તે તૈયારીઓનો ખરો ઉદ્દેશ પણ બધા સમજતા હતા. પણ હજી લઢાઇ શરૂ કરવાની તૈયારી ઑસ્ટ્રિઆની ન હતી અને તેનો એલચી પારિસમા રહેતો હતો. બીજો વિગ્રહ ન જાગે અને તેના અંગની વિડમ્બનાઓ દૂર કરી શકાય એવી નબળી આશામા ને આશામા નેપોલિયને રશિઆને દરખાસ્ત કરી કે 'ઑસ્ટ્રિઆના વાસ્તવિક મુલકને જરા પણ આંચ આવવાની નથી તેની બેવડી ખાત્રી ફ્રાન્સ તથા રશિઆએ આપવી. ઑસ્ટ્રિઆને ખરેખરો એવો જ ભય લાગતો હોય કે નેપોલિયનનો ડોળો તેના મુલક ઉપર છે તો આ બેવડી ખાત્રી જામીન તરીકે ચાલશે અને વિગ્રહનું વાદળ વિખરાઇ જશે.' પણ ઑસ્ટ્રિઆને તો ઇટાલી પાછું જીતી લેવું હતું, પ્રજાના હકકના વિચારોનો પ્રસાર અટકાવવો હતો, અને કાયદેસર રાજાને ગાદી ઉપરથી હાંકી કાઢી તેની જગાએ પ્રજાની પસંદગીનો સાધારણ સ્થિતિનો માણસ ગાદીએ બેસે ને ભયંકર દેખાવ યુરોપમાથી કાઢી નાખવો હતો. તેથી ઑસ્ટ્રિઆની કૃપા સંપાદન કરવા સારૂ હવે વધારે આજીજી કરી પોતાનું સ્વમાન ગુમાવવું એ નેપોલિયનને ઠીક લાગ્યું નહીં. તેણે ઑસ્ટ્રિઆના એલચીને માનપાનથી આદર આપવાનું ચાલુ રાખ્યું પણ તેની સાથે અતડાઇ વધારી છુટ લેવાનું ઓછું કર્યું. તેની સાથે વિરોધનું અથવા ખુશામતનું વલણ તેણે ધારણ કર્યું નહીં.

બીજી પ્રજાઓના એલચીઓને તેણે સંપૂર્ણ નીખાલસપણાથી પોતાનો વિચાર સમજાવ્યા. તેણે ખૂલ્લે ખૂલ્લું કહી દીધું કે "ઓસ્ટ્રિઆની જંગી લશ્કરી તૈયારીઓને લીધે જ મારે પારિસ આવવું પડયું છે કે જેથી હું પણ એવી જ મોટી તૈયારીઓ કરી ઓસ્ટ્રિઆને બરાબર ઉત્તર આપી શકું.'

એક દિવસે ટયુઇલેરીસમા કેટલાક માણસો ટોળું વળી એની આસપાસ બેઠા હતા ત્યારે તેણે કહ્યું:–" મને એમ લાગે છે કે વિએના પાસે ડાન્યુબ

નદી નથી વહેતી પણ ' લીથ ' ( એટલે વિસ્મૃતિની નદી ) વહે છે. અનુભવના પાઠ એ ભૂલી ગયું છે અને તેને બીજો અનુભવ લેવો છે, તો તે તેને મળશે જ. આ વખતનો અનુભવ તેને ભયકર મળશે. મારે લઢવું નથી. મારે લઢાઇમાં કશો સ્વાર્થ નથી. આખું યુરોપ સાક્ષી છે કે મારા બધા પ્રયત્નો અને મારૂં સંપૂર્ણ ધ્યાન સ્પેનમા ઇંગ્લાંડે જે રણક્ષેત્ર પસંદ કર્યું હતું તે તરફ દોરાયેલું હતું. ઇ. સ. ૧૮૦૫ માં કેલેની સામુદ્રધુની ઓળંગી હું ઇંગ્લાંડ ઉપર ચઢાઇ કરવાની તૈયારીમા હતો તે વખતે ઓસ્ટ્રિઆ જાગ્યું અને ઇંગ્લાંડનો બચાવ થયો. એ જ ઇંગ્લાડના માણસોની પાછળ હુ કોરૂના સુધી પડતો હતો તેવામાં ઓસ્ટ્રિઆએ આ તૈયારીઓ કરી બીજી વાર ઇંગ્લાડને બચાવ્યું છે. મારે પાછા આવવું ન પડ્યુ હોત તો એક અંગ્રેજ જીવતો ન જાત. આ પ્રમાણે બીજી વખત અગ્રેજોને લાભ થાય એવી રીતે ઓસ્ટ્રિઆએ મારૂં ધ્યાન ખેંચ્યું છે તેને માટે તેને ભારે શિક્ષા થશે કાં તો તેણે તેની તૈયારીઓ એકદમ બધ કરવી પડશે અથવા વિગ્રહ થશે તો તેમાં તેનો નાશ થશે. મારા મનમાં જરા પણ શંકા ન રહે એવી રીતે ઓસ્ટ્રિઆ પોતાની તૈયારીઓ બંધ કરી દે તો હું મારી તલવાર આ ક્ષણે મ્યાન કરવા તૈયાર છું; કારણ કે સ્પેનમાં અંગ્રેજો વિરુદ્ધ મારે તલવાર તાણવી છે. એ સિવાય બીજે કોઇ સ્થળે કોઇની વિરુદ્ધ મારે તે તાણવી નથી. ઓસ્ટ્રિઆ જો પોતાની તૈયારીઓનું કામ ચાલુ રાખશે તો વિગ્રહ તરત જ થશે, તે નિર્ણયાત્મક થશે, અને તેનું પરિણામ એ આવશે કે ભવિષ્યમાં આખા યુરોપમા ઇંગ્લાંડ સાથે કોઇ મૈત્રી કરશે નહીં. "

થાયર્સ લખે છે કે:—" જે છાપ નેપોલિયનને પાડવાની મરજી હતી તે જ તેણે તેના તમામ સાંભળનારાઓના મન ઉપર પાડી; કારણ કે તેના શબ્દો ખરેખરા અંતઃકરણમાંથી ઉઠતા હતા: અને ' મારે લઢવું નથી, પણ કદાચ લઢવાની ફરજ પડશે તો હું ઘણા આગ્રહથી ભયકર રીતે લઢીશ ' એમ બોલવામા તેણે પોતાના મનનો ખરો અભિપ્રાય જણાવ્યો હતો? "

નેપોલિયને સેવરીને કહ્યુ:—" આ તૈયારીઓ કરવાનું કાંઇ કારણ હશે,

પણ મારા કબ્જામા તે આવતું નથી; કારણ કે મારી સામે વિગ્રહ જાહેર કરવામા એક જાતની ઘેલછા છે. એ તો બધા એમ જ સમજે છે કે હું મુએો છું; પણ જ્યારે પરિણામ જણાશે ત્યારે તેમને સમજણ પડશે. મારાથી છાનામાના બેસી રહેવાતું નથી હું ઘણો લોભી છું એવો આરોપ મારા પર આવશે. પણ એ લોકોની બેવકુફીને લીધે જ મારે વિગ્રહમા ઉતરવાની ફરજ પડે છે. તેઓ એક એક મારી સામે લઢવા આવે એ બનવા જેવું નથી. હું રશિઆ તરફથી સંદેશા લાવનારની રાહ જોઉં છું. જો હું આશા રાખું છું એ પ્રમાણે ત્યા મામલો થયો હોય તો ઓસ્ટ્રિઆને સારૂં કામ મળશે. ”

યુદ્ધ કરવાની નેપોલિયનને ફરજ પડી હતી. ઉત્ક્રાન્તિવાળા ફ્રાન્સની ગાદીનો સ્વીકાર કરવાથી તેણે આખા યુરોપના સામટા પ્રહાર પોતાના માથા ઉપર વગર ધાર્યે લઇ લીધા હતા. તેથી નિરંકુશ સત્તાવાળા રાજાઓના કલંકિત રાજ્યને વશ થવાનું અને પ્રજાના હક્કને માટે ભયંકર લઢાઇ—આ બે સિવાય ત્રીજો માર્ગ તેને પસંદ કરવાનો ન હતો.

રશિઆના એલચીને નેપોલિયને કહ્યું:—“ તમારા રાજાએ એરફુર્ટમાં મારા કહ્યા પ્રમાણે કર્યું હોત તો આ વખતે આપણી સ્થિતિ જૂદી જ હોત. અત્યારે હથીઆર ઓછા કરવા ઑસ્ટ્રિઆને આપણે ઉપદેશ આપવો પડે છે તેને બદલે આપણે તેને ખરેખરી રીતે ડરાવી શક્ત અને તે પોતાની તૈયારીઓ બંધ કરત. પણ આપણે કામ કરવાને બદલે વાતો જ કરી છે. તેથી હવે આપણે વિગ્રહમાં જલદીથી સંડોવાવું પડશે. ગમે તેમ હોય, પણ હું તો તમારા રાજાના શબ્દ ઉપર ભરોસો રાખું છું. તેણે મને એવું વચન આપ્યું છે કે ‘ જો વિએનાનો દરબાર—ઑસ્ટ્રિઆ લઢાઇ જગવે તો હું તમારા તાબામાં એક લશ્કર આપીશ. ’ હું તો મારે દાન્યુબ અને પો નદી ઉપર ૩૦૦૦૦૦ ફ્રેંચ અને ૧૦૦૦૦૦ જર્મનો એકઠા કરૂં છું. તેઓ ત્યા જશે એટલે કદાચ ઑસ્ટ્રિઆ આપણું નામ નહી દે અને તમારી અને મારી ખાતર હું એ વાત પસંદ કરૂં છું. પણ આટલી તૈયારીઓથી ઑસ્ટ્રિઆ ડરે નહીં, અને આપણે બળનો ઉપયોગ

કરી લડવું જ પડે તો—આપણા સામાન્ય ઉદ્દેશની વિરુદ્ધ જેટલી તૈયારીઓ હોય તેને આપણે હમેશને માટે છુંદી નાખીશું. "

બવેરીઆ, સેકસની, વુર્ટમ્બર્ગ અને વેસ્ટફાલીઆ એ દેશના રાજાઓને તથા બેડન, હેસી અને વુર્ટઝબર્ગના ડ્યુકને નેપોલિયને તરત જ કાગળો લખ્યા; કારણ કે તેઓ તમામ તેના મિત્રો હતા તેણે તેમને ખાત્રી આપી કે 'વખત પાક્યા વિના હું તમને નકામો ખર્ચ કરાવવા ઇચ્છતો નથી. પણ મારા ઉપર વિગ્રહનું વાદળ ખરેખરું આવી પહોચ્યું જણાય છે તેથી તમારા લશ્કર તૈયાર કરાવવાની મારી ઇચ્છા છે. હુ એટલી મોટી સખ્યામા લશ્કર એકઠું કરવા માગું છું કે જેથી કા તો વિગ્રહ બંધ પડી જાય અથવા તેનો છેવટનો નિર્ણય જલદી આવે;' પ્રુશિઆ ઉપર તેને પૂર્ણ ભરોસો ન હતો. તેથી તેને તેણે જણાવ્યું કે "તમે અમારી સાથે સધિ કરીને ૪૨૦૦૦ થી વધુ લશ્કર નહીં રાખવાની કબૂલત આપી છે તે જો તમે તોડશો તો હું જ પહેલો તમારી વિરુદ્ધ વિગ્રહ જાહેર કરીશ. "

આખા ફ્રાન્સમા ગરબડ ગરબડ ચાલી રહી હતી નેપોલિયનના મનની અલૌકિક શક્તિનો પ્રભાવ દરેક પ્રાતમા જણાતો હતો અને હજારો–લાખો માણસોના હૃદયમા ઉત્સાહની અને ઉદ્યોગની પ્રેરણા કરતો હતો. દરેક દિશામાં અનેક હુકમો મોકલવામાં આવ્યા. પોતાના લખાવ્યા પ્રમાણે કાગળ લખનારાઓને રાત્રિ દિવસ કામે વળગાડી, સેનાપતિઓને, એલચીઓને, ઇજનેરોને, રાજાઓને, રાજકુમારોને સંખ્યાબધ કાગળો લખાવી તેણે થકવી નાખ્યા. તેણે નવા ફરજીયાત લશ્કર એકઠા કરવા માડ્યા. મોટા મોટા દારૂગોળાના સાધન તૈયાર થવા લાગ્યા. વિગ્રહની સામગ્રી સપાટાબંધ તૈયાર થતી હતી, કારખાનાંઓ સપાટાબધ ગોળાઓ બનાવતા હતા અને તોપખાનાઓ પણ કામે વળગી પડ્યા હતા. દરેક દિશામા સખ્યાબંધ શસ્ત્રસજ્જ માણસો જતા આવતા દેખાતા હતા. તેથી બીજાને તો એમ જ લાગે કે બધી અવ્યવસ્થા હશે; પણ તમામ લોકો તે પ્રતિભાશાળી નરરત્નની દીર્ઘ દૃષ્ટિથી જરા પણ ચૂક કર્યા વિના ખરે રસ્તે જતા હતા. ૧૨૦૦૦ તોપોના ઘોડો એક

દમ ખરીદવાનો તથા તૈયાર કરવાનો તેણે હુકમ આપ્યો. વિગ્રહમાં જે જે અડચણો આવે એમ લાગે તેને માટે પહેલેથી જ તૈયારી કરી લઇ તેણે ૫૦,૦૦૦ કોદાળીપાવડાઓ પણ સરંજામમા રખાવ્યા. તોપખાનાની ગાડીઓ પાછળ પાછળ તે આવવાના હતા. આ જ કોદાળી અને પાવડા તેને છેવટે જય મળવાના કામમા ઘણા જ ઉપયોગી થઇ પડયા હતા. દાન્યુબ નદી જે પહોળા પટવાળી હતી તે પણ આ લઢાઇનું સ્વરૂપ મહત્ત્વની રીતે બદલી નાંખશે એમ તે સારી પેઠે જાણતો હતો. તેથી બુલોનની ૧૨૦૦ ખલાસીઓની એક ટુકડી તેણે 'ગાર્ડ'ની ટુકડી સાથે રાખી. આટલુ કરતાં છતા શત્રુતા બતાવનારૂં એક પણ કામ તે કરતો નહીં. તે છતા પોતાની રાક્ષસી તૈયારીઓ કેવી છે તે તેણે ખુબીથી ઑસ્ટ્રિઆને બતાવી આપી. તેણે પોતાના લશ્કરો એવી સ્થિતિમાં ગોઠવ્યાં કે પોતે ( ઑસ્ટ્રિઆ ) ગમે તેટલું ગજાવર લશ્કર તેની સામે લાવે તો પણ તેની સામે થવાને તેની ( નેપોલિયનની) પાસે જોઇતી તૈયારી છે તે ઑસ્ટ્રિઆ જોઇ શકે લઢાઇથી નેપોલિયનને કશો ફાયદો થવાનો ન હતો. તેણે એવી આશા રાખી હતી કે આવો ડોળ જોઇ ઑસ્ટ્રિઆ વધારે ડહાપણ-ભરેલા વિચાર કરશે. થાયર્સ લખે છે કે:—" આ સપાટાબંધ અને ભવિષ્યમાં ઉપયોગમા આવે એવી તૈયારીઓથી સાબીત થાય છે કે વિગ્રહ અટકાવવા જેટલી મહેનત નેપોલિયન કરતો તેટલી જ તે અટકી શકે એમ નથી એમ જાણ્યા પછી તેને સારૂ તૈયારીઓ કરવામા કરતો. "

આવી જંગી તૈયારીઓ માટે અઢળક નાણાની જરૂર પડે છે. પણ નેપો-લિયન વિગ્રહ તથા યુદ્ધના શાસ્ત્રમા જેટલો પ્રવીણ હતો તેટલો જ નાણાની બાબતમાં પણ પ્રવીણ હતો. ઇ. સ ૧૮૦૯ ના અંદાજી ખર્ચને પહોંચી વળવા સારૂ ૮૯ કરોડ ફ્રેન્ક એકઠા કરવાની જરૂર હતી. જગતમાં નાશ અને શોકનો પ્રસાર કરવા સારૂ આવી અનર્ગળ મીલકત વેડફી નાખવામા આવે તે જોઇ પરોપકારી અને પરદુઃખભંજન માણસોને શોક થયા વિના રહેશે નહીં. કરોડો અને અબજો પૌડ લઢાઇઓ કરવા અને તેના અંગની વિપત્તિઓ આણવામાં ખરચવામાં આવે છે તે જો યુરોપની સુંદર અને મંદ તાપવાળી

ખીણોની શોભાના વધારામાં અને તેના અદ્‌ભુત પર્વતોની સુંદરતામા વધારો કરવામાં વાપરવામાં આવ્યા હોત તો આખું યુરોપ—નોર્થકેપની ભૂશિરથી ભૂમધ્ય સમુદ્ર સુધી નંદનવન જેવું થઇ રહ્યું હોત.

પણ ઑસ્ટ્રિઆએ હવે એટલી બધી તૈયારીઓ કરી હતી કે તેનાથી પાછા હઠાય એમ ન હતું. આખી પ્રજાનો ઉત્સાહ જાગૃત કરવા સારૂ દરેક પ્રયત્ન કરવામાં આવ્યો હતો. સ્પેનમાં સ્પેનવાસીઓએ તથા ઇંગ્લાંડે નેપોલિયનને બહુ ત્રાસ આપ્યો છે તેથી પીરીનીઝ પર્વતની બીજી બાજુએ મોકલેલા અનુભવી સૈનિકોને તે ત્યાંથી ખસેડી શકે એમ નથી, તેથી જેટલા સ્થળો બરોબર સુરક્ષિત ન હોય તે સ્થળો ઉપર ચઢાઈ કરવાનો આ સારો લાગ છે, પ્રુશિઆ પણ પોતાનું કલંક ધોઇ નાંખવા સારૂ પોતાનું છેલ્લું માણસ ખપી જશે ત્યા સુધી લડશે, અને રશિઆનો મહારાજા અલેક્ઝાન્ડર એવી રાજ્યનીતિમાં ગુંચવાઇ ગયો છે કે જે તેની માને તથા તેના અમીરઉમરાવોને જરા પણ પસંદ નથી અને તેથી પોતાના ઉપર ભય આવી પડે એવી જ સંધિ તેણે નેપોલિયન સાથે કરી છે જે તે છોડી દીધા વિના રહેનાર નથી, આવી આવી વાતો જૂદે જૂદે સ્થળે જૂદી જૂદી અનેક રીતે કહેવામા આવી હતી. ઑસ્ટ્રિઆના લોકો એમ કહેવા લાગ્યા કે સ્પેનની જે ગતિ નેપોલિયને કરી છે તે જ ગતિ ઑસ્ટ્રિઆની કરવાનો તેનો ઇરાદો છે. તેનો વિચાર એવો છે કે પ્રાચીન રાજવંશોનો ઉચ્છેદ કરી નાખી પોતાના વંશના માણસોને જ યુરોપના દેશોમાં રાજા બનાવી દેવા એમ પણ કહેવાતું હતું. માડ્રિડની દિવાલો આગળ નેપોલિયને સ્પેનના લોકોને કહ્યું હતું કે ‘ જો તમારે મારા ભાઇ જોસફને તમારા રાજા તરીકે સ્વીકારવો ન હોય તો તમારી મરજી વિરુદ્ધ તમારે માથે તેને ઠોકી બેસાડવાની મારી મરજી નથી. તેને હું બીજા કોઈ દેશની ગાદી આપીશ અને તમને તો હું એક પરાજય પામેલી પ્રજા પ્રમાણે ગણીશ. ’ આ શબ્દો ઉપર વિશેષ વજન મૂકી નેપોલિયનનો ઑસ્ટ્રિઆ સંબંધી વિચાર સ્પેન જેવો છે એમ સાબીત કરવામા આવતું. તેઓ કહેતા કે બીજા દેશની ગાદી એટલે બીજા કોઇ દેશની નહીં પણ ઑસ્ટ્રિઆની જ ગાદી જોસફને આપવાનું તેણે ધારેલું હોવું જોઇએ !

યુદ્ધ કરવા સારૂ ઉશ્કેરવાને માટે ઈંગ્લાંડના અનેક એજંટો વિએનામાં ખટપટ કરી રહ્યા હતા. પોતાના નૌકા સૈન્ય વડે મદદ કરવા સારૂ અને માણસો તથા લશ્કરી સરંજામની મોટી—જોઇએ તેટલી—મદદ આપવા સારૂ ઈંગ્લાડે માગણી કરી. આવા ઉદ્દેશના પ્રભાવે આખી પ્રજાનો ઉત્સાહ ઘણો જ વધી ગયો. તોપચીઓ તથા પાયદળની ટુકડીઓ વાવટા તથા બીંગલો લઈ વિએનાની શેરીઓમા રોજ ફરતા હતા અને લોકો તેમને હર્ષથી વધાવી લેતા હતા. પાંચ લાખ માણસને રોજ લશ્કરી કવાયત કરાવવામાં આવતી હતી અને રણસંગ્રામમા જે જે કામ કરાવવાની જરૂર પડે તેનો મહાવરો કરવામા આવતો હતો. હંગરીએ તો આખી પ્રજાને લઢવા તૈયાર થવા કહ્યું હતું તેથી તે તો એટલુ મોટું સૈન્ય રણસગ્રામમા લાવવાનું હતું કે જેની સંખ્યાની અટકળ થઇ શકે એમ ન હતુ. એકદમ એક એજંટને ટર્કી મોકલવામા આવ્યો અને તેના સુલતાનને એવું કહેવરાવવામા આવ્યુ કે "તમારા રાજ્યના કકડા કરી નાખવા સારૂ ફ્રાન્સ અને રશિઆ ક્યારના પ્રયત્નો કરે છે." તેથી ઓસ્ટ્રિઆ સુલતાનને વિજ્ઞપ્તિ કરે છે કે અંગ્રેજ કાફલાએ ડાર્ડનલ્સ આગળ જે તોફાન કર્યું હતું તે તેણે (સુલતાને) ભૂલી જવું અને આ બે ભયકર દુશ્મનો (ફ્રાન્સ અને રશિઆ) સામે થવાને સારૂ તેણે ઓસ્ટ્રિઆ અને ઇંગ્લાંડ સાથે મળી જવું. ટર્કીના મુસલમાનો તો ખૂબ ચીડાઇ ગયા એક વર્ષથી ઓછા વખત ઉપર ટર્કીને ફ્રાન્સ જોડે બહુ સારો સંબધ હતો અને મુસલમાનોએ ધિક્કારને પાત્ર અંગ્રેજોને ડાર્ડનલ્સની સામુદ્રધુનીમાથી કાઢી મૂકયા હતા, અને તેમના ઉપર ગરમ ગોળાનો વરસાદ વરસાવ્યો હતો. અત્યારે આખી પ્રજા ઇંગ્લાડની મદદ માગવા તૈયાર થઇ ગઇ હતી અને કોન્સ્ટેન્ટીનોપલની કોઇ પણ શેરીમાં કોઇ પણ ફ્રેંચ જાય તો તેનુ અપમાન થયા વિના રહે એમ ન હતું ઈંગ્લાડે તરત જ એક લડાયક બારકસ કોન્સ્ટેન્ટીનોપલ મોકલ્યુ અને ટર્કીએ ઉત્સાહથી ફ્રાન્સ વિરુદ્ધ ઇંગ્લાડ અને ઑસ્ટ્રિઆ સાથે નવી સંધિ કરી.

રશિઆના મહારાજા અલેક્ઝાન્ડરે હવે નેપોલિયન તરફ અનાદર, ઔદાસીન્ય અને વિરક્તિ સ્પષ્ટ રીતે જણાવવા માંડયાં. નેપોલિયન સાથેના તેના

સંબંધમા તે સંપૂર્ણ રીતે સત્યપરાયણ હતો; પરંતુ તેની સાથે મૈત્રીનો સબંધ કરવાનાં પરિણામથી તે બહુ જ નિરાશ થયો હતો. તેનો તમામ લાભ કોન્સ્ટેન્ટીનોપલ લેવાનો હતો; તેને માટે તેનો આત્મા સતત ઝંખના કર્યા કરતો હતો. પણ નેપોલિયન તેને તે લેવા દે એમ ન હતું.

ડાન્યુબ નદીના મુખ આગળ આવેલા મુલકો રશિઅન રાજ્યમા મેળવી દેવામા પણ પોતે દરમ્યાનગીરી નહી કરે એવી સંમતિ ઘણી આનાકાની સાથે નેપોલિયને આપી હતી, તો પણ આ મુલકો હજી અલેક્ઝાન્ડરને મળ્યા ન હતા. પોતે વિજય કરીને તે મેળવે તો જ તે મળે એમ હતું. ઑસ્ટ્રિઆ સાથે વિગ્રહ કરવામા આવે તો ઑસ્ટ્રિઆ અને ઇંગ્લાંડ એકઠા થઇ જાય અને તેઓ ટર્કીને મળે તો પછી એ મુલકો કબજે લેવાનું કામ વધારે મુશ્કેલીભર્યું થાય એવા વિચારથી પ્રેરાઇ, અને પોતાના ઘરમા પોતાની મા તથા અમીરઉમરાવોના ઠપકાથી કંટાળી જઇ અલેક્ઝાન્ડરે પોતાની મૈત્રી શિથિલ કરી.

ઑસ્ટ્રિઆના પ્રધાનમંડળને રશિઅન ઝારને શી શી ગુંચવણી ઉભી થશે તે બરાબર સમજાયું અને તેઓ તેને પણ પોતાની સંધિમા લઇ શકે એવું માનવાને તેમને ઉત્તેજન મળ્યું. આ જ ઉદ્દેશથી સ્વૉર્ટઝનબર્ગ નામના એક એલચીને વિએનાથી રશિઆના દરબારમા મોકલવામા આવ્યો ઉપલા વર્ગના લોકોએ તેને બહુ જ માન આપ્યું અને તેને પોતાના કામમા ફતેહ મળશે. એવી આશા થઇ. તમામ લોકો ફ્રાન્સની વિરુદ્ધ—રાજ્યગણાના માણસો પણ ફ્રાન્સની વિરુદ્ધ તેને જણાયા પછી તે અલેક્ઝાન્ડરને મળ્યો. તેણે ઉદારતાવાળું નીખાલસપણુ વાપરી તેને ઠપકો આપ્યો કેઃ—'તમારો રાજા લડાઇની તમામ તૈયારીઓ કરે છે અને સુલેહશાંતિની વાતો કરે છે તેથી તેમા દંભ જણાય છે અને તે ઉપર વિશ્વાસ રખાય એમ નથી. હું તો ફ્રાન્સ સાથે રીતસર બંધાયેલો છું તેથી મારે તો મારા વચન પ્રમાણે ચાલવું પડશે." વળી તે બોલ્યો—" ઑસ્ટ્રિઆ એવકુફી કરી વિગ્રહ કરશે તો નેપોલિયન તેને કચરી નાખ્યા વિના રહેનાર નથી; અને તે મને મારા લશ્કર તેની સાથે મેળવી દેવાની ફરજ પાડશે. જેને તમે ભયંકર રાક્ષસ કહો છો તેને તમે જ વિગ્રહ

જગાડી વધારે ભયંકર બનાવશો, અને જે સુલેહશાંતિની અપેક્ષા યુરોપને આટલી બધી છે તે લંબાવવાને તમે ઇંગ્લાંડને સત્તા આપશો; પણ સુલેહશાંતિ થવામા જે વિઘ્ન લાવશે તેને હું મારો શત્રુ ગણીશ. ”

આ વચનો ખરેખરાં ઉદારતાયુક્ત હતા. પણ જ્યારે આપણે વિચાર કરીશું કે અલેક્ઝાન્ડર ઑસ્ટ્રિઆ જોડે શાંતિ ચાહતો હતો કારણ કે તેની સાથે વિગ્રહ થાય તો ટર્કી ઉપરની તેની યોજના નિષ્ફળ જવાની હતી ત્યારે એના ઉપરથી ઉદાર દેખાતા શબ્દોની ઉદારતા આપણે કમનસીબે સ્વીકારી શકીશું નહી. ટર્કીના છુટા પડી ગયેલા પ્રાંતો પોતાના મુલકમાં ભેળવી દેવા સારૂ તલવાર તાણવાની જરૂર પડે તો તે ગમે તે વખતે તેમ કરવા તત્પર હતો. ઑસ્ટ્રિઆનો એલચી તો ખરેખરો ગભરાઇ ગયો અને તેણે પોતાના રાજાને અસંતોષકારક પત્રો લખ્યા.

પછી સેંટપીટર્સબર્ગમાં રહેતા ફ્રાન્સના એલચી કોલેઇનકોર્ટને પણ અલેક્ઝાન્ડરે એટલા જ નીખાલસપણાથી પોતાના વિચાર જણાવી દીધા. તેણે કહ્યુ કેઃ—“ જે મિત્રો ( ઑસ્ટ્રિઆ વગેરે ) ની સાથે હું ઑસ્ટરલીટ્ઝમા ઉભો હતો તેની સામે લડવાનું મને બહુ જ દુઃખદાયક લાગે છે; તેમ જ નવો વિગ્રહ ફતેહ પામશે તો પણ મને તો અતિશય ચિંતા થશે. કારણ કે ઑસ્ટ્રિઆનો ઉચ્છેદ થાય અને તેના આવશ્યક પરિણામે ફ્રાન્સનું પ્રાબલ્ય વધે એ જોઇને હું ચમકું છું. ” તેથી પોતાની તમામ સત્તા વાપરી વિગ્રહ અટકાવવાની દરેક તજવીજ કરવાની તેણે ઇચ્છા બતાવી. આવી મહત્ત્વની બાબત ફ્રાન્સ અને રશિઆના બે પ્રધાનોને સોપવા તે રાજી ન હતો; તેથી જાતે જઇ તેના મુલક ઉપર કોઇનો ડોળો નથી એવી ખાત્રી ઑસ્ટ્રિઆને આપનાનો તેણે ઠરાવ કર્યો અને વળી વિગ્રહ ફરીથી જાગે તો તેને કેટલુ નુકશાન થશે તેની પણ ચેતવણી આપવાનો તેણે ઠરાવ કર્યો. તે બોલ્યોઃ–“ આપણા પ્રધાનો અથવા એલચીઓ બધો ગોટાળો વાળી નાંખશે. માટે મને જ એકલાને જવા દો અને બોલવા દો. લડાઇ અટકે એમ હશે તો હું તે અટકાવીશ, અને વિગ્રહ જાગતો અટકી શકે એમ નહીં હોય અને મારે કાંઇક કરવું જ પડશે એમ હશે તો હું નીખાલસપણાથી તથા નિમકહલાલીથી વર્તીશ. ”

અલેક્ઝાન્ડરના શાંતિપ્રિય વિચારો નેપોલિયનના વિચારોને સંપૂર્ણ રીતે મળતા હતા. વિગ્રહ નહીં થવા દેવા નેપોલિયન એટલો બધો આતુર હતો કે તેણે ઑસ્ટ્રિઆના મુલકને જરા પણ ક્ષતિ થવાની નથી એવી ખાત્રી રશિઆ તથા ફ્રાન્સ તરફની આપવા સારૂ અલેક્ઝાન્ડરને તમામ અધિકાર આપ્યો એટલું જ નહીં પણ હાઇન નદીના પ્રદેશના તમામ ભાગમાથી તમામ ફ્રેંચ લશ્કર ઉઠાવી લેવાનું વચન આપ્યું. આ પ્રમાણે થાય તો એક પણ ફ્રેંચ જર્મનીમા રહેવા દેવાનો ન હતો.

પરંતુ નેપોલિયનના એકત્ર થયેલા શત્રુઓ હવે વધારે બળવાન છે એવું તેમને પોતાને લાગ્યું. સુલેહ કરવા સારૂ નેપોલિયન જે ભગીરથ પ્રયત્ન કરતો હતો તે માત્ર તેની નિર્બળતા ( જે પોતે જાણતો હતો એમ તે માનતા તે ) ને સૂચવનારા હતા એમ તેમને લાગ્યું. નવીન ત્વરાથી તેઓએ પોતાના લશ્કર તૈયાર કરવા માંડ્યા, અને તેમને એકઠાં કરી દબદબા સાથે તેમની હીલચાલ શરૂ કરી.આ લોકોના ધસારાની શાંતિથી રાહ જોતો નેપોલિયન પારિસમા બેસી રહ્યો. કઇ જગાએ તોફાનનું વાદળ ફાટવાનું છે તે તે જાણતો ન હતો. રાત્રિ અને દિવસ લાખો ચિંતામા તેનું મન વ્યગ્ર રહેતુ તે છતાં દરેક વિઘ્નને મળવા સારૂ તેણે તૈયારી રાખી હતી. તેના અશ્રાન્ત જુસ્સાની પ્રવૃત્તિ સ્પેન, ઇટાલી, ફ્રાન્સ અને જર્મનીના વિશાળ પ્રદેશોમાં વ્યાપી ગઇ. આવી અલૌકિક મહત્ત્વની આટલી બાબતો એક જ માણસે સામટી સમજી તે તમામ ઉપર કાબુ રાખ્યો હોય એવું પહેલાં બન્યું નથી. સુલેહશાંતિ કરવાની તમામ આશા હવે મૃગતૃષ્ણિકા જેવી બની ગઇ અને નેપોલિયને અસાધારણ ઉત્સાહથી અને અદ્વિતીય ચંચળતાથી હુકમો છોડવા માંડ્યા.

બવેરીઆના રાજાની એવી ઇચ્છા હતી કે પોતાના લશ્કરની આગેવાની પોતાના જુવાન, ચપળ પણ બીનઅનુભવી છોકરાને આપવી. પણ નેપોલિયન તેમાં સંમતિ આપે એવો ન હતો. તેણે લખ્યું:—" તમારા લશ્કરે બહુ જ કાળજીથી આ લઢાઇમાં લઢવાનું છે. બવેરીઆના રાજ્યના મુલકમાં જે વધારો થયો છે તેને સાચવવાની અને બને તો તેમા વધારો કરવાની

આ વાત છે. જ્યારે આપનો દીકરો અમારી સાથે છ સાત લઢાઇઓ લઢશે ત્યારે તે તમારા લશ્કરની આગેવાની કરવા સમર્થ થશે. તે દરમ્યાન આપ તેને મારી છાવણીમાં મોકલી આપજો. તેને જેટલું માન આપવું ગ્રોગ્ય છે તે માન તેને આપવામા આવશે અને ત્યા તે 'અમારો ધંધો' શીખશે".

બવેરીઆના લશ્કરની એક ટુકડીનું ઉપરીપણું નેપોલિયને તે છોકરાને આપ્યુ. વુર્ટમ્બર્ગના રાજાએ ૧૨,૦૦૦ માણસો આપ્યા. તેમને સેનાપતિ વેન્ડમના ઉપરીપણા નીચે મૂકવામા આવ્યા એટલે તે રાજાએ વાંધો લીધો નેપોલિયને જવાબમાં લખ્યું:–" વેન્ડમમાં શી ખામીઓ છે તે હું જાણું છું પણ તે ખરો સૈનિક છે. આ અઘરા ધંધામાં વધારે સારા ગુણની સાથે કાંઇક દોષો હોય તો તેની દરગુજર કરવી જોઇએ."

એક લાખ માણસોની ટુકડીઓ નેપોલિયને હવે રેટીસ્બન ગામની નજીક એકઠી કરી. બવેરીઆના છેલ્લા સીમાડાથી ટયુઇલેરીસ સુધી તારના દોરડા નાખવામાં આવ્યા. નેપોલિયનથી સીન નદી આગળથી દાન્યુબ નદી આગળ જલદીથી જઇ પહોચાય તે માટે વચમાં વચમા ખાસ ઉત્તમ ચાલનારા ઘોડાઓ રાખવામા આવ્યા. આ પ્રમાણે તમામ તૈયારીઓ કરી નેપોલિયન હવે ઑસ્ટ્રિઆની હીલચાલની રાહ જોતો બેઠો પોતાના વિશાળ રાજ્યની હજારો બાબતોમા ધ્યાન આપવા સારૂ બને તેટલો લાંબો વખત પારિસમાં રહેવાની તેની મરજી હતી.

બવેરીઆની પૂર્વે ઇન નદી આવેલી છે અને ત્યા તેનો સીમાડો પૂરો થઇ ઑસ્ટ્રિઆનો સીમાડો શરૂ થાય છે. તે નદીના કીનારા ઉપર બે લાખ ઑસ્ટ્રિઅનો આવી રહ્યા હતા. ઑસ્ટ્રિઅનો જો નદી ઓળગે અને બવેરીઆના પ્રદેશની જમીન ઉપર પગ મૂકે તો વિગ્રહની જાહેરાત થઇ એમ જ માનવાનુ હતું. પાછલા અનુભવ ઉપરથી નેપોલિયન શીખી ગયો હતો કે વિગ્રહની રીતસર જાહેરાત કોઇ આપવાનું નથી ઇ. સ. ૧૮૦૯ ના એપ્રિલની ૧૦ મી તારીખે સવારના પહોરમા આર્ચ ડયુક ચાર્લ્સે પોતાના ભયંકર લશ્કરને નદીની

પાર ઉતાર્યું અને આગ્રહથી સપાટાબંધ બવેરીઆના પાટનગર મ્યુનીચ તરફ તે લશ્કર ધસ્યું. તેણે તરત જ એક પત્ર બવેરીઆના રાજાને લખી જણાવ્યું કે 'જર્મની ઉપર જૂલમ કરનાર ( નેપોલિયન ) ના તાબામાંથી તેને છોડવવાનો અને લશ્કર લઇ આગળ જવાનો મને હુકમ આપવામાં આવ્યો છે અને મારા લશ્કરને જે રોકશે તેને હું મારા શત્રુ ગણવાનો છું.' વિગ્રહની જાહેરાત ફ્રાન્સ તથા તેના મિત્રોને આટલી આ જ હતી.

આ પ્રમાણે વિશ્વાસઘાત કરી નેપોલિયન ઉપર હલ્લો કરવામાં આવ્યો તેથી કેટલાક ઑસ્ટ્રિઅનો તેની વિરુદ્ધ થયા. કાઉન્ટ લ્યુઇ વૉન કોએન્ઝેલ તે વખતે મરણપથારીએ પડ્યો હતો. તેણે ઑસ્ટ્રિઆના રાજા ફ્રાન્સીસને એક સખત કાગળ લખી જણાવ્યું કેઃ—" પ્રેસ્બર્ગની સંધિએ આપ નામદારને જે સ્થિતિમાં મૂક્યા છે તેના સંબંધમાં આપ નામદાર સાહેબે આપની જાતને ભાગ્યશાળી માનવી જોઇએ. યુરોપની રાજ્યસત્તાઓમાં આપની પંક્તિ બીજી પ્રતની છે અને આપ નામદારના બાપદાદાઓ પણ બીજી પ્રતની પંક્તિમાં જ હતા. જે વિગ્રહ આપે વિના કારણ ઉભો કર્યો છે તે બંધ કરો; નહીં તો તેમાં તમારા વંશનો નાશ થશે. નેપોલિયન વિજયી થશે અને પછી પોતાને નજરમાં આવે એવી શરતો વાપરવાની તેની મરજી હશે તો તેને તેમ કરવાનો હક પ્રાપ્ત થશે."

મેનફ્રેડીની મહારાજા ફ્રાન્સીસને મળ્યો અને પોતાનો અભિપ્રાય વિગ્રહની બાબતમાં બતાવવા તેણે હીંમત કરી કહ્યું કે ' વિગ્રહથી ઑસ્ટ્રિઆના વંશનો નાશ થશે.' મહારાજા ફ્રાન્સીસ બોલ્યાઃ—" છટ્ છટ્ ! હવે નેપોલિયનથી કાંઇ થવાનું નથી. હવે તેના બધાં માણસો તો સ્પેનમાં છે " પછી જ્યારે મહારાજા ફ્રાન્સીસ લશ્કરમાં ભળવા સારૂ જવા નીકળ્યો અને કાઉન્ટ વૉલિમે તેને જતો જોયો ત્યારે તેણે કહ્યું :—"આતો એલેક્ઝાન્ડરની (સિકંદરની) સામે થવા ડરાયસ ગયો હતો એવું લાગે છે. તેનું ભાગ્ય પણ તેના જેવું જ થશે."

ઇન નદી પારિસથી લગભગ ૫૦૦ માઇલને અંતરે આવેલી છે. રાત્રે દશ

-વાગ્યે વિગ્રહના આરંભની પહેલી ખબર તાર મારફત આવી અને નેપોલિયન-ના હાથમા મૂકવામા આવી. આ મહત્ત્વની ખબર તેણે વાંચી ત્યારે તેણે શાંત ચિત્ત રાખી કહ્યું;– " બહુ સારૂં, અમને એક વાર ફરી વિએનામા જોઇ લો. પણ હવે એમને શું જોઇએ છીએ ? ઑસ્ટ્રિઆના મહારાજાને ટેરેન્ટ્યુલા નામનું પ્રાણી કરડ્યું છે કે શું ? ઠીક છે, એમને વિગ્રહ જોઇએ છીએ તો એમને સંપૂર્ણ સંતોષ થશે એટલે સુધી વિગ્રહ કરવા એમને હું વખત આપીશ. " મધ્ય રાત્રે તે ગાડીમા બેઠો અને જોસફાઇનને લઇ સ્ટ્રાસ્બર્ગ જવા નીકળ્યો. ઈંગ્લાંડે પોતાનું નૌકા સૈન્ય અને માણસો ઑસ્ટ્રિઆની મદદે મોકલ્યાં. ફ્રાન્સ ઉપર હલ્લો કરવા સારૂ એકત્ર થયેલા રાજાઓએ પોતાની કુચ ચલાવી અને ' નેપોલિયનનો તો લોભ જ માતો નથી ' એવી આક્ષેપવાળી બૂમો પ્રથમના કરતાં પણ વધારે મોટેથી પાડી.

આ આક્ષેપોનો કશો જવાબ નેપોલિયને આપ્યો નહીં. પોતાની પ્રતિષ્ઠાને ભવિષ્યની પ્રજા અને ઇતિહાસ લખનારાઓ ન્યાય આપશે અને તેનાં કૃત્યો વ્યાજબી ઠરાવશે એવી ઉદાર ભાવના રાખી તેણે વિગ્રહ માટે ફરીથી કમર કસી. તે સારી પેઠે જાણતો હતો કે ભવિષ્યની પ્રજાના અભિપ્રાયને ખરે રસ્તે દોરનારી વાતોનો ઇતિહાસ કોઇ પણ જૂલમી રાજાની સત્તાથી નાશ પામવાનો નથી.

---

# પ્રકરણ ૪૬ મું.



## એક્મુલ.

પ્રજાસત્તાક રાજ્યવાળા અમેરિકામાં કેટલાક એવા પણ છે કે જે હજી યુરોપના જે એકત્ર થયેલા રાજાઓના હાથે નેપોલિયનની અવનતિ થઈ તેમના પક્ષનો બચાવ કરે છે. પણ તેમની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે. હુશી-આર અને નિષ્પક્ષપાતથી જોનાર લોકોની ઉદારતાવાળી સહાનુભૂતિ એકે

અવાજે પ્રજાસત્તાક રાજ્યની સ્વતંત્રતાના મોટા હીમાયતી નેપોલિયન માટે થશે એવો વખત આવવાને હવે વધારે વિલંબ નથી. સ્વતંત્રતાનો રસ–તેની પાછળ પડવાની લઘુતા–અમેરિકાએ જ ફ્રાન્સને શીખવી. અમેરિકામાં વૉશીંગ્ટન અને યુરોપમાં નેપોલિયન અમીરઉમરાવો તથા ગર્ભશ્રીમંત વર્ગે જે હક્કો લઇ લીધા હતા તે ખુંચવી લેવા સારૂ ભગીરથ પ્રયત્ન કરનારા હતા. છેવટની ઘડી સુધી પોતાના વિચારને માટે લડનાર નેપોલિયન આખરે તેની સામે બહુ મોટી સંખ્યામા માણસો આવી પડવાથી જ પડ્યો.

'પ્રજાના હક્કના બાળક અને હીમાયતી' (નેપોલિયન) ને છુંદી નાંખવા સારૂ ઑસ્ટ્રિઆએ હવે પાચ લાખ માણસનુ સૈન્ય હલાવ્યું હતુ. ઉત્તમ લશ્કરી કેળવણી લીધેલા એ લાખ માણસોને લઇ આર્ચ ડ્યુક ચાર્લ્સ ઇન નદી ઓળંગી બવેરીઆના મુલકમા પેઠો હતો. સ્પેનના યુદ્ધમા નેપોલિયન ભરાઇ પડેલો હોવાથી એટલી જ મોટી સંખ્યામા તેની સામે તે માણસો લાવી ન શક્યો. પરંતુ પોતાના શત્રુને મ્હાત કરવા શક્તિમાન થવા સારૂ પોતાના માણસોને જૂદી જૂદી રીતે ગોઠવી કામ લેવાની પોતાની બુદ્ધિ ઉપર નેપોલિયને ભરોસો રાખ્યો. પોતાના મિત્રના દેશ ઉપર ચઢાઇ થઇ છે એ ખબર જ્યારે નેપોલિયનને પડી ત્યારે તે સેંટક્લાઉડમા હતો. એ ખબર તેને મોડી રાત્રે પડી હતી. એક કલાકમાં તો તે પોતાની ગાડીમાં બેઠો. તેની પતિવ્રતા સ્ત્રી જોસફાઇન એની પાસે જ હતી. સ્ટ્રાસ્બર્ગ આવતા સુધી તેણે રાત્રિદિવસ મુસાફરી કરી. ત્યાં જોસફાઇનને રાખી તે આગળ ચાલ્યો. પછી ર્‌હાઇન નદી ઓળંગી પોતાના લશ્કરની છાવણી જ્યાં પડી હતી ત્યા જવા સારૂ તે બહુ જ સપાટાબંધ મુસાફરી કરવા લાગ્યો. આવી રીતે ઉતાવળે જતાં રસ્તામાં વુર્ટમ્બર્ગના રાજાના એક રેંજરને ત્યા રાત્રે તે જમ્યો. જે જે ઘેર તેને ઉતરવું પડતું તે તે ઘરના માલીક સાથે ઘણી જ છુટથી વાત કરવાની ટેવ નેપોલિયનના ચારિત્રમા જોવા જેવી હતી તે રેંજરના કુટુમ્બ સંબંધી અનેક પ્રશ્નો નેપોલિયને તેને પૃછ્યા અને તેને તેમથી એવી ખબર પડી કે તે રેંજરને એક કુંવારી કન્યા હતી અને પરણવા લાયક થઇ

હતી છતા પહેરામણી માટે પેસા આપવાના ન હોવાથી તેને અડચણ હતી. તરત જ નેપોલિયને એ છોકરી સારૂ એક સારી રકમ આપી. પછી પાછો ઘોડે બેસી તે આગળ ચાલ્યો અને જે ઘેર એને આશ્રય મળ્યો હતો તે ઘરમા સુખ મૂકતો અને તેની આશીષ લેતો ગયો.

અંગરક્ષકો, હજુરીઆઓ અથવા રસાલા વિના નેપોલિયન મોડી રાત્રે આમ દોડતો ડીલેંજજન આવી પહોચ્યો. બવેરીઆનો રાજા તો ઑસ્ટ્રિઅનો ચઢી આવેલા હોવાથી મ્યુનીચ છોડી નાઠો હતો અને તેના આ ગામડાના રહેઠાણમા ભટકતો હતો. નેપોલિયન ત્યાં આવવાનો છે એવી કાંઇ તેને આશા ન હતી તેથી તે સુઇ ગયો હતો. તરત જ તે નેપોલિયનને મળવા સારૂ ઉઠ્યો. એક કલાક સુધી તે બે જણે ગભીર રીતે વાતો કરી. નેપોલિયન બોલ્યો:—" પંદર દિવસમા હું તમારા દેશમાંથી ઓસ્ટ્રિઅનોને કાઢી મૂકીશ અને તમને તમારા પાટનગરમા લઇ જઇશ " આ વચન ધૃષ્ટતાભરેલું હતું. તેની સામે એકઠા થયેલા પાચ લાખ માણસોની સામે થવાને તેનાથી બે લાખથી વધારે માણસો એકઠા થઇ શકે એમ ન હતું.* એક કલાક

---

* ચારે બાજુ ફેલાયેલા આ વિગ્રહ માટે નેપોલિયને જે લશ્કર એકઠું કર્યું હતું તેની ગણતરી ચાવેટ નીચે પ્રમાણે આપે છે.– પોલાડમા ૧૮૦૦૦ બર્નેડોટની આગેવાની નીચે; સેક્સનીમા ૧૨૦૦૦ ગ્રેટીઅનની સરદારી નીચે, વેસ્ટફાલીઆમાં ૧૫૦૦૦ માણસો રાજા જેરોમના હાથ નીચે, મુખ્ય લશ્કરમાં, લેનીસની ૨૫૦૦૦ માણસની ટુકડી, ડેવુસ્ટની ૪૫૦૦૦ની, મેસીનાની ૩૦,૦૦૦ની, લેફીવ્રીની ૩૦૦૦૦, અને વેન્ડમની ૩૦,૦૦૦ની ટુકડી હતી ર્‌હાઇન નદીના રાજ્યોમાંથી ૧૨૦૦૦ માણસો મળ્યાં હતાં. ઇટાલીના રાજા યુજીનના હાથ નીચે ૪૫૦૦૦ માણસો હતાં. માર્મોન્ટ ૧૫૦૦૦ માણસો સાથે ડેલમેશીઆમા હતો. આ પ્રમાણે જૂદી જૂદી રીતે વીખરાઇ ગયેલી ટુકડીઓમાં ૫૯૦ તોપો હતી આ પ્રમાણે એકંદર ૨૮૭૦૦૦ માણસો થાય છે આ વિશાળ વિગ્રહમાં કેટલા માણસો ચોક્કસ રીતે હતા તે કહેવું બહુ મુશ્કેલ છે. કોઇ પણ બે લેખકો પોતાના આકડા સરખા આપતા નથી. એલીસન કહે છે કે જર્મનીમાં ફ્રેન્ચ લશ્કરમાં ૩૨૫૦૦૦ માણસો હતાં આ પૈકી એના લખવા પ્રમાણે એક લાખ તો હજી આવી પહોંચ્યા ન હતા પણ ડાન્યુબ નદીના કીનારાનો લગોલગ

આ પ્રમાણે ઉતાવળે મળી વાતો કરી લેવામા કાઢયા પછી બવેરીઆનો રાજા તો સુઇ ગયો. નેપોલિયન પાછો ઘોડે બેઠો અને ચાળીશ માઇલ જઇ ડોનોવર્થ આવી પહોચ્યો. તેણે પોતાના અમલદારોને તરત જ પોતાની આસપાસ એકઠા કર્યા અને સપાટાબધ સવાલો પૂછી બંને લશ્કરોની વાસ્તવિક સ્થિતિ જાણી લીધી. પોતાના લશ્કરના માણસો જોખમભરેલી સ્થિતિમાં હતા એમ તેને લાગવાથી તે બહુ જ ગભરાયો.

પોતાના શત્રુ પાસે ગંજાવર સૈન્ય છે અને સંખ્યામા તે ઘણું ચઢીઆતું છે તે નેપોલિયન સારી રીતે જાણતો હતો. પોતાનું લશ્કર છુટુ છવાયું રહેશે તો ગંજાવર સૈન્યવાળા માણસો તેને સહેલાઇથી વશ કરી શકશે એમ તેને લાગ્યુ. તેથી શત્રુ લઢાઇ કરવાની એક હીલચાલ શરૂ કરે કે તરત જ તમામ લશ્કર રેટીસ્બન આગળ અથવા ડોનોવર્થ આગળ એકઠું કરવાનો હુકમ તેણે બર્થીયરને આપ્યો. તમામ જગાએથી ઑસ્ટ્રિઅનોને આગળ વધતા અટકાવવાના ગાંડા વિચારથી પ્રેરાઇ બર્થીયરે પોતાનાં માણસો વહેંચી નાખ્યાં હતા એવું જ્યારે તેને સમજાયું ત્યારે તેને બહુ જ ગભરાટ થયો આર્ચ ડયુક ચાર્લ્સ નામા નેપોલિયનની પ્રવૃત્તિનો દશમો ભાગ હોત તો એક સપાટે તેણે ફ્રેંચ લશ્કરનો ઘાણ કાઢી નાખ્યો હોત. નેપોલિયન તો બહેબાકળો બની ગયો હતો. જરા પણ શ્વાસ ખાધા વિના અતિશય ઉતાવળ કરી તેણે દરેક દિશામા માણસો છોડયા, અને તેમને સપાટાબંધ ચાલનારા ઘોડા આપી બર્થીયરના તમામ હુકમો રદ્દ કરવા જૂદી જૂદી જગ્યાએ મોકલ્યા. તેણે તમામ ટુકડીઓને હુકમ આપ્યો કે તેમણે જરા પણ વિલંબ કર્યા વિના એકઠા થઇ જવાની તજવીજ કરવી ડેવુસ્ટ અને મેસીના વચ્ચે તો સો-માઇલનું છેટું હતું.

---

લઢવા સારૂ ૧૪૦૦૦૦ ફ્રેન્ચ અને ૬૦૦૦૦ હાઇન નદીના પ્રદેશના માણસો તેની પાસે હશે એમ વિશ્વાસ રાખી માનવાને અડચણ નથી. આ જ વખતે નેપોલિયનનુ ૨૦૦૦૦૦ માણસોનું લશ્કર સ્પેનમાં હતુ. આવી બાબતો જે સમજી શકે અને આવા આવાં લશ્કરોની જૂદી જૂદી હીલચાલ નિર્મિત કરી શકે એવી શક્તિવાળો માણસ ખરેખરી અસાધારણ પ્રકૃતિનો હોવો જોઇએ

તેણે બર્થીયરને લખ્યું:-" તમે જે માર્ગ લીધો છે તે એવો વિચિત્ર છે કે જો તમે મારા મિત્ર છો એમ હું જાણતો ન હોત તો તમે મને દગો દો છો એમ જ હું માનત. આ વખતે ડેવુસ્ટ ( જીતવા સારૂ ) મારા કામમા આવવવાને બદલે ( જીતાવાને સારૂ ) આર્ચ ડ્યુકના કામમાઆવે એવો તમે ઘાટ ગોઠવ્યો છે."

પછી નેપોલિયન તેને કહેતો:—" હું આવ્યો ત્યારે લશ્કર કેવી સ્થિતિમાં મેં જોયુ અને સાહસ કરનારા શત્રુના પ્રહાર તેને કેવી રીતે ખમવા પડે એમ હતું તે મેં જોયું તેનો તમને ખ્યાલ આવે એમ નથી."

મેસીના ઓગ્સબર્ગમાં હતો. તેને નેપોલિયને લખ્યું:-" માંદા અને થાકેલા તમામ માણસોનું રક્ષણ કરવા સારૂ બે જર્મન ટુકડીઓને મૂકી તરત તમારે નીકળી આવવું. દાન્યુબ નદી તરફ બહુ જ ઉતાવળથી ઉતરી પડો. તમારાં એક નિષ્ઠા, ઉત્સાહ, પ્રવૃત્તિ અને ઉતાવળની મારે આ વખતે જેટલી અગત્ય છે એટલી કોઇ વખત ન હતી."

ડેવુસ્ટને નેપોલિયને લખ્યું:-"એકદમ રેટીસ્બન છોડી ચાલ્યા આવો. શહેરનું રક્ષણ કરવા સારૂ એક ટુકડી ત્યાં મૂકતા આવો. તમારા લશ્કરને લઇ દાન્યુબ નદીના મૂળ તરફ ચાલ્યા આવો. રેટીસ્બન આગળનો પૂલ એવી રીતે ભાગી નાંખજો કે ફરીથી તે સમારી શકાય જ નહીં. ધીમે ધીમે પણ નિશ્ચયથી દાન્યુબ નદી અને ઑસ્ટ્રિઅન લશ્કરની વચ્ચે વચ્ચે થઇ ચાલ્યા આવવું. તમે એબેન્સબર્ગમાં મને આવીને મળો તે પહેલાં તમારા લશ્કરમાંથી કોઇ ઑસ્ટ્રિઅનો સાથે ઝપાઝપી ન કરે તે સાચવજો."

તરત જ આખું ફ્રેંચ લશ્કર જૂદી જૂદી જગાએથી હીલચાલ કરવા મંડી પડયું લોહીલુહાણ થવાય એવી અનેક ઝપાઝપીઓ થઇ. નેપોલિયન બધે હાજર હોય એમ જણાતું હતું. એના માણસો તમામ જગાએ વિજયી થતાં હતાં. શત્રુનું દળ આવું ગંજાવર હતું અને બહુ સારી રીતે ગોઠવાયેલું હતું તે છતાં નેપોલિયને યુક્તિ-પ્રયુક્તિઓથી પોતાનું તમામ લશ્કર એકઠું કર્યું એ પરાક્રમ ઇતિહાસમાં અદ્દભુત પરાક્રમો પૈકી પ્રખ્યાત ગણાય છે. ત્રણ દિવ-

રમાં પોતાની પાસે ૮૦૦૦૦ માણસો તેણે એકઠાં કર્યાં. આ ત્રણ દિવસોમાં જે સખત લડાઇઓ થઇ હતી તેમાં ઑસ્ટ્રિઅનોના મુએલાં, ઘાયલ થયેલા અને કેદ પકડાએલાં માણસોની એકંદર સંખ્યા ૨૦,૦૦૦ ની થઇ હતી આ પ્રમાણે હારે થવાથી આર્ચ ડ્યુક બહુ જ નિરાશ થયો હતો તેથી તેણે એકમલ આગળ એક લાખ માણસનો જમાવટ કર્યો હતો હવે ખરેખરી રીતે નિર્ણયાત્મક લડાઇ થવાની તૈયારી હતી.

નેપોલિયને નીચે પ્રમાણે પોતાના સૈનિકોને કહ્યું—

"ઇસાર નદીના પ્રદેશની પવિત્રતાનો ભંગ શત્રુએ તેમાં પ્રવેશ કરી કર્યો છે. ઑસ્ટ્રિઅન સેનાપતિ એમ સમજે છે કે એનો વાવટો જોઇ આપણે નાસી જઇશું અને આપણા મિત્રોની ગમે તે ગતિ તેને હાથે થવા દેવા તેમને ત્યજી દઇશું તેથી વિજળીની ત્વરાથી હું તમારી પાસે આવી પહોંચ્યો છું. યોદ્ધાઓ! મોરેવીઆમાં જ્યારે ઑસ્ટ્રિઆનો રાજા મને મળવા આવ્યો ત્યારે તમારાથી જ તે ઘેરાઇ ગએલો હતો. તેણે દયાની માગણી આજીજી સાથે કરી અને આપણી સાથે કાયમની મૈત્રી કરવાના સોગન ખાધા તે તમે સાંભળ્યું હતું. ત્રણ ત્રણ વિગ્રહોમાં ઑસ્ટ્રિઆ પરાજય પામ્યું છે અને હાલ જે કાંઇ તેની પાસે છે તે આપણી ઉદારતાનું ફળ છે. ત્રણ ત્રણ વખત તેણે વિશ્વાસઘાત કર્યો છે! આપણે પ્રથમ વિજયી થયા છીએ એ જ આપણો ભવિષ્યમાં વિજય થવાની ખાત્રી આપે છે. ચાલો, આપણે હવે કુચ કરીએ અને આપણને જોઇ શત્રુના મનમાં એમ થવા દો કે એમનો પરાજય કરનારા આવ્યા છે."

એપ્રિલ માસની ૧૮ મી તારીખે ડેવુસ્ટ સહીસલામત આવ્યો છે એવી જાહેરાત સવારીએ નેપોલિયનને આપી. તે વખતે નેપોલિયન એક નિર્માલ્ય ઓરડીમાં બેઠો હતો, એક લાકડાના બેંચ ઉપર તે આડો થયો હતો, એના પગ ચૂલા આગળ હતા, અને એના માથા નીચે સૈનિકની કોથળી ઉસીકાની જગાએ હતી. તે દેશના નકશાનો બારીકાઇથી તે અભ્યાસ કરતો હતો ડેવુસ્ટના આવી પહોંચ્યાની ખબર આવતા તે આનંદમાં આવી ગયો, તરત જ ઘોડા પર કુદી પડ્યો અને તમામ લશ્કરનું નિરીક્ષણ કરી આવ્યો.

બવેરીઆના રાજકુમારે જે ઉત્સાહ અને પ્રવૃત્તિ દેખાડી હતી તેથી આનંદ પામી નેપોલિયને તેને ખભા પર હાથ મૂકી કહ્યું:—

" રાજકુમાર, જો તમે આ પ્રમાણે બવેરીઆના રાજાની પ્રતિષ્ઠા સાચવશો તો જ્યારે તમારૂં રાજ્ય કરવાનો વખત આવશે ત્યારે આ લોકો તમને મૂકીને જતા રહેશે નહીં. પણ એથી ઉલટું જો તમે ઘેર બેસી રહેશો તો આ તમારા અમલદારો પણ તમારો જ દાખલો લેશે તે ક્ષણથી જ તમારે તમારા રાજ્યને તથા કીર્તિને છેલ્લી સલામ કરવી. "

નેપોલિયન થોડા કલાક સુધી ખુરસીમાં ઉંઘ્યો પણ દિવસ ઉગતા પહેલાં તો તે પોતાના માણસોને યુદ્ધમાં ઉપયોગમાં લેવા સારૂ ગોઠવતો હતો. તે સ્થળનો કુદરતનો સુંદર દેખાવ જે થોડા વખત પછી લોહીની નદીઓથી રંગાવાનો હતો તે ઉપર આ વખતે ધુમસ પડયું હતું એટલે તેમાંનું કશું દેખાતું ન હતું. એક્‌મુલના ફળદ્રુપ ક્ષેત્રમાં એક લાખ માણસ ( ઑસ્ટ્રિઆનુ ) નીરાંતે ઉંઘતું હતું અને જે ભય તેની સંનિધિમાં આવી ખડો થયો હતો તેની તેને ખબર ન હતી. આ એક લાખ માણસ ઉપર નેપોલિયન પોતાના વિજયથી ઉત્તેજિત થયેલા ૫૦૦૦૦ માણસોને જૂદાં જૂદાં સ્થળો આગળથી પોતાની લશ્કરી કળાવિદગ્ધતા વાપરી આણતો હતો. પછી એપ્રિલ માસનો સાધારણ તાપવાળો સૂર્ય પર્વતો ઉપર ઉગ્યો અને અંધકારનો નાશ થઇ ગયો. લીલી ખીણ આંખને આશ્ચર્યકારક સૌંદર્ય આપતી શોભી રહી હતી. લીલાં કલાર જેવાં મેદાનો, વાંકાંચુંકાં નદીનાળા, બાગો, ગામડાઓ અને વૃક્ષની ઘટાઓમાં આવેલા ગામડામાં આવેલા મહેલો—આ બધાને લીધે અસાધારણ લાવણ્યનો દેખાવ થઇ રહયો હતો. મંદ મંદ પવનમાં વાવટાઓ ધીમે ધીમે ફરફરતા હતા. ઓસ્ટ્રિઆના લોકોના ધોળા તંબુઓ આખા મેદાનમાં ઠોકી દેવામા આવ્યા હતા. સાફ ચળકાટ મારતાં લોઢાનાં હથીઆરો અને બખતરો લીલાં મેદાનોમા અને નકામાં ઝાડોમા થઇને પ્રકાશ મારતાં હતા. તે મેદાનો નદીઓ પાસે આવી રહ્યાં હતાં. ઝાડોને પાંદડાં આવવાની તૈયારી હતી. હજારો ઘોડાં લીલું ઘાસ નીરાંતે ચરતા હતા. આ તમામ દેખાવ

આખને આનંદ અને શાન્તિ આપે એવો સુંદર હતો પણ યુદ્ધની દેવી-રાક્ષસી ત્યાં આવી હતી. વિપત્તિ અને ખુનનો ભયંકર દેખાવ ત્યાં થઇ રહેવાનો હતો. જે ઉંચી ટેકરીઓ ઉપર રહી આ એક્મુલનું મેદાન જોઇ શકાતું હતું તે ટેકરીઓ ઉપર જ્યારે ફ્રાન્સના લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ આવી પહોચવા લાગી ત્યારે તે પણ ક્ષણ વાર થંભી અને આ ચિત્રવિચિત્ર અને સુંદર દેખાવ જોઇ રહી. પાસે આવતા યુદ્ધના ભણકારા હવામાં સંભળાતા હતા. રણશીંગડા ફુંકાયા. લશ્કરી બેન્ડમાંથી પાણી ચઢે એવા ગાયનોના સમૂહ નીકળવા લાગ્યા. તોપખાના, ઘોડેસ્વારો અને પાયદળ તમામ લઢવા સારૂ પોતપોતાની જગાઓ લઇ લેવા હીલચાલ કરવા મંડી પડયા હતા. ઘોડેસ્વારો મેદાનમાં આમ તેમ સપાટાબંધ જતા હતા. પણ બપોર સુધી એક તોપ કે બંદુક પણ ફોડવામાં આવી નહીં. બને પક્ષના માણસો પોતાને ફાવે તેવી જગાઓ ખોટી લેવામાં એવા શાન્તિથી રોકાઇ ગયા હતા કે જાણે તહેવારનો દિવસ હોય અને તેમનું રીવ્યુ થવાનું હોયની શું? જ્યારે બરાબર મધ્યાહ્ન થયા ત્યારે પ્રથમ અવાજ કરવામાં આવ્યો. વિગ્રહપરંપરાથી વિનાશ પામેલી આ પૃથ્વીમાં કોઇ વખત નહીં થયેલી એવી લઢાઇ કરવાની નીશાની આ અવાજથી થઇ. વિગ્રહના ત્રાસનો જેને ઘણો પરિચય હતો તે લોકો પણ આ વખતના દેખાવની ભવ્યતા જોઇ તેમના મન ઉપર બહુ ઉંડી અસર અનુભવવા લાગ્યા. નેપોલિયનની લશ્કરી પ્રતિભા આ સમયે જેવી અદ્દભુત જણાઇ એથી વધારે અદ્દભુત કદી જણાઇ ન હતી નેપોલિયનના લશ્કરની તમામ ટુકડીઓ, લશ્કરી શાસ્ત્રના ઉત્તમ પ્રકારના શિક્ષણથી દોરાઇ, જેમ ઉસ્તાદ શેતરંજ રમનાર પોતાના મ્હોરાં જરા પણ ગુંચવાયા વિના બરાબર ચલાવે તેમ રણક્ષેત્ર ઉપર આવી પહોચી. પાંચ કલાક સુધી કતલ ચાલી.

હવે તો સૂર્ય અસ્ત થવા લાગ્યો. શત્રુ નરમ પડતા જણાયા નેપોલિયને પોતાના ગાર્ડની ટુકડીના ઘોડેસ્વારો છેવટના ઉપયોગ સારૂ રાખી મૂક્યા હતા. તેઓ પોતાનો અપ્રતિહત ધસારો કરવા સારૂ અધીરાઇથી વાટ જોઇ રહ્યા હતા. તેમના માથા ઉપર સુંદર ટોપ હતા અને છાતી ઉપર રાખવાના ચળકતાં

બખતરો તેમણે પહેર્યાં હતા. તેઓ અતિશય શક્તિવાળા ઘોડાઓ ઉપર બેઠા હતા આ ટુકડી જ્યારે જ્યારે આગળ ધસારો કરતી ત્યારે વિજય થયા વિના રહેતો જ નહી તેઓ હવે પર્વતની ટોચ ઉપરથી નીચે મેદાનમાં ઉતરી પડતા દેખાયા. તેઓ પ્રથમ તો ધીમે ધીમે કાહબધ આગળ આવવા લાગ્યા. તેમના થનથન કરતા ગર્વિષ્ટ ઘોડાઓ લશ્કરમાંથી બહાર આવવા લાગ્યા. તેવી જ રીતે ઑસ્ટ્રિઅન લશ્કરમાંથી પણ 'ગાર્ડ'ની ટુકડી બહાર આવી. તમામ ફ્રેંચ તેમના 'ગાર્ડ'ને નેપોલિયનનો જમણો હાથ ગણતા હતા. તેમની ખાત્રી થઇ કે હવે એવો પ્રહાર મારવાનો વખત આવ્યો હોવો જોઇએ કે જેથી વિગ્રહનો અંત આવશે. તેમના મ્હોમાથી એક મોટી વિકરાળ હર્ષની ગર્જના થઇ અને તે એટલી મોટી થઇ કે તોપોનો અવાજ પણ તેના આગળ દબાઇ ગયો. ઑસ્ટ્રિઆના એવી જ રીતે બખતરથી સજ્જ થયેલા ગાર્ડના માણસો પણ સંખ્યા માં એટલા જ હતા અને તેઓ ફ્રેંચનો ધસારો અટકાવવા સારૂ સાવધ થઇ ઉભા હતા. અસ્ત થતા સૂર્યનાં કિરણો તેમની તલવારો તથા ટોપમા પ્રતિબિમ્બિત થતા હતા અને તેઓ પણ ધસારો કરતા તે વિશાળ મેદાનમાં આવી પહોચ્યા.

આ પ્રમાણે બને બાજુના ઘોડસ્વારો પોતાના ઘોડાઓને એડી લગાવી ખૂબ સપાટાબંધ દોડાવતા દોડાવતા ઉન્મત્ત રાક્ષસો જેમ સપાટાથી ધસી આવતા હોય તેમ ધસી આવ્યા હજારો તતુડાંના અવાજ થવા લાગ્યા અને શત્રુ ઉપર ધસારો—હલ્લો કરવા સારૂ સૈનિકોને ઉશ્કેરવા લાગ્યા. આ આગળ ધસતા હૈયોના ધબકારાથી મેદાન જાણે ધ્રુજતું હોય એમ લાગતું. તેમનાં પીછા અને વાવટા પવનમાં ફરફર થતાં હતા, તેમના ટોપ અને તલવારોમા સૂર્યના કિરણના પ્રતિબિંબ પડતાં હતા અને દરેક પક્ષના માણસોએ અમાનુષી રાક્ષસી કીકીયારીઓ પાડી આકાશ ફાડી નાંખવા માડયું એમ કરતા તેઓ એક બીજા ઉપર ધસ્યા. આ દેખાવ એવો ભવ્ય અને ભયંકર હતો, અને પછી આ યુદ્ધનો નિર્ણય જ આવવાનો હતો એવી ખાત્રી હતી, તેથી બને પક્ષના બીજા યોદ્ધાઓ જાણે પરસ્પર સંમતિ થઇ ગઇ હોય તેમ આ અસાધારણ

દ્વંદ્વ યુદ્ધનું પરિણામ જોવા સારૂ ઉભા રહ્યા અને તોપ અથવા બંદુક કાઇ પણ ફોડાતું બંધ થયું સૈનિકો પોતાની બદુકો જમીન ઉપર ટેકવી આરામ લેવા લાગ્યા થાકી ગયેલા તોપચીઓ પણ આ ઘોડેસ્વારોના દ્વંદ્વ યુદ્ધનો જે ભયંકર ભવ્યતાવાળો દેખાવ બની રહ્યો હતો તે એકાગ્ર ચિત્તે જ જોઇ રહી પોતાની તોપોને અઢેલીને ઉભા જ રહ્યા.

ફ્રાન્સ અને ઑસ્ટ્રિઆ–એ બનેના ઇમ્પીરીયલ ગાર્ડ વચ્ચે જે ભેટ– –અથડાઅથડી થઇ તે ભયંકર હતી. સેંકડો ઘોડાઓ અને ઘોડેસ્વારો તો પહેલી જ ભેટમાં નીચે પડ્યા અને ચગદાઇ ગયા. તેમના છુંદાયેલાં શરીરો ઉપર બીજા દોડ્યા અને લઢ્યા. લઢાઇના દેખાવો જેમણે જોયા હતા અને તે જોવાની જેમને ટેવ પડી ગઇ હતી તેમને પણ આ દેખાવ કાઇક નવીન જ હતો. પવન વાતો હતો એટલે મેદાન ઉપરથી ધુમાડો સપાટાબધ તણાઇ ગયો. વિશાળ રણક્ષેત્ર ઉપર નિરભ્ર આકાશમા સૂર્યનારાયણ પ્રકાશવા લાગ્યા. બંને લશ્કરોએ જરા પણ શ્વાસોચ્છ્વાસ લીધા વિના શાતિ પકડી અને આ યુદ્ધનું પરિણામ જે આવે તેના જ ઉપર વિગ્રહનુ પરિણામ અવલંબીને રહેલું છે એમ માન્યું. તલવારો તલવારો સાથે અથડાવા લાગી, અને આ રાક્ષસી શરીરના માણસો જ્યારે ટોપ અને બખતર ઉપર ધડાકૂડ પ્રહારપરપરા કરવા લાગ્યા ત્યારે હથીઆરનો ખણખણાટ અને રણશીંગડાંનો અવાજ એ બે જ ધ્વનિ સંભળાતા હતા સૂર્યનારાયણ અસ્ત થયા તે છતાં યુદ્ધ તો ચાલ્યા જ કર્યું. તે મેદાન ઉપર સંધ્યાનો સમય થયો પણ હથીઆરો એક બીજા સાથે એવા અથડાતા હતા કે તેમાથી અગ્નિ ઝરતો હતો, અને તેનો ચળકાટ એટલો બધો હતો કે તેના ચમકારા લશ્કરના લોકો ઉપર દેખાતા. એમ કરતા એક પછી એક તારાઓએ આકાશમા ડોકીયું કરવા માડ્યું. છેવટે પૂર્વ દિશામા ચંદ્રમા પણ શાત સૌંદર્યથી ઉગ્યો અને આ ભયંકર કતલને માટે ધીમે રહીને ઠપકો આપતો હોય તેમ મેદાન ઉપર આવવા લાગ્યો; આટલો વખત થયો હતો છતા બને ગાર્ડની ટુકડીના માણસો જરા પણ ઉગ્રતા કમી કર્યા વિના એકમેકની સામે ધસારો ચાલુ

બખતરો તેમણે પહેર્યા હતા. તેઓ અતિશય શક્તિવાળા ઘોડાઓ ઉપર બેઠા હતા. આ ટુકડી જ્યારે જ્યારે આગળ ધસારો કરતી ત્યારે વિજય થયા વિના રહેતો જ નહી. તેઓ હવે પર્વતની ટોચ ઉપરથી નીચે મેદાનમા ઉતરી પડતા દેખાયા. તેઓ પ્રથમ તો ધીમે ધીમે ઠાઠબંધ આગળ આવવા લાગ્યા. તેમના થનથન કરતા ગર્વિષ્ટ ઘોડાઓ લશ્કરમાથી બહાર આવવા લાગ્યા. તેવી જ રીતે ઑસ્ટ્રિઅન લશ્કરમાથી પણ 'ગાર્ડ'ની ટુકડી બહાર આવી. તમામ ફ્રેંચ તેમના 'ગાર્ડ'ને નેપોલિયનનો જમણો હાથ ગણતા હતા તેમની ખાત્રી થઇ કે હવે એવો પ્રહાર મારવાનો વખત આવ્યો હોવો જોઇએ કે જેથી વિગ્રહનો અંત આવશે. તેમના મ્હોમાથી એક મોટી વિકરાળ હર્ષની ગર્જના થઇ અને તે એટલી મોટી થઇ કે તોપોનો અવાજ પણ તેના આગળ દબાઇ ગયો. ઑસ્ટ્રિઆના એવી જ રીતે બખતરથી સજ્જ થયેલા ગાર્ડના માણસો પણ સંખ્યા મા એટલા જ હતા અને તેઓ ફ્રેંચનો ધસારો અટકાવવા સારૂ સાવધ થઇ ઉભા હતા. અસ્ત થતા સૂર્યના કિરણો તેમની તલવારો તથા ટોપમા પ્રતિબિમ્બિત થતા હતા અને તેઓ પણ ધસારો કરતા તે વિશાળ મેદાનમાં આવી પહોચ્યા.

આ પ્રમાણે બને બાજુના ઘોડસ્વારો પોતાના ઘોડાઓને એડી લગાવી ખૂબ સપાટાબંધ દોડાવતા દોડાવતા ઉન્મત્ત રાક્ષસો જેમ સપાટાથી ધસી આવતાં હોય તેમ ધસી આવ્યા હજારો તતુડાના અવાજ થવા લાગ્યા અને શત્રુ ઉપર ધસારો–હલ્લો કરવા સારૂ સૈનિકોને ઉશ્કેરવા લાગ્યા આ આગળ ધસતા દૈત્યોના ધબકારાથી મેદાન જાણે ધ્રુજતું હોય એમ લાગતું તેમનાં પીછા અને વાવટા પવનમા ફરફર થતા હતા, તેમના ટોપ અને તલવારોમા સૂર્યનાં કિરણના પ્રતિબિંબ પડતાં હતા અને દરેક પક્ષના માણસોએ અમાનુષી રાક્ષસી કીકીયારીઓ પાડી આકાશ ફાડી નાખવા માડયું એમ કરતા તેઓ એક બીજા ઉપર ધસ્યા આ દેખાવ એવો ભવ્ય અને ભયકર હતો, અને પછી આ યુદ્ધનો નિર્ણય જ આવવાનો હતો એવી ખાત્રી હતી, તેથી બંને પક્ષના બીજા યોદ્ધાઓ જાણે પરસ્પર સંમતિ થઇ ગઇ હોય તેમ આ અસાધારણ

દ્વંદ્વ યુદ્ધનું પરિણામ જોવા સારુ ઉભા રહ્યા અને તોપ અથવા બંદુક કાંઇ પણ ફોડાતું બંધ થયુ. સૈનિકો પોતાની બંદુકો જમીન ઉપર ટેકવી આરામ લેવા લાગ્યા. થાકી ગયેલા તોપચીઓ પણ આ ઘોડેસ્વારોના દ્વંદ્વ યુદ્ધનો જે ભયંકર ભવ્યતાવાળો દેખાવ બની રહ્યો હતો તે એકાગ્ર ચિત્તે જ જોઇ રહી પોતાની તોપોને અઢેલીને ઉભા જ રહ્યા.

ફ્રાન્સ અને ઑસ્ટ્રિઆ—એ બનેના ઇમ્પીરીયલ ગાર્ડ વચ્ચે જે ભેટ—અથડાઅથડી થઇ તે ભયકર હતી. સેંકડો ઘોડાઓ અને ઘોડેસ્વારો તો પહેલી જ ભેટમાં નીચે પડ્યા અને ચગદાઇ ગયા. તેમના છુંદાયેલા શરીરો ઉપર બીજા દોડ્યા અને લડ્યા. લડાઇના દેખાવો જેમણે જોયા હતા અને તે જોવાની જેમને ટેવ પડી ગઇ હતી તેમને પણ આ દેખાવ કાંઇક નવીન જ હતો પવન વાતો હતો એટલે મેદાન ઉપરથી ધુમાડો સપાટાબંધ તણાઇ ગયો. વિશાળ રણક્ષેત્ર ઉપર નિરભ્ર આકાશમા સૂર્યનારાયણ પ્રકાશવા લાગ્યા. બંને લશ્કરોએ જરા પણ શ્વાસોચ્છ્વાસ લીધા વિના શાંતિ પકડી અને આ યુદ્ધનુ પરિણામ જે આવે તેના જ ઉપર વિગ્રહનું પરિણામ અવલંબીને રહેલું છે એમ માન્યું. તલવારો તલવારો સાથે અથડાવા લાગી, અને આ રાક્ષસી શરીરના માણસો જ્યારે ટોપ અને બખતર ઉપર ધડાધડ પ્રહારપરંપરા કરવા લાગ્યા ત્યારે હથીઆરનો ખણખણાટ અને રણશીંગડાનો અવાજ એ એ જ ધ્વનિ સંભળાતા હતા. સૂર્યનારાયણ અસ્ત થયા તે છતાં યુદ્ધ તો ચાલ્યા જ કર્યું તે મેદાન ઉપર સંધ્યાનો સમય થયો પણ હથીઆરો એક બીજા સાથે એવા અથડાતા હતાં કે તેમાથી અગ્નિ ઝરતો હતો, અને તેનો ચળકાટ એટલો બધો હતો કે તેના ચમકારા લશ્કરના લોકો ઉપર દેખાતા. એમ કરતા એક પછી એક તારાઓએ આકાશમા ડોકીયું કરવા માડ્યું. છેવટે પૂર્વ દિશામાં ચદ્રમા પણ શાંત સૌદર્યથી ઉગ્યો અને આ ભયંકર કતલને માટે ધીમે રહીને ઠપકો આપતો હોય તેમ મેદાન ઉપર આવવા લાગ્યો; આટલો વખત થયો હતો છતા બને ગાર્ડની ટુકડીના માણસો જરા પણ ઉગ્રતા કમી કર્યા વિના એકમેકની સામે ધસારો ચાલુ

રાખતા હતા. તેમના પ્રહારોથી ઘોડા અને માણસો પડતા; એમ કરતાં કરતાં આ યુદ્ધનો ધ્વનિ ધીમે ધીમે ઓછો થતો જતો જણાયો તે છતાં રાત્રિના અંધકારમાં તે ગરબડ કરતા માણસો આમતેમ ઘુમતા હતા તેમના તરફ આખ ફેરવતા પણ કયો પક્ષ જીતવાની તૈયારીમા છે તે કહી શકાતું ન હતું.

ઑસ્ટ્રિઅન ઘોડેસ્વારોના ઘણુ માણસો ખપી જવાથી છેવટે તેમનાથી તેમના શત્રુ સામે ટકી શકાયું નહીં. તેઓ ડગ્યા, પાછા હઠયા, પછી તો વેરાયા અને પલાયન કરી ગયા, ત્યારે તેમના નાસતા ઘોડાના પગના અવાજ સંભળાયા. વિજયી ફ્રેચ ઘોડેસ્વારોના મ્હોમાથી ‘ ઘણું જીવો મહારાજા ’ એવી ગર્જના નીકળી. તેઓ તે ખુનામરકીના મેદાનમા જે મુડદાનો તથા ઘાયલ થયેલા લોકોનો ઢગલો પડયો હતો તેને છુંદતા છુંદતા ગાડા માણસની માફક ઘોડાઓને એડી મારી ઑસ્ટ્રિઅનોની પાછળ પડયા બીજા નિરાશ થયેલા ઑસ્ટ્રિઅનો પોતાના ગાર્ડની ગતિ જોઇ ગભરાયા, ચૂપ જ બની ગયા અને એકદમ પાછા હઠી જવાનો તેમણે આરભ કર્યો. આખા ફ્રેચ લશ્કરે પોતાના વિજયી ગાર્ડની ગર્જનાનો ઉન્મત્ત ઉત્સાહથી પ્રતિધ્વનિ કર્યો.

ગાર્ડનું યુદ્ધ થઇ રહ્યુ કે તરત જ તોપોના અવાજ ફરીથી શરૂ થયા. વિદ્યુતના જેવા ચમકારા, તોપોના ભારે ગડગડાટ, બને બાજુ તરફથી ધસારો કરતા લશ્કરનો ખડખડાટ, નાસનારા અને પૂઠ પકડનારાના અવાજ, ગોળા, ગોળીઓ અને છરાના વરસાદ, ( જેને લીધે નાસનારા લોકો કપાઇ જતા અને મરી જતા ) ચદ્રમા અને તારાને આચ્છાદિત કરે એવો ગધકના ધુમાડાનો મોટો ગોટ—આ તમામને લીધે એવો દેખાવ થઇ રહ્યો હતો કે તે લેખકથી લખી શકાય નહી અને ચિતારાથી ચિતરી શકાય નહી. પછીથી લેનીસે ઘણી ગંભીર દલીલો કરી તે છતા નેપોલિયને લશ્કરને ઉભા રહેવાનો હુકમ આપ્યો. પાંચ પાચ દિવસથી દૈત્યની માફક મજુરી કરવાથી થાકી ગયેલા ફ્રેચ સૈનિકો તે દારુણ યુદ્ધની લોહીથી ખરડાયેલી જમીનવાળા મેદાન ઉપર પડયા અને ઉઘી ગયા. ઑસ્ટ્રિઅનોએ આખી રાત પાછા હઠવાનુ કામ કર્યું અને દાન્યુબ નદી ઓળગી જવાની આશામાં રેટીસ્બનાતરફ પ્રયાણ કર્યું.

છેવટનો પ્રહાર કરવા સારૂ જ્યારે નેપોલિયને પોતાના ગાર્ડને હુકમ આપ્યો ત્યારે સેનાપતિ સર્વોની તે જગાનો નકશો નેપોલિયન પાસે ઉઘાડો ધરીને ઉભો હતો. એવામા એક મોટો તોપનો ગોળો એ અમલદારને વાગ્યો અને તે નેપોલિયન આગળથી કયા ઉડી ગયો તેનો પત્તો પણ ન લાગ્યો. તેના શરીરના વેરાયેલા કુરચા જ હાથમાં આવ્યા એટલામા નેપોલિયનનો એક અમલદાર આવી પહોચી એવી ખબર લાવ્યો કે શત્રુએ એક જગા રોકી લીધી છે. એમ કહી તેણે તેના જમણા હાથ વડે તે જગા બતાવી. એ જ વખતે નેપોલિયનના માથા આગળથી એક ગોળો ચાલ્યો ગયો અને તે કમનસીબ અમલદારના હાથને લાગ્યો તથા તે હાથ શરીરથી છુટો પડયો ઘાયલ થયેલા અમલદાર માટે નેપોલિયને ખરા અંતઃકરણથી દીલસોજી બતાવી. પરંતુ પોતે જે ભયભરેલી સ્થિતિમાં ઉભો હતો ત્યાથી તે ખસ્યો નહી નેપોલિયનના જે અમલદારો એની પાસે હતા અને જેઓ એમ માનતા હતા કે એ જીવતો છે ત્યા સુધી જ લશ્કરનું રક્ષણ છે તેઓએ આજીજીથી તેને કહ્યું કે 'આમ બેદરકારીથી આપ નામદારના શરીરને ખૂલ્લુ મૂકવું ન જોઇએ ' તેણે ધીમેથી જવાબ આપ્યો:—" ત્યારે હુ શું કરૂં ? મામલો કેવી રીતે ચાલે છે તે તો મારે જોવું જોઇએ. "

ચાર દિવસ અને ચાર રાત્રિઓ થઇ ત્યારે આજે નેપોલિયને થોડા કલાક નિદ્રા લીધી. પણ બીજા દિવસનો પ્રભાત થાય તે પહેલા તે પાછો ઘોડા પર જ હતો અને તેના ઉંઘતા સૈનિકોને નાસી જતા ઓસ્ટ્રિઅનોની પૂઠ લેવા જગાડતો હતો. ઓસ્ટ્રિઆના આર્ચ ડ્યુકની સ્થિતિ હવે બહુ ભયકર હતી વિજયી લશ્કર સાથે નેપોલિયન તેની પાછળ પડયો હતો ગ્રીસ્મન આગળ જ વિશાળ પટવાળી દાન્યુબ નદી ઉપર પૂલ હતો અને તે એની પાછળ હતો તેના લશ્કરની સ્થિતિ નિરાશામય હતી. તે જ્યા જ્યાં નેપોલિયનને મળતું ત્યા ત્યા તેનો પરાજય અને નાશ જ થતો હતો રાજકુમાર ચાર્લ્સનાં એકદર ૬૦૦૦ માણસો એક્મુલના રણક્ષેત્રમાં મરવાથી અથવા ઘાયલ થવાથી પડયા હતા. લગભગ ૨૦૦૦૦ કેદીઓ, ૧૫ વાવટાઓ અને અઢળક લશ્કરી સરંજામ વિજયી ફ્રેંચોના હાથમાં આવ્યા.

આવા સંજોગોમાં જેમ બને તેમ ઉતાવળથી દાન્યુબ નદી ઓળંગવાનો નિશ્ચય આર્ચડ્યુકે કર્યો કે જેથી બોહીમીઆના જંગલોમા પોતાના માણસોનું રક્ષણ થઇ શકે. ઓસ્ટ્રિઆના બીજાં બળવાન લશ્કરો તેની મદદે આવતાં હતા તેને મળી જવાની તે આશા રાખતો હતો. તેથી પોતાની યોજનાને છુપાવવા સારૂ આખી રાત ભડકાવાળા તાપણા બાળવાનું કામ જારી રાખી તે સપાટાબંધ દાન્યુબ તરફ પાછો હઠ્યો. તરત જ હોડીઓનો પૂલ તે નદી ઉપર કરી દેવામા આવ્યો. તે પૂલથી અને રેટીસ્બનના પૂલથી તેના લશ્કરે આખી રાત નદી ઓળંગવાનું કામ જરા પણ અટક્યા વિના કર્યા કર્યું. આ નદી ઉપરના રસ્તાના રક્ષણ સારૂ રેટીસ્બન આગળ ઓસ્ટ્રિઅનોએ તેમના લસ્કરના પાછળનો ભાગ રાખ્યો હતો તેના ઉપર હલ્લો કરવા સારૂ બીજે દિવસે સવારના પહોરમા નેપોલિયને પોતાના ઘોડેસ્વારોને હુકમ આપ્યો. થોડી વાર ઝપાઝપી થયા પછી ઓસ્ટ્રિઅનોએ તે શહેરની દીવાલો પાછળ સંતાઇ જઇ દરવાજા બંધ કર્યા અને દીવાલો ઉપર પાયદળ ગોઠવી દીધું. તરત જ નેપોલિયને પોતાની તોપો ગોઠવી દીધી શેરીઓમા ચીકાર ભરાતા લોકો ઉપર અને પૂલ ઉપર આવતા લોકો ઉપર વિનાશકારક ગોળાઓની વૃષ્ટિ કરવામા આવી તરત જ તે દીવાલમા ગાબડુ પડ્યું. ફ્રેંચ તરત જ અંદર ધુસ્યા ફ્રેંચ અને ઑસ્ટ્રિઅનો એકમેકમા એવા ગુંચવાઇ ગયા કે પત્તો જ ન લાગે. ત્યા તો દ્વંદ્વ યુદ્ધ ચાલ્યા અને કતલનો આંકો જ ન રહ્યો.

આ હલ્લો કરવા નેપોલિયન જ્યારે હુકમ આપતો હતો ત્યારે એક બંદુકની ગોળી તેના બૂટમાં વાગી. તેથી હાડકુ તો ન ભાગ્યુ પણ મોટો ઘા પડ્યો અને તેને અતિશય દરદ થવા માંડ્યું તે બહુ જ શાંતિ રાખી બોલ્યોઃ— ‘ અહો ! મને વાગ્યું ! આટલા અંતરે હું ઉભો છું તે મને તાકી મારનારો કોઇ ટાયરોલનો માણસ હોવો જોઇએ. એ લોકો અદ્ભુત રીતે લક્ષ્ય સાધી બંદુકો ફોડતા જણાય છે.’ તરત જ તે ઘોડા ઉપરથી ઉતરી પડ્યો અને તેના ઘા ઉપર મલમપટ્ટો કરવામાં આવ્યો તે ગોળી જરાક ઉંચે વાગી હોત તો હાડકાના ચૂરા થઇ જાત અને પગ કપાવ્યા વિના ચાલત નહીં.

મહારાજાને વાગ્યું એ ખબર તરત જ આખા લશ્કરમા ફેલાઇ ગઇ. યુદ્ધના ઘમસાણમા નજીકની ટુકડીઓના યોદ્ધાઓ પોતાનું જોખમ ભૂલી ગયા, અને પોતાનું સ્થાન તજી દઇ પોતાના પરમ પ્રિય આગેવાનની આગળ પાછળ ભરાઇ ગયા. એ મોટા ટોળામા તોપોના ગોળા પડતા હતા તેની પણ દરકાર કર્યા વિના ૧૫૦૦૦ માણસો બંદુકો, તોપો અને ઘોડાઓ છોડી તે જગા ઉપર આવી પહોંચ્યા અને ચિંતા અને પ્રીતિ પ્રકટ કરવા લાગ્યા. નેપોલિયને બધાના ઉપર અમૃતદૃષ્ટિ કરી અને પોતાનો હાથ પહોંચી શકે એટલે સુધી જેટલા ઉભા હતા તે તમામ સાથે હાથ મીલાવી તેમને ખાત્રીથી કહ્યુ કે 'એ તો અમથો ઘા છે.' તેમની ચિંતા ઓછી કરવા સારૂ જેવો ઘા ઉપર મલમપટ્ટો કરવામા આવ્યો કે તરત જ જો કે તેને અસહ્ય વેદના થતી હતી તો પણ તે ઘોડા ઉપર બેઠો અને લશ્કરમા મળી ગયો. તેને આવેલો જોઇ તમામ લોકો જાણે ઉન્મત્ત થઇ ગયા હોય તેમ મોટી મોટી ગર્જના કરવા લાગ્યા. કોઇ પણ માણસને આવી હર્ષની ગર્જનાથી વધાવી લેવામા આવ્યો નથી. પણ વેદના એટલી બધી વધી કે તને એક ખેડુતના ઝુપડામા સુઇ જવું પડયું અને ત્યાં તે બેભાન થઇ ગયો. પણ તરત જ પાછું ભાન આવતા તે ઘોડે બેઠો અને ક્ષીણ અને ફીક્કો થઇ ગયેલો હોવા છતાં તે દારુણ યુદ્ધનો રસ્તો દેખાડવા લાગ્યો.

રેટીસ્બનના કીલ્લામા જે ગાબડું પડયું તેમા થઇ જયારે ફ્રેંચ લોકો અંદર પેઠા ત્યારે તો ઘણા ઑસ્ટ્રિઅનો નદી ઓળંગી જતા રહ્યા હતા. પાછા હઠતા ઑસ્ટ્રિઅનો બોમરવૉલ્ડના ઝાડીવાળા ટેકરાઓ ઉપર કયારના અદૃષ્ટ થઇ ગયા હતા. પોતાના મિત્રના દેશમાથી શત્રુઓને નેપોલિયને હાંકી કાઢયા અને શત્રુઓ બોહીમીઆના પર્વતમા રઝળતા થયા. પછી તેણે પોતાની છાવણી રેટીસ્બનમા રાખી. આવા પરાક્રમ જાણે નવલકથા લખનારે પોતાની કલ્પનાશક્તિથી ચિતર્યાં હોય એમ લાગે છે. પારિસ છોડયાં નેપોલિયનને બાર જ દિવસ થયા હતા. સીન અને દાન્યુબ નદીઓ વચ્ચેનો વિશાળ પ્રદેશ તેણે માત્ર છ દિવસમા ઓળગી નાખ્યો હતો. તેનું લશ્કર

જે બહુ વીખરાઇ ગયું હતુ તેને તેણે ૪૮ કલાકમા એકઠું કરી દીધું હતું. તેમ કરતાં કરતા તેને અનેક યુદ્ધો લડવા પડયા હતાં તથા અનેક જય મેળવવા પડયા હતા. અસાધારણ અને અદ્દભુત વ્યૂહરચનાઓ કરી એક્મુલના રણસંગ્રામમાં પોતાના લશ્કરથી સંખ્યામા ઘણા વધારે લશ્કરવાળા શત્રુ ઉપર દરેક સ્થળે નેપોલિયને હુમલો કર્યો હતો, તેને સારી પેઠે માર માર્યો હતો અને ડાન્યુબ નદીની બીજી બાજુએ નસાડી મૂકયો હતો. ફક્ત પંદર દિવસ ઉપર જાણે અપ્રતિહત વિજયી લોકો ગર્વ કરતા આવતા હોય તેમ બે લાખ માણસો બવેરીઆમા પેસી ગયા હતા. હવે પરાજય પામી, લોહીલુહાણ થઇ, નિરાશ બની, વિજયી નેપોલિયનના ભયંકર પ્રહારમાંથી બચી જવા સારૂ તેઓ બોહીમીઆના જંગલી પર્વતોના ઘાટમા આશ્રય શોધતા હતા. આ ભયંકર ૭ દિવસમા ઑસ્ટ્રિઆએ એકંદર ૫૦,૦૦૦ માણસ મરણથી, ઘાયલ થવાથી અને કેદ પકડાયાથી ગુમાવ્યા. આમાંના ૪૦,૦૦૦ માણસો તો પાયદળની બંદુકની ગોળીઓથી તથા ઘોડેસ્વારોની તલવારોથી મુઆ હતા. *તે ઉપરાત તેમના દારૂગોળાની ૬૦૦ ગાડીઓ, ૪૦ વાવટા, સો કરતા વધારે તોપો, બે હોડીઓની ગાડીઓ, અને કેટલોક સરંજામ ઑસ્ટ્રિઅનો ગુમાવી બેઠા હતા.

આ અસાધારણ વિગ્રહમાં નેપોલિયને જે શારીરિક અને માનસિક શકિત બતાવી હતી તે ભરોસાલાયક લેખના અભાવે માની શકાય એવી લાગે એમ નથી; પણ તેનો પુરાવો મજબૂત છે. ડાન્યુબ નદીની છાવણી પારિસથી ૬૦૦ માઇલ દૂર આવેલી છે. આ મુસાફરી કરવામાં ગાડીમા જેટલો આરામ મળી શકયો તે સિવાય બીજો આરામ તેણે લીધો ન હતો. રસ્તામા ઘણે સ્થાને કીલ્લાઓ તપાસવા અને ફ્રાન્સ, સ્પેન, ઇટાલી અને જર્મનીમાના પોતાના અનેક એજટોને હુકમો લખાવવા સારૂ કેટલાક કલાક સુધી તેને થોભવું પડતું હતું. છેવટે તે પોતાના લશ્કરમાં પહોંચ્યો ત્યાર પછી પાચ દિવસ અને પાંચ રાત તે ખુરશીમાં જ આડો થતો, અને માથેથી ટોપી અથવા પગેથી બૂટ

* આ સખ્યા થાયર્સની આપેલી છે બન્ને પક્ષના લશ્કરના માણસોની હકીકત બહુ જ કાળજીથી તપાસ્યા બાદ તેણે આ આંકડા તૈયાર કર્યાં હતા.

કાઢ્યા વિના તે એકાદ કલાક ઉંઘતો. પછી જાણે મનમાં નવીન શકિત આવી હોય એમ તે ફરીથી કાગળો લખાવતો, ઘોડા ઉપર બેસતો અને અંધારામાં, કુદરતના તોફાનમા અને કાદવમાં થઇ લશ્કરમા એક જગાએથી બીજી જગાએ ઘોડો દોડાવતો ફરતો. આ પાંચ દિવસોમા એણે જે પત્રો એના અમલદારોને લખ્યા હતા તે એટલા બધા હતા કે તેમનુ એક મોટું પુસ્તક થાય. ૧૫ કલાક સુધી સારી પેઠે થાકી જવાય એવી રીતે ઘોડા પર સ્વારી કર્યા પછી તે ઉગ્રતાથી અને જાણે પોતાનામાં નવીન બળ આવ્યુ હોય તેમ અર્ધ રાત્રિ સુધી કાગળો લખાવતો હતો.

---

## પ્રકરણ ૪૭ મું.



## નેપોલિયન ( દાન્યુબમાં થઇ ) વિએના જાય છે.



 

ને પોલિયનની મુસાફરી કરવાની ગાડી વોટરલૂમા પણ લઇ જવામા આવી હતી. હાલ તે લંડનના મ્યુઝીયમમા રાખવામા આવી છે. એની રચના નેપોલિયનને માટે જ ખાસ કરવામા આવી હતી. તેની બનાવટ તદ્દન સાદી ન હતી તેમ બહુ ભભકાદાર શોભાવાળી પણ તે ન હતી. મુસાફરી કરતાં કામ કરવું હોય તો તેને માટ જે જે સવળતો જોઇએ તે તમામ તેમાં રાખવામાં આવી હતી. અંદર એક સરી શકે એવું પાટીયું રાખવામાં આવ્યું હતું. જરૂર પડે તો તે ટેબલની ગરજ સારતું હતું. ગાડીની એક બાજુએ એક નાનું સરખું ખાનું રાખવામા આવ્યુ હતુ. તેમાં તમામ લેખનસામગ્રી રાખવામાં આવતી. કાચની આજુબાજુએ ચારે તરફ નાની નાની પેટીઓ રાખવામાં આવતી. તેમાં ચોપડીઓ, નકશા, કાગળો અને તાજાં વર્તમાનપત્રો રાખવામાં આવતા હતાં. ગાડીમાં એવી રીતે દીવો

રાખવામા આવતો હતો કે તેનું અજવાળું પોતાની પાછળથી પુસ્તક ઉપર પડે અને તે ગાડીમાં બેઠો બેઠો દિવસે અને રાત્રે વાંચી તથા લખી શકે. એની બેઠક એવી રીતે ગોઠવવામાં આવી હતી કે તે રાત્રે મુસાફરી કરતો હોય ત્યારે ને અર્ધો આડો પડે એવી સ્થિતિમા રહી શકે રસ્તા નઠારા હોય ત્યારે સખત આચકા આવે તેને અટકાવવા સારૂ અંદર ગાદીતકીઆ ગોઠવવામા આવ્યા હતા. તેની ગાડી ચાલતી તે વખતે સાધારણ રીતે બીજા ખાતાના ઇજનેરોના અને લશ્કરી ઇજનેરોના, રાજપુરુષોના, લશ્કરોના તથા ટુકડીઓના ઉપરીઓના રીપોર્ટો તે વાંચતો. જેમ જેમ દરેક કાગળ વંચાઇ રહેતો તેમ તેમ તેના કડકા કરી બારીમાથી તે ફેંકી દેતો. તેની અદ્ભુત સ્મરણશક્તિમાં બધું જ જડાઇ જતું. સાહિત્યની, વિજ્ઞાનશાસ્ત્રની અથવા ધર્મની કોઇ પણ નવીન ચોપડી પારિસમાં છપાય તેની એક નકલ પોતાની પાસે આવે એવો રીવાજ તેણે રાખ્યો હતો. ઉપરઉપરથી જોતા ચોપડીમાં દમ ન લાગે તો તે ગાડીની બારીમાથી ફેંકી દેતો. જે રસ્તે નેપોલિયન ગયો હોય તે રસ્તે કાગળના કડકા, વર્તમાનપત્રો અને ચોપડીઓ પડેલી જણાતી. જે પ્રદેશમાં થઇને એની ગાડી જતી હોય તે પ્રદેશનો સૌથી ઉત્તમ નકશો પોતાના મ્હોં આગળ તે ગાડીમાં લટકાવી રાખતો.

તે જ્યા જ્યા ઉભો રહેતો-મુકામ કરતો—ત્યા પોતાના રાજગૃહની વ્યવસ્થા અને પદ્ધતિ એકદમ દાખલ કરવામા આવતાં હતા. સૌથી વધારેં સગવડવાળો ઓરડો તેની ચેંબર તરીકે વાપરવામા આવતો. તે ઓરડામાં વચ્ચોવચ એક ટેબલ રાખવામા આવતું અને જે દેશમા તેના લશ્કરો કામમા રોકાયાં હોય તે દેશના નકશો તે ટેબલ પર પાથરવામા આવતા હતા. ને નકશામા દરેક ટુકડીના સ્થાન જણાવવામા આવતા. તેમ જ રસ્તાઓ, ખબર લઇ જવા લાવવાનાં બીજાં સાધનો, પૂલો, સાકડી ગલીઓ—એ તમામ બહુ સરસ રીતે તે નકશામા ચિતરેલું રાખવામા આવતું. શત્રુએ લીધેલા સ્થળ, તેમ જૂદી જૂદી પ્રજાના લશ્કરો લાલ, કાળી, લીલી એવા માથાવાળી ટાકણીઓથી બતાવવામા આવતા. નેપોલિયનની આસપાસ રહેનારા માણસોની એક નિષ્ટાને

લીધે આ બધું કામ એવું ત્વરાથી અને નિયમિતપણે થતું હતું કે નેપોલિયન પોતાની છાવણીમાં ગમે ત્યારે પહોંચે, અથવા એની છાવણી ગમે તે સ્થળે હોય તો પણ આ તમામ વસ્તુઓ એને સારૂ તૈયાર રાખવામા આવતી હતી.

તે ઓરડીના ચાર ખુણામાં પોતાના ચાર સેક્રેટરીઓ માટે ચાર ટેબલો મૂકવામાં આવતાં હતાં. આ થાકે નહીં એવા નોકરોને તે એકી વખતે લખાવ લખાવ કરતો હતો. એકી વખતે ગમે તેટલા વિષયો ઉપર એકદમ નિર્ણય આપવાની વિરલ શક્તિ તેનામા હતી. હમેશા માથે ટોપી રાખી તથા પોતાના બંને હાથ પીઠ ઉપર એકઠા કરી ઓરડીમા તે ફરતો રહેતો. ટુંકાં અને મહત્ત્વના વાક્યો વાપરી તે પોતાના અભિપ્રાય અથવા હુકમ આપતો. એક સેક્રેટરીને લશ્કરની વ્યૂહરચના કેમ કરવી તેના હુકમ લખાવતો; તરત બીજા સેક્રેટરી તરફ ફરીને નાણાં સંબંધી કાંઇ મુશ્કેલીભરેલો પ્રશ્ન ઉભો થયો હોય અથવા પોતાના રાજ્યના રાજ્યકારભારનો કોઇ પ્રશ્ન ઉભો થયો હોય તેનો છેવટનો નિર્ણય કરી તે લખાવતો. પરદેશમા રાખેલા પોતાના એલચીઓના કાગળોના જવાબ વળી ત્રીજા સેક્રેટરી પાસે તે લખાવતો, ત્યારે ચોથા પાસે પોતાનો ખાનગી પત્રવ્યવહાર ચલાવતો આમ કેટલાક કલાક કાગળો લખાવ્યા બાદ તે વળી હાથમા કલમ લેતો અને પોતાની પતિવ્રતા સ્ત્રી જોસફાઇનને છટાદાર વાણીમા પણ મુશ્કેલીથી વંચાય એવા અક્ષરોમા કાઇક લખી કાઢતો અને પછી પાછો ગાડીમાં અથવા ઘોડે બેસી કોઇ ધૂમકેતુ જેમ અદૃષ્ટ થાય એમ જતો રહેતો.

આ કામ જ્યારે ચાલતાં હતા ત્યારે તેણે જોસફાઇનને નીચે પ્રમાણે લખ્યું હતું:—

ડોનોવર્થ, એપ્રિલ ૧૮. ઈ. સ. ૧૮૦૯.

" હું ગઇ કાલે અત્રે આવ્યો તે વખતે સવારના ચાર વાગ્યા હતા. હું તરત જ આગળ જાઉં છું. બધું જ કામ ચાલુ થઇ ગયું છે. લશ્કરી ગોઠવણ તો ખરેખરી ચાલી રહી છે અત્યાર સુધીમાં કાઇ નવાજુની નથી. મારી તબીયત સારી છે.

પોતાના સૈનિકોને જે વિપત્તિ એ વેઠાવતો હતો તે વિપત્તિથી પોતે દૂર નાસતો નહી. પણ જે શારીરિક દુઃખ એ વેઠતો એવું દુઃખ તો કોઇ સૈનિકને પડયું નહી હોય. રેટીસ્બન આગળ તેણે પોતાના સૈનિકોને નીચે પ્રમાણે કહ્યું હતુ.—

"વીરો ! તમે મારી ધારણા પ્રમાણે આવી પહોચ્યા છો. આપણા લશ્કરની સંખ્યામાં જે ન્યૂનતા હતી તે તમે બહાદુરીથી પૂરી કરી છે, અને સીઝરના કેળવાયેલા માણસો તથા ઝર્કસીસના હથીઆરવાળા પણ બીનકેળવાયેલા માણસો વચ્ચેનો જે તફાવત છે તે તમે બતાવી આપ્યો છે. થોડા જ દિવસમાં આપણે થોન, એબેન્સબર્ગ અને એક્મુલના યુદ્ધમા વિજય મેળવ્યો છે. તેમ જ પેઇસીંગ, લેન્ડશટ અને રેટીસ્બનની ઝપાઝપીમા આપણે ફાવ્યા છીએ. ૧૦૦ તોપ, ૪૦ વાવટાઓ, ૫૦,૦૦૦ કેદીઓ, ત્રણ પૂલોનો સરંજામ, ઘોડા સાથે ભારખાનાની ૩૦૦૦ ગાડીઓ અને તેમના લશ્કરની તમામ નાણાંની પેટીઓ તમારી કુચ કરવાની ત્વરાથી તથા તમારી બહાદુરીથી આપણે મેળવી શકયા છીએ. શત્રુના પ્રધાનમંડળે વિશ્વાસઘાત કરી તેને છેતર્યો છે. તેથી તમે કેવા બહાદુર છો તેનું સ્મરણ તેને રહ્યું નથી. થોડા વખત ઉપર ઇન નદી ઓળંગી આપણા મિત્રના દેશમાં તેણે ગેરકાયદે પ્રવેશ કર્યો. થોડા વખત ઉપર તો તે એવી વાતો કરતો હતો કે આપણા દેશના મધ્ય ભાગમાં તેને લઢાઇ કરવી છે. પણ અત્યારે તે બીચારો પરાજિત થઇ નાસીપાસ થયો છે અને ગભરાટમા નાસે છે. મારા લશ્કરનો આગળનો ભાગ તો કયારનો ઇન નદી ઓળંગી પેલી પાર ગયો છે. એક મહીનામા આપણે વિએના જઇ પહોચીશું."

આ વિગ્રહ સંબંધી વાત કરતા નેપોલિયન સેંટ હેલીનામા નીચે પ્રમાણે બોલ્યો હતો:—

"મેં જો મોટામાં મોટી ઉત્તમ વ્યૂહરચના કરી હોય અને જેને માટે હુ પોતે જ સાબીતી આપું તો તે એક્મુલના રણક્ષેત્રને માટે છે. મેરેંગોમા અથવા મ્હારી લઢેલી બીજી કોઇ પણ લઢાઇ કરતા ત્યાંની વ્યૂહરચના હજાર દરજજે ચઢીઆતી હતી."

બીજે દિવસે નેપોલિયને રેટીસ્બન આગળ પોતાના લશ્કરના એક ભાગને તપાસી જોયો. તમામ મુએલા લોકોને દાટી દેવામા આવ્યા. રસ્તાઓમાથી લોહી ધોઇ નાંખવામા આવ્યુ. ઘાયલ થએલા અને મરવાની અણી ઉપર આવેલા—જેમના હાડકાના ચૂરા થયા હતા અને જેમના વ્રણ સૂજી ગયા હતા તેઓ-ઇસ્પીતાળની એકાત પથારીઓમાં પડયા પડયા રોતા હતા અને વેદના વેઠતા હતા. લશ્કરનો દબદબો અને ભપકો જ અત્યારે તો દેખાતો હતો. ટોપ ઉપરનાં પીછા, વાવટાઓ, થનથન નાચતા ઘોડાઓ, ચકચકાટ મારતા બખતરો—તમામ ઉપર નિરભ્ર આકાશમા પ્રકાશતા સૂર્યના પ્રતિબિંબ પડતાં હતાં. જેમ જેમ દરેક ટુકડી નેપોલિયનની સમક્ષ આવી આગળ ચાલી તેમ તેમ નેપોલિયન તેના કર્નલને પૂછતો કે ‘ તમારા સૈનિકો પૈકી કોણે નામાકિત સેવા બજાવી છે ?’ ઉચી પાયરીના અમલદારો જે ઇનામની આશા રાખે તે ઇનામ નેપોલિયને ઘણી વખતે સાધારણ સૈનિકને આપ્યા હતાં. આ પ્રમાણે ઇનામ આપતાં એક સાધારણ વૃદ્ધ અનુભવી સૈનિકના કોટના બટનના કાણામાં નેપોલિયન રાજ્યચિહ્ન લટકાવતો હતો ત્યારે એવુ બન્યું કે તે સૈનિકે નેપોલિયનને પૂછ્યું કે ‘ આપ નામદારે મને ઓળખ્યો નહી ! ’ ‘ હું શી રીતે ઓળખી શકું ! ’ એવો જવાબ નેપોલિયને આપ્યો ત્યારે પેલા સૈનિકે કહ્યુંઃ- “સીરીઆના રણમા તમારી પાસે કાંઇ ખાવાનું ન હતું ત્યારે મારા ખાવામાંથી મેં આપ નામદારને ખાવાનું આપ્યું હતું ” તરત જ નેપોલિયને જવાબ આપ્યોઃ—“ ખરેખર ! હવે તો તમે મને બરાબર યાદ આવ્યા હું તમને અત્યારે નાઇટ બનાવું છું અને એક હજાર ફ્રેન્કનુ સાલીયાણું બાધી આપું છું. ” આ પ્રમાણે આબરૂ અને પ્રતિષ્ઠાની લાગણીઓ જાગૃત થવાથી નેપોલિયન તમામ ફ્રેંચ સૈનિકોના હૃદયમા મનાય નહીં એવો અપૂર્વ ઉત્સાહ અને જુસ્સો પ્રેરી શકતો હતો.

આ વિગ્રહમા રેટીસ્બનનો મોટો ભાગ આગથી બળી ગયો હતો. એ શહેર નેપોલિયનના મિત્ર બવેરીઆના રાજાની માલીકીનું હતું બળતી શેરીઓમાંથી ઓસ્ટ્રિઅનો જ્યારે નાઠા હતા ત્યારે એ આગ જોઇ તેઓ આનંદ પામતા હતા.

પોતાની હંમેશની સ્વાભાવિક ઉદારતા પ્રગટ કરી નેપોલિયને લાખો ફ્રેન્ક પોતાના પદરના ખરચી તે શહેરને ફરીથી બંધાવવાની તજવીજ કરી. એલીસન લખે છે કેઃ— " એબેન્સબર્ગની લઢાઇ ૧૯ મી તારીખે સવારમાં શરૂ થઇ ત્યારથી રેટીસ્બનની લઢાઇ ૨૨ મી તારીખે સાંજે પૂરી થઇ ત્યાં સુધી નેપોલિયન ઘોડા ઉપરથી ઉતર્યો ન હતો અને દિવસના અરાઢ અરાઢ કલાક સુધી કાગળો લખાવતો હતો જ્યારે એની આસપાસ તમામ માણસો થાકના માર્યા વિશ્રામ લેવા સારૂ પડતા ત્યારે તે આવેલા કાગળો વાંચતો, ઉત્તરો લખાવતો અને સેનાપતિઓ તરફના રીપોર્ટો મધ્ય રાત્રિ સુધી સાંભળતો તથા બીજે દિવસે શુ શું કરવાનું છે તેના તમામ હુકમો આપી દેતો. "

હવે નેપોલિયન અને તેના શત્રુ ઑસ્ટ્રિઅનોના ગંજાવર દળ વચ્ચે દાન્યુબ નદી આવી હતી. વિએના જવાનો માર્ગ ખૂલ્લો હતો. દાન્યુબ નદીની જે બાજુએ ફ્રેચ લશ્કર હતું તે જ બાજુએ વિએના શહેર આવ્યું હતુ. રેટીસ્બનથી બસેં માઇલ દૂર વિએના છે. પણ રસ્તામાં ઘણી નદીઓ ઓળંગવી પડે એમ હતું અને ઑસ્ટ્રિઅનોથી સુરક્ષિત એવા ઘણા સાકડા રસ્તાઓમા થઇને જવાનું હતું. તો પણ એકદમ સીધા તે પાટનગર તરફ કુચ કરવાનો નેપોલિયને ઠરાવ કર્યો અને જે વિશ્વાસઘાતી પ્રધાનમંડળે તેના ઉપર હલ્લો કરવાનું તોફાન કર્યું હતું તેની સામે પ્રત્યક્ષ એકઠા થઇ બધી બાબતોનો નિર્ણય કરી લેવાનો નિશ્ચય કર્યો. ફ્રાન્સના અસંખ્ય વિજયી યોદ્ધાઓ અપ્રતિહત રીતે દાન્યુબની લગોલગ ચાલવા લાગ્યા. રસ્તામાં જે કોઇ વિરોધી માણસો આવતા તેમનો નિકાલ તેઓ સપાટાબંધ કરી નાખતા. પાછા હઠતા ઑસ્ટ્રિઅનો પોતાની તોપો દરેક નદીનાળા ઉપર ગોઠવતા જતા હતા, પોતે નદી ઓળંગ્યા પછી પૂલ ઉડાવી દેતા અને હોડીઓનો નાશ કરતા હતા. રસ્તામા આવતા સાકડા રસ્તાઓની બાજુ ઉપરની ટેકરીઓમાં હથીઆરબંધ માણસો ઑસ્ટ્રિઆ તરફથી ટમટમી રહેલા હતા. અને તેમનું રક્ષણ કરવા સારૂ તેમની પાસે વિનાશકારક સરંજામનો જથો જોઇએ તેટલો હતો.

ઝપાઝપી ન થાય તેટલા સારૂ માણસ માત્ર જેટલું કરે તેટલું તો નેપોલિયને કર્યું હતું. પણ હવે પોતાની તમામ જબરી શક્તિઓનો ઉપયોગ આ વિગ્રહનો નિશ્ચયાત્મક અંત લાવવા સારૂ જરા પણ કચાશ રાખ્યા વિના કરી લેવાનો નેપોલિયને ઠરાવ કર્યો. ઉપર આવેલા ઑસ્ટ્રિઅનોની તોપોનો મારો ચાલુ રહેવા છતાં નીચે નદી ઉપર તે પૂલો બંધાવતો ચાલ્યો અને પોતાના સૈનિકોને લોદી અને આર્કોલાનું સ્મરણ આપતો તમામ મરણોત્પાદક અસ્ત્રશસ્ત્રની સામે તે થયો. ઑસ્ટ્રિઅનોએ વિના કારણ અને દુરાગ્રહથી યુદ્ધ કરવાનું ઉભું કર્યું હતું. તેથી તેઓ સુલેહની માગણી કરતાં શરમાતા હતા. પોતાની સરકારનાં નેપોલિયન તરફની શત્રુતાનાં પગલા સામે આર્ચ ડ્યુક ચાર્લ્સે આરંભથી જ પોતાનો વિરોધ દેખાડ્યો હતો તેણે હવે પોતાના ભાઇ–મહારાજા ફ્રાન્સીસને પત્ર લખ્યો અને પોતાને અણધારી અને ભયંકર હાર ખમવી પડી હતી તેનું યથાસ્થિત વર્ણન તેમાં કર્યું ગભરાયેલા રાજાની સંમતિથી તેણે નીચે પ્રમાણે ઉત્તમ શબ્દોમા નેપોલિયનની ખુશામત કરવાની હીંમત કરી.

" આપ નામદારે આપનું આગમન તોપો ફોડી જાહેર કર્યું છે. તેનો ઉત્તર આપવાને મને વખત ન હતો. જો કે મને આપના આવાગમનની ખબર ન હતી તો પણ મને જે નુકશાન થયું તે ઉપરથી હુ તરત સમજી ગયો કે આપ પધાર્યા હશો. મારા માણસોમાથી તમે ઘણા કેદી પકડ્યા છે. જે જગાએ આપ નામદાર ન હતા એવી જગાએથી મે આપના કેટલાક માણસોને પકડ્યા છે. તેથી તે માણસોને તેમની પદવી પ્રમાણે અદલબદલ કરવાની દરખાસ્ત હું આપ નામદારને કરૂં છું. આ દરખાસ્ત આપ નામદારને અનુકૂળ લાગે તો જે સ્થાને તેનો અમલ કરવાનો હોય તે સ્થાનનો નિર્દેશ આપ નામદાર કરશો. આ જમનાના મોટામા મોટા સૈનિક સામે મારે થવાનો પ્રસંગ આવ્યો છે તેથી હું મારી જાતને ભાગ્યશાળી સમજું છુ. પરંતુ મારા દેશને માટે લાબા વખત સુધી ચાલે એવી સધિ કરવામા જો હું કામેમાં આવું એવી યોજના ઇશ્વર કરે તો હું મારી જાતને વધારે ભાગ્યશાળી

માનીશ. આ વિગ્રહનું પરિણામ ગમે તે આવે અથવા સમજુતી ઉપર આવવાનો સંભવ ગમે તેવો હોય તો પણ મારી ઇચ્છા આપ નામદારની ઇચ્છા કરતા વધારે ઉત્કટ છે એ વાત આપ માનશો એવી મારી પ્રાર્થના છે, અને હાથમાં તલવાર લઇને અથવા સંધિ-સુલેહનું ચિહ્ન લઇને-ગમે તે રીતે-આપ નામદારને મળવામા હું મોટું ભાગ્ય સમજું છું. ”

પ્રરંતુ આ આજીજીભરેલો પત્ર નેપોલિયનને પહોચે તે પહેલા તો તે દાન્યુબ નદીના પ્રદેશ તરફ ઘણો આગળ વધી ગયો હતો. તેની વિએના તરફની કુચમા વિઘ્ન લાવે એવું કાંઈ રહ્યું નં હતું. શૅાનબ્રુનના રાજમહેલમાથી આ પત્રનો જવાબ આપવાનો તેણે ઠરાવ કર્યો. દાન્યુબ નદીને મળનારી ટ્રૅાન નદી સુધી ફ્રેંચ લશ્કર આ વખતે આવી પહોચ્યું હતું. તે ઓળંગવા સારૂ બે સ્થાનો હતાં જે એક બીજાથી કેટલેક માઇલને અંતરે હતા. તે બંનેનો ઉપયોગ કરી નેપોલિયને તે નદી ઓળંગવાનો વિચાર કર્યો. એબર્સબર્ગની સામે ટ્રૅાન નદી સુંધી મેસીના ૭૦૦૦ માણસો લઇ ગયો. ત્યાં વગર વિચારે હીંમત ચલાવી એક બહુ જ જોખમભરેલુ કામ મેસીનાએ કર્યું. ઇતિહાસમા જ્યા જ્યા યુદ્ધોની વાત આવતી હશે ત્યાં અહીં જે બનાવ બન્યો તેના કરતા વધારે કમકમાટ ઉપજાવે એવો કતલનો બનાવ બન્યો નહીં જ હોય. આ ટ્રૅાન નદી પહોળી હતી અને તેના ઉપર ૧૨૦૦ ફીટ લાબો એક સાંકડો પૂલ હતો. તે પૂલના બીજા છેડા આગળ એક સીધા ઢોળાવવાળો મેદાનનો ભાગ હતો. તેના ઉંચા ભાગ ઉપર એબર્સબર્ગ ગામ આવેલું હતું. તેની આસપાસ મજબૂત કીલ્લો હતો અને તેમાં તોપો અને બંદુકોથી સજ્જ થઇ સૈનિકો ઉભા હતા. પૂલ આગળ, તે મેદાનના ઢોળાવ ઉપર ૪૦,૦૦૦ માણસો લઢવાને તત્પર બની રહ્યા હતા. પૂલના પશ્ચિમ છેડા આગળ જે ઘરો આવેલાં હતા તેમાં બંદુકોવાળા ભરેલી બંદુકો એક સામટી ફોડવા તૈયાર રહ્યા હતા. પાસે આવેલા ઉંચા ટેકરા ઉપર ભયંકર તોપખાનું તૈયાર હતું. તેમાંથી ગોળા છુટે તો બરાબર તે કાકાપુરી પૂલ ઉપર જ પડે એમ હતું. તે પૂલ લાકડાનો બનાવેલો હતો એટલે જો તેને આગ લાગે તો

ભડકો થતાં વાર લાગે એમ ન હતુ ઓસ્ટ્રિઅનોને એમ લાગ્યું કે આ પૂલ ઉપર થઇને કોઇ આવવાની હીમત જ કરનાર નથી; કારણ કે તે તેવા ઉપયોગમા આવી શકે એવો ન હતો અને ફ્રેંચ લોકો તેના ઉપર થઇને આવશે એ વાત તેમણે ધારી જ ન હતી.

પણ ઉગ્ર સ્વભાવના મેસીનાએ જરા પણ વિલંબ ન કર્યો. તેને એમ લાગ્યું કે જો જરા પણ વિલંબ કરવામા આવશે તો ઓસ્ટ્રિઅનો પૂલને ઉડાવી દેશે અને પછી નદી ઓળંગાશે નહીં. તેથી એકદમ ધસારો કરવા તેણે હુકમ કર્યો. સેનાપતિ કોહોર્ન એક ઠીંગણો પણ બહુ જ બળવાન અને ઉગ્ર અમલદાર આ ટુકડીનો આગેવાન બન્યો. ડબલ ક્વીક પગલે તે વહુ ટુકડી પૂલ ઉપર ધસી તરત જ એક અણધાર્યો ભયંકર ત્રાસનો દેખાવ થઇ રહ્યો. તરત જ તે લસ્કર ધુમાડાના ગોટામા ગોંધાઇ ગયું. તેમનામા ગોળાઓ અને છરાઓ પડવા લાગ્યા. લોકો ઘાયલ થવા લાગ્યા અને મરવા લાગ્યા. આમ ફાંફાં મારતા લસ્કર વચ્ચે દારૂગોળાની બે ત્રણ ગાડીઓમા દેવતા પડવાથી તે તમામના ફુરચે ફુરચા થઇ ગયા અને ચારે બાજુએ વિનાશ થઇ રહ્યો. પૂલ ઉપર ઘાયલ થયેલા અને મુએલાનો એટલો બધો ભાર થયો કે પૂલ નીચે સપાટાબંધ વહેતી નદીના જુવાળવાળા પાણીમા ઘાયલ થયેલા સૈનિકોને ફેંકી દેવાનો ભયંકર હુકમ આગળ ધસી આવનારા પોતાના સૈનિકોને આપવાની આવશ્યકતા મેસીનાને જણાઇ.

જે સૈનિકો પૂરેપૂરા મુઆ ન હતા તેવાઓને નદીમા ફેંકી દેવા એ ખરેખર કમકમાટ ઉપજાવે એવું કામ હતું, અને જેમણે એ કામ કર્યું તેમને પણ ગોળાઓ વાગ્યા અને તે પણ ઘાયલ થયા. તેમની પાછળ આવનારાઓએ તેઓ છેક મરી નહોતા ગયા તો પણ તેમને નદીમા ફેંકી દીધા. કારણ કે બીજો રસ્તો જ ન હતો. આ પ્રમાણે લોકોને નદીમા ફેંકી દેવામા આવ્યા ન હોત તો પૂલ ઉપર એટલો ભાર થાત કે રસ્તો રહેત જ નહીં અને એ બધું લસ્કર ત્યા જ પૂરૂ ખપી જાત. આ વૃદ્ધ અનુભવી સૈનિકો ધુમાડાના ગોટામાં ગુંચાયા હતા, લડાઇની કીકીયારી કાન ફાડી નાખે એવી થતી હતી, અને

ગોળા, ગોળીઓ અને છરાઓ તેમના ઉપર પડવાથી તેમનામાથી સંખ્યાબંધ સૈનિકો પડતા હતા; આ લોકો યુદ્ધનો અનુભવ મેળવતાં મેળવતા મનુષ્યો મટી જઇ રાક્ષસો થઇ ગયા હતા; તેઓ ઘાયલ થયેલાઓને છુંદતા લોહીની નદીમા ચાલતા અને ઘવાયેલા અને આજીજી કરતા તેમના સાથીઓને પૂરવાળી નદીમા ફેંકી દેતા દેતા આગળ ધસ્યા જ કરતા હતા. 'સુસંસ્કારવાળા ક્રીશ્ચીયન ધર્મની લાગણીવાળો માણસ સૈનિકના ધધાને માટે નાલાયક છે' એમ ડ્યુક ઑાફ વેલીંગ્ટન કહે છે એમાં શું ખોટુ છે ?

દારૂગોળા અને ગોળીઓના આવા ભયંકર તોફાનમા થઇ તે પૂલની સામી બાજુએ જતા સુધી ફ્રેચ લોકોએ પોતાનો ધસારો ચાલુ રાખ્યો. તે ત્યા પહોચ્યા કે તેમાનો એક પણ માણસ બચવા પામ્યો નહીં; બધા શત્રુના ગોળાઓથી ઉડી ગયા. તે છતા તેમની પાછળના લોકો આગળ ધસી આવ્યા અને પોતાના ઘાયલ થયેલા અને મુએલા સાથીઓને ફેંકી દઇ એવા આગળ વધ્યા કે છેવટે તેઓએ તે ગામના દરવાજા તોડી નાખ્યા અને તેમા ભરાઇ પેઠેલા શત્રુને નસાડયા. ઑસ્ટ્રિઅનો શહેરનાં ઘરને આગ લગાડતા લગાડતા અને પાછા હઠતા હઠતા પણ એકેક ઇંચ જમીન સારૂ યુદ્ધ કરતા કરતા પાછા હઠયા જ. બને લશ્કરના મુડદાંઓને અને ઘવાયેલાને છુંદતા છુંદતા આગળ જતા ફ્રેચોએ તેમની પૂઠ પકડવી છોડી દીધી નહી. આગના ભભુકા નીકળતા હતા. શેરીઓમા આ દારુણ યુદ્ધ અદ્વિતીય ઉગ્રતાથી ચાલ્યું. છેવટે એબ-સંબર્ગ ફ્રેચ લોકોએ સર કર્યું. પણ જ્યારે તે સર થયું ત્યારે તમામ ઘર બળીને ખડેર થઇ ગયાં હતાં. તમામ શહેરમા એટલી બધી આગ ફરી વળી હતી કે ઘાયલ થયેલાઓને ત્યાંથી ખસેડી શકાય એમ ન હતું. સળગતા વાસ અને વળીઓ તે બીચારા કમનસીબ લોકો ઉપર પડ્યા અને અસહ્ય વેદનાને લીધે ચીસો પાડતા પાડતા તેમનાં કપાઇ ગયેલા અંગો સાથે તેઓ આગમા ભૂંજાઇ ગયા. આ રાક્ષસી દેખાવની ફરીયાદી સાથે આ પ્રમાણે મરનારા લોકોની કમકમાટ ઉત્પન્ન કરે એવી ચીસો મળી જવા લાગી. આ મુડદાં આ પ્રમાણે આગમાં ભૂંજાવા લાગ્યા તેથી માથું ફાટી જાય એવી ગંધ હવામાં સારી પેઠે આવવા લાગી.

આટલું થયું ને છતા, બળતી શેરીઓમાં થઇ માણસનાં શરીરોના કપાયેલા, બળેલા અને ધુમાડાથી કાળા થઇ ગયેલા અવયવો ઉપર થઇ, સૈનિકોનાં શરીરનાં માંસ, હાડકાનો અને બીજા ભાગનો ચૂરો કરતા કરતા, અને લોહીથી તૈયાર થયેલા કાદવનો ગજ કરતા કરતા ફ્રેંચ સૈનિકો પોતાના ઘોડા, તોપો અને દારૂગોળાની ગાડીઓ દોડાવતા દોડાવતા ઑસ્ટ્રિઅનો પાછળ પડ્યા હતા તે ચાલુ રહ્યા. કલ્પનામા ન આવી શકે એવી ફ્રેંચ લોકોની હીંમત જોઇ છેવટે ઑસ્ટ્રિઅનો નિરાશ થઇ પાછા પડ્યા, અને તેમણે પોતાનાં ૫૦૦ માણસો ગુમાવ્યા. આ જગાની તોપોનો ગડગડાટ નેપોલિયને કેટલેક દૂર સાંભળ્યો. તે દારુણ યુદ્ધના સ્થળ આગળ ઘોડો દોડાવતો દોડાવતો આવી પહોંચ્યો. યુદ્ધની વિપત્તિઓ જોવાની જો કે તેને લાંબા વખતથી ટેવ હતી તો પણ આ ભયંકર દેખાવ જોઇ તે છળ્યો. મેસીનાનો મરણીઆ થઇ લડવાનો હીંમતભર્યો નિશ્ચય જોકે તેણે વખાણ્યો તે છતા આવડી મોટી કતલ જોઇ તે પોતાની નાપસંદગી બતાવ્યા વિના રહ્યો નહીં. કારણ કે તેણે ધાર્યું કે લેનીસની ટુકડી થોડા માઇલ ઉપર ને નદી ઓળગી બીજી બાજુએ જઇ પહોંચી હતી, અને તે ઑસ્ટ્રિઅન લશ્કરની એક બાજુના ભાગ તૂટી પડી હોત તો આ નિરર્થક કતલ અટકી શકત.

સેવરીને સાથે લઇ નેપોલિયન તે બળતા ગામમા પેઠો ત્યા એ ત્રણ ઘાયલ થયેલા પણ પૂરા નહીં મરેલા યોદ્ધા તેણે જોયા જેઓ એવી ચોતરાની જગા ઉપર પેટે ચાલીને ગયા હતા કે અગ્નિનો ભડકો તેમને અડકી શકે નહીં. સેવરી લખે છે કે—“ માણસો પહેલા તો દાઝી જાય, પછી ઘોડાના પગ નીચે ખુંદાય, અને તોપોની ગાડીઓના પૈડા નીચે એમનાં હાડકાંના ચૂરા થાય એ દેખાવ કરતાં બીજો વધારે ભયકર દેખાવ હોઇ શકે ખરો ? માથું ફાટી જાય એવી ગંધ ભૂંજાયેલા માંસમાંથી નીકળતી હતી અને મરેલા લોકોનાં મુડદાં ઉપર થઇને જ ગામ બહાર જવાનો રસ્તો હતો. આ અનિષ્ટ પરિણામ એવું જબરૂં હતું કે રસ્તા ઉપરથી આ મુડદાના ઢગલા ખસેડવા સારૂ પાવડાની જરૂર પડી કે જેથી આ ભૂંજાયેલા લોકોનાં શરીરો ખસેડી આઘાં કરી શકાય.

ગોળા, ગોળીઓ અને છરાઓ તેમના ઉપર પડવાથી તેમનામાથી સંખ્યાબંધ સૈનિકો પડતા હતા; આ લોકો યુદ્ધનો અનુભવ મેળવતાં મેળવતા મનુષ્યો મટી જઇ રાક્ષસો થઇ ગયા હતા; તેઓ ઘાયલ થયેલાઓને છુંદતા લોહીની નદીમા ચાલતા અને ઘવાયેલા અને આજીજી કરતા તેમના સાથીઓને પૂરવાળી નદીમા ફેંકી દેતા દેતા આગળ ધસ્યા જ કરતા હતા. 'સુસંસ્કારવાળા ક્રીશ્ચીયન ધર્મની લાગણીવાળો માણસ સૈનિકના ધંધાને માટે નાલાયક છે' એમ ડ્યુક ઑફ વેલીંગ્ટન કહે છે એમાં શું ખોટુ છે?

દારૂગોળા અને ગોળીઓના આવા ભયંકર તોફાનમાં થઇ તે પૂલની સામી બાજુએ જતા સુધી ફ્રેંચ લોકોએ પોતાનો ધસારો ચાલુ રાખ્યો. તે ત્યા પહોંચ્યા કે તેમાંનો એક પણ માણસ બચવા પામ્યો નહીં; બધા શત્રુના ગોળાઓથી ઉડી ગયા. તે છતા તેમની પાછળના લોકો આગળ ધસી આવ્યા અને પોતાના ઘાયલ થયેલા અને મુએલા સાથીઓને ફેંકી દઇ એવા આગળ વધ્યા કે છેવટે તેઓએ તે ગામના દરવાજા તોડી નાંખ્યા અને તેમા ભરાઇ પેઠેલા શત્રુને નસાડ્યા. આસ્ટ્રિઅનો શહેરના ઘરને આગ લગાડતા લગાડતા અને પાછા હઠતા હઠતા પણ એકેક ઇંચ જમીન સારૂ યુદ્ધ કરતા કરતા પાછા હઠ્યા જ. બને લશ્કરનાં મુડદાંઓને અને ઘવાયેલાને છુંદતા છુંદતા આગળ જતા ફ્રેંચોએ તેમની પૂઠ પકડવી છોડી દીધી નહીં. આગના ભભુકા નીકળતા હતા. શેરીઓમા આ દારુણ યુદ્ધ અદ્વિતીય ઉગ્રતાથી ચાલ્યું. છેવટે એબ-સબર્ગ ફ્રેંચ લોકોએ સર કર્યું પણ જ્યારે તે સર થયું ત્યારે તમામ ઘર બળીને ખંડેર થઇ ગયાં હતા. તમામ શહેરમાં એટલી બધી આગ ફરી વળી હતી કે ઘાયલ થયેલાઓને ત્યાથી ખસેડી શકાય એમ ન હતું. સળગતા વાંસ અને વળીઓ તે બીચારા કમનસીબ લોકો ઉપર પડ્યા અને અસહ્ય વેદનાને લીધે ચીસો પાડતા પાડતા તેમના કપાઇ ગયેલા અંગો સાથે તેઓ આગમાં ભૂંજાઇ ગયાં. આ રાક્ષસી-દેખાવની કીકીયારી સાથે આ પ્રમાણે મરનારા લોકોની કમકમાટ ઉત્પન્ન કરે એવી ચીસો મળી જવા લાગી. આ મુડદા આ પ્રમાણે આગમાં ભૂંજાવા લાગ્યાં તેથી માથુ ફાટી જાય એવી ગંધ હવામાં સારી પેઠે આવવા લાગી.

આટલું થયુ તે છતાં, બળતી શેરીઓમાં થઇ માણસનાં શરીરોના કપાયેલા, બળેલા અને ધુમાડાથી કાળા થઇ ગયેલા અવયવો ઉપર થઇ, સૈનિકોના શરીરનાં માંસ, હાડકાંનો અને બીજા ભાગનો ચૂરો કરતા કરતા, અને લોહીથી તૈયાર થયેલા કાદવનો ગંજ કરતા કરતા ફ્રેંચ સૈનિકો પોતાના ઘોડા, તોપો અને દારૂગોળાની ગાડીઓ દોડાવતા દોડાવતા ઑસ્ટ્રિઅનો પાછળ પડ્યા હતા તે ચાલુ રહ્યા. કલ્પનામા ન આવી શકે એવી ફ્રેંચ લોકોની હીંમત જોઇ છેવટે ઑસ્ટ્રિઅનો નિરાશ થઇ પાછા પડયા, અને તેમણે પોતાના ૫૦૦ માણસો ગુમાવ્યા. આ જંગાની તોપોનો ગડગડાટ નેપોલિયને કેટલેક દૂર સાંભળ્યો. તે દારુણ યુદ્ધના સ્થળ આગળ ઘોડો દોડાવતો દોડાવતો આવી પહોંચ્યો. યુદ્ધની વિપત્તિઓ જોવાની જો કે તેને લાંબા વખતથી ટેવ હતી તો પણ આ ભયંકર દેખાવ જોઇ તે છળ્યો. નેસીનાનો મરણીઆ થઇ લઢવાનો હીંમતભર્યો નિશ્ચય જોકે તેણે વખાણ્યો તે છતા આવડી મોટી કતલ જોઇ તે પોતાની નાપસંદગી બતાવ્યા વિના રહ્યો નહી. કારણ કે તેણે ધાર્યું કે લેનીસની ટુકડી થોડા માઇલ ઉપર તે નદી ઓળગી બીજી બાજુએ જઇ પહોંચી હતી, અને તે ઑસ્ટ્રિઅન લસ્કરની એક બાજુના ભાગ તૂટી પડી હોત તો આ નિરર્થક કતલ અટકી શકત.

સેવરીને સાથે લઇ નેપોલિયન તે બળતા ગામમા પેઠો. ત્યા એ ત્રણ ઘાયલ થયેલા પણ પૂરા નહી મરેલા યોદ્ધા તેણે જોયા જેઓ એવી ચોતરાની જગા ઉપર પેટે ચાલીને ગ્યા હતા કે અગ્નિનો ભડકો તેમને અડકી શકે નહીં. સેવરી લખે છે કે—“ માણસો પહેલા તો દાઝી જાય, પછી ઘોડાના પગ નીચે છુંદાય, અને તોપોની ગાડીઓના પૈંડા નીચે એમનાં હાડકાના ચૂરા થાય એ દેખાવ કરતા બીજો વધારે ભયકર દેખાવ હોઇ શકે ખરો ? માથું ફાટી જાય એવી ગધ ભૂંજાયેલા માસમાથી નીકળતી હતી અને મરેલા લોકોના મુડદા ઉપર થઇને જ ગામ બહાર જવાનો રસ્તો હતો. આ અનિષ્ટ પરિણામ એવું જબરું હતું કે રસ્તા ઉપરથી આ મુડદાના ઢગલા ખસેડવા સારુ પાવડાની જરૂર પડી કે જેથી આ ભૂંજાયેલા લોકોનાં શરીરો ખસેડી આઘા કરી શકાય.

આ ભયંકર દેખાવ જોવા સારૂ નેપોલિયન આવ્યો હતો અને તે બધો દેખાવ જોઇ અમારા પ્રત્યે બોલ્યો હતો કે 'આવું કમકમાટભરેલું ચિત્ર વિગ્રહ જગાડનારાઓ જુએ તો બહુ સારૂ થાય. ત્યારે જ તેઓને સમજાય કે તેમની ઘેર બેઠા ઘડેલી યોજનાઓથી માણસની કેટલી ખુવારી થાય છે.' જે પરાક્રમ સેનાપતિ કોહોર્ને બતાવ્યુ હતુ તેને માટે નેપોલિયને, કેટલાક ઉપકારના શબ્દો કહ્યા પણ તેને એમ પણ કહ્યુ કે 'જો તમે બહાદુરી વાપરી આટલી ઉતાવળ ન કરી હોત અને જે લશ્કર તમારી મદદે આવતું હતું તેની રાહ જોઇ હોત તો આ જે ભયંકર નુકશાન થયુ તે ન થાત."

હવે બહુ જ ઉતાવળથી નેપોલિયનનુ લશ્કર વિએના તરફ ચાલ્યું. હવે વચમાં વધારે વિઘ્ન આવવાનો સંભવ ન હતો. નેપોલિયનની જ્ઞાનની તૃષ્ણા અદ્ભુત હતી તેથી પોતાની સાથે તે પ્રદેશના એક ભોમીઆને રાખી તે ચાલ્યો. તે ભોમીઓ તેના ઘોડાની જોડ જોડે ચાલતો હતો અને રસ્તામા જે કાઇ જોવા જેવુ હોય તે તેને બતાવતો હતો. ડીયરસ્ટીનના ભાગી જતા ગોથીક બુરજો વેગળેથી એક ઉચી જગા ઉપર દેખાયા ઇગ્લાંડના રાજા રીચર્ડ (સિંહ) ને ત્યા કેદ રાખવામાં આવ્યો હતો. નેપોલિયને તરત જ ઘોડાની લગામ તાણી અને પોતાની દૃષ્ટિ આગળ ગ્લાનિ ઉત્પન્ન કરે એવી રીતે પડી જતી ઇમારતનો ઢગલો તેણે જોયો અને પોતાની નજર તાકી. પછી પોતાની સાથે આવેલા બર્થીયર અને લેનીસને તેણે કહ્યું:—

"ઇગ્લાંડનો રાજા રીચર્ડ સીરીઆ અને પાલેસ્ટાઇનમા લઢવા ગયો હતો સેંટ જીન ડી આર્ક આગળ આપણે જેટલા ભાગ્યશાળી થયા હતા તેના કરતા તે વધારે ભાગ્યશાળી થયો હતો. પણ મારા વીર લેનીસ, રીચર્ડ રાજા તમારા કરતા વધારે બહાદુર ન હતો. તે છતા તે યુરોપ પાછો આવ્યો એટલામા એની શકિતથી જૂદી જ શકિતના લોકોના હાથમાં તે કેદી બની ગયો. ઑસ્ટ્રિઆના એક ડ્યુકે તેને જર્મનીના એક રાજાને વેચાતો આપ્યો, અને તેથી જ તે જર્મન રાજા ઇતિહાસનાં પાનામા નોંધાયો છે. બ્લોન્ડેલ નામનો તેના દરબારનો એક માણસ જ તેને નીમકહલાલ રહ્યો;

પણ ઇંગ્લાંડની પ્રજાએ પોતાના રાજાને કેદમાંથી છોડાવવા સારૂ કોઇ જાતનો ભોગ આપ્યો નહી. ”

પછી તે એક ક્ષણ શાંત રહ્યા અને તે બુરજો ઉપર પોતાની દૃષ્ટિ તાણી રાખી પાછો બોલવા લાગ્યોઃ—

“ જે વખતે બાપ પોતાના પુત્રોનું, સ્ત્રી પોતાના પતિનું, પ્રજા પોતાના રાજાનું, સૈનિક પોતાના ઉપરીનું બલિદાન આપતા અને તેમ કરવામા જરા પણ શરમાતા કે સંકોચાતા નહીં તે વખતને શુરવીરપણાનો સમય કહેવામા આવે છે; પણ ખરૂં જોતા તે જંગલી સમય ગણાવો જોઇએ. સમય કેટલો બદલાઇ ગયો છે ! મોટા મોટા મહારાજાઓ અને રાજાઓ તેમના પાટનગર સાથે મારી સત્તા નીચે આવેલા તમે જોયા છે; પણ મેં તેમની પાસે છુટકારાના પૈસા માગ્યા નથી અથવા તેમની પ્રતિજ્ઞાનો ભંગ થાય એવો આત્મભોગ તેમની પાસે કરાવ્યો નથી જો ઑસ્ટ્રિઆના મહારાજાને હું કેદ કરી શક્યો હોત તેની સાથે હું કેવી રીતે વર્ત્યો છું તે જગત્ જાણે છે; અને લીઓપોલ્ડ અને હેન્રીનો પેલો વારસ જે અત્યારે આપણી સત્તામાં અર્ધા કરતાં નો વધારે આવી ગયો છે તેની સાથે જો કે તેણે વિશ્વાસઘાત કરી આપણા ઉપર હલ્લો કર્યો છે છતા જેવી રીતે મેં પ્રથમ વર્તન રાખ્યુ હતું તેના કરતાં વધારે નઠારૂં વર્તન હું રાખવાનો નથી ”

સેંટ હેલીનાના પર્વતોમા તેને એવું કેદખાનું ભોગવવાનું હતું કે ઇંગ્લાન્ડના રાજા રીચર્ડે ડીયરસ્ટીનમા જે કેદ ભોગવી હતી તેના કરતા વધારે ક્રુરતાવાળું તે થવાનું હતું તેની કલ્પના નેપોલિયનને આ વખતે જરા પણ ન હતી.

ઑસ્ટ્રિઅન વાવટો ઇન નદી ઓળંગી આવ્યો હતો ત્યારથી બરાબર એક મહીને—એટલે મે માસની ૧૦ મી તારીખે નેપોલિયન પોતાના લશ્કર સહીત વિએનાની દિવાલો આગળ આવી ખડો થયો. આર્ચ ડ્યુક ચાર્લ્સને આ વખત સુધીમા મદદનું મોટું લશ્કર આપવામાં આવ્યું હતું તેથી તે વિએનાના છુટકારા સારૂ સપાટાબંધ દાન્યુબ નદીની બીજી બાજુએ ઉતાવળો જતો હતો. વિએના શહેર દાન્યુબ નદીને મળતી એક નાની સરખી બે માઇલ ઉપર

આવેલી નદી ઉપર બાધવામા આવ્યુ છે. શહેરનો મધ્ય ભાગ ગોળાકારનો છે અને તેનો પરીઘ ત્રણેક માઇલનો થાય એવો છે. તેમા એક લાખ માણસની વસ્તી છે અને ઇંટચૂનાનો કીલ્લો તથા મજબૂત બુરજો તેની આસપાસ જૂના વખતથી બાધવામાં આવ્યા છે. શહેરની આસપાસ ધીમે ધીમે ઢળતો સુંદર ઢોળાવ છે. તેમા સારા સારા વૃક્ષો ઉગાડવામા આવ્યા છે અને લડન શહેરના પાર્ક જેવા પાર્ક કરવામા આવ્યા છે. આ પાર્કની બહારની બાજુએ મોટા મોટાં પરા કરવામા આવ્યાં છે. તે પરામા બે લાખ માણસની વસ્તી છે અને તેની આસપાસ પણ દીવાલો ચણી લેવામા આવી છે. આ પરાંનો ઘેરાવો આશરે દશેક માઇલ છે.

વિએના શહેર ઉપર તોપોનો મારો ચલાવવામા આવે તો જે ત્રાસ થાય તેમાથી તેને બચાવી લેવા સારૂ નેપોલિયન ઘણો ઇંતેજાર હતો. તરત જ તેણે શહેરમા સુલેહનો વાવટો મોકલ્યો તે લઇ જનારને મારવામાં અને ઘાયલ કરવામા આવ્યો. તેને મારનાર ખાટકીના છોકરાને અમલદારના ઘોડા ઉપર બેસાડી ડાકબધ શહેરમા લાવવામા આવ્યો. તરત જ જરા પણ અડચણ વેઠયા વિના નેપોલિયન દીવાલો ઉપર ચઢયો અને તેણે પરામા પ્રવેશ કર્યો; પરંતુ તે પ્રાચીન શહેરની આસપાસની વૃક્ષની કુંજો અને નવીન વસેલા પરાની વચ્ચે આવેલા ઢોળાવ આગળ તેનાં માણસો આવ્યા કે તરત જ દીવાલોમાથી તેમના ઉપર દારૂગોળાની વૃષ્ટિ થઇ તરત જ નેપોલિયને શહેરને તમામ જગાએથી ઘેરી લીધું અને શરણે આવવાને કહેણ મોકલ્યું. તમામ પરાઓમાથી એકેક માણસ પ્રતિનિધિ તરીકે કાઢી તેમને શહેરમાં એ સદેશો લઇ જવા સારૂ તેણે મોકલ્યા.

વિએના શહેરનું રક્ષણ કરવાનુ કામ આર્ચ ડયુક મેકસીમીલીયન કરતો હતો. તેને બર્થીયરે જે કાગળ લખ્યો હતો તેની નકલ નીચે પ્રમાણે છેઃ—

" મહેરબાન સાહેબ, આજે સવારે અમારા ડયુક ઑફ મોન્ટીબેલોએ આપની પાસે સુલેહનો વાવટો લઇ એક અમલદારને એક તતુડાવાળા સાથે મોકલ્યો હતો. તે અમારો અમલદાર હજી પાછો આવ્યો નથી. તેને પાછો

ક્યારે મોકલવાનો છે તે મહેરબાનીથી જણાવશો. આ પ્રસંગ ઉપર જે અસાધારણ માર્ગે કામ લેવાનું આપના તરફથી થયુ છે તેથી આપની સાથે પત્રવ્યવહાર કરવાના કામ સારૂ આપના જ ગામના પરાના માણસોનો ઉપયોગ કરવો મને વ્યાજબી લાગ્યો છે. આ વિગ્રહના પરિણામે અમારા મહારાજાને વિએના સુધી આવવું પડયુ છે, અને આપના શહેર ઉપર જે વિપત્તિઓ પડવાની અત્યારે તૈયારીઓ થઇ છે તેમાથી તેના અસંખ્ય અને સારા લોકોને બચાવી લેવાની અમારા નામદાર મહારાજાની ઇચ્છા છે. તેમના હુકમથી હું આપને જણાવું છુ કે આપ આ શહેરનું રક્ષણ કરવાનો આગ્રહ કરશો તો યુરોપના સુદર શહેરો પૈકી એકનો નાશ આપ કરાવશો, અને જે અસંખ્ય પ્રજા તેમની સ્થિતિ, ઉમર, જાતિ અને એવા જ બીજાં કારણોથી જે વિપત્તિઓ આવી વખતે આવી પડવાની છે તેમાથી બચાવવાને પાત્ર છે તેનું તમે બલિદાન આપશો. જે જે દેશમા વિગ્રહના પરિણામે અમારા સરકારને જવું પડ્યું છે તે તે દેશમાં હથીઆર વિનાની ગરીબ પ્રજાને આવી વિપત્તિઓમાથી બચાવવાની કાળજી અમારા નામદાર મહારાજાએ પ્રકટ કરી છે. આપના શહેરનુ રક્ષણ અમારા રાજાએ એક વખત કર્યું હતું તેથી તેમની કીર્તિ તો થઇ ગઇ છે. તેથી તેના ઉપર આ વખતે જે નાશનો ભય ઝઝુમી રહ્યો છે તેનો વિચાર કરતાં અમારા મહારાજાનુ મન અતિશય દુઃખાય છે એ વાત આપને માન્યા વિના ચાલવાની નથી તે છતા કીલ્લેબંદી ગામોમા જે રીવાજ હોય છે તે રીવાજને બાજુએ મૂકી આપે આપની તોપો પરાંઓ તરફ ફૂટે એવી રીતે ગોઠવી છે અને તેનુ પરિણામ એ આવ્યુ છે કે તેમાથી નીકળતો ગોળો આપના રાજાના કોઇ શત્રુનો જીવ લેવા કરતા આપની એક નિષ્ઠાવાળી પ્રજા પૈકી કોઇ નિરાધાર સ્ત્રીને અથવા બચ્ચાને મારી નાખશે. હુ આપને જણાવવાની રજા લઉં છું કે અમારા લશ્કરને પરાંમાં પેસવાની અમારા મહારાજાએ આખા દિવસમા સખત મના કરી છે અને લશ્કરમા બરાબર વ્યવસ્થા રહે અને થયેલા હુકમનો અમલ થાય તેટલા સારૂ ખાસ માણસો તેમણે ચારે બાજુએ મોકલ્યા છે. તે છતાં આપ જો શહેરનું રક્ષણ

કરવાનો પ્રયત્ન કરવાનો દુરાગ્રહ લઇ બેસશો તો અમારા મહારાજાને હલ્લો કરવાની તૈયારીઓ કરવાની ફરજ પડશે, અને ૩૬ કલાકમાં આપના પાટનગરનો નાશ અમારી તોપો તથા બંદુકોથી થશે. તે જ વખતે આપની તોપોથી જ આપના પરાંનું પણ સંપૂર્ણ સત્યનાશ વળી જશે. આ બધા વિચારની અસર આપના ઉપર થશે, અને આપનું શહેર સર કરવામા આપના જે આગ્રહથી વિલબ થવાનો છે તે આગ્રહ છોડી દેવાને આપના વિચાર થશે એમ અમારા મહારાજા આશા રાખે છે. ”

“ આપ આ સંબંધમા કેવી જાતના છેલ્લા નિશ્ચય ઉપર આવો છો તેની ખબર મને કૃપા કરી આપશો.

લી. બર્થીયર ”

આ પ્રમાણે બર્થીયરનો સંદેશો લઇ પરામાના પ્રતિનિધિઓ આવ્યા ત્યારે કીલ્લાની દીવાલોમાથી ગોળીઓનો વરસાદ બેવડા બળથી થવા લાગ્યો અને તેમાંના ઘણા તો તેમના જાતભાઇઓથી જ મરાયા હવે નેપોલિયનના ધીરજ રહી નહીં. તે છતા કમનસીબ પરાઓને બની શકે ત્યા સુધી બચાવી લેવાનો નિશ્ચય નેપોલિયને કર્યો આવા સંજોગોમા શત્રુના ઘરોનો ઉપયોગ ન કરે એવા ઘણા જ થોડા વિજયી માણસો હશે. મેસીનાને સાથે લઇ શહેરના દક્ષિણ ભાગના કીલ્લાની આસપાસ નેપોલિયન ઘોડે બેસી ફર્યો અને પોતાની તોપો ગોઠવવાની એવી સરસ જગા તેણે શોધી કાઢી કે ત્યાથી કીલ્લામાથી થતા અવાજનો જવાબ આપી શકાય અને પોતાની તોપોના ગોળા આછી વસ્તીના ભાગમા પડે. આ સ્થળ ઉપર તેણે પોતાની ભયંકર તોપો ગોઠવી. રાત્રે નવ વાગે શહેર ઉપર ગોળીઓનો વરસાદ વરસાવવાની સપૂર્ણ તૈયારી થઇ રહી ત્યારે વળી એક વાર ફરીથી શહેરને શરણે આવવા સારૂ નેપોલિયને કહેણ મોકલ્યું. આના પ્રત્યુત્તરમાં શહેરમાથી એક સરખો તોપોના ગોળાનો વરસાદ આવ્યો.

ત્યારે નેપોલિયને પોતાની ભયંકર તોપો ફોડવાનુ શરૂ કર્યું. દશ કલાક સુધી આ વિનાશકારક વૃષ્ટિ શહેર ઉપર થઇ. ગીચ વસ્તીવાળાં ઘરોમાં એકંદર

૩૦૦૦ ગોળીઓ ફેંકવામા આવી. ધૂમકેતુ જેવા દેખાતા આ ગોળા હવામા પોતાનો રસ્તો વાકો લેતા લેતા ચાલ્યા અને તેમનાથી આકાશ છવાઈ ગયું. ગોળાઓ વચમા વચમા ફૂટતા હોવાથી કાન બહેર મારી જવા જેટલો અવાજ થવા લાગ્યો અને એક સરખો સતત ગડગડાટ ચાલુ રહ્યો. પાટનગરના તમામ ભાગમાંથી જ્વાળાઓ નીકળતી હતી. જ્વાળામુખી પર્વતમાથી જેમ ધુમાડાના રૂદ્ર ગોટાઓ છૂટી નીકળે તેમ તે નીકળવા લાગી અને ભયકર તોપ્રાની પવન સાથે ભળવા લાગી. કલ્પનામા આવી ન શકે એવા ત્રાસથી આ ભયંકર દેખાવ વખતે તોપોના ધડાકાથી ગગન ફાટતું હોય એમ લાગતુ અને પડી જતા મકાનોનો કડકડ થતો અવાજ, ઘાયલ થયેલાઓની ચીસો, અને બે લાખ યોદ્ધાઓની રાક્ષસી કારમી ચીસો સંભળાવા લાગી. નરકના અગ્નિથી પ્રજ્વલિત થયુ હોય તેમ તમામ મેદાન જ્યારે બળવા લાગ્યુ ત્યારે પાટનગરના દરવાજા ખૂલ્લા કરી નાખવામા આવ્યા અને તેમાથી સુલેહનો વાવટો લઇ કોઇ મેદાનમા બહાર આવ્યુ. એ વાવટાને નેપોલિયનની છાવણીમા લઇ જવામા આવ્યો. તે ઉપરથી ખબર પડી કે ફ્રાન્સના લોકોએ જે સ્થળે પોતાની તોપો ગોઠવી હતી તેની બરાબર સામે આવેલા રાજમહેલમા મહારાજા ફ્રાન્સીસની યુવાન રાજકુવરી માદી હોવાથી પડી હતી. નેપોલિયનના આવવાથી રાજકુટુંબ તો નાસી ગયુ હતુ, અને પોતાની માંદી રાજકુંવરીને પોતાની પાછળ પોતાનો જીવ બચાવવા સારૂ મૂકીને જતા રહેવાની કર આવશ્યકતા તેને પડી હતી

આ નિરાધાર કન્યાની સ્થિતિને ભયકર નીવડે એવી જે તોપો હતી તેમની સ્થિતિ એકદમ બદલી નાખવાનો હુકમ નેપોલિયને આપ્યો. આ વિગ્રહની કતલમાંથી આ યુવતી રાજકુવરી અજબ રીતે બચી ગઇ અને કાળે કરીને છેવટે નેપોલિયનને પરણી. એલીસન છટાદાર ભાષામા લખે છે કે:—"ઑસ્ટ્રિઆના રાજાની કુવરી આર્ચ ડચેસ મેરીઆ લ્યુઇસાને વશ કરવા પ્રેમના પ્રથમ ઉદગાર નેપોલિયને પોતાની તોપોના ગડગડાટથી અને આકાશમા ફૂટતા ગોળાથી કાઢયા હતા. જ્યારે મધ્ય રાત્રે આ બળતી

હવાઇઓ આકાશમા ફૂટતી હતી અને તે રાજકુંવરીની આસપાસની તમામ વસ્તુઓ ભડકામા ભસ્મ થતી હતી તે વખતે રાજમહેલમાં ફ્રાન્સના રાજાની ભવિષ્યની મહારાણી સહીસલામત કજા વિના જીવતી રહી. સીઝરના વંશના રાજાઓની કન્યા સાથે કોર્સિકાનો એક નસીબદાર સૈનિક પ્રેમ કરે અને તેને પરણે એ વાત રાજ્યક્રાન્તિના અને પ્રજાના ખળભળાટના તે સમયનું વિચિત્ર પરિણામ છે ! ઑસ્ટ્રિઆની રાજકુંવરીને શાર્લમેનની ગાદીએ બેસાડવા સારૂ ફ્રાન્સના હથીઆરનો ઉપયોગ થાય એ પણ અજબ વાત છે; તેમ જ દેશ ઉપર હલ્લો કરી ચઢી આવનારો વિજયી માણસ તેની રાજકું-વરીની માગણી કરે એ પણ આશ્ચર્યની વાત છે; તેમ જ જે તોપોના ધડાકા-થી ( નેપોલિયન વચમા ન પડ્યો હોત તો ) તે રાજકુંવરીના પિતાના રાજ-મહેલોનો સદંતર નાશ થાત તે તોપોના ધડાકા એ જ પ્રીતિના પ્રથમનાં પ્રેમી વાક્યો હોય એ પણ થોડું આશ્ચર્યકારક નથી. ”

શહેરમાં ચારે બાજુએ અગ્નિની જ્વાળા ફેલાઇ ગઈ તેથી આર્ચ ડ્યુક મેક્સીમીલીયન ગભરાઇ ગયો. પોતાને નેપોલિયન કેદી બનાવી દેશે એવી ધાસ્તી તેને લાગી. તેથી થેબરના મોટા પૂલ ઉપર થઇ દાન્યુબ નદીની બીજી બાજુએ તે સપાટાબધ ખસી ગયો તેણે પૂલને પછીથી ઉડાવી દીધો. શહેરમા પોતાના હાથ નીચેનો એક અમલદાર તેણે રાખ્યો અને તરત જ લઢાઇ બંધ રાખવા તથા શરણે આવવાની માગણી કરી. નેપોલિયને કોઇ પણ જાતની સખ-ત શરતો કરાવી નહીં. તમામ સરંજામ, જેમા મોટા દારૂગોળાના કારખાનાનો સમાવેશ થતો હતો, જેમાં ચારસે તોપો હતી અને દારૂગોળો અઢળક હતો તે નેપોલિયનને સ્વાધીન કરવામા આવ્યો. તમામ માણસોના જાનનું અને ખાનગી મીલકતનું રક્ષણ કરવાની નેપોલિયને ખાત્રી આપી. નેપોલિયને ટ્યુટલેરીસ છોડ્યાને એક મહીનો થયો એટલામાં તે વિજયી થઇ વિએનામાં પેઠો. મહારાજા ફ્રાન્સીસના રાજમહેલમાથી તેણે પોતાના લશ્કર સારૂ નીચે પ્રમાણે ઢંઢેરો બહાર પાડ્યો:—

“આપણા શત્રુઓએ જે દિવસે ઇન નદી ઓળગી હતી તે જ દિવસે અને

તે જ વખતે એક માસ પછી આપણે વિએનામા પ્રવેશ કર્યો છે. તેમના સ્વયં-સેવકો, તેમનું પરચુરણ લશ્કર, અને લોરેઇન વંશના કોપાયેલા પણ નિર્માલ્ય રાજાઓએ બાંધેલા કીલ્લા–તમામનો નાશ તમને દેખતા વાર થઈ ગયો છે. તે વંશના રાજાઓએ પોતાના પાટનગરનો ત્યાગ કર્યો છે. તેમ કરવામાં વિગ્રહના સંજોગોને અને પરાજયને લીધે પ્રતિષ્ઠાવાળા સૈનિકો જેમ વર્તે તેમ તેઓ વર્ત્યા નથી. પોતાના જ પાપથી તેમનું વિશ્વાસઘાતી હૃદય કોરાઇ જતું હોય એમ તેઓ વર્ત્યા છે. વિએના છોડી નાસી જવામા તેઓએ જતી વખતે પોતાની પ્રજાને સારૂ ખુન, કતલ અને દેવતાનો વારસો મૂક્યો છે. મીડીઆની માફક તેઓએ તેમના પોતાના હાથથી પોતાના બચ્ચાનું ખુન કર્યું છે.”

“યોદ્ધાઓ ! વિએના શહેરના પરાના રહેવાસીઓના બોલવા પ્રમાણે વિએનાના લોકોનો ત્યાગ થયો છે. વિએનાની પ્રજા રડાઇ છે અને તેથી તે તમારી દયાની પાત્ર થવી જોઇએ. તે શહેરના સારા પ્રજાજનોને હું મારા આશ્રય નીચે લઉ છું. જેઓ દુષ્ટ અને તોફાની છે તેમને હું દાખલો બેસે એવી શિક્ષા કરવાનો છું. યોદ્ધાઓ ! ખેડુતો જેઓ તમારા તરફના માનને પાત્ર છે તેમના તરફ કૃપા રાખજો આપણા વિજયથી આપણે આપણો ગર્વ બતાવવાનો નથી. આપણો વિજય થયો છે તેથી એટલું જ સમજવાનું છે કે જે ઇશ્વર કૃતઘ્ની અને વિશ્વાસઘાતીને શિક્ષા કરે છે તેણે જ આપણને ન્યાય અપાવ્યો છે.”

સેનાપતિ એન્ડ્રીઓસીને વિએનાનો સુબો નીમવામા આવ્યો. તે નેપોલિયન તરફનો ઓસ્ટ્રિઆનો એલચી હતો અને વિએના શહેરના લોકોને એને માટે ઘણું માન હતું. એની નીમણુક સુબા તરીકે કરી વિએનાવાસીઓ તરફ પોતાની સહાનુભૂતિની લાગણી હતી એમ નેપોલિયનને બતાવી આપવું હતું તેમની માઠી અવસ્થા માટે તેમને ઓછું ન આવે એવી તજવીજ તેણે કરી શહેરમા બંદોબસ્ત રાખવા સારૂ પોતાના સૈનિકોને રાખવાને બદલે નેપોલિયને વિએનામાથી જ ૬૦૦૦ માણસોનુ નાગરિકોનું લશ્કર એકઠું કરી તેમાના ૧૫૦૦ ને ઘોડેસ્વારો બનાવ્યા તેનું મોટું લશ્કર ગામમા આવી

પડેલું હોવાથી ખોરાક ઘણો ખૂટી પડયો હતો તેથી નેપોલિયને હંગરીથી ઢોર તથા દાણાનો મોટો જથ્થો મંગાવ્યો કે જેથી તે શહેરના લોકોને ખાવાની વસ્તુઓની બહુ મોટી કિમત આપવી ન પડે. હલકા લોકોને સારૂ તેણે મજુરી કરવાનું શોધી કાઢ્યું અને તેમને વ્યાજબી મુશાહીરો આપવા માંડયો. તે ઉપરાંત પોતાના વિશ્વાસઘાતી શત્રુના પાટનગરની શોભામાં વધારો થાય એવા કામો તેણે કાઢયા કે જેથી થાયર્સના અભિપ્રાય પ્રમાણે 'તેમનો રોટલો બહુ કડવો ન થાય.'

આ પ્રમાણે નેપોલિયન વિજયી થયો હતો છતા તેની સ્થિતિ અતિશય બારીક હતી. ઓસ્ટ્રિઅનોની સંખ્યા તેના લશ્કરથી ત્રણ ગણી હતી. ઇંગ્લાંડ, ઓસ્ટ્રિઆ અને સ્પેનની તમામ શકિતઓ એની વિરુદ્ધ એકત્ર કરવામાં આવી હતી. તેથી જે વિશાળ અને ચારે બાજુએ વ્યાપી રહેલા દારુણ ટંટામાં નેપોલિયન આ વખતે ફાંફાં મારતો હતો તેનો વિચાર એક ક્ષણ વાંચનારને કરવા દેવો જોઇએ. પોલાંડના વિભાગ કરી નાખવામા આવ્યા હતા. તેમાંનો જે એક ભાગ પ્રુશિઆના જૂલમ નીચે પીડાતો હતો તેને નેપોલિયને મુકત કરી સેક્સનીના રાજાના રક્ષણ નીચે મૂકયો હતો અને વોર્સો તેનું રાજ્યધાનીનું શહેર રાખ્યું હતું. ફ્રાન્સના આ કૃતજ્ઞ મિત્રના દેશમાં ઑસ્ટ્રિઆના રાજા ફ્રાન્સીસનો ભાઇ આર્ચ ડયુક ફર્ડીનાન્ડ ૪૦,૦૦૦ માણસના લશ્કર સાથે વિનાશ કરતો હતો. અલેક્ઝાન્ડરે ઘણો વિલંબ કરી એક નાનુ લશ્કર સેક્સનીના રાજ્યમા મોકલ્યું હતું અને ઉપરઉપરથી તે નેપોલિયનને મદદ કરવા સારૂ આવ્યું હતું. પછી સેકસન લોકોની સખત હાર ઑસ્ટ્રિઅનોના હાથથી થઇ અને એક ઑસ્ટ્રિઅન કાસદ કેદ પકડવામા આવ્યો. તેના કબજામાથી રશિઅન લશ્કરના ઉપરીનો લખેલો અને આર્ચ ડયુક ફર્ડીનાન્ડના શરનામાવાળો એક કાગળ પકડવામાં આવ્યો. તેમા એમ લખ્યુ હતું કે 'તમે જે જય મેળવ્યો છે તેને માટે તમને અભિનંદન ઘટે છે અને મને આશા છે કે રશિઅન લશ્કરને ઑસ્ટ્રિઅનો સાથે કામ કરવાની પરવાનગી જલદીથી જ મળશે.' આ કાગળ નેપોલિયને તરત જ એક અક્ષર બોલ્યા વિના અથવા

ટીકા કર્યા વિના અલેકઝાન્ડર ઉપર મોકલી આપ્યો. પોતાની માની તથા અમીરઉમરાવોની નેપોલિયનના વિરુદ્ધની ઇચ્છાઓ અલેક્ઝાન્ડર જાણતો હતો તેથી આ કાગળ વાચતા તે ગભરાયો. કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે તે વાંચી ગયો અને તેણે પેલા એવકુફ અમલદારને પાછો બોલાવી લીધો.

નિરર્થક રોદણા રડવામા નેપોલિયને વખત ન કાઢ્યો; પણ તે ઘણો જ નિરાશ થયો. રૂશઆના ઝારની વિચિત્ર મુશીબતો તે સારી પેઠે સમજતો હતો અને તે એમ પણ જાણતો હતો કે તેની સાથેની નિર્બળ મિત્રતા કોઇ વખતે બદલાઇ જઇ સબળ શત્રુતાનું સ્વરૂપ ધારણ કરી દેશે. આખુ યુરોપ આ પ્રજાસત્તાક રાજ્યના મહારાજાની વિરુદ્ધ ઉભું થઇ ગયુ હતું તે જોઇ તથા રોજ તેની મા તથા તેના અમીરઉમરાવો તેને જે મહેણા મારતા તથા ઠપકો આપતાં તેથી ચીડવાઇ અલેક્ઝાન્ડર પોતે પણ નિરંકુશ સત્તાના હીમાયતી (પોતા) નું પ્રજાના હકકનું સંરક્ષણ કરનાર હીમાયતી (નેપોલિયન) સાથે જે જોડું બન્યુ તે બરાબર બંધબેસતુ નથી એમ ધારી દીલગીર થતો હતો. પણ જે યુરોપના રાજાઓ નેપોલિયનની વિરુદ્ધ એકઠા થયા હતા અને જેમા અલેક્ઝાન્ડરે સ્વાભાવિક રીતે ભળી જવું જોઇતું હતુ તેમાથી નેપોલિયનની અસાધારણ આત્મશક્તિના પ્રભાવે જ અલેક્ઝાન્ડર જૂદો પડી શક્યો હતો.

એક દિવસે સેવરીને સાથે લઇ નેપોલિયન ઘોડે બેસી ફરતો હતો ત્યારે થોડો વખત વિચારમા લીન થઇ ગયો હોય એમ દેખાયા પછી તે બોલ્યો:—

"મને લાગે છે કે અલેકઝાન્ડર મને મદદ કરવા સારૂ ૫૦,૦૦૦ માણસો પોલાંડ મોકલે છે. જો કે આટલાથી મને સંતોષ નથી, છતાં તે છેક લશ્કર ન મોકલે તેના કરતા આ કાંઇક ઠીક છે."

સેવરીએ કહ્યું:-"રશિઆ તો એમ થોડુ થોડું જ કરે છે. આ ૫૦,૦૦૦ માણસો આવતા જોઇ ઑસ્ટ્રિઅનો એમનું કામ ભાગ્યે જ બંધ પાડશે. જો રશિઆનો ઝાર વધારે મોટું લશ્કર ન મોકલે તો હું તો એમ ધારૂં છું કે એનું લશ્કર કાંઇ પણ કામ કરવાનું નથી. પ્રથમથી આવી જ રીતે ઘાટ ઉતારવાની એણે ગોઠવણ કરી હોય એમ કેમ ન હોય? એક વખતે

ઑસ્ટ્રિઆની સાથે મિત્રતા કરી આપણી સામે જે અલેક્ઝાન્ડરે ૧,૦૦,૦૦૦ માણસો એકઠા કર્યાં હતા તે જ અલેક્ઝાન્ડર આ વખતે ૫૦,૦૦૦ માણસો મોકલે તે મદદ માત્ર હાસ્ય ઉત્પન્ન કરે એવી છે. ”

નેપોલિયને શાંતિથી અને ગંભીરતાથી જવાબ આપ્યોઃ–“ અને તેથી જ આપણે આપણા બળ ઉપર આધાર રાખી તેની સહાય ઉપર આધાર ન રાખવો. ”

એ જ વિષય ઉપર ફરીથી તેણે સેવરીને કહ્યુંઃ–“ આવા મિત્રો ઉપર વિશ્વાસ નહી રાખવામા મે ભૂલ કરી નથી રશિઅનો સાથે મે સંધિ ન કરી હોત તો શું વધારે અનિષ્ટ પરિણામ આવત ? તેમની મૈત્રીથી મને શો લાભ થયો છે ? સંધિના કરારો પાળવાના બંધન તરફ તેમણે પુરેપૂરું દુર્લક્ષ કર્યું નથી અને તેથી જ તેઓ મારી વિરુદ્ધ ખૂલ્લી રીતે ઉઘાડા પડયા નથી. નહી તો તેઓ ખૂલ્લી રીતે મારી વિરુદ્ધ ઉઘાડા પડત. આપણે આપણી મેળે છેતરાવું જોઇએ નહીં; મારું મોત આણી મારી કબર આગળ તેમણે બધાએ મળવાનું સંકેતસ્થાન કર્યું છે; પણ તે સ્થાને જવાની તેમનામા હીંમત નથી. તેથી એ દિશામાની સધિ ઉપર હું વિશ્વાસ રાખી શકું એમ નથી એ વાત ખૂલ્લી છે ઝાર કદાચ એમ માનતો હશે કે તે મારી વિરુદ્ધ યુદ્ધમા ઉતરતો નથી તેથી તે મારા ઉપર મોટી મહેરબાની કરે છે; પણ સ્પેનના મામલામાં ઉતરતા પહેલાં મને એ વિષય ઉપર જરા પણ શકા હોત તો એણે જે વેશ ભજવ્યો છે તેની મને જરા પણ પરવા ન રહેત. આટલું આટલું કરતા છેવટે તો તેઓ એમ જ કહેવાના છે કે હું મારા વચન પાળતો નથી અને મારાથી ઝપીને બેસાતું નથી ”

ટીલ્સીટની સધિના કરાર પ્રમાણે નેપોલિયન વિરુદ્ધ હથીઆર નહી ઉચકવાનું સખત બંધન પ્રુશિઆને માથે હતું. પણ પ્રુશિઆનું પ્રધાનમંડળ તો થયેલા પરાજયથી બહુ જ નારાજ અને અસ્વસ્થ હતું તેથી ફરીથી વિગ્રહ જગાડવાને ઇંતેજાર હતું. વળી પોલાડના કડકા કલંક લાગે એવી રીતે કરી નાખવામા રશિઆ, પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ એકત્ર બન્યા હતાં. તેથી આ

ક્રુરમાં ક્રૂર રાજકીય બાબતના ગુન્હામા તેઓ ત્રણે એક સરખા ભાગીદાર હોવાથી તેમને પરસ્પર દીલસોજી હતી તેથી તેઓ એક બીજા સાથે બધાયેલા હતાં અને આખી પ્રજાને હથીઆર લઇ સામે થવા ઉશ્કેરવા માટે હજારો કાવતરાં રચાવા લાગ્યાં હતા. છેવટે સેનાપતિ શીલ જે પ્રુશિઅન લશ્કરનો એક ઉત્સાહી અમલદાર હતો તે બર્લિનમાથી હીમત કરી બહાર પડ્યો અને તે સ્થળનું રક્ષણ કરવા રાખેલી ઘોડેસ્વારની ટુકડીની આગેવાની કરી ફ્રાન્સ સામે યુદ્ધ જગાવવાનો ઝુંડો તેણે ઉભો કર્યો તરત જ તેણે જાહેર કર્યું કે પ્રુશિઆનો રાજા પોતાના તમામ લશ્કર સાથે ફ્રાન્સની વિરુદ્ધ એકઠા થયેલા રાજાઓને મળી જનાર છે. પ્રજાના અભિમાનની લાગણી જગાડવામા આવી અને સખ્યાબધ લોકો તેના વાવટા નીચે ઉભરાવા લાગ્યા

ટાઇરોલ નામનો એક પ્રાત જે પ્રથમ જૂના વખતમા ઑસ્ટ્રિઅનોના કબજામા હતો તે પ્રેસ્બર્ગની સધિના કરાર પ્રમાણે બવેરીઆ સાથે જોડી દેવામા આવ્યો હતો. આ પ્રદેશના જગલી ભાગોમા રહેનાર વહેમી ખેડુતો ઉપર પાદરીઓ તથા સાધુઓનુ જેટલું પ્રાબલ્ય હતુ તેટલુ યુરોપના બીજા કોઈ ભાગમા ન હતું. તમામ પ્રકારના ધાર્મિક ભેદો કાઢી નાખવા સારૂ અથવા તેનાથી અલગ રહેવા સારૂ નેપોલિયને બવેરીઆના રાજાને સમજાવ્યો હતો. જો કે રોમન કેથોલિક પંથ એ જ સ્થાપિત ધર્મ ગણાતો હતો તોપણ પ્રોટેસ્ટટ લોકોને તેમની ધ્યાનમા આવે એવી રીતે પૂજા કરવાની છુટ આપવામા આવી હતી અને તમામ પ્રકારની નોકરીમા તેમને કેથોલિક સાથે સરખી રીતે હક્ક આપવામા આવતો હતો. પ્રુશિઆમા તો પ્રોટેસ્ટંટ ધર્મ ચાલતો હતો; ત્યાં કેથોલિકોનું રક્ષણ કરવા સારૂ નેપોલિયને એ જ પ્રકારની વ્યવસ્થા કરી હતી. તે વખતે યાહુદીઓ તરફ જો કે તમામ માણસોનો અતિશય તિરસ્કાર હતો તોપણ પોતાની સત્તા જ્યા જ્યા હતી ત્યા ત્યા નેપોલિયન તેમને સપૂર્ણ શાતિ અપાવતો હતો

ધર્મની બાબતમાં કોઇ પ્રકારનું બંધન ન જોઇએ અને જેને જે ધર્મ પાળવો હોય તે પાળવા દેવાની છુટ હોવી જોઇએ એવો નિયમ નેપોલિયનને

પ્રિય હતો, અને તે જ પ્રમાણે તે હંમેશાં વર્તતો પણ હતો. આ પ્રમાણે થવાથી રોમન કેથોલિક પંથના તમામ પાદરીઓ તેની સામે થતા હતા. ટાઇરોલમા જે કાવતરૂં રચવામાં આવ્યું હતું તેમાં ઑસ્ટ્રિઆના એજંટોએ ઉશ્કેરણી કરી હતી અને હવે તે ચારે બાજુએ ફેલાયું હતું. તેથી પ્રથમથી ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે જ્યારે ઑસ્ટ્રિઅનોએ ઇન નદી ઓળંગી ત્યારે ટાઇરોલના દરેક પર્વતની ટેકરી ઉપર તાપણા સળગાવવામાં આવ્યા અને આખી પ્રજાને બંડ કરવા સારૂ તૈયાર થવાના ચિન્હ તરીકે પર્વતની ખીણોમા દેવળોમાથી અને મઠમાથી ઘંટ વગાડવામા આવ્યા. પ્રજા ધાર્મિક અંધત્વથી પ્રેરાઇ પોતાના જ મુકિતદાતા અને પોતાના જ હકકનું સરક્ષણ કરનાર સામે લઢવા તૈયાર થઇ ગઇ. નેપોલિયનની સર્વદેશીય અને મનુષ્યત્વના તત્ત્વવાળી રાજનીતિનો સંપૂર્ણ રીતે અમલ કરવામાં બવેરીઆની સરકારે બેદરકારી દેખાડી હતી અને તેથી ટાઇરોલવાસીઓને તે સમજુત ઉપર લાવી શકી ન હતી.

નેપોલિયન બોલ્યોઃ—“ ટાઇરોલવાસીઓ ઉપર બવેરીઅનોને રાજ્ય કરતા આવડયું નહી. એ સરસ દેશ ઉપર હકુમત ચલાવવાની પાત્રતા તેમનામા નથી. ”

આ પ્રમાણે જે વિગ્રહ થયો તે એવો જગલી અને પાશવ થયો કે તેનું વર્ણન કમકમાટ ઉત્પન્ન કરે એવુ છે. એક જોવા જેવી વાત એ છે કે બધા વિગ્રહોમા જે લશ્કરની આગેવાની રોમના પાદરીઓ લેતા હતા તે લશ્કર જેટલી ક્રૂરતા બતાવતું હતું તેવી ક્રૂરતા બીજું કોઇ બતાવતુ ન હતું. ચાર જ દિવસમા બવેરીઆના તથા ફ્રાન્સના તમામ માણસોનો નાશ ટાઇરોલના બડખોરોએ કરી નાખ્યો હતો.

આ જ વખતે ઇંગ્લાડ ગુપ્ત રીતે એક કાફલો તૈયાર કરતું હતું અને તેનો વિચાર શેલ્ટ નદીમા પ્રવેશ કરી ફ્રાન્સનું જે મોટામા મોટું દરીઆઇ દારૂગોળાનું સ્થાન એન્ટવર્પ હતું તે ઉપર હલ્લો કરવાનો હતો. તેના રક્ષણ સારૂ ફક્ત ૨૭૦૦ માદા સૈનિકો રાખવામા આવ્યા હતા. આ મોટી મહત્ત્વની

દરીઆઇ વખારના જંગી કારખાનાંનુ રક્ષણ કરવાને તેઓ તદ્દન અશકત હતા. પોતાનું તમામ લશ્કર સ્પેનમા તથા દાન્યુબ નદીના કીનારા ઉપર રોકાઇ ગયેલું હોવાથી આ લોકોના છુટકારા સારૂ નેપોલિયનથી માણસ મોકલી શકાયા નહીં અંગ્રેજ કાફલામા ૧૭૫ લડાઇના બારકસો હતા, અને બીજા માલ ભરવાના સંખ્યાબંધ વહાણો હતાં. ખલાસીઓ સાથે એકંદરે એક લાખ યોદ્ધાઓ ઇંગ્લાંડે એકઠા કર્યાં હતા. અર્વાચીન સમયમા આવો સરસ અને મજબૂત કાફલો કોઇ વખત તૈયાર કરવામા આવ્યો હોય એમ જાણવામા નથી. એન્ટવર્પ જીતવાની અસર કાંઇક વિલક્ષણ થઇ હોત એલીસન લખે છે કેઃ– " તેથી શત્રુના ( ફ્રાન્સના ) દરીઆઇ સાધન તથા દરીઆઈ કાફલાનો નાશ થાત અને યુરોપના ઉત્તરના દેશોના રાજ્યોને ઉશ્કેરણી થાત; કારણ કે તેઓ જોઈ શકત કે તેમના દેશમા એક બળવાન રાજ્યસત્તાનો પગ આવ્યો છે. ફ્રાન્સના મોટા લશ્કરને માટે જે મદદનાં લશ્કર તેઓ મોકલવાના હતા તે દેશમા જ આવું તોફાન જાગવાથી તે આવતા અટકત. " આ કાફલાનુ ઉપરીપણુ લૉર્ડ ચેધમને આપવામા આવ્યું હતું. લોર્ડ ચેધમ તે પ્રખ્યાત રાજપુરૂષ લૉર્ડ ચેધમનો પુત્ર અને વીલીયમ પીટનો ભાઈ થતો હતો.*

ઇટાલીમા આર્ચ ડયુક જૉને ૮૦,૦૦૦ ઑસ્ટ્રિઅનોને લઇ ૫૦,૦૦૦ માણસો સાથે સામે થનારા રાજકુમાર યુજીનને નસાડયો હતો. યુજીને ભૂલ કરી યુદ્ધ કરવાની હીંમત કરી હતી અને તેની ખરેખરી હાર થઇ હતી.

તેનો પરાજય એવો સંપૂર્ણ થયો હતો કે તે વાત નેપોલિયનને જણાવતા તે ડર્યો. તેથી તેણે પોતાના ( સાવકા ) બાપને નીચે પ્રમાણે લખ્યુંઃ–" પ્રિય પિતાજી, મારે આપની કૃપાની જરૂર છે. યુદ્ધમા જો હું પાછા પગલા ભરૂં તો

* સર વૉલ્ટર સ્કૉટ લખે છે કે.–" ઇંગ્લાંડની તૈયારીઓ જગતને આશ્ચર્ય પમાડે એવા પ્રકારની અને એવા મોટા પાયા પર થતી હતી. ઇટાલી, સ્પેન, આયોનીયન દ્વીપ અને સમુદ્રના કીનારાના તમામ દરીઆઓ ઉપર એના વાવટાની છાયા સારી રીતે પડતી હતી. બોનાપાર્ટની સત્તાને તાબે થવામાં કોઇ જગાએ જરા પણ વિરોધ દેખાડવામાં આવતો હોય ત્યાં અંગ્રેજોની મદદ મોકલવામાં

આપ મને નિંદશો એમ ધારી મેં યુદ્ધનુ આહ્વાન સ્વીકાર્યું અને હું હાર્યો છું.”
નેપોલિયન ઘણો જ ગુચવાયો. આ પરાજયથી કેટલુ નુકશાન થયુ હશે અને પોતાની જમણી બાજુએ કેટલો ભય ઉત્પન્ન થશે એ તે કળી શકયો નહી. પરાજયને માટે તે યુજીન ઉપર નારાજ ન થયો, પણ તેણે ખરી હકીકત પૂરેપૂરી નહીં જણાવેલી હોવાથી તે ઘણો જ નારાજ થયો અને તેણે તેને જવાબમા લખ્યુ કેઃ—

“ તમે હાર્યા છો. ઠીક. અનુભવ વિનાના એક જુવાનીઆને જયારે મેં સેનાપતિ તરીકે નીમ્યા ત્યારે જ મારે જાણવુ જોઇતું હતું કે શું શુ પરિણામ આવશે. તમને જે નુકશાન થયુ છે તેને માટે હું તમને સાધન-સામગ્રી મોકલી આપુ છું. શત્રુએ જે લાભ મેળવી લીધો છે તે શી રીતે નકામો કરી નાખવો તે હુ સારી રીતે જાણું છુ. પણ એમ કરવા મારી પાસે તમામ ઝીણામા ઝીણી હકીકત જોઇએ, અને હું તો કાઇ જ જાણતો નથી. જે વાત તમારી પાસેથી મને મળવી જ જોઇએ તેની ખબર મારે બીજા દેશોની જાહેરાતો વાચી મેળવવી પડે છે. આજ સુધી જે મેં નથી કર્યું તે હવે હું કરવાનો છુ અને ડાહ્યો સેનાપતિ તેવું કામ કરતા ખરેખરો આચકો ખાધા વિના રહેશે નહી. મારી બન્ને બાજુએ શું થાય છે તેની ખબર મને નથી અને તે છતા હું આખ મીચીને ચાલ્યા જ કરૂ છું. મેં શત્રુને પ્રહારો લગાવ્યા છે તે સારૂં થયુ અને તેથી હું ગમે તે જોખમ ખેડી શકવાની સ્થિતિમા છું. પણ આજુબાજુ મામલો કેવી રીતે ચાલે છે તેની બીલકુલ ખબર જ ન પડે એ બહુ જ નઠારી સ્થિતિ કહેવાય યુદ્ધ એ એક રમત છે, અને

આવતી અને તે તરત આપવામા પણ આવતી. યુરોપના હિતમા એકંદર મોટો લાભ થાય અને નેપોલિયનના હિતને ઘણુ નુકશાન થાય એવી રીતે ઇંગ્લાડના કાફલાનો ઉપયોગ થવો જોઇએ એ સાધારણ તત્ત્વ સામાન્ય રીતે લાગુ કરવામાં આવતુ. પણ તે છતાં એવી ગુપ્ત આશા પણ રહેતી હતી તે કાફલાનો એવી રીતે પણ ઉપયોગ કરવો કે જેથી ઇગ્લાડ ખાસ જૂદો અને વિશિષ્ટ પ્રકારનો લાભ પોતાને માટે મેળવી શકે અને કોઇ રીતે બ્રીટીશ રૈયતમાં વધારો થાય.”

તેમા કીર્તિ, લશ્કર અને દેશનો ભોગ થઇ જાય એવી ને છે. તેથી તે ધધાને માટે માણસ સ્વભાવથી જ લાયક છે કે કેમ તે જાણવા સારૂ તેણે પોતાની મેળે વિચાર કરવો જોઇએ અને પોતાની જાતની પરીક્ષા કરવી જોઇએ. ”

“ તમે ઇટાલીમાં મેસીના તરફ તિરસ્કાર બતાવતા હતા તે હુ જાણું છું. પણ મેં જો તેને મોકલ્યો હોત તો આ પરિણામ આવત ? મેસીનામા લશ્કરી કામની બુદ્ધિ એવી છે કે જેને માટે તમારે તેના આગળ નમન કરવુ પડે. એનામા દોષ હોય તો તે તરફ આખઆડાકાન કરવા જોઇએ કારણ કે દરેક દરેક મનુષ્યમા દોષ તો હોય છે જ. મારા ઇટાલીના લશ્કરને તમને સોપવામાં મેં ભૂલ કરી છે. મારે મેસીનાને જ મોકલવો જોઇતો હતો અને તેના હાથ નીચે ચોડેસ્વારોના ઉપરી મે તમને બનાવ્યા હોત તો ઠીક થાત બવેરીઆનો રાજકુમાર ડેન્ટ્ઝીકના ડ્યુકના હાથ નીચે ટુકડીનુ ઉપરીપણું કેવી સરસ રીતે કરે છે ! હું ધારૂ છું કે સંજોગો એવા ઉભા થાય કે તરત તમને માણસની જરૂર પડે તો તમારે તરત જ નેપલ્સના રાજા ( મ્યુરટ ) ને તમારી સાથે આવી મળવા લખવુ. લશ્કરનુ ઉપરીપણું તમારે એને સોપી દેવુ અને એના હાથ નીચે તમારે કામ કરવું. જે માણસને યુદ્ધનો ચાળીશ વર્ષથી અનુભવ છે તેના કરતા તમને તે ધંધાનો અનુભવ ઓછો જ હોય એમા નવાઇની વાત નથી. ”

વિજયના સમયમા પણ આવી આવી અનેક હારોથી નેપોલિયન ઘેરાયેલો હતો. જે શત્રુઓની સામે તે હીમતથી ટક્કર લેતો હતો તેઓ સખ્યામાં ઘણા અને સ્વભાવે દુરાગ્રહી અને મમતી હતા

નેપોલિયન જ્યારે વિએનામાં હતો ત્યારે એક બનાવ એવો બન્યો કે તે ઉપરથી નેપોલિયનના ઉદાર ચારિત્રના વિકાસનું દૃષ્ટાન્ત મળે છે અને બધાને તે કબૂલ રાખી તેને વખાણવું પડે છે. લશ્કરના દાક્તરો પૈકી એકને વિએના શહેરના એક પરામા એક ઘરડી સાધુડીના ઘરમા રાખવામા આવ્યો હતો. તેણે એક વેળા પુષ્કળ દારૂ પીધો હતો અને પછી તે સાધુડીને એક અપમાનકારક તોછડો કાગળ લખ્યો હતો રક્ષણ સારૂ તે બાઇએ એકદમ એન્ડ્રીઓસી

( સુબા ) ને અરજી કરી અને પેલો કાગળ તેને વાચવા સારૂ મોકલી દીધો. તે અરજી તથા તે દાક્તરનો કાગળ તે સુબાએ નેપોલિયનને મોકલી આપ્યા. તરત જ નેપોલિયને હુકમ કર્યો કે તે દાકતરે બીજે દિવસે સવારે કવાયતની જમીન ઉપર હાજર રહેવું. નીમેલે વખતે નેપોલિયન પોતાના મહેલમાથી ઉતર્યો અને પોતાને બહુ જ ક્રોધ થયો હોય એવો ચહેરો ધારણ કરી પેલા બે કાગળો પોતાના હાથમા રાખી લશ્કર આગળ આવ્યો.

પછી તે બોલ્યોઃ–"મી.—બહાર આવો." તરત જ પેલો દાક્તર બહાર આવ્યો એટલે નેપોલિયને પેલા બે કાગળો તેની આગળ ધર્યા અને ગુસ્સાભરેલા શબ્દોમા પૃછ્યું:–"આ નીચ પત્ર તમે લખ્યો ?"

તે ગભરાઇ ગયેલો દાકતર બોલ્યો:–" નામદાર સાહેબ, માફ કરો મે તે વખતે દારૂ પીધો હતો અને હું શું કરતો હતો તેનું મને ભાન ન હતુ."

નેપોલિયન બોલ્યોઃ–"નીચ માણસ ! માન આપવા લાયક અને વિગ્રહની વિપત્તિઓથી દુઃખી થયેલી સાધુડીને આ પ્રમાણે તુ દુઃખ દે છે ? તમારૂ બહાનું હું સ્વીકારતો નથી. હું તમને લીજીયન ઓફ્ ઓનરમાથી પાયરી ઉતારૂં છું. તે ઉચ્ચ રાજ્યચિહ્ન ધારણ કરવા તમે પાત્ર નથી. સેનાપતિ ડેર્સોન, આ હુકમનો અમલ થાય છે કે નહી તે જુઓ અરર!'! એક વૃદ્ધ સ્ત્રીનું અપમાન ! હું તો વૃદ્ધ સ્ત્રીને મારી મા માફક ગણી માન આપુ છું."

આશ્ચર્ય ઉત્પન્ન કરે એવો એક્સુલમાં નેપોલિયને મેળવેલો વિજય અને તેનો વ્રિએના તરફનો અપ્રતિહત ધસારો, એની ખબર આખા યુરોપમા સપાટાબધ ફરી વળી. નેપોલિયનના મિત્રોમાં જાગૃતિ આવી અને તેના શત્રુઓને ગભરાટ થયો પ્રુશિઅન સેનાપતિ શીલની પૂઠ લેવામા આવી અને તેના લશ્કરનો સંપૂર્ણ રીતે નાશ કરવામા આવ્યો. આર્ચ ડ્યુક ફર્ડીનાન્ડ જે સેકસનીમા વિનાશ કરી રહ્યો હતો અને જેણે વૉર્સો લીધુ હતુ તેને એકદમ પાછા હઠવાની અને આર્ચ ડ્યુક ચાર્લ્સની મદદે જવાની ફરજ પડી. ઓસ્ટ્રિઅ ાથી ટાઇરોલવાસીઓને કશી મદદ થઈ શકી નહીં અને તે ખુની બળવાનો જલદીથી અત આવ્યો. ઇટાલીમા વિજયી આર્ચ ડ્યુક જોન આગળ યુજીન નાસતો

હતો. છેવટે તેણે નિરાશ થઇ મરણીઆ બની બાજી લડાઈ કરવાનો વિચાર કર્યો. તેણે વેરોના આગળ પોતાનું લશ્કર જમાવ્યું. ઓસ્ટ્રિઅનો વિજયથી ફુલાઈ ગયા હતા. યુજીન કરતા તેમનુ બળ–દળ વધારે હોવાથી તેઓ સપાટાબંધ પર્વતો ઉપરથી ઉતરી આવ્યા અને સહેલાઇથી યુદ્ધમા જય મળશે એવી તેમની ખાત્રી થવા લાગી.

એટલામાં એકદમ દૂર ભયંકર તોપોનો ગડગડાટ સભળાવા લાગ્યો. આનું કારણ યુજીન અથવા ઓસ્ટ્રિઅનો કોઈ સમજી શક્યું નહીં. છતા ઓસ્ટ્રિઅનો તો એમ માનતા હતા કે તેમની એકાદ ટુકડી હલ્લો કરવાનો આરંભ કરતી હશે. ઇટાલીયનોને પણ ધાસ્તી લાગી હતી. પરંતુ એકદમ એવા સમાચાર યુજીન પાસે લાવવામા આવ્યા કે 'ઑસ્ટ્રિઅનોને એક્મુલમાં નેપોલિયને સખત હાર ખવરાવી અને તે સપાટાબંધ વિએના તરફ ધસ્યો જાય છે તે જોઇ વેરોનાના લોકો આનંદમાનતા હતા તેથી તોપો ફૂટે છે ' તે જ વખતે આર્ચ ડ્યુક જૉનની છાવણીમા એક કાસદ દોડતો દોડતો આવ્યો અને દાન્યુબ નદી ઉપર જે પરાજય ઑસ્ટ્રિઅનોના થયા હતા તેની ખબર તેણે કહી. વિએના શહેરનું રક્ષણ કરવા સારૂ જેમ બને તેમ ત્વરાથી આર્ચ ડ્યુક જૉન પાછા ખસી જવું એવું તેમાં ફરમાન કરવામા આવ્યું હતું ઑસ્ટ્રિઅનો તો ગભરાયા. ઇટાલીયનોના મોંમાથી એની મેળે હર્ષની ભયંકર ગર્જના નીકળી ગઇ. યુજીન અને તેનો એક અમલદાર એક ઉચા ભાગ ઉપર ઘોડે બેસી ગયા ત્યાં બેઠા બેઠાં જે વિશાળ મેદાનમાં શત્રુનું દળ પડ્યું હતું તે બરાબર જોઇ શકાતું હતું. દૂર આગે ક્ષિતિજમા તેમણે લશ્કરી ગાડીઓની હારો ઉત્તર દિશા તરફ જતી જોઈ યુજીને પોતાના અમલદારનો હાથ પકડ્યો અને તે બોલ્યો–" ઑસ્ટ્રિઅનોએ પાછા હઠવા માડ્યું છે.' આ નાસી જતા શત્રુના લશ્કરની પૂઠ પકડવા સારૂ તેણે પોતાના આખા લશ્કરને ચલાવ્યું.

આ પ્રમાણે જ્યારે નેપોલિયનનું ગંજાવર દળ દાન્યુબ નદીની લગોલગ વિએના તરફ જતું હતું, અને રસ્તામા જે વિઘ્ન આવે તેને ઉત્તીર્ણ કરતું

હતું તે વખતે આર્ચ ડ્યુક ચાર્લ્સ નવા ભરતીનાં માણસો બોહીમીઆમાથી એકઠાં કરી વિએનાનું રક્ષણ કરવાના ઇરાદાથી દાન્યુબ નદીની ડાબી બાજુએ સપાટાબધ ઉતાવળથી જતો હતો. તેવી જ રીતે આર્ચ ડ્યુક ફર્ડીનાન્ડ પોલાંડ છોડી દઈ ઉત્તરમા વિજયી લશ્કર સાથે વિએનાના રક્ષણ સારૂ ધસ્યો જતો હતો. ટાઇરોલમા આવેલુ ઑસ્ટ્રિઅન લશ્કર અને ઇટાલીમા આવેલું ઑસ્ટ્રિઅન લશ્કર આર્ચ ડ્યુક જૉનની આગેવાની નીચે બહુ જ ઉતાવળથી સપાટાબંધ કુચ કરતા કરતાં ધૃષ્ટતાવાળા શત્રુને મળવા આવી પહોંચતા હતાં.*
આ શત્રુ તે નેપોલિયન જ હતો જેણે તદ્દન ખૂલ્લી બેદરકારીથી આવા

* પ્રજાસત્તાક ફ્રાન્સ સામે યુરોપના રાજાઓ આ સાતમી વખત એકઠા થયા હતા અને તેમની સામે નેપોલિયનને બાકરી બાંધવાની હતી ફ્રાન્સને કચરવા સારૂ પહેલ વહેલી ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆએ એકઠા થઇ ઉત્ક્રાન્તિનો પ્રસાર અટકાવવા સારૂ ઇ. સ. ૧૭૯૨ ના ફેબ્રુ. ની ૭ મી તારીખે સંધિ કરી હતી બીજી વખત ઇ સ ૧૭૯૩મા રાજાઓ એકઠા થયા હતા તેમા જર્મનીએ પ્રજાસત્તાક ફ્રાન્સ વિરુદ્ધ વિગ્રહ જાહેર કર્યો હતો અને તેમા પોર્ટુગાલ, ટસ્કની, નેપલ્સ અને પોપ ભળ્યા હતા ત્રીજી વખત સેંટપીટર્સબર્ગમા ઇ સ. ૧૭૯૫ ના સપ્ટેંબરની ૨૮મી તારીખે રશિઆ, ઇંગ્લાંડ અને ઓસ્ટ્રિઆ એકત્ર થયા હતા. આ વખતે નેપોલિયન છોકરવાદીમાથી નીકળી પુખ્ત ઉમરનો માણસ થવાની તૈયારીમા હતો. તેણે અંગ્રેજોને તુલોનમાથી કાઢી મૂક્યા, ચઢી આવતા ઑસ્ટ્રિઆનોને પાછા હઠાવ્યા અને પોતાના પ્રથમના ઇટાલીયન વિગ્રહમાં જે પ્રહાર કર્યો તે પ્રહાર વડે તે સાધને તેણે તોડી નાખી ઇંગ્લાંડ દ્વીપ હોવાથી કોઇ તેને સ્પર્શ કરી શકે એમ ન હતું તેથી તેણે વિગ્રહ ચાલુ રાખ્યો અને ચોથી વખત રાજાઓને એકઠા કર્યા. ઇ.સ ૧૭૯૮ ના ડીસેંબરની ૨૮ મી તારીખે ઇંગ્લાંડ, રશિઆ, ઑસ્ટ્રિઆ, નેપલ્સ અને ટર્કી ફ્રાન્સ વિરુદ્ધ જોડાયા. મેરેંગોના યુદ્ધમા નેપોલિયનની તલવારથી આ મૈત્રીની ગ્રંથિ તૂટી પડી. આખા યુરોપમા શાતિ થઇ ગઇ. મહાન્ શાતિદાતા તરીકે નેપોલિયનની વાહવાહ થવા લાગી. આ બનાવને એક વર્ષ પણ પૂરૂં થયું ન હતું એટલામા ઇંગ્લાંડે ફરીથી વિગ્રહ જાહેર કર્યો અને ઇ સ. ૧૮૦૩ ના એપ્રિલની ૧૮મી તારીખે ઇંગ્લાંડ, રશિઆ, ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆના રાજાઓ એકત્ર થયા ઉલ્મ અને ઑસ્ટરલીટ્ઝના યુદ્ધમાં નેપોલિયને પોતાના શત્રુઓને ફરીથી હાકી કાઢ્યા અને

કરવા સારૂ આગળ નીકળી પડયા હતા. આવા સંખ્યાબંધ દળવાળા શત્રુઓની હલ્લારૂપી જાળમાંથી એ પોતે છટકી જઈ શકે એ વાત અસંભવિત મનાતી હતી. સાક્ષાત્ પારિસ પણ નેપોલિયનનો આ ભય જોઈ ગભરાવા લાગ્યું અને રાજાનો પક્ષ લેનારાઓ બુર્બોન વંશના માણસોને પાછા ગાદી પર લાવવા કાવતરાં કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૪૮ મું.



## લોબોનો દ્વીપ.

    

વિએનામાં નેપોલિયનના આ વખતે ૯૦,૦૦૦ માણસો હતાં. આર્ચ ડયુક ચાર્લ્સે બોહીમીઆમાંથી પોતાના લશ્કરમાં ભરતી કરી હતી તે દાન્યુબ નદીની ડાબી બાજુએ તેના મુખ તરફ ઉતરી આવ્યો હતો અને એક લાખ યોદ્ધાઓ સાથે પાટનગર વિએનાની સામે ખાઇઓ ખોદી તૈયાર રહ્યો હતો. ઑસ્ટ્રિઆના ચારે બાજુએ પથરાયેલા વિશાળ રાજ્યમાંથી મજબૂત લશ્કરની ટુકડીઓ તેને મળવા આવી પહોચતી હતી. વિએનાની સામે આવેલી દાન્યુબ નદી પહોળાઇમાં એક હજાર વાર હોવાથી તે મોટા નદ જેવી લાગતી. પર્વતોમાં બરફ ઓગળેલો હોવાથી નદીમાં પાણીનું પૂર આવ્યું હતું. નેપોલિયનનો રસ્તો રોકવા સારૂ સામી બાજુએ ભયંકર લશ્કરી સરંજામવાળું ગંજાવર લશ્કર હતું તેની આંખમાં ધૂળ નાખી આવી પૂરવાળી નદીની સામી બાજુએ પોતાના લશ્કરને શી રીતે લઇ જવું એ મહાન્ પ્રશ્નનો નિર્ણય તેને આ વખતે કરવાનો હતો.

વિએનાથી દક્ષિણ ભાગ તરફ થોડે દૂર દાન્યુબ નદી અખાતની માફક પહોળી થતી હતી અને તેમાં ઘણા નાના મોટા દ્વીપો બન્યા હતા. ત્યાં

પાણી છીછરૂં હતાં અને પાણીનો પ્રવાહ ઓછા જોરવાળો હતો. આ પૈકી લૉબૉનો દ્વીપ નદીની બે શાખાઓ બનાવતો હતો. વિએનાથી તે ૭ માઇલ દક્ષિણ તરફ આવ્યો હતો અને તે લંબાઇમાં આશરે ૪॥ માઇલ અને પહોળાઇમાં આશરે ત્રણ માઇલ હતો લૉબોનો દ્વીપ જે બે અખાતથી દાન્યુબ નદીના કીનારાથી જૂદો પડતો હતો તે અખાતો એક સરખી પહોળાઇના ન હતા વળી એક બે નાના વાંકા ફાંટા તો દ્વીપમાં જ વહેતા હતા અને નદીમાં પૂર આવે ત્યારે તેમાં બહુ જ પાણી આવતા હતા.

દાન્યુબ નદીના જમણા કીનારા તરફ નેપોલિયનનું લશ્કર છાવણી નાંખી પડ્યું હતું. ત્યાં આગળ થઇને લૉબોના દ્વીપમાં જઇ પહોંચવા સારૂ ૯૦૦ વારની પહોળાઇની નદીની એક શાખા ઓળંગવી પડે એમ હતું આ ઓળંગ્યા બાદ લૉબો દ્વીપ ઉપર આવ્યા પછી તથા તે દ્વીપની બીજી બાજુએ ગયા પછી બીજી એક આશરે ૧૮૦ ફીટની ખાડી ઓળંગવાની હતી અને તે ઓળંગાય ત્યારે જમીન ઉપર પગ મૂકાય એમ હતું. આ ખાડીઓમાં પાણી ભરાયાં હતાં અને જોરથી ઉછળતાં હતા તો પણ નદીની જમણી બાજુ ઉપરથી તેના ઉપર એક પુલ નાંખી દઇ તેને તે દ્વીપ સુધી સંધાવવાનું કામ અઘરૂં ન હતું; કારણ કે તે દ્વીપમાં ઝાડી અને જંગલ એટલાં બધાં હતા કે શત્રુઓના ગોળાથી ત્યાં કામ કરનારને અડચણ પડે એમ ન હતુ. એટલું જ નહીં પણ શત્રુની નજરે પણ ચઢવા વારો આવે એમ ન હતું. પણ એક વાર તે દ્વીપમાં ગયા પછી તેના ઉપરથી નદીની ડાબી બાજુ ઉપર પૂલ લઇ જવાનું કામ ઘણું મુશ્કેલીભરેલું હતું; કારણ કે ત્યાં તો ઑસ્ટ્રિઅનોની તોપોનો માર ચાલુ જ હતો.

પૂલ કરવા જેવા મહત્ત્વના કામો સારૂ સંખ્યાબંધ હોડીઓ, હજારો લાખો પાટીઆં અને જબરાં દોરડાની જરૂર હતી. પણ ઑસ્ટ્રિઅનોએ હોડીઓનો તો નાશ કરી નાખ્યો હતો. લાકડા તો જોઇએ એટલા હતાં તો પણ દોરડા જોઇએ એટલા ન હતા. સંખ્યાબંધ હોડીઓને બાંધી લેવા સારૂ લાકડાં નદીમાં હડસેલવાની જરૂર હતી, પણ તેમ કરવામાં ઘણો વખત જાય

એમ હોવાથી અને તેથી શત્રુનું ધ્યાન ખેંચાય એમ હતું તેથી તે કામ તો અશક્ય હતું હોડીઓને આગળ ધપાવવા સારૂ ભારે લગરની જરૂર હતી પણ તેવા લગર દાન્યુબ નદીના તે ભાગમા નહીં વપરાતાં હોવાથી તે ત્યા મળી શકે એમ ન હતું. ઘણા જ પ્રયત્ને નેપોલિયન ૭૦ હોડીઓ એકઠી કરી શક્યો. આ હોડીઓમાની કેટલીક તો ઑસ્ટ્રિઅનોએ ડુબાડી દીધી હતી તે નેપોલિયને તરાવી આણી હતી અને બીજી કેટલીક દૂર પ્રદેશથી આણી હતી. ભારે તોપો અને ગોળાથી ભરેલી પેટીઓનો ઉપયોગ લંગર તરીકે કરવામા આવ્યો. આ બધાની એવી સરસ અને કાળજીપૂર્વક વ્યવસ્થા કરવામા આવી કે છેવટની ક્ષણે તેમને નદીમાં નાખી તરત કામ શરૂ કરવા સિવાય બીજુ કશું કરવાનું જ ન રહે.

મે માસની ૧૯ મી તારીખે (ઇ. સ. ૧૮૦૯) રાત્રે દશ વાગે લૉબોના દ્વીપમા જવાનું કામ આરભાયું. નેપોલિયનની તૈયારીઓ એવી ગુપ્ત રીતે થઇ હતી કે ઑસ્ટ્રિઅનોને તે દિશામાથી ભય આવશે એવો સંકલ્પ પણ ન હતો. રાત્રિના અંધકારમા, એક હોડી કીનારાથી છોડવામા આવી અને જ્યા આગળથી પૂલ શરૂ કરવાનો હતો ત્યાથી થોડે દૂર તે ગઇ અને વચમાં બીજા નાના દ્વીપો આવતા હશે તેની આસપાસ ફરી છેવટે લૉબોના દ્વીપમા જઇ પહોચી. બુલોનમાથી જે ખલાસીઓ નેપોલિયન પોતાના લશ્કર સાથે લેતો આવ્યો હતો તેઓએ આ વખતે ઘણી જ કિમતી સેવા બજાવી. એક તરતો પૂલ બનાવવા સારૂ પાટીઆને ટકાવી રાખવા સારૂ ૭૦ હોડીઓ આગળ કરવામા આવી. આ કામ બહુ જ અઘરૂ હતું; કારણ કે પાણીનો પ્રવાહ એટલો જોરમા હતો કે પાટીઆં મૂકવામા આવતાં કે તરત જ નદીના પ્રવાહ તરફ ઘસડાઇ જતા હતાં. પણ એમ કરતા કરતા છેવટે હોડીઓને બરાબર લગર કરવામા આવી અને તે ખાડીની પેલી પાર જવા સારૂ એક મોટો લાકડાનો પૂલ તૈયાર થઇ ગયો.

આ એક જ રસ્તે ફ્રેંચ લશ્કરના માણસોએ એકે એકે જવાનું શરૂ કર્યું લૉબોના દ્વીપમાં થોડા ઑસ્ટ્રિઅનો હતા પણ તેમને તરત જ હાંકી

કાઢવામા આવ્યા. આ પૂલ ઓળંગી જે ટુકડીઓ પહેલી ગઇ તેમણે તરત જ સામેના કીનારા ઉપર ગોળા છોડી શકાય એવી રીતે તોપો ગોઠવવાના કામ ચણી નાંખવા માડયા અને કુશળ ઇજનેરોએ કાચો પૂલ નાખવા સારૂ કામમા આવતી હોડીઓ વડે થોડા વખતમા એક બીજો પુલ લોબોના દ્વીપની બીજી બાજુએથી નદીના ડાબા કીનારા પરથી જમીન ઉપર જવાય એવી રીતે સાકડી ખાડી ઉપર નાખી દીધો. આ કામ એટલા સપાટાથી અને ઉત્સાહથી કરી નાખવામા આવ્યા કે બીજા દિવસના બપોર સુધીમા પુલો તૈયાર થઇ ગયા અને લૉબોના દ્વીપની આરપાર રસ્તો થયો આખી સાજે અને આખી રાત્રે ફ્રેંચ લશ્કરે જરા પણ થોભ્યા વિના તેના ઉપરથી ચાલ્યાં જ કર્યું નેપોલિયનની ચિંતા એટલી બધી હતી કે પુલની શરૂઆત આગળ તે ઉભો રહ્યો હતો, તમામ ચીજ કાળજીથી તપાસતો હતો, બધી હીલચાલો ઉપર દેખરેખ રાખતો હતો અને લગભગ દરેક માણસને ઉત્સાહના એકબે શબ્દો પણ કહેતો હતો.

આવા સાકડા રસ્તા ઉપર થઇ આવું મોટુ ગજાવર લશ્કર, ઘોડા, તોપો, અને બારખાનાના ગાડાઓ સાથે જાય એ કામ લાબો વખત પહોચે એવું અને કંટાળાભરેલુ હતુ; તે છતા ૨૧ મી મેને દિવસે સવારના પહોરમા કડી તોડ, ૨૦,૦૦૦ માણસો દાન્યુબ નદીના ઉત્તર કીનારા ઉપર લઢવાની તૈયારી કરી ખડા થઇ ગયાં. તો પણ હજી અર્ધું લશ્કર પણ પસાર થયુ ન હતું અને નેપોલિયનની સ્થિતિ ઘણી જોખમમા હતી એક લાખ માણસ સાથે આર્ચ ડયુક ચાર્લ્સ થોડા જ માઇલ ઉપર હતો. તે ગજાવર શત્રુનું લશ્કર આટલી ટુકડીઓ ઉપર તૂટી પડે અને તેમના પૂરા માણસો આવી પહોચે ત્યાર પહેલાં તેમની કતલ કરી નાખે એવી ધાસ્તી નક્કી જ હતી. વળી થોડા વખત ઉપર સારો વરસાદ પડવાથી નદીના પાણી ભયકર રીતે ચઢતા હતાં. બપોર પછી અને સાજ પહેલા તે મોટા પૂલની કેટલીક હોડીઓ પાણીના પ્રવાહમા ઘસડાઇ ગઇ તે જ વખતે ઘોડેસ્વારની એક ટુકડી ખાડી ઓળગતી હતી તે અર્ધી આમ અને અર્ધી આમ એમ રહી ગઇ. રાત્રે પાછો પૂલ સમારવામા આવ્યો અને લશ્કરને જવાનું ચાલુ થયુ.

માર્શફીલ્ડના મેદાનની કોર ઉપર એક બીજાથી એક માઇલ દૂર આવેલા એસ્પર્ન અને એસ્લીગ એ બે ગામોનો કબજો દાન્યુબ નદી ઓળંગી જનાર ફ્રેંચ લશ્કરે લીધો. આ બે ગામોની વચ્ચે નદીની ધાર પર આવેલા જંગલમા નેપોલિયન પોતાના રક્ષકો સાથે ચોકી કરતો હતો. રાત્રે કેટલાક અમલદારોને ચારે બાજુએ તપાસ કરી ખબર લાવવા સારૂ મોકલવામા આવ્યા હતા. ઑસ્ટ્રિઅન લશ્કર બીસેંબર્ગની ટેકરીઓ ઉપર છાવણી નાખી પડયું હતુ તેથી તેનાં તાપણાંથી ઉત્તર તરફનું તમામ ક્ષિતિજ ચળકાટ મારી રહ્યું હતું. બીજા દિવસના બપોર થવા આવ્યા એ વખતે એસ્લીંગના દેવળની ટોચ પરથી નેપોલિયને વેગળેથી દૂરબીન વડે ધૂળના ગોટા ઉડતા દીઠા. વચમાં પવનને લીધે ધૂળ ફડી જતી અને સૈનિકોના હથીઆરો, ટોપ અને પીછાંઓ સૂર્યના તેજથી ચળકતા દેખાતા હતા. માર્શફીલ્ડના મેદાનમાં ઑસ્ટ્રિઅન લશ્કર દબદબાથી આવી પહોંચતું હતું. જરા પણ ગભરાવાને બદલે નેપોલિયને પોતાનો સતોષ જણાવી કહ્યું કે " ઑસ્ટ્રિઅન લશ્કરને હઠાવી કાઢવાનો અને તેની સાથેનું હંમેશનું કામ પૂરૂં કરી નાખવાનો આપણને લાભ મળશે. "

એવામાં તરત ખબર આવી કે વધતા જતા પાણીના સપાટાને લીધે પૂલ પાછો ફરીથી ભાગ્યો છે અને તમામ લંગરો પ્રવાહના બળથી તણાઇ જાય છે. આ ખબર ખરેખર અતિશય ભયપ્રદ હતી. ફકત ૨૦,૦૦૦ માણસો જ બીજી બાજુએ અત્યાર સુધીમાં જઇ શકયા હતા. તેમની પાસે તોપો અને દારૂગોળો બહુ જ થોડા જથામાં હતા. તેમના ઉપર લગભગ એક લાખ માણસ સપાટાબંધ ધસ્યું આવતું હતું. તેથી લૉબોના દ્વીપમા પાછા હઠી જવું કે એસ્પર્ન અને એસ્લીગના પથ્થરનાં મકાનો પાછળ યુદ્ધ આપવું એ બાબતની ભાજગડ નેપોલિયન જ્યારે પોતાના મન સાથે કરતો હતો ત્યારે પાછો સંદેશો આવ્યો કે પૂલ પાછો સમારવામા આવ્યો છે અને તોપખાનાના ગોળાઓનાં ગાડા સપાટાબંધ તે ઉપર થઇને પસાર થાય છે. તે દિવસે સાંજે આશરે ત્રણેક વાગ્યાના સુમારે યુદ્ધનો આરંભ થયો. નેપોલિયનના

નાના લશ્કર ઉપર ૩૦૦ તોપો ગર્જવા માંડી. ૩૬૦૦૦ માણસો એસ્પર્ન તરફ ધસી આવ્યા. તેનો બચાવ ૭૦૦૦ ફ્રેંચ કરતા હતા. પાંચ કલાક સુધી દારુણ યુદ્ધ ચાલ્યું. કોઇએ પાછી પાની ન કરી. ઑસ્ટ્રિઅનો અને ફ્રેંચ ઘડીમાં હારતા અને ઘડીમાં જીતતા તે ગામની શેરીમાં આગળ વધતા કે પાછા હઠતા ચાલુ રહ્યા. અર્ધા કરતાં વધારે ફ્રેંચનો ઘાણ અત્યાર સુધીમાં નીકળી ગયો. આ જ વખતે પૂલ ઓળંગી મેસીના પોતાની ટુકડીને લઇ આવી પહોંચ્યો અને તેણે એસ્પર્નમાંથી ઑસ્ટ્રિઆનોને કાઢી મૂક્યા.

એસ્પર્ન આગળ આ દારુણ યુદ્ધ ચાલતું હતું તે જ વખતે એવું જ વિષમ યુદ્ધ એસ્લીંગ આગળ ચાલી રહ્યું હતું. ત્યાં લેનીસ અદ્‌ભુત શાર્ય અને આગ્રહ દર્શાવી તે સ્થળનો બચાવ કરી રહ્યો હતો. અંતે બંને ગામો બળીને ખાખ થઇ ગયાં અને તેનાં ઘરો તમામ ખંડેરો થઇ ગયાં છતાં બંને બાજુના યોદ્ધાઓ પોતાની લડાઇ ચાલુ જ રાખતા હતા. આ જ વખતે માર્શફીલ્ડના મેદાનમાં ફ્રેંચ અને ઑસ્ટ્રિઅન લશ્કરના ઘોડેસ્વારોનું પણ એવું જ તુમુલ અને દારુણ યુદ્ધ ચાલી રહ્યું હતું અને તેમાં પણ ઑસ્ટ્રિઅનોની સંખ્યા ફ્રેંચ કરતાં ઘણી વધારે હતી

જો પોતાના લશ્કરમાંથી બીજાં ૨૦,૦૦૦ માણસો પૂલ ઓળંગી શકે ત્યાં સુધી પોતે તે સ્થળનું રક્ષણ કરી શકે તો પછી જરા પણ ભીતિ રાખવાની નથી એવી નેપોલિયનને આશા હતી. આ ત્રણ સ્થળે ચાલતાં ત્રણ દારુણ યુદ્ધના પરિણામ ઉપર જ લશ્કરની મુક્તિ અથવા સત્યાનાશનો આધાર હતો તે પોતે સારી પેઠે જાણતો હોવાથી તે પાયદળ અને ઘોડેસ્વાર લડતા હતા ત્યાં તમામ જગોએ હાજર રહેતો અને જે તોપના ગોળાથી લોકો મરતા અને જમીન બધી ઢંકાઇ જતી તેની જરા પણ દરકાર કરતો નહી. હજી પણ ડાન્યુબ નદીનાં પાણી ચઢતાં હતાં. પેલા પૂલ ઉપર તો પાણીનો એટલો બધો સપાટો થયો હતો કે દરેક ક્ષણે એમ જ ધાસ્તી લાગતી કે તે તણાઇ જશે. આ નબળા પૂલો તોડી નાંખવાના ઇરાદાથી ઑસ્ટ્રિઅનોએ પથરા અને ઘંટીના પડો ભરી મોટી મોટી હોડીઓ તે તરફ છોડી મૂકી. પાણીના સપા-

ટાથી તે તણાઇને પૂલ પાસે ગઇ અને પછી ત્યા તેમને સળગાવવામાં આવી. આ હોડીઓમા સપાટાબધ બળે એવા પદાર્થો અને જલદી ફૂટે એવા ગોળાઓ ભરેલા હોવાથી અને પૂલ સાથે અફળાય એવી રીતે તે હડસેલી મૂકવામા આવેલી હોવાથી તે પૂલમા વારંવાર ગાબડા પડતા. કોઇ વખત તો માણસો અને તોપખાનાંના ભારથી હોડીઓ ડુબી જતી અને સૈનિકોને ડુબેલાં પાટીઆ ઉપર થઇ રસ્તો કરવો પડતો હતો આ પ્રમાણે પોતે બનાવેલા પૂલનો માલ પાણીમા અવ્યવસ્થિત રીતે તરતો જોઇ તેને પાછો કીનારા તરફ ખેંચી લાવવા સારૂ ખલાસીઓ મંડી પડયા પાણીની સપાટી ઉપર ગોળાઓ અને છરાઓ છુટતા હતા તેની જરા પણ દરકાર તેઓ કરતા ન હતા.

છેવટે દારુણ યુદ્ધ રાત્રિના અધકારને લીધે બધ પડયું. પણ દશ હજાર તાપણાના ભડકાથી, બળતી હોડીઓના ભડભડાટથી ચારે બાજુએ ભયંકર અજવાળું નાખતી રોશની થઇ રહી હતી મુએલાઓને કોઇ દાટતું પણ નહી. દાકતરો પોતા નાં હથીઆર અને આરીઓ વડે ઘાયલ થયેલાના અગ કાપી અથવા વહેરી નાંખવામાં રોકાયા હતા વેદના પામતા સૈનિકોની ચીસોથી આકાશ ફાટતું હતું. પરતુ લોહીથી ખરડાયેલી જમીન ઉપર અને આગથી બળી ગયેલા ખડેરોમા જે વૃદ્ધ અનુભવી સૈનિકો ઉંઘતા હતા તેમની નિદ્રામાં તેનાથી કશુ ખલેલ પહોંચતું નહી. નેપોલિયને તો જરા પણ આરામ લીધો નહીં. આખી રાત્રિ તેણે લશ્કરના માણસોને તથા દારૂગોળાને બીજી બાજુએ સેવડાવ્યાં કીધા. કુદરતના તત્ત્વો પણ આ વખતે નેપોલિયનની સામે થયા. દાન્યુબ નદીમાં વળી ૭ ફીટ વધારે પાણી ચઢયા, એટલે હંમેશની પાણીની સપાટી કરતા આજે ચૌદ ફીટ વધારે પાણી તેમા થયુ હતું.

પૂલોમા વારંવાર જે ગાબડા પડતા હતા તેને સમારવા સારૂ નેપોલિયનની પ્રત્યક્ષ દૃષ્ટિ નીચે ખલાસીઓ એક બીજા સાથે સ્પર્ધા કરવામાં ભગીરથ પ્રયત્ન કરતા હતા તો પણ કોઇ વાર તેમા ગાબડાં પડતાં અને લશ્કરનો રસ્તો બધ થઇ જતો. તો પણ તે રાત્રે એકંદર નવા ૩૦,૦૦૦ માણસો પૂલો ઓળંગી ગયા અને બીજા દિવસના પ્રાતઃકાળ વખતે નેપો-

લિયન પાસે એકંદરે ૫૦,૦૦૦ માણસો તૈયાર હતાં. આ તૈયારી હોવાથી તથા બીજાં માણસો હજી પણ પૂલ ઓળંગી આવતાં હોવાથી આર્ચ ડયુક ચાર્લ્સ જે ૧,૦૦,૦૦૦ માણસો લઇ આવતો હતો તેના તરફની જરા પણ ભીતિ નેપોલિયનને ન હતી. પરંતુ આખી ૧૪૪ તોપો જ નેપોલિયન તે તરફ લઇ જઇ શક્યો હતો અને ઓસ્ટ્રિઅનો પાસે ૩૦૦ તોપો હતી. તેમ જ દારૂગોળાનો જથ્થો પણ નેપોલિયન થોડો જ પેલી પાર લઇ જઇ શક્યો હતો. બીજા દિવસનો પ્રભાત થયો કે પાછું યુદ્ધ શરૂ થયું. બંને પક્ષના માણસો મરણીઆં થઇ લડયા મેસીના એસ્પર્નનું રક્ષણ કરતો હતો અને એસ્લીંગ સાચવી રાખવાનું કામ સેનાપતિ લેનીસ ... તો નેપોલિયન તરફના પોતાના પૂજ્ય ભાવથી ઉત્તેજિત થઇ ૨૦,૦૦૦ પાયદળ અને ૬૦૦૦ ઘોડેસ્વારો લઇ ઑસ્ટ્રિઅન લશ્કરના મધ્ય ભાગ ઉપર એવો ધસારો કરી તૂટી પડ્યો કે તેની સામે કોઇથી ઉભા રહેવાયું જ નહીં. આ ભયંકર દેખાવ જોતો અને તે સંબધી વિચાર કરતો નેપોલિયન એક ઉંચી જગા ઉપર ઉભો હતો. જે જે હીલચાલો એણે કરાવી તે બધી સફળ નીવડી. પોતાના લશ્કરની બંને બાજુઓ ટક્કર ઝીલી રહી હતી, અને વચ્ચેના ભાગવાળા માણસો પોતાના હલ્લામાં બધાનો ઘાણ કાઢી નાંખતા હતા ઑસ્ટ્રિઅનોને પાછા હઠાવી દેવામા આવ્યા અને તેમનામાં અવ્યવસ્થા થઇ ગઇ. આ ભયંકર પરિણામ જોઇ, ગભરાઇ શુરો આર્ચ ડયુક ચાર્લ્સ પોતાના હાથમા એક વાવટો લઇ એક ટુકડીની આગળ આવી ઉભો અને પ્રવાહને રોકવાનો પ્રયત્ન કરવામા તેણે ગોળાના મારની જરા પણ દરકાર ન કરી પણ તેનું કાંઇ જ ચાલ્યું નહીં. ઑસ્ટ્રિઅનો હાર્યા અને તેમને મેદાનમાં અવ્યવસ્થિત રીતે હાંકી કાઢવામા આવ્યા. લશ્કરના હથીઆરોના ખણખણાટ વચ્ચે પણ 'મહારાજા ( નેપોલિયન ) ઘણું જીવો'ની મેઘના જેવી ગર્જના સંભળાવા લાગી

આવે અણીને વખતે જ એવા ભયકર સમાચાર લાવવામા આવ્યા કે પાણીના પ્રવાહમા આખો પૂલ સંપૂર્ણ રીતે તણાઈ ગયો છે. તે જ વખતે

ઘોડેસ્વારોની એક ટુકડી તે પૂલ ઉપર હતી તેના બે ભાગ થઇ ગયા અને કેટલાક તો પાણીના પ્રવાહમા તણાઇ ગયા અને બાકીનામાંથી કેટલાક આ કીનારે અને કેટલાક પેલે કીનારે એમ રહી ગયા. નેપોલિયનના લશ્કરનો દારૂગોળો લગભગ ખપી ગયો હતો. મોટા દારૂગોળાના જથાના જે સખ્યાબંધ ગાડાં બીજી બાજુએથી પોતાની બાજુ તરફ લાવવાની તૈયારીમાં હતાં તે જ લાવી શકાયા નહી. આથી વધારે ભયંકર ખબર માણસના કાન ઉપર ભાગ્યે જ આવી હશે. દાન્યુબ નદીના અપ્રતિહત ધસારા આગળ નેપોલિયનના લશ્કરના બે ભાગ થઇ ગયા હતા. પોતાના અર્ધા લશ્કર સાથે પણ દારૂગોળા વિના નેપોલિયન તે નદીની એક બાજુ ઉપર જ રહી ગયો હતો. ત્યા તેને એક લાખ ઑસ્ટ્રિઅનો સામે ટક્કર ઝીલવાની હતી

પોતાને ધાસ્તી લાગી છે એવું જરા પણ ઈંગિત નેપોલિયને કર્યું નહીં. આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી રીતે કેળવાયેલા તેના આત્માએ આ ભયંકર બનાવની વાત એવી સંપૂર્ણ શાન્તિથી સાભળી કે જાણે લઢાઇનો એક સાધારણ નુકશાનીનો બનાવ તે હોય. પણ તરત જ તેણે લેનીસને એક હજુરીઓ મોકલી જણાવ્યું કે 'તમારે લઢવાનું કામ બંધ કરવું, બને તેટલો દારૂગોળો બચાવવો અને શત્રુ ચેતી ન જાય અને તે વધારે હીમતવાન ન બને એવી રીતે ખુબીથી પાછા હઠતા જવું.' આ વખતે લેનીસના કંઠમા વિજયશ્રી માળાનું આરોપણ કરવાની તૈયારીમા હતી તે વખતે તેને યુદ્ધ કરવાનું બંધ કરવા કહેવામાં આવ્યું તેથી તેને અસહ્ય દુઃખ થયું. પૂલ તૂટયાની ખબર હવે ઑસ્ટ્રિઅનોને પડી. લેનીસનો માર ઓછો થતો જતો જોવાથી અને વિજયી બનેલા તેના ફ્રેચો વધારે જોરથી યુદ્ધ કરવામા ઓચિંતા આનાકાની કરતા જણાવાથી ઑસ્ટ્રિઅનોએ એવો જ અર્થ કર્યો કે ફ્રેંચ લોકોની સ્થિતિ અતિશય જોખમ–ભરેલી હોવી જોઇએ. તેથી પરાજય પામેલા ઑસ્ટ્રિઅનોના મુખમાથી હર્ષની ગર્જના થઇ અને અત્યાર સુધી તેઓની પાછળ ફ્રેચ પડયા હતા તે હવે તેઓ ફ્રેચ પાછળ પડયાં. ધીમે ધીમે, શોકથી અને સિંહના જેવી દૃઢતાથી લેનીસની ટુકડી માર્શફીલ્ડના મેદાનમા પાછી હઠતી ગઇ તે વખતે તેમા ૨૦૦

તોપોમાથી છુટતા ગોળાઓનો વરસાદ વરસતો હતો તેમના ચોરસમા ઘોડે-સ્વારોની ટુકડીઓ વારંવાર ધસારા કરતી હતી. એમ કરતા કરતા માણસો ઓછા થતા ગયાં છતા તેઓએ દરેક ગોળો અથવા ગોળી ફોડવાનુ બંધ કર્યું કારણ કે પછીથી તેનો વધારે સારો ઉપયોગ થાય. પછી જેમ કવાયતના મેદાનમા ગરબડ કર્યા વિના લશ્કર ચાલતું હોય તેમ તેઓ ચુપકીથી પાછા હઠયા.

વળી આ વખતે એક નવીન માઠી ખબર આવી. તે સાભળી મહારાજા નેપોલિયનના તો હાજા જ ગગડી ગયા. લેનીસને તોપનો ગોળો વાગવાથી તેના બંને પગ કપાઇને કયાંય ઉડી ગયા હતા. પોતાનુ અંતઃકરણ ચીરાય એવી આ ખબર નેપોલિયનને પડી કે તરત જ અત સમયની વેદનામા પીડાતા પોતાના વીરપુત્ર માર્શલ લેનીસની ડોળી નજીક આવતી તેણે જોઇ. આ ભયંકર શોક વખતે તમામ વસ્તુઓ તે ભૂલી ગયો, ડોળી તરફ દોડયો અને તેના આગળ પગે પડયો. તેની આંખમા આસુની ધારાઓ ચાલી અને છેવટે લેનીસના બંને હાથને તે બાઝયો અને બોલ્યો:—

" લેનીસ ! તમે મને ઓળખો છો ? હું મહારાજા છું. હું બોનાપાર્ટ છું. લેનીસ, તમારો મિત્ર તમને બોલાવે છે. ઇશ્વર કરશે તો તમારો જીવ નહી જાય."

મરણોન્મુખ થયેલા યોદ્ધાએ પોતાની છળી જતી આખો મહારાજા નેપોલિયન તરફ વાળી અને તેનો હાથ દાબી કહ્યું:—" આપની તથા આપણા દેશની સેવા બજાવવા સારૂ મારે જીવવાની ઇચ્છા છે; પણ આપ નામદારનો યુદ્ધના સમયનો એક નિષ્ઠાવાળો સાથી અને આપ નામદારનો ઉત્કૃષ્ટ મિત્ર એક કલાકમા મૃત્યુવશ થઇ જશે. પરમેશ્વર આપ નામદારને બચાવે અને આપ નામદાર ફ્રેચ લશ્કરને બચાવો. "

નેપોલિયનની લાગણી ઉપર આ વખતે કાબુ રહ્યો નહી તેણે મેસીનાને કહ્યું:—" આવો મોટો ભયંકર પ્રહાર મારા ઉપર પડવાથી લશ્કરની ચિંતામાથી એક ક્ષણ માટે હું નિવૃત્ત થયો છું. " પરંતુ તોપોના ગુડગડાટ વખતે, હથીઆરવાળા માણસોના પરસ્પર હલ્લા અને ખણખણાટ વખતે

અને એક સતત સરખી રીતે ચાલુ રહેલી કતલને વખતે શોક કરવાનો વખત ન હતો. તેથી બોલ્યા વિના નેપોલિયને પોતાના મરણોન્મુખ મિત્રનો હાથ દબાવ્યો અને તે વખતનો ઉગ્ર ધર્મ બજાવવા સારૂ પાછો તે દોડયો.

જોસફાઇનને તેણે લખ્યું કેઃ—" ડયુક ઑફ મોન્ટીબેલો ( લેનીસ ) આજ સવારે પડયો છે અને તેથી મને અતિશય શોક થાય છે. આ પ્રમાણે જ બધાનો અંત આવે છે. પ્રિયતમા ! સલામ ! તેની બીચારી સ્ત્રીને જો તમે આશ્વાસન આપી શકો તો જરૂર તે આપશો. " પછીથી લેનીસની સ્ત્રીને મહારાણીની સેવામા પ્રતિષ્ઠાવાળું સ્થાન આપી, નેપોલિયને પોતાના મિત્રનું સ્મારક ચિરંજીવી કર્યું અને પોતાની સત્તામાં જેટલું માન આપી શકાય તેટલું હતુ તેટલું તેણે તેને આપ્યુ.

લેનીસના બને પગ કાપી નાખવામા આવ્યા. પછી તે થોડા જ દિવસ જીવ્યો અને છેવટે મરી ગયો. સેંટ હેલીનામા જ્યારે નેપોલિયન લેનીસ સંબંધી વાત કરતો હતો ત્યારે કહેતો હતો કે " લેનીસ તો મારા સિવાય બીજા કોઇની વાત જ ન સાભળે. અલબત મારા કરતા તે પોતાની સ્ત્રી અને છોકરીને વધારે ચાહતો હતો પણ તેમની વાત કોઇ દિવસે તે કરતો નહી. તે તેમનો રક્ષક હતો અને હું એનો રક્ષક હતો. તેને મન હું તો જાણે કોઇ અવર્ણનીય, અમાનુપી, અલૌકિક દેવ હોઉ એવો હતો જાણે હુ કોઇ અદ્ભુત શકિત ધરાવનાર સત્તા હોઉ અને તે મારી પાસે યાચના કરતો હોય એમ હતું. ઘણી વખતે પોતાના ઉગ્ર સ્વભાવને લીધે મારી વિરુદ્ધ કોઇ કોઇ વખત ઉતાવળમા તે એકાદ અક્ષર બોલી જતો પણ બીજો કોઇ એવું કરતો એને જણાય તો એને તે મારી જ નાખે. શરૂઆતમા એની શારીરિક શકિત અને ધીરજ એની બુદ્ધિ કરતા વધારે હતી; પણ દિનપ્રતિદિન એની બુદ્ધિમા વધારે સારો ફેર પડતો ગયો અને મરતી વખતે તો એની બુદ્ધિ એટલી બધી કેળવાઈ હતી કે તે સેનાપતિના ધંધાને સારૂ સંપૂર્ણ રીતે કુશળ બન્યો હતો અને એક સમર્થ સેનાની બન્યો હતો જ્યારે મને તે મળ્યો ત્યારે તે સાધારણ શકિતનો ( વામનજી ) હતો પણ જ્યારે તે મુઓ

ત્યારે તે અદ્દભુત શક્તિ ધરાવનારો ( રાક્ષસ ) બન્યો હતો અમારો પરાજય જોવાને સારૂ તે જીવતો રહ્યો હોત તો પણ ધર્મ, ફરજ અને પ્રતિષ્ઠાના માર્ગમાંથી એ કદાપિ ખસ્યો જ ન હત. પોતાની શક્તિ અને લાગવગથી લશ્કરી મામલાનુ સ્વરૂપ સંપૂર્ણ રીતે બદલી નાખવાની શક્તિ તેનામાં આવી હતી. ”

આવી ભયંકર કતલ વચ્ચે પણ મેસીના હજી એસ્પર્નનો બચાવ કરી રહ્યો હતો. ઑસ્ટ્રિઅન આર્ચ ડ્યુક ચાર્લ્સે એસ્લીંગ ઉપર અતિશય ભયંકર ધસારો કર્યો. તે સ્થાન જો કાબુમાં રહે તો જ લશ્કરને બચવાનુ સાધન હતું. લોહી, ધુમાડા અને અગ્નિના ભડકા—એની વચ્ચે મેસીનાની ટુકડી ટક્કર ઝીલી રહી હતી અને થાકી હતી તેને મદદ કરવા માટે છેવટે નેપોલિયને પોતાના અંગરક્ષકોની ટુકડી મોકલી. સૌથી શ્રેષ્ઠ લશ્કરી કળા શીખ્યા પછી જે ઉત્તમ પ્રતિના યોદ્ધાઓ તૈયાર થાય છે તેવા વીરો આ ટુકડીમા હતા તેમના આગેવાનને નેપોલિયનને કહ્યું.–

“વીર માઉટન, લશ્કરને બચાવવા સારૂ એક વાર ફરીથી પ્રયત્ન કરો અને તે નિર્ણયાત્મક કરો. કારણ કે તમારી સાથે જે માણસો હુ મોકલું છું તે ખપી ગયા પછી મારી પાસે ગ્રીનેડીયરો અને જૂના અંગરક્ષકો વિના બીજા માણસો નથી. તેમનો ઉપયોગ ખરેખરી અણીના વખત સિવાય કરવાનો નથી.”

પાંચ પાચ વખત ઑસ્ટ્રિઅનોએ એસ્લીગ ઉપર ધસારો કર્યો. તે ગામના દૃઢ રક્ષકોએ પાચ પાચ વખત તેમને પાછા હઠાવી નાખ્યા. ફ્રેંચ કરતાં ઑસ્ટ્રિઅનો ચારગણા હતા અને તેમના આગળ તેઓ ચપોચપ પડતા હતા. એટલામા તેમને મદદ કરવા સારૂ સેનાપતિ રૅપ અને સેનાપતિ માઉટન ત્યાં પોતાની ટુકડીઓ લઇ આવી પહોચ્યા. તેઓ આવીને જુએ છે તો મામલો ખરેખરો ભયંકર અને નિરાશા ઉત્પન્ન કરે એવો થયો હતો. તે જોઇ તેઓએ એક બીજાનો હાથ ઝાલ્યો અને મરણની સામે થવાની સૂચના કરતા તેઓ આગળ ધસ્યા અને ઑસ્ટ્રિઅનોના ગોળા, ગોળીઓ, છરીઓની વૃષ્ટિ ચાલુ

રહી હતી છતા પોતાના સંગીનો તૈયાર રાખી પોતાનાં માણસો સાથે એવો હલ્લો કરી ધસ્યા કે, તેમણે તેમને ગામમાથી હાંકી કાઢયા. તે જ વખતે લૉબોના દ્વીપમાથી ગોળીઓનો ભયંકર વરસાદ આ પાછા હઠતા ઑસ્ટ્રિઅનો ઉપર ચાલુ જ રાખવામા આવ્યો હતો. છેવટે એસ્લીંગનું રક્ષણ આ પ્રમાણે કરવામા આવ્યું.

ઓસ્ટ્રિઅનો અને ફ્રેંચો વચ્ચે આ પ્રમાણે અત્યાર સુધીમા ૩૦ કલાકથી એકસરખુ યુદ્ધ ચાલ્યાં કર્યું હતું. મુએલા અને મરતા એવા ૫૦,૦૦૦ માણસોના કપાઇ ગયેલા શરીરોથી મેદાન છવાઇ ગયુ હતું. આખો દિવસ નેપોલિયન એવી બેદરકારીથી ફરતો હતો કે દરેક જાતનો ભય તેના ઉપર આવી પડે. જેના ઉપર તમામ માણસોની સહીસલામતીનો આધાર હતો તેના રક્ષણ સારૂ તેને જે આજીજીઓ કરવામા આવતી હતી તે તે સાંભળતો જ ન હતો. યુદ્ધની વચ્ચે સેનાપતિ વૉલ્થરે જોયું કે નેપોલિયનની પાસે ઉભા રહેલા અમલદારો અને સાધારણ સૈનિકો કાકરાની માફક ગોળાઓથી ઉડી જાય છે ત્યારે તે બોલ્યો કેઃ—" નામદાર સાહેબ, આપ અહીંથી ખસી જાઓ, નહીં તો હું બળાત્કારે મારા ગ્રીનેડીયેરો મારફત આપને અહીંથી ખસેડાવીશ."

એમ કરતા સંધ્યાનો સમય ધીમે ધીમે થવા લાગ્યો. રાત્ર લૉબોના દ્વીપમાં હઠી જવાનો નેપોલિયને નિશ્ચય કરી મૂકયો હતો. એસ્પર્ન અને એસ્લીગ બને જગાઓ જ્યા સુધી કાબુમા હતી ત્યા સુધી ફ્રેંચ લશ્કરને પાછા હઠવામા કશી અડચણ આવે એમ ન હતું. ઓસ્ટ્રિઅનો હજી તોપો ફોડયા જ કરતા હતા પણ ફ્રેંચ તેનો ઉત્તર વાળતા ન હતા. નેપોલિયને મેસીના તરફ એક માણસ મોકલી પૂછાવ્યુ કે ' તમારાથી એસ્પર્નનો કબજો ક્યાં સુધી રહી શકશે ?' થાકથી શ્રાન્ત થયેલો, ધુમાડાથી કાળો થયેલો, અને લાલ ચોળ આંખોવાળો લઠ્ઠ મેસીના બળતાં ખંડેરોના ઢગલા ઉપર બેઠો હતો અને તેની આસપાસ કપાઇ ગયેલા માણસોનાં શરીરો પડયાં હતા. આવી સ્થિતિમા નેપોલિયનનો સંદેશો લાવનાર અમલદાર ત્યાં આવ્યા અને તેણે પેલો પ્રશ્ન

પૃછ્યો. પોતાની દુરાગ્રહવાળી ઇચ્છાને શોભા આપે એવો જ નિશ્ચયાત્મક શબ્દોમા તેણે જવાબ આપ્યોઃ-" જાઓ, અને મહારાજાને જઇને કહો કે હું બે કલાક-ચાર કલાક-છ કલાક-૨૪ કલાક-જ્યા સુધી લશ્કરની સહી-સલામતી સારૂ આવશ્યક હશે ત્યા-સુધી આ સ્થાનનું રક્ષણ કરીશ "

આથી નેપોલિયનને સંતોષ થયો એટલે તે પૂલ ઓળંગી પાછો લૉબોના દ્વીપમાં આવ્યો અને પોતાના લશ્કરની છાવણી ક્યા રાખવી તેની તપાસ કરવા લાગ્યો. નદીના કીનારા ઉપર જે દેખાવ તેની નજરે પડ્યો તે ખરેખર મર્મભેદક હતો. ઘાયલ થયેલા લોકો ત્યા ચીસો પાડતા હતા અને તેમનો અવાજ હવામા આવતા તેનું અંતઃકરણ દુખાતુ હતું. તેવા ઘાયલ થયેલા અને મુએલાની વચ્ચે થઇ તે ચાલ્યો. ઘોડાપર બેસી તે દ્વીપની ચારે બાજુઓ તેણે તપાસી કાઢી તેને માલમ પડ્યુ કે તે દ્વીપમા એક એવી જગા છે કે જ્યાં મોરચો કરી શકાય અને શત્રુઓથી ત્યા જરા પણ આવી શકાય નહી, તથા જ્યા સુધી પેલો તૂટી ગયેલો પૂલ પાછો ફરીથી તૈયાર ન થાય ત્યા સુધી થોડા દિવસ લશ્કર વિશ્રાન્તિ લઇ શકે.

આમ કરતા રાત્રિ પડી. આકાશમા ઘન વાદળા પથરાવા લાગ્યા. થાકી ગયેલા લશ્કર ઉપર ઠંડો અને ગ્લાનિકારક વરસાદ પડ્યો અને તેણે તેમને પલાળી નાખ્યા. નેપોલિયન તે દ્વીપની બીજી બાજુએ ગયો અને જે ભયંકર મોજાંવાળા પ્રવાહે તેના પૂલને ઘસડી નાખ્યો હતો અને જેણે એના લશ્કરના એવા બે ભાગ કરી નાખ્યા હતા કે તેમને પાછા એકઠા થવાનો સંભવ જણાતો ન હતો તે પ્રવાહ તરફ તેણે જોયુ. તરત જ પોતાના લશ્કરના અમલદારોની તેણે કાઉન્સીલ બોલાવી. તેમની સલાહ લેવા સારૂ તેણે તેમને બોલાવ્યા ન હતા પણ તેમને સલાહ આપવા સારૂ બોલાવ્યા હતા. એમ કરીને નિરાશ થયેલા પોતાના માણસોમા અમર ઉત્સાહ પ્રેરવાનો તેનો ઇરાદો હતો. કાળા પાણીવાળા અને સપાટાબંધ વહેતા પ્રવાહની નદીના કીનારા ઉપર એક ઝાડ નીચે અંધારામા અને વરસાદમા તે બેઠો અને મેસીના, ડેવુસ્ટ, બેસીરીસ અને બર્થીયરની રાહ જોવા

લાગ્યો. આ ગ્લાનિ ઉત્પન્ન કરે એવા દેખાવમા એક તાપણુ કરી અજવાળું કરવામા આવ્યુ હતુ આ પ્રસગે સેવરી ત્યા હતો તે લખે છે કે:—"જે પૂલનું નામનીશાન રહ્યું ન હતું તે પૂલ આગળ દાન્યુબ નદીના કીનારા ઉપર મેસીના અને બર્થીયરની વચ્ચે બેઠેલા મહારાજા નેપોલિયનનું ચિત્ર વાચનારે મન આગળ ખડુ કરવું. તે પહોળા પટની નદીના સામી બાજુએ ડેવુસ્ટનું લશ્કર, અને તેની પાછળ લૉબોના દ્વીપમા આખુ લશ્કર પડયુ હતું. શત્રુના લશ્કર અને આ લશ્કર વચ્ચે દાન્યુબ નદીની એક સાકડી શાખા જ વહેતી હતી. આવી જોખમભરેલી સ્થિતિમાથી છટકી જવાનું કોઇ પણ સાધન નેપોલિયન પાસે ન હતું આ તમામ વસ્તુસ્થિતિની કલ્પના વાચનાર કરશે તો તેની ખાત્રી થશે કે એ તો નેપોલિયનનું ઉદાત્ત, શક્તિવાળુ, ગર્વિષ્ઠ ચિત્ત જ આવી નિરાશા સામે થઇ ઉત્તેજિત રહી શકે. "

મહારાજા નેપોલિયન શાત અને આશાભર્યો બેઠો હતો. મરણની સામે થવામાં જેટલું શૌર્ય તે બતાવતો હતો તેટલી જ ધીરજ મહાન્ વિપત્તિ સહન કરતી વખતે તે બતાવતો હતો તેના કેટલાક સેનાપતિઓ તો સંપૂર્ણ રીતે નિરાશ થઇ ગયા હતા. લૉબોના દ્વીપમા થઇ તરત જ પાછા હઠવાની દરખાસ્ત તેમણે કરી, અને જણાવ્યુ કે હોડીનો પૂલ કરી દાન્યુબ નદીની વધારે પહોળાઇવાળી શાખા ઓળંગી તેઓએ જવું, પોતાના મોટા લશ્કર ભેગા મળી જવું અને વિએનામા રહીને પોતાનું રક્ષણ કરવું. તમામ દલીલો નેપોલિયને ધીરજ રાખી સાભળી અને છેવટે કહ્યું કે:—

" આજની લઢાઇ બહુ સખત થઇ એ વાત ખરી છે; પણ રણક્ષેત્રનો કબજો આપણા તાબામા છે તેથી આપણો પરાજય થયો છે એમ કહી શકાય નહી આપણા પાછળ આવી મોટી નદી, અને આપણા પૂલ આમ તૂટી ગયેલા છતા આવા યુદ્ધમાથી આપણે સહીસલામત પાછા હઠીએ એ કાઇ થોડું આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું નથી. તેથી આપણે જો એમ ધારીએ તો છેક ખોટું નથી કે ઑસ્ટ્રિઅનો થોડો વખત તો શાત રહેશે. આપણે આપણા ઇટાલીના લશ્કરની રાહ જોઇએ છીએ અને તે વિજય કરતું સ્ટીરીઆમાથી આવે છે

ને આપણા બેશુ નીરાને થાય ત્યા સુધી તેઓ આપણને છંછેડશે નહીં; આપણને આપણા ઘાયલ થયેલાઓ પૈકી ત્રૃભાગ આપણા લશ્કરમાં પાછો આવે એટલો વખત મળશે. મદદને માટે જે અસંખ્ય માણસો ફ્રાન્સથી આવે છે તે આપણને મળી શકશે; ડાન્યુબ નદી ઉપર આપણે એવો પૂલ બાંધી શકીશું કે જેથી તેના ઉપર થઇને જવા આવવાનું કાર્ય એક સાધારણ કામ થઇ જશે. ઘાયલ થયેલા માણસો સાજા થઇ પાછા જ્યારે આપણા લશ્કરમા આવી પહોંચશે ત્યારે આપણા તરફ એકંદરે ૧૦,૦૦૦ માણસો ઓછા થશે અને તે લોકોનાં એકંદરે ૧૫,૦૦૦ ઓછા થશે. આ વિગ્રહ બીજા બે માસ સુધી લબાશે. પારિસથી આપણે અત્યારે દોઢ હજાર માઇલ દૂર છીએ, અને પરાજિત થયેલા રાજાના ઘરમા જ વિગ્રહ ચલાવી રહ્યા છીએ ધીરજવાન માણસોને ચોંકાવે એવો કોઇ અકસ્માત હોઇ શકે જ નહીં. ખરેખર, જે બની ગઇ છે તેમાં તો આપણે આપણી જાતને ભાગ્યશાળી માનવી જોઇએ, કારણ કે આ સાહસમાં આપણને જે મુશ્કેલીઓ નડી છે તેનો વિચાર આપણે કરવો જોઇએ; શત્રુના લશ્કરના પ્રહાર છતાં યુરોપની મોટામા મોટી નદી આપણે ઓળગવી પડી છે અને તેની પેલી પાર જઇ આપણે યુદ્ધ સ્વીકારવું પડ્યું છે. તેથી આપણે નિરુત્સાહ થવાનું કારણ નથી લૅાબોના દ્વીપમા આવેલી દાન્યુબ નદીની શાખા ઓળંગવાની આપણે જરૂર છે કારણ કે આપણે ત્યાં રહી નદીના પાણીને ઉતરવાની રાહ જોવાની છે. તે નદીની મોટી શાખા ઉપર આપણે ફરીથી પૂલ બાંધવાનો વિચાર કરવાનો છે એક પણ માણસ, એક પણ ઘોડો, એક પણ તોપ—અને સૌથી વધારે—જરા પણ પ્રતિષ્ઠા—ગુમાવ્યા વિના આપણે રાત્રિના વખતમાં પાછા હઠી શકીશું."

"બીજી રીતે પણ પાછા હઠી શકાય એમ છે. પણ તેમાં પ્રતિષ્ઠાની હાનિ અને ભારે જોખમ સમાયેલું છે. ડાન્યુબ નદીની મોટી અને નાની બને શાખાઓ પાછી આપણે ઓળંગવી. મોટી શાખા હોડીઓથી ઓળગવામાં તો માત્ર મજબૂત સૈનિકો જઇ શકશે; આપણા ઘોડા, માણસો, તોપો એ માંની એક ચીજ પણ નહીં લઇ જઇ શકાય મહામુશીબતે મેળવેલી આપણી

જીત–લૅબોનો દ્વીપ લેવામાં આપણે બતાવેલું અદ્‌ભુત પરાક્રમ–આપણે છોડી દેવી પડશે. અને તે જગાએથી જ આપણે સારી રીતે જઇ શકાય એમ છે છતા આપણે ત્યાથી ખસી જવું પડશે. આપણે જો એમ કરીશું તો આપણે અત્યારે ૬૦,૦૦૦ માણસો સાથે પાછા જવાનુ કરીએ છીએ તેને બદલે ૪૦,૦૦૦ માણસોને જ લઇને જવાનું થશે, તોપો અને ઘોડા પાછળ મૂકતા જવા પડશે, અને આપણા ઘાયલ થયેલા ૧૦,૦૦૦ માણસોને આપણે છોડી દેવા પડશે. તે એવા છે કે એક મહીના પછી પાછા આપણી સાથે લઢવા સાજા થઇ શકે એમ છે. આવી સ્થિતિમાં આપણે વિએનાના લોકોને દર્શન જ ન આપીએ તો સારૂં. તેઓ તેમના જીતનારને (આપણને) તિરસ્કારથી જોશે, અને આપણે આવી રીતે નાહીંમત દેખાડી જે પાટનગરમા રહેવાને પાત્ર ન રહીએ તે પાટનગરમાંથી આપણને કાઢી મૂકવા સારૂ તેઓ આર્ચ ડ્યુક ચાર્લ્સને તેડશે. એનો અર્થ એટલો જ કે આપણે વિએના પાછા હઠવાનું નથી પણ આપણા ઘર તરફ પલાયન કરી સ્ટ્રાસબર્ગ તરફ નાસવાનું જ છે. આ વખતે રાજકુમાર યુજીન વિએના તરફ આવે છે. તે આવીને જોશે કે ફ્રેંચ લસ્કર ત્યાં નથી અને ત્યાંથી ભાગ્યુ છે એટલે શત્રુના પાશમાં તે ફસાશે અને મરશે. આપણા મિત્રો ગભરાઇ તો ગયા છે અને નિર્બળતાને લીધે વિશ્વાસઘાતી બન્યા છે, તેઓ આપણા વિરુદ્ધ થઇ જશે. આપણા મહારાજ્યતું ઉર્જ્વળ ભવિષ્ય નાશ પામશે અને ફ્રાન્સની ભવ્યતાનો અંત આવશે.” પછી મેસીના અને ડેવુસ્ટ તરફ ફરીને તે બોલ્યોઃ—“તમે તો જીવતા છો. તમે લશ્કરને બચાવો અને અત્યાર સુધી જે પરાક્રમ તમે કર્યું છે તે તમે જ કરી શકો એમ છે એવી પ્રતીતિ આપો.”

નેપોલિયનના આ શબ્દો સાંભળી દરેક માણસના હૃદયમાં નવીન જુસ્સો અને ઉત્સાહ આવ્યા. તે ક્ષણે મેસીનાનો ઉત્સાહ તો એટલો બધો વધી ગયો કે તે ઉગ્ર સરદારે મહારાજા નેપોલિયનનો હાથ પકડ્યો અને તે બોલ્યાઃ— “નામદાર સાહેબ, આપ અદ્‌ભુત ધૈર્યવાળા માણસ છો! આપ નામદાર

અમારૂં ઉપરીપણું લેવાને પાત્ર છો ! નહીં, નહીં, અમે બાયલાઓની માફક નાસનારા નથી ! ભાગ્ય દેવીએ આપણને યારી આપી નથી એવું બન્યું છે છતા આપણે વિજયી જ છીએ; કારણ કે જે ઑસ્ટ્રિઅનોએ આપણને ડાન્યુ-બમાં ધકેલી મૂકવા જોઇતા હતા તેઓ આપણી સામા ધૂળ ચાટતા થયા છે. ડાન્યુબ નદીની નાની શાખા જ ફકત આપણે ઓળંગીશું અને આપણી પાછળ શત્રુના જે માણસો પડશે તે તમામને તેમા ડુબાવી દેવાની હું આપ નામદાર સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું." પૂલ ફરીથી બધાય તેટલા વખત સુધીમા વિએના ઉપર કોઇ હલ્લો કરે તો તેનુ રક્ષણ કરવાની પ્રતિજ્ઞા ડેવુસ્ટે પણ લીધી.

તરત જ મેસીના એસ્પર્ન. અને એસ્લીંગ ગયો. ઑસ્ટ્રિઅન સૈનિકો તેમની તોપો આગળ થાકથી ઉંઘી ગયા હતા; છતા તેમની તોપો ધીમે ધીમે ફૂટયાં કરતી હતી. રાત્રે અગીઆર અને બાર વાગ્યાની વચ્ચે નેપોલિયન સેવરીને લઇને એક ભાગેલી હોડીમા બેઠો અને ડાન્યુબ નદીના જબરા પ્રવાહને ઓળંગી જમણા કીનારા ઉપર આવ્યો. ઇજીપ્ત દેશમાં જેવો અંધકાર થાય છે તેવા અંધકા-રવાળી આ રાત્રિ હતી. વરસાદ મૂશળધાર પડયા જ કરતો હતો. નદીના પ્રવાહમા હજારો ચીજો તરતી હતી અને તણાયા કરતી હતી. તેના ઉપર થઇ જવા આવવાનુ કામ દરેક ક્ષણે ભયંકર હતુ. ડાન્યુબ નદીના જમણા કીનારા ઉપર આવેલા એબર્સડોર્ફ નામના ગામડામા તેઓ સહીસલામત આવ્યા. તરત જ તેણે તમામ મળી શકે એવી હોડીઓ એકઠી કરવાનો હુકમ આપ્યો અને તેમને લૉબોમાં મોકલવાનું ઠરાવ્યું. તેમા બીસ્કીટ, દારૂ, બ્રાન્ડી અને ઘાયલ થયેલા લોકોની સુખશાન્તિને માટે તમામ ચીજો સારી પેઠે ભરેલી હતી. તેમા લશ્કર સારૂ નવો દારૂગોળો પણ ભરેલો હતો. જે હોડીઓ પૂલ બનાવવાના કામમાં રોકવામાં આવી હતી તેનો ઉપયોગ પણ આ કામમા કરવામા આવ્યો હતો. આ અણીના વખતમાં પેલા ખલાસીઓ જેને નેપોલિયને પોતાની દીર્ઘ દૃષ્ટિ વાપરી સાથે લીધા હતા તેઓ—ઘણા જ કામમાં આવ્યા.

નેપોલિયનની ગોઠવણ પ્રમાણે મેસીનાએ ધીમે ધીમે પાછા હઠવાનું

શરૂ કર્યું. રાત્રિ અંધારી હતી. નદીના પાણીનો ઘુઘવાટ જબરો હતો અને શત્રુ સારી પેઠે થાકી ગયા હતા તેથી તેને બહુ અનુકૂળતા થઇ ગઇ. મેસીનાના લશ્કરની ટુકડીઓ એક પછી એક સાંકડા પૂલ ઉપર થઇને તમામ ઘાયલ માણસોને લઇ તથા યુદ્ધનો તમામ સરંજામ લઇ પાછી હઠી શકી. ફ્રેંચ લોકો આ પ્રમાણે પાછા હઠ્યા ને સવારનું ભળભાખળું અજવાળુ થયુ ત્યા સુધી ઑસ્ટ્રિઅનો તે જોઇ શકયા નહી. તેઓ તરત જ ફ્રેંચ પાછળ પડયા અને ચીકાર ભરાઈ ગયેલા પૂલ ઉપર અચ્છી તરેહથી ગોળીઓની વૃષ્ટિ તરત શરૂ થઈ. મેસીના ડાબી બાજુના કીનારા ઉપર રહ્યા. તેના ઉપર ગોળાઓ પડતા હતા તો પણ સૌથી છેવટે જ પૂલ ઓળંગવાનો નિશ્ચય કરી તે ઉભો હતો. પછી તિરસ્કારની દૃષ્ટિની તેણે ચારે તરફ પોતાની નજર ફેરવી, અને શત્રુના હાથમા પોતાનાં ઘાયલ થયેલા માણસો પૈકી એક પણ માણસ અથવા એક પણ તોપ અથવા એક પણ કિમતી વસ્તુ આવી શકે એમ નથી તેની ખાત્રી તે કરવા લાગ્યો. પાછળ પડી ગયેલા તમામ ઘોડાઓને એણે નદીમાં હડસેલી પાડયા અને તેમને તરાવી બીજી બાજુએ લઈ જવામા આવ્યા. છેવટે જ્યારે તે દરેક પ્રકારની ફરજ અદા કરી રહ્યો અને ઑસ્ટ્રિઅનોની ગોળીઓ તેના કાન આગળ ઘસાઇ ચાલવા લાગી ત્યારે તેણે પૂલ ઉપર પગ મૂકયો. પછીથી દોરડા કાપી નાખવામાં આવ્યા અને તે પૂલનો તમામ તરતો સામાન તે દ્વીપના કીનારા આગળ જઈ પહોંચ્યો. ત્યા પૂલનો બીજો છેડો રાખવામાં આવ્યો હતો. આ પ્રમાણે બે દિવસનું આ ભયંકર દારુણ યુદ્ધ પૂરૂ થયુ.

આ યુદ્ધમા કેટલા માણસો મરી ગયા તેનો અંદાજ કાઢવો અશકય છે. ફ્રેંચ લોકો એસ્પર્ન અને એસ્લીંગના પથ્થરના ઘરમાથી અને ઉચી જમીનની પાછળ રહી લઢતા હતા અને ઑસ્ટ્રિઅનો ખૂલ્લા મેદાનમા લઢતા હતા તેથી ઑસ્ટ્રિઅનોને જે નુકશાન થયુ હતું તે વધારે સખત હતુ. એવું સામાન્ય રીતે કહેવામા આવે છે કે તે દિવસે ૨૬૦૦૦ ઑસ્ટ્રિઅનો અને ૧૫૦૦૦ ફ્રેંચ મરણને શરણ થયા હતા. ઘાયલ થયેલા પૈકી હજારો માણસોએ પોતાની શોકપૂરિત જીંદગી ઑસ્ટ્રિઆ કે ફ્રાન્સની ઇસ્પીતાળોમા ગાળી. જેઓ ઘરમા

સઘડી પાસે એક એક વાદવિવાદ અથવા ચર્ચા કરે છે તેઓ કહે છે કેઃ— " આવા સમર્થ શત્રુને નહીં ગણકારી નદી ઓળંગવાનો નેપોલિયનનો પ્રયત્ન તે એક જાતની મોટામાં મોટી ઉન્મત્તતા જ હતી. " નેપોલિયન શાંતિથી જવાબ આપે છેઃ—" પણ જ્યારે પાચ લાખ માણસો જૂદી જૂદી દિશામાથી મારો સંબંધ તોડી નાંખવા ધસી આવતા હતા અને મારા નાના લશ્કરને વિનાશની જાળમા ફસાવવાની તૈયારીમા હતા તે વખતે વિએનામા રહેવું એ તેના કરતાં પણ વધારે ઘેલું કામ હતું. "

આ વખત દરમ્યાન નેપોલિયન ઘાસના પૂળા ઉપર પડ્યો અને થોડો વખત નીરાતે ઉંઘ્યો. પણ બીજા દિવસની સવાર થતા પહેલાં તો તે પાછો ઘોડા ઉપર જ હતો અને લશ્કરની હીલચાલ જોયા કરતો હતો. એની દૂર દૃષ્ટિથી એને સમજાયું કે ડાન્યુબ નદીના પાણી ઉતરવાને તેમ જ કોઇ રીતનો પણ અકસ્માત ન થાય એવી રીતે તેના પૂલ ઉપર થઇને જવાની તૈયારી કરવામા એક મહીનો થશે તેથી ગઢ્સી કામો કરવાનું તેણે શરૂ કર્યું નેપોલિયને તે વખતે જે કામો કર્યાં હતા તે હજી મોજુદ છે અને નેપોલિયનની શકિત અને તેના ઇજનેરોની કુશળતાના ચિરસ્થાયી સ્મારકો તરીકે તે ગણાય છે. આખા લશ્કરનાં તમામ સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો ત્રણ અઠવાડીયામા નદીની આરપાર એક મોટો પૂલ તૈયાર કરી દેવામા આવ્યો અને તે ઉંચામા ઉંચા પાણી જેટલા ચડી શકતાં હોય તેના ઉપર રહી શકે એવી રીતે નીચેથી તેને ટેકવવામા આવ્યો. આ પૂલ ૧૨૦૦ ફીટ લાંબો હતો. તેમાં ૬૦ કમાનો હતી, અને તેના ઉપર ત્રણ ગાડીઓ એક સામટી જોડે જોડે ચાલી શકે એટલો તે પહોળો હતો. આવા મોટા પહોળા પૂલની સપાટી ઉપર ગમે તેવી ભારે તોપો અથવા ઘોડેસ્વારો જઇ શકે એમ હતું. આ પૂલથી થોડે દૂર સો ફીટને અંતરે પાયદળને ઉતારવા સારૂ એક નાનો પૂલ કરવામા આવ્યો. પાણીના પ્રવાહનું બળ તોડી નાંખવા તથા બંને પૂલનું રક્ષણ કરવા તેમના ઉપર મજબૂત કામ કરવામા આવ્યું હતું આ ઉપરાંત હોડીઓનો પણ પૂલ તૈયાર જ હતો. ફ્રેંચ લોકો ત્રણ જાતે પૂલનો ઉપયોગ કરી શકે એમ હતું. આ પ્રમાણે

લોબો દ્વીપ તો દુર્ગમ શક્તિવાળો અને ઉત્તમ મોરચાવાળો દ્વીપ બની ગયો હતો. તોપો પણ એવી રીતે ગોઠવવામા આવી હતી કે તેમાંથી ગોળાઓ ઘણે દૂર ફેંકાઇ શકે.

આર્ચ ડ્યુકને છેતરવાના ઇરાદાથી નેપોલિયને શત્રુને ખાત્રી કરી આપવા બહુ જ કાળજી રાખી જણાવ્યું કે જે રસ્તે તે લોબોમાં પેંઠા હતો તે જ રસ્તે તે પાછો જવાનો ઇરાદો રાખે છે. તેથી તે સ્થળે સામા કીનારા ઉપર બરાબર નજર કરી શકાય એવા મોટા મોટા ભવ્ય અનેક કામો નેપોલિયને કરાવ્યા. પણ સૌથી વધારે મહત્ત્વની તૈયારીઓ તો ગુપ્ત રીતે કરવામા આવી હતી અને નદી ઓળંગવાની ગોઠવણ થોડા માઇલ દૂર આવેલી જગાએ કરવાની હતી. નેપોલિયને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાય તે સારૂ એવી ગોઠવણ કરી હતી કે બહુ જ થોડા વખતમા હજારો માણસો દાન્યુબ નદીની નાની શાખા ઓળંગી જાય અને ઑસ્ટ્રિઆના લશ્કરના આગળના ભાગનો કબજો લઇ લે. એ કલાકમા ૫૦,૦૦૦ માણસો બીજી બાજુએ શત્રુના લશ્કર તરફ પથરાઇ જાય એમ હતું, અને ચાર અથવા પાચ કલાકમાં ૧૫૦૦૦૦ સૈનિકો, ૪૦૦૦૦ ઘોડાઓ, અને ૬૦૦ તોપો બીજી બાજુએ લઇ જઇ તે દિવસના વિગ્રહનું નિરાકરણ કરાવાય એમ હતું.

આવા સંજોગોમા નદી ઓળંગવી એમા પ્રથમ તો એ જ આવશ્યક વાત છે કે શરૂઆતમા કેટલાંક માણસોને સામી પારે મોકલવા જોઇએ જેઓ શત્રુના ગોળાઓની પરવા ન કરે. તેમણે ત્યાં જઇ શત્રુના લશ્કરના આગળના ભાગના માણસોને કાંતો મારી નાંખવા જોઇએ અથવા તેમના હથીઆર છીનવી લેવા જોઇએ, તેમ જ પૂલને તરતો રાખવા સારૂ જે હોડીઓ હતી તેનાં લગરને ડુબાવવા જોઇએ, ત્યાર પછી તરત જ તેમણે પાટીઆ પાથરી દેવાં જોઇએ, પછી લશ્કર સપાટાબંધ ધસારો કરતું તે સાકડા રસ્તા ઉપર આવવું જોઇએ. આ કામ સપાટાબંધ થાય તેટલા સારૂ નેપોલિયને પહોળા તળી-યાવાળી હોડીઓ કરાવી હતી જેમા એકી વખતે ૩૦૦ માણસો માઇ શકે એમ હતું. તેમના ઉપર બંદુકના ગોળા ન પડે તે માટે જાડા લાકડાનુ ફેરવી

શકાય એવું પાટીયું રાખવામા આવ્યું હતું અને તેની રચના એવી હતી કે કીનારે હોડી આવે અને એ પાટીયું ફેંકી નાંખવામાં આવે તો તેના ઉપર થઇને હોડીમા બેઠેલા માણસો જલદીથી જમીન ઉપર આવી શકે. દરેક ટુકડીને આવી પાચપાચ હોડીઓ આપવામા આવી હતી આ પ્રમાણે એક જગાએથી એકદમ ૧૫૦૦ માણસો એક જ વખતે લઇ જઇ શકાય એમ હતું. તરત જ એક દોરડું ઝાડ સાથે બાંધી દેવાનું હતું અને તેને હોડી બાધી રાખવાની હતી. તેમ જ પૂલ કરવાનું કામ પણ તરત જ શરૂ કરવાનું હતું. આ પ્રમાણે તમામ વ્યવસ્થા થઇ અને દરેક માણસે પોતે શું કરવાનું છે તે જાણ્યું. નેપોલિયનને સંતોષ થયો કે પછી શત્રુઓને હઠાવી દે એવી તોપોનો માર શરૂ કરી, એ જ કલાકમા તે ચાર પૂલો કરી નાંખશે અને નદીની બીજી બાજુએ ૫૦૦૦૦ થી ૬૦૦૦૦ માણસો તૈયાર રાખવામા તેને અડચણ આવશે નહીં.

પોતાના લશ્કરનો આગળનો ભાગ પહોળાં તળીયાવાળી હોડીમા બેસીને જાય કે તરત જ પાયદળ પણ સાંકડે રસ્તે થઇ સામી બાજુએ જઇ શકે તેટલા સારૂ નેપોલિયને કાંઇ નવીન પ્રકારનો જ પૂલ શોધી કાઢયો. પૂલ બનાવવાની સાધારણ રીત એવી છે કે હોડીઓને જોડે જોડે તરતી રાખવી અને તેના ઉપર પાટીઆ ગોઠવી દેવાં. નેપોલિયને એવો વિચાર કરી કાઢયો કે હોડીઓ આડી સાથે સાથે રાખવા કરતાં ઉભી સાથે સાથે બાધી દેવી જેથી તેનો એક પૂલ પ્રવાહ ઉપર થઇ જઇ શકે. પછી તેનો એક છેડો કીનારાને બાધી રાખવો, અને બીજા છેડાને નદીમા હડસેલી મૂકવો જેથી પ્રવાહના બળથી તે નદીની બીજી બાજુએ પહોંચી જાય જ્યાં તે હોડીઓની સાથે ગયેલા માણસો સામે કીનારે તેને બાધી દે. આ સુંદર પરાક્રમ કરવાને બહુ જ થોડો વખત લાગશે એમ તેને હીસાબથી માલમ પડ્યું અને તે હીસાબ ખરો હતો તે અનુભવથી સમજાયું. કોઇ પણ જાતની નિરાશા ન થાય તેટલા સારૂ લાકડાં, પાટીઆં, હોડીઓનો એવો ગંજ કરવામાં આવ્યો કે જરૂર પડે એવા ચાર પાચ પૂલ બનાવી શકાય. નેપોલિયન સતત કામ જ કરતો

હતો, એક જગાએથી બીજી જગાએ ઘોડો કુદાવતો જતો, કામ કેટલું આગળ ચાલે છે તેના ઉપર દેખરેખ રાખતો અને નવીન સૂચનાઓ હમેશાં કરતો. એની પ્રતિભાનો પ્રભાવ ઇજનેરોને પણ લાગતો. તેની સાથે વિએનાના લોકો એની વિરુદ્ધ બળવો ન ઉઠાવે તેની કાળજી તે અતિશય રાખતો. તેથી લશ્કરમાં બહુ જ સખત બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. એક પણ નઠારો બીભત્સ શબ્દ અથવા બીભત્સ કામ સહન કરવામાં આવતું નહીં અને કોઇ સૈનિક સારી ચાલચલકત ન શીખે તો તેને તરત જ તે જગા પર શિક્ષા કરવામાં આવતી.

દરમ્યાન આર્ચ ડ્યુક ચાર્લ્સ ફ્રેચનો માર્ગ શોધવા સારૂ ભયંકર કામો કરવા મંડી પડ્યો હતો અને તમામ દિશાઓમાંથી માણસો એકઠા કરતો જ હતો લૉબોના દ્વીપના જંગલો રૂપી પડદા પાછળ રહી નેપોલિયન પોતાનો ઉદ્યોગ ચાલુ જ રાખતો હતો. તે ત્રણેક માઇલના વ્યાસવાળા વર્તુળાકાર સ્થાનમાં તેણે લગભગ દોઢ લાખ માણસો ભરી દીધા હતા, અને તે ઉપરાંત ૫૫૦ તોપો અને ૪૦૦૦૦ ઘોડા પણ ત્યાં તૈયાર હતા.

સેંટ હેલીનામાં નેપોલિયન કહેતો કે:–" જ્યારે લૉબોના દ્વીપમાં મેં મારા લશ્કરને મોકલ્યું ત્યારે બને પક્ષના સૈનિકોએ જાણે સંમતિ કરી હોય તેમ કેટલાક અઠવાડીયાં સુધી તોપો અથવા બંદુકો ફોડવાનું બંધ રહ્યું હતું. કોઇ કોઇ વખત ભડાકા થતા તેથી ફાયદો નહીં થતા પેરા ઉપર રહેલા માણસો માર્યા જતા હતા. હું દરરોજ જૂદી જૂદી દિશામાં ઘોડે બેસી ફરવા જતો. બંને બાજુઓના માણસોમાંથી કોઇને છેડવામાં આવતું નહી તોપણ એક દિવસ ઉડીનોટ સાથે હું જતો હતો ત્યારે હું તે દ્વીપની ધાર આગળ ઉભો. તે જગા સામેના કીનારાથી ૮૦ યાર્ડ દૂર હતી અને સામેના કીનારા ઉપર શત્રુનું લશ્કર હતું. તેઓએ અમને જોયા અને મારી ટોપી અને કોટ ઉપરથી મને ઓળખી કાઢી તેમણે ત્રણ શેરના ગોળાવાળી તોપ અમારા તરફ તાકી. છુટેલો ગોળો ઉડીનોટ અને મારી વચ્ચે થઇ અમને બંનેને ઘસાઇને ગયો. અમે તરત જ નાઠા અને અદૃષ્ટ થયા. ખરેખરા સંજોગોમાં

આવો હલ્લો ખુન કરતાં ઓછો દોષપાત્ર નથી. પણ તેમણે એક ડઝન બહાર ક્યા હોત તો અમારૂં આવી જ બન્યું હતું."

પોતાના સૈનિકોના સુખ માટે નેપોલિયન થાકની દરકાર કર્યા વિના કાળજી રાખતો. લૉબોના દ્વીપના કીનારા ઉપર એક સેનાપતિને લઇ એક દિવસ તે ફરતો હતો ત્યારે ગ્રીનેડીયર લોકો જમવા બેઠા હતા ત્યાં આગળ તે આવી પહોંચ્યો.

નેપોલિયને પૂછ્યું:-" કેમ મિત્રો! મને આશા છે કે તમને સારો દારૂ મળ્યો છે."

તે પૈકી એક બોલ્યો:-" પણ અમે એટલો બધો નથી પીવાના કે ઉન્મત્ત થઇ જઇએ." એમ કહી દાન્યુબ નદી બતાવી તે બોલ્યો:-" અમારો દારૂનો ભંડાર તો આ રહ્યો."

દરેક સૈનિકને એકેક શીશી આપવા સારૂ નેપોલિયને પ્રથમથી હુકમ આપ્યો હતો. તે આ જવાબ સાભળી આશ્ચર્ય પામ્યો અને તેણે તરત જ તપાસ કરવા માડી તો તેને એવું જણાઇ આવ્યું કે લશ્કરને માટે પોતે જે ૪૦,૦૦૦ બાટલીઓ મોકલી હતી તે મોદીખાનાવાળાઓએ ચોરી લીધી હતી. તરત જ તેમને બોલાવવામા આવ્યા અને તેમના પર કામ ચલાવી તેમને તોપને મ્હોંએ ઉડાવી દેવાની શિક્ષા કરવામા આવી.

---

## પ્રકરણ ૪૯ મું.



### વેગ્રામ.



ઈ. સ. ૧૮૦૯ ના જુલાઇની ૪ તારીખનો દિવસ અંધારાવાળો અને ગ્લાનિ ઉત્પન્ન કરે એવો હતો. રાત્રિ પડી તેમ પવનનું તોફાન વધવા લાગ્યું. આકાશ વાદળાથી સારી રીતે આચ્છાદિત થયું હતું અને વરસાદ મૂશળધાર પડતો હતો. વિદ્યુત્ના ચમકારા સારી પેઠે થતા હતા અને ગર્જના

એટલી જોરમાં થતી હતી કે ઑસ્ટ્રિઆ અને ફ્રાન્સ એ બન્નેનાં લશ્કરોની છાવણીઓ ધ્રુજી જતી હોય એમ લાગતું હતું. રાક્ષસી સાહસ કરવા સારૂ આ સમય ઘણો અનુકૂળ હતો. નેપોલિયનના અવાજથી આખું લશ્કર જાગૃત થયું. ઑસ્ટ્રિઅનોને ગભરાટમાં નાંખી દેવા સારૂ એકી વખતે અનેક જગાઓ ઉપર ઑસ્ટ્રિઅનો ઉપર હુમલા કરવામાં આવ્યા. એકી વખતે મોટા મોટા બાકોરાંવાળી ૯૦૦ તોપોના ધડાકાથી આકાશ ગાજી રહેવા લાગ્યુ. વિદ્યુતના ચમકારા સાથે ગોળા તથા ગોળીઓના ચમકારા થતા હતા અને કુદરતી ગડગડાટ સાથે નેપોલિયનના તોપખાનાની તોપોના ગડગડાટ પણ થતા હતા. આ દેખાવથી વધારે ભવ્ય અને ભયંકર દેખાવ યુદ્ધના કોઇ પ્રસગે નજરે આવ્યો નહીં હોય. સંપૂર્ણશાંતિ રાખી નેપોલિયન નદીના કીનારા ઉપર આમ તેમ ફરતો હતો. તેના અમલદારો અને માણસોમા એનો જુસ્સો આવતો હોય એમ દેખાતું, અને એના તમામ માણસો વરસાદ, ગોળાઓ, ફુટતા છરાઓ, વરસાદની ગર્જના અને તોપોના ગડગડાટ એ તમામની દરકાર કર્યા વિના પોતાને સોંપેલું કામ ગરબડ અથવા ગભરાટ વિના કર્યા જતા હતા. આ પ્રમાણે ભયંકર રીતે વિગ્રહ આરંભાયો જોઇ આખું વિએના ઉંઘમાંથી જાગી ઉઠ્યું. આ સાહસ બહુ ઉત્તમ રીતે સફળ થયું.

સવારના પહોરમાં જ બને લશ્કરોની દૃષ્ટિમાં એક દબદબાભર્યો દેખાવ નજરે પડ્યો. કુદરતનું તોફાન વેરાઇ ગયું હતું; આકાશ અનભ્ર હતુ; ગ્રીષ્મ ઋતુનો સુંદર દિવસ ઉગ્યો હોય એમ લાગતું હતું; હજારો સંગીનો, તોપો, પીછાઓમા ઉગતા સૂર્યનાં કિરણોના પ્રતિબિમ્બ પડતાં હતા અને વાવટાઓ તથા મેદાન ઉપર થન થન નાચતા સુદર રીતે શણગારાયેલા ઘોડાઓ ઉપર પણ તે પડતાં હતાં. અત્યાર સુધીમા ૭૦,૦૦૦ માણસો નદી ઓળંગી ગયા હતા અને લઢવાની તૈયારીમાં હતા. પૂલો ઉપર હજી તોપો, ઘોડેસ્વારો અને પાયદળો ઉભરાતાં હતા. દાન્યુબ નદીની પેલી પાર લશ્કરને સહીસલામત રીતે લાવનાર પોતાના આગેવાન નેપોલિયનની પ્રતિભાનાં વખાણ ફ્રેંચ કરતા હતા અને જ્યારે તે તેમની હાર આગળ થઇ જતો

બાબતોના હુકમો આપ્યા. પોતે આપેલા હુકમો બીજા સમજે છે કે નહી તેની તે પરવા કરતો એટલું જ નહી પણ તેમા કોઇ રીતની ગેરસમજ ન થવી જોઇએ તે બાબતની તે ઘણી જ કાળજી રાખતો. ત્રણ દિવસ અને ત્રણ રાત્રિથી એણે જરા પણ આરામ લીધો ન હતો. બીજે દિવસે પ્હો ફાટતા જ યુદ્ધ શરૂ થયું. બાર બાર કલાક સુધી પાયદળ અને ઘોડેસ્વારના ત્રણ લાખ માણસો એકમેકને ગોળાથી, છરાથી, ગોળીઓથી, સંગીનોથી, ભાલાથી મારી નાખવામા રોકાયા હતા; આ ગીચ લશ્કર નવ માઇલ સુધી લાંબી હારમાં ઉચ્ચુ નીચુ આવી રહ્યું હતું. તલવારો તલવારો સાથે અથડાતી, સંગીનો સંગીનો સાથે અફળાતા અને ઘોડેસ્વારો અને પાદચળોની ટુકડીઓ એક બીજા ઉપર તૂટી પડતી જ્યાં બંને બાજુની એકદર ૧૧૦૦ તોપોના ગોળા છુટતા કે આખી ટુકડીઓની ટુકડીઓ ગેબ થઇ જતી મૃત્યુ લાવનારા અસ્ત્ર-શસ્ત્રની દરકાર કોઇ પણ માણસ બરફના ચોસલાના કરતા વધારે કરતો દેખાતો ન હતો. નેપોલિયન તમામ જગાએ હાજર જ હતો, પોતાના માણસોને ઉત્તેજનના શબ્દ કહેતો અને તેમના તમામ જાતના દુઃખમાં ભાગ પાડતો. લોકો તો એવા કપાતા અને બેડોળ બનતા કે કલ્પનામા તે વાત આવી ન શકે. એવાં ઘાયલ થયેલા શરીરોથી જમીન છવાઇ ગઇ. છુંદાયેલાં મ્હો ઉપર અને ભાગી ચૂરો થઇ જતા હાડકાં ઉપર લોઢાના નાળવાળા ઘોડાઓ સપાટાબંધ ચાલતા અને ચીસો પાડતા લોકોના હાડકાંનો ભૂકો કરી નાખતા. તે લોહી-લુહાણ થયેલા રણસંગ્રામમા કીર્તિને શોધનારા હજારો માણસો કુતરાને મોતે મરી ગયા અને તેમની અંત સમયની વેદના ભયંકર હતી. તેમનું નામ-નીશાન પણ રહેવા પામ્યું નહી.

મેસીના થોડા વખત ઉપર ઘોડા ઉપરથી પડી ગયેલો હોવાથી બહુ જ સખ્ત ઘવાયો હતો. તે સારી પેઠે પાટાથી વીટળાયેલો હતો છતાં એક ખૂલ્લી ગાડીમા બેઠો બેઠો વ્યહરચનાના હુકમો આપ્યાં કરતો હતો. આ દારુણ યુદ્ધ ખરેખરૂં જામ્યું હતું તે વખતે નેપોલિયન પોતાના સફેદ ઘોડા પર બેસી મેસીના જ્યાં હતો ત્યાં જઇ પહોચ્યો. મેસીના ત્યાં રહ્યો રહ્યો પોતાના માણસોને

ઉત્તેજન આપ્યા જતો હતો. તેની આસપાસની જમીન ગોળાઓથી ખોદાઇ જતી હતી. આ દારુણ યુદ્ધના વખતમા પણ પોતાના ઉગ્ર સેનાપતિને આ પ્રમાણે કામ કરતો જ્યારે નેપોલિયને જોયો, અને જ્યારે તેના અસહ્ય દુઃખ ઉપર વિજય મેળવી તેનો દૃઢ આત્મા આમ કામ કરતો હતો તે જ્યારે નેપોલિયને દીઠો ત્યારે તે બોલ્યોઃ—" મરદ લોકો મરણને મળવા કેવા તત્પર છે તે જ્યારે કોઇ માણસ જુએ ત્યારે તેને મરણની ભીતિ શી રીતે રહી શકે ?" તરત જ નેપોલિયન ઘોડા ઉપરથી ઉતર્યો અને મેસીનાની પાસે આવી બેઠો. પછી એક વ્યૂહરચના જે ચાલુ હતી અને જેનુ પરિણામ નિશ્ચયાત્મક આવે એવું લાગતું હતું તેની વાત તેણે કહી. ન્યુસીડલના દૂર આવેલા બુરજો તરફ આંગળી કરી તેણે જણાવ્યું કે ડેવુસ્ટ પોતાના અનુભવી માણસોની ટુકડીને લઇને ત્યા આવેલા ઑસ્ટ્રિઅનોના લશ્કરની ડાબી બાજુ ઉપર તૂટી પડવાનો છે અને પાયદળ, ઘોડેસ્વાર તથા તોપખાનું મોટી સંખ્યામા શત્રુના દળના મધ્ય ભાગમાં ઝંપલાવાના છે. તે જ વખતે ખૂબ સપાટાબંધ દોડતા ઘોડાઓ ૧૦૦ તોપો લાવ્યા, અને તેના ભારે પૈડાના ભારથી પૃથ્વી ધ્રુજતી હોય એવો ભાસ થવા લાગ્યો. આ તોપોની પાછળ સેનાપતિ મેક્ડોનલ્ડની ગીચ ટુકડી સંગીનો ખોસી તૈયાર થઇ ચાલતી હતી. તેની પાછળ હમેશા પોતાની તલવારોને લોહીમા બોળવાની ટેવવાળી ગાર્ડની ૧૪ ટુકડીઓ આવી પહોચી. પેલી ૧૦૦ તોપોએ એકદમ શત્રુની હાર ઉપર ધડાકો શરૂ કર્યો અને તેની પાછળ મેક્ડોનલ્ડની ટુકડી દૃઢતાથી આગળ આવી. ઑસ્ટ્રિઅનો ધીમે ધીમે પાછા હઠવા લાગ્યા પણ બંને બાજુએથી એકઠા થતા ગયા અને ફ્રેંચ ઉપર તેમણે તોપો ફોડવા માંડી જે અણીનો પ્રસંગ આવવાની તૈયારી હતી તેને પહોચી વળવા સારૂ આર્ચ ડ્યુક પોતે જ ઉતાવળો ચાલ્યો. જેમ જેમ તેણે આગળ ચાલવા માડ્યું તેમ તેમ લશ્કરમા મોટા મોટા ગાબડા પડતાં ગયા.

હેડ્લી લખે છે કેઃ—" આ દેખાવની ભવ્યતા અને ભયંકરતા અપૂર્વ હતી. તમામ લશ્કરનું ધ્યાન આ સ્થળે ખેંચાયું હતું, કારણ કે ત્યાં સતત તોપો ફૂટવાથી દારુણ યુદ્ધની ભયંકરતા પ્રત્યક્ષ થતી હતી. મેક્ડોનલ્ડના લશ્કરના

માણસો સપાટાબંધ ખપી જતાં હતાં તો પણ તે ધીમે ધીમે આગળ ધપ્યો. તેના આગળ જે જબરી તોપો હતી તે ધીમે ધીમે બંધ પડવા લાગી. શત્રુના ધડાકામા મેક્ડોનલ્ડની આગળ ચાલતું તોપખાનું ગુંચાઇ ગયુ અને ધીમે ધીમે તેમાની તોપો ગાડીમાથી ઉતારી નાખવી પડી ઑસ્ટ્રિઅન લશ્કરના મધ્ય ભાગ ઉપર તૂટી પડવાના ભયકર કામ સારૂ જે સ્થળેથી તે નીકળ્યો હતો ત્યાથી દોઢ માઇલ આગળ તે આવી પહોચ્યો ત્યારે તેનું રક્ષણ કરવા સારૂ એક પણ તોપખાનુ તેની આગળ રહ્યુ ન હતું અને શત્રુને તે કાઇ જ કરી શક્યો ન હતો. તો પણ પોતાની ભાગી ગયેલી અને ઉતારી નાખેલી તોપોને ખુંદતો અને પોતાના લશ્કરના તદ્દન અરક્ષિત ભાગને ખૂલ્લા મેદાનમા ઝપલાવતો મેક્ડોનલ્ડ આગળ ચાલ્યો. તે વખતે તેની બંને બાજુએ ઑસ્ટ્રિઅનોની તોપો ફૂટયા જ કરતી હતી. આ કતલ બહુ જ ભયકર હતા. બંદુકો કે તોપો એક વખતે ફૂટે કે મેક્ડોનલ્ડના લશ્કરનો આગલો ભાગ ગેબ થઇ જતો અને બાજુઓ ઉપરથા પણ માણસો બહુ ખપી જતા. બરફની માળાઓ હોય તેમ તેઓ નદીના કીનારા પર પડતા. પોતાના અંગરક્ષકો પડતા હતા છતાં મેક્ડોનલ્ડ જરા પણ ઇજા પામ્યા વિના સૌથી જૂદો પડતો અને દઢતાથી પોતાની નજર શત્રુના લશ્કરના મધ્ય ભાગ તરફ ગખતો આગળ ધસ્યો. બે બાજુઓથી તોપોના ગોળા આવતા હોવાથી મેક્ડોનલ્ડના લશ્કરને નુકશાન થતુ તેથી જ્યારે ગોળા બહુ જ નજીક અને ભયકર રીતે ફૂટતા ત્યારે જેમ મોજાંથી હડસેલે ચઢેલુ વહાણુ આગળ ચાલવાનુ રહેવા દે તેમ તે આગળ ધસવાનુ જરા વાર રહેવા દેતું અને વિસ્મયથી પાછુ હઠી જતુ. પણ બીજી જ ક્ષણે રણશીંગા વાગતા, ઉતાવળથી ધસારો કરવાનો હુકમ થતો અને મેક્ડોનલ્ડનો શાત પણ ગભીર અવાજ તેના થાકેલા માણસોમા ઉત્સાહ પૂરતો તથા પોતાની મરણીઆ થઇને લઢવાની જે હીંમત હતી તેવી જ હીંમત તેમનામા આણતો આવો. હલ્લો કોઇએ હજી સુધી કર્યો હોય એમ સાંભળવામા નથી. દરેક ક્ષણે એમ લાગતું હતું કે તે કપાઇ ગયેલી, ઘાયલ થયેલી ટુકડી છેવટ તૂટી જશે અને નાસી છુટશે "

"આ વખતે ઑસ્ટ્રિઅનો પોતાની તોપોને ગોળ ફેરવે છે, મેક્ડોનલ્ડના લશ્કરની બે બાજુઓ ઉપર જાણે બે દીવાલો હોય તેમ સમાંતરે ગોઠવાઈ જાય છે, અને તેમના શરીર ઉપર સતત ગોળાઓ વરસાવે છે. પણ દૃઢ યોદ્ધાઓ પોતાની હારોમાં જે ગાબડા પડે છે તે પૂરી દે છે, એક એકની પાસે આવી જાય છે અને આગળ ચાલવાનું ચાલુ જ રાખે છે. જીતવુ અથવા મરવું એવો મેક્ડોનલ્ડનો નિશ્ચય છે અને તે નિશ્ચય તેણે તેના નિષ્ઠાવાન અનુયાયીઓના હૃદયમા આણ્યો છે. પણ હવે તે પાછુ જુએ છે અને ચારે બાજુએ દુશ્મનો આવેલા છે અને પોતાની નાની થઇ ગ ્લી ટુકડી વચમા ઘેરાઇ ગઇ છે તે તરફ તેનું ધ્યાન ખેચાય છે. જે રસ્તે તે આવ્યો હતો તે રસ્તા ભણી તે જુએ છે. પોતાના યોદ્ધાઓ રસ્તામા એક સરખા પડયા હતા કોઇ મોટા મેદાનમાં રાક્ષસી અજગર પડ્યો હોય તેમ તે મરણ પામેલા યોદ્ધાઓની હાર દેખાતી હતી તે તે જુએ છે. જે ૧૬૦૦૦ માણસોને લઇ તે નીકળ્યો હતો તેમાંથી માત્ર તેની પાસે આ વખતે ૧૫૦૦ માણસો છે. સેંકડે ૯૦ માણસો ખપી ગયા છે. આ વખતે છેવટે થાકેલો વીરપુત્ર મેક્ડોનલ્ડ પાછુ જુએ છે અને પોતાના બહુ જ થોડી સંખ્યામા રહેલા માણસોને દૃઢતાથી અને ચિંતાથી નીહાળે છે. નેપોલિયન જ્યાં બેસતો હતો ત્યા દૂર મેક્ડોનલ્ડ પછી જુએ છે તો તેને માલમ પડે છે કે ફ્રાન્સના 'ઓલ્ડ ગાર્ડ' ની (જુની ગાર્ડની) ટુકડી આગળ ધપતી આવે છે, તે બળવાન યોદ્ધાઓના ઉમદા હથીઆરો અને ટોપ ચળકે છે અને પોતાની મદદે તેઓ આવતા જણાય છે. તરત જ પોલાદ જેવા તેના મ્હોમાથી હુકમ નીકળે છે કે 'ચાલો આગળ ધસો.' આ થાકી ગયેલી ટુકડી ઉપર ઑસ્ટ્રિઅનો ગોળીબહાર કરે છે અને તેના જવાબમા તેઓ રણશીગડાં અને તતુડા બજાવે છે. બીજી જ ક્ષણે મેક્ડોનલ્ડની ટુકડી ઑસ્ટ્રિઅન લશ્કરના મધ્ય ભાગને વીંધી તેના પર તૂટી પડે છે. આમ આજ ફતેહ મળે છે, ફ્રાન્સનુ રાજ્ય બચે છે અને આખું ઑસ્ટ્રિઅન લશ્કર નાસવા માડે છે."

સેવરી લખે છે કેઃ—"ખરેખરા ભયને પ્રસંગે નેપોલિયન પોતાના બરફ

જેવા ધોળા ઘોડા પર બેસી લશ્કરના આગળના ભાગ આગળ જઈ પહોંચતો. તે એક છેડેથી બીજે છેડે જઇ પહોંચતો અને ધીમે ધીમે પાછો આવતો. એની આસપાસ ગોળાઓ પડયા જ કરતા હતા. હું એની પાછળ જ રહેતો અને એના ઉપર જ મારી દૃષ્ટિ રાખતો તથા કઇ ક્ષણે તે ઘોડા ઉપરથી ગોળાથી તૂટી પડશે તે કલ્પી શકતો નહીં. નેપોલિયને એવો હુકમ કર્યો હતો કે ઓસ્ટ્રિઅન લશ્કરના મધ્ય ભાગમાં ગાબડું પાડવાનો તેનો વિચાર છે, તે ગાબડું પડે કે તરત જ તમામ ઘોડેસ્વારોએ એક સામટો ધસારો કરી હલ્લો કરવો અને ગોળ ચક્કર ખાઇ ઓસ્ટ્રિઅન લશ્કરની જમણી બાજુ ઉપર તૂટી પડવું."

ગોળા અને ગોળીઓના ભયંકર વરસાદ વચ્ચે થઇને મેક્ડોનલ્ડની ટુકડી આગળ જતી હતી તે વખતે નેપોલિયન દૂરબીન લઇને ચિંતાથી તે જોઇ રહ્યો હતો. તે બોલ્યો કે:—" અહાહા ! શો બહાદુર માણસ છે. !" ઑસ્ટ્રિઅનોના લશ્કરમાં જેમ ફાચર પેસે એમ તેને વીંધી મેક્ડોનલ્ડ પેઠો અને તેમ કરવા સારૂ ત્રણ માઇલ સુધી તેને લઢતા લઢતા જવુ પડયું હતું. નેપોલિયન તો ન્યુસીડલના બુરજો ઉપર રહી ચિંતાતુર નજરે જોઇ રહ્યો હતો. કારણ કે એવી ગોઠવણ કરવામાં આવી હતી કે જે વખતે મેક્ડોનલ્ડ ઑસ્ટ્રિઅન લશ્કરના બે ભાગ કરી નાખે અને જમણી બાજુ ઉપર ઘોડેસ્વારો તૂટી પડે તે જ વખતે ઑસ્ટ્રિઅનોની ડાબી બાજુ ઉપર ન્યુસીડલ આગળ ડેવુસ્ટે તૂટી પડવું. છેવટે ડેવુસ્ટની તોપો તે બુરજો આગળથી જતી જણાઇ અને તે મેદાનની ઢોળાવવાળી જગા ધુમાડામા આચ્છાદિત થઇ ગઇ. નેપોલિયન તરત જ બોલી ઉઠયો:—" આજે આપણો જય થયો છે." ગાર્ડની ઘોડેસ્વારોની ટુકડી લઇ ધસારો કરવાનો હુકમ બેસીરીસને તરત જ આપવામા આવ્યો. ગોળાગોળીઓના ભયકર વરસાદમાં તે પોતાના માણસોની આગળ થઇ સપાટાબંધ આગળ ચાલ્યો. તે ખૂબ જોરથી ઘોડો દોડાવતો હતો એટલામા એક ભારે ગોળો સપાટાબંધ આવતો હતો તે એના ઘોડાને વાગ્યો. અને તે નીચે પડ્યો. ઘોડો ચીરાઇ ગયો અને તેના ફુરચે ફુરચા ઉડી ગયા. બેસીરીસ ધબાક દઇ ભોંય પર પડયો અને ધૂળ અને લોહીમા રગદોળાયો અને મરી ગયો

હોય એમ લાગ્યું. નેપોલિયનને અતિશય દુઃખ થયું તે છતાં પોતાની આંખો ફેરવી તથા ઘોડાને ફેરવી તે બોલ્યોઃ—"ચાલો, હમણા રોવાનો વખત નથી." બેસીરીસને પડેલો જાણી ગાર્ડની આખી ટુકડીએ શોકથી ચીસ પાડી.

બેસીરીસ જીવતો છે કે કેમ તે જોવા સારૂ નેપોલિયને સેવકોને મોકલ્યો. બહુ જ આશ્ચર્યની વાત હતી કે બેસીરીસ બેભાન થયો હતો છતાં તેને સહેજ ઇજા થઇ હતી. લઢાઇ પૂરી થયા પછી જ્યારે નેપોલિયને તેને જોયો ત્યારે તેણે તેને કહ્યું: "સેનાપતિ, જે ગોળો તમને અથડાયો તેને લીધે આખી ટુકડીના લોકોની આખમાથી આસુ નીકળ્યા. તેથી તમારે તેનો ઉપ-કાર માનવો. તમે તેમને બહુ જ પ્રિય હશો." તે દિવસે સાંજે ત્રણ વાગે આર્ચ ડયુક ચાર્લ્સે તમામ માણસોને ધીમે ધીમે પણ સાવચેતીથી પાછા હટવાનો હુકમ આપ્યો તે વખતે તેનાં ૨૪૦૦૦ માણસો ઘાયલ થયેલાં અને મુએલા હતા અને તે બધા મેદાનમા પડયાં હતા. તેનાં ૧૨૦૦૦ માણસો ફ્રેંચ લોકોના હાથમા કેદી તરીકે પકડાયા હતા. વૉકર્સડૉર્ફના રાજમહેલના શિખરો પરથી ઑસ્ટ્રિઆનો રાજા ફ્રાન્સીસ આ તેને વિનાશકારક નીવડેલી લઢાઇની પ્રગતિ જોતો હતો. તે ખરેખરો નિરાશ થયો અને પોતાના પાછા હટતા લશ્કરમાં આશ્રય અને રક્ષણ સારૂ પેસી ગયો.

આ વખતે નેપોલિયને જે પરાક્રમ કર્યું હતું તે જગતને આશ્ચર્ય પમાડ-નારા તેના તમામ અદ્દભુત પરાક્રમો કરતાં પણ વધારે મહત્ત્વનુ હતું. યુદ્ધને માટે ખરેખરા વિનાશકારક શસ્ત્રોથી સજ્જ થયેલા દોઢ લાખ માણસની સામે થઇ યુરોપ ખંડની પહોળામાં પહોળી નદી તેણે ઓળંગી હતી. એવી ચોકસાઇથી, ત્વરાથી તથા સહીસલામતીથી તેણે આ કામ કર્યું હતું કે તેથી તે દુશ્મનના માણસોની સામે તેમની જ જમીન ઉપર તેટલા જ માણસો ખડા કરી શકયો હતો. હવે ઑસ્ટ્રિઅનોથી રણસંગ્રામનો કબજો વધારે વખત સાચવી શકાય તેમ ન હતું અને તેઓ વિજયી નેપોલિયનની કૃપા ઉપર જ અવલબીને રહ્યા હતા.

યુદ્ધ પૂરૂં થયુ કે તરત જ નેપોલિયન પોતાના હંમેશના રીવાજ પ્રમાણે

રણક્ષેત્રમા ઘોડે બેસી ફરવા લાગ્યો. ઘાયલ થયેલાઓથી અને મુડદાઓથી મેદાન છવાઇ ગયું હતુ. ૨૪૦૦૦ ઑસ્ટ્રિઅનો અને ૧૮૦૦૦ ફ્રેંચ લોહીમા ખરડાયા હતા. મેક્ડોનલ્ડની ટુકડી જે માર્ગે થઇને ગઇ હતી તે આખે માર્ગે મુડદાઓનો ઢગલો થવાથી તે માર્ગથી ખાસ તે ટુકડીની કુચ જણાઇ આવતી હતી ઘાયલ થયેલાઓનો સમૂહ એટલો મોટો હતો કે યુદ્ધ પૂરૂં થયા બાદ ચાર દિવસ પછી ગુફાઓમાં તથા ચગદાઇ ગયેલા અનાજ નીચે આ હજી જીવતા લોકો મોટી સખ્યામા મળી આવતા હતા. વેગ્રામનું વિશાળ રણક્ષેત્ર ૯ માઇલ લાંબું અને ૩–૪ માઇલ પહોળું હતું. હવા અતિશય ગરમ હતી. સૂર્યનો પ્રચડ તાપ પડતો હતો. કોહના ઘા ઉપર સખ્યાબંધ માખો બમણતી હતી. આ પ્રમાણે યુદ્ધના ભોગ થઇ પડેલા આ ઘાયલ થયેલા સૈનિકો કલ્પનામા આવી ન શકે એવી વેદના કેટલાક કલાક અને દિવસો સુધી વેહતા હતા.

નેપોલિયન ઘણી વખતે ઘોડા ઉપરથી ઉતરતો અને ઘાયલ થયેલાઓને પોતાને હાથે જ મદદ આપતો, આ લોકોનો નેપોલિયન તરફનો પ્રેમ એટલો બધો હતો કે જ્યારે તે દીલસોજીભર્યા શબ્દો બોલતો અને કૃપાનાં કાર્ય કરતો તેમની પાસે આવતો ત્યારે તેમનાં ઉપકૃત હૃદયો પીગળતા અને તેમની આખોમાથી આસુ વહેતા. એક ગોળાથી એક જુવાન અમલદારની ખોપરી ચીરાઇ હતી તેને મદદ કરવા સારૂ નેપોલિયન ઘોડેથી ઉતર્યો. તે તેની પાસે ઘુટણીએ બેઠો, તેણે તેની નાડ જોઇ અને પોતાના જ રૂમાલથી તેના કપાળ ઉપરથી તથા હોઠ ઉપરથી ધૂળ તથા લોહી સાફ કર્યાં. (આ પ્રમાણે થવાથી) તે મરણોન્મુખ થયેલો અમલદાર જરા જાગૃતિમા આવ્યો. પોતાની પાસે મહારાજા નેપોલિયનને એક સાધારણ માવજત કરનારી સ્ત્રીની માફક બેઠેલો તેણે જોયો તેથી તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં; પણ તે એટલો નબળો થયો હતો કે તેનાથી રોવાયું નહીં અને તરત જ તેણે દેહ મૂક્યો.

આખા રણક્ષેત્રમા ફરી આવી, નેપોલિયન પોતાના જે સૈનિકો શત્રુની પૂઠ લેવાના હતા તેની તપાસ કરવા લાગ્યો. ત્યા મેક્ડોનલ્ડ તેને મળ્યો.

નેપોલિયન અને મેક્ડોનલ્ડ વચ્ચે કેટલાક વખતથી વૈમનસ્ય ચાલતું હતું અને ઈર્ષ્યાથી તથા ગેરસમજુતીથી તેમા વધારો થયો હતો તરત જ નેપોલિયન ઉભો રહ્યો અને પોતાનો હાથ લંબાવી બોલ્યોઃ—" મેક્ડોનલ્ડ, આ ( હાથ ) ગ્રહણ કરો. હવેથી આપણી વચ્ચે કોઇ પ્રકારની દુશ્મનાવટ રહો નહીં. આજથી આપણે મિત્ર બનીએ છીએ અને હું ખરા અંતઃકરણથી આ વાત કહું છું તેની પ્રતીતિની નીશાની તરીકે હું તમારો માર્શલનો દંડ મોકલી આપું છું. તમે તે અક્ષય્ય કીર્તિ મેળવી સારી રીતે પ્રાપ્ત કર્યો છે." નેપોલિયનનો લંબાવેલો હાથ મેક્ડોનલ્ડે ખરા પ્રેમથી સ્વીકાર્યો અને તે બોલ્યો કેઃ— "નામદાર સાહેબ, હવે આપણે જીવન અને મરણ એ બને સાફ એક છીએ.' આમ બોલતા બોલતા તેની આખમાં આંસુ આવ્યા અને લાગણીથી તેનું હૈયું ભરાઇ આવ્યું. ✝

મુએલા માણસોમા નેપોલિયને એક કર્નલ દીઠો જેણે એક વખત તેને નારાજ કર્યો હતો. તરત જ તે ઉભો રહ્યો અને તેના કપાઇ ગયેલા, લોહીવાળા ક્ષેત્ર પર પડેલા શરીર તરફ દીલગીરીથી એકીટશે જોઇ રહ્યો અને દરેક ઉદાર-ચરિત માણસને સમજ પડી શકે એવી લાગણીવાળા શબ્દો બોલ્યો કે

---

✝ સ્કૉટલાડના એક ગૃહસ્થનો છોકરો મેક્ડોનલ્ડ હતો. તે ગૃહસ્થે ઇંગ્લાંડની ગાદી પચાવી પાડવાનો ઇરાદો રાખનારની ટોળીમાં મળી જઇ ક્લોડનની લડાઇમાં ભાગ લીધો હતો અને છેવટે તેને ફ્રાન્સ નાસી જવું પડ્યું હતુ. ફ્રાન્સમાં ઉથલ-પાથલ થઇ ત્યારે તે વખતના વિચારો મેક્ડોનલ્ડને રુચતા આવ્યા અને તે તેણે સ્વીકાર્યા તથા તે લશ્કરમાં મળી ગયો ઇજીપ્તમાથી નેપોલિયન પાછો આવ્યો ત્યારે મેક્ડોનલ્ડે તેનો પક્ષ લીધો. મોરોના કાવતરાના સંબધમા મેક્ડોનલ્ડે કાંઇ ટીકા કરી હશે એવી વાત જાહેર થવાથી મહારાજા નેપોલિયને તેના તરફ કેટલાક વખતથી ઉદાસીનતા પ્રકટ કરી હતી. વેગ્રામના યુદ્ધમાં માર્શલનો દંડ લેવાને તે પાત્ર બન્યો. નેપોલિયને ફોન્ટેન્બ્લોમાં પોતાની ગાદીનો ત્યાગ કર્યો ત્યા સુધી તે તેનો મિત્ર રહ્યો નેપોલિયનની પડતી પછી નવીન સરકારે તેને ફ્રાન્સનો અમીર બનાવ્યો અને Legion of Honour નો Chancellor બનાવ્યો. ઇ. સ ૧૮૪૦ તે પારિસમાં મરી ગયો અને તેની પાછળ માત્ર છોકરીઓ જ મૂકતો ગયો

"અરેરે ! યુદ્ધ શરૂ થતા પહેલાં આ માણસ સાથે મારે બોલવાનું થયું હોત તો કેવું સારૂં થાત ? કારણ કે હું તેને કહી શકત કે તેના સંબંધની દરેક વાત મેં વિસ્મરણમાં નાખી દીધી છે."

ઘાયલ થયેલાઓની અતિશય સંભાળ લીધા પછી નેપોલિયનને પોતાને જ બહુ જબરો તાવ આવ્યો. લાંબા વખતથી તે ખૂલ્લામા ફરતો હતો અને તેને અતિશય શ્રમ પડયો હતો તેથી આ પરિણામ આવ્યું. તે છતાં તેણે થોડા કલાક જ આરામ લીધો. પછી તરત જ જે લશ્કર શત્રુની પૂઠ લેવાને ગયું હતું તેને પકડી પાડી તેને માર્ગ દેખાડવા તે ઘોડે ચઢયો. તરત જ આકાશમાં ભયંકર તોફાન આવી પહોંચ્યું અને વરસાદ સારી પેઠે પડવા લાગ્યો. નેપોલિયન જોકે થાકયો હતો અને માદો હતો તો પણ ભીંજવી નાખે એવા વરસાદથી ડગ્યો નહીં. તરત જ તેણે તે લશ્કરને પકડી પાડયું. ત્યા તેને જણાયું કે થોડા વખત સારૂ સુલેહ કરવાની દરખાસ્ત ઑસ્ટ્રિઅનો તરફથી સેનાપતિ મારમોન્ટને મળી છે. આ યુદ્ધમાં નેપોલિયનને ઘણી જ નામરજીથી જોડાવું પડયું હતું. તે વિગ્રહથી તેને કશો લાભ ન હતો પણ ઉલટી હાનિ જ માત્ર હતી. તેથી સુલેહની પ્રથમ માગણી તેણે તરત જ સ્વીકારી. સેવરી લખે છે કે:—"યુદ્ધમાં ગયા વિના જેને શાંતિ જ ન મળે એવો નેપોલિયન હતો એમ કહેવાની પ્રથા જ પડી ગઈ છે. તે છતા તેની આખી કારકીર્દીમા શાંતિની માગણી કરનારો હંમેશાં તે જ પહેલો હતો. જ્યારે જ્યારે તેને નવીન યુદ્ધમાં સડોવાનું પડતું હતું ત્યારે ત્યારે તેને દીલગીર થતો મેં એકથી વધારે વાર જોયો છે."

લશ્કરના તમામ સેનાપતિઓને નેપોલિયનના તંબુમાં એકત્ર કરવામાં આવ્યા. સુલેહ કરવાની દરખાસ્તના પ્રશ્નનો વિચાર ગંભીરપણે કરવામા આવ્યો. એક પક્ષે કહ્યું કે:—"ઑસ્ટ્રિઅનોને ફ્રાન્સના પ્રજાકીય સત્તા તરફ કટ્ટી દુશ્મનાવટ છે, અને ફરીથી આપણને તે નુકશાન કરી શકે એવી તેની શક્તિ તેની પાસેથી લઇ લેવામા નહીં આવે તો, જ્યારે ત્યારે ગમે તેવો ભયંકર વિશ્વાસઘાત કરીને પણ પોતાને લાભ થતો હશે તો સંધિની ગંભીર શરતો તે તોડવાને ચૂકનાર નથી. આ બધા રાજ્યો એકઠાં થાય છે તેમનું મધ્ય બિંદુ

ઑસ્ટ્રિઆ છે, તેથી તેના જ ભાગલા કરી નાખી વારંવાર એકત્ર થતી સત્તાઓનો અંત આણવાની અતિશય આવશ્યકતા છે. ” બીજા પક્ષે એમ જણાવ્યું કેઃ—“ રાજકુમાર ચાર્લ્સ બોહીમીઆના પર્વતો સુધી પાછો હઠે તો પ્રુશિઆ ખૂલ્લી રીતે પોતાનો વિરોધ જણાવે એવો ભય છે; પછી તેમાં રશિઆ ભળી જવાનું જ. ઉત્તર અને દક્ષિણ યુરોપના દેશો વચ્ચે જે મોટી અને ભયંકર છેલ્લી લઢાઇ થવાનો આરંભ નજીક આવતો દેખાય છે તે તરફ લક્ષ આપતાં ઑસ્ટ્રિઆ સાથે સમજુતી કરવાનું તથા સ્પેનના વિગ્રહનો અંત લાવવાનું ( જેથી ફ્રાન્સની દક્ષિણમાથી કાંઇ ભય રહે નહી અને જે બે લાખ અનુભવી વૃદ્ધ યોદ્ધાઓ અપકીર્તિ લાવે એવા યુદ્ધમા ત્યા રોકાઇ ગયા છે તે છુટા થાય ) ઘણું મહત્વનું લાગે છે.”

બંને પક્ષની દલીલો નેપોલિયને શાન્તિથી અને ધૈર્યથી સાભળી અને છેવટે નિર્ણયાત્મક શબ્દો બોલતો બોલતો મંડળીને તે વીખેરવા લાગ્યો તેણે કહ્યું કે “ ગૃહસ્થો, ઘણું જ લોહી વહ્યું છે; હું સુલેહ કરવા તૈયાર છું. ”

ઑસ્ટ્રિઆના આર્ચ ડયુક ચાર્લ્સ સાથે મિત્રાચારીભરેલા સંદેશા તરત જ ચાલવા લાગ્યા, અને નેપોલિયન તરત જ શોનબ્રુન જવા નીકળ્યો, તે એવા વિચારથી કે ખરેખરો પ્રયત્ન કરી કાયમની સંધિ કરાવી લાવવી અથવા યુદ્ધનો અંત લાવવો. અતિશય અસાધારણ પ્રયત્ન કરી તેણે ઑસ્ટ્રિઆના મધ્ય ભાગમાં ૩ ૦૦,૦૦૦ ફક્કડ માણસોનું લશ્કર છાવણીમા એકઠું કર્યું. ઘોડેસ્વારોના ઘોડા જતા રહ્યા હતા તે તેણે પૂરા કર્યા અને તોપોની સખ્યા એકંદર ૭૦૦ કરી. આ પ્રમાણે ગમે તેવો કટાકટીનો પ્રસંગ આવે તેને માટે એક બાજુ તે તૈયારી કરતો હતો તે જ વખતે યુદ્ધનો અંત સત્વર લાવવા સારૂ પોતાની સત્તામા જેટલું હતું તે બધાનો ઉપયોગ તે કરતો હતો. ફ્રાન્સ અને ઑસ્ટ્રિઆના પ્રતિનિધિઓ સંધિના કરારનો ઉહાપોહ કરવા મળ્યા. આ ભાંજગડ લાબા દિવસ ચાલે એવો પ્રયત્ન ઑસ્ટ્રિઆએ કર્યો તે એવી આશામા કે અંગ્રેજોએ એન્ટવર્પ ઉપર જે ચઢાઇ કરી હતી તે સફળ થાય તો નેપોલિયનને પોતાના લશ્કરમાંથી માણસો ખેંચી લેવા પડે અને પોતે

( ઑસ્ટ્રિઆ ) યુદ્ધ ફરીથી જગવી શકે. આ પ્રમાણે આખો ઑગસ્ટ માસ વીતી ગયો.

દરમ્યાન, જુલાઇની ૨૧ મી તારીખે અંગ્રેજો શેલ્ટ નદીના મુખ આગળ વોલ્શેરન નામના દ્વીપમાં ઉતર્યા હતા. આ કાફલાનું ઉપરીપણું લૉર્ડ ચેથમને આપવામાં આવ્યું હતુ. ફ્રાન્સની ભૂમિ ઉપરથી આ લોકોને હાંકી કાઢવા સારૂ ૮૦,૦૦૦ ગાર્ડ એકદમ તૈયાર થઇ ગયા. બર્નેડોટનાં મિથ્યાભિમાન, મહત્ત્વાકાંક્ષા અને ક્ષુદ્ર ઇર્ષ્યા માટે નેપોલિયનને અતિશય કંટાળો હતો છતા તેની લશ્કરી માણસ તરીકેની શકિતની તેને બરાબર કિમત હતી. તેથી આ ગાર્ડ લોકોનુ ઉપરીપણું તેને સોંપવામા આવ્યું. પોતાના દેશના કીનારા ઉપર અગ્રેજો આ પ્રમાણે ભયકર રીતે ધસી આવતા જોઇ નેપોલિયનને જરા પણ આશ્ચર્ય અથવા ગભરાટ થયો નહી. તેણે લખ્યુ કે:–

" અંગ્રેજો સાથે લઢવાનો ખાસ પ્રયત્ન કરશો નહી. માણસ માત્ર સૈનિક નથી. તમારા ગાર્ડ–તમારા જુવાનીયા–જેમને લઢવાની ફરજ પાડવામાં આવી છે–ગમે તેમ ચાલશે, તેમના ઉપરીઓનુ ઠેકાણું રહેશે નહી, તેમની તોપોનું બળ જોઇએ તેવું નથી, અને તેમને સેનાપતિ મુરના લશ્કરની સામે થવાનું છે જેણે આપણા મહાન્ લશ્કરનો અનુભવ લીધો છે. તેથી કદાચ આપણા ગાર્ડ માર ખાઇ બેસશે. માટે લઢવાની ઉતાવળ ન કરવી. ભીનાશવાળી જગાઓમાથી તાવ ફાટી નીકળશે, પાણીની ભરતીઓ આવશે, અને ખાઇઓમાં રહેલા સૈનિકો અંગ્રેજો ઉપર મારો ચલાવશે એટલે એ એમની મેળે પાંશરા થશે. આ પ્રમાણે તે તાવથી એક મહીનો સપડાશે અને નરમ ઘેંશ થશે એટલે ગભરાટમાં એમની મેળે પાછા ફરશે. "

ફ્રેંચ લશ્કરને નેપોલિયને એવો સ્પષ્ટ હુકમ આપ્યો હતો કે:—'તમારે માત્ર ફ્લશીંગનું જ રક્ષણ કરવું.' શેલ્ટ નદીના મુખ આગળ આવેલો એ એક કીલ્લો હતો. છેવટની ઘડી સુધી તેનું રક્ષણ કરવાનો હુકમ તેણે તેમને આપ્યો હતો, કે જેથી કરીને અંગ્રેજોને લાંબા વખત સુધી તાવવાળા પ્રદેશમા જ પડી રહેવું પડે. વળી પછીથી તરત જ પાણીનો પ્રવાહ અટકાવવા સારૂ જે

લાકડા ગોઠવવામા આવ્યાં હતા તેને ખસેડી નાખવાનો અને એમ કરી વોલ્શેરનનાં ટાપુને ડુબાવી દેવાનો હુકમ તેણે આપ્યો હતો. તે ઉપરાંત તેણે એવું પણ જણાવ્યું હતું કે 'નૌકા સૈન્યને એન્ટવર્પ તરફ ખેંચી લેવું, પણ તેના વહાણો નદીના મુખ આગળ ડુબાડી ન દેવા; કારણ કે એમ રક્ષણ કરવા જતા તે નદીનો નદી તરીકે પછીથી ઉપયોગ જ ન થાય (તે ઠીક નહી).'

દશ દિવસમા ૧૫૦૦૦ અગ્રેજોને તાવ લાગુ થયો. તેઓ હજારોની સંખ્યામા મરવા લાગ્યા. શેલ્ટ નદીના મુખ આગળના વાકા ચુંકા અખાતમાં અગ્રેજોનો ૧૫૦૦ વહાણોનો ગજાવર કાફલો થોડાક માઇલ આગળ લેવામા સત્તર દિવસ ગુમાવવા પડયા. લૉર્ડ ચેથમ નિરાશ થવા લાગ્યો ૪૦૦૦ તો તાવથી મરી જ ગયા હતા. ૧૨૦૦૦ માંદાઓને તેણે ઇંગ્લાડ રવાના કરી દીધા હતા. તેમાંના કેટલાક રસ્તામા મરી ગયા હતા. માદાઓનુ લીસ્ટ રોજ વધતું જતું હતું. તરત જ અગ્રેજોએ યુદ્ધની કાઉન્સીલ મેળવી અને એન્ટવર્પની ચઢાઇ છોડી દેવાનો ઠરાવ કરવામા આવ્યો. આ પ્રમાણે ગભરાટમા અગ્રેજો પાછા ગયા.

આ પરિણામથી નેપોલિયન અતિશય રાજી થયો. તે બોલ્યો કે 'મારો સીતારો જે થોડા વખતથી અસ્ત થતો દેખાય છે તે પાછો નવીન તેજથી પ્રકાશતો લાગે છે.' તેણે લખ્યું કેઃ—

"ખરેખર, અંગ્રજોની એન્ટવર્પની ચઢાઇને લીધે ઈંગ્લાડના પ્રયત્ન તો નિષ્ફળ ગયા પણ મને તો ૮૦,૦૦૦ માણસોનું લશ્કર નવીન તૈયાર મળ્યું જે બીજે કોઇ રસ્તે મને ન મળ્યું હોત એ એક ભાગ્યની વાત છે."

હવે ઑસ્ટ્રિઅનોને સમજાયું કે છેવટે સંધિ કર્યા વિના છુટકો નથી. વિશ્વાસઘાતને માટે નામાકિત થયેલું ઑસ્ટ્રિઆનુ રાજ્ય નેપોલિયનનાં ચરણ આગળ હતું. તેની પાસે આ વખતે એવડું મોટું લશ્કર હતું કે તેની સામે થવાય જ નહીં; તેમ જ તે રાજ્યના મોટા મોટા કીલ્લાઓ તેના તાબામાં હતા; તે છતાં તેણે ફ્રાન્સીસ તરફ એવી ઉદારતા તથા ઋજુતા બતાવી કે તેના તરફ ખરેખરી શત્રુતા ધરાવનારા ઇતિહાસકારોએ તેના મુક્ત કંઠે

વખાણ કરવાં જ જોઇએ. લાબા વખત સુધી ભાંજગડ લંબાવવાનું નિરર્થક લાગવાથી ફ્રાન્સીસે પોતાના એ. ડી. સી. બુબ્નાને પોતાના ગુપ્ત મંત્રી તરીકે નેપોલિયન પાસે મોકલવાનો ઠરાવ કર્યો. થાયર્સ લખે છે કેઃ— "આ બુબ્નાએ નેપોલિયનના ચારિત્રના કેટલાક ગુણોનું વખાણ કરવાનું હતું તેમ જ તેનો નમ્ર સ્વભાવ અને કૃપાશીલ વર્તણુક એ બાબતો ઉપર ખાસ વિવેચન કરવાનું હતું. જ્યારે નેપોલિયન પાસે કોઇ માણસ આવીને સીધી વાત કરે તો તરત આ ગુણોનું પ્રદર્શન તેનામાં સહેજમા થઇ આવતું હતું." નેપોલિયને આ એલચીનો સારો આદરસત્કાર કર્યો, તમામ અતડાપણું કાઢી નાંખ્યું અને નીખાલસપણાથી અને ખરા અતઃકરણથી તે બોલ્યોઃ—

"તમે જો મારી સાથે પ્રામાણિકપણે વર્તશો તો ૪૮ કલાકમાં બધી વાતનો નિર્ણય આપણે કરી શકીશું. મારે ઑસ્ટ્રિઆ પાસેથી કશું જોઇતું નથી. તેમ જ સેકસની અથવા બવેરીઆના રાજ્યમાં દશ લાખ માણસની વસ્તી વધારવાની મારે સ્પૃહા નથી. ઑસ્ટ્રિઆના રાજ્યના ત્રણ કડકા કરી નાંખી, ઑસ્ટ્રિઆ, બોહીમીઆ અને હંગરીના ત્રણ નિરાળાં રાજ્ય બનાવવામા અને તેમ કરી ઓસ્ટ્રિઅન રાજસત્તાનો નાશ કરવામા મારો સ્વાર્થ અને સંપૂર્ણ સલામતી સમાયેલી છે અથવા તેમ નહીં તો ઑસ્ટ્રિઆના રાજ્યને મારી સાથે ગાઢ સંબંધથી જોડવામા જ મારો સ્વાર્થ છે. ઑસ્ટ્રિઆનાં ત્રણ રાજ્યો બનાવવા સારૂ તો હજી વધારે લોહી વહેવડાવવું પડે, અને જોકે મારે તે જ રસ્તે જવું જોઇએ અને એ જ રીતે નીકાલ કરવો જોઇએ છતા હું વચન આપું છું કે મારે તેમ કરવાની ઇચ્છા નથી."

"બીજો માર્ગ મને અનુકૂળ છે. પરંતુ તમારા રાજા સાથે ગાઢ મૈત્રી સંભવે શી રીતે ? તેનામાં ઉત્તમ ગુણો છે, પરંતુ એની આસપાસના માણસો તોફાની અને શત્રુતાવાળા છે અને તેથી એમનું ચિત્ત સ્થિર નથી. ખરેખરો ગાઢ અને દૃઢ સંબંધ કરવાનો એક જ માર્ગ છે. એવું સાંભળ્યું છે કે તમારો રાજા ફ્રાન્સીસ ગાદીથી કંટાળી ગયો છે. જો એમ હોય તો ભલે તે પોતાની

ગાદીનો ત્યાગ કરી તે પોતાના ભાઇ ગ્રાન્ડ ડયુક ઑફ વુર્ટ્ઝબર્ગને આપે. તે મને ચાહે છે અને હું તેને ચાહું છું. તે કેળવાયેલો રાજકુમાર છે અને ફ્રાન્સ માટે તેને વિરોધી વૃત્તિ નથી. તે તેના પ્રધાનમંડળથી અથવા અંગ્રેજોથી દોરવાશે નહીં. આટલું જો થાય તો હું તરત ઑસ્ટ્રિઆ છોડી ચાલ્યો જાઉં, અને મને યુદ્ધમા આટલો ખર્ચ થયો છે છતાં જમીનનો ટુકડો અથવા નાણાની એક પાઇ પણ હું માગનાર નથી એ કૃત્યથી આખા જગતમાં શાંતિ પ્રસરશે એમ હું માનીશ. અરે ! એથી વધારે કામ કરવા હું તૈયાર છું. હું ઑસ્ટ્રિઆને ટાઇરોલનું પરગણું પાછું આપું છું. કારણ કે આ બવેરીઅનોને તેના ઉપર રાજ્ય ચલાવતા આવડતુ નથી. ”

આ પ્રમાણે જ્યારે નેપોલિયન બોલતો હતો ત્યારે તેણે તેની તીક્ષ્ણ દૃષ્ટિ બુબ્ના ઉપર રાખી હતી. ઑસ્ટ્રિઅન એલચીએ લોચા વાળ્યા અને જવાબ આપ્યો કેઃ—“ મહારાજા ફ્રાન્સીસ આ બધું શકય ધારે તો તરત જ તે ગાદીનો ત્યાગ કરે. પોતાના માથા ઉપર મુગટ ધારણ કરવા કરતાં પોતાના વારસને આખું રાજ્ય અણીશુદ્ધ આપવા તે તૈયાર થાય જ. ”

નેપોલિયને કહ્યુંઃ—“ ઠીક ! જો એમ હોય તો હું તમને અધિકાર આપું છું ને તમારે જઇને કહેવું કે ‘ મહારાજા ફ્રાન્સીસ જે ઘણી વખત ગાદીથી કંટાળી ગયા છે એમ કહે છે તે જો તેમના ભાઇને ગાદી આપે તો તે જ ક્ષણે આખું રાજ્ય અને તેથી પણ કાંઇક વિશેપ આપી દેવા નેપોલિયન તૈયાર છે. ’ બંને રાજાઓ વચ્ચે જે માનનો સંબંધ સ્વાભાવિક રીતે હોય છે તેને લીધે આ વિષય ઉપર હું બીજું કશું કહી શકતો નથી. પરંતુ મેં જે અનુમાન કર્યું છે તે ખરૂં ઠરે તો પછી મારા વચન ઉપર તમારે સંપૂર્ણ રીતે વિશ્વાસ રાખવો. છતા હું નથી ધારતો કે આવો મોટો ભોગ રાજા આપે. અને જો તેમ થાય તોપણ, યુદ્ધ લંબાવીને છેવટે મારે ત્રણ રાજ્યો જૂદા કરવાનો ઇરાદો નથી. ઑસ્ટ્રિઆનું રાજ્ય હાલના રાજાના ભાઇને ન મળે તો ઑસ્ટ્રિઆનો મારી સાથે વિશ્વાસપાત્ર સંબંધ થવાનો નહીં હોવાથી, આ ભાંજગડમા ફ્રાન્સના હિતને સારૂ શું શું સાચવવું જોઇએ તેનો જ વિચાર મારે કરવાની જરૂર છે. ગેલીશીઆમાં આવેલો મુલક મારે

કાર્સમો નથી તેમ જ બોહીમીઆના મુલક સાથે મારે લેવા દેવા નથી. પણ ઑસ્ટ્રિઆમાં થોડો સબંધ ખરો; કારણ કે તેમ કરવાથી તમારા દેશની સરહદ મારા દેશની સરહદથી વધારે દૂર રહી શકે. ઇટાલીમા તો ફ્રાન્સને ઘણો જ સ્વાર્થ છે. કારણ કે એડ્રીએટિક સમુદ્રને રસ્તે ટર્કી સુધી મોટો માર્ગ કરવાનો મારો ઇરાદો છે. ટર્કી સાથે જેટલી લાગવગ ધરાવવામા આવે તેટલે જ અંશે ભૂમધ્ય સમુદ્રમાં જેની તેની લાગવગ થઇ શકે. ટર્કીના પાડોશી થયા વિના તે લાગવગ મારાથી સાધ્ય થાય તેમ નથી. જેટલી જેટલી વખત અંગ્રેજોને માર મારવાની મારી તૈયારી હતી તેટલી તેટલી વખત મારા માર્ગમા વિઘ્ન નાખવાથી, અને મારા તમામ સાધનોને મહાસાગર ઉપરથી ખસેડી જમીન ઉપર અંદર લઇ જવાની મને ફરજ પાડવાથી તમારા રાજાએ મને એટલી ફરજ પાડી છે કે હવે ટર્કી સાથે લાગવગ વધારવા સારૂ દરીઆઇ માર્ગ પડતો મૂકી મારે જમીનનો માર્ગ લેવો. તેથી આપણે અર્ધે રસ્તે મળીએ તો ઠીક. હુ હજી વધારે ભોગ આપવા તૈયાર છું. હું જેટલુ બની શકે તેટલું છોડી દેવા તૈયાર છું. બોહીમીઆમાં ત્રણ પરગણા હું માગતો હતો પણ તે સંબધમાં હુ વધારે બોલવા માગતો નથી અપર ઑસ્ટ્રિઆનો એમ્સ નદી સુધીનો ભાગ લેવા મારો આગ્રહ હતો. મારે એમ્સ નહી જોઇએ; તેમ ટ્રૉન પણ હું છોડી દઉં છું અને લીન્ટ્ઝ પાછું આપુ છું. ઇટાલીમાં પણ કેરીન્થીઆનો કેટલોક ભાગ હું છોડી દેવા તૈયાર છુ. વીલેશ હું મારી પાસે રાખીશ અને કલેગનફર્થ હું તમને પાછુ આપીશ. પણ હું કાર્નીઓલા તો રાખીશ અને બોસ્નિઆ સુધી સેવ નદીનો જમણો ભાગ પણ રાખીશ. જર્મનીમાની વસ્તીના ૨૬ લાખ માણસની વસ્તીનો પ્રદેશ મે માગ્યો હતો. પણ હવે એકંદર ૧૬ લાખથી વધારે વસ્તીવાળો પ્રદેશ હું માગતો નથી. તમે બે દિવસમા પાછા આવશો તો આપણે થોડા જ વખતમા બધુ નક્કી કરી દઇશુ. આપણા રાજપુરુષોની તો વાત જ ન કરશો. તેમના હાથમા જો કામ સોપાશે તો તેનો પાર આવશે નહી અને એ એવા પ્રપંચો રમશે કે આપણે પાછા એકમેકના ગળા કાપવા સારૂ તૈયાર થઇ જઇશું."

થાયર્સ લખે છે કેઃ–" આ લાંબા અને સારી રીતે ચાલેલા મેળાપમાં નેપોલિયન બુબ્ના સાથે બહુ જ છૂટથી વર્ત્યો હતો, તે એટલે સુધી કે તેની મુછ પણ તેણે તાણી હતી. છેવટે તેણે તેને એક ઉત્તમ ભેટ આપી અને તે અતિશય મોહ પામી આભાર માનતો માનતો ગયો."

સપ્ટેંબરની ૨૧ મી તારીખે બુબ્ના ફરીથી શોનબ્રુન આવ્યો અને મહારાજા ફ્રાન્સીસનો પત્ર પોતાની સાથે લેતો આવ્યો હતો. તેમાં એમ જણાવ્યું હતું કે નેપોલિયને જે છૂટો મૂકી હતી તે વસ્તુતઃ છૂટ જ ન હતી, અને સંધિ કરવાનું કામ શક્ય જ કરવું હોય તો વધારે છૂટ મૂકવી જોઇએ.

આ પત્ર નેપોલિયનના હાથમાં આવ્યો કે તરત જ તે ઘણો અધીરો બન્યો. તે બોલ્યો–"તમારા પ્રધાનોને તમારા દેશની ભૂગોળનું પણ ભાન હોય એમ જણાતું નથી હું મારી વસ્તી પૈકી દશ લાખ માણસની વસ્તી ઉપરથી મારો હક્ક ઉઠાવું છું. પેસો અને ઇન એ બે નદીઓ આગળથી મારો શત્રુ જેમ દૂર રહે તેમ કરવા સારૂ જે આવશ્યક હતું તે તથા ઇટાલી અને ડેલ્મેશીઆ એ બને દેશો વચ્ચે બીજો મુલક ન આવે તેટલા સારૂ જેટલું આવશ્યક હતું તે જ મેં રાખ્યુ છે અને તે છતા મહારાજા ફ્રાન્સીસને એમ સમજાવવામાં આવે છે કે મેં મારી માગણી ઓછી કરી નથી. આમ ને આમ જ પ્રધાનો રાજાને વાતો સમજાવે છે આમ ને આમ છેતરીને તેઓએ તેને યુદ્ધમાં સંડોવ્યો છે. છેવટે તેનું સત્યાનાશ કાઢ્યા વિના તેઓ રહેનાર નથી." આવી લાગણીઓ નેપોલિયનના હૃદયમા થઇ તેથી તેનાથી પ્રેરાઇ તેણે ઑસ્ટ્રિઆના રાજાને બહુ જ કડવાશભરેલો કાગળ લખાવ્યો. તે છતાં વધારે શાંત પડ્યા પછી તેણે તે પત્ર મોકલાવ્યો નહીં અને બુબ્નાને કહ્યું કેઃ—"'તમે જે કહો છો તે તમે સમજતા નથી' એવું એક રાજાએ બીજા રાજાને લખવું એ સારૂ નથી."

આ પ્રમાણે ઑસ્ટ્રિઆ વિલંબ કરતું હતું અને પ્રપંચ રચતું હતુ, તેમાં તેની કહી શત્રુતાના સ્પષ્ટ ચિહ્નો દેખાતા હતા તે નેપોલિયન સારી રીતે સમજતો હતો. નેપોલિયનની ઉદારતા અને તેવડી મોટા હૈન નો 'પં. ને

શાંત પડે એમ ન હતું. તરત જ નેપોલિયને હુકમ કાઢ્યો કે લઢાઇની તૈયારી સારૂ લશ્કરે તત્પરતા રાખવી. તેને સુલેહ કરવાની ઘણી જ ઇચ્છા હતી છતાં તે યુદ્ધના પરિણામથી જરા પણ બ્હીતો ન હતો. ઑસ્ટ્રિઆ સાથે સંધિની ભાંજગડનું કામ કેટલાક દિવસ બંધ રહ્યું ,એટલે નેપોલિયને પોતાના એલચી શેંપેનીને બોલાવ્યો અને કહ્યું "મારે સંધિની ભાંજગડ કરવાનું કામ તરત આરંભવું છે. મારે સંધિ જ જોઇએ છીએ. ઑસ્ટ્રિઆ પાસે આપણે જે નુકશાની માગીએ છીએ તેમા થોડા લાખ આમ કે આમ એની ગણના કરશો નહી. તે બાબતમાં એ કહે તેમ કબૂલ કરજો. મારે જલદી નિર્ણય ઉપર આવવું છે. તમને બધો અધિકાર હું આપું છું." નકશાઓ લઇ રાજપુરુષો હંમેશા બેસતા અને પંચાત કરતા હતા. એમ કરતાં કરતા વખત ગયો અને ઓકટોબર અર્ધો વીતી ગયો. છેવટે ઓકટોબરની ૧૪ મી તારીખે સંધિ ઉપર સહીઓ થઇ. છેલ્લા ૧૯ વર્ષમા ઑસ્ટ્રિઆએ ફ્રાન્સ સાથે જે સંધિઓ કરી હતી તેમાંની આ ચોથી સંધિ હતી. પ્રથમની સંધિઓ જેમ તેણે વિશ્વાસઘાત કરી ભાગી હતી તેવી જ રીતે વિશ્વાસઘાત કરી આ ચોથી સંધિના કરાર પણ તેણે પછીથી તોડયા.

નેપોલિયનને હવે સંપૂર્ણ સંતોષ થયો. તેણે પોતાના મનનો આનંદ ખરેખરા અંતઃકરણથી અને છૂટથી પ્રદર્શિત કર્યો. પાટનગરના ઘંટ વગાડવામાં આવ્યા અને લશ્કરની તમામ છાવણીઓમા તોપો ફોડવામા આવી: આમ આ ખુશકારક પ્રસંગ ઉજવવામાં આવ્યો ચોવીસ કલાકમાં વિએનાથી નીકળી જવાની તૈયારીઓ નેપોલિયને કરી નાખી હતી. આ બનાવ બન્યો તે પહેલાં થોડા જ દિવસ ઉપર ૧૨ મી ઑકટોબરે તો નેપોલિયન શેનબ્રુન આગળ પોતાનું લશ્કર તપાસતો હતો. તેવામા સ્ટેપ્સ નામનો એક ૧૯ વર્ષનો જુવાન અમલદાર આગળ આવ્યો અને કહેવા લાગ્યો કે 'મારે મહારાજાને એક અરજી આપવી છે.' બીજા અમલદારોએ તેને પાછો હઠાવી કાઢ્યો પણ તે દુરાગ્રહ કરી વારંવાર આગળ આવવા લાગ્યો; તેથી તેના ઉપર શંકા ઉત્પન્ન થઇ. તરત જ તેને પકડવામા આવ્યો અને તેની ઝડતી લેવામાં

આવી તો તેની છાતી સરસી એક તીક્ષ્ણ છરી સંતાડેલી માલમ પડી આવી જે સ્પષ્ટ રીતે કાંઇક ખુન કરવાના ઇરાદાથી જ તેણે રાખેલી હોવી જોઇએ સંપૂર્ણ શાંતિથી તેણે કહ્યું કે ‘ મહારાજા નેપોલિયનનું ખુન કરવા સારૂ મેં તે મારી પાસે રાખી હતી. ’ આ બનાવની હકીકત નેપોલિયનને કહેવામા આવી. તેણે તરત તે છોકરાને બોલાવ્યો. આરોપીને મહારાજાના ખાનગી ઓરડામાં દાખલ કરવામાં આવ્યો. તેનો નમ્ર અને સુંદર ચહેરો, અને બુદ્ધિના પ્રકાશવાળી તેની ચળકતી આંખોથી નેપોલિયનનું મન તેના તરફ આકર્ષાયું. તેણે પૂછ્યું:–“ મને મારી નાખવાનો તમે શા માટે ઇરાદો રાખ્યો હતો ? મેં તમારૂં કાંઇ બગાડ્યું છે ? ”

સ્ટાપ્સે જવાબ દીધો:–“ ના, પણ તમે મારા દેશના દુસ્મન છો અને યુદ્ધ ઉભા કરી તેનું સત્યાનાશ તમે વાળ્યું છે. ”

નેપોલિયને જવાબ આપ્યો:–“ પણ એમાં પહેલ કરનાર તમારો રાજા ફ્રાન્સીસ છે, હું નથી; તેને મારી નાખવામા થોડો અન્યાય થાત ”

તે છોકરો બોલ્યો:–“ સાહેબ, આપ આ યુદ્ધના કારણ નથી એ વાત હું કબૂલ કરૂં છું. પણ મહારાજા ફ્રાન્સીસને મારી નાખવામાં આવે તો તેની જગાએ બીજા માણસને રાજા બનાવવામા આવે. પણ જો આપનુ ખુન કરવામા આવે તો આપની જગા લે એવો બીજો આપના જેવો માણસ મળી આવવાનો નથી. ”

આ માણસની જીંદગી બચાવવાની ઇંતેજારી નેપોલિયનને થઇ. એલીસન લખે છે કે:– નેપોલિયનના ચારિત્રમાં અતિશય પ્રશસનીય ઉદારતાનો જે ગુણ હતો તે પ્રકટ કરી તેણે તેને પૂછ્યું:—‘ હું તમને જવા દઉં તો મને મારી નાંખવાનો વિચાર તમે છોડી દેશો ? ’

તે જુવાન જુસ્સાવાળા અમલદારે જવાબ આપ્યો:–“ જો સંધિ થાય તો ‘ હા ’ અને વિગ્રહ થાય તો ‘ ના. ’ ”

મહારાજા નેપોલિયને પોતાના દાક્તર કાર્વિસાટને આ માણસને તપાસી એના મગજ સંબંધી હકીકત જણાવવા કહ્યું. કાર્વિસાટે જવાબ આપ્યો કે

તેનું મગજ ઠેકાણે છે.તેથી તેને પાછો કેદખાનામાં લઇ જવામાં આવ્યો. તેને માફી આપવાની નેપોલિયનને ઇચ્છા હતી,છતા કામના દબાણમાં નેપોલિયન ને વાત વીસરી ગયો અને તે પારિસ ગયો ત્યાર પછી રીતસર તેને લશ્કરી કમીશન આગળ રજુ કરવામાં આવ્યો, ગુન્હેગાર ઠગાવવામા આવ્યો અને મારી નાખવામા આવ્યો. તે છેવટ સુધી દઢ રહ્યો હતો.

એક દિવસ સેનાપતિ રૅપ બે અમલદારોને બઢતી અપાવવા સારૂ વિજ્ઞપ્તિ કરતો હતો.

નેપોલિયને કહ્યું:—"હું એટલા બધાને બઢતી આપી શકતો નથી. બર્થીયરે મારી પાસે ઘણાને બઢતી અપાવી છે." પછી લોરીસ્ટન તરફ ફરી તે બોલ્યો:–"કેમ ! આપણા વખતમા આપણને આટલી સપાટાબંધ બઢતી મળતી હતી? હુ જ કેટલાંએક વર્ષો સુધી લેફટેનન્ટની પદવીમા પડી રહ્યો હતો."

સેનાપતિ રૅપે કહ્યુ:—"તે હશે. પરંતુ આપને જે બઢતી નહીં મળી તેનો બદલો આપે તો અચ્છી રીતે લઇ લીધો છે."

આ કટાક્ષથી નેપોલિયન ખુશ થયો અને રૅપની માગણીનો સ્વીકાર તેણે કર્યો.

વિએના છોડતી વખતે તેણે હુકમ આપ્યો કે.—'પાટનગરના કીલ્લાને ઉડાવી દેવા સારૂ જે ખાડાઓ પાયા આગળ કરવામા આવ્યા છે તે બધા દારૂગોળાથી ઉડાવી દેવા.' તે જાણતો હતો કે તેની વિરુદ્ધ ફરીથી બીજા રાજાઓ એકત્ર થાય તો ઓસ્ટ્રિઆ પહેલે જ પ્રસગે તેમાં ભળ્યા વિના

* એલીસન લખે છે કેઃ–"આ વખત દરમ્યાન શૉનબ્રુનમા નેપોલિયનને એક જૂદા જ પ્રકારનું વિઘ્ન નડયુ હતું એક જુવાન ઓસ્ટ્રિઅન સ્ત્રી જે મોહક સુંદરતાવાળી તથા ખાનદાન કુટુંબની હતી તે મહારાજા નેપોલિયનની કીર્તિ ઉપર એટલી બધી ફીદા થઇ ગઇ હતી કે તે પોતાના શરીરનો ભોગ નેપોલિયનને આપવા સારૂ રાજી હતી,અને તેથી રાત્રે તેની મરજીથી તેને નેપોલિયનના ઓરડામાં દાખલ કરવામા આવી. આ ગરીબ છોકરીના મગજની સરળતા અને ઋજુતા જોઇ તેમ જ તેની વિષયવાસનાની ભક્તિ જોઇ નેપોલિયન એટલુ આશ્ચર્ય પામ્યો કે થોડી વાતચીત કર્યા પછી તેણે તેને જરા પણ સ્પર્શ કર્યા વિના પાછી તેને ઘેર પહોચતી કરી આપી."

રહેવાતુ નથી. વિએનાના બધા માજીસ્ટ્રેટોએ આવી કીલ્લાનો નાશ નહીં કરવા નેપોલિયનને આજીજી કરી પણ તે માગણીનો સ્વીકાર નેપોલિયને ન કર્યો.

તેણે કહ્યું:—“ તમારા હિતની ખાતર જ તમારા પાટનગરના કીલ્લા તોડી નાખવાની જરૂર છે. અંગત સ્વાર્થ સાધવા માટે બીજો કોઇ માણસ શહેર ઉપર દારૂગોળાનો વરસાદ અને તેનો ત્રાસ લાવી નહીં શકે. મારે તો ઇ સ. ૧૮૦૫ માં જ તે કીલ્લાનો નાશ કરવો હતો આ વખતે મારે ન છૂટકે શહેર ઉપર ગોળીબાર કરવાની જરૂર પડી હતી. જો શત્રુએ દરવાજા ખુલ્લા કર્યા ન હોત તો મારે આખા શહેરનો વિનાશ કરી નાખવો પડ્યો હોત અથવા હું જ ભયંકર સંકટમાં સંડોવાઇ જાત. તેથી એવી જ અડચણ ફરીથી મને નડે એ વાત હું કરવા માગતો નથી. ”

વિએનાના કીલ્લાનો નાશ કરવામાં આવ્યો તે સંબંધમાં એલીસન પોતાના અભિપ્રાયસહ નીચે પ્રમાણે છટાદાર ભાષામાં વર્ણન કરે છે.

“ મુખ્ય મુખ્ય બુરજો નીચે તો સુરંગો પ્રથમથી ખોદી તૈયાર રાખવામાં આવી જ હતી. જ્યારે તે બુરજોને એક પછી એક એમ ઉડાવી દેવામાં આવ્યા ત્યારે ફ્રાન્સમાં થયેલી ઉથલપાથલને અંગે થયેલા વિગ્રહોમાં જે ભવ્ય અને હૃદયભેદક પ્રસંગો બન્યા હતા તે કરતાં સૌથી વધારે હૃદયભેદક દેખાવ થઇ રહ્યો. કીલ્લાઓ જ્યારે ઉડાવી દેવામાં આવ્યા ત્યારે આકાશમાં તે ધીમે ધીમે જાણે ચડતા હોય, અને એચિંતા મોટા થતા હોય, અને જ્વાળામુખી પર્વત માફક ફાટતા હોય એમ લાગતું અને ચારે બાજુએ ભડકા અને આકાશમાં ધુમાડાના ગોટેગોટ થઇ રહેતા. પથરા અને ઇંટ તથા ચુનાકામનાં રોડાંના વરસાદ ચારે બાજુએ વરસતા હતા પાયામાં સળગાવેલો અગ્નિ ગુપ્ત અગ્નિની માફક પોતાનું ભયંકર કામ કરતો હતો અને દરેક માણસનું હૃદય ત્રાસથી ઠંડું પડી જતું હતું. એક પછી એક એમ તમામ બુરજો હવામાં ઉડાવવામાં આવ્યા અને શહેરની ચારે બાજુએ ખંડેરો સિવાય બીજું કાંઇ જોવામાં આવતું નહીં. જે પથરા તથા એવી ચીજો કડકડ થઇને પડતી હતી

તેને લીધે તે શહેરની શાંતિમા ભંગ થતો હતો. આ વિનાશથી વિએનાના લોકો ઉપર રૂડી છાપ બેઠી. ઑસ્ટ્રિઆનું અર્ધું રાજ્ય નેપોલિયને લઇ લીધું હોત તેનાથી જેટલો ગુસ્સો લોકોને થયો હોત તેના કરતા પણ વધારે ગુસ્સો કીલ્લો તોડી નાખવાથી થયો. ”

“ વિએનાનો કીલ્લો તે શહેરના નિવાસીઓની કીર્તિરૂપ હતો; તેની આસપાસ વૃક્ષોની ઘટા આવી રહેલી હોવાથી લોકોને હરવા ફરવાની સુંદર જગા ત્યા મળતી હતી; રૂવાડા ઉભાં થાય એવા ઐતિહાસિક બનાવો સાથે વિએનાના કીલ્લાનો સંબંધ હતો; કારણ કે ટર્ક લોકોનું તે કીલ્લા સામે કાંઇ ચાલ્યુ ન હતું અને મેરીઆ થરીસાનાં પરાક્રમ તેણે દીઠાં હતાં. પ્રાચીન કીર્તિનાં આ દરણીય સ્મારકોને આ પ્રમાણે તોડી નાખવાં,—અને તે પણ લડાઇના જુસ્સામાં નહી, તેમ જ ખાસ જરૂરના કારણ સારૂ નહીં પણ શાંતિ થઇ રહ્યા પછી અને ચઢાઇ કરનારા પાછા ઘેર જવાની તૈયારીમાં હતા તે વખતે એ કામ કરવું એ લશ્કરી જૂલમ બતાવનારૂં, અન્યાયી અને નિરર્થક હતું એમ બધાને વ્યાજબી રીતે લાગ્યું. નેપોલિયનનો વિજય ઑસ્ટ્રિઅનોને કેટલો કડવો થયો હશે તેનો બરાબર ખ્યાલ આ કૃત્યથી દરેક ઑસ્ટ્રિઅનના મનમાં આવ્યો. આખી પ્રજાના આત્મામાં શૂલ ઘોચાયાં હોય એમ થયું. બબ્બે વખત જ્યારે આ દીવાલો ચઢી આવનાર શત્રુને રોકી શકવા સમર્થ થઇ ન હતી તો પછી લશ્કરી બાબતની ચેતવણી તરીકે પણ તેને તોડી નાંખવાની જરૂર ન હતી. તેમ જ ઑસ્ટ્રિઆ સાથે ગાઢ મૈત્રી કરવાની નેપોલિયનની ઇચ્છા હતી તેના આરંભ માટે પણ આ દીવાલો તોડવાનું કામ ઘણું જ અયોગ્ય હતું. ’

વિએનાની સંધિથી નેપોલિયને બવેરીઆની સરહદ વધારી અને તેને વધારે મજબૂત કરી, કે જેથી તેના ઉપર ફરીથી ઑસ્ટ્રિઆ ચઢી ન આવે અને તે પોતાનું રક્ષણ ન કરી શકે એવી સ્થિતિ થતી અટકે. સેક્સનીના રાજ્યમા પંદર લાખ માણસની વસ્તીવાળો પ્રદેશ તેણે ઉમેર્યો. આ પ્રમાણે કરવાથી, પ્રુશિઆ પાસેથી છીનવી લીધેલો અને સ્વતંત્ર બનેલો તથા ઉદ્ધાર

પામેલો પોલાંડનો ભાગ પોતાની મેળે જ એવો મજબૂત બન્યો કે ઑસ્ટ્રિઅન લશ્કરથી તેના ઉપર લુંટફાટ ચલાવી શકાય જ નહીં. * ઇટાલીના બાળક રાજ્યને ઑસ્ટ્રિઅન ઘોડેસ્વારોએ પગ તળે ચગદી ધૂળ જેવું કરી નાંખ્યું હતું. નેપોલિયને તેના મુલકમાં પણ વધારો કર્યો, કે જેથી તેના જૂલમી અને રાક્ષસી પાડોશી સામે જરૂર પડે ત્યારે તે પોતાનું સ્વરૂપ ભયંકર રીતે ખૂલ્લું કરી શકે. નેપોલિયનનો એક જ ઉદ્દેશ હતો. તે એ જ કે ભવિષ્યમા પોતાના દેશ ઉપર અને પોતાના મિત્રોના દેશો ઉપર બીજા લોકો ચઢી આવે તો તેની સામે તે પોતાનું રક્ષણ કરી શકે એવી તજવીજ કરી આપવી. નેપોલિયને આટલું ન કર્યું હોત તો આખું જગત્ તેને નિર્બળ અને બેવકૂફ વ્યાજબી રીતે કહેત. તેણે જે જે કર્યું તેનાથી લેશ માત્ર પણ વધારે નહીં કરવામા તેણે પોતાના ચારિત્રની સ્વાભાવિક ઉદારતા સ્પષ્ટ રીતે વ્યકત કરી આપી. નેપોલિયનના નિર્લોભથી તેના શત્રુઓને પણ અચંબો થયો પણ તેની ઉદારતા કબૂલ કરવા તેઓ રાજી ન હતા તેથી તેઓએ તેના ઉપર ઘણા જ નીચ આક્ષેપો મૂક્યા.

લોકહાર્ટ લખે છે કે:–" વેગ્રામના રણસંગ્રામમાં જે અલૌકિક વિજય નેપોલિયને મેળવ્યો હતો તેની સાથે સંધિના કરારની સરખામણી કરવામાં આવે છે ત્યારે તે શરતો તદ્દન લોભ વિનાની જ હતી એમ આખા જગત્‌ને કબૂલ કર્યા વિના ચાલે એમ નથી. શોનબ્રુનમા પોતાની રાજનીતિ કયા માર્ગે તેણે લીધી હતી તેનો સંપૂર્ણ ખુલાસો નેપોલિયન તરત જ પોતાના અંગત ઇતિહાસના એક અસાધારણ કૃત્યથી કરી આપે છે. "

આવી રીતે જે જે અભિપ્રાયો આપવામા આવ્યા છે તે ઉપરથી જણાય છે કે નેપોલિયન એક ઢંગધડા વગરનો આશક હતો. કારણ કે મેરીઆ લુઇસાની સાથે પ્રેમના શરૂઆત તેણે વિએના શહેર ઉપર ગોળીબહાર કરી કરી હતી, અને અતિશય ઉદારતા બતાવી સંધિની શરતો રૂપી લાચ આપી તે

* પોલાંડ પાસેથી વૉર્સોના પરગણાનો મુલક નેપોલિયને લીધો હતો; અને સેક્સનીના રાજાના રક્ષણ નીચે એ દેશ મૂકવામાં આવ્યો હતો છતાં વસ્તુતઃ તે સ્વતંત્ર હતો

પ્રેમને તેણે પોષ્યો હતો અને છેવટે તે પાટનગરના કીલ્લાને સુરંગોથી ઉડાવી દઇ પોતાના પ્રેમની છેલ્લી પૂર્ણાહુતિ કરી હતી. *

ત્યારે વળી બીજી બાજુએ, બૅારીનના મત પ્રમાણે એલીસન લખે છે અને એવો ઇશારો કરવાની હીમત કરે છે કે, ખુની સ્ટેપ્સની તીક્ષ્ણ છરીથી ગભરાઇ નેપોલિયન સધિ કરવા ઉતાવળો થઇ ગયો હતો. નેપોલિયને શું કર્યું અને શું કહ્યુ તે બાબતની નોધ લેવામાં ઇતિહાસ લખનારને કાઇ પ્રત્યવાય નથી; તે જ બાબતો ઉપર ભવિષ્યની પ્રજા પોતાને માટે તેના સંબધનો નિર્ણય કરી લેશે. આ બાબતમાં તો નેપોલિયનના મિત્રો અને શત્રુઓ બધા જ કબૂલ કરે છે કે તેની મરજી વિરુદ્ધ તેને યુદ્ધમા ઘસડાવું પડયું હતું, અને જેટલી ત્વરાથી તેનાથી સધિ થઇ શકી તેટલી ત્વરાથી તેણે તે કરી હતી, અને તે કરવામા પણ તેણે જે શરતો કરી હતી તે ઘણી જ ઉદાર હતી.

સેક્સનીના તાબાનો પોલાડનો મુલક નેપોલિયને વધારે મજબૂત બનાવ્યો અને તેથી પોલાંડ અસલ હતું તેવી જ સ્થિતિમા પાછું આવવાનો સંભવ વધારે થયો તેથી અલેક્ઝાન્ડર ઘણો નારાજ થયો. પરંતુ ઑસ્ટ્રિઆ અને રશિઆના લોહમય પાશમાથી પોલાંડના કડકાઓને પાછા લઇ લેવાનો પ્રયત્ન

* નેપોલિયને સંધિપત્ર ઉપર સહી કરી હતી તે વખતે ઓસ્ટ્રિઆની પ્રતિષ્ઠા ઉપર તેણે જરા પણ વિશ્વાસ રાખ્યો ન હતો. બેરન મેનીવલ લખે છે કે—" લીઓબેન આગળ જ્યારે બાર વર્ષ ઉપર ફ્રેંચ આવી લાગ્યા હતા ત્યારે ઑસ્ટ્રિઆએ સધિ માટે આજીજી કરી હતી અને જેવો તે ઇજીપ્ત ગયો કે તરત જ ઑસ્ટ્રિઆએ પાછાં હથીઆર ઉચક્યા હતા વળી હોહેન્લીન્ડનની લઢાઇ પછી લુનેવીલની સંધિ ઑસ્ટ્રિઆએ કરી હતી પણ જ્યારે અમે ઇગ્લાંડના કીનારા ઉપર ધસી જવાની તૈયારી કરવામાં ગભીર રીતે વ્યગ્ર હતા ત્યારે તે સંધિની શરતો ઑસ્ટ્રિઆએ તોડી હતી વળી ઑસ્ટરલીટ્‌ઝની લઢાઇ પછી વળી સંધિ ઉપર તેણે સહી કરી હતી છતાં જ્યારે નેપોલિયન સ્પેનમાં અંગ્રેજોની પૂઠ પકડતો હતો ત્યારે તેને ગભરાવવા સાર તે સંધિ પણ ઑસ્ટ્રિઆએ તોડી હતી; અને આ વખતે પણ નેપોલિયન છાતી ઉપર વિએનામા બેઠેલો હતો તેથી ઑસ્ટ્રિઆને ઘણી જ આનાકાની સાથે તલવાર મ્યાન કરવી પડી હતી "

કરવાથી વિગ્રહની જ્વાળા વધારે વિસ્તૃત પ્રદેશમાં ફેલાશે એમ નેપોલિયન સારી રીતે જાણતો હતો તેથી જો કે પોલાંડ પાછું એક બનાવવાના સાહસ તરફ તેની સંપૂર્ણ દીલસોજી હતી તે છતા તે કામ હાથ નહી ધરવાનો તેણે નિશ્ચય કર્યો. તે છતા અલેક્ઝાન્ડરે એવી કડવી ફરીઆદ કરી કે પ્રુશિઆના ભાગમા આવેલુ પોલાંડ પાછું આપવામા આવ્યુ છે, અને તેથી આખું પોલાંડનું રાજ્ય પાછુ અપાવવાની ભીતિ ઘણી જ વધી છે. અલેક્ઝાન્ડરનો સંબધ શિથિલ થયો, તેની મા તથા તેના દરબારના અમીરઉમરાવો તો નેપોલિયન તરફ શત્રુતા ધરાવતા જ હતા તેથી યુરોપના ઉત્તર ભાગમા આવેલા નિઃસીમ પ્રદેશો ઉપર જે સમર્થ જૂલમી રાજ્યની (રશિઆની) છાયા ફરી વળી હતી તે રાજ્ય સાથે ફ્રાન્સને ગુંચવણો ઉભી થશે એવું વધારે અને વધારે સ્પષ્ટ થવા લાગ્યું. +

+ વિએનાના તહના સંબંધમાં અલેક્ઝાન્ડરને બહુ જ ચિંતા થઇ. તેણે નેપોલિયનને લખ્યું કે.—'મારો સ્વાર્થ તદન આપ નામદારના હાથમા જ છે. પોલાંડનું રાજ્ય જે અત્યારે અસ્તિત્વમા નથી તેના સંબધમા રશિઆના સ્વાર્થની બાબતમા ટીલ્સીટ અને એરફુર્ટ આગળ તમે જે કહ્યુ હતું તે જ વાત ફરીથી કહેવાથી તમે કદાચ મને એક પ્રકારની ખાત્રી આપશો." નેપોલિયને જવાબ આપ્યો.—'પોલાંડથી આપણી વચ્ચે કદાચ ગુંચવણ ઉભી થશે. પરંતુ આપણા બેનો જોગ થવાને આખી પૃથ્વી જોઇએ તેટલી વિશાળ છે." તેનો જવાબ અલેક્ઝાન્ડરે સ્પષ્ટ શબ્દોમાં વાળ્યો.-"પોલાંડને પાછું મૂળની સ્થિતિમા સ્થાપવાનું હોય તો પૃથ્વી વિશાળ છે એમ હું માનીશ નહી; કારણ કે તે સબંધમાં મારે એથી વધારે કાંઇ જોઇતું નથી" સેંટપીટર્સબર્ગમાં ગરમાગરમી એટલી બધી થઇ હતી કે આખી પ્રજા બંડ ઉઠાવશે એવો વિચાર જણાતો હતો અને અલેક્ઝાન્ડર (નેપોલિયન આગળ) નરમ પડી જાય તો તેનું ખુન કરવુ એ વાતો પણ ખૂલ્લી રીતે થતી હતી રશિઅન પ્રજાના મનની આવી સ્થિતિ હતી તે નેપોલિયન સારી રીતે જાણતો હતો પોલાંડને પાછું અપાવી વૉર્સોનું પરગણું પાછુ સ્થાપવામાં નેપોલિયને ઘણો જ લોભ બતાવ્યો છે એવો તેના ઉપર સખત આક્ષેપ આવ્યો હતો. પણ તેની સાથે ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆના તાબાના પોલાંડના ભાગનો છુટકારો નેપોલિયને ન કર્યો તેટલા સારૂ તે જ ઇતિહાસ લખનારાઓ નેપોલિયનને

ઑસ્ટ્રિઆ અને રશિઆના તાબામા આવેલા પોલાંડના ભાગને નેપોલિયને ખુંચવી નહી લીધા અને પોતે તદ્દન નિર્લોભ બતાવ્યો તેને માટે એલીસન નીચેના શબ્દોમા નેપોલિયન તરફ તિરસ્કાર બતાવે છેઃ—" પોલાંડના પ્રજાતત્ત્વના સંપૂર્ણ રીતે નિર્ણીત નહી થયેલા પ્રશ્નનો તેણે એકથી વધારે વખત ઇશારો કર્યો, અને એક શબ્દ બોલી તેણે ધાર્યું હોત તો તે પોતાના લશ્કરમા બે લાખ સાર્મેટીઅન ઘોડેસ્વારોને(પોલાંડાવાસીઓ)દાખલ કરી શકત. પરંતુ સોબીસ્કીની ગાદી ફરીથી સ્થાપવાનુ હીમતભર્યું પગલું ભરવા તેની તાકાત ચાલી નહી. વૉર્સોનું પરગણું જૂદું સ્થાપી–અર્થાત્ અરૂધાં કામ કરી તેણે પોલાડનો વિશ્વાસ મેળવ્યો તો નહીં જ પણ ઉલટી રશિઆની ઇર્ષ્યા હમેશને માટે જાગૃત કરી. " આમ અપ્રતિમ અન્યાયની રીતિએ નેપોલિયનની દશા ઇતિહાસ લખનારાઓએ કરી છે. ફ્રાન્સના સંખ્યાબંધ શત્રુઓની ચઢાઇઓમાથી તેને બચાવવા સારૂ તેણે જે પ્રયત્નો કર્યા તેનો અર્થ એવો કરવામા આવે છે કે તેની મહત્ત્વાકાક્ષા કદાપિ પૂર્ણ થાય એવી હતી જ નહી, તેમ તેનો સ્વભાવ પણ એવો યુદ્ધનો જ શોખીન હતો. પરાજિત શત્રુ તરફની તેની ઉદારતા, અને સલાહસંપ કરવા સારૂ ગમે તેટલો ભોગ આપવાની એની તત્પરતા એ બંનેનો હંમેશા અનર્થ કરવામા આવતો અને નિર્બળતા અને મૂર્ખતાનો આક્ષેપ તેના ઉપર મૂકવામા આવતો હતો.

વિએનાની સંધિ થતા પહેલાં ઑસ્ટ્રિઆના એક પરગણાના પ્રતિનિધિઓ નેપોલિયનને મળવા આવ્યા હતા અને ફ્રેંચ લશ્કર આવવાથી જે ખર્ચનો બોજો તેમને વેઠવો પડયો હતો તેને માટે તેઓએ મદદ માગી હતી.

નેપોલિયને જવાબ આપ્યો હતોઃ—" ગૃહસ્થો, તમારી વિડમ્બનાઓની મને ખબર છે. પણ તમારા રાજાના વર્તનને લીધે લોકો ઉપર જે વિપત્તિઓ આવી પડી છે તેને માટે તમારા જેટલો જ હુ પણ દીલગીર છું. પણ મારાથી

સખત ઠપકો આપે છે અગર જો નેપોલિયને તેમ કર્યું હોત તો આખું યુરોપ એક ભયંકર મહાન વિનાશકારક યુદ્ધમાં સંડોવાત. બીગ્નૉન વૉ. ૮. પૃષ્ટ ૩૫૧–૩૫૪

મદદ થઇ શકે એમ નથી. ઑસ્ટિલીટ્ઝની લડાઇ પછી તમારા રાજાએ વચન આપ્યું હતું કે તે કદાપિ મારા વિરુદ્ધ હથીઆર ઉચકશે નહીં. તેને હજી ચાર વર્ષ પણ પૂરાં થયાં નથી. હું તો એમ જ માનતો હતો કે અમારી બેની વચ્ચે શાશ્વત શાંતિ થઇ છે. હવે તેનો ભંગ થયો છે તેને માટે મારે મારી જાતને કાંઇ દોષ દેવાનો નથી. જે વિશ્વાસના વચનો તે વખતે મને આપવામાં આવ્યા હતા તેના ઉપર મેં સંપૂર્ણ શ્રદ્ધા ન રાખી હોત, તો ખાત્રી રાખજો કે હું જેમ ઑસ્ટ્રિઅન મુલકમાંથી ચાલી ગયો એમ હું ચાલી ગયો ન હોત.–લોકોના વિશ્વાસથી જે હક્ક રાજાઓને પ્રાપ્ત થયેલા હોય છે તે હક્કનો દુરુપયોગ રાજાઓ કરે અને પોતાની પ્રજા ઉપર ભયંકર સંકટો લાવી મૂકે તો તે જ ક્ષણે તેઓ તે હક્ક ગુમાવવાને પાત્ર બને છે."

તે પ્રતિનિધિઓમાથી એક સભ્ય ગૃહસ્થે ઓસ્ટ્રિઆના રાજાનો બચાવ કરવા માંડ્યો અને છેવટે એવું કહ્યું કે 'અમે કોઇ કારણથી અમારા ભલા-રાજા ફ્રાન્સીસથી છુટા પડનાર નથી.'

નેપોલિયને જવાબ આપ્યો:–" તમે મારૂં કહેવું બરાબર સમજ્યા નથી, અથવા મેં જે એક સાધારણ નિયમ બતાવ્યો તેનો તમે ખોટો અર્થ કર્યો મહારાજા ફ્રાન્સીસ તરફના તમારા પ્રેમમાં શિથિલતા લાવવાનું મેં તમને કહ્યું જ નથી. હું કહું પણ નહીં. સંપત્તિ કે વિપત્તિ ગમે તે સમયમાં તમે તેની બાંહ્ય સાહીને જ રહો, પણ તમારે કાંઇ પણ ગણગણાટ કર્યા વિના વિપત્તિ સહન કરવી જોઇએ અને એથી બીજે રસ્તે તમારૂં વર્તન થાય એટલે તમારા દુઃખનું કારણ તમારો રાજા છે એવો આક્ષેપ તમે તમારા વર્તનથી જ તેને આપો છો."

વિએનાની સંધિની પંચાત જ્યારે ચાલ્યા કરતી હતી ત્યારે ટેલેવેરા આગળ વેલીંગ્ટને ફ્રેન્ચ લસ્કરનો પરાજય કર્યો એવા માઠા સમાચાર નેપોલિ-યનને મળ્યા. સ્પેનમાં આવેલા તેના સેનાપતિઓ તરફ તે ઘણો જ નારાજ થયો. તે બોલી ઉઠ્યો:–" આ લોકો બહુ જ આત્મશ્રદ્ધાવાળા છે. મારામાં કાંઇક વધારે બુદ્ધિ છે એમ બધા જાણે છે. છતા જે શત્રુને હરાવવાની, મને ટેવ હોય તેની સાથે લઢતા પણ મારૂં લસ્કર જોઇએ તેટલું પૂરતું છે એમ

હું કદાપિ માનતો નથી. હું તો મારાથી બને તેટલું તમામ લશ્કર એકઠું જ કરવાનો; ત્યારે આ લોકો તો જે શત્રુનો એમને અનુભવ નથી તેના પર આંખમીંચી ધસારો કરવાના જ, અને તેમ કરવામાં પણ પોતાનું અર્ધું જ લશ્કર લઢાઇમાં લાવવાના. વ્યૂહરચનાની આથી વધારે ભૂલભરેલી રીત કઇ હશે ? હું તો તમામ જગાએ શી રીતે હાજર રહી શકું ?' *

હંગરીની પ્રજાના પ્રતિનિધિઓ નેપોલિયન પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે "આપના રક્ષણ નીચે હંગરી લો, અને અમે જે ઑસ્ટ્રિઆના જૂલમમાં સપડાઇ ગયા છીએ તેમાંથી અમને મુક્ત કરો." આ બાબતનો વિચાર નેપોલિયને કર્યો હતો, અને ઑસ્ટ્રિઆના રાજા ફ્રાન્સીસના ભાઈ આર્ચ ડ્યુક વુર્ટઝબર્ગને હંગરીની ગાદીએ બેસાડવાનો વિચાર પણ તેણે કર્યો હતો. આ જુવાન રાજકુમાર નેપોલિયન તરફ પૂજ્ય બુદ્ધિથી જોતો હતો, તેમ જ તેની ઉચ્ચ નીતિનાં સૂત્રોથી તેના મન ઉપર છાપ બેઠી હતી. જ્યારે ઑસ્ટ્રિઆ ફ્રાન્સ વિરુદ્ધ આખી હંગરીની પ્રજાને ઉશ્કેરવાને મથતું હતું ત્યારે નેપોલિયને નીચે પ્રમાણે ઢંઢેરો બહાર પાડયોઃ—

---

*સ્પેનનું એક મહત્ત્વનું શહેર તેની નિર્બળતા બતાવી આપનાર એક દ્રોહીના દ્રોહના પરિણામે તથા તેના ઉપરીની અતિશય બેદરકારીને લીધે ગયું હતું. નેપીયર લખે છે કેઃ—'જે માણસોએ શેવેરાને સ્થાન બતાવી દીધું હતું તેમને મેફ્ડોનલ્ડે ઉડાવી દીધા હતા અને જે ઉપરીની બેદરકારીથી આ પરિણામ આવ્યું હતું તેને મોતની સજા ફરમાવવામાં આવી હતી. પણ નેપોલિયન—જેને માટે એવો ખોટો આક્ષેપ કરવામાં આવે છે કે તે લોહીનો તરસ્યો રાક્ષસ હતો તે—જેણે ડ્યુપોંની સજામાં ઘટાડો કર્યો હતો તેણે આ વખતે સેનાપતિ ગીલોટને માફી આપી ડ્યુપોને લીધે આખું લશ્કર ગયું અને ગીલોટને લીધે એક મહત્ત્વનો કીલ્લો ગયો અને તેથી મહારાજા નેપોલિયનની બધી યોજનાઓ પ્રત્યક્ષ રીતે અને બરાબર નિષ્ફળ ગઇ; એટલું જ નહી પણ તે બંને કૃત્યો મોટાં ગુન્હા જેવાં હતાં તે તરફ લક્ષ આપતાં નેપોલિયને જે દયા બતાવી હતી તે ખરેખર અદ્ભુત જ હતી. હૃદયની આવી ઉદારતા અને ક્ષમા યુરોપનો બીજો કોઇ રાજા બતાવી આપે કે કેમ તે ખરેખર શંકાસ્પદ છે." નેપીયર વૉ. ૮ પાન. ૬૬.

" હંગરીનિવાસીઓ ! તમારી સ્વતંત્રતા પાછી જાગૃત કરવાનો સમય આવ્યો છે હુ તમને શાન્તિ, તમારા મુલકની અખંડતા, તમારાં રાજ્યબંધારણો (જે હાલમાં અસ્તિત્વમાં હોય અથવા સમયના બળે જે જરૂરના હોય તે તમામ) ની પવિત્રતા અર્પણ કરૂ છુ મારે તમારી પાસેથી કશું જોઇતું નથી તમને સ્વતંત્ર અને દાસત્વ વિનાના જોવા હું ઇચ્છું છું. તમે ઑસ્ટ્રિઆ સાથે જોડાયા તેથી જ તમારી વિપત્તિનો આરંભ થયો છે. તેની ખાતર દૂરના પ્રદેશોમા તમારૂં લોહી વહ્યું છે. ઑસ્ટ્રિઆના વંશપરંપરાની સત્તા ભોગવનારાઓના સ્વાર્થની ખાતર તમારા ઉંચામા ઉંચા અને પ્રિય સ્વાર્થનો ભોગ આપવામા આવ્યો છે ઑસ્ટ્રિઅન સામ્રાજ્યમા તમારો મુલક સૌથી શ્રેષ્ઠ હોવા છતા તમારો દેશ એક પરગણા માફક ગણાય છે. તમારી રીતભાત પ્રજાકીય છે; તેમ તમારી પ્રજાની એક જ ભાષા પણ છે. તમારા પૂર્વજો પ્રાચીન અને નામાંકિત હતા. તેથી જે રાજા તમારા ભેગો રહે અને તમારી જ ખાતર તમારા ઉપર રાજ્ય કરે તેને તમે તમારી મેળે પસંદ કરો. "

વિએના છોડતી વખતે તે શહેરના લોકોને માટે પણ નેપોલિયને એક ઢંઢેરો બહાર પડ્યો, અને પોતાના લશ્કરના ઘાયલ થયેલા લોકો ઉપર જે ધ્યાન તેમણે આપ્યું હતું તેને માટે તેણે તેમનો ઉપકાર માન્યો તેમ જ તેમના ઉપર જે ખર્ચનો બોજો વધી ગયો હતો તે ઓછો કરવાને પોતે જરા પણ શકિતમાન ન હતો તેને માટે પોતાની દીલગીરી પ્રદર્શિત કરી. એબટ લખે છે કેઃ—" તે પાટનગરનાં પરાના રસ્તાઓમા પથ્થરો જડાવવાનો નેપોલિયનનો વિચાર હતો; કારણ કે તેમ કરવાની બહુ જ જરૂર હતી તે કહેતો કે 'વિએના શહેરના માણસોને માટે મારી યાદગીરીની એટલી નીશાની મૂકી જવાની મારી ખાસ મરજી છે ' પણ તે કામ કરવા સારૂ તેને વખત મળ્યો નહી. "

નેપોલિયન સેંટ હેલીનામા કહેતો કેઃ–" જો હુ ઓસ્ટરલીટ્ઝના યુદ્ધમા વિજયી ન થયો હોત, તો આખુ પ્રુશિઆ મારા ઉપર જ તૂટી પડત; તેમ જ

જીનાના યુદ્ધમાં હું જીત્યો ન હોત તો ઑસ્ટ્રિઆ અને સ્પેન બંને મારી પાછળ મારા ઉપર ધસી આવ્યા વિના રહેત જ નહીં તેમ જ વેગ્રામ—જે એક લેખે જોઇએ તેવી નિર્ણયાત્મક લઢાઇ ન હતી તે—મા પણ હું ન જીત્યો હોત તો રશિઆ મારો ત્યાગ કરત, પ્રુશિઆ માથુ ઉચકત અને તે દરમ્યાન અંગ્રેજો તો એન્ટવર્પમાં આવ્યા જ હતા. ”

“ પણ તે છતાં વિજયી થયા પછી મેં શું કર્યું ? ઑસ્ટરલીટ્ઝમાં મેં અલેક્ઝાન્ડરને જવા દીધો, અગર જો હું તેને મારો કેદી બનાવી શક્યો હોત. જે પ્રશિઆની ગાદી મારા કબજામાં જીતને લીધે આવી હતી તે જીનાના યુદ્ધ પછી મેં પાછી પ્રુશિઆને આપી દીધી વેગ્રામના યુદ્ધ પછી પણ ઑસ્ટ્રિઅન રાજ્યના કડકા કરવાની પણ મે દરકાર કરી નહીં. આ બધું મારી ઉદારતાને લીધે જ થયુ એમ કહેવામાં આવે તો ઘેરબેસી શાંતિથી નાભાલાભનો હીસાબ ગણનારા રાજપુરુષો મારો દોષ કાઢે એમા નવાઇ નથી. પણ એ ઉદારતાની વૃત્તિ મારામાં હતી જ અને તે હું કબૂલ કરૂ છું; તે છતાં હું કહુ છું કે મારા એથી પણ વધારે ઉચ્ચ ઉદ્દેશ હતા. ફ્રાન્સના જૂદા જૂદા પક્ષોને જેમ મેં એક કરી નાંખ્યા હતા તેવી જ રીતે આખા યુરોપના તમામ દેશોના સ્વાર્થ મારે એકત્ર કરી નાખવાનો ઇરાદો હતો. મારી મહત્ત્વાકાંક્ષા એવી હતી કે પ્રજાઓ અને રાજાઓના મહાન્ કાર્યમા મારે એક દિવસ મોટા નિર્ણેતા થવું. તેથી એવું કરવાની જરૂર હતી કે તેમની કૃતજ્ઞતા મારા તરફ થાય એવો રસ્તો મારે લેવો જેથી તેમને હું અતિશય પ્રિય થઇ પડું બીજાની આંખમાં મારી કિંમત કાઇક ઘટાડયા સિવાય આ કાર્ય થઈ શકે એમ ન હતું. આ વાત હું સમજતો હતો. પણ હુ સમર્થ અને નીડર હતો, અજ્ઞ લોકોના ક્ષણભંગુર ગણગણાટની હું જરા પણ પરવા કરતો નહીં, કારણ કે મારી ખાત્રી હતી કે પરિણામે લોકો આપો આપ મારા પક્ષ તરફ વળશે જ.”

“ વેગ્રામના યુદ્ધ પછી ઑસ્ટ્રિઆની સત્તા વધારે ઓછી નહીં કરવામાં મેં મોટી ચૂક કરી. તે બહુ જ બળવાન રહ્યું અમારી સહીસલામતી જોખમાઇ અને અમારા વિનાશનું કારણ પણ તે જ છે. તે લઢાઇ થઇ રહ્યા

પછી બીજે જ દિવસે મારે હુકમ બહાર પાડી એવું જાહેર કરવું જોઇતું હતું કે ઑસ્ટ્રિઆ, હંગરી અને બોહીમીઆ એ ત્રણ રાજ્યો જૂદાં કરી નાંખવાની શરત પ્રથમ કબુલ રાખવામા આવશે તો જ હુ સધિના કાગની ભાજગડ કરીશ. ”

ઉપર વર્ણવેલા બનાવો ઑસ્ટ્રિઆમા બનતા હતા ત્યારે સ્પેનમા નવીન જુસ્સાથી વિગ્રહનું કામ ચાલતું હતું. નેપોલિયન સ્પેનમા હાજર ન હતો તેથી અગ્રેજો તથા સ્પેનના બડખોરોની આશા ફરીથી ઉભી થઇ હતી, અને ડાન્યુબ નદી ઉપર ઉપયોગમા લેવા સારૂ તેને પોતાના લશ્કર સ્પેનમાથી બોલાવી લેવાની ફરજ પડશે એમ સમજી તેઓ ઉતાવળથી યુદ્ધના કામમાં રોકાયા હતા. જોસફ બોનાપાર્ટ એક ઉત્તમ અને પ્રેમાળ હૃદયનો માણસ હતો પણ તે યોદ્ધો ન હતો. નેપોલિયનના સેનાપતિઓ એ વાત સારી પેઠે જાણતા હતા અને તે જે વ્યૂહરચના કરતો તેમા તેમને વિશ્વાસ પડતો નહી તેથી તેમનો કોઇ સર્વમાન્ય આગેવાન ન હોવાથી તેઓ અંદર અંદર લડયા. આ વખતે નેપોલિયન એસ્લીંગ, લૉબૉ અને વેગ્રામના મહત્ત્વના કામમા વ્યગ્ર હતો તેથી ૧૮૦૦ માઇલ દૂર ટેગસ અને ડુરો નદીના કીનારા પર આવેલા લશ્કરની હીલચાલને માર્ગ બતાવવાનુ બહુ મુશીબતભરેલુ હતું.

ડ્યુક ઑફ વેલીંગ્ટન—જે તે વખતે માત્ર સર આર્થર વેલેસ્લી હતો તે—૩૦૦૦૦ બ્રીટીશ લશ્કર સાથે પોર્ટુગાલમા ઉતર્યો અને ખરેખરી ધાર્મિક અંધ શ્રદ્ધાથી પ્રેરાયેલા ૭૦,૦૦૦ પોર્ટુગીઝ સૈનિકો તેના વાવટા નીચે આવી રહ્યા તેની સામે થવાને સુલ્ટ પાસે પોર્ટુગાલમા ૨૬૦૦૦ માણસો હતા. ત્યા ખરેખરી રાક્ષસી લડાઇનો ભયકર દેખાવ થઇ રહ્યો. એકમેકનો બદલો વાળવાનું શરૂ થયુ. વિપત્તિ, ક્રૂરતા અને રણસંગ્રામ પર વહેતું લોહી—એ બધાના જે કમકમાટભર્યા બનાવ ત્યાં બન્યા તે કલ્પનામાં આવી શકે તેમ નથી. ઘાયલ થયેલા ફ્રેંચ સૈનિકોને સ્ત્રીઓ પકડતી હતી, તેમને વધારે વેદના આપતી હતી અને તેમને કાપી નાખી તેમના ટુકડા કરતી હતી. તે ટુકડાથી રસ્તા છવાઇ ગયા હતા ગામો બાળી નાખવામાં આવ્યો હતા;

જીનાના યુદ્ધમાં હું જીત્યો ન હોત તો ઑસ્ટ્રિઆ અને સ્પેન બંને મારી પાછળ મારા ઉપર ધસી આવ્યા વિના રહેત જ નહી. તેમ જ વેગ્રામ—જે એક લેખે જોઇએ તેવી નિર્ણયાત્મક લઢાઇ ન હતી તે—માં પણ હું ન જીત્યો હોત તો રશિઆ મારો ત્યાગ કરત, પ્રુશિઆ માથું ઉંચકત અને તે દરમ્યાન અંગ્રેજો તો એન્ટવર્પમા આવ્યા જ હતા. ”

“ પણ તે છતાં વિજયી થયા પછી મેં શું કર્યું ? ઑસ્ટરલીટ્ઝમા મેં અલેક્ઝાન્ડરને જવા દીધો, અગર જો હું તેને મારો કેદી બનાવી શક્યો હોત. જે પ્રશિઆની ગાદી મારા કબજામા જીતને લીધે આવી હતી તે જીનાના યુદ્ધ પછી મેં પાછી પ્રુશિઆને આપી દીધી. વેગ્રામના યુદ્ધ પછી પણ ઑસ્ટ્રિઅન રાજ્યના કડકા કરવાની પણ મેં દરકાર કરી નહીં. આ બધું મારી ઉદારતાને લીધે જ થયું એમ કહેવામાં આવે તો ઘેર બેસી શાંતિથી લાભાલાભનો હીસાબ ગણનારા રાજપુરુષો મારો દોષ કાઢે એમાં નવાઇ નથી. પણ એ ઉદારતાની વૃત્તિ મારામાં હતી જ અને તે હું કબૂલ કરું છું: તે છતાં હું કહું છું કે મારો એથી પણ વધારે ઉચ્ચ ઉદ્દેશ હતો. ફ્રાન્સના જૂદા જૂદા પક્ષોને જેમ મેં એક કરી નાંખ્યા હતા તેવી જ રીતે આખા યુરોપના તમામ દેશોના સ્વાર્થ મારે એકત્ર કરી નાંખવાનો ઇરાદો હતો. મારી મહત્ત્વાકાંક્ષા એવી હતી કે પ્રજાઓ અને રાજાઓના મહાન્ કાર્યમા મારે એક દિવસ મોટા નિર્ણેતા થવું. તેથી એવું કરવાની જરૂર હતી કે તેમની કૃતજ્ઞતા મારા તરફ થાય એવો રસ્તો મારે લેવો જેથી તેમને હું અતિશય પ્રિય થઇ પડું. બીજાની આંખમા મારી કિંમત કાઇક ઘટાડયા સિવાય આ કાર્ય થઇ શકે એમ ન હતું. આ વાત હું સમજતો હતો. પણ હું સમર્થ અને નીડર હતો, અજ્ઞ લોકોના ક્ષણભંગુર ગણગણાટની હું જરા પણ પરવા કરતો નહીં, કારણ કે મારી ખાત્રી હતી કે પરિણામે લોકો આપો આપ મારા પક્ષ તરફ વળશે જ.”

“ વેગ્રામના યુદ્ધ પછી ઑસ્ટ્રિઆની સત્તા વધારે ઓછી નહીં કરવામાં મે મોટી ચૂક કરી. તે બહુ જ બળવાન રહ્યું. અમારી સહીસલામતી જોખમાઇ અને અમારા વિનાશનું કારણ પણ તે જ છે. તે લઢાઇ થઇ રહ્યા

પછી બીજે જ દિવસે મારે ઢંઢેરો બહાર પાડી એવું જાહેર કરવું જોઇતું હતું કે ઑસ્ટ્રિઆ, હંગરી અને બોહીમીઆ એ ત્રણ રાજ્યો જૂદાં કરી નાંખવાની શરત પ્રથમ કબૂલ રાખવામા આવશે તો જ હુ સંધિના કરારની ભાંજગડ કરીશ. ”

ઉપર વર્ણવેલા બનાવો ઑસ્ટ્રિઆમાં બનતા હતા ત્યારે સ્પેનમા નવીન જુસ્સાથી વિગ્રહનું કામ ચાલતું હતુ નેપોલિયન સ્પેનમાં હાજર ન હતો તેથી અંગ્રેજો તથા સ્પેનના બંડખોરોની આશા ફરીથી ઉભી થઇ હતી, અને ડાન્યુબ નદી ઉપર ઉપયોગમાં લેવા સારૂ તેને પોતાના લશ્કર સ્પેનમાથી બોલાવી લેવાની ફરજ પડશે એમ સમજી તેઓ ઉતાવળથી યુદ્ધના કામમા રોકાયા હતા.જોસફ બોનાપાર્ટ એક ઉત્તમ અને પ્રેમાળ હૃદયનો માણસ હતો પણ તે યોદ્ધો ન હતો નેપોલિયનના સેનાપતિઓ એ વાત સારી પેઠે જાણતા હતા અને તે જે વ્યૂહરચના કરતો તેમા તેમને વિશ્વાસ પડતો નહી. તેથી તેમનો કોઇ સર્વમાન્ય આગેવાન ન હોવાથી તેઓ અંદર અંદર લડયા. આ વખતે નેપોલિયન એસ્લીંગ, લૉબો અને વેગ્રામના મહત્ત્વના કામમા વ્યગ્ર હતો તેથી ૧૮૦૦ માઇલ દૂર ટેગસ અને ડુરો નદીના કીનારા પર આવેલા લશ્કરની હીલચાલને માર્ગ બતાવવાનું બહુ મુશ્કેલીભરેલું હતું

ડયુક ઑફ વેલીંગટન—જે તે વખતે માત્ર સર આર્થર વેલેસ્લી હતો તે—૩૦૦૦૦ બ્રીટીશ લશ્કર સાથે પોર્ટુગાલમા ઉતર્યો અને ખરેખરી ધાર્મિક અંધ શ્રદ્ધાથી પ્રેરાયેલા ૭૦,૦૦૦ પોર્ટુગીઝ સૈનિકો તેના વાવટા નીચે આવી રહ્યા. તેની સામે થવાને સુલ્ટ પાસે પોર્ટુગાલમા ૨૬૦૦૦ માણસો હતાં. ત્યા ખરેખરી રાક્ષસી લડાઇનો ભયંકર દેખાવ થઇ રહ્યો. એકમેકનો બદલો વાળવાનું શરૂ થયું. વિપત્તિ, ક્રૂરતા અને રણસંગ્રામ પર વહેતું લોહી—એ બધાના જે કમકમાટભર્યા બનાવ ત્યા બન્યા તે કલ્પનામા આવી શકે તેમ નથી. ઘાયલ થયેલા ફ્રેંચ સૈનિકોને સ્ત્રીઓ પકડતી હતી, તેમને વધારે વેદના આપતી હતી અને તેમને કાપી નાખી તેમના ટુકડા કરતી હતી તે ટુકડાથી રસ્તા છવાઇ ગયા હતા ગામો બાળી નાખવામાં આવ્યાં હતાં;

ચીસો પાડતી સ્ત્રીઓ પાછળ લોકો પડતા અને તેમના ઉપર બળાત્કાર થતા. બચ્ચાંઓ તો ઘોડેસ્વારોના ઘોડા નીચે છુંદાઇ જતાં અને ગોળીઓથી વીંધાઇ જતાં; તેઓ બૂમો પાડતાં અને મરતા અને કુદરતનું તોફાન તે જ માત્ર તેમના નામની પોક મૂકતું હતું. માણસ માણસ સાથે લઢતું હોય એમ લાગતું ન હતુ; પણ જાણે રાક્ષસો એકમેકને બાઝતા હોય એવો દેખાવ થયો હતો. આ ભયંકર અત્યાચારો અટકાવવા સારૂ ફ્રેંચ અને અંગ્રેજ અમલદારોએ ઘણા પ્રયત્ન કર્યા પણ તેમને એમ સમજાયું કે હલકા અને નીચ લોકોને યુદ્ધમાં જવા ઉશ્કેરવાનું કામ જો કે સહેલું છે પરંતુ તેમની નીચ વૃત્તિઓને પછીથી શાંત પાડવાનું કામ ઘણું અઘરૂં છે.પોતાના માણસો પોતાના કાબુમાં જ રહ્યા નથી એવી સખત અને કડવી ફરીઆદ વેલીંગ્ટને પોતાની સરકારને કરી હતી.

તેણે લખ્યું હતું કે–"જય અથવા પરાજય એ બેમાથી એક પણ શાંતિથી સહન કરવાની શકિત બ્રીટીશ લશ્કરમાં નથી એવો મારો લાંબા વખતથી અભિપ્રાય છે. આ લશ્કરના સૈનિકોએ જે અત્યાચારો કર્યા છે તે ઉપરથી મારો અભિપ્રાય ખરો છે એવી સ્પષ્ટ સાબીતી મને મળી ચૂકી છે. તેઓએ બહુ જ ભયંકર રીતે દેશ લુંટી લીધો છે અને તેથી જ મને ઘણું દુઃખ થયું છે."

વળી ઇ. સ ૧૮૦૯ ના મે માસની ૩૧ મી તારીખે તેણે લૉર્ડ કૅસલરેને લખ્યું હતું કેઃ–" લશ્કર બહુ જ નઠારી રીતે વર્ત્યુ છે. જેમ સર જૉન મુરના લશ્કરથી પરાજય સહન ન થયો તેવી રીતે આ લશ્કરથી જય સહન ન થયો એવા તદ્દન વિચારશૂન્ય એ લોકો છે. હું તેમને સારે રસ્તે લાવવા પ્રયત્ન કરૂં છું. પણ જો હું તેમા નહી ફાવું તો મારે તેમની વિરુદ્ધ ફરીઆદ રીતસર કરવી પડશે, અને એકાદ બે ટુકડીઓને કલંકિત ઠરાવી પાછી મોકલી આપવી પડશે. તેઓ તો ચારે બાજુએ લુંટફાટ જ કર્યા કરે છે."

વળી જુન માસની ૧૭ મી તારીખે લૉર્ડ કૅસલરે જે સ્ટેટ સેક્રેટરી હતો તેને તેણે લખ્યું હતું કેઃ—" લશ્કરના લોકોની અવ્યવસ્થા–જેની મને ગંભીર ચિંતા ઉત્પન્ન થઇ છે અને જે પ્રધાનમંડળે વિચારવા જેવી વાત છે તે–

સંબંધી મારે એકવાર ફરીથી આપનુ ધ્યાન ખેંચવું અનુચિત નથી. સૈનિકોએ જે અત્યાચાર અને તોફાન કર્યાં છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. હું ઘણી જ મહેનત કરૂં છું છતા જે જે અમલદાર મારી પાસે આવે છે તે દરેક એવી જ ખબર લાવે છે કે કુચ કરવામાં જે સૈનિકો પાછળ રહે છે તે બધા તોફાન તથા અત્યાચાર જ કરે છે. જે લોકોએ આપણને એક સરખી રીતે મિત્ર તરીકે આદરસત્કાર આપ્યો છે તે લોકો ઉપર આપણા સૈનિકો—જેમને હજી સુધી કશી અડચણ વેઠવી પડી નથી, જેમની તમામ હાજતો પૂરી પાડવામા આવી છે તેઓ—એ એક પણ જાતનો અત્યાચાર કરવો બાકી રાખ્યો હોય એમ જણાતું નથી. ”

તમામ લોકો કબૂલ કરતા હતા કે ફ્રેંચ લશ્કરમા અંગ્રેજ લશ્કર કરતા વધારે સારી વ્યવસ્થા હતી. અંગ્રેજ સૈનિકો તો તેમના દેશની વસ્તીના ઘણા નીચ લોકોમાથી લેવામા આવ્યા હતા. ફ્રેંચ સૈનિકો ફરજીયાત યુદ્ધમા જવાના નિયમને લીધે વધારે બુદ્ધિશાળી અને કેળવણી પામેલા લોકો હતા. પોર્ટુગાલની તોફાની પ્રજાએ કોઇ પણ જાતના બંધન વિના તોફાન જ કરવા માડ્યું હતું અને વ્યવસ્થાને ચાહનારા તે દેશના લોકોને જીવન બહુ અસહ્ય થઇ પડ્યું હતું જેઓ સાધનવાળા હતા અને તેથી જેઓ સંપ અને શાંતિ ચાહતા હતા એવા પોર્ટુગીઝ લોકો પોતાના જ દેશના લોકો તરફ ત્રાસની નજરથી જોતા હતા. તેઓ સ્પષ્ટ રીતે સમજી ગયા હતા કે પોર્ટુગાલની ખાતર અગ્રેજ લોકો જે ઉત્સાહ બતાવતા હતા તે માત્ર પોતાનો વ્યાપાર અને પગપેસારો વધે એટલા જ મુખ્ય કારણથી તે બતાવતા હતા તેથી તેઓ એવી કડવી ફરીઆદ કરતા હતા કે ઇંગ્લાંડે તેમના દુર્ભાગી દેશ ઉપર ગ્રેટબ્રીટન અને પોર્ટુગાલના ભામટાઓને અને તોફાની લોકોને છુટા મૂકી દીધા છે.

થાયર્સ લખે છે કેઃ—“ પોર્ટુગીઝ લોકો ફ્રેંચને પરદેશી ગણતા અને તેથી તેમને ચાહતા ન હતા તે છતા તેમને ફ્રેંચ કે અગ્રેજ પૈકી કોણ ગમે છે એ પ્રશ્ન પૂછવામાં આવે તો તેઓ ફ્રેંચને પસંદ કરવા તૈયાર હતા; કારણ કે તે અંગ્રેજ જેટલા નઠારા ન હતા. તેમના આવવાથી લડાઇનો અંત આવવાનો હતો અને જમાનાના જમાના સુધી પોર્ટુગાલમા જે રીતે રાજ્ય ચાલતું

હતુ તેના કરતા વધારે સ્વતંત્રતા આપનારૂં રાજ્ય સ્થપાશે એવી તેમને આશા હતી. બ્રેગેન્ઝાના વંશ (રાજાનો વશ) માટે તો તે રાજ્યનો પ્રતિનિધિ બ્રાઝીલ નાસી ગયો ત્યારથી આ લોકો તો તે વશ નામનો જ અસ્તિત્વમાં ગણતા હતા અને અંગ્રેજો દેશમાં ઉથલપાથલ કરી નાખવા સારૂ જ તે નામનો ઉપયોગ કરતા હતા. ”

ઈંગ્લાંડે જે કામ કર્યું તેને માટે પોર્ટુગાલ અથવા સ્પેન એ બેમાંથી કોઇ ઉપકાર માનતું ન હતું. લોર્ડ વેલીંગટને લખ્યું કેઃ—“ જે બ્રીટીશ લશ્કરની આગેવાનીનુ કામ કરવાનું મને માન છે તે લશ્કરે લોકો, સરકાર, અને પોર્ટુગાલના અમલદારો તરફથી કૃતઘ્નતા વિના બીજુ કાંઈ જ પ્રાપ્ત કર્યું નથી. જે જે પ્રસંગે અત્રેના અમલદારોને અકસ્માત્‌થી પણ આપણા સૈનિકો અથવા અમલદારોની સત્તાની સામે થવાનું આવ્યુ હશે તે તે પ્રસંગે ત્રાસ આપવા સારૂ જે કરવુ પડે તે તમામ તેમણે કર્યું છે. પણ મને આશા છે કે આ પોર્ટુગાલનુ છેવટનુ તોફાન છે. ” કર્નલ નેપીયર લખે છે કેઃ—“ સ્પેન અને પોર્ટુગાલ એ બે રાજ્યો વચ્ચે ઐક્યનો સંબંધ એક જ કારણને લીધે છે. તે એ છે કે જે અંગ્રેજોએ તેમને બચાવ્યા છે તેમના તરફ તે બનેનો એક સરખો તિરસ્કાર છે ” જૂલમી રાજાઓની ગાદીઓ ઉપર ઈંગ્લાંડે ધિક્કારને પાત્ર જૂલમગારોને પાછા બેસાડ્યા અને એ જ જૂલમગારોએ ઈંગ્લાંડનું અપમાન કરી તેની વિરુદ્ધ તોફાન કરી તેના નૃશંસ કામનો બદલો વાળી આપ્યો

નેપોલિયને પોતાના શત્રુઓને એકવાર ફરી હરાવ્યા હતા. તે છતા-હજી તેની સ્થિતિ અતિશય જોખમમાં હતી, તે વાત તે પોતે સમજતો હતો તેના કરતા બીજુ કોઇ વધારે સ્પષ્ટ રીતે સમજતું ન હતું. સુલેહને માટે જે આજીજીઓ નેપોલિયને કરી તે ઈંગ્લાંડે હુરાગ્રહી બની બેપરવાથી સાંભળી જ નહીં અને પોતાના તરફનો ધસારો ચાલુ જ રાખ્યો. પ્રજાના હક્કના મોટા હીમાયતી વિરુદ્ધ અમીરઉમરાવોના હક્કના હીમાયતી આખા યુરોપના બીજા રાજાઓને વળી નવીન રીતે એકત્ર કરવામા ઈંગ્લાંડે પોતાનો ઉત્સાહ જરા પણ ઓછો

કર્યો નહીં. તે ખરી રીતે એમ જ કહેવું કે પ્રજાતંત્ર રાજ્યના સૂત્રોનો પ્રયોગ કરવાથી દરેક યુરોપીયન ગાદી જોખમમા જ આવી પડવાની ભીતિ છે. -

વેગ્રામના નિર્ણયકારક યુદ્ધ માટે જ્યારે નેપોલિયન પોતાના લશ્કરને લોંબોમા લઈ જતો હતો ત્યારે અંગ્રેજ નૌકાસૈન્ય ઇટાલીના કીનારા આગળ ભટકતું હતું અને તેનો વિચાર એવો હતો કે લાગ આવે તો ઑસ્ટ્રિઅનોને મદદ કરવી. પોપની પણ તમામ સહાનુભૂતિ ફ્રાન્સના શત્રુ તરફ જ હતી. પોપના એજંટોની મારફત સ્પેન અને ટાઈરોલના ખેડુત વર્ગની અંધ શ્રદ્ધાને ઉશ્કેરવામા આવી હતી તેથી એવો ભય આવી પડ્યો હતો કે હુલ્લડ ઇટાલીમા કોઇક જગાએ ફાટશે, ઑસ્ટ્રિઆ તથા તે દેશમાના જૂના રાજ્યના પક્ષકારો સાથે મળી જશે અને ઇટાલી તથા નેપલ્સના બાળક રાજ્યોને છુંદી નાખશે. આવા સંજોગોમા નેપોલિયને નીચે પ્રમાણે પોપને લખ્યું:—

* રીચર્ડ કોબ્ડન લખે છે કે.—" મારે દીલગીરી સાથે જણાવવું જોઇએ કે આપણે આત્મરક્ષણ સારૂ જ યુદ્ધમા સંડોવાયા છીએ એમ ધારી લેવામા આવે છે તે એક રીતે તદ્દન ખોટું છે તમે જો ફરી નહી શકે એવા દફતરો અને કાગળીયાં તપાસશો અને તેના પ્રમાણ શોધશો તો હું કહું છું તેની તમને ખાત્રી થયા વિના રહેશે નહી વળી આપણે એક વાત યાદ રાખવાની છે કે વખત જતાં આપણો ઇતિહાસ પણ એક એવી અદાલત આગળ તપાસવામા આવશે કે જ્યાં અંગ્રેજ લોકો પોતાના પક્ષના ન્યાય અને સત્ય સિવાય બીજા કશાની લાગવગ ચલાવી શકશે નહી અને જેના ઠરાવ ઉપર અપીલ પણ થઇ શકવાની નથી અલબત, હું ભવિષ્યની પ્રજાના એકત્ર થયેલા ડહાપણ અને નીતિની વૃત્તિરૂપી અદાલતની વાત કરૂ છુ છતા આપણા સમક્ષ જે કેસ રજુ થયો છે તેમા હકીકતના પુરાવા ઉપરથી આપણે એવી વાત કબૂલ કર્યા વિના છુટકો જ નથી કે આપણે જ જાણી જોઇને ઉભી કરેલી લડાઇમા ફસાયા છીએ એટલુ જ નહી પણ તે વિગ્રહ કરનારા લોકોએ અને તેમનો બચાવ કરનારાઓએ જે વાતો કબૂલ કરી લીધી છે તે એટલી બધી અસંખ્ય છે કે તેમાથી આટલી વાત તો નિશ્ચયપૂર્વક સાબીત થાય છે કે પોતાનાથી જુદો મત ધારણ કરનારને નાગરિક બળથી દબાવી દેવા સારૂ જ તેઓએ આ વિગ્રહ ઉભો કર્યો છે આવા હેતુથી વિગ્રહ થાય તો તે સૌથી વધારે નઠારા હેતુ નકી એક ગણાય "

"મહારાજા નેપોલિયન એવી આશા રાખે છે કે ઇટાલી, રોમ, નેપલ્સ અને મીલાન એકઠા થઇ સુખદુઃખ વખતે સાથે રહેવાની સંધિ કરશે અને ઇટાલીના દ્વીપકલ્પને વિગ્રહની વિપત્તિઓમાંથી બચાવશે. જો મહાત્મા પોપ આ વાત કબૂલ રાખે તો આપણી બધી મુશીબતોનો અંત આવશે. પણ જો તે ના કહે તો એનો અર્થ એટલો જ સમજવાનો છે કે તેમને કશી વ્યવસ્થા કરવી જ નથી, તેમને નેપોલિયન સાથે સુલેહ કરવી જ નથી અને તે તેના વિરુદ્ધ યુદ્ધ કરવાનું જ જાહેર કરે છે. વિગ્રહનું પ્રથમ ફળ જય છે, અને જય થયો એટલે રાજ્યવ્યવસ્થા બદલાવાની; કારણ કે રોમ સાથે યુદ્ધ કરવાને મહારાજા નેપોલિયનને ફરજ પડશે તો રોમ જ પહેલું જીતી લેવામાં આવશે, અને ત્યાં જ નવીન રાજ્યવ્યવસ્થા સ્થાપવામાં આવશે અને તે ઇટાલી તથા નેપલ્સ સાથે મળી જઈ તેમના સામાન્ય શત્રુની સામે થશે. ઇટાલી અને નેપલ્સ જે નેપોલિયનનાં છે તેની વચ્ચે તેમના દુશ્મનોને સહીસલામતીભર્યો આશ્રય આપનાર દેશ આવે તો પછી ઇટાલીમા શાંતિ અથવા સહીસલામતી રહેશે તેની ખાત્રી મહારાજને શી રીતે થાય ? મહાત્મા પોપ જો નેપોલિયનના લખવા પ્રમાણે વર્તવા ના જ કહે તો આ ફેરફાર કર્યા વિના છુટકો નથી પણ તેથી તે તેમની ધાર્મિક સત્તા લઇ લેવા ઇચ્છતા નથી. છેલ્લાં ૮૦૦ વર્ષથી તેમના પૂર્વજો જેમ રોમના બીશપ ગણાતા આવ્યા છે તેમ તે કાયમ રહેશે."

ફ્રાન્સ સાથે જોડાવાને પોપે એક સરખી રીતે 'ના' જ પાડ્યાં કરી તેથી નેપોલિયને એવો હુકમ કાઢ્યો કે રોમના રાજ્યો ફ્રાન્સના સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવે છે. આ કામ કરવાને જે એક જ નિમિત્ત બતાવી શકાય તે એ હતું કે એમ કરવાની આવશ્યકતા હતી. પોપ તટસ્થ રહેવાનો દાવો કરતો હતો છતાં ફ્રાન્સના શત્રુઓને મદદ કર્યાં કરતો હતો. હજારો જોખમો વચ્ચે નેપોલિયન બીચારો એક હાથે આખા યુરોપના તમામ રાજાઓના એકત્રપણા સામે થતો હતો. તેથી જેઓ ગુપ્ત રીતે તેના શત્રુને મદદ કરતા હતા તેમના ઉપર સખતાઇ કરવાની ફરજ પોતાના સ્વસંરક્ષણ સારૂ તેને પડી હતી. પોતાની કીર્તિને માટે તેને ઘણી કાળજી હતી.

તેથી તેણે આ ઉદ્દામ માર્ગ લીધો હતો તેનું કારણ તેણે આખા યુરોપને જણાવ્યું કે "રોમના રાજાએ (પોપે) ઇંગ્લાંડ સાથે લડાઇ કરવા હમેશાં ના પાડી છે. તેમ જ ઇટાલીના રક્ષણ સારૂ ઇટાલી અને નેપલ્સના રાજાઓ સાથે મળી જવા ના પાડી છે. તે બને દેશોના હિતની ખાતર તેમ જ ઇટાલી અને નેપલ્સના લશ્કરની સહીસલામતી ખાતર એવી વ્યવસ્થા કરવાની જરૂર છે કે તે એના સંબંધમાં વચમા ત્રીજા રાજ્યે (પોપે) આવી કોઇ જાતનું ખલેલ પહોચાડવું ન જોઇએ." *

તરત જ ફ્રાન્સનું લશ્કર રોમમા પેઠું અને ત્યાથી ઇંગ્લાંડ તથા ઑસ્ટ્રિઆના એલચીઓને તેણે હાંકી કાઢયા. તેઓ પોપના દરબારમાં રહી ગુપ્ત રીતે પોતાની ખટપટો કર્યાં કરતા હતા. આ પ્રમાણે ફ્રાન્સના લશ્કરે તોફાન કર્યું તેથી પોપે બહિષ્કારનો ઠરાવ બહાર પાડયો. નેપલ્સનો રાજા મ્યુરાટ જે હમેશા વગર વિચારનુ જુસ્સાનું કામ કરતો

---

*એક ફ્રેંચમેને નેપલ્સમાં એક અંગ્રેજ મિત્રને પૂછ્યુ.-' તમારે ફ્રાન્સમાં કાંઇ હુકમ કરવાનો છે; હું ત્યાં બે દિવસમાં જનારો છું."

પેલા મિત્રે કહ્યુ:-"ફ્રાન્સમા! હું તો ધારતો હતો કે તમે રોમ જાઓ' છો."

"ખરી વાત છે, પણ રોમનુ મહારાજ્ય નેપોલિયનના હુકમથી ફ્રાન્સના ભાગ તરીકે જાહેર કરવામા આવ્યું છે"

"મારે તમને સમાચાર કહેવાના નથી પણ તમારે કાંઇ ઇંગ્લાંડમાં કામ હોય તો કહો. હું ત્યા અર્ધા કલાકમાં જ પહોચીશ."

"ઇંગ્લાંડમાં ? અને અર્ધા કલાકમાં ?" ફ્રેંચમેને પૂછ્યું

"હા; કારણ કે અર્ધા કલાકમાં હું દરીઆ ઉપર પહોચીશ અને દરીઓ તો ઇંગ્લાંડ સાથે-બ્રીટીશ સામ્રાજ્ય સાથે છૂટી ન શકે એવી રીતે જોડાઇ ગયેલો છે"

જે ઇંગ્લાંડે આખા જગતના સાગરો ઉપર પોતાની સત્તા છે એમ માની લીધું હતું તેને નેપોલિયનને માટે કાંઇક ઉદાર વિચાર આવવા જ જોઇતા હતા; કારણ કે તે બીચારો એકત્ર થયેલા આખા યુરોપ સામે ફાંફાં મારતો હતો અને ઘણી આનાકાનીથી રોમનાં રાજ્યોને ફ્રાન્સ સાથે જોડી દઇ પોતાનો વિનાશ થતો અટકાવવાનો પ્રયત્ન કરતો હતો.

તેણે તરત જ પોપને પકડ્યો અને ઇટાલી બહાર તેને કાઢી મૂક્યો. લોકોમા આ હકીકત જ્યારે નેપોલિયને સાભળી ત્યારે મ્યુરાટે આવુ વગર વિચાર્યું અને તોફાની પગલુ ભર્યું તેને માટે તેણે ઘણી જ દીલગીરી પ્રદર્શિત કરી. તે છતાં તેપોતે એમ જ માનતો હતો કે 'મારૂ પ્રારબ્ધ જે રસ્તે લઇ જશે તે રસ્તે મારે જવાનુ છે.' તેથી ઇશ્વરની જ પ્રેરણાથી આ કૃત્ય થયુ હશે અથવા પ્રારબ્ધ મને એમ લઇ જતું હશે એમ તેણે માન્યું, અને 'મારે આખા ઇટાલીને એકત્ર કરવાનું છે, અને તેના બે કરોડ માણસોને પણ એકત્ર કરવાના છે, તેમને મારે સ્વતત્ર સસ્થાઓ આપી તેમનો ઉદ્ધાર કરવાનો છે અને રોમને કાઇક નવીન જ સ્વરૂપ આપી મારે તેને પાટનગર બનાવવાનું છે ' એમ તેણે ધાર્યું. આ સ્વપ્ન ચળકતુ અને ઉત્તેજક હતુ યુરોપના હિતની તેમાં મોટી આશાઓ સમાયેલી હતી. તેમ તે સ્વપ્ન ખરૂં પડે એ પણ બનવા જોગ હતું. પોપને જીનોઆના અખાત ઉપર આવેલા સેવોના શહેરમાં મોકલવામા આવ્યો અને તેના આદરસત્કાર સારૂ એક મહેલ તૈયાર રાખવામા આવ્યો. પછીથી વધારે સહીસલામતીની ખાતર તેને ફોન્ટેન્બ્લોમા લઇ જવામાં આવ્યો હતો. પોપને માટે નેપોલિયનને અતિશય પૂજ્ય ભાવ હતો અને તેના ચારિત્રને માટે પોતાનો પૂજ્ય ભાવ વારવાર પ્રકટપણે તે દેખાડતો હતો. તેણે એવો હુકમ આપ્યો કે પાયસ સાથે બહુ જ સારી રીતે વર્તન રાખવું અને તેને બાર મહીને ૨૦ લાખ ફ્રેન્ક જેટલી ઉપજ આપવી. તેના મહેલ સારૂ ઉત્તમ તથા ભભકાદાર લાકડી સામાન તથા અસંખ્ય નોકરો તેણે મોકલી આપ્યા. તે મહેલમાં તેને બહુ જ માનપાનથી તથા દબદબાથી રાખવામાં આવ્યો હતો પણ તે કાઇ કરી શકે નહી એવી રીતે તેના ઉપર દેખરેખ રાખવામા આવી હતી. વળી તેણે એવો પણ હુકમ કર્યો કે પોપને જેમ મરજીમા આવે તેમ વર્તવા દેવુ, તેમ ધાર્મિક ક્રિયાઓ તે જે કરે તે કરવા દેવી, અને જે અસખ્ય માણસો તેનુ પૂજન કરવા ઉભરાય તેના તરફનો સત્કાર તેને લેવા દેવો, અને તેમા વિઘ્ન નાંખવું નહીં. જો કે પોપને આ પ્રમાણે પકડવામા જે ભૂલ થઇ હતી તેને માટે નેપોલિયન દીલગીર બન્યો હતો છતા તેના વાસ્તવિક કેદખાનાની જવાબદારી તેણે પોતાને માથે લીધી.

રોમની તંદ્રાવશ થયેલી શેરીઓમા એકદમ નેપોલિયનની ચેતન આપનારી શક્તિનો પ્રવાહ ચાલુ થયો રોમના તાળામાથી નીકળી તેની ઉદાસીન સત્તામાંથી છૂટી જવાનું ઘણા બુદ્ધિશાળી લોકોને ભાવતુ આવ્યું. પરતુ પ્રભુ ખ્રીસ્તના પ્રતિનિધિનું જે અપમાન આ પ્રમાણે થયું તેને માટે ધાર્મિક લોકોના મનમાં અતિશય ત્રાસ ઉત્પન્ન થયો તે છતા અત્યારની માફક તે વખતે રોમમાં એવા ઘણા માણસો હતા કે જેમને પોપનું રાજ્ય પાલવતું ન હતુ. રાજકીય સ્વાતંત્ર્ય અને પ્રજાસત્તાક રાજ્યને માટે તેઓ અતિશય ઉત્સુક હતા. રોમના આગેવાન ઇટાલીયનોના પ્રતિનિધિઓ નેપોલિયન પાસે આવ્યા, પોતાનો વિશ્વાસ પ્રકટ કરવા લાગ્યા અને પોતાના તરફની મુબારકબાદી આપવા લાગ્યા.

મહારાજા નેપોલિયને જણાવ્યુ:—"તમારા પૂર્વજો સંબંધીના વિચારથી મારૂં મન પ્રપૂર્ણ છે આલ્પ્સ પહેલ વહેલા ઓળંગતા મને તમારી સાથે થોડો વખત રહેવું ગમે છે. ફ્રાન્સ અને ઇટાલીમાં એક જ પ્રકારની રાજ્યવ્યવસ્થા જોઇએ. તમારા કામકાજને સરળ માર્ગે ચઢાવવા સારૂ તમારે એક સમર્થ પુરુષની આવશ્યકતા છે અને તે બાબતમા તમારા ઉપર ઉપકાર કરતાં મને અસાધારણ આનંદ થશે. ધર્મની બાબતમા તમારો ઉપરી તમારો પાદરી જ છે અને બીજી બાબતોમાં હું તમારો મહારાજા છુ. ઇશ્વરને અર્પવા જેવી જે વસ્તુઓ છે તે હું ઇશ્વરને જ અર્પુ છુ અને રાજાને અર્પવા જેવી વસ્તુઓ રાજાને માટે જ રાખુ છું."

તે પ્રાચીન પાટનગરમા તરત જ નેપોલિયને સુધારાની મહાન યોજનાઓ આરંભી. મરી ગયેલા માણસોની કબરોમા પણ તેના રાક્ષસી પ્રયત્નોથી જીવ આવ્યો હોય એમ લાગ્યુ. રોમની પૂજ્ય પ્રાચીન શેરીઓમા ઉદ્યોગી પુરુષોના શ્રમનો અવાજ એક સરખો સંભળાવા લાગ્યો. સાદર્ય અને ઉપયુક્તતા બંને તરફ સરખુ ધ્યાન આપવામા આવ્યુ. સૈકાઓનાં સૈકાઓથી જે ગૌરવર સ્મારકો ખડેરોમા દટાઇ ગયા હતા તેમને બહાર કાઢવામા આવ્યા અને પ્રથમના જેવા ઉત્તમ અને સુશોભિત બનાવવામા આવ્યા. જ્યુપીટર ટોનેન્સના દેવળના દબદબાભર્યા મીનારા ઉપર તથા જ્યુપીટર સ્ટેટરના દેવળના સુદર સ્તંભ ઉપર

જે કચરાનો ભાર થઇ ગયો હતો તે કાઢી નાંખવામાં આવ્યો અને ઇટાલીના સુંદર સૂર્યના પ્રકાશમાં તેઓ તેમના જૂના ભભકાથી શોભવા લાગ્યા. કોલીસ્યીમના વિશાળ ક્ષેત્ર ઉપર હજારો વર્ષોથી પડેલો કચરો કાઢી નાંખી તેણે તેને સાફ કરાવ્યું અને તેની અંદર લાંબા વખતથી દટાઇ ગયેલી અદ્દ્ભુત વસ્તુઓ વિસ્મયચકિત દૃષ્ટિમાં પડવા લાગી. પ્રાચીન ફોરમની શોભા જે મકાનો બગાડતા હતાં તે તોડી નાંખવામા આવ્યા અને પ્રાચીન રોમના જૂનાં મોટા ખંડેરો પાછાં સમારવામા આવ્યાં અને વિનાશમાથી તેમને બચાવવામા આવ્યા. આ તમામ નેપોલિયનની ચાલાક દૃષ્ટિ અને સંસ્કારવૃત્તિને લીધે જ થયું. ક્વીરીનલ રાજમહેલ ઉપર પણ ઘણી મોટી રકમ ખર્ચવામાં આવી. સુધરેલી, અસરકારક પોલીસ પણ તરત જ તૈયાર કરવામા આવી અને પોપના પાટનગરમા જે અનેક અંધાધુંધીઓ ચાલી રહી હતી તે તમામ અટકાવવામાં આવી આર્ચ ઓફ કોન્સ્ટેન્ટાઇનથી એપીયન વે સુધી અને ત્યાંથી આરંભી ઠેઠ ફોરમ સુધી રસ્તાની શોભા વધારવા સારૂ બંને બાજુએ સુંદર સુશોભિત વૃક્ષોની બે હારો કરવામા આવી પોન્ટાઇનની ભીનાશવાળી જગાઓમાંથી હંમેશાં ભયંકર વ્યાધિઓ સારી રીતે ઉદ્દ્ભવતા હતા અને તેથી લોકો મરતા હતા. તેથી તેમાંથી ભીનાશ કાઢી નાખવા સારૂ મહાન્ પ્રયત્નો કરવામાં આવ્યા. ટાઇબર નદીનો અખાત બીજી બાજુએ વાળવા સારૂ અને ગોથીક લોકોએ હુમલા કરી કળાકૌશલ્યના જે અમૂલ્ય ખજાના તેના પાણી નીચે દાટી દીધા હતા તેમને પાછા કઢાવવા સારૂ જંગી તૈયારીઓ શરૂ થઇ. જે વખતે યુરોપના રાજાઓ એકત્ર થઇ નેપોલિયનને છુંદી નાખવા સારૂ પ્રાણ્ં મારતા હતા ત્યારે નેપોલિયન સાર્વજનિક કલ્યાણનાં આવાં કામ કરવામાં રોકાયલો હતો.

સર વૉલ્ટર સ્કૉટ લખે છે કે "નેપોલિયન પોતે જાતે ઇટાલીયન હતો* અને તે પ્રજાની ખાસ કાળજી કરવામાં પોતાની જન્મભૂમિ માટે પોતાની

* સર વૉલ્ટર સ્કોટની આ ચૂક છે. નેપોલિયન જાતે ઇટાલીયન ન હતો. તેના માબાપ ઇટાલીયન હતાં અને પોતે ફ્રેંચ હતો.

લાગણી દેખાડતો હતો. ઇટાલીમા તેની રાજ્યવ્યવસ્થાથી જે જે લાભ લોકોને થયા હશે તે તમામ લાભ તેના સામ્રાજ્યના બીજા તમામ ભાગ કરતાં ઇટાલીમાં વધારે સીધી રીતે અને વધારે જથ્થાબંધ આવતા હતા. નેપોલિયનનો ઉત્સાહી સ્વભાવ એવી મહત્ત્વાકાંક્ષાવાળી ઇચ્છા ધરાવતો હતો કે આખા ઇટાલીના સુંદર દ્વીપકલ્પને એક રાજ્યતંત્ર નીચે રાખી તેમા ઐક્ય કરવું અને રોમને ફરીથી તે નવીન ઐક્યવાળા રાજ્યનું પાટનગર બનાવવું. આ ઇચ્છા જો ન્યાયપુરઃસર પૂરી થઇ હોત તો ખરેખર તેના જેવી ઉદાર ઇચ્છા બીજી કોઇ હોઇ શકે નહીં. રોમના તમામ ખંડેરો કાઢી નાંખી, તેનાં પ્રાચીન સ્મારકો સંભાળી અને તેની પ્રાચીન ભવ્યતા બને તેટલી પાછી લાવવાની પણ આશા તે રાખતો હતો ”

---

# પ્રકરણ ૫૦ મું.



## નેપોલિયને કરેલો જોસફાઇનનો ત્યાગ.





નેપોલિયને જે જે કહ્યું છે અને જે જે કર્યું છે તે તમામની બરાબર નોંધ લેવાની ઇતિહાસ લખનારની ફરજ છે. તેનાં વચનો તેના કૃત્યો જેટલાં જ અદ્દ્ભુત છે. તેની વિસ્મયકારક પ્રતિભાની છાપ એક સરખી રીતે તેના વચનો તથા કાર્યો ઉપર પડેલી છે. સારે નસીબે, તેનાં કરેલાં કૃત્યોના સંબંધમા વાદવિવાદનું સ્થાન નથી. બધા જ તે કબૂલ રાખે છે. આખું જગત્ એકી નજરથી તેના તરફ જોઇ રહ્યું હતું. તેણે જે જે કૃત્ય કર્યું તે તેને કરવાનો હક્ક હતો કે કેમ અથવા તે કૃત્ય કરવામા તે ક્યા ઉદ્દેશથી પ્રેરાયો હતો એ બાબતમાં મતભેદ છે. આ પુસ્તકમાં જે હકીકત લખવામાં આવી છે તેમા એક પણ એવી નથી કે જે નેપોલિયનના કટ્ટા દુશ્મનો પણ કબૂલ ન રાખે એમ અમે સારી પેઠે જાણીએ છીએ.

નેપોલિયને પોતે જ આપેલા અદ્દભુત ખુલાસા, તેમ જ પોતાની કારકિર્દીના સંબંધમા પોતે કરેલી ટીકા તે એક સરખા વિશ્વાસપાત્ર છે. નેપોલિયન જે જે વચનો બોલ્યો હતો તેના દાખલા રાખનારાઓ કાઉન્ટ પેલેટ ક્ષોઝર્ન, સેવરી ( ડયુક ઓફ રોવીગો ), કોલેઇનકોર્ટ, ડયુક ઓફ વીસેંઝ બૅરન મેનીવલ, એબ્રેન્ટીસની ડચેસ, સેનાપતિ રેપ, લ્યુઇ બોનાપાર્ટ, સેનાપતિ કાઉન્ટ મોન્થોલોન, ઓ'મીયારા, કાઉન્ટ લાસ કેસસ, ડૉકટર એન્ટેમાર્કી અને એવા જ બીજા જે એની સંનિધિમાં રહેનારા અને જેઓ એના મુખમાંથી જ નીકળતા શબ્દો પ્રત્યક્ષ સાભળનારા હતા તે છે. નેપોલિયને પોતાની સ્ત્રી જોસફાઇનનો ત્યાગ કર્યો તે ભવ્ય અને કરૂણરસપ્રધાન બનાવ નોધવામા અમારે એક ઇતિહાસકારની જ ફરજ અદા કરવાની છે તે બનાવને અંગે જે દેખાવો થયા અને જે વચનો ઉચ્ચારાયાં તે અત્રે નોંધવામાં આવે છે.

સેવરી ( ડયુક ઑાફ રોવીગો ) નેપોલિયનના જેટલા ગુપ્ત વિચારો જાણતો હતો તેટલા કોઇ ભાગ્યે જ જાણતું હશે. જોસફાઈનનો ત્યાગ કરવામા નેપોલિયનનો શો ઉદ્દેશ હતો તેના સબંધમા તે નીચે પ્રમાણે લખે છેઃ—

“ પંદર વર્ષ કરતાં વધારે વખત ઉપર જે પ્રીતિનું બંધન નેપોલિયને બાંધ્યું હતું તે તોડી નાખવામા મહારાજાનો શો ઉદ્દેશ હતો તે સંબંધમાં હજારો પાયા વગરની વાતો ચાલે છે. જોસફાઇન તેની જીંદગીની સાથી હતી અને તેના ઉર્જ્વળ કીર્તિમંત કામોના તોફાની સમયમાં તેના સુખદુઃખની ભાગીયણ હતી. તેનાથી તેને છૂટા થવાનું હતું. નેપોલિયનને કોઇ રાજાના કુટુંબ સાથે લગ્નસંબંધ કરવાની મહત્ત્વાકાંક્ષા હતી તેથી તેણે જોસફાઇનનો ત્યાગ કર્યો એમ કહેવાય છે. ઇર્ષ્યાથી પ્રેરાયેલા માણસોએ તો એવું જ ઠોકી બેસાડયું છે કે આ વિચાર આગળ બીજા તમામ વિચારનો ભોગ આપવામાં આવ્યો હતો. પરંતુ આ અભિપ્રાય તદ્દન ખોટો છે અને સાધારણ મનુષ્ય કરતાં જે મહાપુરુષો ઉચ્ચ કોટીમાં હોય છે તેમને જેમ બરાબર ઇનસાફ આપવામા આવતો નથી તેમ નેપોલિયનને પણ આ બાબતમા ઇનસાફ અપાયો નથી.

પોતાના પ્રેમના પાત્રનો ત્યાગ કરવામા તેને જેવું દુઃખ થયું તેવું દુઃખ એને પોતાના જીવનમાં બીજા કશાથી થયું ન હતુ, અને જે ઉદ્દેશ હું હમણા સ્પષ્ટ કરું છું તે ઉદ્દેશ પાર પાડવા સારુ આ માર્ગ કરતા બીજો સારો માર્ગ હોત તો તે લીધા વિના રહેત જ નહી એમ કહેવામા જરા પણ અસત્ય નથી. ફ્રાન્સના મહારાજાનું પદ તેણે ધારણ કર્યું ત્યારે પણ જનસમાજનો મત સાધારણ રીતે તેની વિરુદ્ધ હતો. તેના તમામ કૃત્યો અંગત મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાયેલા છે એમ સામાન્ય રીતે મનાતું હતુ પણ આ ભૂલભરેલો વિચાર હતો. કેટલી આનાકાની સાથે તેણે પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા બદલી હતી તે મેં પ્રથમ જણાવી દીધુ છે; અને ચુંટણીની પદ્ધતિથી જે રાજ્યવ્યવસ્થા ચાલે છે તેને અંગે જે અનેક કજીઆ થાય છે તેવા જ કજીઆ ફ્રાન્સમા થશે જ એવી બીતિ તેને ન હોત તો ઉથલપાથલથી પ્રાપ્ત થયેલી પ્રથમ ઉત્તમ વસ્તુ–પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા–મા તે ફેરફાર કરત જ નહી ”

“પ્રજાસત્તાક રાજ્ય ફ્રાન્સમાથી કાઢી નાખી રાજાથી રાજ્ય ચલાવવાની પદ્ધતિ તેણે દાખલ કરી ત્યારથી તેના તત્ત્વોને દઢીભૂત કરનારી તમામ સસ્થાઓને મજબૂત બનાવવાના તમામ સાધનો તરફ તેણે સંપૂર્ણ ધ્યાન આપ્યુ હતું અને તેમ છતા જૂના વિચાર અને રીવાજ કરતા નવીન વિચારોની શ્રેષ્ઠતા તેણે મજબૂત રીતે સિદ્ધ કરી સ્થાપી હતી. જ્યારે તેની કારકીર્દી બંધ થાય ત્યારે રાજ્યતંત્ર સંબધી મતભેદ ઉત્પન્ન થવાથી કાંઇ પણ નોકાન થવુ ન જોઇએ એમ તે ઇચ્છતો; પણ આટલાથી કામ પૂરું થયું એમ કહી શકાય એમ ન હતું. ગાદીના વારસનો નિર્ણય એવો સ્પષ્ટ રીતે થવાની આવશ્યકતા હતી કે તેના અવસાન પછી ગાદીને માટે ઉમેદવારી કરનારા ઉભા ન થાય અને તકરાર ન ઉઠાવે; કારણ કે કમનસીબે જો એ પ્રસંગ આવ્યો તો પરદેશીઓ તરફથી સહેજ પણ દરમ્યાનગીરી થતા અમારામા કુસંપકજીઆ ઉભા થયા વિના રહેત જ નહીં. તેથી આ બાબતમા નેપોલિયનની મહત્ત્વાકાંક્ષા એટલી જ હતી કે પોતે કરેલું કામ પોતાની ભવિષ્યની પ્રજાને સોંપવું અને પોતે મેળવેલી અનેક જીતોના સુદૃઢ પાયા ઉપર રાજ્યને મૂકી પોતાના વારસને તે સોંપી

દેવું. પોતાના સામર્થ્યની ઇર્ષ્યાને લીધે પોતાને કેવા વિગ્રહોમાં એક સરખી રીતે સંડોવાવું પડ્યું હતું, અને તેથી પોતાની અવનતિ સિવાય બીજું કાંઇ પણ પરિણામ આવવાનું નથી તે તે સારી પેઠે સમજતો હતો, કારણ કે જે સત્તાથી ઉથલપાથલના તોફાનો તેણે દબાવી નાંખ્યાં હતા તે રાક્ષસી સત્તા ધીમે ધીમે ઘસાઇ જ જવાની હતી. ”

“મહારાજા નેપોલિયનને કોઇ છોકરૂં ન હતું. મહારાણી જોસફાઇનને પ્રથમના પતિથી બે બાળક હતા. પરંતુ જો તે તે છોકરાને ફ્રાન્સની ગાદી આપવાનો વિચાર કરે તો ગંભીર અડચણો ઉભા થાય એમ હતું તેથી તેનો તે વિચાર જ કરતો ન હતો. તે છતાં મને એમ લાગે છે કે તેના આખા કુટુમ્બમાં જોસફાઇનના બે છોકરા સિવાય બીજાં છોકરાં ન હોત તો પોતાનો વારસો યુજીનને આપવાની ગોઠવણ કદાચ તેણે કરી હોત. પણ તે વિચાર તો તેણે પોતાના મગજમાથી કાઢી જ નાખ્યો હતો, કારણ કે તેને નજીકના બીજાં સગા હતાં અને જે કજીઆ દૂર રાખવાનો તેનો કાયમનો ઉદ્દેશ હતો તે જ કજીઆ તે માર્ગ ગ્રહણ કરવાથી ઉભા થવાની ભીતિ હતી. પોતે સ્થાપેલી રાજ્યવ્યવસ્થા કોઇ વખત જોખમમાં આવી પડે તો તે અટકાવવા સારૂ બીજા કોઇ રાજ્ય સાથે સંબંધ થયો હોય તો ઠીક તે વિચારથી કોઇ મજબૂત રાજ્ય સાથે સંબંધ જોડવાનો વિચાર પણ તેણે કરી જોયો. વળી તેને એવી પણ આશા હતી કે એવી રીતે સંબંધ જોડવાથી લઢાઇની પરંપરા અટકશે અને તે અટકાવવા તે સૌથી વધારે તત્પર હતો. લાબા વખતથી જે પ્રેમગ્રંથિ તેણે બાધી હતી તે તોડી નાખવાનાં કારણો આ હતાં. ફ્રાન્સમા જે વ્યવસ્થા દાખલ કરવામા આવી હતી તે ચાલુ રાખવા સારૂ બીજું કોઇ રાજ્ય ( પોતાના સગપણવાળું ) તત્પર થાય તેને માટે તેણે આ માર્ગ લીધો હતો, અને નહીં કે પોતાનો કોઇ પણ જાતનો અંગત સ્વાર્થ સાધવા. આ નિશ્ચય મહારાણી જોસફાઇનને શી રીતે જણાવવો તે સંબંધી તેણે ઘણો જ વિચાર કરી જોયો છતા તે વાત કહેતા તેની હીંમત ચાલી નહીં. તેની લાગણીઓ એવી નાજુક હતી કે તે વાત જણાવવાથી તેના ઉપર શો પરિણામ આવશે તે વિચાર આવતા તે કાંપતો હતો, અને અશ્રુપાત તેના હૃદયથી જોયો જાય એમ ન હતું.”

ફ્રાન્સમાં રાજ્યપરિવર્તનની ઉથલપાથલથી નીતિવિષયક વિચારો સંપૂર્ણ રીતે બદલાઈ ગયા હતા. લગ્નની ગ્રંથિ પવિત્ર છે અને તે તોડી નંખાય એવી નથી એવો ક્રીશ્ચીયન મત ફ્રાન્સમા લુપ્ત થઇ ગયો હતો. થાયર્સ લખે છે કેઃ—" નેપોલિયનના સામર્થ્યની સાથે સરળતા અને શોભા આપનાર પ્રેમાળ જોસફાઇનને મહારાણી તરીકે ફ્રાન્સના લોકો ચાહતા હતા, છતાં અને જોસફાઇનને માટે દીલગીરી ઉત્પન્ન થતા છતા ફ્રાન્સના લોકોની એવી ઇચ્છા હતી કે નેપોલિયને ફરીથી પરણવું કે જે લગ્નથી તેને છોકરા થાય અને રાજ્યને વારસ મળી શકે. આ વિષય ઉપર તેઓ માત્ર ઇચ્છા રાખી બેસી રહ્યા ન હતા. " ફ્રાન્સમાં લોકમત આવો હતો તે પણ નેપોલિયન સારી પેઠે સમજતો હતો. તેણે આર્ચ–ચાન્સેલર કેમ્બેસીરીસને બોલાવ્યો અને પોતે જે નિશ્ચય કર્યો હતો તે વાત તેને જણાવી, જોસફાઇનનો ત્યાગ કરવાનાં કારણો તેને તેણે કહ્યા. આ ખરેખરી આવશ્યકતાને લીધે પોતાના પ્રેમને કેટલું ઓછું આવતું હતુ તે પણ જણાવ્યુ અને પોતાનો વિચાર જણાવી કહ્યું કે ' જોસફાઇનને ખોટું ન લાગે તથા તેની પ્રતિષ્ઠામા ન્યૂનતા ન આવે એવી રીતે આ કામ કરવાનો મારો વિચાર છે. મારે તેનો બીજા લોકો સ્ત્રીનો ત્યાગ કરે છે તેવી રીતે ત્યાગ કરવાનો વિચાર નથી. ફ્રાન્સના મહારાજ્યના શ્રેયને સારૂ અમારી બંનેની સંમતિથી જ અમારો પતિપત્નીનો સબંધ બંધ કરવા સિવાય વધારે કશું અમારે કરવું નથી. જોસફાઇનને રહેવા સારૂ પારિસમાં એક મહેલ આપવાનો તેમ જ રાણીને શોભે એવું એક ઘર ગામડામાં પણ આપવાનો, ૩૦ લાખ ફ્રેન્કનુ વર્ષાસન આપવાનો, મારી ભવિષ્યની રાણી પછી તરત જ એને હોદ્દો આપવાનો તથા મારે તેને મારા એક સર્વોત્તમ અને પરમ પ્રિય મિત્ર તરીકે મારી પાસે જ હમેશાં રાખવાનો ઇરાદો છે. '

એમ કરતાં કરતાં જે દિવસે આ ભયંકર ખબર જોસફાઇનને આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો તે દિવસ આવી પહોંચ્યો. ઇ. સ. ૧૮૦૯ ના નવેંબર માસનો છેલ્લો દિવસ તે હતો. આ પ્રમાણે આવવાની આફતની વાતો જોસફાઇનને પ્રથમથી પહોંચી હતી અને તેના હૃદયમાં અતિશય શોક

થયો હતો. નેપોલિયન અને જોસફાઇન બંને ફોન્ટેન્બ્લોમાં હતાં. નજીક આવતા શોકની છાયા જાણે તે આખા રાજમહેલમા વ્યાપી ગઇ હોય એવો ભાસ થતો હતો. પરોણાઓ બધા વિદાય થયા હતા અને પાદડાં વિનાનાં ઝાડોવાળા જંગલમા શિયાળાનો ઠંડો પવન વાતો હતો. જોસફાઇને પોતાનો સવારનો વખત અશ્રુપાતમાં જ પોતાની ઓરડીમા ગાળ્યો. શોકના આઘાતથી પીડાતી તથા પોતે જ દુઃખી કરેલી પોતાની સ્ત્રી પાસે જવા નેપોલિયનનું હૃદય તૈયાર થતુ ન હતુ. તે પણ આખો વખત સવારમા પોતાના જ ઓરડામાં બેસી રહ્યો. પછી તેઓ જમવા વખતે એકઠા થયાં. તેઓ બોલ્યા ચાલ્યા વિના બેઠાં એક અક્ષરનું પણ ઉચ્ચારણ થયુ નહીં. તેમ સામસામા કોઇએ જોયું પણ નહીં. એક પછી એક એમ ખાવાની ચીજો આવવા લાગી પણ કોઇએ તેનો સ્પર્શ કર્યો નહી અને તે જેવી ને તેવી જ પાછી લઇ જવી પડી. દરેકના મુખ ઉપર અંતસમયના જેવી ફીકાશ આવી રહી હતી તેથી તેમના અંતઃકરણની વેદના કેટલી બધી હશે તે જણાઇ આવતુ હતું. એક આરસપહાણની પુતળીની માફક જોસફાઇન બેસી રહી દુઃખમય વિચારમાં લીન થયેલા નેપોલિયનના મનમા એટલો ગુંચવાડો થતો હતો કે તે મંત્ર ભ્રમથી પોતાની છરી કાચના પ્યાલા ઉપર ધીમે ધીમે શોકમા ઠોકતો હતો. આમ કરતા કરતાં ભોજનનુ કામ—જે આ વખતે કંટાળાભરેલું લાગ્યું હતું તે—પૂરૂ થયું. તમામ નોકરો જતા રહ્યા પછી નેપોલિયન ઉભો થયો અને તેણે બારણુ અડકાવ્યુ હવે નેપોલિયન તથા જોસફાઇન એકલા જ રહ્યા. મૃત્યુના જેવો ફીક્કો અને આખે શરીરે ધ્રુજતો નેપોલિયન જોસફાઇન પાસે આવ્યો તેણે તેનો હાથ લીધો અને પોતાની છાતી ઉપર તેને મૂકી ભાગ્યાતૂટયા શબ્દોમાં તે બોલ્યો:—

" જોસફાઇન, મારી પરમ પ્રિય ભલી જોસફાઇન, તારા તરફ મારો પ્રેમ કેવો છે તેની તને સારી માહીતી છે. આ સંસારમા સુખની જે થોડી ક્ષણો મે ભોગવી છે તેનું કારણ તું જ છે. જોસફાઇન, મારૂં પ્રારબ્ધ મારી ઇચ્છા કરતાં વધારે બળવાન્ છે અને ફ્રાન્સના હિતની ખાતર મારા ઉત્તમ પ્રેમનો ભોગ આપવાની જરૂર છે. "

આ ક્રૂર ઘા વાગવાનો જ હતો તે જોસફાઇન જાણતી હતી છતાં આ વખતે તેનું પ્રેમાળ હૃદય વીંધાયું. નિશ્ચેષ્ટ થઇ તે જમીન પર પડી. નેપોલિયન ગભરાયો અને મદદ સારૂ માણસો બોલાવવા બારણા તરફ દોડયો. કાઉન્ટ બૉમોન્ટ અંદર આવ્યો અને નેપોલિયનની મદદથી તે બીચારી જોસફાઇનને મેડા ઉપર ઓરડામા લઇ જવામા આવી. જ્યારે તેઓ તેને લઇ ગયા ત્યારે તે બોલી કેઃ—

" ના, ના, ના, તમારાથી એવું કામ નહીં થાય. મને ખાત્રી છે કે તમે મારૂં મરણ ઇચ્છતા નથી."

આથી નેપોલિયન બહુ જ ક્ષોભ પામ્યો. તેની પથારીમાં તેને તેણે સુવાડી અને તેની તહેનાતમાં ર્‌હેનારી સ્ત્રીઓને તેણે બોલાવી. અતિશય અને ઉંડા પ્રેમ અને ઉંડી ચિંતાથી તે તેના માથા આગળ બેસી રહ્યો. ધીમે ધીમે ચેતન આવતું ગયું ત્યારે તે પોતાના ઓરડામા ગયો, અને આખી રાત તેણે વેદનામા ને વેદનામા ઓરડામાં ફર્યાંજ કર્યું. પોતાની આસપાસ કોણ છે તેની દરકાર કર્યા વિના તેણે પોતાની ક્ષુબ્ધ લાગણીઓ છૂટથી પ્રકટ કરી. લાગણીઓથી તે ધ્રુજવા લાગ્યો અને આંસુ પાડવા લાગ્યો, ગભરાયેલા માણસની પેઠે આમતેમ ફરવા લાગ્યો અને મહામુશીબતે નીચેના શબ્દો બોલતો બોલતો વચમાં વચમાં અટકી પડયોઃ—

" ફ્રાન્સના હિતથી અને મારા પ્રારબ્ધથી મારૂં હૃદય ચીરાય છે. જોસફાઇનનો ત્યાગ રાજ્યની ખાતર કરવાની મારી ફરજ છે અને તે અદા કરતાં મારે પાછા હઠવુ ન જોઇએ. પરંતુ જે બનાવ મેં હમણાં જ જોયો છે તેથી મારૂં હૃદય ચીરાઇ જાય છે. હોર્ટેન્સે આ બધી વાત જોસફાઇનને કરી હશે અને પહેલેથી તે બધું જાણતી જ હશે. શોકકારક આવશ્યકતાથી અમારો વિયોગ થવાનો છે તેવી જ વાત મેં તેને કહી. મારૂં હૃદય દુઃખાય છે. હું ધારતો હતો કે જોસફાઇન વધારે દૃઢતા દેખાડશે. આવી અતિશય વેદના તેને થશે એમ હું ધારતો જ ન હતો."

આખી રાત્રે જોસફાઇનની સ્થિતિની ખબર કાઢવા સારૂ તે તેના ઓરડા આગળ આવતો. પ્રેમાળ પુત્રી હોર્ટેન્સ તેની માના બીછાના પાસે જ

હતી. પ્રેમાળ પરંતુ કટાક્ષમય શબ્દોમાં તેણે નેપોલિયનને જણાવ્યું કે 'આપની ઇચ્છાને વશ થઇ જોસફાઇન જેવી રીતે ગાદી ઉપર બેઠી હતી તેવી જ રીતે તે ત્યાંથી ઉઠશે, અને જે ભવ્યતા અને દબદબાઓથી તેના છોકરાંને વિશેષ સુખની પ્રાપ્તિ થઇ નથી તેનો ત્યાગ કરવામા તેઓ સંતોષ માનશે અને આખા જગતની માતાઓમા શ્રેષ્ઠ ગણવા લાયક માતાને સુખ આપવા સારૂ અત્રેથી જશે અને પોતાનું જીવન તે કામમા જ પૂરૂં કરશે. " નેપોલિયનથી પોતાના અંતઃકરણ ઉપર કાબુ રાખી શકાયો નહી; તે ખૂબ રોયો. તેને જેટલો શોક થતો હતો તે તેણે છૂટથી પ્રકટ કર્યો, અને આ ત્યાગ કરવાની આવશ્યકતા જે રાજકીય કારણોથી ઉત્પન્ન થઇ હતી તે જ તેણે ફરીથી કહી બતાવ્યાં.

નેપોલિયન બોલ્યોઃ—" બ્હેન હોર્ટેન્સ, તું મને છોડી જઇશ નહી. પણ તારા ભાઇ યુજીન સાથે મારી પાસે જ રહેજે તારી માને આશ્વાસન આપવામાં, અને મારી સ્ત્રી મટીને મારા એક મિત્ર તરીકે પણ તેને સુખી કરવામા તથા શાંત અને સંતુષ્ટ કરવામાં તું મને મદદ કરજે. "

યુજીનને ઇટાલીમાથી બોલાવવામાં આવ્યો. તેની બ્હેન તેના ખોળામાં જઇ પડી અને પોતાની મા ઉપર જે સંકટ આવી પડ્યુ હતું તેની ખબર તેણે તેને આપી. પોતાની પ્રિય માતુઃશ્રીના ઓરડા તરફ યુજીન ઉતાવળો ગયો. તેની સાથે થોડી વાતચીત થયા પછી તે નેપોલિયનના ઓરડા તરફ ગયો અને પૂછ્યું કે 'તમારે મહારાણી તરફથી લગ્નોચ્છેદક ક્રિયા કરાવવાની ઇચ્છા છે ?' નેપોલિયનનો યુજીન તરફ પ્રેમ હતો. તેનાથી જરા પણ ઉત્તર આપી શકાયો નહીં, પણ તેણે માત્ર પોતાના ઉત્તમ પુત્રનો હાથ દબાવ્યો. તરત જ યુજીન નેપોલિયન પાસેથી આઘો ખસી ગયો અને સખત શબ્દોમા બોલ્યોઃ—

" નામદાર સાહેબ, એમ હોય તો મને આપની નોકરીમાંથી જવાની રજા આપો. "

તેના તરફ દીલગીરીભરેલે ચહેરે જોઇ નેપોલિયન બોલ્યોઃ—"કેમ ? મારા પુત્રીકૃત યુજીન, તુ મને ત્યજીને જઇશ ? "

" હા, સાહેબ, જે સ્ત્રી હવે મહારાણી રહેનાર નથી તેનો પુત્ર સુબો થઇ

શકે નહીં. મારી મા જે એકાંત સ્થળમાં જશે ત્યાં હું તેની સાથે જઇશ હવે તેને આશ્વાસનનું સ્થાન તેનાં બચ્ચાં સિવાય બીજું કોઇ નથી ”

( આ શબ્દો સાભળતા જ ) નેપોલિયનની આંખમાથી આંસુ પડ્યા. અકળાયેલા હૃદયે તથા શોકભરેલા અવાજે તેણે કહ્યુઃ—“ યુજીન, આ માર્ગ લેવાની જે ખાસ જરૂર પડી છે તે તું સમજે છે, છતા તું પણ મારો ત્યાગ કરીશ ? તો મારે પુત્ર તરીકે કોને બોલાવવાનું ત્હેણે ‘ મારી ઇચ્છાનુ પાત્ર અને મારા સ્વાર્થને સાચવનાર પછી કોણ રહ્યુ ? અને હું ગેરહાજર હોઇશ ત્યારે તેને ( મારા ભાવી પુત્રને )કોણ સાચવશે ? મારા મરણ પછી પિતાની જગાએ તેને કોણ રહેશે ? તેને કોણ ઉછેરશે ? તેને માણસ કોણ બનાવશે ?”

આ શબ્દો સાભળી યુજીન પણ ઘણો જ પીગળ્યો, અને તેણે નેપોલિયનનો હાથ પોતાના હાથમા લીધો. તેઓ બંને બાગમા ગયા. ત્યા તેમણે ઘણો લાબો વખત વાત કરી.

ઉદાર વીરમાતા જોસફાઇને આત્મભોગની પરાકાષ્ટા બતાવી અને પોતાના પુત્રને આગ્રહ કરીને કહ્યુ કે ‘ તું તો નેપોલિયનનો મિત્ર જ રહેજે. ’

તે બોલી—“ મહારાજા નેપોલિયન તમારા મિત્ર છે, હિતચિંતક છે, પિતા કરતા પણ વધારે છે અને તમારી તમામ હાલની સ્થિતિને માટે તમે તેના દેવાદાર છો. તમારે તેની નિઃસીમ અધીનતામા રહેવું જ જોઇએ. ”

આ ક્રૂર અને શોક ઉત્પન્ન કરનાર ભયંકર નાટક ખરેખરૂં કરી બતાવવાનો અનિષ્ટ દિવસ એમ કરતાં કરતા આવી પહોચ્યો ઇ. સ. ૧૮૦૯ ના ડીસેંબરની ૧૫ મી તારીખે તે કામ થવાનું હતું. ટ્યુઇલેરીસના મોટા વિશાળ ઓરડામા રાજ્યરાણાની તમામ મંડળી એકઠી થઇ હતા તેમ જ રાજ્યના નામાંકિત અમલદારો પણ હાજર હતા. તમામના ઉપર શોકની છાયા પ્રસરી ગઇ હતી. ફીકકા ચહેરાવાળો નેપોલિયન ઉઠ્યો અને દૃઢ અવાજ રાખી તેમના પ્રત્યે બોલ્યોઃ—

“ મારા રાજ્યના રાજ્યકીય સ્વાર્થને સારૂ, તેમ જ મારા કૃત્યોને માર્ગ નક્કી કરનારી મારી પ્રજાની ઇચ્છા પરિપૂર્ણ કરવા સારૂ એવું કરવાની આવશ્યકતા છે કે મારે મારી પાછળ વારસ મૂકવો જોઇએ અને તેને વારસામાં મારી

પ્રજા તરફનો મારો પ્રેમ તથા ઇશ્વર તરફથી મને મળેલી ગાદી એ બે વસ્તુઓ મળવી જોઇએ. મારી પરમ પ્રિય ધર્મપત્ની મહારાણી જોસફાઇનથી હવે મને સતાન થાય એવી આશા ઘણાં વર્ષથી મને રહી નથી, તેથી આ જ વિચારથી એવી વ્યવસ્થા કરવાની જરૂર છે કે મારા અંતઃકરણના પરમ પવિત્ર પ્રેમનો ભોગ આપવો, પ્રજાની ઇચ્છાને પ્રાધાન્ય આપવું અને અમારા લગ્નનો ઉચ્છેદ કરવો. મને અત્યારે ૪૦ વર્ષ થયા છે તેથી એવી આશા હું રાખું તો વ્યાજબીજ ગણાશે કે હજી હું જીવતો રહીશ અને ઇશ્વરકૃપાથી મને જે સંતાન થશે તેને મારા જેવા વિચાર અને સ્વભાવવાળું બનાવીશ. આ નિશ્ચય ઉપર આવતા મારૂ અંતઃકરણ કેટલું ચીરાય છે તેનો સાક્ષી ઇશ્વર જ છે. પરતુ ફ્રાન્સના હિતની ખાતર ગમે તેટલો મોટો આત્મભોગ આપવાની મને જરૂર પડે તો હું પાછો પડનારો નથી. મારી પ્રિય ધર્મપત્ની વિરુદ્ધ મારે કાઇ પણ ફરીઆદ કરવાનું તો નથી જ, એટલું જ નહી પણ મારે તેની ઋજુતા તથા પ્રેમના વખાણ જ કરવાના છે. મારા જીવનના પંદર વર્ષમા તેણે મને અવનવું સુખ આપ્યું છે અને તેની યાદગીરી મારા અતઃકરણમાં હંમેશને માટે કોતરાઇ રહેશે. મારે જ હાથે તેને રાણી બનાવવામા આવી હતી. તે મહારાણીપદ તો ધારણ કર્યા જ કરશે અને તેનો મોભો પણ તેવી જ રીતે સચવાશે. સૌથી છેલ્લું એટલું જ કહેવાનુ છે કે તેને મારા ઉપર શંકા ન આવે અને મને તે તેના પરમ પ્રિય મિત્ર તરીકે ગણે."

નેપોલિયને બોલવાનું બધ કર્યું એટલે જોસફાઇને પોતાના હાથમા રાખેલો એક કાગળ વાંચવાનો પ્રયત્ન કર્યો; પરતુ તેનું હૃદય શોકથી ચીરાઇ ગયું હતું. તેને એટલા ડુસકા આવ્યા કે તેના ઉપર તેનો કાબુ રહ્યો નહીં, અને તે વાચી શકી નહીં. તેણે તે કાગળ રેયનોડને આપ્યો અને પોતાનું મ્હો રૂમાલથી ઢાકી દઇ તે ખુરશીમાં બેસી ગઇ. પછી તેનો કાગળ રેયનોડે વાચ્યો જે નીચે પ્રમાણે હતો.

"મારા પૂજ્ય અને પ્રેમાળ પતિની રજાથી હું જણાવું છુ કે તેમની રાજ્યનીતિને તથા ફ્રાન્સના સ્વાર્થને—બનેને ઉપકારક થઇ પડે એવા સાધન રૂપી બચ્ચાં થવાની મને આશા રહેતી નથી, તેથી હુ આ વખતે તેમના તર-

ફના મારા અપ્રતિમ પ્રેમની તથા ભક્તિની પ્રતીતિ આપતાં આનંદ પામું છું. તેમના ઉપકારથી જ મારી આ સ્થિતિ છે. તેમને હાથે જ મારો પણ અભિષેક થયો છે અને તેમની સાથે ગાદી ઉપર બેઠા પછી પણ ફ્રાન્સની પ્રજાની પ્રીતિ અને નિષ્ઠા સિવાય બીજી કોઇ લાગણીનું પ્રદર્શન મેં થતું જોયું નથી. તેમની સાથે થયેલું મારૂં લગ્ન આ વખતે ફ્રાન્સના સુખમાં અંતરાય કરનારૂં છે કારણ કે (મને સંતાન ન હોવાથી) જે મહાપુરુષને પરમાત્માએ ફ્રાન્સની ઉથપાથલના અનિષ્ટ પરિણામોનો નાશ કરવા અને ધર્મ, રાજ્યવ્યવસ્થા અને સામાજિક વ્યવસ્થા પાછી લાવવા સારૂ પેદા કર્યો છે તે મહાપુરુષનો વારસ ફ્રાન્સની ગાદી ઉપર આવી શકે નહી; તેથી તે લગ્ન તોડી નાખવા સારૂ મહારાજાના વિચારને હું મારી સમતિ આપી અનુકૂળ બનું છું પરંતુ આ લગ્ન સંબંધ તોડી નાખવાથી પણ મારા હૃદયના વિચારો જરા પણ બદલાવાના નથી હું મહારાજાના એક ઉત્તમ મિત્ર તરીકે રહીશ. રાજ્યનીતિ તથા દેશના કલ્યાણ સારૂ આ કૃત્ય કરવાની ગરજ પડી છે તેથી તેમનું હૃદય કવું ચીરાય છે તે હું સારી રીતે જાણું છું પરંતુ દેશના હિતની ખાતર જે આત્મભોગ આપવો પડે છે તેમાં અમે બને કીર્તિ અને આનંદ માનીએ છીએ."

થાયર્સ લખે છે કેઃ—"આવા સંજોગોમાં આવા ઉદાર વિચાર કોઇએ બનાવ્યા જ નથી કારણ કે હંમેશાં આવા કામોનાં ક્ષુદ્ર વિચાર ઘણી વખત પ્રાધાન્ય ભોગવતા હોય છે. આ શબ્દો બોલાઇ રહ્યા એટલે નેપોલિયને જોસફાઇનને બાથમાં ભીડી અને તેને તેના ઓરડામાં લઇ જઇ મૂકી. ત્યાં તરત જ તેને મૂર્છા આવી અને તે તેના બે બચ્ચાના હાથમાં નિશ્ચેષ્ટ પડી."

બીજે દિવસે આ ત્યાગને કાયદેસર કૃત્યનું સ્વરૂપ આપવા સારૂ મોટા દીવાનખાનામાં સીનેટને બોલાવવામાં આવી. તેમાં યુજીન પ્રમુખસ્થાને હતો. પોતાની મા અને મહારાજા નેપોલિયને તેમનું લગ્ન તોડી નાખવાનો વિચાર કર્યો છે તે તેણે જણાવ્યું

તે રાજકુમાર બોલ્યોઃ—'આ વિયોગને લીધે મહારાજાએ જે અશ્રુપાત કર્યો છે તે જ મારા માતુશ્રીની કીર્તિ વધારનારો છે."

રાજ્યઘરાણાને શોભે એવા કપડા પહેરી આરસપહાણના પૂતળા જેવો ફીક્કો નેપોલિયન ત્યા એક થાંભલાને અઢેલી ઉભો હતો અને તે ચિંતાગ્રસ્ત અને દુઃખી દેખાતો હતો. અદબ વાળી તે ઉભો હતો, કોઇ વસ્તુ સામે તે જોતો જ ન હતો અને શોકકારક ગમગીનીમા ડુબી ગયો હતો. મરણ વખતના દેખાવ જેવો આ દેખાવ હતો. લોકો ત્યા દીલગીરીથી ધીમે ધીમે વાતો કરતા હતા તેથી જ માત્ર તે ઓરડાની શાતિમા ભગ થતો હતો. તે ઓરડાના મધ્ય ભાગમાં એક ગોળ ટેબલ રાખવામાં આવ્યું હતુ. તેના ઉપર એક સોનાનુ લખવાનુ સાધન હતું ટેબલ પાસે એક ખાલી આરામ ખુરશી હતી. હૃદયને ચીરી નાખે એવી એ વસ્તુઓ ઉપર તમામ લોકો શાતિથી એકી નજરે જોઈ રહ્યા હતા

એટલામા એક બાજુનુ બારણું ઉઘડ્યું અને જોસફાઇન તેમા દાખલ થઇ. જેવું મલમલનુ સફેદ કપડુ તેણે પહેર્યું હતુ તેવુ જ ફીક્કું તેનું મ્હોં હતું. હોર્ટેન્સના હાથ ઉપર તેણે ટેકો દીધો હતો હોર્ટેન્સમા જોસફાઇન જેટલું ધૈર્ય ન હોવાથી તે અતિશય ડુસકા ખાતી હતી. પોતાના હાથ ઉપર પોતાનુ ફીક્કું કપાળ ટેકવી પોતાના પતિથી છુટા પડવાનો ઠરાવ તેણે નિશ્ચેષ્ટતાની શાતિથી સાભળ્યો. તે વખતે તે ઠરાવ વાચનારનો અવાજ ગળગળો થયો હતો અને હોર્ટેન્સ જબરા ડુસકા ખાતી હતી તેથી તે કરુણ રસોત્પાદક દેખાવ વધારે ગમગીનીભરેલો બન્યો. યુજીન તો ફીક્કો પડી ગયો હતો અને પીપળાના પાન સાફક ધ્રુજતો ધ્રુજતો પોતાની પૂજ્ય માતુઃશ્રી સમીપ ઉભો રહ્યો હતો.

નેપોલિયન અને જોસફાઇનના લગ્ન તોડી નાંખવાનો ઠરાવ વચાઇ રહ્યો કે તરત જ જોસફાઇને વેદનાના આવેશથી પોતાની આખોના આંસુ રૂમાલથી ઢાકયાં અને પછી તે ઉભી થઇ. સ્પષ્ટ, રૂપાની ઘંટડીઓ જેવા પણ ધ્રુજતા અવાજે ગળગળા શબ્દોમા તે ઠરાવનો સ્વીકાર તેણે કર્યો. પછી તે બેઠી અને હાથમાં કલમ લઇ મનુષ્યજીવનમા જે ઉત્તમમા ઉત્તમ પ્રેમની ગ્રંથિ હોય છે અને જે ગ્રંથિ ઉત્તમ આશાઓથી પ્રપૂર્ણ હોય છે તેને તોડી નાખનારા ઠરાવ

ઉપર તેણે સહી કરી આ વેદના યુવાનથી સહન થઇ શકી નહીં તેના મગજને તમરી આવી, તેનું હૃદય ધડકતું અટકી પડયું અને તે નિશ્ચેષ્ટ થઇ જમીન પર પડયો. જોસફાઇન અને હોર્ટેન્સ ગયા, તેમની સાથે નોકરો પણ ગયા અને તે પ્રીતિવાળા પુત્ર અને ભાઇના ચેષ્ટા વિનાના શરીરને સાથે લેતા ગયા. આ શોકથી ભરેલા ભવ્ય કરુણ નાટકનો અંત આવી રીતે જ આવવો જ જોઇએ.

અવર્ણનીય શોકના આઘાતથી જોસફાઇન તો આખી રાત પોતાના ઓરડામાં જ રહી. ભંયકર અંધકાર શહેર ઉપર વ્યાપી ગયો. આ ક્રૂર આત્મભોગથી જોસફાઇનને તે વધારે દુઃખકારક નીવડયો. નેપોલિયનનો સુવા જવાનો હંમેશનો વખત થયો. તે પણ ગભરાયેલો અને ગમગીન હતો. ને ભક્તિમાન પતિપરાયણ સ્ત્રીને તેણે જે પથારીમાંથી કાટી હતી તે પથારીમા તે પડયો કે તરત જ તેનું અંદરનું બારણું ધીમેથી ઉઘડયું અને જોસફાઇન ધ્રુજતી ધ્રુજતી ત્યા આવી. રોઇ રોઇને તેણે આખો સુજાડી હતી· તેના વાળ વીખરાઇ ગયા હતા, અને અવર્ણનીય વેદનાને લીધે જે શરીરના કપડાની અવ્યવસ્થા થાય છે તેવી અવ્યવસ્થા તેની હતી. ને વેદનાને લીધે તેને જાણે સન્નિપાત થયો હોય તેમ તે શું કરતી હતી તેનુ ભાન તેને ન હતું. એમ કરતા ને ઓરડાના મધ્ય ભાગમા આવી પહોંચી અને પોતાના પ્રથમના પતિની પથારી પાસે આવી પછી એની મેળે જ એનાથી આગળ ખસાયુ નહી અને પોતાના હાથમાં માથું મૂકી તે પુષ્કળ રોઇ તે આગળ વધત પણ તેની લાગણીઓમાં પોતાના કૃત્યની એક પ્રકારની અનુચિતતા લાગવાથી જ તે ઉભી રહી; તે સમજી કે 'હવે' નેપોલિયનના ઓરડામાં પ્રવેશ કરવાનો તેનો અધિકાર નથી. પરંતુ બીજી જ ક્ષણે તેના દબાવી રાખેલા પ્યારે ઉછાળો માર્યો, અને વેદનાના ઉદ્રેકમાં તમામ ઔચિત્ય ભૂલી જઇ તે નેપોલિયનની પથારીમા પડી, નેપોલિયનને ગળે બાઝી અને બોલી ઉઠીઃ–" મારા પતિ, મારા પતિ." એમ બોલતી બોલતી તે જાણે પોતાનું અંતઃકરણ ચીરાતું હોય તેમ ડુસકાં ખાવા લાગી. નેપોલિયનનો મહારાજાને શોભે એવો ઉદ્દામ સ્વભાવ પરાજિત થયો. તે પણ સારી પેઠે રોયો.

તેણે જોસફાઇનને કહ્યુ અને ખાત્રી આપી કે 'તારા તરફના મારા અમર પ્રેમમાં કાંઈ ન્યૂનતા આવવાની નથી.' તેને શાંત પાડવા અને આશ્વાસન આપવા તેણે દરેક જાતનો પ્રયત્ન કર્યો. થોડી વાર તો બન્ને એકમેકને બાઝીને જ રહ્યાં. આ વખતે તેમનો ખાસ હજુરીઓ ઉભો જ હતો તેને હવે રજા આપવામા આવી તેમના છેલ્લા મેળાપમાં તે બન્ને કલાક સુધી એકઠા રહ્યા બહુ જ થોડા માણસ જે વેદના અનુભવી શકે એવી વેદના અનુભવતી જોસફાઇન પછીથી જે પતિ તરફ તેણે આવી સારી ભક્તિથી અને લાંબા વખત સુધી પ્રેમ રાખ્યો હતો તે પતિથી હમેશને માટે જૂદી પડી દીવા ખસેડી લેવા તે વખતે એક નોકર ઓરડામા આવ્યો. તે વખતે નેપોલિયન પથારીમા એવો ઢંકાઈ ગયો હતો કે દેખાય જ નહી. એક અક્ષરનું પણ ઉચ્ચારણ ન થયું. દીવા લઇ જવામા આવ્યા અને તે કમનસીબ રાજા અંધારામા અને શાંતિમાં એકલો પડ્યો તે વખતે તેના શોકમય વિચારો સિવાય બીજું કોઇ એનું સાથી ન હતું. બીજે દિવસે તે જ્યારે ઉઠ્યો ત્યારે તેના ગાલ ઉપર મરણ વખતની ફીકાશ પ્રસરેલી જણાઇ, તેની આંખો ઉંડી ઉતરી ગયેલી દેખાઇ અને તેનો ચહેરો જ બદલાઇ ગયેલો જણાયો. તેથી એવી પ્રતીતિ થઇ કે તેણે આખી રાત ઉજાગરામા અને વેદના વેઠી કાઢી હશે

મૅલ્મેઝ્સોનનો સુંદર મહેલ દરેક જાતની આકર્ષક વસ્તુથી શણગારવામા આવ્યો હતો અને તેમા નેપોલિયન અને જોસફાઇન બન્ને ઘણો વખત રહ્યા હતા તે મહેલ જોસફાઇનને તેના ભવિષ્યના રહેઠાણ સારૂ નિર્મિત કરવામા આવ્યો તેનું મહારાણીપદ તથા તેના અંગની તમામ સાહેબી ચાલુ રાખવામા આવી અને તેને ત્રીશ લાખ ફ્રેન્કનું વર્ષાસન આપવામા આવ્યું.

નેપોલિયનનો શોક ખરો હતો એમા જરા પણ સંદેહ લાવવાનું કારણ નથી તે ખોટો હોય જ નહી. તેણે કોઇ સાથે નવીન પ્રેમ કર્યો ન હતો. તેમ જ હલકી નીચ વિષયવાસનાથી તે પ્રેરાયો ન હતો તેનો પ્યાર જોસફાઇનને માટે ખરો હતો તેથી ટ્રાયેનોનમા થોડા દિવસ તદ્દન એકાંતમા રહેવાનો તેણે ઠરાવ કર્યો શોકનાં બાહ્ય ચિહ્નો પણ આવા શોકકારક બનાવને અંગે રાખવા જોઇએ એવી તેની ઇચ્છા હોય એમ ભાસ થયો.

નેપોલિયનનો ખાનગી સેક્રેટરી બૅરન મેનીવલ લખે છે કે “ ટ્રાયેનોન જવાના હુકમ તો પ્રથમથી જ આપવામા આવ્યા હતા. જ્યારે સવારના પહોરમા નેપોલિયનને કહેવામા આવ્યુ કે ‘ ગાડી તૈયાર છે ’ ત્યારે તરત જ તેણે પોતાની ટોપી લીધી અને તે ગાડીમા બેઠા અને મને કહ્યુ કે ‘ મારી સાથે ચાલો. ’ એક વાંકા ચૂકા દાદરને રસ્તે હુ તેની પાછળ ગયો. તે દાદરથી જોસફાઇનના ઓરડામા પણ જવાતુ હતું. જોસફાઇન એકલી હતી અને શોકમય વિચારોમા લીન થઇ ગઇ હોય એમ જણાતું હતુ. અમારા જવાથી જે ખડખડાટ થયો તેથી તે ઉઠી અને રોતી રોતી ડુસકા ખાતી નેપોલિયનના ગળા ઉપર પડી. તેણે તેને ખરેખરા પ્રેમથી પોતાની છાતી સરસી ચાપી તેને તે વખતે એટલું દુઃખ થઇ આવ્યુ કે તેણે મૂર્ચ્છા ખાધી. મદદ સારૂ મે તરત જ ઘંટ વગાડ્યો. આવી વેદનાના બનાવો નેપોલિયનથી ઓછા થઇ શકે એમ ન હોવાથી તે વધારે થતા અટકાવવા સારૂ જેમ જેમ જોસફાઇનમાં ચેતન આવતુ ગયુ તેમ તેણે તેને મારા હાથમા સોપી મને હુકમ કર્યો કે ‘ તમે તેને છોડી જશો નહી. ’ પછી તરત જ ઉતાવળે તે ચાલ્યો અને જે ગાડી તેની રાહ જોતી હતી તેની આગળ આવી પહોચ્યો. તેને જતો જોઇ જોસફાઇને વધારે રડવા માંડ્યું તથા શોક કરવા માડ્યો. તેની સ્રીનોકરોએ તેને સોફા ઉપર સુવાડી. હુ ટ્રાયેનોન પહોચ્યું કે તરત જ તેને પત્ર લખવા તથા નેપોલિયન પાસે લખાવવાનું તેણે મારી પાસે વચન લીધુ. મારા જવાથી જાણે નેપોલિયન સાથેનો તેનો છેલ્લો સબધ તૂટી જતો હોય તેમ મને જવા દેવાની તે સમતિ આપતી ન હતી, આવા ખરા શોકનો તથા ખરા પ્રેમનો દેખાવ જોઇ મારૂ હ્રદય પીગળ્યુ અને હુ તેને છોડી ગયો. મને ગાડીમા બહુ જ શોક થયો, અને અનિશ્ચિતતાવાળા નવા લગ્નને સ્વીકારવા સારૂ લાબા વખતથી વિશુદ્ધ જણાયેલા પ્રેમની ગ્રથિને તોડી નાખવાની આવશ્યકતા દેશના કલ્યાણ સારૂ પ્રાપ્ત થઇ હતી તેને માટે મારાથી અતિશય શોકગ્રસ્ત થયા વિના રહેવાયુ નહી. ટ્રાયેનોન પહોચ્યા પછી નેપોલિયનના ગયા પછી રાજમહેલમાં જે બનાવ બન્યો હતો તેનો બરાબર ચિતાર મે નેપોલિયનને ચિતરી બતાવ્યો. જે શોકકારક દેખાવ તેણે પોતે પ્રથમ જોયા હતા તેના શોકની છાયા-

માથી તે હજી મુક્ત થયો ન હતો. જોસફાઇનના ઉદાર ગુણોની તે લાંબી વાત કરવા લાગ્યો, તેમ જ પોતાના પતિને માટે તે કેટલી પરાયણ હતી તે પણ તેણે જણાવ્યું. જોસફાઇનને માટે તેણે ત્યાર પછી પણ અતિશય નમ્ર પ્રેમ રાખ્યો હતો. તે જ દિવસે સાંજે જોસફાઇનને આશ્વાસન આપવા સારૂ તેણે તેને પત્ર લખ્યો. ”

અનેક સ્થાનોમા અને પ્રસંગોમાં જોસફાઇન આટલાં બધા વર્ષ સુધી એક ઉત્તમ રત્ન તરીકે લેખાતી હતી. ત્યાથી તે હવે જવાની હતી અગીયાર વાગ્યે ટ્યુઇલેરીસના તમામ નોકર વર્ગના માણસો પોતાની પ્રિય શેઠાણીને જતી જોવાને દાદર ઉપર એકઠા થયા. જોસફાઇને માથાથી પગ સુધી પોતાનું શરીર ઢાંકી દીધું હતું. એવે વેશે તે પોતાના ઓરડામાથી ઉતરી. તેની લાગણીઓ એટલી બધી ઉંડી હતી કે તે શબ્દો મારફત બહાર કાઢી શકાય એવી ન હતી. જે પ્રેમાળ અને રોતી સખીઓ તેની આસપાસ વીંટળાઇ વળી હતી તેમના તરફ એક શબ્દ પણ બોલ્યા વિના હાથ ઉંચો હલાવી તેણે રજા માગી. એક છ ઘોડાની બંધ ગાડી દરવાજા આગળ તૈયાર હતી. તેમાં તે બેઠી, ગાદી ઉપર પડી અને રૂમાલમા પોતાનુ મ્હો ઢાંકી રોતી રોતી હંમેશને માટે ટ્યુઇલેરીસ છોડી ગઇ.

ટ્રાયનોનના એકાંત વાસમા નેપોલિયને આઠ દિવસ કાઢ્યા આ મુદ્દત દરમ્યાન તે જોસફાઇનને મળવા મેલ્મેઇસોન જતો, તેમ જ તેને તથા તેની દીકરી હોર્ટેન્સને ટ્રાયનોનમા જમવા સારૂ સાથે બોલાવતો. આ વખતે નેપોલિયને જોસફાઇનને નીચે પ્રમાણે કાગળ લખ્યો હતો તે ઉપરથી તેના હૃદયમાં કેવી લાગણીઓ હશે તે સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છેઃ—

“ ઇ. સ. ૧૮૦૯ નો ડીસેંબર. સાજના આઠ વાગે.

“ મારી પ્રિયતમા—આજે તારૂં શરીર વધારે નબળું દેખાયું. અત્યાર સુધી તેં ઘણું ધૈર્ય દર્શાવ્યું છે અને હજી પણ વધારે ધૈર્ય ધારણ કરવાની તારે જરૂર છે. મરણ વખતના જેવો શોક કરવાનો તારે નથી. શાંત થવાને પ્રયત્ન કર, અને તારી આરોગ્યતા ગમે તેમ કરી સાચવ; કારણ કે તે મને ઘણી અમૂલ્ય

છે. જો તારો પ્રેમ મારા ઉપર હોય, તો તારે તારી શક્તિ સાચવવી જોઇએ અને આનંદમાં રહેવાને પ્રયત્ન કરવો જોઇએ. હું તો એક નિષ્ઠાથી વર્તનારો છું અને તારા તરફ મારો પ્રેમ એવો જ સતેજ છે એમાં તું શંકા લાવી શકવાની નથી. તારા તરફ મારી લાગણીઓ કેવી છે તે તું એવી સારી રીતે જાણે છે કે તને દુઃખ હોય તો હું સુખી થઇ શકું અથવા તારા મનમા ક્ષોભ હોય તો હું શાંતિ અનુભવું એ બનવા જેવું નથી એમ તું સમજે છે. સલામ, પ્રિયે ! સારી રીતે ઉંઘજે. મારી ઇચ્છા જ એવી છે એમ સમજજે.

લી. નેપોલિયન."

પછી તરત જ નેપોલિયન પાછો પારિસ આવ્યો. ત્યા તે ત્રણ માસ રહ્યો અને રાજ્યકારભારના અનેક વ્યવહારમાં વ્યગ્ર થયો. તે શાંત અને આનન્દરહિત હતો અને તેની આસપાસ ગમગીનીની છાયા પ્રસરી રહી હતી. 'જોસફાઇનની ગેરહાજરીથી રાજમહેલમાથી ચેતન જ જતું રહ્યું છે તેથી મને તે મહેલ ભયંકર લાગે છે ' એમ તે કહેતો. ટ્યુઇલેરીસથી તેણે નીચે પ્રમાણે પોતાની પદભ્રષ્ટ સ્ત્રીને લખ્યું હતું:—

" બુધવાર મધ્યાહ્ન.

" યુજીને મને કહ્યું કે ગઇ કાલે તુ બહુ જ દીલગીર હતી. પ્રિયે ! એ ઠીક કહેવાય નહી. તેં જે વચન આપ્યું હતું તેના કરતા એ વર્તન વિરુદ્ધ જ છે. ટ્યુઇલેરીસમા હવે મને બહુ જ સૂનું લાગે છે. આ મોટો રાજમહેલ મને ખાવા ધાય છે અને હુ એકલો પડી ગયો છુ. સલામ, પ્રિયે ! તારી તબીયત સાચવજે.

લી. નેપોલિયન."

નવીન લગ્ન કરવાની ભાંજગડો હવે ચાલી રહી હતી. ઑસ્ટ્રિઆ, રશિઆ કે સેક્સની એ ત્રણમાથી કયા રાજાના કુટુમ્બ સાથે સંબંધ જોડવો એ હજી નિશ્ચયાત્મક રીતે ઠર્યું ન હતું.

મહારાણીને શોભે એવાં તમામ બાહ્ય ચિહ્નો તથા દબદબો જોસફાઇનને રાખવા દેવામા આવ્યો હતો નેપોલિયન તેને ઘણી વાર મળવા જતો

અગરજો ઔચિત્યના કારણને લીધે તેને તે એકાંતમાં મળતો નહીં. પોતાની નવીન યોજનાઓ સંબંધી તે તેની સલાહ લેતો અને તેની મિત્રાચારી બહુ જ કાળજીથી રાખતો. તરત જ લોકોને એમ સમજાઇ આવ્યું કે નેપોલિયનની કૃપાના પાત્ર થવું હોય તો જોસફાઇનને જ વિશેષ માન આપવું. તેથી મેલ્મેઇસોનનો મહેલ તો ઘણી વાર દરબારીઓને એકઠા થવાનું સ્થળ થઇ પડ્યો હતો. નેપોલિયન અને જોસફાઇન છુટા પડ્યા પછી મેડમ ડી રોચીફોકોલ્ટ-જે પ્રથમ જોસફાઇનનાં વસ્ત્રો ઉંચકતી હતી તેણે—તે ત્યાગ થયેલી મહારાણીનો ત્યાગ કર્યો અને નેપોલિયનની બીજી સ્ત્રી આવી તેની તહેનાતમાં જગા લેવા સારૂ માગણી કરી તેના જવાબમાં નેપોલિયને જણાવ્યું કે:—

"ના, તેને તેની જૂની જગા પણ આપવાની નથી અને નવીન પણ આપવાની નથી. જોસફાઇન તરફ હું કૃતઘ્ની છું એવો આરોપ મારા પર મૂકવામાં આવ્યો છે. પરંતુ જે સ્ત્રીઓ ઉપર જોસફાઇને વિશ્વાસ રાખ્યો છે અને જેમને ઉપકારના ભાર નીચે દાબી દીધી છે તેઓ કૃતઘ્ન થાય એ હું થવા દેવાનો નથી."

જોસફાઇન કેટલોક વખત મેલ્મેઇસોનમાં રહી. ગરીબ લોકો તરફ મહેરબાનીના કામો કરવામાં, વાંચવામાં, અતિશય માનમરતબાથી તેના ઓરડામાં ઉભરાતા દરબારમાના માણસોનું આતિથ્ય કરવામાં; તે ધીમે ધીમે પોતાના સ્વભાવનું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવા લાગી અને શાંતિથી અને ગંભીર રીતે પ્રાપ્ત વસ્તુથી સંતોષ માનવા લાગી. નેપોલિયન તેને વારંવાર બોલાવતો અને તેનો હાથ પકડી, પોતાની યોજનાઓ સંપૂર્ણ વિશ્વાસથી તેને કહેતો. તે સુંદર નિવાસસ્થાનની ઝાડની કુંજોમાં તે ફરતો હતો. જે અતિશય વેદનાથી તેણે જોસફાઇનનું હૃદય ચીર્યું હતું તે વેદનાનું દુઃખ ઓછું કરવા સારૂ તે પોતાનાથી બને તેટલું બધું કરવાને પ્રયત્ન કરતો દેખાતો. તેનો પોતાનો પ્રેમ તો હજી જોસફાઇન તરફ જ વળગી રહ્યો હતો. તેની સુઘડતા અને તેનું ઉદાર ચારિત્ર નેપોલિયનને હમેશાં વધારે ને વધારે અધીન બનાવતું હતું.

મેલ્મેઇસોનમાં એક વખત નેપોલિયન અને જોસફાઇન એકઠા થયાં હશે. તેનું વર્ણન જોસફાઇન નીચે પ્રમાણે કરે છે:—

"એક વખત હું 'વાયોલેટ' નામનું ફુલ ચિતરતી હતી. એ ફુલ મારા વધારે સુખી દિવસોનું સ્મારક હતુ. એટલામા એક નોકરે મારા તરફ ધસી આવી પોતાની આંગળી પોતાના હોઠ પર મૂકી નીશાની કરી. બીજી જ ક્ષણે હું ગાભરી બની ગઈ—મેં તરત જ નેપોલિયનને દીઠા તે પોતાના જૂના મિત્ર (મારા) ના હાથમા આનંદથી પડ્યા. અહાહા! ત્યારે જ મેં જાણ્યું કે તે માણસ હજી પણ મને ચહાય છે! કારણ કે તે માણસ ખરેખર મને ચાહતો હતો. મારા તરફથી તે પોતાની દૃષ્ટિ ખેંચી લઇ શકતા નહી એમ મને જણાયુ અને તેમની દૃષ્ટિમાં પ્રેમનો જ આવિર્ભાવ હતો. છેવટે અતિશય દયાર્દ્ર સ્વરથા અને પ્રેમથી તે બોલ્યા:—

'મારી જોસફાઇન, મે તને હમેશા ચાહી છે. હજી પણ હું તને ચાહું છું મારી સુદર અને સારી જોસફાઇન, તું હજી પણ મને ચાહે છે? જે સંબધ મેં નવો કર્યો છે અને જેને લીધે મારો અને તારો વિયોગ કાયમનો થયો છે તે સંબંધ છતાં હજી તું મને ચાહે છે? પણ તે નવા સંબધથી તારા તરફનો મારો પ્રેમ જતો રહ્યો નથી.'

'નામદાર સાહેબ' મેં કહ્યુ.

તે બોલ્યો:—'મને બોનાપાર્ટ જ કહે. જેટલી છુટથી અને જેટલા પરિચયથી પ્રથમ તું મારી સાથે બોલતી હતી તે જ છુટ અને પરિચયથી તું મારી સાથે બોલ.'

તરત જ બોનાપાર્ટ જતા રહ્યા અને મેં તેમના જવાનો અવાજ સાભળ્યો. અહો હો! જગતમા કેવા સપાટાબંધ બનાવો બને છે! મને એક વાર ફરીથી પ્રેમનો અનુભવ અને આનંદ થયો."

રાજકીય કારણોથી જ પ્રેરાઇ નેપોલિયને જોસફાઇનનો ત્યાગ કર્યો. તે કારણો ગમે તેવા સબળ હતા તોપણ ઇશ્વરના વિધિનું તેમા ઉલ્લંઘન થયું હતુ એમાં તો શક જ નહી. પાપ કરનારો જેમ શરૂઆતમાં થોડા વખત સુખી થાય છે તેમ તેને પણ થયું. પણ છેવટે તેનુ પરિણામ વિનાશ અને શોક એ જ આવ્યા. ક્રીશ્ચીયન ધર્મની નીતિના પાયાને તોડી નાખનાર

ઉથલપાથલના સમયમાં ખરેખર નેપોલિયને કેળવણી લીધી હતી અને તેથી તે પોતાના પાપનું પ્રમાણ બરાબર સમજી શક્યો ન હતો. તેને ચોક્કસ રીતે એમ જ લાગ્યું હતું કે ' હું જે કરૂં છું તે વ્યાજબી જ છે અને ફ્રાન્સના હિતની ખાતર આ, આત્મભોગ આપવાની જરૂર છે.' પરંતુ તે પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવ્યા વિના છુટકો જ ન હતો. સેંટ હેલીનામાં નેપોલિયન કહેતા કેઃ—

"મેં જે મારી સ્ત્રીનો ત્યાગ કર્યો એવો બનાવ ઇતિહાસમાં મળી આવવાનો નથી. મારા કુટુમ્બના અંદરના સબંધમા, તે ત્યાગથી કાંઇ ન્યૂનતા આવી ન હતી પણ અમારો પ્રેમ એક સરખો જ રહ્યો હતો. મારી ગાદી અને મારા વંશના હિતની ખાતર જ આ આત્મભોગ કરવાનું અમને વ્યાજબી લાગ્યું હતું. જોસફાઇન મારા તરફ ભક્તિપરાયણ હતી. તે મને પ્રેમથી ચાહતી હતી. તેના હૃદયમાં મારા કરતા બીજા કોઇ પુરૂષને વધારે માન મળે એમ ન હતુ. તેમાં તો મારો જ નંબર પહેલો હતો અને બીજે નંબરે તેનાં છોકરાં હતાં. મને તે આ પ્રમાણે ચાહતી હતી તે વ્યાજબી જ હતું અને તેના યાદગીરી મારા હૃદયમાં હજી બહુ જ બળવાન છે."

વળી તે કહેતો કેઃ—"જોસફાઇન ખરેખર એક પ્રેમાળ સ્ત્રી હતી. તે બહુ જ માયાળુ અને દયાળુ હતી. આખા ફ્રાન્સમા એવી સ્ત્રી જ ન હતી."

બીજા એક પ્રસંગ ઉપર તેણે એવું કહ્યું હતું કે–"જોસફાઇનને મારાથી એક પુત્ર થયો હોત તો મારા સુખનો અવધિ આવ્યો હોત. તેથી રાજકીય દ્રષ્ટિથી તથા મારા ઘરના સુખની દૃષ્ટિથી પણ સંપૂર્ણ સુખ મને મળ્યું હોત. એ વાત બની હોત તો રાજકીય બાબતોમા મને ગાદી પાકી રીતે જ મળત. જોસફાઇનના છોકરા તરફ પણ જેમ તેઓ ( ફ્રાન્સની પ્રજા ) રોમના રાજા ( બીજા લગ્નથી થયેલા પુત્ર ) તરફ ભક્તિ બતાવતા હતા તેટલી જ ભક્તિ બતાવત અને પુષ્પથી ઢંકાયેલા ખાડા ઉપર મારે પગ મૂકવાનો વખત જ ન આવ્યો હોત. પણ માણસની ગણતરી કેવી મિથ્યા છે ! આ જીવનમાં સુખ અથવા દુઃખ શાથી થાય છે તેનો નિર્ણય કરવાની ધૃષ્ટતા કયો માણસ કરી શકે એમ છે ?"

# પ્રકરણ ૫૬ મું.



## મેરીઆ લ્યુઇસા.

    

નેપોલિયને કોની સાથે પરણવું તે પ્રશ્નનું નિરાકરણ હજી સુધી થયું ન હતું. પરસ્પર વિરુદ્ધ અનેક વાતો ચાલી રહી હતી. નેપોલિયનનું મન પણ કેટલાક વખત સુધી નિર્ણય ઉપર આવ્યું ન હતુ ઇ. સ ૧૮૧૦ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખે, ફ્રાન્સના કલ્યાણ જેવા અપ્રતિમ મહત્ત્વના પ્રશ્ન ઉપર વિચાર કરવા સારૂ ટ્યુઇલેરીસમા પ્રીવી કાઉન્સીલ બોલાવવામા આવી. નેપોલિયન શાંત અને ગભીર રીતે તથા બીલકુલ ક્ષોભ વિના પોતાની ખુરશીમા બેઠો. રાજ્યના તમામ નામાંકિત પુરુષો તથા અમલદારો હાજર હતા. કામની શરૂઆત નેપોલિયને નીચે પ્રમાણે કરીઃ—

" આ રાજ્યને વારસ મળે એવા હેતુથી મારે બીજી સ્ત્રીની પસંદગી કરવાની છે. એટલે વસ્તુતઃ રાજ્યના મહત્ત્વમા મહત્ત્વના પ્રશ્નનો વિચાર કરવા મેં તમને અહીં તેડ્યા છે. શેમ્બેનીનો રીપોર્ટ તમે બધા કાળજીપૂર્વક સાભળો અને પછીથી તમે દરેક પોતાનો અભિપ્રાય મહેરબાનીથી આપો."

રશિઆ, ઓસ્ટ્રિઆ અને સેકસની એ ત્રણ રાજ્યો પૈકી એક રાજ્ય સાથે લગ્નસંબંધ જોડવાનો હતો તે ત્રણેની બાબતોનો એક મોટો રીપોર્ટ રજુ કરવામા આવ્યો. રીપોર્ટ વંચાઇ રહ્યા પછી બધા લોકો વખત ચૂપ બેસી રહ્યા અને કોઇની પ્રથમ બોલવાની હીમત ચાલી નહી. પછી નેપોલિયને પોતાના ડાબી બાજુએ બેઠેલાઓને પૂછવાનું શરૂ કર્યું અને દરેકને તેનો અભિપ્રાય આપવા જણાવ્યું. ઑસ્ટ્રિઅન કન્યા લેવા સારૂ કાઉન્સીલમા વધુમત થયા. આ વખતે નેપોલિયન છાનોમાનો બેસી રહ્યો હતો અને તેના મનમા શું છે તે જણાવા દેતો નહી તેના આરસપહાણ જેવા ચહેરાનો એક પણ અવયવ હાલતો ન હતો કે જેથી તેના પોતાના વિચાર જાણવાને

કાંઇ પણ સાધન મળે. કામ થઇ રહ્યા પછી તેણે કાઉન્સીલના મેંબરોનો તેમના સારા અભિપ્રાય માટે ઉપકાર માન્યો અને કહ્યું:—

"તમારી તમામ દલીલોનો હું મારા મનમા વિચાર કરી જોઇશ મારી ખાત્રી થઇ છે કે તમારા મનમા ગમે તેમ ભેદ હશે તો પણ તમારામાંના દરેકનો અભિપ્રાય રાજ્યના સ્વાર્થના ઉત્તમ વિચારથી અને મારા તરફની તત્પરી ભક્તિથી જ નિર્માણ થયો છે."

પછીથી રશિઆના દરબારને સાવચેતીભરેલા થોડા શબ્દોમાં આ વાત લખવામા આવી. અલેક્ઝાન્ડરને એ વાત ગમતી આવી. પરંતુ રાજમાતા અને અમીરઉમરાવોએ આ બાબતમા જે વિરોધ બતાવ્યો હતો તેનાથી તે બહુ દુખી થયો હતો. પરંતુ તેને એવી આશા હતી કે પોલાંડના રાજ્યની પુનઃ સ્થાપના નહીં કરવા અને વૉર્સોના પરગણાનો મુલક નહીં વધારવાનું વચન નેપોલિયન પાસેથી બળાત્કારે લઇ તે રાજમાતા તથા અમીરઉમરાવોને શાંત પાડી શકશે.

તેના પત્રનો જવાબ નેપોલિયને ઉદાર શબ્દોમા એવો વાળ્યો કે:— "પોલાંડનુ રાજ્ય કોઇ કાળે પાછું સ્થાપવામાં નહીં આવે એવી સામાન્ય અને છેવટના નિર્ણયવાળી વ્યવસ્થાનું મારે વચન આપી સધિ કરવી એ મારી પ્રતિષ્ઠાને જરા પણ શોભા આપનારૂ નથી. સારા સંજોગોનો લાભ લઇ પોલાંડવાસીઓ કોઇની મદદ વિના જ એમની મેળે જાગૃત થાય અને રશિઆને અચકાવે તો શું મારે તેમની વિરુદ્ધ માણસો મોકલવા ? જો પોલાંડવાસીઓને કોઇ મદદ કરનારા મિત્રો ઉભા થાય તો શું મારે તેમની સામે લઢવું ? એવી માગણી મારી પાસે કરવી એ અશકય છે અને મને બેઆબરૂ બનાવનાર છે. હું તો એટલું જ કહી શકું કે પોલાંડની પુનઃસ્થાપના કરવાના તેમના પ્રયત્નોમા હું પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ નહીં કરૂં. એથી વધારે તો હુ કહી શકુ એમ નથી. વૉર્સોના પરગણાના મુલકના વધારાની બાબતમાં પણ હું બંધનમાં રહી શકું તેમ નથી; પણ જો બદલામાં રશિઆ પોતે એવું બંધન પોતાની જાત ઉપર મૂકે કે જૂના પોલાંડના પ્રદેશમાંથી છુટો પડેલો કોઇ પ્રદેશ રશિઆ પોતાના મુલકમાં ભેળવી દેવાને પ્રયત્ન કરે નહીં તો જ હું બંધાઉં."

આવી ઉત્તમ દરખાસ્તનો સ્વીકાર કરવાને રશિઆની મીજાજી રાજમાતા તૈયાર ન હતી. છતા થોડો વખત વિચાર કરવાને તેની મરજી હતી. તે બોલી:— "રશિઆના રાજાની કન્યા એમ સાધારણ ખેડુતની કન્યાની માફક માગી મળે નહીં." આવી રીતે રમુજમા ટટળવાનુ નેપોલિયનના ઉગ્ર સ્વભાવને ગમ્યું નહીં. તેણે પોતાના સ્વભાવને અનુસરી એક સંદેશો તરત જ રશિઆને મોકલી આપ્યો અને તેમા જણાવ્યુ કે 'મારા મિત્ર અને સહાયક તરીકે ગણેલા રાજાની બ્હેનનો સ્વીકાર કરવામા જે પ્રથમ પસંદગી મારે આપવી જોઇતી હતી તેમાંથી હવે હુ મુક્ત થાઉ છું.'

તે જ દિવસે ઑસ્ટ્રિઆ સાથે પત્રવ્યવહાર શરૂ થયો. નેપોલિયનની દરખાસ્ત ત્વરાથી મંજુર થઇ. ઑસ્ટ્રિઆનો રાજા ફ્રાન્સીસ આ ગોઠવણથી બહુ જ ખુશ થયો કારણ કે તેથી રશિઆ અને ફ્રાન્સની મૈત્રીમા ભંગાણ પડ્યું અને પોતાની કન્યાને સૌથી શ્રેષ્ઠ ભાગ્ય મળવાની ખાત્રી થઇ. ફ્રાન્સીસની દીકરી મેરીઆ લ્યુઇસા આ વખતે ૧૮ વર્ષની હતી તેનો ચહેરો સુંદર હતો, શરીર આરોગ્ય હતું અને તેની મુખની આકૃતિ જર્મન હતી. થાયર્સ લખે છે કે:— "તેને જે સુંદર ભવિષ્ય પ્રાપ્ત થવાનું હતું તેનો સ્વીકાર તેણે ઉચિત મૌનથી પણ અતિશય ગૂઢ આનંદથી કર્યો" આ પરિણામથી રશિઆનો મહારાજા નિરાશ થયો અને બહુ જ ચીઢાયો. આ ખબર સાંભળતા જ તે એવું બોલ્યો એમ કહેવાય છે કે:—"આ વ્યવસ્થાથી મારા નસીબમા તો મારા જંગલો જ રહ્યા." કોન્સ્ટેન્ટીનોપલ લેવાની તેની આશાઓ આ નવીન સંબંધથી નાશ પામી.

લગ્ન કરી નાંખવા સારૂ તૈયારીઓ તરત જ કરવામા આવી. બર્થીયરને અસાધારણ—ખાસ એલચી તરીકે મેરીઆ લ્યુઇસાનું માગણું કરવા નેપોલિયન તરફથી મોકલવામાં આવ્યો. પોતાના નામાંકિત પ્રતિપક્ષી આર્ચડ્યુક ચાર્લ્સને લગ્નની વિધિમા પોતાનું પ્રતિનિધિપણું કરવા સારૂ નેપોલિયને પસંદ કર્યો. આ ફેરફાર કેવો વિચિત્ર હતો! થોડા જ માસ ઉપર તો એસ્મુલ, એસ્લીંગ અને વેગ્રામના રણક્ષેત્રોની ભયંકર કતલોમા આ બે માણસો એકમેકની સામે ટક્કર લેતા હતા. અત્યારે તેઓ એક બીજા સાથે

વિશ્વાસથી મૈત્રીના સંબંધથી જોડાયા હતા. મહારાજા નેપોલિયનના નામથી ઑસ્ટ્રિઆના રાજકુમાર ચાર્લ્સે મેરીઆ લ્યુઇસાનું ગ્રહણ કર્યું.

ઇ. સ. ૧૮૧૦ ના મે માસની ૧૧ મી તારીખે આ લગ્નવિધિ એવા ઠાઠમાઠથી કરવામાં આવી કે એવો ઠાઠ વિએનામાં કોઇ વખત પણ થયો ન હતો, અને તમામ પ્રજાએ પોતાનો હર્ષ ખૂલ્લી રીતે પ્રકટ કર્યો. મેરીઆ લ્યુઇસાને આનંદ તથા જયની લાગણીથી ફ્રાન્સ લઇ જવામાં આવી. રસ્તામાં દરેક સ્થળે આનંદ ઉભરાઇ જતો તેને માલમ પડયો. કોમ્પીનના શાકડા ભવ્ય રાજમહેલમા તેણે નેપોલિયનને પ્રથમ મળવું એવી ગોઠવણ કરી રાખવામા આવી હતી, કે જ્યાં નેપોલિયનનો તમામ દરબાર ભરેલો હોય. પરંતુ આવા મેળાપથી તે બીચારીને સ્વાભાવિક રીતે ગુંચવણ અને ગભરામણ થાય તેથી તે અટકાવવા સારૂ નેપોલિયન મ્યુરાટને લઇ કોંપીનથી નીકળ્યો કે જેથી તે પોતાની પત્નીને રસ્તામા વધારે ખાનગી રીતે પ્રથમ મળી શકે. હજી સુધી નેપોલિયન અથવા મેરીઆ લ્યુઇસા એમાથી કોઇએ એક બીજાને જોયા પણ ન હતાં. મેરીઆ લ્યુઇસાનો રસાલો ધીમે ધીમે આગળ આવવા લાગ્યો કે તરત જ નેપોલિયન પોતાની ગાડીમાથી કૂદી પડયો અને તેની ગાડીમા ચઢયો. તેણે તેને ખરા પ્રેમથી આલિંગન આપી તેનો આદરસત્કાર કર્યો. પોતાના પતિનો આવો અણચિંતવ્યો પ્રેમ અને જુસ્સો જોઇ તથા તેનું યૌવન જોઇ આ ખાનદાન કુટુમ્બમા જન્મેલી કન્યા બહુ જ રાજી થઇ. નેપોલિયન તેની પાસે બેઠો અને તેની શાંત સુંદરતા, તેની બુદ્ધિ અને તેનો નમ્ર સ્વભાવ જોઇ બહુ આનંદ પામતો હોય એમ લાગ્યું. નેપોલિયન આ વખતે બહુ જ સુંદર દેખાતો હતો. તેના ગાલ ઉપર એક કરચલી પણ પડી ન હતી. તેનો ચહેરો પારદર્શક ઓલીવ જેવો હતો અને તેની મુખાકૃતિ પ્રાચીન પુરુષોના જેવી દેખાતી હતી. પોતાના નામાંકિત પતિને આવો આકર્ષક અને ઉત્તમ રીત-ભાતવાળો જોઇ મેરીઆ લ્યુઇસા વિસ્મય પામી. તે બોલીઃ—"આપના ચિત્રકારે ચિત્રમા આપને અન્યાય જ કર્યો છે."

વિએનામા જે લગ્નવિધિ થઇ હતી તે ઑસ્ટ્રિઆના દરબારના નિયમ અને રીતરીવાજ પ્રમાણે થઇ હતી. તેથી તે લગ્ન સંપૂર્ણ થયું હતું,

અને તેમા ફેરફાર થઇ શકે એમ ન હતો. ફ્રાન્સની વરીષ્ટ ન્યાયાધીશી પાસે નેપોલિયને આ બાબતની ખાસ તપાસ કરાવી. પારિસમા જે લગ્નવિધિ ફરીથી કરવામાં આવી તે તો માત્ર ઔપચારિક અર્થાત્ નામની જ હતી, અને મેરીઆ લ્યુઇસા જે નવીન પ્રજા ઉપર મહારાણીપદ ધારણ કરવા આવી હતી તેને માન આપવાની ખાતર જ તે કરવાની ગોઠવણ કરવામા આવી હતી. આ લગ્ન વખતે જે દેણગીઓ નેપોલિયને કરી તેમા એક એવો હુકમ પણ બહાર પાડ્યો કે ૬૦૦૦ યુવાન કન્યાઓ પૈકી જેટલી તેના લશ્કરમાંના સારી ચાલ-ચલકત તથા શૌર્યને માટે પ્રખ્યાત થએલા યોદ્ધાઓને તેના પોતાના લગ્નને દિવસે પરણશે તે દરેકને તે ૭૦૦ ફ્રેન્કનું પલ્લુ આપશે.

દંપતી કોમ્પીનમા ત્રણ દિવસ રહ્યા. એપ્રિલની ૧ લી તારીખે આ ઐહિક લગ્ન ફરીથી સેંટ કલાઉડમા કરવામાં આવ્યું. બીજે દિવસે નેપોલિયન અને મેરીઆ લ્યુઇસા પોતાના રાજ્યના સેનાપતિઓને લઇ અને એક સો ગાડી-ઓમા રાજ્યઘરાણાની તથા દરબારની તમામ મંડળી સાથે ઠાઠમાઠથી પારિ-સમાં આર્ક ડી ઇંટ્રાઇલને રસ્તે પેઠા. રાજા અને રાણી રાજ્યાભિષેકની ગાડીમા બેઠા હતા, અને તેથી તે રસ્તે જે ૩,૦૦,૦૦૦ માણસો તેમને જોવા ઉભરાયા હતા તેઓ તેમને તેના મોટા કાચમાથી સારી રીતે જોઈ શકતાં હતા; રાજાના ગાર્ડના માણસો જેમ જેમ ધીમે ધીમે આગળ ચાલતા હતા તેમ તેમ એક-સરખા અને મોટા હર્ષનાદથી તેમને વધાવી લેવામા આવતા હતા. અતિશય ઠાકઠા અને ભભકાદાર શોભાના સાધનોની બેવડી પંક્તિઓ વચ્ચે થઇ ચેમ્પ એલીસીસને રસ્તે તેઓ ચાલ્યા, અને બાગને રસ્તે થઇ તેમણે ટ્યુઇલેરીસમા પ્રવેશ કર્યો. લગ્નની ચોરી મોટા ઓરડામા કરવામા આવી હતી. ત્યા મેરીઆ લ્યુઇસાનો હાથ પકડી નેપોલિયને તેને ત્યા દોરી અને લુવર અને ટ્યુઇલેરીસ વચ્ચે સંબંધ કરાવનારી મોટામાં મોટી અને કિમતીમા કિમતી ચિત્રોની ગેલે-રીમાં થઇ તેઓ પસાર થયા. તેના રસ્તાની બને બાજુએ સૌથી વધારે નામાં-કિત પુરુષોની હાર થઇ ગઇ હતી, અને જે મહાપુરુષની પ્રતિભાના પ્રભાવે ફ્રાન્સ અંધાધુંધીના ખાડામાથી નીકળી પ્રતિષ્ઠા અને સત્તાના ઉચ્ચ શિખરે પહોંચ્યું હતું તે પુરુષ તરફ તેઓ પૂજ્ય બુદ્ધિથી જોવા લાગ્યા.

વિશ્વાસથી મૈત્રીના સંબંધથી જોડાયા હતા. મહારાજા નેપોલિયનના નામથી ઑસ્ટ્રિઆના રાજકુમાર ચાર્લ્સે મેરીઆ લ્યુઇસાનું ગ્રહણ કર્યું.

ઇ. સ. ૧૮૧૦ ના મે માસની ૧૧ મી તારીખે આ લગ્નવિધિ એવા ઠાઠમાઠથી કરવામા આવી કે એવો ઠાઠ વિએનામાં કોઇ વખત પણ થયો ન હતો, અને તમામ પ્રજાએ પોતાનો હર્ષ ખૂલ્લી રીતે પ્રકટ કર્યો. મેરીઆ લ્યુઇસાને આનંદ તથા જયની લાગણીથી ફ્રાન્સ લઇ જવામાં આવી. રસ્તામાં દરેક સ્થળે આનંદ ઉભરાઇ જતો તેને માલમ પડ્યો. કોમ્પીનના ફાંકડા ભવ્ય રાજમહેલમાં તેણે નેપોલિયનને પ્રથમ મળવું એવી ગોઠવણ કરી રાખવામા આવી હતી, કે જ્યા નેપોલિયનનો તમામ દરબાર ભરેલો હોય. પરંતુ આવા મેળાપથી તે બીચારીને સ્વાભાવિક રીતે ગુંચવણ અને ગભરામણ થાય તેથી તે અટકાવવા સારૂ નેપોલિયન મ્યુરાટને લઇ કોપીનથી નીકળ્યો કે જેથી તે પોતાની પત્નીને રસ્તામા વધારે ખાનગી રીતે પ્રથમ મળી શકે. હજી સુધી નેપોલિયન અથવા મેરીઆ લ્યુઇસા એમાથી કોઇએ એક બીજાને જોયા પણ ન હતા. મેરીઆ લ્યુઇસાનો રસાલો ધીમે ધીમે આગળ આવવા લાગ્યો કે તરત જ નેપોલિયન પોતાની ગાડીમાંથી કૂદી પડ્યો અને તેની ગાડીમાં ચઢ્યો. તેણે તેને ખરા પ્રેમથી આલિંગન આપી તેનો આદરસત્કાર કર્યો. પોતાના પતિનો આવો અણચિંતવ્યો પ્રેમ અને જુસ્સો જોઇ તથા તેનું યૌવન જોઇ આ ખાનદાન કુટુમ્બમાં જન્મેલી કન્યા બહુ જ રાજી થઇ. નેપોલિયન તેની પાસે બેઠો અને તેની શાંત સુંદરતા, તેની બુદ્ધિ અને તેનો નમ્ર સ્વભાવ જોઇ બહુ આનંદ પામતો હોય એમ લાગ્યું. નેપોલિયન આ વખતે બહુ જ સુંદર દેખાતો હતો. તેના ગાલ ઉપર એક કરચલી પણ પડી ન હતી. તેનો ચહેરો પારદર્શક ઓલીવ જેવો હતો અને તેની મુખાકૃતિ પ્રાચીન પુરુષોના જેવી દેખાતી હતી. પોતાના નામાંકિત પતિને આવો આકર્ષક અને ઉત્તમ રીતભાતવાળો જોઇ મેરીઆ લ્યુઇસા વિસ્મય પામી. તે બોલીઃ—"આપના ચિત્રકારે ચિત્રમાં આપને અન્યાય જ કર્યો છે."

વિએનામા જે લગ્નવિધિ થઇ હતી તે ઑસ્ટ્રિઆના દરબારના નિયમ અને રીતરીવાજ પ્રમાણે થઇ હતી. તેથી તે લગ્ન સંપૂર્ણ થયું હતું

અને તેમા ફેરફાર થઇ શકે એમ ન હતો. ફ્રાન્સની વરીષ્ટ ન્યાયાધીશો પાસે નેપોલિયને આ બાબતની ખાસ તપાસ કરાવી. પારિસમા જે લગ્નવિધિ ફરીથી કરવામાં આવી તે તો માત્ર ઔપચારિક અર્થાત્ નામની જ હતી, અને મેરીઆ લ્યુઇસા જે નવીન પ્રજા ઉપર મહારાણીપદ ધારણ કરવા આવી હતી તેને માન આપવાની ખાતર જ તે કરવાની ગોઠવણ કરવામા આવી હતી. આ લગ્ન વખતે જે ફેણુગીઓ નેપોલિયને કરી તેમા એક એવો હુકમ પણ બહાર પાડ્યો કે ૬૦૦૦ યુવાન કન્યાઓ પૈકી જેટલી તેના લશ્કરમાંના સારી ચાલચલકત તથા શૌર્યને માટે પ્રખ્યાત થએલા યોદ્ધાઓને તેના પોતાના લગ્નને દિવસે પરણશે તે દરેકને તે ૭૦૦ ફ્રેન્કનું પલ્લું આપશે.

દપતી કોમ્પીનમા ત્રણ દિવસ રહ્યા. એપ્રિલની ૧ લી તારીખે આ ઐહિક લગ્ન ફરીથી સેંટ કલાઉડમા કરવામા આવ્યું. બીજે દિવસે નેપોલિયન અને મેરીઆ લ્યુઇસા પોતાના રાજ્યના સેનાપતિઓને લઇ અને એક સો ગાડીઓમાં રાજ્યઘરાણાની તથા દરબારની તમામ મંડળી સાથે ઠાઠમાઠથી પારિસમા આર્ક ડી ઇટોઇલને રસ્તે પેઠા. રાજા અને રાણી રાજ્યાભિષેકની ગાડીમાં બેઠા હતા, અને તેથી તે રસ્તે જે ૩,૦૦,૦૦૦ માણસો તેમને જોવા ઉભરાયા હતા તેઓ તેમને તેના મોટા કાચમાંથી સારી રીતે જોઈ શકતા હતા; રાજાના ગાર્ડના માણસો જેમ જેમ ધીમે ધીમે આગળ ચાલતા હતા તેમ તેમ એકસરખા અને મોટા હર્ષનાદથી તેમને વધાવી લેવામા આવતા હતા. અતિશય ફાકડાં અને ભભકાદાર શોભાનાં સાધનોની બેવડી પંક્તિઓ વચ્ચે થઇ ચેમ્પ એલીસીસને રસ્તે તેઓ ચાલ્યા, અને બાગને રસ્તે થઇ તેમણે ટ્યુઇલેરીસમા પ્રવેશ કર્યો. લગ્નની ચોરી મોટા ઓરડામાં કરવામાં આવી હતી. ત્યા મેરીઆ લ્યુઇસાનો હાથ પકડી નેપોલિયને તેને ત્યા દોરી અને લુવર અને ટ્યુઇલેરીસ વચ્ચે સંબંધ કરાવનારી મોટામા મોટી અને કિમતીમા કિમતી ચિત્રોની ગેલેરીમાં થઇ તેઓ પસાર થયાં. તેના રસ્તાની બંને બાજુએ સૌથી વધારે નામાંકિત પુરુષોની હાર થઇ ગઇ હતી, અને જે મહાપુરુષની પ્રતિભાના પ્રભાવે ફ્રાન્સ અંધાધુંધીના ખાડામાથી નીકળી પ્રતિષ્ઠા અને સત્તાના ઉચ્ચ શિખરે પહોંચ્યું હતું તે પુરુષ તરફ તેઓ પૂજ્ય બુદ્ધિથી જોવા લાગ્યા.

સુવર્ણથી આંજી નાંખે એવા અને ખરા મધ્યાહ્ન વખતે જેટલો પ્રકાશ પડે છે તેનાથી પણ વધારે અજવાળાવાળા દેવળમા સાંજે નેપોલિયને લગ્નના આશાર્વાદ લીધા. આખા પારિસને હર્ષનો ઉન્માદ થયો હોય એમ લાગ્યું. કોઇ પ્રકારની નિંદા થતી ન હતી. કોઇ પ્રકારની ભીતિ હવે રહી ન હોય એમ લાગતું હતું. લોહીથી ટપકતી તલવાર મ્યાનમા ઘાલી દેવામા આવી હતી અને વિગ્રહથી વિનાશના મુખમાં સપડાયેલા યુરોપમા જાણે એક વાર ફરીથી શાંતિ પ્રસરી હોય એવું લાગ્યુ.

નેપોલિયનના આ લગ્નની જાહેરાત આપવા સારૂ તોપો ફોડવામા આવી અને દેવળોમાં ઘંટ વગાડવામાં આવ્યા ત્યારે જોસફાઇનને તેની પોતાની ઓરડીમાં વેદનાથી રોવું આવ્યું. પણ એક વીરમાતા કરતા વધારે ધૈર્ય વાપરી પોતાની લાગણીને કાબુમા રાખવા તેણે પ્રયત્ન કર્યો.

મેલ્મેઇસોનનો સુંદર મહેલ પારિસથી થોડા જ માઇલ પર આવેલો છે. પાટનગરમા જે વખતે આનંદ પ્રસરી રહ્યો હતો તે વખત જોસફાઇનને દુઃખદાયક હતો તેથી તે ક્રૂર વેદના તેને સહન કરવી ન પડે તેટલા સારૂ બને ત્યાં સુધી તેની લાગણી ન દુઃખાય તે માટે નેપોલિયને તેને નવારનો રાજમહેલ આપ્યો હતો. તે દૂર આઘો આવેલો હતો.

નવારના રાજમહેલમા આવ્યા પછી તરત જ તેણે નેપોલિયનને નીચે પ્રમાણે લખ્યું:—

"નામદાર સાહેબ—સેંટકલાઉડ જતા પહેલા આપે મને ઉત્તમ પત્ર લખ્યો હતો તે મને આજે સવારે મળ્યો છે અને તેમાં આપે જે ઉત્તમ અને પ્રેમાળ લાગણીઓ પ્રદર્શિત કરી છે તેનો ત્વરાથી ઉત્તર આપવા સારૂ આ પત્ર હું લખું છું. મારા અને આપના મનની શાંતિની ખાતર આપણો વિયોગ આવશ્યક હતો છતાં તે વિયોગમા પણ મને આશ્વાસન આપવા આપના પ્રેમને લીધે આપ સાધન શોધી કાઢશો જ એવી મારી ખાત્રી હોવાથી આપના પત્રની હકીકતથી મને વિસ્મય થયો નથી. આપ મારા એકાંત વાસમા પણ મારી ચિંતા કરો છો એ વિચાર મારા હૃદયને બહુ જ અનુકળ તથા આનંદપ્રદ છે. જે પ્રેમમાં આપનો તથા મારો ભાગ હતો તેમાં જે સુખ હતું તેનો, તથા તે

પ્રેમમાં હવે મારો ભાગ નથી તેથી જે દુઃખ થાય છે તેનો અનુભવ લીધા પછી, ઉત્તમ સર્વોપરી સત્તાથી જે વૈભવ ભોગવવાના મળે તે ભોગવ્યા પછી, તેમ જ જે મહાપુરુષને હું ઉત્સાહથી ચાહતી હતી તેના તરફ આખા જગતનો પૂજ્ય ભાવ થતો જોઇ જે આનંદ થાય તે અનુભવ્યા પછી હવે આરામ વિના બીજું શું મારે ભોગવવાનું બાકી રહ્યું છે ? હવે મારે શી આશાઓ પરિપૂર્ણ થવાની બાકી છે ? આપનો ત્યાગ કરવાની જરૂર પડી ત્યારથી બધાનો નાશ જ થયો છે. તેથી મારું જીવન ચાલુ રહે તેને માટે જે આવશ્યક બંધન છે તે માત્ર આપના તરફનો મારો પ્રેમ, મારા બચ્ચા તરફની મારી પ્રીતિ, હજી કાંઇક આપનું ઇષ્ટ સાધી આપવાનો સંભવ અને સૌથી વધારે મહત્ત્વનું—આપ સુખી છો તેની ખાત્રી—એ જ છે.”

“નામદાર સાહેબ ! મારા ઘરમા કોણે કોણે રહેવું તેની પસંદગી કરવાની સ્વતંત્રતા આપે મને આપી છે તેને માટે આપનો હું ઉપકાર માનું છું. મને એક જ વાત દુઃખ આપે છે; તે એ છે કે લાજમરજાદા અથવા અદાબની રૂઢિ ગામડામા અસહ્ય થાય છે. જે ગૃહસ્થ મારી પાસે રહે છે તેમની રહેણીકરણીમાં જરાક ન્યૂનતા આવે તો આપ એમ સમજો છો કે જે મોભો મેં સાચવ્યો છે તેમા કોઇક પ્રકારની ખામી આવશે. પણ તેમાં તમારી ભૂલ છે. એક વાર જે સ્ત્રી આપની મિત્ર હતી અને જે માનને પાત્ર હતી તેમાં તેઓ એક ક્ષણ પણ ન્યૂનતા લાવવાના નથી. આપ નામદાર તરફનો તેમનો પૂજ્ય ભાવ તથા મારા તરફની તેમની પ્રેમની લાગણી—એ બેના પ્રભાવે તેઓ પોતાની સ્થિતિ ભૂલી જશે અને તેથી તેમને યાદ દેવડાવવાની જરૂર છે એ બીતિ પાયા વગરની છે. મારી પ્રતિષ્ઠા અને પદવી મારા રાજ્યાભિષેકથી નથી પરંતુ આપ નામદારે મને પસંદ કરી તેથી થયેલી છે. બીજો કોઇ કશા ઉપયોગનો નથી અને એટલાથી જ આપે મને અચૂક રીતે અમર કરી છે.”

“હું યુજીનની રાહ જોઉં છું. તેને જોવાને હું એવડી ઉત્સુક છું; કારણકે આપની યાદગીરી તાજી કરાવનારી કાંઇક નવીન વસ્તુ તે લાવશે જ, અને જે હજારો બાબતો સંબંધી હું આપને પ્રશ્ન પૂછી ન શકું છતાં જાણવાની જિજ્ઞાસા

ધરાવું તે હજારો બાબતોના ખુલાસા હું તેની પાસેથી મેળવી શકું. એ બાબ તો એવી છે કે આપ નામદારથી મારી સમક્ષ એ સંબંધમાં ઓછુંજ બોલાય આપના મિત્રને (મને) વિસરી જશો નહિ. આપ તેને વારંવાર કહેજો કે આપ તેના તરફ પ્રીતિ રાખો છો; કારણ કે તેમા જ તેનું સર્વોત્કૃષ્ટ સુખ સમાયેલુ છે. વળી આપની ખુશીના સમાચાર પણ વારવાર તેને આપતા રહેજો અને નિશ્ચિત બેસજો કે આપના મિત્રનો ભૂત કાળનો વખત જેવો તોફાની અને કોઇ વખત દીલગીરીથી ભરેલો ગયો છે તેને બદલે હવે તેનો ભવિષ્યનો વખત શાતિમાં જ જશે."

નેપોલિયન પોતાની ઑસ્ટ્રિઅન પત્ની સાથે પારિસમાં દાખલ થયો તેને ત્રણ અઠવાડીયા થયા ન હતાં એવામાં જોસફાઇને તેને એક બીજો હૃદય-ભેદક પત્ર લખ્યો જેમાં તેણે પોતાની માનસિક આધિ અજાણતાં પણ જણાવી દીધી.

" નવાર. તા. ૧૯મી એપ્રિલ. ઇ. સ. ૧૮૧૦.

" નામદાર સાહેબ,—મેલ્મેઇસોન પાછા જવાની આપની પરવાનગીની ખબર મને મારા પુત્ર મારફત મળી છે. આપે લાબા વખતથી પત્ર નહી લખેલો તેથી મારા મનમાં ચિતા અને ભીતિ ઉત્પન્ન થઇ હતી તે આપે બતાવેલી આ કૃપાથી ઘણે અંશે નાશ થઇ છે. મને એવી ધાસ્તી ઉત્પન્ન થઇ હતી કે આપે મને વિસારી મૂકી હશે. પણ મને સમજાય છે કે એમ નથી: તેથી આજે હું ઓછી દીલગીર છું અને હાલના સજોગોમા જેટલી સુખી થવાય તેટલી સુખી છું. આપને કાંઇ વાંધો ન હોવાથી આ માસની આખરે હુ મેલ્મેઇસોન રહેવા જવાની છું પણ નામદાર! મારે જણાવવાની જરૂર છે કે મારી તથા મારાં માણસોની તનદુરસ્તીની ખાતર નવારના રાજમહેલમા દુરસ્તીની તાત્કાળિક જરૂર ન હોત તો આ બાબતમા મેલ્મેઇસોન જવાની આપે જે પરવાનગી મને આપી છે તેનો લાભ હું એટલી ત્વરાથી ન લેત. મેલ્મેઇસોનમા મારે લાબો વખત રહેવાની મરજી નથી. હું પાણીના સ્થળો તરફ અર્થાત્ આપનાથી દૂર જલદી જ જઇશ. પણ જ્યા સુધી હું મેલ્મેઇસોનમા રહુ ત્યા સુધીમાં પણ

આપનાથી હજારો માઇલ દૂર જાણે રહેતી હોઉં એમ હું રહીશ એમ આપ નામદાર ખાત્રી રાખજો. જે આત્મભોગ મેં આપ્યો છે તે નાનો નથી અને દિનપ્રતિદિન મને તેની મહત્તા માલમ પડે છે. પણ તે ભોગ મારા તરફનો જ રહેશે અને તેમ જ થવું ઇષ્ટ છે. મારા શોકના પ્રકટીકરણથી આપ નામદારના સુખમાં વ્યત્યય લાવવાની મારી જરા પણ ઇચ્છા નથી. આપ સુખી રહો એવી પ્રાર્થના હું સતત કર્યા કરૂં છું. આપની નવીન સ્થિતિને હું હમેશા માન આપીશ. તેથી જ આપને મારી આ લાગણીની ખાત્રી થશે અને હું તે માત્ર ગુપ્ત રીતે જ આપીશ. જે પ્રેમથી આપ નામદાર મને પ્રથમ ચાહતા હતા તે પ્રેમમા જ સંપૂર્ણ વિશ્વાસ રાખી તે પ્રેમની નવીન પ્રતીતિ હું માગનાર નથી. આપ નામદારની ન્યાયબુદ્ધિ અને અંતઃકરણની વૃત્તિઓને હું અધીન થઇશ. હું આપની પાસે એક જ માગણી કરૂં છું. તે એ છે કે આપના મનમાં મારૂં સ્મરણ છે અને મિત્ર તરીકે આપ મને ઘણી જ ઉત્તમ ગણો છો એવી ખાત્રી મને તથા મારી આસપાસના માણસોને આપવા સારૂ આપે પ્રસંગોપાત્ત સાધનો શોધવાં જોઇશે. આ સાધનો—પછી તે ગમે તે હોય તોપણ—મારા દુઃખનો ભાર ઓછો કરશે અને આપ નામદારના સુખની વાત જે મનથી અતિશય મહત્ત્વની છે તેમા કાંઇ તેથી ન્યૂનતા આવવાની નથી. લી. જોસફાઇન."

આ પત્રનો નેપોલિયને એવો જવાબ લખ્યો કે તેના પરિણામે જોસફાઇને તેને નીચે પ્રમાણે લાગણીભરેલો પત્ર ઉત્તરમાં લખ્યો:—

"આપ મને ભૂલી ગયા નથી તેને માટે આપનો સહસ્રશઃ આભાર માનું છું. મારા પુત્રે આપનું પત્ર મને આપ્યું છે. મેં તે બહુ જ અધીરાઇથી વાંચ્યું અને તે છતાં વાચતાં મને ઘણો જ વખત લાગ્યો; કારણકે એમાંનો એક અક્ષર પણ એવો ન હતો કે જેનાથી મને રોવું ના આવે. પણ એ અશ્રુપાત આશ્વાસન આપનારો હતો. મેં મારા અંતઃકરણ ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો છે અને હવે તે તેવું જ અધીન રહેશે. કેટલીક લાગણીઓ તો જીવન સ્વરૂપની જ હોય છે અને તેનો અંત જીવનના અંત સાથે થાય છે. મારો ૧૯મીનો પત્ર આપને આટલો દુઃખકારક થઇ પડયો તેથી મને નિરાશા ઉત્પન્ન થઇ છે. તેમાં મેં શું

લખ્યું હતું તેની મને યાદ નથી; પણ અતિશય વેદનાથી તે પત્ર પ્રેરાયો હતો મને સાંભરે છે. આપ મોન ધારણ કરી બેઠા હતા તેથી ચીડાઇને મે તે પત્ર લખ્યો હતો. મેલ્મેઇસોનથી નીકળતાં મેં આપને લખ્યું હતું અને ત્યાર પછી આપને પત્ર લખવા મેં બહુ જ વખત વિચાર કર્યો હતો. પણ આપના મૌનનું કારણ હું કળી ગઇ તેથી નવીન પત્ર લખી વિઘ્ન કરવાનું મને દુરસ્ત ન લાગ્યું આપનો પત્ર મને અમૃત સમાન થઇ પડ્યો છે. આપ સુખી થાઓ જેટલા સુખી થવાને પાત્ર છો એટલા સુખી થાઓ ! આ હું મારા અંતઃકરણથી કહું છું. મને મારા સુખનો હીસ્સો આપે બરાબર આપ્યે છે અને તેની બુજ મેં બરાબર કરી છે. આપના પ્રેમના ચિહ્ન સિવાય બીજુ કાંઇ મને કિંમતી નથી. સલામ મારા મિત્ર ! આપના તરફ જેવો મારો પ્રેમ છે-તેવો જ હું આપનો આભાર માનું છું.

લી. જોસફાઇન. ”

નવીન લગ્ન થયા પછી થોડે દિવસે પોતાની નવીન પત્નીને લઇ નેપોલિયન પોતાના રાજ્યના ઉત્તર પ્રાંતોમાં ફરવા સારૂ ગયો. તેમના તરફ તમામ સ્થળે પૂજ્ય વૃત્તિ અને પ્રેમના પ્રદર્શન સારી રીતે થયા છતા ઈંગ્લાંડ હજી ખાઇપીને તેના તરફ શત્રુત્વ ધરાવી વિગ્રહ ચલાવ્યાં જ કરતું હતું. પોતાના રાજ્યની આંતર વ્યવસ્થાના ભાર ઉપરાંત, પૃથ્વીના પડ ઉપર આવેલાં ધનાઢ્ય અને સત્તાવાન્ રાજ્યોના ભગીરથ પ્રયત્નો સામે નેપોલિયનને ટક્કર ઝીલવાની હતી. ઈંગ્લાંડ પોતાના નૌકામાંથી જ્યા જ્યા તોપ છોડી શકાય ત્યા ત્યા ફ્રાન્સ ઉપર ગોળાઓ ફેંકતું જ રહ્યું હતું. ફ્રાન્સના રાજપક્ષના લોકોને અથવા જેકોબીન પક્ષના લોકોને ખટપટથી અથવા દ્રવ્યની મદદથી ઈંગ્લાંડ ઉશ્કેર્યા જ કરતું અને બંડ કરવા પ્રેરતું; તેમ જ પોર્ટુગાલ અને સ્પેનના બંડખોરોના હૃદયમા તે અમર શત્રુતાની લાગણી ઉત્પન્ન કરતું હતું. યુરોપમા વિગ્રહના અગ્નિની બુઝાઇ જતી ચીણગારીઓને ઓલવાઇ જતી અટકાવવા સારૂ ઈંગ્લાંડ ખરેખરી જાગૃતિ અને સાવચેતીથી પ્રયત્ન કરતું હતું. ઉમરાવો જે સત્તા પચાવી પડ્યા હતા તેનો શત્રુ નેપોલિયન હતો અને પ્રજાના હક્કનો હીમાયતી હતો. તેની સામે નવા નવા રાજાઓને

એકત્ર થવા સારૂ નેપોલિયનની વિસ્મયકારક કારકીર્દીથી જે ઇર્ષ્યાઓ બીજી પ્રજામાં ઉભી થઇ હતી તેનો લાભ લેવામા ઇંગ્લાંડે એટલી બધી ખંત રાખી હતી કે તે ખંત જો બીજા કોઇ સારા કામમા ઉપયોગ લેવામાં આવી હોત તો ખરેખર તે પૂજ્ય ભાવને પાત્ર ગણાત. ઇંગ્લાડ પોતાના પ્રયત્નોમા સફળ થયું હતું. લોહીથી તરબોળ થયેલા યુરોપમા વિગ્રહના અગ્નિની જવાળા એક વાર ફરીથી બમણા જોરથી ફેલાઇ અને ભભૂકવા લાગી.

યુરોપના રાજાઓ પૈકીના એક સાથે સંબધ કરવાથી યુરોપના કાયદે-સર રાજાઓની પંક્તિમાં નેપોલિયન જાણે આવ્યો હોય એમ હોવાથી તે એવી આશા રાખતો હતો કે છેવટે ઇંગ્લાંડ પણ સુલેહ કરવા સારૂ પોતાની સંમતિ આપશે તેથી તેણે એક વાર ફરીથી પોતાના લડાયક પાડોશીને વિગ્રહ બધ કરવાની સમજાણ પાડવા ભીમ પ્રયાસ કર્યો. છતાં તેમા તે નિષ્ફળ નીવડ્યો. સુલેહશાતિને માટે વારંવાર આ પ્રમાણે આજીજી કરવામા તેણે પોતાની ફરજ જેટલે અંશે બજાવવી જોઇએ તેટલે સંપૂર્ણ અશે તે બજાવતો હતો. મી० કૉબ્ડને કહ્યું હતું કે "ફ્રાન્સે વિગ્રહ જગવ્યો નથી જ એટલુ કહેવું બસ નથી પણ ઇંગ્લાડ સાથે કજીઓ ન થાય તે સારૂ તે લગભગ પગે પડ્યું હતું." આ શબ્દો તદ્દન ખરા છે.

સેવરી લખે છે કે:—"ઑસ્ટ્રિઆના રાજકુટુમ્બ સાથે મહારાજા (નેપોલિયન) ને સંબંધ થયો ત્યારથી તે એમ જ માની ખુશ થતો હતો કે તેની ઉમેદ બર આવી છે. તે ઉમેદ એ હતી કે ફ્રાન્સમાં સ્થપાયેલી રાજ્ય-વ્યવસ્થા એક પ્રથમ પંક્તિની સત્તા સાથે જોડવી, અને એમ કરી યુરોપમાં શાતિ પ્રસારવી; અર્થાત્ તે હવે એમ સમજતો હતો કે હવે યુરોપના રાજાઓ ફરીથી એની વિરુદ્ધ એકત્ર નહીં થાય. ઇંગ્લાડ સાથે સંધિ કરવા સિવાય હવે કાંઇ પણ કરવાનું બાકી રહ્યું ન હતું. તેથી હવે તે વિષય ઉપર મુખ્યત્વે કરીને એનું ધ્યાન ખેંચાયું. વસ્તુતઃ, અમારી સ્થિતિ એવી હતી કે જો ઇંગ્લાડ સધિ કરવા કોઇ પણ પ્રકારે તૈયાર ન થાય તો વિગ્રહ લાબા વખત સુધી ચાલુ રહે. ઇંગ્લાડ સાથે સંધિ કરવા સારૂ રશિઆની દરમ્યાનગીરી એ વખત કરવામાં

આવી હતી અને બંને વખત અંગ્રેજ સરકારે તે વાતનો સ્વીકાર કર્યો ન હતો તેણે એવા શબ્દોમા અનાદર કર્યો હતો કે તે અનાદર કયા કારણથી કરવામ આવે છે તેનું કારણ પણ પૂછવાનું સાધન રહ્યું ન હતું. તે છતાં પોતાના તરફથ વ્યાજબી દરખાસ્તો થશે તો ઇંગ્લાંડ સાભળ્યા વિના નહી રહે એવી આશ મહારાજાએ છોડી ન હતી. આવી રીતે સધિ કરવાની આશાનો તેણે તદ્દ ત્યાગ કર્યો ન હતો. તેમા તે કેટલે અશે વ્યાજબી હતો તે નક્કી કરવા સા અગ્રેજ સરકારના વિચાર જાણવા તેણે સાધનો શોધ્યાં. ”

“એવું કામ ગુપ્ત રીતે કરવાની આવશ્યકતા હતી; નહી તો એનો વિચા અતિશય ખૂલ્લી રીતે જણાઇ જાય. દરીઆઈ બાબતોમા ફ્રાન્સ કરતાં હોલાંડ સધિ કરવાની વધારે અગત્ય હતી. તે દેશનો રાજા લ્યુઇ પ્રજામાં ઘણે પ્રિય થઈ પડ્યો હતો. અને સાધન વિનાના દેશની ગાદી ઉપર વધારે વખત બેસવાથી પોતાને કેટલી અગવડ થવાની છે તેની વાત તેણે સ્પષ્ટ રીતે નેપો લિયનને જણાવી દીધી હતી. તેથી નેપોલિયનની સમતિ લઈ હોલાંડે પહેલ વહેલો સંધિ માટેનો પત્રવ્યવહાર ઇંગ્લાડ સાથે શરૂ કર્યો. વ્યાપારિક પત્રવ્યવહા જાણે ચાલતો હોય તેમ આ પત્રવ્યવહાર ચલાવવામા આવ્યો. ‘હોપ’ નામના માણસની આમ્સ્ટરડામમા આવેલી દુકાનનો ઇંગ્લાડ સાથેનો વ્યાપાર બીજી દુકાનો કરતા વધારે હતો. એ દુકાનની પ્રતિષ્ટા મોટી હોવાને લીધે પોતાના વ્યાપારના જ કામકાજમાં, કોઈ પણ જાતના ઓચિત્યનો ભંગ કર્યા વિન હોલાંડ અને ઇંગ્લાડની સરકાર વચ્ચે પત્રવ્યવહાર ચલાવવા સારૂ જેવુ સ્વરૂપ પકડવું પડે તેવું પકડી શકાય એમ હતું. તે દુકાનમાં લાબુશેર નામનો એક ભાગીઓ હતો. લડનમાંની પ્રથમ પંક્તિની એક દુકાન સાથે તેને ઘર જેવો સગાઇનો સંબંધ હતો. લાબુશેરે હોપને શરનામે કાગળો લખવા માંડયા; તે દુકાનવાળાએ તે પત્રો રાજા લ્યુઇને આપવા માંડયા; લ્યુઇ પાસેથી મહારાજા નેપોલિયનના હાથમા તે પત્રો આવવા લાગ્યા.

ફ્રાન્સની પોલીસનો ઉપરી ફુશે જે સ્વભાવે ચંચળ હતો તેણે પણ તે જ વખતે પોતાની જ જવાબદારી ઉપર નેપોલિયનથી ગુપ્ત રીતે એક એજ-

ટને છાનોમાનો મોકલી બ્રીટીશ પ્રધાનમંડળના વિચાર જાણવાની હીમત કરી હતી. આ વિચિત્ર કામ કરવા સારૂ ઓવરાર્ડને મોકલવામાં આવ્યો હતો. સર વૉલ્ટર સ્કોટ લખે છે કે –" આનું પરિણામ એ આવ્યું કે ઓવરાર્ડ અને નેપોલિયનનો એજટ બંને માણસો એક બીજાના કામથી અજાણ્યા રહ્યા અને તેઓએ બંનેએ લગભગ એક જ વખતે માર્ક્વીસ ઑફ વેલેસ્લી સાથે પત્ર-વ્યવહાર શરૂ કર્યો. આ પ્રમાણે બે તરફથી કામ શરૂ થતું જોઇ અંગ્રેજ પ્રધાન વેલેસ્લીને વિસ્મય થયો. સ્વાભાવિક રીતે કાઇક છેતરપડી કરવાનો વિચાર સામા પક્ષનો હશે એવો સંશય તેને થયો તેથી તે બંને સાથેનો પત્રવ્યવહાર તેણે એકદમ બંધ કરી દીધો " આ પ્રમાણે વારંવાર અપમાન અને અનાદર બ્રીટીશ પ્રધાનમંડળથી થતા છતાં નેપોલિયને સુલેહને માટે અનેક વખતે અને અશ્રાન્ત રીતે પ્રયત્નો કર્યા. તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે વિગ્રહ લંબાવવા તેની મરજી ન હતી. નેપોલિયન ફરીથી નિરાશ થયો અને ફુશેએ જે અક્ષન્તવ્ય ધૃષ્ટતા કરી હતી તેને માટે તેના ઉપર ઘણો જ ગુસ્સે થયો.

જ્યારે ફુશેની જુબાની કાઉન્સીલ આગળ લેવામાં આવી ત્યારે નેપોલિયને તેને પૂછ્યુ:–" ઓવરાર્ડને ઇંગ્લાડમાં શા કામ સારૂ મોકલવામા આવ્યો હતો ? "

ફુશેએ જવાબ આપ્યો:—" આપ નામદારને જે વિચાર મેં જણાવ્યા હતા તે પ્રમાણે ગ્રેટ બ્રીટનમા પરદેશ ખાતાના નવા પ્રધાનના શા વિચાર છે તે જાણવા સારૂ તેને મોકલવામા આવ્યો હતો. "

નેપોલિયને કહ્યું:—" ત્યારે તમે આ પ્રમાણે મને ખબર આપ્યા વિના વિગ્રહ કરવો કે સંધિ કરવી એની તમામ જવાબદારી તમારે માથે લો છો ? ડ્યુક ઑફ ઓટ્રેન્ટો ! તમને ફાસીએ ચઢાવી દેવા જોઇએ. "

ફુશેને પોલીસ ખાતાના પ્રધાનપણા ઉપરથી દૂર કરવામાં આવ્યો. છતાં પોતાની સ્વાભાવિક ઉદારતા બતાવી રોમના સુબા તરીકે તેણે તેને માનપ્રદ રીતે દેશનિકાલ કર્યો.

નેપોલિયન પછીથી કહેતો કેઃ—" ફુશે પોતાના ગંદા પગ બધા માણસોના જોડામાં હંમેશાં ઘાલે છે."

એલીસન લખે છે કેઃ—" માર્કવીસ ઑફ વેલેસ્લી બ્રીટીશ સામ્રાજ્યની સમૃદ્ધિને માટે અતિશય આગ્રહ રાખતો, અને આખી દુનીઆનો વ્યાપાર તેણે એક હાથે કરેલો હોવાથી જે સાધનો તેની પાસે આવ્યા હતાં તેને પ્રભાવે તે લાબા વખત સુધી ચાલનારા વિગ્રહ સામે ટકી શકવાને સમર્થ છે એમ તે કહેતો."

બ્રીટીશ નૌકા વિજયી થઇ તમામ સમુદ્રો ઉપર પોતાનો વાવટો ફરકાવતું હતું. સમુદ્ર માત્ર તેના તાબાનો પ્રદેશ હતો અને તેમા બીજા કોઇથી વાધો કઢાતો નહી. થોડા જ વખત ઉપર મોટાં લડાયક બારકસો મોકલી તેણે ફ્રાન્સ પાસેથી જાવાનો દ્વીપ ખુંચવી લીધો હતો.

એલીસન લખે છે કેઃ–" આ સુંદર દ્વીપ ફ્રાન્સના તાબામાં દરીઆપાર રહેલા સંસ્થાનો પૈકી છેલ્લું જ સંસ્થાન હતું. તેને લઇ લેવાનો વિચાર લોભી બ્રીટીશ સરકારનો લાંબા વખતથી ઉદ્દેશ હતો. તેથી એક મોટો કાફલો જાવા લેવા સારૂ મદ્રાસમાં તૈયાર કરવામા આવ્યો. અંગ્રેજોનો સંપૂર્ણ વિજય થયો. આ ફળદ્રુપ સુંદર દ્વીપ આખો બ્રીટીશ સરકારના તાબામાં આવ્યો. આ પ્રમાણે ઇંગ્લાડ અને ફ્રાન્સ વચ્ચેની દરીઆઇ લઢાઇનો અંત આવ્યો. ફ્રાન્સને સંસ્થાનો જમાવી રાજ્ય કરવું હતું તેની એ બાબતની છેલ્લી આશા આ પ્રમાણે વ્યર્થ ગઇ."

આખા પૃથ્વીના ગોળાને ઇંગ્લાડ પોતાના જ બે હાથમા સજડ પકડે અને તે છતા બોનાપાર્ટના અતિશય મોટા લોભની ખૂલ્લી રીતે નિંદા કરે એ તેની નીતિ ખરેખરી આશ્ચર્યકારક છે.

વળી એલીસન આગળ લખે છે કેઃ–" પોતાના પ્રતિસ્પર્ધી પાસેથી તમામ સંસ્થાનો ઇંગ્લાંડે ઝુંટવી લીધાં અને એમ કરી મનુષ્ય જાતનાં આદિનાં સંસ્થાનોનો કબજો તેણે લઇ લીધો. પરંતુ આ કજીઓ આટલેથી પતી જાય એમ ન હતું. સ્પર્ધા કરનારી સત્તાઓ (ઇંગ્લાડ અને ફ્રાન્સ)

પોતાના સાધનોથી મોટી બની, જળ અને જમીન ઉપર અનુક્રમે જબરી થઈ હતી અને તે હવે એકમેક સાથે ભયંકર અને છેલ્લી અથડાઅથડીમા આવવાની હતી. ઇંગ્લાંડ પોતાનું અસંખ્ય લસ્કર ફ્રાન્સ ઉપર ઉતારનારૂં હતું, અને પોતાની સત્તા યુરોપમાં સર્વોપરિ ઠરાવવા સારૂ પોતાના જૂના શત્રુ ફ્રાન્સ સાથે પોતાને અનુકૂળ સ્થળ ( જળ ) ઉપર વિગ્રહ કરનાર હતું. અમેરિકા સિવાયના બીજા જૂની પૃથ્વીના દેશોના ઉપરીપણાનો નિર્ણય રશિઆ સાથેના વિગ્રહથી થવાનો હતો. ”

ફ્રાન્સનું નૌકા તો નાશ પામ્યું હતું; તેનો દરીઆઇ વ્યાપાર પણ નાશ પામ્યો હતો; તેના પરદેશના સંસ્થાનો તેની પાસેથી ઝુંટવી લેવામા આવ્યાં હતા. જગત્મા સૌથી પ્રબળ ગણાતા નૌકાવાળી રાજસત્તા તેના જે સ્થળ ઉપર ગોળા પડી શકે તે સ્થળ ઉપર ગોળા ફેકતી જ હતી. ફ્રાન્સ વારંવાર અને ગંભીર રીતે સુલેહ કરવાની આછી કરતું હતું તે છતા તે આછીનો અનાદર અપમાન અને નિંદાથી થતો હતો. તેથી બ્રીટીશ માલને યુરોપમાં પેસવા ન દેવાને વ્યાપારી પદ્ધતિ દાખલ કરી પોતાના ભયંકર શત્રુને હંફાવવા સિવાય બીજો માર્ગ ફ્રાન્સને હવે રહ્યો જ ન હતો.

હોલાંડનો રાજા જે નેપોલિયનનો ભાઈ થતો હતો તે લ્યુઈ બોનાપાર્ટ નેપોલિયનના રાજકીય વિચારોને અનુસરવા કરતા પોતાની પ્રજાની તાત્કાળિક સમૃદ્ધિ વધારવામા વધારે સ્વાર્થ સમજતો હતો તેથી તેણે નેપોલિયનના બ્રીટીશ માલનો બહિષ્કાર કરવાના હુકમનો અમલ બરાબર કર્યો નહી. તેથી ઢગલાબંધ બ્રીટીશ માલ હોલાંડનાં બંદરોમા આવતો અને તે રસ્તે થઈ આખા યુરોપમાં ફેલાતો.

આ પ્રમાણે નેપોલિયન લોહી રેડયા વિના જબરૂ યુદ્ધ ચલાવી રહ્યો હતો તેનાથી વિરુદ્ધ રાજ્યનીતિ લ્યુઇની હતી. તેને અટકાવવાને તેણે નિશ્ચય કર્યો. જે નવાં પ્રજાકીય રાજ્યો તેના પોતાના હુકમથી અસ્તિત્વમા આવ્યા હતા, અને જેઓ પોતાના ઉપર પાડોશના શત્રુઓ ચઢી આવે તો સંરક્ષણ સારૂ ફ્રાન્સ ઉપર જ આધાર રાખતાં હતા તેમની મદદ માગવાનો પોતાને હક્ક છે એમ તે સમજતો હતો. ફ્રાન્સની પ્રજાકીય સંસ્થાઓ જો ઉથલાવી નાખવામા આવે તો

તે તમામ નવા રાજ્યોનો પણ સામાન્ય રીતે નાશ થયા વિના રહે નહી એમ હતું વસ્તુતઃ જ્યારે નેપોલિયનની અવનતિ થઈ ત્યારે તેની સાથે રાજ્યબંધારણના નિયમને અનુસરીને પ્રજાના જે હકકનો સ્વીકાર કરવામાં આવ્યો હતો તે તથા પ્રજાકીય સ્વતંત્રતા તે બંનેનો આખા યુરોપમાં નાશ થયો. તેથી આ સર્વ સાધારણ કામમા આવાં રાજ્યો જે પરસ્પર એકબીજા ઉપર આધાર રાખતા હતાં તેમની મદદ માગવામા પોતે જૂલમ કરે છે એમ તેના મનમાં જરા પણ આવ્યું નહી. આ નવીન રાજ્યોએ તેના હુકમ પ્રમાણે અમલ કરવાનું વચન આપ્યું હતું. હવે તેઓ પોતે આપેલી પ્રતિજ્ઞા પાળવા તૈયાર ન હતા તેથી તે બધાનું જ અનિષ્ટ થવાનું છે એમ તેને લાગ્યું. ઈંગ્લાંડની તોપોમા ખીલા માર વાના કામમા પોતે મદદ કરશે એવી ભીષ્મ પ્રતિજ્ઞા રશિઆ તથા પ્રુશિઆએ પણ આપી હતી.

હોલાંડ વિરુદ્ધ જે ફરીઆદ નેપોલિયનને કરવી પડી હતી તેના કારણો ક્યાં હતા તે નીચેના કાગળ ઉપરથી જણાશે. તે કાગળ નેપોલિયને લ્યુઈને લખ્યો હતો.

" પ્રિય ભાઈ; આપનો પત્ર મને મળ્યો છે. હોલાંડના સબંધમાં મારા વિચાર કેવા છે તે મારે આપને જણાવવા એવી આપની ઇચ્છા છે, તો હું તે નીખાલસ મનથી જણાવી દઉં છું. જ્યારે આપ નામદાર હોલાંડની ગાદી પર બેઠા ત્યારે જ આપની પ્રજાનો કેટલોક ભાગ તો ફ્રાન્સ સાથે જોડાઇ જવાની ઇચ્છાવાળો હતો. ઇતિહાસમાથી હોલાંડની પ્રજાની બહાદુરી માટે મને મોટો માનપ્રદ વિચાર ઉભો થયો હતો. તેથી તે પ્રજાનું નામ તથા તેની સ્વતંત્રતા જાળવી રાખવાની મારી ઇચ્છા થઇ હતી. તેથી હોલાંડનું રાજ્યબંધારણ મેં જ ઘડી કાઢયું અને તેને અનુસરી આપની ગાદી સ્વસ્થ થઇ અને આપને મે ગાદી ઉપર બેસાડયા. મને એવી આશા હતી કે મારી દેખરેખ નીચે મે આપને ઉછેરેલા હોવાથી, જેવી રીતે કોઇ પ્રજા પોતાના બચ્ચાં પાસે અને ખાસ કરીને તેના રાજઘરાણાનાં માણસો પાસે જે પ્રેમની આશા રાખે તેવી આશા ફ્રાન્સ આપના તરફથી રાખે અને આપ ફ્રાન્સને માટે તેટલી પ્રીતિ રાખો. વળી મને એવી પણ આશા હતી કે મારી રાજ્યનીતિની

કેળવણી આપને મળેલી હોવાથી આપને એવું પણ લાગ્યા વિના ન રહેવું જોઇએ કે હોલાંડને બીજો કોઇ મિત્ર ન હોવાથી તથા તેની પાસે લશ્કર ન હોવાથી જે ક્ષણે તે ફ્રાન્સની વિરુદ્ધ જશે તે જ ક્ષણે તેનો પરાજય થશે. હોલાંડે મારી રાજ્યનીતિથી વિરુદ્ધ વર્તવાનું નથી. ટુંકામાં તેનો સંબધ સંધિના કરારોથી મારી સાથે અવિચ્છિન્ન રહેવો જોઇએ."

"આ પ્રમાણે વિચાર કરી મેં મારા જ કુટુમ્બના એક માણસને તે દેશની ગાદી પર બેસાડ્યો અને એમ વિચાર્યું કે એ બે દેશના લાભનો સંયોગ કરવાનાં સાધન મને મળશે અને ઇંગ્લાંડ સાથેની શત્રુતામા તે બે દેશ એકઠા રહેશે અને સામાન્ય રીતે તે શત્રુત્વની લાગણી એક સરખી સમજાશે. હુ જાણું છું કે કેટલાક લોકો એવું શીખ્યા છે કે મારા વખાણ કરવા અને ફ્રાન્સની નિંદા કરવી. પણ જેમને ફ્રાન્સ ઉપર પ્યાર નથી તેઓ મને ચાહતા નથી એમ મારી માન્યતા છે. મારી પ્રજાનુ જે ભૂંડું બોલે છે તે મારા કટ્ટા દુસ્મન છે. આપ જો અતરથી ફ્રેંચ હશો તો જ હું આપનો ભાઇ છું. પરંતુ આપણા દેશના સ્વાર્થ તરફ આપનુ દુર્લક્ષ થશે તો કુદરતે જે સંબંધ આપણા બે વચ્ચે રાખ્યો છે તેનો હું ત્યાગ કરીશ તો આપ ખોટું નહીં જ લગાડો."

હોલાંડ અને ઇંગ્લાંડના વ્યાપાર વચ્ચે આ પ્રમાણે પ્રત્યવાય આવતો જોઇ, લ્યુઇએ તકરાર કરી અને છેવટે નારાજ થઇ તેણે હોલાંડની ગાદીનો ત્યાગ કર્યો. તે હોલાંડમાંથી ગુપ્ત રીતે જતો રહ્યા. પછી તેની તબીયત સારી રહી નહી અને ઘરમા પણ કંકાસ થયો તેથી તેના દિવસો દુઃખમાં ગયા.

નેપોલિયન સેંટહેલીનામા કહેતો કેઃ—"રૂસોના ગ્રંથો વાચી લ્યુઈ બગડી ગયો હતો. તેણે પોતાની સ્ત્રી સાથે થોડાક મહિના સુધી સારાસારી રાખવાની યુક્તિ કરી હતી. તે દંપતીમાં બંનેના દોષો હતા લ્યુઈ સ્વભાવનો ચીડીઓ હતો અને હોર્ટેન્સ બહુ ચંચળ હતી. તેઓ એક બીજાને લગ્ન વખતે અનુકુળ હતાં અને તે લગ્ન બંનેની ઇચ્છાથી થયું હતું. પરંતુ આ લગ્નની ગોઠવણ જોસફાઇને કરી હતી; કારણ કે તેને તેના પોતાના સ્વાર્થના વિચારો એ ઘાટ ગોઠવવામા હતા. મારી મરજી પ્રમાણે કરવામાં આવ્યું હોત તો હું મારા

સંબંધ બીજા કુટુમ્બો સાથે કરત અને એક વાર તો મને એવો વિચાર આવ્યો હતો કે લ્યુઇનું લગ્ન ટેલીરેન્ડની ભત્રીજી સાથે કરવું. તે કન્યા પછી મેડમ જસ્ટ ડી નોએલીસ થઇ હતી."

"પરતુ હોર્ટેન્સ—સદ્‌ગુણી, ઉદાર, પતિપરાયણા હોર્ટેન્સ—પોતાના પતિ તરફના વર્તનમા તદ્દન દોષમુક્ત ન હતી. તેના તરફ મારો ઘણો જ પ્યાર હતો. છતા આ વાત તો મારે કબૂલ કરવી જ જોઇએ અગર જો તે પણ મને ખરા અંતઃકરણના પ્રેમથી ચાહતી હતી. જો કે લ્યુઇના તરંગી વિચારો ઘણું કરીને હોર્ટેન્સને ચીડવવાને પૂરતા હતા છતા તે હોર્ટેન્સને ચાહતો, અને એવા સંજોગોમા સ્ત્રીએ પોતાના સ્વભાવને કાબુમાં રાખવો જોઇએ અને પોતાના પતિના પ્યારના બદલામા પ્રીતિ દેખાડવી જોઇએ. તેને પોતાને જ સુખ થાય એવી રીતે હોર્ટેન્સ વર્તી હોત, તો પાછળથી જે કાયદાની મદદ લઇ તેને દાવો કરવો પડ્યો તે કરવાની તેને જરૂર રહેત નહીં અને પોતે સુખી થાત અને છેવટે હોલાન્ડમાં તેની સાથે તે જઇ શકી હોત. એમ થયું હોત તો લ્યુઇ આમ્સ્ટરડામ છોડી જતો રહ્યો તે જતો ન રહ્યો હોત અને હોલાંડના રાજ્યને ફ્રાન્સ સાથે મારે જોડી દેવાની ફરજ પડી તથા તેથી આખા યુરોપમાં મારી પ્રતિષ્ઠાને ન્યૂનતા આવી તે થવાનો પ્રસંગ આવત નહી."

લ્યુઇએ નેપોલિયનને લખ્યું કેઃ—"ઈંગ્લાંડને હંફાવવાના માત્ર ત્રણ જ રસ્તા છે. ( ૧ ) તેનામાથી આયર્લાંડને જૂદું પાડવું; ( ૨ ) હિંદુસ્તાનમાં આવેલા તેના પ્રદેશો લઇ લેવા અને ( ૩ ) તેના કીનારા ઉપર ચઢાઇ કરવી. છેવટના એ માર્ગ મોટી સમર્થ નોકાના અભાવે અશક્ય છે. પણ પ્રથમના માર્ગ તરફ આમ સહેલાઇથી દુર્લક્ષ થાય છે તે જોઇ મને આશ્ચર્ય થાય છે. આપના શત્રુઓ ઉપર સખત ફટકો લગાવવાના પ્રયત્નમાં આપ આપની જાતને તથા આપના મિત્રોને પણ જોખમમા નાખો છો. તે પદ્ધતિ કરતાં યુરોપમા સર્વત્ર શાતિ કરવા ઇંગલાંડ સાથે સંધિ કરવા આ પ્રથમનો માર્ગ વધારે અસરકારક છે."

આ વખતે હોર્ટેન્સ પોતાના બે છોકરાં સાથે પારિસમા હતી. તે તેના પતિથી જૂદી પડી હતી. તેનો એક છોકરો જેનું નામ નેપોલિયન હતું તેને નેપોલિયને પોતાના ખોળામાં બેસાડ્યો અને કહ્યું:—" આવો દીકરા, તમારા પિતાને સ્થાને હું રહીશ. હું તમને કશું નુકશાન નહીં થવા દઉં. તમારા બાપના વર્તનથી મારૂં અંતઃકરણ અતિશય દુઃખાય છે. પણ તેની શારીરિક નબળાઇને લીધે તેનુ વર્તન એવું હશે એમ લાગે છે જ્યારે તમે મોટા થાઓ ત્યારે તેના દેવામા તમારૂં દેવું ઉમેરજો અને યાદ રાખજો કે મારી રાજ્યનીતિને લીધે મારા રાજ્યના અર્થ સારૂ તમે ગમે તે સ્થિતિમા મૂકાયા હો તો પણ તમારી પહેલી ફરજ મારા તરફ છે અને બીજી ફ્રાન્સ તરફ છે. એ સિવાયની તમારી બીજી ફરજો—જે પ્રજા ઉપર હુ રાજ્ય કરવાનું તમને સોંપુ તે પ્રજા તરફની ફરજો પણ—આ બે ફરજોથી ગૌણ ગણવાની છે."

સેવરી લખે છે કે:—" લ્યુઇએ ગાદીનો ત્યાગ કર્યો અને તે નાસી ગયો તેથી મહારાજાના પક્ષને લોકમતમાં ઘણુ જ વેઠવું પડ્યુ એમા કાંઇ શક નથી. આ ખબર જ્યારે મહારાજાએ સાભળી તે વખતે તેમની નજીક એક માણસ હતો. તે મને કહેતો હતો કે આટલો બધો વિસ્મયચકિત થયેલો કોઇ દિવસ મેં તેને જોયા ન હતો. તે કેટલોક વખત તો તદ્દન શાંત રહ્યો અને જાણે થોડો વખત બેભાન રહ્યો હોય તેમ રહ્યા બાદ પછી ઓચિંતો જાણે બહુ જ ક્ષુબ્ધ થયો હોય એમ દેખાયું. લ્યુઇના જવાથી રાજ્યકીય મામલા ઉપર શી અસર થશે એની કલ્પના તેને તે વખતે ન હતી. પોતાના ભાઇની કૃતઘ્નતાના જ વિચારથી તેનું મન પ્રપૂર્ણ હતું. જ્યારે તે નીચે પ્રમાણે બોલ્યો ત્યારે એમ લાગ્યું કે તેનુ અંતઃકરણ હમણાં ફાટશે:—

" જે ભાઇ બીજા ભાઇઓ કરતાં સૌથી વધારે ઉપકાર નીચે દબાયેલો છે તે આવુ નોકસાન કરશે એવો શક આવવાનો સંભવ શો હતો? જ્યારે લશ્કરમા હું માત્ર લેફ્ટેનન્ટ હતો ત્યારે મારી પાસે જે થોડા સાધનો હતાં તેનાથી મેં તેને મારા પગારના પૈસા બચાવી મોટો કર્યો. અમે અમારૂં ખાવાનું એકઠાં બેસી વહેંચી ખાધું. મારી દયાનો મને આ પ્રકારનો બદલો તે આપે

છે." આ વખતે લાગણીઓનું જોર નેપોલિયન ઉપર એટલું બધું થયું હતું કે તેના શોકને લીધે તેને ડુસકાં આવ્યાં હતા એમ કહેવાય છે."

આ કૃત્યો સંબંધી સેંટ હેલીનામા નેપોલિયને નીચે પ્રમાણે ટીકા કરી હતી:—

"મારા ભાઇએ જ્યારે સાર્વજનિક રીતે નિંદ્ય ગણાય એવું કામ કર્યું અને તેને તેણે કીર્તિ માની અને તે મારી સામે થઈ ગાદી છોડી જતો રહ્યો, મારા પૂરા ન પડે એવા લોભને માટે તથા અસહ્ય જૂલમ માટે તેણે મારી નિંદા કરી ત્યારે પછી મારે શુ કરવાનું રહ્યું? મારે શું હોલાંડ મારા શત્રુઓને આપી દેવું કે તેની ગાદી ઉપર બીજા કોઇ રાજાને બેસાડવો? એવી બાબતમા મારા ભાઇ તરફથી હું જે આશા રાખું તેનાથી વધારે આશા બીજા માણસ પાસે રાખી શકું ખરો? જે જે નવા રાજાઓ મે બનાવ્યા તે બધા જ શું આવી જ રીતે વર્ત્યા ન હતા! મારા કુટુમ્બનાં માણસોએ જ મને બહુ જ થોડી મદદ કરી. તેઓએ મને તથા જે તત્ત્વને માટે મેં યુદ્ધ કર્યાં તે તત્ત્વને હાનિ જ કરી છે. લ્યુઇએ ગાદી છોડી દેવાનો તરંગ કર્યો તેનો તો ખુલાસો થાય એમ છે કે તેની શરીરની સ્થિતિ નઠારી હતી અને તેથી જ તેના મનની સ્થિતિ બગડી હશે. તેને અસાધ્ય રોગો થયા હતા. તે લગભગ લકવાથી પીડાયા જેવો જ હતો. તે છતાં મારા રાજ્ય સાથે મેં હોલાંડને જોડી દીધું તેથી આખા યુરોપમા બહુ જ નઠારો ગ્રહ બેઠો અને અમારા દુર્ભાગ્યનો પાયો નાખવામા તે વાત અતિશય મદદગાર થઇ પડી."

નેપોલિયનની ચારે બાજુએ હવે અનેક ગુંચવણો સપાટાબંધ ઉભી થતી હતી. અસાધારણ જોરથી ઇંગ્લાંડ સ્પેનમા વિગ્રહનું કામ આગળ ચલાવી રહ્યું હતું. રશિઆ તો ગુસ્સે થઈ જ રહ્યું હતું. તેથી તે દિનપ્રતિદિન વધારે શત્રુત્વ દેખાડતું હતું. એક સાધારણ માછલા પકડવાની હોડી સરખી દરીઆમા બહાર આવતી કે સમુદ્રની રાણી (ઇંગ્લાંડ) તેને પકડી જ લેતી હતી. ફ્રાન્સના દરીઆઈ વ્યાપારનું તો મીંડું જ વળી ગયું હતું. બ્રીટીશ માલ આખા યુરોપમાં નહીં પેસવા દેવાની પદ્ધતિ સિવાય બીજી કોઈ રીતે ઇંગ્લાંડ જેવા સમર્થ શત્રુની સામે થવાનો માર્ગ ન હતો. પણ એ પદ્ધતિથી યુરોપનો વ્યાપાર નષ્ટ થતો

હતો અને શત્રુતા ઉભી થતી હતી. તેથી હવે ઈંગ્લાંડ સાથેની ટક્કર છોડી દઈ, તે કહે તે વાત નમીને કબૂલ કરવા સિવાય અથવા ગમે તે રીતે બ્રીટીશ માલનો બહિષ્કાર કરવાની પદ્ધતિ અમલમાં મૂકવા સિવાય બીજો માર્ગ રહ્યો ન હતો. આ પ્રમાણે શારીરિક બળના હક્કથી જ નેપોલિયને વેલેઇ નામનું પરગણું ફ્રાન્સ સાથે જોડી દીધું ત્યા આગળથી મીમ્પ્લનથી ઇટાલીના રાજ્યમા જવાનો રસ્તો જતો હતો. એવી જ સત્તા વાપરી તેણે શેલ્ટ નદીના મુખથી તે એલ્બ નદીના મુખ સુધી પોતાનાં લશ્કરોની હાર એવા ઉદ્દેશથી ગોઠવી દીધી કે દાણચોરી કરનારાનાં વહાણોથી જર્મન મહાસાગરના કીનારાનું રક્ષણ થાય.

આ વખતે વૉન ડર સુલ્ન નામના એક વીશ વર્ષના સેક્સનને પારિસમા પકડવામા આવ્યો. તેણે કબૂલ કર્યું કે તેનો વિચાર મહારાજા નેપોલિયનને મારી નાખવાનો અને એમ કરી પોતાનું નામ હમેશને માટે નેપોલિયનની સાથે જોડી અમર કરવાનો હતો. વળી તેણે કહ્યું કે 'હું મારા પ્રયત્નમા સફળ થાઉં કે નિષ્ફળ તો પણ મારી એટલી તો ખાત્રી જ છે કે મારા વિચારને માટે મને મોતની જ શિક્ષા મળવાની છે.'

સેવરી લખે છે કે:—"આ બાબતનો મે લેખી રીપોર્ટ મહારાજાને કર્યો. તેમાં આ માણસને પકડતા પહેલા તથા પકડયા પછી જે થયુ હતું તે તથા તેણે જે વિચારો જણાવ્યા હતા તે સબંધી કાઇ શંકા ન હતી તે પણ જણાવ્યું. મારા રીપોર્ટના માર્જીનમાં મહારાજાએ લખ્યું કે 'આ રીપોર્ટ બહાર પડશે તો વધારે પ્રસિદ્ધિ પામશે તેથી ગુપ્ત રાખવો. તે જુવાન માણસ નાદાન છે. એવી ઉમરે કોઇ પણ માણસો જો તેમને ગુન્હા કરવાને રીતસર શીખવવામાં ન આવ્યું હોય તો સ્વાભાવિક રીતે ગુન્હો કરતા નથી. થોડાં વર્ષોમા તેના મનનું વલણ બદલાશે. તે વખતે આપણે એવો પશ્ચાત્તાપ કરીશું કે એક જુવાન ગાડા માણસનો આપણે ભોગ આપ્યો અને એક સારા કુટુમ્બને હમેશાં શોકમાં નાખ્યું તથા કલંકિત બનાવ્યું. તે ખોટું થયું તે પશ્ચાત્તાપ વૃથા થશે. તેથી એને વીન્સેનીસના કીલ્લામાં પૂરી રાખો. એના મગજની નબળાઇને માટે તેની જેવી સારવાર થવી જોઇએ તેવી કરાવો,

તેને વાંચવા પુસ્તકો આપજો અને તેના કુટુમ્બના માણસોને ખબર આપજો અને બાકીનું કામ એની મેળે સમય કરશે જ. આ બાબતમાં મુખ્ય ચાન્સેલર સાથે વાત કરજો એટલે તેની સલાહ ઉપયોગી થઇ પડશે.'

આ હુકમ થયો તેથી વૅાન ડર સુલ્નને વીન્સેનીસના કીલ્લામા રાખવામાં આવ્યો અને એકત્ર થયેલા રાજાઓ પારિસ ઉપર તૂટી પડયા ત્યાં સુધી તે ત્યાં જ રહયો હતો."

પોતાના મહાન્ રાજ્યમાં ઉદ્યોગને ઉત્તેજન આપવામા, તેનાં સાધનોનો વિકાસ કરવામાં, ઈંગ્લાંડના પ્રહારથી બચી જવામાં, યુરોપના શત્રુઓને સમજુતી ઉપર લાવવામાં, અને જે વિગ્રહ સ્પેનમાં દિનપ્રતિદિન વધારે ભયંકર સ્વરૂપ પકડતા હતો તેની પ્રત્યક્ષ દેખરેખ રાખવામાં નેપોલિયન ચિંતા અને ફીકરની પરંપરામાં જ વ્યગ્ર રહયો અને એમ કરતાં કરતાં એક વર્ષ વીતી ગયુ. લાંબા વખતથી તે ફ્રાન્સમાથી ગેરહાજર રહ્યો હતો અને દાન્યુબ નદીના કીનારા ઉપર વિગ્રહ ચલાવતો રહ્યો હતો તેથી સ્પેનના વિગ્રહની તમામ કાળજી તેને પોતાના સેનાપતિઓને સોંપવાની જરૂર પડી હતી.

ઈ. સ. ૧૮૧૧ ના માર્ચની ૧૯ મી તારીખે મેરીઆ લ્યુઇસા પ્રસૂતિના કારણે મંદવાડની શય્યામાં પડી. તેમાથી રાજસત્તા અથવા કુબેર ભંડારીનું ધન માણસને બચાવી શકતું નથી. તેને પ્રસૂતિની વેદના લાંબો વખત ચાલી અને દુઃખ બહુ જ થવા લાગ્યું. તેની તહેનાતમાં રહેલા ડૅાકટરો બહુ જ ગભરાયા અને તેમણે નેપોલિયનને જણાવ્યું કે આ કેસ અસાધારણ રીતે ગંભીર છે અને કાંતો માની અથવા બચ્ચાની એમાથી એકની જીંદગીનો ભોગ આપવો પડશે. નેપોલિયન બોલ્યોઃ—" માને બચાવો. " તેની લાંબી વેદનાના વખતે તે તેની પથારી પાસે બાર કલાક સુધી બેઠો, તેની ભીતિ દૂર કરવા લાગ્યો અને તેને હીમત આપવા લાગ્યો

ડૅાકટર ડ્યુબ્વાની હીંમત જતી રહેલી જોઇ નેપોલિયને તેને પૂછ્યું " આવી અડચણ કોઇ દિવસ આવેલી ખરી કે ? "

ડૅાકટરે કહ્યુંઃ—" એવા કેસ મેં જોયા છે ખરા, પણ બહુ જ થોડા. "

નેપોલિયને કહ્યું: "ઠીક, ત્યારે તમારૂં તમામ ધૈર્ય ઉપયોગમા લો. મહારાણીની તહેનાતમા છો એ વાત તમે વીસરી જાઓ. રૂસેંટ ડેનીસમાં એક ગરીબમા ગરીબ દુકાનદારની તજવીજ કરતા હો એમ મનથી માનો."

આ ડહાપણભરેલી શીખામણનુ સારૂં પરિણામ આવ્યું અને મા તથા બચ્ચું એ બનેનો બચાવ થયો.

ગાદીનો વારસ જન્મે કે તરત જ ઇનવેલીડ્ઝમા રાખેલી તોપ ફોડવી એવી ગોઠવણ પ્રથમથી કરી રાખવામાં આવી હતી. જો કન્યાનો જન્મ થાય તો ૨૧ તોપો ફોડવાની હતી અને પુત્રજન્મ થાય તો ૧૦૦ તોપો ફોડવાની હતી. ઈ. સ. ૧૮૧૧ના માર્ચ માસની ૨૦ મી તારીએ સવારમા જે નવા બાળકનો જન્મ થયો હતો તેની ખુશાલીમા તોપોના અવાજ થવાથી આખું પારિસ જાગ્રત થયું. લોકોએ ફટાફટ બારીઓ ઉઘાડી નાખી. તેમણે કાન શરવા કર્યા. ઉઘતા લોકો પણ જાગી ઉઠયા અને તે ઉદ્યોગી શહેરની શેરીઓમાં શાતિ પ્રસરી ગઈ; કારણકે જે તોપોના ગડગડાટ તેમના કાનમા આવતા હતા તે ઉપરથી પુત્ર કે કન્યા આવી છે તે સમજવા સારૂ હજારો—લાખો માણસો શેરીઓમા સજડ ઉભા રહ્યા હતા. આખા પાટનગરના હૃદયનો ધબકારો જાણે બધ થયો હોય એમ લાગ્યુ અને તે નગર રૂપી શરીરની તમામ નળી-ઓમા લોહી પણ વહેતું બંધ થયું હોય એમ લાગ્યું એમ કરતાં કરતાં એકવીશમી તોપ ફુટી. હવે લોકોની અધીરાઇનો પાર રહ્યો નહીં. તોપો ફોડનારાએ જાણી જોઇને બાવીશમી તોપ ફોડતા સહેજ વાર કરી આખું પારિસ અધીરાઇમાં સ્તબ્ધ બની ઉભુ રહ્યું. પછી તે બારે ગોળાની તોપો વધારે જોરથી ફરીથી ફુટવા લાગી આખા શહેરમાંથી હર્ષની ગર્જનાનો એક સામટો અવાજ નીકળ્યો અને તોપોના ગડગડાટ સાથે ભળી જવા લાગ્યો. આ પૃથ્વીના કોઈ રાજાને પ્રજાની પ્રીતિ અને પૂજ્યભાવની આવી પ્રતીતિ મળી નથી રોમના રાજાનો જન્મ ! કેવો નામાં-કિત ! આ બચ્ચાનુ મૃત્યુ થયું અને તેનો જન્મ થયો એ બેમાં કેવો આશ્ચર્ય-કારક વિરોધ હતો તેનો વિચાર ગંભીર માણસો ઘણીવાર ઉભા રહી કરશે. આ

મહારાજાપદ ધારણ કરનાર પિતા સેંટ હેલીનાના એક ભાગીતૂટી ગયેલા તથા ઘોડાને રાખવાના સ્થાનમાં કેદી તરીકે મરશે અને આ પુત્ર જે આખી પ્રજાની પ્રીતિનું પાત્ર અને આશાનો તંતુ હતો તે થોડાં જ વર્ષ દુઃખમાં અને બેદરકારીમા જ ઉછરશે અને પછીથી મરી જશે અને તેને કોઇ સંભારશે પણ નહી એવુ તે વખતે કોની કલ્પનામા આવ્યુ હશે !

ઘંટાનાદથી અને તોપોના ગડગડાટથી આ પુત્રજન્મની ખબર આખા ફ્રાન્સમા સપાટાબંધ ફરી વળી. જોસફાઇન નવારમાં હતી. વેદનામાં પણ તેનું ઉદાર અંતઃકરણ ખુશ થયું. તે જ દિવસની સાંજે પાસેના લશ્કરની તોપોના ગડગડાટથી તેને ખબર પડી કે નેપોલિયનને પુત્ર થયો. પોતાના એકાંત ઓરડામા તેણે આંસુ સાર્યાં તે કોઇએ દીઠા નહીં. પરંતુ મધ્ય રાત્રે નીચે પ્રમાણે તેણે નેપોલિયનને લખ્યુ:—

" નામદાર સાહેબ, ફ્રાન્સના દરેક ભાગમાંથી તથા દરેક લશ્કરમાંથી આપને અભિનંદન અનેક રીતે મળતા હશે તેમાં એક સ્ત્રીનો દુર્બળ અવાજ આપના કાને પહોચશે ખરો ? આપના દુઃખ વખતે આશ્વાસન આપનાર, આપની વિપત્તિઓને ઓછી કરનાર એક સ્ત્રીનો અવાજ સાંભળવાને આપ કૃપા કરશો ? જે સુખમાં આપની સર્વ ઇચ્છાઓ સંપૂર્ણ થઇ છે તે જ સુખના તે વાત કરનાર છે. આપની પત્ની હવે હું રહી નથી તો આપને ઘેર પુત્રજન્મ થયો તેને માટે હું આપને અભિનંદન આપી શકું ! હા, નામદાર, જરા પણ આનાકાની અથવા સંકોચ વિના હું તેમ કરૂં છુ. કારણ કે આપ જેમ મારૂં હૃદય જાણો છો તેવી જ રીતે આપને ન્યાય આપવા મારો આત્મા તત્પર છે. આ ક્ષણે મારા હૃદયમા શું થતું હશે તેની જેમ આપ કલ્પના કરી શકો છો, તેવી જ રીતે આપ કેવી લાગણી આ વખતે અનુભવો છો-તેની કલ્પના મને આવી શકે છે. આપણે જૂદા છીએ, છતા ગમે તેવા બનાવ બને તો પણ જે દીલસોજી જતી નથી તે દીલસોજીના સંબંધથી આપણે જોડાયેલા જ છીએ. "

" આપને પુત્રપ્રાપ્તિ થઇ તેની ખબર આપને મ્હોંએ જ સાંભળવાની

મારી ઇચ્છા થાત અને નહી કે એવરોની તોપોના ગડગડાટથી અથવા ક્રીકેટ તરફથી આવેલા કાસદ મારફત. છતા હું જાણું છું કે તે બધા કરતા આપની ફરજ આપના રાજ્યના અમલદારો તરફ, આપના પરદેશી એલચીઓ તરફ, આપના કુટુમ્બ તરફ અને વિશેષે કરીને જે ભાગ્યશાળી રાણીએ આપની પ્રિય ઇચ્છાઓ બર આણી છે તે તરફ પહેલી અદા કરવાની છે. આપનો મારા પર પ્રેમ છે તેથી વધારે પ્રેમ તેના તરફ હોવાનો સંભવ નથી, પરંતુ ફ્રાન્સનું હિત તેણે સાચવ્યું તેથી તેણે મારા કરતા આપના સુખમાં વધારો કર્યો છે. તેથી આપની લાગણીઓ, આપની ચિંતાઓ અને આપના પ્રેમ ઉપર તેનો હક્ક શ્રેયાન્ છે. અને હું-જે આપની વિપત્તિઓની ભાગીયણ હતી તે માત્ર મહારાણી મેરીઆ લ્યુઇસાએ આપના પ્રેમમાં જે સ્થાન મેળવ્યું છે તેનાથી ઘણે દૂર પણ મારું સ્થાન કાયમ રહે એવી માગણી કરું છું. આપ તેની પથારી આગળથી ખસો નહીં, આપ આપના પુત્રને આલિંગનો આપી કંટાળો નહિ ત્યા સુધી આપ આપના મિત્રને પત્ર લખવા સારૂ કાગળ-પેન હાથ ધરશો નહીં અને ત્યાં સુધી હું રાહ જોઇશ. ”

“ તે દરમ્યાન હું આપને વગર વિલંબે જણાવી દઇશ કે આખા જગત્મા આપના આનંદથી મને જેટલો આનદ થયો એટલો કોઇને પણ થયો નહીં હોય. બધાની શાંતિ માટે જ આત્મભોગ મારે કરવો પડયો છે તેનાથી મને દુઃખ તો નથી જ થતું એટલું જ નહીં પણ અત્યારે મને એકલીને જ દુઃખ છે અને આપને નથી તેથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. નક્કી માનજો કે હું આ ખરા અંતઃકરણથી આપને કહું છું. પણ હજી હું ભૂલ કરૂં છું; આપ સુખી છો એટલે મારે દુઃખ જ નથી. મને એક જ દુઃખ થાય છે, તે એ છે કે આપ મને કેટલા પ્રિય હતા અને છો એની સાબીતી આપવા સારૂ મારે જેટલું કરવું જોઇએ તેટલું મેં હજી કર્યું નથી. મેરીઆ લ્યુઇસાની તબીયતના સમાચાર મને મળ્યા નથી. જે નામ આપે આપની તરફથી નામાંકિત કર્યું છે તેને કાયમ રાખવા સારૂ જે મોટો બનાવ (પુત્રજન્મનો) બન્યો છે તેની તમામ ઝીણીઝીણી હકીકત આપ મને

પૂરી પાડશો એવી મને આશા છે અને તેને માટે આપ નામદાર ઉપર જ હું આધાર રાખી બેઠી છું. યુજીન અને હોર્ટેન્સ મને આ બાબત સંબંધી લખશે અને તેઓ પોતાનો સંતોષ પણ પ્રદર્શિત કરશે. આપનો પુત્ર તનદુરસ્ત છે, આપના જેવી જ આકૃતિવાળો છે અને આપ મને એકાદ દિવસ તે બતાવશો એ બધી વાતો મારે તો આપની પાસેથી જ જાણવી છે. ટુકામાં, આપની પાસેથી નિરવધિ વિશ્વાસની હું આશા રાખુ છું અને જ્યા સુધી આ દેહમા પ્રાણ છે ત્યાં સુધી હું આપની તરફ જે નિઃસીમ પ્રેમ રાખનારી છું તેના બદલામા એવી આશા રાખવાનો મારો હક્ક છે. ”

જોસફાઇને પોતાનો પત્ર મોકલ્યો કે તરત જ મહારાજા નેપોલિયન તરફથી સંદેશો લઈ એક કાસદ આવી લાગ્યો. અતિશય ક્ષોભથી તેણે તે જુવાન અને દુબળા દેખાતા નોકર પાસેથી ચીઠ્ઠી લીધી અને તરત જ પોતાના ખાનગી ઓરડામા તે ગઇ. પછી તે જ્યારે પાછી આવી ત્યારે અર્ધો કલાક થઇ ગયો હતો. તેની આખોમાં આંસુ માતાં ન હતાં અને તે સુજી હતી. નેપોલિયને લખેલા પત્રમા તેની આંસુથી ડાઘા પડયા હતા તથા હજી તે તેના હાથમા જ હતો. જવાબમાં તેણે નેપોલિયનને એક ચીઠ્ઠી લખી આપી અને જે ખુશખબર તે માણસ લાવ્યો હતો તેની બુજની ખાતર તેને એક મોરોકકોની દાબડી ભેટ આપી જેમા એક હીરાની બ્રેસ્ટપીન હતી તથા પાચ હજાર ફ્રેન્ક જેટલું સુવર્ણ હતું.

પછી ગળગળા અવાજે તેણે નેપોલિયનની ચીઠ્ઠી પોતાના મિત્રો આગળ વાંચી. તેના છેલ્લા શબ્દો નીચે પ્રમાણે હતાઃ—“ આ બાળક આપણા યુજીનની સાથે મારા સુખનું તેમ જ આખા ફ્રાન્સના સુખનું સાધન થઇ પડશે. ”

આ શબ્દો ઉપર ભાર મૂકી વાચતાં જોસફાઇન બોલીઃ—“ આનાથી વધારે પ્રેમ કયો હશે ? આ ક્ષણે મારા મનમાં જે દુઃખદાયક વિચાર હશે તેને શાત પાડવા સારૂ આનાથી વધારે અસરકારક શું હશે ? મારો મહારાજા તરફ એટલો બધો પ્યાર હતો ! મહારાજા ધારે ત્યારે સૌથી વધારે આનંદપ્રદ માણસ બની શકે છે. એવા મહાપુરુષને હાથે મારા પુત્રનું તથા તેમના પુત્રનું

જોડાવું બરાબર શોભતું જ છે. આથી જ મારું હૃદય આટલું બધું ડર્યું છે.”

મેરીઆ લ્યુઇસાની ઈર્ષ્યા છતા નેપોલિયને એવો ઘાટ ગોઠવ્યો કે આ બહુ પ્રિય છોકરાને તેણે પોતે જ જોસફાઇનને બતાવ્યો. આ મેળાપ પારિસમા રોયલ પેવીલીયનમાં થયો.

આ મેળાપ થયા પછી તરત જ જોસફાઇને નીચે પ્રમાણે નેપોલિયનને લખ્યુ:—

“ આપના પુત્રને જોવામાં મારે માત્ર નિરર્થક જિજ્ઞાસા જ હતી એવું સમજશો નહીં. મારે તેની મુખાકૃતિ જોવી હતી, આપના જેવો જ તેનો અવાજ મારે સાંભળવો હતો, આટલી બધી આપની આશાઓના મૂળને આપ કેવી રીતે રમાડો છો તે મારે જોવું હતું, અને જે પ્રેમ આપે મારા યુજીન માટે બતાવ્યો છે તેવો જ પ્રેમ મારે તેના તરફ બતાવવો હતો. મારા યુજીનને આપ કેટલો ચાહતા હતા તેની વાત જ્યારે આપ સંભારો છો ત્યારે બીજી સ્ત્રીના પુત્ર માટે મારો પ્રેમ જોઇ આશ્ચર્ય નહીં જ પામો; કારણ કે તે પણ તમારો જ પુત્ર છે, તેમ જ ઉત્તમ પ્રેમ અને લાગણીઓ જ આપે અનુભવી છે તેવી જ હુ અનુભવું છું. તે ખોટી છે અથવા અતિશયોક્તિભરેલી છે એમ સમજશો નહીં. જે ક્ષણે જુવાન નેપોલિયનને આપના હાથમાં લઇ દાખલ થતા મેં આપને જોયા તે ક્ષણ મારી જીંદગીમા ખરેખર એક સુખી ક્ષણ હતી. પાછલી તમામ વાત તો હું તે ક્ષણે તદ્દન ભૂલી જ ગઇ હતી. કારણ કે આપના પ્રેમની વધારે અસરકારક પ્રતીતિ મે ત્યાર પહેલા જોઇ જ ન હતી; અરે! તેથી પણ વધારે, આપ મારે માટે માન ધરાવો છો અને વિશુદ્ધ પ્રેમ રાખો છો એવી મારી ખાત્રી થઇ છે. તે છતાં નામદાર સાહેબ, હું સારી રીતે જાણું છું કે આવા મેળાપથી જો કે મને બહુ જ આનંદ થાય છે છતાં તેવા મેળાપ વારંવાર થઇ શકશે નહીં આપની કૃપાનો દુરુપયોગ કરી આપની પાસે વારંવાર તેની માગણી કરવી પણ મને ઉચિત લાગતું નથી. આપને સુખી કરવા મારી સંપૂર્ણ મરજી છે તેની એક વિશેષ સાબીતી

આપના ગૃહસંસારની શાંતિને માટે જે આ વિશેષ ભોગ આપવા હું તૈયાર થઇ છું તેને આપ માની લેજો. ”

સેંટ હેલીનામાં નેપોલિયન કહેતો કેઃ—“ જોસફાઇનનો ત્યાગ કરવાનો મેં નિશ્ચય જેવો કર્યો કે તરત જ તેણે પોતાની સંમતિ આપી એમ મારે ન્યાયની ખાતર જણાવવું જ જોઇએ. ખરેખર, તેથી તેને અસાધારણ ભોગ આપવો પડ્યો, પરંતુ તે જરા પણ ગણગણ્યા વિના વિધિને વશ થઇ. તે માર્ગ ગ્રહણ કરવામાં તેણે જે જે વિઘ્ન આણ્યાં હોત તે જો કે નિરર્થક જવાના હતા છતાં તેણે તેવા વિઘ્નો પૈકી કોઇનો પણ લાભ લેવાનો વિચાર કર્યો જ નહી. તેણે બહુ જ વિવેકથી, મર્યાદાથી અને શોભાથી પોતાનું વર્તન રાખ્યું. તેની એવી ઇચ્છા હતી કે રાજા તરફના કોઇ પ્રતિનિધિએ એ કામ કરવું જોઇએ એટલું જ નહીં પણ ઑસ્ટ્રિઆના રાજાના કુટુમ્બની કન્યા લાવવાના કામમાં જો પોતાની દરમ્યાનગીરીની આવશ્યકતા જણાય તો તે કરવા સારૂ તેણે માગણી પણ કરી હતી. ”

“ ઘણી ખુશીથી જોસફાઇન મેરીઆ લ્યુઇસાને મળી હોત. તેના સંબંધની તથા તેના પુત્રના સંબંધની વાતો તે ઘણી વખત ઉત્સાહથી કરતી હતી. તેમ મેરીઆ લ્યુઇસા યુજીન તથા હોર્ટેન્સ તરફ આશ્ચર્યકારક સારી રીતે વર્તતી હતી. પરંતુ જોસફાઇન તરફ તે અતિશય તિરસ્કાર–અદેખાઇ બતાવતી. એક દિવસે મેં તેને મેલ્મેઇસૅાન લઇ જવાની ઇચ્છા કરી અને જે વખતે મેં દરખાસ્ત કરી તે જ ક્ષણે તેને રોવુ આવ્યું. તેણે મને કહ્યું કે ‘ આપને જોસફાઇનને મળવાની ઇચ્છા હોય તો મારો વાંધો નથી પણ મને એ વાત આપ કરશો નહી.’ પણ જ્યારે જ્યારે મેલ્મેઇસૅાન જવાનો મારો વિચાર તે જાણતી ત્યારે મને ચીડવવાને તે દરેક પ્રકારની યુક્તિ કર્યા વિના રહેતી નહી. તે મને છોડીને જતી જ નહી અને મારા જવાથી તેને બહુ જ ખીજવાટ થતો હોવાથી હું મારી લાગણીને દબાવી રાખતો અને બહુ જવલ્લે મેલ્મેઇસૅાન જતો. છતાં જ્યારે હું જતો ત્યારે અશ્રુપાતનો ઢગલો અને અનેક યુક્તિઓ મારે જોવાં જ પડતાં. ”

બૅરન મેનીવલ જે નેપોલિયનનો ખાનગી સેક્રેટરી હતો અને પછીથી મેરીઆ લ્યુઇસાનો પણ સેક્રેટરી હતો તે નેપોલિયનના ગૃહકાર્યના સંબંધમા તેનું ચારિત્ર કેવું હતું તેની ખાત્રી આપી જણાવે છે કેઃ—

" મહારાજા નેપોલિયન ચિંતાના ભારથી નમી ગયા હતા, રશિઆ સાથે વિગ્રહ થવાની તૈયારી છે એમ પોતે સમજી શકતા હતા અને તેથી પોતાનો તમામ વખત પોતાના કામમા, લશ્કરની તૈયારીઓ કરવામા અને પ્રધાનોના કામ જોવામા કાઢતા હતા. મોજમજાનો એમને શોખ ન હતો. માત્ર ઘરમાં તે મોજ પોતાની સ્ત્રી અને પુત્રની સાથે ભોગવતા. આખા દિવસના પરિશ્રમમાં જે થોડો વખત નિવૃત્તિનો મળતો તે તે પોતાના પુત્રની સાથે ગાળતા અને એક સ્ત્રીની માફક કાળજી રાખી તે બચ્ચાને ધીમે ધીમે ચાલતા શીખવતા. તે બચ્ચું કોઇ વખત પોતાના પિતા અટકાવી શકે ત્યાર પહેલાં પડી જતું ત્યારે તેને બહુ લાડ કરવામાં આવતા અને બધા હસી પડતા. આ ગૃહના રાજ્યમાં મેરીઆ લ્યુઇસા મદદ કરતી; પરંતુ નેપોલિયનના જેટલો ભાગ તે લેતા નહીં. પિતા, માતા અને પુત્રની આ ત્રિપુટીની સાદાઇ એવી હતી કે તેમની અવર્ણનીય ભવ્યતા ક્ષણ વાર કોઇ ભૂલી જાય અને અતિશય પ્રેમની ગ્રંથિથી બંધાયેલા એક સાધારણ નાગરિકના કુટુમ્બની માફક તેમને ગણી કાઢે. આ કુટુમ્બનાં માણસોના ભાવિમાં શું નિર્મિત હતું તેની કોને ખબર હતી ? તે મહાપુરુષ (નેપોલિયન) જેનામા દીલસોજી અથવા માયાળુ-પણું હતું જ નહીં એમ કહેવામાં આવે છે તે માણસ પિતા અને પતિ તરીકે ખરેખરો પ્રેમી હતો. "

બૅરન મેનીવલ નીચે લખેલી પાયાદાર વાત લખે છે જે નેપોલિયનનો મળતાવડો સ્વભાવ બહુ સુંદર રીતે બતાવી આપે છે. મેરીઆ લ્યુઇસાએ પોતાના યૌવનમાં ગૃહકાર્યનો સારો પરિચય મેળવ્યો હતો અને તેથી તેને એક જાતનો તે બાબતનો શોખ લાગેલો હોવાથી તેને યાદ કરી તેણે એક દિવસ રોટલી બનાવી. પાકશાસ્ત્રના આ મહત્ત્વના પ્રયોગમા જ્યારે તે આ વખતે રોકાઈ હતી ત્યારે મહારાજા ત્યાં કોઇને ખબર આપ્યા વિના આવી

પહોચ્યા. રાણી તો ગભરાઇ અને પોતાનું કામ છુપાવવા પ્રયત્ન કરવા લાગી. મંદ હાસ્યથી મહારાજા બોલી ઉઠયાઃ—" વાહ ! આ શું ચાલી રહ્યું છે ? મને લાગે છે કે અહીં ચૂલા ઉપર પેણો હોય અને કાંઇક રંધાતું હોય એવી વાસ આવે છે." પછી તરત જ તે રાણી પાસે ગયા ને જોયું તો જણાયું કે લોટની થાળી અને રૂપાનો પેણો પડયા હતાં જેમાં ઘી ગરમ થતું હતું અને પાસે લોટ તથા ઈંડાં પડયા હતા. મહારાજાએ પૂછયું:—" આ શું ? તમે રોટલી બનાવો છો કે શું ? તમને આવડતી નથી, ચાલો જુઓ હું બતાવું કે રોટલી કેમ થાય છે." એમ કહી તરત જ તે ટેબલ પાસે બેઠા અને રાણી સાથે રસોઇનું કામ કરવા મંડી પડયા. રાણી ઉપરસોઇઆનું કામ કરવા લાગ્યા. રોટલી છેલ્લે તૈયાર થઇ અને એક બાજુએ તળાઇ પણ ખરી. હવે જ તેને ખુબીથી પેણામાં ને પેણામાં ઉથલાવી નાખવાનું અઘરૂં કામ આવ્યું. તેમ કરતા નેપોલિયને ગરબડ કરી અને જમીન ઉપર તે રોટલી પડી ગઇ. હસતા હસતાં તે બોલ્યો:—" મારામા જેટલી બુદ્ધિ છે તેના કરતા વધારે હોવાનું હું માની બેઠો છું." એમ કહી તે ગયો અને રસોડુ રાણીને સોપતો ગયો.

આ બાળક પુત્ર સારૂ મેડમ મોન્ટેસ્કયુને દેખરેખ રાખવા સારૂ રાખવામા આવી. તે વિરલ અને ઉત્તમ સદ્ગુણ ધરાવનારી હતી અને પોતાની જવાબદારીનું કામ તેણે બરાબર બજાવ્યું. સેંટ હેલીનામા નેપોલિયન કહેતો કેઃ—" મેડમ મોન્ટેસ્કયુ એક અદ્ભુત ગુણવાળી સ્ત્રી હતી. તેની ભક્તિ ખરી હતી અને તેના વિચાર ઉત્તમ હતા. મારો પૂજ્ય ભાવ તથા તેના કામની મારી બુજ ઘણા જ હતા. એના જેવી છ સ્ત્રીઓની મારે જરૂર હતી. હું તે તમામને તેમની લાયકાત પ્રમાણે જગાઓ આપત. તે રોમના રાજાને ( મારા પુત્રને ) શી રીતે વશ રાખતી તે નીચેની વાત ઉપરથી બરાબર સ્પષ્ટ સમજાશે. મારા પુત્રનો ઓરડો જમીન ઉપરના ભાગમાં હતો અને ત્યાથી ટ્યુઇલેરીસની કોર્ટ દેખાતી હતી. આખો દિવસ હજારો માણસો એ પુત્રને જોવાની આશામાં બારીઓમાં ડોકીઆં કરતા જ હતા. એક દિવસ તે છોકરો ઘણો જ ગુસ્સામાં આવ્યો હતો, મેડમ મોન્ટે-

સ્ક્યુને તાબે થતો ન હતો અને ઘણો જ સામે થતો હતો. તે વખતે તરત જ તેણે તમામ બારીઓ બંધ કરાવી દીધી. ઓચિંતું અંધારૂં થયેલું જોઇ તેણે મેડમ મોન્ટેસ્ક્યુને પૂછ્યું 'આ શું થયું ?' તેણે જવાબ આપ્યો કે 'મારો પ્રેમ તમારા ઉપર એટલો બધો છે કે તમારો ગુસ્સો હું લોકોને જોવા દેવાની નથી આ જ પ્રજા ઉપર તમારે કદાચ એક વખત રાજ્ય કરવાનો વખત આવશે અને તમને આમ ગુસ્સે થયેલા તેઓ જુએ તો તેઓ શું કહેશે ? તમે આવા તોફાની છો એમ જ્યારે તેઓ જોશે ત્યારે શું તમે એમ ધારો છો કે તમારી આજ્ઞા તેઓ પાળશે ?' આ સાંભળી તે છોકરાએ માફી માગી અને ફરીથી ગુસ્સે નહીં થવાનું વચન આપ્યું. પંદરમા લ્યુઇ પ્રત્યે વીલેરૉય જે ભાષા વાપરતો તેના કરતા આ ભાષા નીરાળી જ છે. તે તો એમ જ રાજપુત્રને કહેતોઃ-" જુઓ આ લોકો, તે બધા આપના જ છે. વેગળે દેખાય છે તે બધી તમારી પ્રજા છે."

આ પુત્ર ઉપર નેપોલિયનનો એટલો પ્યાર હતો કે એવો પ્યાર જગત્માં કોઇ બાપે પોતાનાં બચ્ચાને માટે બતાવ્યો નહીં હોય. સેંટ હેલીનામા એક વખત મોન્થોલોનની સ્ત્રી પ્રત્યે નેપોલિયને એમ કહ્યું હતુ કે "આ પર્વત જો કે ઘણો જ ભયંકર છે છતા મારો પુત્ર જો મારી પાસે હોય તો ખરેખર મને તે સ્વર્ગસમાન લાગે એમ કહેવામા હું ભૂલ તો નથી કરતો ? એ પુત્રને માટે ઇશ્વરની મેં કેટલી બધી પ્રાર્થનાઓ કરેલી હતી ? તે બચ્ચાને મારા હાથમાં લઇ શું હું માની શકયો હોત કે એક દિવસ તે જ મારા મોટા દુઃખનું કારણ થઇ પડશે ? હા! બાઇ, દરરોજ એને લીધે જ મારે લોહીના અશ્રુ પાડવાં પડતાં. ઘણા જ ભયંકર બનાવો મારા મ્હોં આગળ તરી આવે છે અને તેને મારા મગજ આગળથી હું દૂર રાખી શકતો નથી મને એમ થાય છે કે કાંઇ વિષમય દવાથી અથવા વિષમય ફળથી તે બચ્ચાની જીંદગી ક્રૂર વેદના સાથે પૂરી થઇ જશે. અરેરે ! બાઇ, મારી નિર્બળતા માટે મારા પર દયા કરો અને તમે આશ્વાસન આપો.'

નેપોલિયનને ઘેર પુત્રનો પ્રસવ થયા પછી છીનાના પૂલની સામે સીન નદીના કીનારા પર તેને સારૂ એક મહેલ બંધાવવાનો વિચાર તેણે કર્યો. તેથી તે વિચારને અનુસરી તે જગા ઉપર આવેલા ઘરો સરકારે ખરીદી લીધાં. બધાં

ઘર ખરીદવામા આવ્યાં પણ એક પીપ બનાવનારનું કાકાપૂરી ઘર લેવાયું નહીં: તેની કિંમત ૧૨૫૦ ફ્રેન્કની આંકવામાં આવી હતી. તે જગાનો માલીક હઠીલો હતો અને પોતાના ધંધા સારૂ પોતાની જમીન આવશ્યક ધારતો હોવાથી તેના તેણે દશ હજાર ફ્રેન્ક માગ્યા. આ અસાધારણ મોટી માગણીની ખબર નેપોલિયનને આપવામા આવી. તેણે જવાબ આપ્યો:—" રકમ ઘણી જ મોટી છે. પણ તે ગરીબ માણસ ઘરબાર વિનાનો થઇ પડે છે તેથી તે રકમ તેને આપો. " પોતાની માગણીનો આમ એકદમ સ્વીકાર થયેલો જોઇ તે માણસે કહ્યું:—" મને વધારે વિચાર કરતા એમ લાગે છે કે ૩૦,૦૦૦ ફ્રેન્કથી ઓછી રકમ માટે એ જમીન મારે આપવી ન જોઇએ. " તેની સાથેની બધી ભાંજગડ વ્યર્થ ગઇ. મહેલ બાંધનાર માણસને સમજાયું નહીં કે શું કરવું. મહારાજાને ફરીથી એ જ વાત કહી તસ્દી આપવી તેને દુરસ્ત લાગ્યું નહીં; પણ તેનું કામ પણ આગળ ચાલી શકે એમ ન હતું. ફરીથી નેપોલિયન પાસે એ વાત કરવામાં આવી. નેપોલિયને કહ્યું:- " આ માણસ આપણી મશ્કરી કરતો હોય એમ જણાય છે. પણ તેનો ઇલાજ નથી. તે જે પૈસા માગે તે આપણે આપવા જોઇએ. " તે પીપ બનાવનારે હવે પોતાની જમીનની કિંમત ૫૦,૦૦૦ ફ્રેન્ક કરી. આ વાતની ખબર જ્યારે નેપોલિયનને પડી ત્યારે તે બોલી ઉઠ્યો:—" આ માણસ ભામટો દેખાય છે. મારે તેનું ઘર ખરીદવું નથી. તે જ્યા છે ત્યા જ રહેશે અને હું જ પોતે કાયદાને કેટલું માન આપનારો છું તેના સ્મારક તરીકે તે ભલે ઉભું રહ્યું. " રાજમહેલની યોજના બદલવામા આવી. પણ જ્યારે નેપોલિયનની અવનતિ થઇ ત્યારે તો તે મહેલ બંધાતો હતો. તે ગરીબ પીપ વેચનારો બોન્વીવેન્ટ પોતાની આસપાસ ઘર બાંધવાના સામાન તથા કાટમાલનો ઢગલો થયેલો જોઇ પોતાની બેવકુફીને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. થોડા વર્ષ ઉપર તે જીવતો હતો અને પારિસમાં રહેતો હતો તથા તેનો જૂનો ધંધો કરતો હતો. નેપોલિયનની અવનતિ પછી બુર્બોનો આવ્યા તેમણે તે મહેલની ભીંતો તોડી નાંખી અને પાયા પણ કાઢી નંખાવ્યા.

ડયુક ઑફ ગેઇટા લખે છે કે:—" એક વખત કોમ્પીનમાં હું મહારાજા,

નેપોલિયન સાથે બાગમાં ફરતો હતો, તે વખતે તેનો પુત્ર તેની આયાના હાથમા હતો અને તે ત્યાં આવી. સાથે મેડમ મોન્ટેસ્કયુ પણ હતી. થોડો વખત તેણે પોતાના છોકરાને પંપાળ્યો અને પછી ફરવાનું ફરીથી શરૂ કરી તે મને કહેવા લાગ્યો:—" આ જ બાળક એક સાધારણ પુંજીવાળા માણસને ઘેર જન્મ્યું હોત તો બહુ જ વધારે સુખી થાત તેના માથા ઉપર બહુ જ જબરો ભાર આવવાને સરજાયેલો છે. "

આ વખતની ખુબી બતાવનારો એક બનાવ ડયુક ઑફ રોવીગો કહે છે. તે તે વખતે પોલીસ ખાતાનો પ્રધાન હતો. આપણે તેનાજ શબ્દો વાપરીને તે વાત લખીએ. તે બનાવ ઇ. સ. ૧૮૧૦ ના પાનખર ઋતુમા બન્યો હતો.

" સીસીલીનું એક નાનું લડાયક બાગ્કસ ડેલ્મેશીઆના એક નાના બંદરમાં દેખાયું. તેમાંથી સીસીલીની નૌકાનો એક અમલદાર ઉતર્યો. તે નેપલ્સ અને સીસીલીની જૂની રાણી સાથે ભરોસાની નોકરીમા હતો. તે રાણીએ તેને નૌકાના મુખ્ય અમલદાર તરફ સરકારી રીતે મોકલ્યો જેને માટે તે એક અસાધારણ કામનો સંદેશો લઇ આવ્યો હતો માર્શલ મારમોન્ટે તેને મારી પાસે મોકલ્યો તેથી મેં તેને પ્રશ્નો પૂછ્યા અને તેની લેખી હકીકત લીધી અને તેમા તેણે સહી કરી. તેમાં એમ લખ્યું હતું કે સીસીલીની રાણી અંગ્રેજ સરકારનુ ઉપરીપણું તોડી નાખી દેવા અધીરી બની છે, અને તે કામ પાર પાડવા સારૂ તેણે સીસીલીયન વેસ્પરનો* પ્રયોગ ફરી શરૂ

---

* તેરમા સૈકાના મધ્ય ભાગના અરસામા ચાર્લ્સ ઑફ આંજુએ નેપલ્સ અને સીસીલીનો કબજો લઇ લીધો હતો ફ્રેંચ વિરુદ્ધ એક મોટુ કાવતરૂ રચવામાં આવ્યું હતું ઇ. સ ૧૭૮૨ ના માર્ચની ૩૦મી તારીખે સંધ્યા સમયના ભજનના વખતે કાવતરૂં કરનારા તેમના ભોળા ભોગ ઉપર તૂટી પડયા અને મોટી કતલ થઇ. તેમાં સ્ત્રીઓ તથા બાળકોને પણ જવા દેવામાં આવ્યા ન હતાં. વૃદ્ધ માણસો, સ્ત્રીઓ છોકરાંઓ, તમામને જરાપણ દયા વિના તેમના ઓરડાઓમા કાપી નાખવામાં આવ્યા. આ કતલનુ નામ ત્યાર પછી ' સીસીલીયન વેસ્પર ' સંધ્યા સમયની કતલ એવું રાખવામાં આવ્યું છે.

કરવાનો ઠરાવ એવી શરતે કર્યો છે કે વખતે પ્રયોગ નિષ્ફળ જાય તો ફ્રેંચના રક્ષણ નીચે ઇટાલીના કોઇ પણ ભાગમા તેને આશ્રય મળે એવી તેને ખાત્રી થવી જોઇએ. તે અમલદારે જણાવ્યું કે આ યોજનાનો અમલ કરવા સારૂ તમામ પ્રકારની તૈયારીઓ કરી રાખવામા આવી છે. તે પોતે ઇટાલી જશે કે તરત જ તે યોજના અમલમા આવશે. તે યોજનાની ફતેહ માટે રાણીએ જે સાધન તૈયાર રાખ્યાં હતાં તે બધા તે અમલદારે બતાવી દીધા."

"આ પ્રમાણે સીસીલીના અમલદારની હકીકત લીધા પછી એ તમામ વાત મારે મહારાજાને કહેવાની જરૂર ફરજ હતી. તેણે બધું વાંચ્યુ અને આવી બાયલી અને હીચકારી કતલમા તે પોતે મદદ આપશે એવી આશા રાખવાની ધૃષ્ટતાને લીધે તેને જે ક્રોધ ચઢયો તે તે દબાવી શક્યો નહીં. તે સીસીલીના અમલદારને રોકી રાખવા મને હુકમ આપવામાં આવ્યો તેથી તેને વીન્સેનીસના કીલ્લામા પૂરવામા આવ્યો તથા એકત્ર થયેલા રાજાઓ પારિસ ઉપર ચઢી આવ્યા ત્યાં સુધી ત્યાં તે કેદમાં જ હતો. પછી તો તેમરી ગયો. તેનુ નામ એમીલીઆ હતું અને તે નામ તુરંગના રજીસ્ટરોમા હજી પણ જોવું હોય તો જોવાય એમ છે. આ બનાવ બન્યો પછી થોડા માસ વીત્યા બાદ અંગ્રેજોને સીસીલીમા મારી નાંખવાની યોજના ઘડાયેલી હતી તેની શોધ અંગ્રેજોએ કરી તે વાત છાપામાં આવી. કેટલાક લોકોને પકડવામાં આવ્યા અને કેટલાક ઉપર કામ ચલાવવામા આવ્યા અને દેહાંતની શિક્ષા કેટલાકને કરવામા આવી. જો મેં તે સીસીલીના અમલદારને ગોંધી ન મૂક્યો હોત તો મારી ખાત્રી છે કે તે સીસીલીની રાણી પાસે પાછો સીધો જાત અને એ મહીનામા અંગ્રેજોની કતલ કરવાની આશા તે તેને આપત, જે; તથા અંગ્રેજોને ખબર પડતા પહેલા તેમની કતલ થઇ પણ જાત. અંગ્રેજોને મારી નાંખવાનો ગમે તે રસ્તો હોય તો તે મહારાજા નેપોલિયન લે જ એવો અભિપ્રાય બધે ફેલાયલો જણાય છે તે અભિપ્રાયના ખંડન સારૂ મેં હમણાં જ આ બનાવની વાત કહી છે જે તેના પોતાના અંગની છે અને જે હજી ફ્રાન્સમા પ્રસિદ્ધ થઇ નથી; કારણ કે જગતમાં તે પ્રસિદ્ધ નહીં કરવા તેમણે મને હુકમ આપ્યો હતો."

સેંટ હેલીનામાં નેપોલિયન કહેતો કેઃ—" સેવરી એક વાત કહે છે તે તદ્દન ખરી છે. તે પ્રસંગ ઉપર જે હુકમ મેં કર્યો હતો તે તેણે સંઘરી મૂક્યો એમ જણાય છે, તેમ જ મેં જે કહ્યું હતું તે પૈકી શબ્દો પણ તેને સાંભરતા જણાય છે. એ કામમાં મારા પુત્રનો નજીકનો સગો સંડોવાયેલો હોવાથી તે વાત પ્રસિદ્ધિમાં મૂકવાનું મને વ્યાજબી લાગ્યું નહીં. એક દુષ્ટ કૃત્ય કરવા કેરોલીને* મને આમંત્રણ કર્યું. તેની દરખાસ્ત મારા પુત્રની સાથે સંબંધ ધરાવનાર માણસ કહે એ વાત બહાર પાડવી મને વ્યાજબી નહી લાગી. એક વાર ફરીથી સીસીલીયન વેસ્પર–અંગ્રેજોની કતલ—કરવાની દરખાસ્ત તે હતી. સીસીલીમા આવેલા તમામ અંગ્રેજો–સાધારણ અને લશ્કરના-ની કતલ કરવાની તે દરખાસ્ત હતી. તે કરવા તેણે પોતાની તત્પરતા એવી શરતે બતાવી કે તે દુષ્ટ કૃત્ય કર્યા પછી હું તેને મદદ અને પુષ્ટિ આપું. આ સંદેશો લાવનાર અમલદારને મેં કેદમાં નંખાવ્યો અને ફ્રાન્સમાં જે ઉથલપાથલ થઇ અને મારે એકલા જતું રહેવું પડ્યું ત્યાં સુધી તે તુરંગમા જ રહ્યો હતો. રાજ્યવિરુદ્ધ ગુન્હા કરનારાઓને તુરંગમા રાખવામા આવતા તેમાં બીજા લોકની સાથે એ પણ પકડાયો હશે."

# પ્રકરણ ૫૨ મું.



## રશિઅન વિગ્રહ.

   

કર્નલ નેપીયરે 'પેનીન્સ્યુલર વૉર'નો (અર્થાત્ સ્પેનના દ્વીપકલ્પના વિગ્રહનો) ઇતિહાસ એ નામનો ગ્રંથ લખ્યો છે. તે અંગ્રેજી સાહિત્યમા પ્રમાણભૂત ગ્રંથ ગણાય છે. ડ્યુક ઑફ વેલીંગ્ટનની પ્રતિભા તથા ભવ્યતાનો તે ઉત્તમ આદર્શ છે. નેપોલિયનને ઉથલાવી નાખ-

* કેરોલીન ઑસ્ટ્રિઆની મેરીઆ થરીસાની દીકરી હતી તેથી મારી બીજી પત્નીની તે સગી થાય, અને તેથી મારા પુત્રની પણ તે સગી થાય.

વમાં કર્નલ નેપીયરે સારી મદદ કરી હતી; તેથી જો તે પોતાના નામાંકિત શત્રુનાં વખાણ કરતો હોય તો તે અંધ શ્રદ્ધા અથવા પક્ષપાતથી કરે છે એમ ભાગ્યે જ કહી શકાશે. જે પક્ષ ફ્રાન્સના મહારાજાએ સ્વીકાર્યો હતો, જેની તે ઉત્તમ રીતે હીમાયત કરતો હતો તે સંબધમા તથા તે મહારાજા નેપોલિયનનાં ચારિત્રના સંબધમાં નીચે પ્રમાણે સાક્ષી પૂરે છે.

" ખરેખર, અંગ્રેજ 'ટોરી' પક્ષના લોકોનું આદ્ય સૂત્ર પ્રજાતંત્ર તરફ સખત તિરસ્કારવાળું હતુ. નેપોલિયન જૂલમી ન હતો તેમ બીજા કોઇનું રાજ્ય પડાવી લે એવો ન હતો છતા એવા નિમિત્તથી તેની વિરુદ્ધ વિગ્રહપરંપરાઓ ચાલુ રાખવામા આવી હતી. તેમ જ સ્પેનમા તેણે ચઢાઇ કરી તે ન્યાયપુરઃસર ન હતું તેથી તેના ઉપર હુમલો કરવામા આવ્યો હતો એમ પણ ન હતું. ખરૂં કારણ તો બીજું જ હતું. ગર્ભશ્રીમંત અમીરઉમરાવોના હકકનો નેપોલિયન કટ્ટો, સમર્થ અને સફળ શત્રુ હતો તે જ વિગ્રહનું કારણ હતું. ઇંગ્લાંડનાં રાજ્યકીય કાગળીઆમા તથા ભાષણોમા સ્પેનના લોકોના સુખની અથવા સ્વાતન્ત્ર્યની વાતો છે, પણ એ બધી પોલપોલ છે. નેપોલિયનને તેમણે ઉથલાવી નાંખ્યો તો પણ પરિણામે તો પ્રજાના જે હકકનો તેમને નાશ કરવો હતો તે તો સારો જામ્યો ત્યારે તેમના ગુસ્સાનો તથા ખીજવાટનો પાર રહ્યો નહીં. "

" આવી નેપોલિયનની સ્થિતિ હતી. સમયનાં ચિહ્નો તે બરાબર યથાર્થ રીતે સમજી શક્યો હતો. તેથી તેણે જાણ્યું [illegible] કરી બાબતની કુશળતાને લીધે તથા શત્રુઓએ જે વિનાશ તેને [illegible] તેથી ખેડુતોને જે ગુસ્સો થયો હતો તેને લીધે જ તે પોતાજાત [illegible] ગુંચવણોમાંથી છુટી શકશે અથવા વધારે ખરી રીતે ઓ[illegible]યન લે[illegible] તાના દેશને વિપત્તિઓમાંથી છોડાવવાનાં સાધન પોતે શોધી કાઢનાર [illegible] તાના દેશને માટે જ તે આમ જાણતો હતો કારણ કે તેની રાજ્ય [illegible] અંગત સ્વાર્થ જરા પણ ન હતો. માત્ર કીર્તિની આકાંક્ષા સાથે ફ્રાન્સ અને તેની સમૃદ્ધિ તેણે એક સરખાં ગણ્યાં હતાં. આવે ઉચ્ચ સ્થાને ચઢેલો જગતમાં એક

પણ પુરુષ આવો નિસ્વાર્થી થયો નથી અને થવાનો પણ નથી. આ વચનમાં જેને વિશ્વાસ ન હોય પણ જેને સત્ય જાણવાની જિજ્ઞાસા હોય તેને નેપોલિયનનો સારો અભ્યાસ કરવા દો નેપોલિયને બીજી વખત રાજ્ય-ગાદીનો ત્યાગ કર્યો તેની હકીકત તેના ભાઇ લ્યુશીયને છપાવી છે. લ્યુશીયન ખરેખરો પ્રજાસત્તાક રાજ્યનો હીમાયતી હતો અને તેણે પોતાના તત્ત્વો અને વિચારોની ખાતર રાજ્યગાદી લેવાને ના પાડી હતી તેણે જણાવેલા વિચારો શંકાશીલ લોકોએ વાચવા અને તેમની શકા દૂર થશે."

"પ્રજા પૈકી મધ્યમ વર્ગના તથા ગરીબ વર્ગના લોકો નેપોલિયનને રાજા તરીકે અતિશય ઉત્તમ ગણતા હતા અને તેમને તમામને તેના પ્રતિભાને માટે પૂજ્ય ભાવ હતો; તેમ જ તેઓ તેને પ્રીતિથી ચાહતા અને અત્યારે તે જીવતો નથી તોપણ તેની યાદગીરી પ્રેમથી કરે છે. તેનું કારણ એટલું જ છે કે તેના સૂત્રો ન્યાયી સમાનતાના હતા. આ જ કારણોથી તેની સત્તાને ફ્રાન્સમા પુષ્ટિ મળી હતી સાર્વજનિક કામો કરવામાં તે સતત શ્રમ કરતો હતો, તેનું ખાનગી વર્તન તદ્દન નિષ્કલંક હતું અને તેના બીજા લોકોપયોગી કામો અસંખ્ય, અતિશય ઉપયોગી અને ભવ્ય હતા તથા હમેશા તે ચાલુ જ રહેતા હતા. તેથી લોકો તેને ચાહતા હતા. એના કારભારમાં ગરીબ માણસ કામ વિના રહેતો ન હતો. ફ્રાન્સમાં તેણે અનેક સંસ્થાઓ કાઢી હતી, ન્યાયી કાયદો કરી આપ્યો હતો અને રોમની પછી તરત જ બીજે નંબરે ફ્રેંચની કીર્તિ જગતમા તેણે પ્રખ્યાત કરી હતી."

"લશ્કરના માણસો તો નેપોલિયનને દેવ જેવો જ સમજતા. એમ તેઓ કરે એમાં કાંઇ અયોગ્ય ન હતું. તેઓ યોદ્ધાઓ બન્યા ત્યારથી જ તેમનો પ્રેમ શરૂ થયો એમ કહેવામાં એટલું જ કહેવાનું છે કે તેઓ તેના સદ્‌ગુણની પુજા કરતા અને તેના વિશાળ મનને લીધે જે ક્ષણે સૈનિકો તેની સમક્ષ આવતા તે જ ક્ષણે તેમનો તિરસ્કાર જઇ તેને સ્થાને ભક્તિ આવી રહેતી. ફ્રાન્સના લોકો તો કદિ પણ એને ધિક્કારતા નહીં. તેઓએ જ એને આવડો મોટો બનાવ્યો હતો. કોઇ રાજાની તરફ તેની પ્રજાની આટલી બધી

પ્રીતિ હશે જ નહીં. એલ્બા છોડી તે કેનીસથી પારિસ ગયો તે વખતે તેની આસપાસ લાખો ગરીબ માણસો ( જેઓ સૈનિકો ન હતા તે ) ફરી વળ્યા હતા તે દેખાવ કોઇના હૃદયમાંથી ખસી જઇ શકે એમ નથી. છ અઠવાડીયાં સુધી ગમે તે ક્ષણે કોઇ પણ મારાએ એકાદ બંદુક ફોડી નેપોલિયનને મારી નાખી જૂલમી રાજાને મારી નાંખનાર તરીકે પોતાની આબરૂ વધારી હોત અને એવા નીચ કૃત્યને જરા પણ શરમાયા વિના પ્રેરી શકનારા પૃથ્વીના ધ્રુજતા રાજાઓ અને અમીરઉમરાવોએ તે માણસને તે ઉપરાત મોટાં ઇનામો પણ આપ્યાં હોત. આવું નીચ કૃત્ય કરવા ઘણા જ માણસોએ તૈયાર થઇ પોતાની નીચતા બતાવી હતી; પરંતુ તે હીચકારૂ કામ કોઇએ સફળ રીતે કરવા જેટલી હલકાઇ અથવા હૃદયની કઠિનતા બતાવી ન હતી, ફ્રાન્સના લોકોથી જ દોરવાતો નેપોલિયન છેવટે ગાદી ઉપર બેસી શક્યો હતો અને તે સ્થાનેથી તેને ખસેડી મૂકવા સારૂ દશ લાખ યોદ્ધાઓની જરૂર પડી હતી. તેઓએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો ખરો પણ માણસોના વિચારોમાંથી અને હૃદયોમાંથી તેને ખસેડી મૂકવાનું તેમનાથી બન્યું નથી અને બનવાનું પણ નથી.”

“પરંતુ, હું ઉપર જણાવી ગયો છું–અને તે ખરૂં છે–તેમ નેપોલિયનની મહત્ત્વાકાક્ષા ફ્રાન્સને મોટું અને સમૃદ્ધિમાન બનાવવાની હતી અને તે કરવામા યુરોપનો પુનરુદ્ધાર, અને તે ઉદ્દેશથી તેણે જે પદ્ધતિ સ્વીકારી હતી તેનું સ્થૈર્ય એ તેનાં લક્ષ્ય હતા.એમા એનો અંગત સ્વાર્થ કશો ન હતો.આ જ કારણથી ઘણી પ્રજાઓમાના લાખો માણસો આપોઆપ એના નામ તરફ પૂજ્ય ભાવ સ્વાભાવિક રીતે બતાવે છે. રાજાઓ તથા અમીરઉમરાવો નેપોલિયનની પડતીથી પાછા મોટા અને સત્તાધીશ બન્યા હશે તો પણ એટલી વાત તો ખરી જ કે તેમણે જે વિજય મેળવ્યો હતો અને જે ઉચ્ચ સ્થિતિ તેઓ ભોગવતા હતા તેમા તેમને શાંતિ કે આનંદ મળતો નહીં.”

“ઈ. સ. ૧૮૧૪ મા બુર્બોન લોકોનો ઘોળો વાવટો ફ્રાન્સમા ઉડવા લાગ્યો અને પરદેશી લશ્કરોની મદદથી તથા પૃથ્વીના સૌથી મોટા પ્રજાકીય

હકકના હીમાયતીના કમનસીબથી જ તે વાવટો ટકી શક્યો. પણ જ્યારે પાછો પોતાના અદ્ભુત સામર્થ્યને લીધે તે એલ્બા. એલ્બાથી પાછો આવ્યો ત્યારે ગરીબ માણસો—જેઓ જ ફક્ત દેશાભિમાની હોય છે અને તેનું કારણ છે કે તેઓ ગરીબ હોય છે અને તેથી સાદા અને સરળ હોય છે તેઓ—તેને મળવા અને એક પિતા તરીકે આદરમાન આપવા સારૂ ઉભરાયા. નેપોલિયન તદ્દન નિર્દોષ છે એમ તેઓ ધારતા હતા તેથી તેઓ તેની આસપાસ વીંટળાઇ વળ્યા એમ હું કહેવા માગતો નથી જગતમા કયો માઇનો પુત તદ્દન નિર્દોષ છે ? અમીરઉમરાવો તીડની માફક ગરીબ લોકો ઉપર તૂટી પડતા તેમાથી પોતાનું રક્ષણ કરાવવા સારૂ તેઓ તેને સ્વાભાવિક રીતે વળગ્યા અને પોતાનાં દુઃખનું નિવારણ તેની પાસે યાચવા લાગ્યા. ”

નેપોલિયનની વિરુદ્ધ નીચે પ્રમાણે મુખ્ય આરોપો મૂકવામા આવે છે કે (૧) તેણે જાફામા કેદીઓની કતલ કરાવી, (૨) જાફામાં દરદીઓને વિષ આપી મારી નખાવ્યા, (૩) એન્ધીનના ડ્યુકને મારી નંખાવ્યો, (૪) સ્પેન ઉપર નકામી ચઢાઇ કરી, (૫) જોસફાઇનનો ત્યાગ કર્યો અને (૬) રશિઆ સાથે વિગ્રહ જગાવ્યો. આ બધા આરોપોના સંબધમા આપણે ખરેખરો ઇતિહાસ નોધ્યો છે, તથા નેપોલિયનના પોતાના ખુલાસા પણ જણાવ્યા છે, અને તેના શત્રુઓએ જે ખરેખરી તપાસને અંતે સખત ટીકા કરી છે તે પણ જણાવી છે. રશિઅન વિગ્રહની વિગતો પૂરેપૂરી આપતા પહેલા તે વિગ્રહનાં કારણો જે ગુંચવણીભરેલા છે તેનો ખુલાસો કેટલીક ઝીણવટથી આપવાની જરૂર છે.

રશિઅન વિગ્રહ જગાવવામા ઈંગ્લાંડની લાગવગ કેટલી હતી તે સંબધમાં વીલીયમ હેઝ્લીટે પોતાના વિચાર નીચેના શબ્દોમા જણાવ્યા છે:—

“ ધારો કે એક દેશ એવો કુદરતી રીતે આવેલો છે કે તે બીજાને પોતાની નજરમાં આવે તેમ દુઃખ દઇ શકે પણ તેના ઉપર કોઇથી હલ્લો થઇ શકે જ નહીં. ધારો કે તે દેશ ઉપર પોતાની મરજી અને વૃત્તિને અનુસરી રાજ્ય કરનારો એક રાજા છે, જેનામા વિચાર કરવાની શક્તિ નથી અથવા જે બીજા

કોઇનું સાંભળતો જ નથી. ધારો કે એ દેશ વગર કારણે પાડોશીનાં રાજ્ય સાથે વિગ્રહ કરે અને તે પણ ઘણાં જ નઠારા કામને માટે અર્થાત્ પ્રજાનું સ્વાતંત્ર્ય ખુંચવી લેવા અને મનુષ્ય માત્રની છુટ ઉપર પગ દેવા. ધારો કે આવી રીતે વગર કારણે ઉત્પન્ન થયેલી લઢાઇથી તથા ચઢી આવનાર રાજ્યના ખોટા ઉદ્દેશની નબળાઇના પરિણામે ઉદ્ભૂત થયેલા અનિશ્ચયતી અને શરમની લાગણીથી તથા તેના ખરા ઉદ્દેશની નીચતાથી તે પ્રજા ચીડાઇ જાય અને ખીજવાટ તથા ગુસ્સાના આવેશમા તે ચઢી આવનાર પ્રજાને એકવાર તો હરાવી કાઢે. છતા ધારો કે તે પ્રજાનુ નિકંદન કરી નાંખતા સુધી વિગ્રહ ચાલુ રાખવા તે ખંત રાખે અને પ્રતિજ્ઞા કરે, તથા નિરાશ થયેલા અભિમાન અને વૈરાગ્યની લાગણીથી જ ઉશ્કેરાય અને પોતાની સ્થિતિ કુદરતને લીધે બીજાને અગમ્ય હોવાથી પોતાની સહીસલામતી ઉપર વિશ્વાસ રાખે. ધારો કે તે દેશ એવી જ સલાહથી ઉશ્કેરાયેલા બીજા દેશો ( જે તેના જેવા સહીસલામત સ્થિતિમા ન હોય અને જે સત્ય અને સ્વાતંત્ર્યની ઉપર પ્રહાર કરવા ઉભા થયા હોય તેથી ઇશ્વરના ન્યાયને લીધે તેમને અપયશ, પરાજય અને નુકશાન પામ્યા સિવાય બીજો ઇલાજ જ ન હોય તેવાં ) સાથે મળી જાય. વળી ધારો કે તે દેશ નમ્યુ ન આપે પણ ઉલટો તે પ્રજાને ડોળા કાઢે, ડરાવે, ઠગે, અને જે વિગ્રહો કરવા બીજી પ્રજા તત્પર ન હોય અને જેનુ તમામ નુકશાન તેમને વેઠવાનું હોય તેવી પ્રજાની જૂની પરાજયની વાતો સંભારી તેમનો જુસ્સો જાગૃત કરી તેમને વિગ્રહમા સંડોવવા પોતે હંમેશાં લાગ જોયા જ કરે. ધારો કે આ પ્રમાણે વિગ્રહ જાગ્યા પછી બીજાં રાજ્યો તેમાં હોમાઇ જાય તો તે બેઠું બેઠું હસે, અને જે લોહી રેડાય તેથી આનંદ પામે તથા પોતે જેટલું દ્રવ્ય ખરચે તેટલે અંશે પોતે ધનવાન થાય છે એમ મિથ્યાભિમાન રાખે. ધારો કે અરાજકતા, અંધાધુંધી તથા અત્યાચાર વિરુદ્ધ અનેક ગાલિપ્રદાન કરી તે થાકી જાય, અને જે અનિષ્ટ તેણે પોતે જ ઉત્પન્ન કર્યું હોય, તેને દબાવી દેવા લસ્કરી અમલદાર તે નીમે છતા જૂલમ અને આપખુદી

સત્તા વિરુદ્ધ બુમાટ પાડયાં જ કરે. વળી ધારો કે એકદેશીય રાજકીય વિચારોના જુસ્સાનો તથા પ્રજાકીય તિરસ્કારનો ઉપયોગ પોતાની મદદમાં તે લે છતાં તેનાથી સંતોષ નહીં પામી તેની પ્રિય યોજનાઓને તોડી નાખી શકે એવા એક મહાપુરુષના ચારિત્રને દૂષણ લગાડવા તે તૈયાર થાય કે જેથી તે મહાપુરુષના નામથી જ જાણે હવા દૂષિત થતી હોય એવો ભાસ થાય અને તેના જીવવાથી જાણે પૃથ્વી ઉપર નકામો ભાર હોય એવી લાગણી ઉભી થાય. ધારો કે આ બધું કામ પોતાના દેશમાં આવેલા છાપાના છુટાપણાને લીધે તથા પોતાની જ પ્રજા ધાર્મિક અને નીતિમય છે એવો ડોળ ઘાલી તે કરે. ધારો કે સત્ય અને મર્યાદાનો જાણીજોઇને લોપ કરવાથી ખીજવાટ અને ગુસ્સો ઉત્પન્ન થાય. ધારો કે સંધિઓના કરારોનો વારંવાર ભંગ થતો હોવાથી પોતાની પ્રતિજ્ઞા ઉપર પગ મૂકનાર ઉપર તેમ બીજા દેશની સલાહ પ્રમાણે ચાલનાર રાજાપ્રજા ઉપર વધારે સખતાઇ-વાળા કરારોની સંધિઓ થાય. ધારો કે વિગ્રહના સામાન્ય કાયદાઓ તરફ તદ્દન દુર્લક્ષ થવાથી ચઢાઇઓ થાય અને તેથી પાછળથી તે ચઢાઇ કરનારના અન્યાયની અને લુચ્ચાઇની વિરુદ્ધ તે બુમાટ કરે. ધારો કે સંધિ નહી કરનાર અથવા કટ્ટી શત્રુતા ધરાવનાર આગ્રહી અને લુચ્ચા દેશને હથીઆર મૂકાવી દેવાના પ્રયત્નો નિષ્ફળ જવાથી વધારે ભયંકર અને અશક્ય પ્રયત્નો થાય. તો આ બધાનું પરિણામ એ જ આવે કે જે ખરેખરૂં અન્યાયભરેલું કૃત્ય હોય તે ખરેખર વ્યાજબી હોય એવો દેખાવ થાય. વિજયી પુરુષના જૂલમ નીચે કચરાતી અને પોતે જ વિગ્રહ જગવવામા અગ્રેસર ભાગ લેનારી હતી ને વાત ભૂલી જતી પ્રજાઓને આવી વખતે એમ જ લાગવાનું કે તેમનો કશો જ વાક નથી તેઓ ગમે તેમ કરી પોતાની અપયશવાળી સ્થિતિ ચાહે તેટલો ખર્ચ કરી કાઢી નાંખવા પ્રયત્ન કરે જ. રાજાઓએ જે વિપત્તિઓ પ્રજા ઉપર આણી હોય તેને દૂર કરવા તેઓ તથા પ્રજા એકત્ર થાય જ. ”

“ આવા વખતના ઢંગધડા વગરના ગોટાળામાં, જે પ્રજાઓનો કશો પણ તાત્કાળિક દોષ નથી હોતો તેમના ઉપર પણ હલ્લો કરવામાં આવે છે, અને

તેમને સામાન્ય રીતે ચારે બાજુએથી બંડ કરવા જાણે સૂચના થતી હોય એમ જણાય છે. પોતાનું તમામ ધન વિગેરે જતું રહે ત્યા સુધી પણ નમ્યું નહીં આપવાના નિશ્ચયમાં વિગ્રહ ઘણે દૂર અને એવા મોટા ધોરણ ઉપર ચલાવવામા આવે છે કે દરેક પગલે જય મળવો દુર્લભ બને છે અને જે અનેક અદ્દ્ભુત સાધનો તે વિગ્રહોમાં રોકવામા આવ્યા હોય છે તેને લીધે પરાજય વધારે ભયંકર અને અનિવાર્ય બને છે. આ પ્રમાણે જાણી બુજી અન્યાય કરવાની ખંત અને પરિણામ તરફ તદ્દન દુર્લક્ષ-એ બે વસ્તુઓનો જ સ્વીકાર વિગ્રહમાં થવાથી અસલ જેનો દોષ હોય છે તે હજાર ગણો વધી જાય છે, છતાં ઉપરઉપરથી તેનું પણ કારણ વ્યાજબી દેખાય છે અને જેમને જય મળવાની ખાત્રી હોય છે તેમનો વિનાશ આવવાની તૈયારી થઇ જાય છે. એટલું જ નહી પણ પારિસ જેવા શહેરમા થયેલી કુચ અને ત્યાંની તમામ વસ્તુઓ નાશ કરવાના હુકમો માટે કોઇને કોઇ જાતની શિક્ષા તો થતી નથી પણ જાણે તે ધાર્મિક વરઘોડા હોય એમ ગણાય છે, અને મનુષ્ય માત્રનો જાણે છુટકારો થયો હોય એમ ભજનો તથા સુંદર ગંભીર ગીતો ગવાતા હોય એમ લેખાય છે. એક દેશ અને એક માણસ જાણી જોઇને ઉન્મત્ત થાય તો આટલુ કરી શકે છે ”

દિનપ્રતિદિન હવે રશિઆએ વધારે શત્રુતાનું સ્વરૂપ પ્રકટ કરવા માંડયું. જે મદદની આશા નેપોલિયન પાસેથી રાખી હતી તે પોતાને નહીં મળવાથી નિરાશ થઇ અલેક્ઝાંડર હવે પોતાના અમીરઉમરાવોની નીતિ અનુસરવા લાગ્યો. સ્વીડનના લોકો પોતાના ગાડા રાજા ચોથા ગુસ્તાવસના વર્તનથી કંટાળી ગયા હતા. તેમણે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો. પ્રજાકીય હકક મેળવવાની આશામા, અને રશિઆના પગપેસારા વિરુદ્ધ પોતાનું રક્ષણ કરવા ફ્રાન્સની મહેરબાની મેળવવા સારૂ તે લોકોએ અનેક રાજકીય ચઢતીપડતી પછી ખાલી થયેલી ગાદી માટે બર્નડોટને પસંદ કર્યો. પોન્ટીકોર્વોનો આ રાજકુમાર ફ્રાન્સનો એક સેનાપતિ હતો. તે નેપોલિયનના સેનાપતિ પૈકી એક સમર્થ સેનાપતિ હતો. જોસફ બોનાપાર્ટની સાળી કલૅરીને તે પરણ્યો

હતો. સ્વીડનના લોકો ધારતા હતા કે આ પસંદગી નેપોલિયનને રુચિકર થશે. પણ તેમ ન થયું. જો કે નેપોલિયનનું બર્નેડોટ તરફનું વર્તન બહુ જ સહિષ્ણુતાભરેલું અને માયાળુ હતું તો પણ તે બને વચ્ચે દીલસોજી થોડી જ હતી. આ પસંદગીની ખબર નેપોલિયનને આપવામાં આવી ત્યારે તે બોલ્યોઃ—

"પ્રજાએ જ મને રાજા તરીકે પસંદ કરેલો છે તેથી બીજી કોઇ પ્રજા એ જ તત્ત્વને અનુસરે તો મારા પોતાનાથી તેની વિરુદ્ધ ઔચિત્યના ભંગ વિના બોલાય જ નહીં." પછીથી નેપોલિયને કહ્યું કે "મારો અંતરાત્મા મને એમ જ કહેતો હતો કે 'બર્નેડોટ એક કાળો નાગ છે જેને તું તારા હૃદયમાં પોષે છે.'"

આ નવીન પસંદ થયેલા રાજાએ નેપોલિયનને પ્રણામ લખ્યા ત્યારે તેણે તેને નીખાલસ મનથી બોલાવ્યો અને કહ્યુંઃ—

"તમને સ્વીડનની ગાદી આપવામા આવે છે તો હું તે લેવાને તમને રજા આપું છું. મારી ઇચ્છા બીજી જ હતી જે તમે જાણો છો. પણ ટુંકામા, તમે તમારી તલવારથી રાજા થયા છો. તમારા ભાગ્યોદયમા મારે વચમાં આવવાનો વિચાર નથી એ પણ વાત તમે જાણો છો."

પછી નેપોલિયને પોતાની નીતિની તમામ ઝીણી બાબતોની તેની સાથે વાત કરી, અને તેમાં બર્નેડોટ સર્વ રીતે સમ્મત જણાયો. દરરોજ તે રાજા નેપોલિયનના દરબારમાં જતો અને પોતાના છોકરાને સાથે લઇ જતો તથા બધા દરબારીઓ ભેગો ભળતો. આમ કરી તેણે નેપોલિયનની મરજી મેળવી લીધી.

હવે તે જવાની તૈયારીમા હતો. તે વખતે તેની સ્થિતિ ગરીબ હતી. એક સાધારણ ભાગ્ય શોધનારની માફક દીન અવસ્થામા પોતાનો સેનાપતિ સ્વીડનની પ્રજા સમક્ષ રાજા થવા સારૂ જાય તે નેપોલિયનને ગમ્યું નહીં; તેથી પોતાની ત્રીજોરીમાથી તેણે ૨૦ લાખ ફ્રેન્ક તેને ભેટ આપ્યા. વળી બીજા રાજ્યના રાજકુમાર તરીકે હવે જે રકમ બર્નેડોટનું કુટુમ્બ માગી શકે એમ ન હતુ તે પણ નેપોલિયને ચાલુ રહેવા દીધી. પછી તેઓ છેવટે ઉપર ઉપરથી મૈત્રીભાવના સંબંધથી છુટા પડ્યા.

પોલાંડનુ રાજ્ય ફરીથી પહેલા જેવું સ્થપાવું ન જ જોઇએ, અને વૉર્સોનું પરગણું જે પ્રુશિઆના ભાગમાં આવ્યું હતું તેના બળમાં જરા પણ વધારો કરવો ન જોઇએ એવી પ્રતિજ્ઞા નેપોલિયને કરવી જોઇએ એવો આગ્રહ અલેક્ઝાન્ડર લાબા વખતથી કરતો હતો. આ શરતો કબૂલ કરવા નેપોલિયને ધસીને ના પાડી અને તેનો જવાબ અલેક્ઝાન્ડરે ખીજવાઇને કડવા અને ધમકીના શબ્દોમા આપ્યો.

અલેક્ઝાન્ડરના એલચીને નેપોલિયને કહ્યું:—" આવી ભાષા લખવામાં રશિઆ શું સમજે છે ? તેને વિગ્રહની ઇચ્છા છે કે શું ? મારે જો પોલાંડનું રાજ્ય ફરીથી સ્થાપવું હોત તો હું એવું ચોખ્ખું કહી જ દેત અને મારા લશ્કરને જર્મનીમાથી પાછું બોલાવી ન લેત. પણ પોલાંડનું રાજ્ય કોઇ કાળે ફરીથી સ્થાપવા દેવામા નહીં આવે એવું કહી હું મારી જાતને બેઆબરૂ કરનાર નથી અથવા ભવિષ્યવેત્તાની માફક વાણી ઉચ્ચારી કે પ્રતિજ્ઞા કરી હાસ્યાસ્પદ થનાર નથી. પોલાંડના વિભાગ મારા કૃત્યથી થયા છે તેને એનાથી બટ્ટો લાગ્યા વિના રહે જ નહીં. તેમ એ રાજ્ય ફરીથી સ્થપાશે નહીં એમ કહેવામાં મારી પ્રતિષ્ઠા છે એથી પણ વધારે કલંક લાગે એમ છે.જે લોકોએ મારી આવી સારી સેવા બજાવી છે અને મારા તરફ સારી લાગણી અને એકનિષ્ઠા રાખી છે તે સમર્થ લોકો વિરુદ્ધ હું કોઇ જાતની પ્રતિજ્ઞા કરી શકતો નથી. "

જવાબમાં અલેક્ઝાન્ડરે એવી માગણી કરી કે ડાન્યુબ નદીનો ઉપરના ભાગનો તથા મુખ આગળના ભાગનો મુલક નેપોલિયને તેને કબજામા અપાવવો, અને તે ઉપરાંત મોલ્ડેવીઆ અને વોલેશીઆ પણ અપાવવું. પરંતુ ટર્કી અને ઓસ્ટ્રિઆ તરફ પોતાની સારી લાગણી હોવાથી આ પગપેસારાના કૃત્યમાં મદદ કરવા સારૂ નેપોલિયને ચોખ્ખી ના કહી. પોતાના તરફની કોઇ પણ જાતની દરમ્યાનગીરી વિના તે લોકો પોતાના કજીઆ અંદર અંદર પતાવી દે તો તેની પોતાને ના નથી એમ તેણે જણાવ્યું.

આ નવીન ગુંચવણીઓમાં નેપોલિયન સપડાયો;તેનો લાભ બીટીશ

પ્રધાનમંડળે તરતે જ લીધો. તેમણે તરત જ નેપોલિયનની વિરુદ્ધ બીજા રાજાઓને એકત્ર કરવા સારુ એજંટોને સેંટપીટર્સબર્ગ મોકલ્યા. કાયદેસર રાજ્યબંધારણવાળું ઈંગ્લાંડ અને આપખુદીથી રાજ્ય કરનાર રશિઆ 'પ્રજાસત્તાક રાજ્યના રાજા' ને છુંદી નાખવા એક થયા. બ્રીટીશ પ્રધાનમંડળે રશિઆને દ્રવ્યની મદદ છુટથી કરી અને પોતાના બળવાન નૌકા અને લશ્કરની મદદથી સહાયતા આપવાની માગણી કરી. સ્પેનના વિગ્રહમાં નેપોલિયન એટલો બધો ગુંચવાઈ ગયો છે કે તે રશિઆના લશ્કરની સામે થવા સારુ પોતાનું બળવાન લશ્કર સ્પેનથી પાછું બોલાવી શકનાર નથી એમ જણાવી શત્રુતાની લાગણીમા ઈંગ્લાંડે રશિઆને વધારે ઉત્તેજન આપ્યું.

કોલેંઇનકોર્ટ લખે છે કેઃ—"હું સેંટપીટર્સબર્ગમા રહ્યો હતો ત્યારે છેલ્લા માસમા અલેક્‌ઝાન્ડર પોતાની ચિંતાવાળી લાગણીઓ મને કેટલી બધી વખત ગુપ્ત રીતે કહેતો હતો. તે રાજાની આસપાસ અસંતોષની લાગણી ઉત્પન્ન કરવા સારુ રશિઆના દરબારમા ફ્રાન્સના કટ્ટા શત્રુ ઇંગ્લાંડે પોતાના ગુપ્ત એજંટો ગણ્યા જ હતા. બ્રીટીશ પ્રધાનમંડળ સારી રીતે જાણતું હતું, કે જ્યા સુધી રશિઆ ફ્રાન્સ સાથે મળીને રહેશે ત્યાં સુધી મોટા પાયા પર વિગ્રહ ચાલવાનો નથી. આ મુદ્દા ઉપર તો બધી રાજ્યસત્તાઓ સંમત હતી અને તેથી એક રાજા સિવાય તમામ રાજ્યસત્તાઓએ એક અથવા બીજે વખતે પોતાનાં આપેલા વચનોનો ભંગ કર્યો હતો. તે એક માણસ અલેક્‌ઝાન્ડર હતો.તેને કાં તો ફ્રાન્સથી વિખુટો પાડી નાખવો જોઇએ અથવા તેમ ન થાય તો પરિણામે તેનો વિનાશ થવો જોઇએ એમ બધા માનતા. જે સમયની વાત હું લખું છું તે સમયે અલેક્‌ઝાન્ડર જુવાનીઓ, વગર વિચારનો, મોજીલો માણસ હતો. તેની આસપાસ જે સંજોગો ઉભા થયા હતા તેને લીધે તેના મનમા ગભીર વિચારોની પરંપરા ઉભી થઇ હતી અને પોતાની સ્થિતિ કેવી કફોડી છે તે તે સારી રીતે સમજતો હોય એમ દેખાતું હતું. મારી સાથે ખાનગી વાતચીત કરતી વખતે તે મને ઘણી વખત એવી વાતો કહેતો કે પોતાના સગા ભાઈઓને પણ તે વાત તે ન કહે તે વાત પોતાના

પ્રધાનોને કહેવામાં સહીસલામતી ન હતી. બહાર આત્મવિશ્વાસનો ડોળ તે રાખતો પણ અંદરથી તેને ભયંકર ભીતિ લાગતી હતી. તે વખતે રશિઆમાં ખીજવાટની લાગણી સર્વત્ર પ્રસરી હતી. તે વખતે ફ્રાન્સ સાથે અલેક્ઝાન્ડરની મૈત્રી હતી તેને માટે તેને સખત ઠપકો આપવામા આવતો અને તે તે જાણતો હતો. આશકમાશુક જેમ ગુપ્ત રીતે પોતાની ગોઠવણ કરે એવી રીતે મારે ગુપ્ત ગોઠવણ કરવાની ફરજ પડતી હતી તે જોઇ અમે ઘણી વાર બહુ જ હસતા હતા."

અલેક્ઝાન્ડરની સ્ત્રીના ઓરડાના છજામાં એક દિવસ સાંજે અમે બે વાત કરતા હતા ત્યારે અલેક્ઝાન્ડરે મને કહ્યું:–"મારા પ્રિય કોલેઇનકોર્ટ, મારી વિરુદ્ધ જે કાવતરા અહીં રચાય છે તેની માહીતી નેપોલિયનને આપવી જ જોઇએ. મેં તમારાથી કશું ગુપ્ત રાખ્યું નથી. તમારા ઉપર વિશ્વાસ રાખવામા હું શુદ્ધ મર્યાદા ઓળંગી ગયો છુ. મેં તમને જે કહ્યું છે તે બધું તમારા રાજાને તમે કહેજો. તેમ તમે જે જોયું છે અને વાચ્યું છે તે બધું પણ તેમને કહેજો. તેમને કહેજો કે અહીં તો મારી નીચે પૃથ્વી ધ્રુજે છે અને અહીં તેમણે મારા પોતાના રાજ્યમા જ સંધિઓનો ભંગ કરી મારી સ્થિતિ અસહ્ય બનાવી છે. આ સ્પષ્ટ અને ખુલ્લા દિલનો સંદેશો મારા તરફથી તેમને પહોંચાડજો અને એક વાર ફરીથી વિગ્રહ કરવાનો છેવટનો નિર્ણય થશે તો કાતો એ નેપોલિયન પોતાની ગાદી ગુમાવશે અથવા હું અલેક્ઝાન્ડર મારું રાજ્ય ગુમાવી બેસીશ."

સંધિઓના ભંગની વાત જે ઉપર આપણે જણાવી તે એ હતી કે દાણચોરી અટકાવવા સારૂ નેપોલિયને ઓલ્ડનબર્ગના મુલકોનો કબજો લઇ લીધો હતો.

રણસંગ્રામથી થાકેલો નેપોલિયન ફરીથી મ્યાનમાથી તલવાર કાઢતા બહુ જ સંકોચ પામતો. શાંતિ હોય તો જ પોતાનું રાજ્ય જામે એમ હતું એમ તે સમજતો. એકત્ર થએલા યુરોપની સામે ફ્રાન્સે વીશવીશ વર્ષથી ટક્કર ઝીલી હતી અને હવે તેને વિશ્રાન્તિની જરૂર હતી. આવા સંજોગોમા પણ શાંતિ રાખવા સારૂ નેપોલિયને બહુ જ પ્રયાસ કર્યા. પોતાની તરફના ચાયાણુ

અને ભ્રાતૃભાવવાળા સંદેશા સાથે તેણે ઝારને ત્યાં પોતાનો એલચી મોકલ્યો. પોલાંડના રાજ્યની પુનઃસ્થાપના કરવા સારૂ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે પોતે કાંઇ પણ કરનાર નથી એવું વચન તેણે આપ્યું. પાછળના વખતમાં જે કાંઇ બનાવ બન્યા હોય તેને માટે નુકશાનીનો બદલો આપવાનું વચન તેણે આપ્યું. વળી પોતાના તરફથી પરવાના લઇ બ્રીટીશ માલને રશિઆમાં પેસવા દેવા સારૂ તેનાં કેટલાક બંદરો ખૂલ્લા મૂકવા દેવાનું પણ તેણે જણાવ્યું. પણ હવે તો રશિઆ બ્રીટીશ પ્રધાનમંડળની લાગવગ નીચે આવી ગયું હતું. ઉત્તર તરફથી નેપોલિયનના ઉપર ધસારો ન થાય તો ઇંગ્લાંડ સ્પેનમાં જમાવેલો પોતાનો કાબુ રાખી શકે એમ ન હતું. વિગ્રહની વૃત્તિવાળી મંડળી તે વખતે ઇંગ્લાંડમા વધારે સત્તા ભોગવતી હતી. નેપોલિયને જે જે બાબતોમાં નમ્યું આપવાનું કહ્યું તે તે બાબતો ઉપરથી ઝારે તેની નબળાઇનું અનુમાન કાઢ્યું. પોતાના અમીરઉમરાવોની સલાહથી તેણે નેપોલિયને જણાવ્યું કે ' હું આપની શરતો કબૂલ રાખું છુ એવી શરતે કે પોલાંડવાસીઓ પોતાનું સ્વાતંત્ર્ય લેવા સારૂ પ્રયત્ન કરે તો તમારે તેની સામે થવા આવવું, વોર્સોનો કેટલોક મુલક તમારે રશિઆને લેવા દેવો અને તમારે જર્મનીમાંથી તમામ લશ્કર બોલાવી લેવું તથા રહાઇન નદીની પેલી પાર જઇ બેસવું. '

આ અપમાનકારક છેલ્લી નોટીસ રશિઆના એલચી કુરેકીને ટ્યુઇલેરીસમાં રજુ કરતા જણાવ્યું કે " આ શરતો કબૂલ રાખવામા ન આવે તો મારો વિચાર આઠ દિવસમાં પારિસ છોડી જવાનો છે. ' આ સાંભળી નેપોલિયનના ગુસ્સાનો પાર રહ્યો નહી.

સેંટ હેલીનામાં નેપોલિયન કહેતો કેઃ- " આવી રીતે મારી સાથે લાંબા વખતથી વર્તન ચલાવવામાં આવતું. મારો વિચાર શો છે ને હું જાણી જતા હતો અથવા તે એ સમજી જાય એવું કરવા દેવાની મને ટેવ ન હતી. બાકીના તમામ યુરોપને સાથે લઇ હું રશિઆ ઉપર ચઢી જઇ શકત અને એ સાહસ લોકપ્રિય પણ હતું. કારણ કે તેમાં આખા યુરોપનો સ્વાર્થ સમાયેલો હતો. હવે ફ્રાન્સને એ છેલ્લો જ પ્રયત્ન કરવાનો હતો. ફ્રાન્સનું તથા નવીન પ્રજાકીય

રાજ્યપદ્ધતિનું ભાવિ એ લઢાઇ ઉપર જ આધાર રાખતું. ઇંગ્લાંડને રશિઆ છેલ્લું સાધન હતું. તે છતાં હું અને અલેક્ઝાન્ડર બે મિથ્યાભિમાની માણસો જેવા હતા. અમે લઢવાની ઇચ્છા વિના એકમેકને ડરાવવાનું જ સમજતા હતા. નુકશાનકારક સંજોગોમા હું સપડાયો અને સંડોવાયો હતો તેથી સુલેહ જાળવવા હું બહુ જ આતુર હતો. મને પછીથી જે માહીતી મળી છે તે ઉપરથી મારી ખાત્રી થઇ છે કે અલેકઝાન્ડર તો મારા કરતા પણ વિગ્રહ કરવાની ઓછી વૃત્તિવાળો હતો."

આ મુશીબતભર્યા સંજોગોના સંબંધમાં નેપીયર લખે છે કેઃ—"નેપોલિયનની પ્રતિભાની અદ્વિતીય શકિતનો વિકાસ હવે અદ્ભુત રીતે થયો. તેનો સ્વાર્થ, તેનું વલણ અને તેની ઇચ્છાઓ—એ તમામ રશિઆ સાથે વિગ્રહ કરવાની વિરુદ્ધ હતા. પણ નેપોલિયન અને અલેક્ઝાન્ડર બંને એમ આશા રાખતા હતા કે એકમેકની સામે ડોળા કાઢવાથી બીજા લોકો સુલેહ કરવા તૈયાર થઈ જશે. પણ એમ ડોળા કાઢવામા તેઓ એટલા બધા આગળ વધી ગયા કે છેવટે વિગ્રહ કર્યા વિના ચાલે જ નહી એવી સ્થિતિ પ્રાપ્ત થઇ નેપોલિયન ખરી મિત્રતાની લાગણીવાળો હતો અને તેથી તે એમ જ સમજતો હતો કે રશિઆનો ઝાર પણ એવી વૃત્તિવાળો હશે; અને એ માન્યતા ઉપર તેનો વિશ્વાસ ઘણો અને લાંબા વખત સુધી રહ્યો હતો. પોતાની શકિતની લાગણીથી ખોટે રસ્તે તે દોરવાયો હતો. તેથી રશિઆના દરબારમાં અમીરઉમરાવોની ગુપ્ત ખટપટથી જ કારભાર ચાલતો હતો તેમની ભયંકર ખટપટોની ગણતરી તેણે બરાબર કરી નહીં."

"રશિઅન દરબાર જેવા દરબાર સાથે ગુસ્સાની લાગણીથી એક વાર ભાંજગડ શરૂ થાય એટલે પરિણામે વિગ્રહ જ આવ્યા વિના રહે નહીં: એમ થવાનું ખાસ કારણ તો એ જ હતું કે રશિઆના પ્રધાનમંડળે વિગ્રહ કરવાનો નિશ્ચય કર્યો હતો અને જો કે ક્યારે તે નિશ્ચય અમલમાં મૂકવો એનો નિર્ણય થયો ન હતો છતાં ઓસ્ટ્રિઆ ઇટાલીમાં શી શી ગુપ્ત યોજનાઓ અને તજવીજો કરતું હતું અને મ્યુરાટે

કેટલો અસંતુષ્ટ હતો તેની તેને સારી ખબર હતી. હોલાંડવાસીઓને સ્વાતંત્ર્ય જોઈતું હતું, તેમ જ પ્રુશિઆના લોકોનો ફ્રેંચ તરફનો ગાઢ તિરસ્કાર જગજાહેર હતો. જે નીસરણી (નેપોલિયન) ની મદદથી પોતે ચઢ્યો હતો તેનો જ ત્યાગ કરવાનો નિશ્ચય બર્નેડોટે અગાઉથી કર્યો હતો અને નેપોલિયનની વિરુદ્ધ ઇટાલીમાની યોજનાઓનો તે ગુપ્ત માર્ગદર્શક હતો. વળી તેણે સ્પેનવાસીઓ જોડે પણ ખટપટ શરૂ કરી હતી. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી સ્પેનમા વિગ્રહ ચાલુ રાખવા તથા બીજા રાજ્યોની સત્તાને સમતોલમાં રાખવા ૩ લાખ માણસો સ્પેનમાં જ રહેવા દેવાની આવશ્યકતા નેપોલિયનને હતી. તેની સાથે જ દૂરના ઉત્તર તરફના પ્રદેશમા એક બીજી વધારે ભયંકર લડાઇમા તેને ઉતરવાની ફરજ અનિવાર્ય સંજોગોને લીધે આવી પડી હતી, અને તે જ વખતે આખું યુરોપ તેના વ્યવહારના રસ્તા ઉપર જ બંડ ઉઠાવવા તૈયાર થયું હતું તથા તેના પોતાના દેશનો વિશાળ કીનારો સમર્થ બ્રીટીશ નૌકાના પ્રહારનો દરેક સ્થળે ભોગ થઇ પડયો હતો.”

અનિવાર્ય દેખાતા વિગ્રહ સારૂ હવે બને બાજુએ બહુ જ મોટા પાયા ઉપર લશ્કરી તૈયારીઓ થવા લાગી. આ બધી મુશીબતોનું કારણ માત્ર ઇંગ્લાંડ સાથેના વિગ્રહ સિવાય બીજું કાંઇ ન હતું. ઇંગ્લાંડ સાથે સંધિ થાય તો આખા યુરોપમાં તરત જ શાંતિ વ્યાપે એમ હતું. નેપોલિયનની સ્થિતિ એવી હતી કે સમર્થ બ્રીટીશ નૌકાના પ્રહાર તેને ચારે બાજુએથી સહન કરવા પડતા હતા અને તે તેના બદલામાં ઇંગ્લાંડ ઉપર પ્રહાર કરી શકે એમ ન હતું. પોતાના દેશની આસપાસ કીલ્લાની જરૂર બ્રીટાનીઆને ન હતી કારણ કે કુદરતી રીતે જ તેનું રક્ષણ સમુદ્રથી થયું હતું. કોઇ ફ્રેંચ તોપખાનામાથી એક પણ ગોળો તેના કીનારા ઉપર ફેંકાય એમ ન હતું. પરંતુ ઇંગ્લાંડનું નૌકા તો ફ્રાન્સનાં શહેરો ઉપર તથા તેની સાથે મિત્રાચારી ધરાવનારાં બીજાં રાજ્યોનાં શહેરો ઉપર તોપોનો મારો ચલાવી શકતું, તેનાં સંસ્થાનો લુંટી શકતું અને તેના વ્યાપારનું સત્યાનાશ વાળી શકતું

હતું. આવા સંજોગોમાં પોતાના કટ્ટા શત્રુ સાથે સંધિ કરી તેનાં હથીઆર મૂકાવવા સારૂ નેપોલિયને એક વાર ફરીથી પ્રયાસ કરવા સંમતિ આપી.

એલીસન લખેછે કે:–"જ્યારે બહુ જ ગંભીર વિગ્રહ કરવાની તૈયારી નેપોલિયનની હોય ત્યારે હમેશા સંધિ કરવાની પ્રથમ દરખાસ્ત કરવાનો તેનો રીવાજ હતો તે પ્રમાણે ઇંગ્લાંડને તેણે સંધિની દરખાસ્ત કરી.તેણે નીચેની શરતો કરવા કહ્યું:– ( ૧ ) સ્પેનને અખંડિત રાજ્ય રહેવા દેવું, ( ૨ ) પીરીનીઝ પર્વતની દક્ષિણે ફ્રાન્સે પોતાનું રાજ્ય જરા પણ વધારવું નહી, ( ૩ ) સ્પેનના તે વખતના રાજાને સ્વતંત્ર જાહેર કરવો, ( ૪ ) અને તે દેશમાં પ્રજાકીય કૉંગ્રેસ અથવા પાર્લમેન્ટની રાજ્યવ્યવસ્થા ચલાવવા દેવી, ( ૫ ) તેવી જ રીતે પોર્ટુગાલના સ્વતંત્રતા અને અખડિતપણા સારૂ ખાત્રી આપવી, ( ૬ ) અને બ્રેગેંઝાના કુટુમ્બને તેમાં રાજ્ય કરવા દેવું, ( ૭ ) નેપલ્સનું રાજ્ય તે વખતે ત્યા જે રાજા હોય તેના હાથમા રહેવા દેવું, ( ૮ ) તેમ જ સીસીલી પણ તે વખતના રાજાને સોપી દેવું, ( ૯ ) અને સ્પેન, પોર્ટુગાલ અને ઇટાલી એ ત્રણે દેશોમાથી ઇંગ્લાંડે તથા ફ્રાન્સે પોતાના લશ્કર તથા નૌકા ઉઠાવી લેવા."

"આના જવાબમા લૉર્ડ કેસલરેએ જવાબ આપ્યો કે 'સ્પેનમાં હાલના રાજાથી રાજ્ય ચલાવવું' તેનો અર્થ ફ્રાન્સની સરકાર એમ કરતી હોય કે જોસફ બોનાપાર્ટથી તથા તેના હાથથી સ્થપાયેલી પાર્લમેન્ટથી રાજ્ય ચલાવવું અને સાતમા ફર્ડીનાન્ડથી નહીં તો એવી શરતે કોઇ પ્રકારની સંધિની ભાંજગડ થવા સંભવ નથી."

પોતાના અતિશય અભિમાની શત્રુઓ આગળ આ પ્રમાણે આજીજી કર્યાં જ કરવા નેપોલિયન તૈયાર થયો તેનું કારણ એ જ કે સુલેહ કરવાની તેની ઇચ્છા કલ્પનામા આવી ન શકે એટલી બધી મોટી હતી. તેમા તેની અવગણના થતી, અપમાન થતું અને તેના તરફ ઉઘાડે છોગે વિશ્વાસઘાતથી કામ લેવાતું. પ્રથમથી ખબર આપ્યા વિના તેના ઉપર હુમલા કરવામા આવતા. આટલું છતાં વિગ્રહથી મનુષ્યમાત્રને વિપત્તિ સિવાય કાંઇ જ પ્રાપ્ત થતું ન હોવાથી તે હંમેશાં સુલેહને માટે આજીજી કરતો જ રહેતો. પરંતુ છેવટે દશ લાખ માણસોની મદ-

ત્યી તેને કુંદી નાંખવામાં આવ્યો. મેટ હેલીનાના તેને જે દુઃખ થયું તેનાથી તેનું વિશાળ હૃદય ફ્ટ્યું હે વખતે વિજયી થયેલા તેના શત્રુઓએ પોતાની જ આપખુદીના તથા પગપેસારાના કૃત્યોના પાપનો ઢગલો તેમના ભોગ થઇ પડેલા બીચારા માણસ ઉપર કર્યો. તેના પરિણામે હાલ નેપોલિયનનું નામ હજારો માણસો લે છે અને તેની જાણે તેથી મશ્કરી કરતા હોય તથા તે જાણે લોહીનો તરસ્યો અને સંતોષ ન પામે એવી મહત્ત્વાકાંક્ષાવાળો માણસ હોય એમ બધા ગણે છે. આ કૃત્યથી વધારે અન્યાયનું કૃત્ય જગતમા થયું નહીં જ હશે. પરંતુ ઇશ્વર તો ન્યાયી છે. તેના હાથમા ન્યાયનો કાંટો બરાબર રહે છે અને તેનો નિર્ણય તો सत्यमेव जयते એ ન્યાયે જ થશે.

સુલેહ કરવા સારૂ નેપોલિયનને આ નવીન આછછ કરી તેનો ઇનકાર સર વૉલ્ટર સ્કૉટથી થઇ શકતો ન હોવાથી તે કુચ્યાઇથી એવુ ઠરાવવા માગે છે કે કાઇક અનુચિત ઉદ્દેશથી દોગાઇ નેપોલિયને આ માગણી કરેલી હોવી જોઇએ. તે લખે છે કે "લૉર્ડ વેલીંગ્ટનના જયથી, અથવા રશિઆ સાથે વિગ્રહ થવાથી જે અનેક વિપત્તિઓ આવી પડે તે દૂર રાખવાની ચિંતાથી," અથવા ફ્રાન્સની પ્રજા ઉપર 'પોતે તો હંમેશા સુલેહ કરવાના વૃત્તિવાળો છે' એમ છાપ પાડવાની ઇચ્છાથી નેપોલિયને લોર્ડ કેસલરેને પત્ર લખવા ડ્યુક ઑફ બેસેનોને કહ્યું હશે સુલેહ કરવાનો આ નિર્બળ પ્રયત્ન વ્યર્થ ગયો એટલે બે મહાન્ રાજ્યો વચ્ચે જે ટટો થવાની તૈયારી હતી તે ટટો કોઇ રીતે અટકાવી શકાય કે કેમ તે એક વિચાર કરવાનો પ્રશ્ન થઇ પડયો."

સુલેહ કરવાના નેપોલિયનના આ પ્રયત્નો સંબંધી લોકહાર્ટ લખે છે કે:— "પોતાના રાજ્યની સ્થિતિનો અને ભવિષ્યનો ફરીથી નવીન ગંભીરતાથી વિચાર કરવાની નેપોલિયનને જરૂર પડી તે વખતે તેને એમ સ્પષ્ટ સમજાયેલું હોવું જોઇએ કે પોતાના રાજ્યની ભાવી સ્થિતિ તથા ચાલુ સ્થિતિ સારી રાખવાનો માર્ગ એક જ છે. તે એ કે કોઇ પણ પ્રકારે ઇંગ્લાંડ સાથેના વિગ્રહનો અંત લાવવો. પણ વસ્તુતઃ એવું થયું હતું કે જ્યારે એડિંગ્ટન્સ પાર્યું ત્યારે તેણે બ્રીટીશ સરકાર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. પરંતુ આ ભાંજગડનુ કામ જરા આગળ

હતું. આવા સંજોગોમા પોતાના કટ્ટા શત્રુ સાથે સંધિ કરી તેનાં હથીઆર મૂકાવવા સારૂ નેપોલિયનને એક વાર ફરીથી પ્રયાસ કરવા સંમતિ આપી.

એલીસન લખેછે કે:–"જ્યારે બહુ જ ગંભીર વિગ્રહ કરવાની તૈયારી નેપોલિયનની હોય ત્યારે હંમેશાં સંધિ કરવાની પ્રથમ દરખાસ્ત કરવાનો તેનો રીવાજ હતો તે પ્રમાણે ઇંગ્લાંડને તેણે સંધિની દરખાસ્ત કરી.તેણે નીચેની શરતો કરવા કહ્યું:– ( ૧ ) સ્પેનને અખંડિત રાજ્ય રહેવા દેવું, ( ૨ ) પીરીનીઝ પર્વતની દક્ષિણે ફ્રાન્સે પોતાનુ રાજ્ય જરા પણ વધારવું નહી, ( ૩ ) સ્પેનના તે વખતના રાજાને સ્વતંત્ર જાહેર કરવો, ( ૪ ) અને તે દેશમા પ્રજાકીય કૅાગ્રેસ અથવા પાર્લમેન્ટની રાજ્યવ્યવસ્થા ચલાવવા દેવી, ( ૫ ) તેવી જ રીતે પોર્ટુગાલના સ્વતંત્રતા અને અંખડિતપણા સારૂ ખાત્રી આપવી, ( ૬ ) અને બ્રેગેંઝાના કુટુમ્બને તેમા રાજ્ય કરવા દેવું, ( ૭ ) નેપલ્સનું રાજ્ય તે વખતે ત્યા જે રાજા હોય તેના હાથમા રહેવા દેવું, ( ૮ ) તેમ જ સીસીલી પણ તે વખતના રાજાને સોપી દેવું, ( ૯ ) અને સ્પેન, પોર્ટુગાલ અને ઇટાલી એ ત્રણે દેશોમાથી ઇંગ્લાડે તથા ફ્રાન્સે પોતાના લશ્કર તથા નૌકા ઉઠાવી લેવા."

"આના જવાબમા લૉર્ડ કેસલરેએ જવાબ આપ્યો કે 'સ્પેનમાં હાલના રાજાથી રાજ્ય ચલાવવુ ' તેનો અર્થ ફ્રાન્સની સરકાર એમ કરતી હોય કે જોસફ બોનાપાર્ટથી તથા તેના હાથથી સ્થપાયેલી પાર્લમેન્ટથી રાજ્ય ચલાવવું અને સાતમા ફર્ડીનાન્ડથી નહીં તો એવી શરતે કોઇ પ્રકારની સંધિની ભાજગડ થવા સંભવ નથી."

પોતાના અતિશય અભિમાની શત્રુઓ આગળ આ પ્રમાણે આજીજી કર્યાં જ કરવા નેપોલિયન તૈયાર થયો તેનું કારણ એ જ કે સુલેહ કરવાની તેની ઇચ્છા કલ્પનામા આવી ન શકે એટલી બધી મોટી હતી. તેમા તેની અવગણના થતી, અપમાન થતું અને તેના તરફ ઉઘાડે છોગે વિશ્વાસઘાતથી કામ લેવાતું. પ્રથમથી ખબર આપ્યા વિના તેના ઉપર હુમલા કરવામાં આવતા. આટલું છતાં વિગ્રહથી મનુષ્યમાત્રને વિપત્તિ સિવાય કાંઇ જ પ્રાપ્ત થતું ન હોવાથી તે હંમેશાં સુલેહને માટે આજીજી કરતો જ રહેતો. પરંતુ છેવટે દશ લાખ માણસોની મદ-

દથી તેને ટુંદી નાંખવામા આવ્યો. સેંટ હેલીનામાં તેને જે દુઃખ થયું તેનાથી તેનુ વિશાળ હૃદય ભગ્યું હે વખતે વિજયથી થયેલા તેના શત્રુઓએ પોતાની જ આપખુદીના તથા પગપેસારાનાં કૃત્યોના પ્રાપનો ઢગલો તેમના ભોગ થઈ પડેલા બીચારા માણસ ઉપર કર્યો. તેના પરિણામે હાલ નેપોલિયનનું નામ હજારો માણસો લે છે અને તેની જાણે તેથી મશ્કરી કરતા હોય તથા તે જાણે લોહીનો તરસ્યો અને સતોષ ન પામે એવી મહત્ત્વાકાંક્ષાવાળો માણસ હોય એમ બધા ગણે છે. આ કૃત્યથી વધારે અન્યાયનું કૃત્ય જગતમા થયું નહી જ હશે. પરંતુ ઇશ્વર તો ન્યાયી છે. તેના હાથમા ન્યાયનો કાંટો બરાબર રહે છે અને તેનો નિર્ણય તો **सत्यमेव जयते** એ ન્યાયે જ થશે

સુલેહ કરવા સારૂ નેપોલિયને આ નવીન આજીજી કરી તેનો ઇનિકાર સર વૉલ્ટર સ્કૉટથી થઈ શક્તો ન હોવાથી તે લુચ્ચાઈથી એવું ઠરાવવા માગે છે કે કાઇક અનુચિત ઉદ્દેશથી દોગાઇ નેપોલિયને આ માગણી કરેલી હોવી જોઇએ. તે લખે છે કે "લૉર્ડ વેલીંગટનના જયથી, અથવા રશિઆ સાથે વિગ્રહ થવાથી જે અનેક વિપત્તિઓ આવી પડે તે દૂર રાખવાની ચિંતાથી, અથવા ફ્રાન્સની પ્રજા ઉપર 'પોને તો હંમેશા સુલેહ કરવાના વૃત્તિવાળો છે' એમ છાપ પાડવાની ઇચ્છાથી નેપોલિયને લોર્ડ કેસલરેને પત્ર લખવા ડયુક ઑફ બેસેનોને કહ્યું હશે. સુલેહ કરવાનો આ નિર્બળ પ્રયત્ન વ્યર્થ ગયો એટલે બે મહાન્ રાજ્યો વચ્ચે જે ટંટો થવાની તૈયારી હતી તે ટંટો કોઇ રીતે અટકાવી શકાય કે કેમ તે એક વિચાર કરવાનો પ્રશ્ન થઇ પડ્યો."

સુલેહ કરવાના નેપોલિયનના આ પ્રયત્નો સંબંધી લોકહાર્ટ લખે છે કેઃ– "પોતાના રાજ્યની સ્થિતિનો અને ભવિષ્યનો ફરીથી નવીન ગંભીરતાથી વિચાર કરવાની નેપોલિયનને જરૂર પડી તે વખતે તેને એમ સ્પષ્ટ સમજાયેલું હોવું જોઇએ કે પોતાના રાજ્યની ભાવી સ્થિતિ તથા ચાલુ સ્થિતિ સારી રાખવાનો માર્ગ એક જ છે. તે એ કે કોઇ પણ પ્રકારે ઇંગ્લાંડ સાથેના વિગ્રહનો અંત લાવવો. પણ વસ્તુતઃ એવું થયું હતું કે જ્યારે એડેન્ગ્રેસ પડ્યુ ત્યારે તેણે બ્રીટીશ સરકાર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. પરંતુ આ ભાંજગડનુ કામ જરા આગળ

ચાલ્યુ એટલામાં તેનો ગર્વ પૂર્ણ જુસ્સાથી પાછો આવ્યો અને તેથી તેણે પોતાની અસલની માગણી ફરીથી કરી કે ' સ્પેનનો રાજા તો જોસફ જ થવો જોઇએ. ' તેના પરિણામે રાજપુરુષોનો તમામ પત્રવ્યવહાર બંધ થઈ ગયો. સ્પેનની આવી સ્થિતિ હોવાથી તથા ઈંગ્લાડ સાથે કોઇ રીતે ભલમનસાઇ રાખી શકવાની આશા નિર્મૂળ થવાથી તે રશિઆ સાથે મિત્રાચારીનો સંબંધ કરે એવી આશા આપણે કદાચ રાખીએ. "

નેપીયર લખે છે કેઃ—" નીમન નદી તરફ પ્રયાણ કરતા પહેલાં નેપોલિયને ઇગ્લાડને સુલેહની દરખાસ્ત કરી હતી તે એવો બનાવ છે કે જેમા એના ઉદ્દેશનો અનર્થ કરવામાં આવ્યો છે. આ સુલેહની દરખાસ્તમા એણે એવી માગણી કરી હતી કે જોસફ બોનાપાર્ટને સ્પેનની ગાદી આપવાની તથા સ્પેનમા પાર્લમેન્ટથી રાજ્યબંધારણ રાખવાની ખાત્રી આપવાના બાબતમાં ઈંગ્લાડ જો તેની સાથે રહે તો તે પોતે પોર્ટુગાલમાં બ્રેગેંઝાના વંશજો અને સીસીલીમા બુર્બોનના વશજને કબૂલ કરશે અને સ્પેનમાંથી તે પોતાનું લશ્કર પાછું બોલાવી લેશે. ઈંગ્લાડ સાથે સંધિ કરવાની ખાતર આખા યુરોપ ઉપરનો પોતાનો કાબુ છોડી દેવા જેવી આ દરખાસ્ત હતી વળી ઑસ્ટ્રિઆ, સ્પેન, પોર્ટુગાલ અને ઈંગ્લાંડ એમણે પોતાની સત્તા જમાવી હોત અને નેપોલિયનના રાજ્યની સીમાની મર્યાદા બંધાઇ જાત તથા આખા યુરોપના ધણીરણી થવાનો આરોપ એના ઉપર મૂકાતો હતો તે આ દરખાસ્તના સ્વીકારથી જાત. વળી ડયુક ઑફ વેલીંગ્ટનના અભિપ્રાય પ્રમાણે પણ જ્યારે પોર્ટુગાલ તદ્દન સહીસલામત ન હતું અને સ્પેન તદ્દન ખાલી થયું હતું—અર્થાત્ જ્યારે નેપોલિયન આજ સુધીમાં જેટલો પ્રબળ હતો તે કરતાં આ વખતે વધારે પ્રબળ હતો તે વખતે તેણે આ દરખાસ્ત કરી હતી. ઈંગ્લાંડ સાથે શાંતિ રાખ્યાથી તે પોલાંડનું અખંડપણું લાવી શક્યો હોત અને રશિઆને દબાવી શક્યો હોત. પણ આજ તો પોલાડ પડ્યું છે અને રશિઆ પોતાની જંગલી ક્રૂરતાના ઉદ્રકમાં પોતાનો સોટો બજાવે છે. "

દરીઆ ઉપર ઈંગ્લાંડ સાથે, ઉત્તરમાં રશિઆના વિશાળ રાજ્ય સાથે

અને દક્ષિણમાં સ્પેન તથા પોર્ટુગાલના બખેડોરો સાથે લડવા સારૂ પોતાનું તમામ બળ એકઠું કરવાની હવે નેપોલિયનને જરૂર પડી સ્પેન તથા પોર્ટુ-ગાલ તો વળી બ્રીટીશ લશ્કરની મદદથી જાગૃત થયા હતા, બળવાન થયા હતાં અને સીધે રસ્તે ચઢયાં હતા. આ કામ ખરેખર રાક્ષસી હતું. તે સાહસ ખેડવા નેપોલિયન રાક્ષસી પ્રવૃત્તિ કરવા બહાર પડ્યો. તેના મિત્રો ઉત્સાહથી તેને આવી મળ્યા આ યુદ્ધ સ્વાતન્ત્ર્ય અને જૂલમ વચ્ચેનુ હતું. અમીરઉમરાવો તથા ગર્ભશ્રીમંત વર્ગની જૂની ટોળીની તથા સુધરેલા અને પ્રજાકીય હક્કોનો સ્વીકાર કરનાર રાજ્યોની વચ્ચેનુ આ આખા યુરોપનું યુદ્ધ હતું.

યુરોપના એકે એક દેશમા આ વખતે બે પક્ષો હતા; (૧) ગર્ભશ્રીમંત વર્ગ, (૨) પ્રજાનો વર્ગ. એકંદરે જોતા તે સરખા હતા. પ્રજા વર્ગ રૂપી શરી-રનો નેપોલિયન આત્મા હતો. અમીરઉમરાવનો પક્ષ ઇંગ્લાંડમા વિશેષ સત્તા ધરાવતો હતો. પ્રજાકીય પક્ષનો ત્યા જરાય હીસાબ ન હતો. ગર્ભશ્રીમંત વર્ગથી રાજ્ય ચલાવનાર ઇંગ્લાંડ અને આપખુદી અને નિરંકુશ સત્તા ચલા-વનાર રશિઆ આ વખતે મિત્રાચારીના સંબંધથી એકઠા થયા.

જૂના અમીરઉમરાવો સાથે સંબંધ ધરાવનાર કેટલાક માણસોએ આ વખતે કહ્યું કે ‘ આ વખતે આવા દૂર પલ્લાના સાહસ ઉપર નેપોલિયને જવું અને ફ્રાન્સને છોડવું એ સહીસલામત નથી; કારણ કે તેની સત્તા વિરુદ્ધ વખતે ખટપટીઆ લોકો કાવતરા કરશે. ’

નેપોલિયને જવાબ આપ્યો:—“આ રાજ્યમા હજી જૂદા જૂદા પક્ષો છે એમ કહી મારી ગેરહાજરીમાં નુકશાન થશે એમ તમે શા માટે કહો છો ? બુર્બોન વંશના રાજાઓના પક્ષના થોડા માણસો સિવાય બીજો એકે પક્ષ મારી વિરુદ્ધ અહીં નથી; અને તે મંડળીનો મોટો ભાગ જૂના અમીરઉમરાવોનો બનેલો છે જેઓ ઘરડા અને અનુભવ વિનાના છે. પરંતુ મારી અવનતિથી જ તેમને હાનિ છે એ વાત તેઓ સારી રીતે જાણે છે. ઉથલપાથલથી જે તોફાન થયા તેની પરંપરા મેં જ અટકાવી છે અને સૌથી વધારે લાભકારક કામ મારા હાથથી થયું છે. તે ઉથલપાથલ રહી હોત તો તમે તથા આખું યુરોપ તેમાં

હોમાઈ જાત. ખરેખરી વિરોધવાળી મંડળીઓને મેં એકઠી કરી છે, સ્પર્ધાવાળા જૂદા જૂદા પક્ષોને મેં એકઠા કર્યા છે, અને તે છતાં હજી તમારામાં કેટલાક એવા હઠીલા ઉમરાવો છે કે જે મારી સામે થાય છે અને હું જે જગા આપું છું તે તે લેતા નથી. ઠીક ! તેમાં મારે શું ! એ જગાઓ તમને આપવામાં તમને જ લાભ છે અને તમારી જ સલામતી છે. તમે તમારી મેળે મારી મદદ સિવાય શું કરી શકવાના છો ? તમે બહુ જ જૂજ છો અને તમારી વિરુદ્ધ અસંખ્ય માણસો છે. અમીરઉમરાવોના વર્ગમા તથા પ્રજાના વર્ગમાં જે કાંઇ સારૂં હોય તેને જ સંગ્રહી રાખી એ બંને વર્ગોને એકત્ર કરી નાંખી તેમનો વિરોધ કાઢી નાખવાની જરૂર તમને જણાતી નથી ? હું તમને મિત્રાચારીભરેલો હાથ આપું છું અને તમે તે લેવા ના પાડો છો. પણ મારે હવે તમારી શી જરૂર છે ? હું તમને મદદ કરૂં છું તેથી લોકોની નજરમાં એમ આવે છે કે હું મારી જાતને જ હાનિ કરૂં છું કારણ કે પ્રજાના રાજા સિવાય મારી બીજી કોઇ પદવી નથી. શું તે પૂરતુ નથી ? ”

તરત જ નેપોલિયને પોતાના મિત્રોને મદદ સારૂ બોલાવ્યા. પ્રુશિઆ, ઑસ્ટ્રિઆ, ઇટાલી, બવેરીઆ, સેકસની, વેસ્ટફાલીઆ અને રહાઇન નદીની આસપાસના એકત્ર થયેલાં રાજ્યોએ નેપોલિયનનું આમંત્રણ ઉદારતાથી સ્વીકાર્યું. ઉથલપાથલવાળા ફ્રાન્સના વિચારો ઑસ્ટ્રિઆ તથા પ્રુશિઆ સિવાયનાં આ તમામ રાજ્યોમાં સંપૂર્ણ રીતે વ્યાપી ગયા હતા પ્રુશિઆ નિરંકુશ સત્તા અને પ્રજાની સ્વતંત્રતા એ બે વિચારો વચ્ચે આદોલાયમાન થતું હતું. તેણે આનાકાનીથી છેવટે ફ્રાન્સના વાવટા નીચે હાજર થવાનું દુરસ્ત ધાર્યું. નેપોલિયનને આ પ્રમાણે પાંચ લાખ માણસો મળી આવ્યા. તેઓ ઉત્સાહથી તેના દોર્યા દોરાવા તૈયાર હતા.

પોલાંડ તો ખરેખરા હર્ષના ઉન્માદમાં જ આવી ગયું; તેને લાગ્યું કે હવે તેના છુટકારાનો સમય નજીક આવ્યો છે. જો નેપોલિયન પોલાંડવાસીઓને બળવાન શત્રુઓ અને જૂલમગારોથી રક્ષે તો તેઓ તમામ તેના વાવટા નીચે ખડા થવા તૈયાર હતા. પરંતુ રશિઆ, પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆથી

ચોટળાઈ ગયેલા આ એક કરોડ સાઠ લાખ માણસો એકલા કશું કરી શકે એમ ન હતું. આ વખતે નેપોલિયનની ગુંચવણનો પાર રહ્યો નહીં. તેની તમામ દીલસોજી પોલાંડ તરફ હતી પણ ઑસ્ટ્રિઆનો રાજા તેનો મિત્ર અને સસરો થયો હતો. તે તો એવો હતો કે સગાઈના સંબંધ કરતાં રાજ્યકીય સ્વાર્થને પ્રાધાન્ય આપે. પોલાંડનો મુલક ઑસ્ટ્રિઆ પાસેથી નેપોલિયને છીનવી લીધો હોત તો ફ્રાન્સીસ પોતાનું લશ્કર લઇ રશિઆને મળી જ જાત. હજી પણ સત્વર સંધિ રશિઆ સાથે કરવાની આશા નેપોલિયને રાખી અને ઝારની શત્રુતા કોઇ રીતે પણ નહીં વધારવાની ઇચ્છા તેણે કરી.

હવે અલેક્ઝાન્ડરે નીમન નદીના કાંઠા ઉપર ગંજાવર સૈન્ય જમાવ્યું હતું અને એપ્રિલના મધ્ય ભાગમા તે પોતાના લશ્કરની આગેવાની લેવા આવી પહોંચ્યો. પોતાની ગેરહાજરીમા ફ્રાન્સમા બંદોબસ્ત કેવી રીતે રાખવો તેની જરૂર પુરતી તજવીજ કરી દીધા પછી નેપોલિયન પણ ડ્રેસ્ડન જવા સારૂ મેની ૯ મી તારીખે નીકળ્યો અને તે રસ્તે થઇ તે પોતાના ગંજાવર લશ્કરને મળવાનો હતો. મેરીઆ લ્યુઇસા પણ તેની સાથે ગઇ. આ મહારાજા તથા મહારાણીની મુસાફરી એક સરખી રીતે વિજયી થઇ હોય એમ થયું 'ભલે પધાર્યા'ના વાવટા, વિજયસૂચક કમાનો, કુમારિકાઓના સરઘસ, ઘંટ, વાદ્ય અને તોપની ગર્જનાના અવાજ, તેઓ જ્યા જ્યાં થઇને ગયાં ત્યાં ત્યાં તેમને રસ્તામા મળ્યા. ફ્રાન્સમા જેટલો ઉત્સાહ હતો તેટલો જ ઉત્સાહ જર્મનીમા પણ હતો. જેની કીર્તિ દિગન્તમાં પ્રસરી હતી તે નામાંકિત પુરુષરત્નની ઝાંખી કરવા સારૂ હજારો લોકોના ટોળા રસ્તામા ઉભરાતાં હતા.

નેપોલિયને એવું ઠરાવ્યું હતું કે તેની સાથે સ્નેહનો તથા મૈત્રીનો સંબંધ રાખનારા નાના મોટા તમામ રાજાઓએ સેક્સનીના પાટનગર ડ્રેસ્ડનમાં એકઠા થવું. મહારાજા નેપોલિયન તથા તેની રાણી મેરીઆ લ્યુઇસાની તે સ્થળે જે બધા રાજાઓ રાહ જોતા હતા તેમાં ઑસ્ટ્રિઆના રાજારાણી, પ્રુશિઆનો રાજા (જેને આમંત્રણ કરવામાં આવ્યું ન હતું) તથા સેક્સની, બવે-

રીઆ, વુર્ટમ્બર્ગ અને વેસ્ટફાલીઆના રાજાઓ હતા, અને એ ઉપરાંત બીજા નાના નાના રાજાઓ તો અનેક હતા. તે રાજમહેલના મોટા ઓરડામાં નેપોલિયને ઉતારો કર્યો. તે પુરુષરત્ન નેપોલિયન જેના કાબુમા બધા જ હતા અને જેના મ્હોમાથી શબ્દ નીકળતા આખું યુરોપ ઉત્તર તરફ આવેલા અજાણ્યા પ્રદેશમાં ઝંપલાવા તૈયાર હતું તે પુરુષરત્નને જોવા સારૂ એટલા બધા લોકો આવતા કે મહેલના દરવાજા ચીકાર ભરાઇ જતા. આવી વખતે પોતાના સસરા ફ્રાન્સીસ તરફ તદ્દન દુર્લક્ષ ન થઇ જાય તેટલા સારૂ નેપોલિયન પોતાની ખાનગી લાગવગ ચલાવતો. તમામ પ્રસંગોમા તે તેને પ્રથમ સ્થાન આપતો. પ્રુશિઆનો રાજા ફ્રેડરીક વીલીયમ આ દબદબાભરેલા પ્રસગો ઉપર દીલગીર અને દીન થઇ ફરતો હતો. એક યાદ રાખવા જેવી વાત એ છે કે ડ્રેસ્ડનમા નેપોલિયનના અંગનું રક્ષણ કરવા સારૂ એક પણ ફ્રેચમેન ન હતો. તે કેવળ પોતાના જર્મન મિત્રોના રક્ષણ નીચે જ હતો. પછીથી સેંટ હેલીનામા આ વાત તેને યાદ દેવડાવવામાં આવી ત્યારે તે બોલ્યો કેઃ-“ હું એવા ખાનદાન કુટુમ્બના ઉમદા માણસો ભેગો હતો કે મારે કોઇ પ્રકારનો ભય ન હતો. મને બધા ચાહતા હતા અને મારી ખાત્રી છે કે આ વખતે પણ સેકસનીનો રાજા મારે સારૂ ઇશ્વરનું ભજન કરતો હશે. ”

લગભગ પદરેક દિવસ સુધી નેપોલિયન ડ્રેસ્ડનમા રહ્યો. જે નવો વિગ્રહ શરૂ કરવાનો હતો તે સંબધી તથા સ્પેનમા જે વિગ્રહ ચાલતો હતો તે સંબંધી અનેક કાગળો લખાવવામા તે રાત્રિદિવસ વ્યગ્ર રહેતો. આખા યુરોપમાંથી અસંખ્ય માણસો, ઘોડા, પુષ્કળ ખોરાક અને તમામ જાતનો માલ નીમન નદીના કીનારા તરફ જતા હતા. અર્વાચીન યુરોપમાં કોઇ સ્થળે એકઠું નહીં થયેલું એવું મોટું લશ્કર અત્રે એકઠુ થવાનું હતું. આવીરીતે લશ્કરની તૈયારી કર્યા પછી અને જય મળે એવાં લશ્કરો જમાવ્યા પછી પણ નેપોલિયને રશિઆના ઝારને સુલેહ કરવા લખ્યુ. પણ અલેક્ઝાન્ડર અથવા એના પ્રધાનો-કોઇએ પણ તે સંદેશો લઇ જનારની વાત સાંભળવાની પણ કૃપા કરી નહી. આવી રીતે તિરસ્કારભર્યો અનાદર પોતાના માણસનો થયો એ

વાત જ્યારે નેપોલિયને સાંભળી ત્યારે તે શાંતિથી બોલ્યો:—“ પરાજય પામેલા માણસો વિજયી થયા હોય એવો ડોળ ઘાલે છે. તેમના નસીબે જ તેમને આ રસ્તે આણ્યા છે. ” નીમન નદી ઓળંગી જવા સારૂ આગળ વધવાના હુકમ એકદમ આપવામા આવ્યા તેણે પોતે નીચે પ્રમાણે ઢંઢેરો બહાર પાડ્યો:—

“ યોદ્ધાઓ, પોલાંડનો બીજો વિગ્રહ શરૂ થયો છે. પ્રથમના વિગ્રહનો અંત ફ્રીડલેન્ડ અને ટીલસીટમા આવ્યો હતો. ટીલસીટમા રશિઆએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે તે ફ્રાન્સનું હમેશા મિત્ર રહેશે અને ઇંગ્લાંડ સાથે હમેશાં શત્રુતા રાખશે. તેણે ખુલ્લી રીતે પોતાના શપથ તોડ્યા છે એટલું જ નહીં પણ ફ્રાન્સનું લશ્કર હાઈન નદી ઓળંગી આગળ વધે છે અને તેના મિત્રોને તેની ધ્યાનમા આવે તેમ ઉપયોગમાં લઇ શકે છે ત્યાં સુધી રશિઆ પોતાની વિચિત્ર વર્તણુકનો ખુલાસો કરતું નથી. રશિઆ તેના નસીબથી જ પ્રેરાય છે તેના ભાવીમા જે નિર્મિત છે તે હવે થવાની તૈયારીમા છે. શુ એ એમ સમજે છે કે આપણે બધા નિર્માલ્ય થઇ ગયા છીએ અને જે બાહાદુરી આપણે ઑસ્ટરલીટ્ઝ આગળ બતાવી હતી તે હવે બતાવી શકવાના નથી? તેણે આપણને એવી સંકડામણવાળી સ્થિતિમા મૂકયા છે કે આપણે કાતો વિગ્રહમાં ઉતરવું જ પડે અથવા તો આપણી આબરૂ જવા દેવી પડે એમાં આપણે શું પસંદ કરવાનું છે એમાં સદેહ જ નથી. તેથી ચાલો આપણે નીમન નદીના પેલી પાર જઇએ અને રશિઆના જ દેશમા વિગ્રહ ચલાવીએ. પોલાંડનો બીજો વિગ્રહ ફ્રાન્સને તો પ્રથમ વિગ્રહ જેટલો જ કીર્તિપ્રદ થશે. પણ ત્યાર બાદ જે સુલેહ આપણે કરીશું તે કાયમની રહે એવી ખાત્રી જ કરીશું અને છેલ્લા ૫૦ વર્ષથી રશિઆ પોતાના મિથ્યાભિમાનની લાગવગ યુરોપના મામલા ઉપર ચલાવે છે તેનો જલદી અંત લાવીશું. ”

આ વિગ્રહનું પરિણામ પોતાના લાભમાં જ આવશે એમ નેપોલિયન માનતો અને તેને જરા પણ શંકા ન હતી.

તે કહેતો કે:—“ આ સાહસ ખાત્રીથી જયવાન નીવડશે એવી આશા

મને પૂરેપૂરી છે. ચારે બાજુના સંજોગો જોઈ મને એમ થાય છે કે બધું મારા લાભમાં જ છે. ફ્રાન્સ, ઇટાલી, જર્મની, હ્રાઇન નદીના પ્રદેશ અને પોલાડ એ દેશોના ગંજાવર લશ્કરની આગેવાની લઈ હું આગળ ચાલુ છું એટલું જ નહી પણ જે બે મોટા સમર્થ રાજાઓ આજ સુધી મારી વિરુદ્ધ રશિઆના પક્ષમાં રહેતા તેઓ આજે મારા પક્ષમાં છે. ટર્કી અને સ્વીડન પણ મને મદદ કરશે એવી આશા મારે શા માટે ન રાખવી? ટર્કી તો આ વખતે ઘણું કરીને રશિઆ સામે થવાને હથીઆર ઉચકવાની તૈયારીમા જ છે. સ્વીડનનો રાજા બર્નેડોટ હજી ઢચુપચુ મનનો છે તે વાત ખરી છે પણ તે આખરે ફ્રેંચમેન છે. એક વાર તે તોપનો અવાજ સાભળશે કે તેને તેની પાછલી વાતો સાભરી આવશે અને ઉત્તમ લાગ આવે તો બર્નેડોટ તે સ્વીડનને લેવા દેશે જ. બારમા ચાર્લ્સ રાજાને જે વિપત્તિ પડી હતી તેનુ વૈર લેવા સારૂ સ્વીડનને આવા લાભકારક અને શુભ શકુનવાળા સંજોગો કદાપિ એકઠા થયા નથી. મને આગળ વધવાની પ્રેરણા થાય છે અને અલેક્ઝાન્ડર જો મારી દરખાસ્તનો સ્વીકાર નહી કરવાનો દુરાગ્રહ કરશે તો ખચીત મારે નીમન નદી ઓળગવી જ પડશે. ”

પ્રારબ્ધના સબધમાં નેપોલિયનના કેવા વિચિત્ર વિચાર હતા તે નીચેના તેના બોલેલા શબ્દો ઉપરથી સમજાશે.

“ વિગ્રહમાં મારા જીવનને જોખમ થશે એવી તમને ધાસ્તી લાગે છે? આવી જ રીતે ફ્રાન્સમાં જ્યારે વારવાર કાવતરા થતા હતા ત્યારે જ્યોર્જીસ કેડુડલ મારો જીવ લેવાનો છે એમ કહી મને ધમકી આપવામા આવતી. એમ કહેવાતું કે તે મારી પાછળ ને પાછળ જ ભટકતો અને તે નીચ માણસ મને બદુકની ગોળીથી ઠાર કરવાનો હતો. ધારો કે તેણે બંદુક ફોડી હોત તો બહુમાં બહુ તો મારા એ. ડી. સી. ને તેણે મારી નાખ્યો હોત પણ મને મારી નાંખવાનું કામ તો અસંભવિત હતું. શું તે વખતે હું જે કરવાને સરજાયેલો હતો તે મેં પૂરૂં કર્યું હતું? મને એમ થાય છે કે હું કાંઇક કામ કરવા સરજાયેલો છું, જે હું જાણતો નથી અને જે ક્ષણે તે કામ થઇ જશે, જે ક્ષણે આ દેહની આવશ્યકતા રહેશે નહી

ત્યારે એક કાંકરાથી મારો દેહ પડશે. પણ ત્યાં સુધી માણસો ગમે તેટલા પ્રયત્નો મારી વિરુદ્ધ કરશે તો કાંઇ પણ થવાનું નથી. તેથી હું પારિસમાં રહું અથવા લશ્કરની જોડે આવું તે મારે મન સરખું જ છે. મારો દિવસ આવશે ત્યારે મને સાહેજ તાવ આવશે અથવા શીકાર કરતાં હું ઘોડેથી પડીશ અને ગોળીથી જેમ હું ઠાર થાઉં તેમ હું મરી જઇશ. આપણા દિવસો ઇશ્વરે નક્કી ગણી રાખેલા છે."

આ વખતે ડયુક ઓફ રોવીગો-સેવરી પોલીસ ખાતાનો પ્રધાન હતો. તે લખે છે કેઃ—

"ફ્રાન્સથી નીકળતા પહેલાં રાજ્યના જે જે કામોમાં એની હાજરીની જરૂર હતી તે તમામ કામોનો નિકાલ તે કરતો ગયો. જ્યારે જ્યારે તે મુસાફરી કરતો ત્યારે ત્યારે આ પ્રમાણે જ વ્યવસ્થા કરી જતો. જ્યારે તેની એવી ઇચ્છા થતી કે અમુક પ્રધાનનું અમુક કામ એવી રીતે કરાવવું છે કે ફરીથી તે બાબતમાં તે તેને કશું પૂછે જ નહીં ત્યારે તેને તમામ પ્રકારની ખાસ સમજ પાડવા સારૂ ખાનગીમાં તે બોલાવતો અને તમામ ઝીણી બાબતો પોતે જોતો. તેને એમ જ લાગતું કે એ બધી એણે જોવી જ જોઇએ. એમ કરતાં પોતાને જવાનું એક અઠવાડીયું રહે ત્યારે તેના પ્રધાનો જે બાકી કામોના ખુલાસા પૂછે તેના તે મોઢાએથી ખુલાસા કરી નાંખતો અને 'પોતાની ઓરડી સાફ કરવાનું' કામ એને તે કહેતો. પોતાને જવાના પ્રસંગે જે જે બાબતો ઉપર તેની ગેરહાજરીમાં મારે લક્ષ આપવું એવી તેની ઇચ્છા હોય તે તમામ બાબતોની વાત મારી સાથે તે કરતો. આ તો એની સામાન્ય રીત જ હતી અને તે જરા પણ કઠણ ન હતી જો કે જે લોકો એને એક જૂલમી માણસ તરીકે અને ન્યાયબુદ્ધિનો તિલમાત્ર પણ અંશ વિનાનો તથા સારી લાગણી વિનાનો જાહેર કરવા મથે છે તેમને આ રીત સખત લાગતી હતી. તેમ છતાં તેનામાં આ જ ગુણ (ન્યાયબુદ્ધિ અને સરળતા) એટલા બધા હતા કે તેને લીધે જ તે નામાંકિત થયો છે. જો કોઇ ખરો ન્યાય કરવાની એને તક આપતું તો તેની અસર તેના મન ઉપર

વધારે થતી અને પોતાની મહેરબાની બતાવતાં તે કદાપિ કંટાળાતો નહીં. તેથી તે મહેરબાનીઓની માગણી કરતા કોઇ આચકો પણ ખાતું નહી."

"જતા પહેલા મને તેણે સૂચના આપી હતી. મને એવું ફરમાવવામાં આવ્યું હતું હતું કે મારે દરેક માણસ તરફ નમ્ર અને ઋજુ રહેવું. 'શત્રુતાની લાગણી ઉત્પન્ન કરવાથી કશો લાભ નથી અને પોલીસ ખાતામા તો ખાસ કરીને નમ્રતાથી જ કામ લેવાનું છે' એમ તે મને હંમેશા જણાવતો. કોઇ પણ માણસને ગેરકાયદે નહી પકડવા તથા હુ જે જે કામ કરૂં તેમા મારા તરફ ન્યાયનો પક્ષ રાખવા તે વારંવાર મને ચેતવણી આપતો."

"આ વખતે મારી સાથે જે વાતચીત થઈ તેમા જે વિગ્રહ કરવાની તેને આવશ્યકતા પ્રાપ્ત થઇ હતી તે સંબંધી બોલતા તેણે જણાવ્યુ કે 'મારા નોકરો મારી સેવા એક નિષ્ઠાથી કરતા નથી, અને મારે ફરીથી પ્રુશિઆ અથવા ઓસ્ટ્રિઆ સાથે લઢવું પડે તેટલા સારૂ આ વર્ષે મને રશિઆ સાથે લઢવાને ફરજ પડી છે.' વળી તેણે જણાવ્યું કે 'આ સાહસ ખેડવા જેટલું ગંજાવર લશ્કર મારી પાસે છે, પણ જો નવીન શત્રુઓ બીજે વર્ષે જાગે તો અલબત મારા માણસોની સંખ્યા ઓછી થશે.' ટીલ્‌સીટની સંધિ કરવામાં જે વિચારોથી તે દોરાયો હતો અને તેને લીધે જે વિશ્વાસ તેણે રાખ્યો હતો તેને સારૂ તે વારવાર દીલગીર થતો અને કહેતો કે 'આ વિગ્રહમાથી જેણે મને બચાવી લીધો હોત તેણે ખરેખર મારી એક મહત્ત્વની સેવા કરી હોત. પણ હવે જ્યારે આપણે વિગ્રહમાં સડોવાયા છીએ ત્યારે તેમાંથી આપણાથી બને તે રીતે બહાર નીકળવું જ જોઇએ.' "

નેપોલિયને પોતાના સેનાપતિ બેલીઆર્ડને જણાવ્યું કે "મારે અને રશિઆને પરસ્પર જે કોલકરાર થયા છે તે પ્રમાણે વર્તવાને રશિઆ ના કહેવાનો દુરાગ્રહ કરશે, અને મેં જે છેલ્લી દરખાસ્ત કરી છે તેને તે પોતાની સંમતિ નહીં આપે તો હું નીમન નદી ઓળંગીશ, તેના લશ્કરને હરાવીશ, રશિઆના પોલાંડનો કબજો લઇશ અને તે દેશને હું વૉર્સોના પરગણા સાથે જોડી દઇશ. તેનું એક નાનું રાજ્ય હું બનાવીશ અને ત્યા ૫૦,૦૦૦

માણસો રાખીશ જેનો ખર્ચ લોકોએ આપવો પડશે. ને દેશના લોકો પ્રજાકીય લશ્કર બની ઉભા થવા ઇચ્છે છે. તેઓ લડાયક લોકો છે અને વેળાસર એક મોટું અને કેળવાયેલું લશ્કર તૈયાર કરી શકશે. પોલાંડ પાસે હથીઆર નથી પણ તે હું આપીશ તેઓ રશિઅનોને સારી રીતે અટકાવશે. કોઇક લશ્કરને અટકાવવાના કામમ' તે આવશે, પણ એક બાબતમાં મારી ખરી ગુંચવણી છે. ગેલીશીઆના સંબંધમા મારે શું કરવું તે હું સમજી શકતો નથી. ઑસ્ટ્રિઆનો રાજા અને તેનું પ્રધાનમંડળ તેને છોડી દેવા તૈયાર નથી. તેના બદલામા મેં બહુ નાણુ આપવાનું કહ્યું પણ તેનો સ્વીકાર થતો જ નથી તેથી હવે મામલો કેવા સ્વરૂપ ઉપર આવે છે તેની રાહ જોવાની જરૂર છે અને ત્યારે જ સમજાશે કે શુ કરવું."

ઇ. સ. ૧૮૧૨ ના મે માસની ૨૯ મી તારીખે નેપોલિયને ડ્રેસ્ડન છોડયું અને મેરીઆ લ્યુઇસા પ્રેગ સુધી સાથે ગઇ પછી તેનાથી છુટા પડી તે ડેન્ટઝીક ગયો જ્યા તેણે ગંજાવર લશ્કરી સામાન એકઠો કર્યો હતો. ને શહેરનો સુબો સેનાપતિ રેપ હતો. તે તોછડો અને અસભ્ય વર્તનવાળો હતો છતા નેપોલિયનને બહુ પ્રિય હતો. ડેન્ટઝીક આવ્યા પછી સાજે તેણે સરકારી હોટેલમાં રેપ, મ્યુરાટ અને બર્થીયર સાથે વાળુ કર્યું. તે હોલમા ફરતા ફરતા પ્રુશિઆના રાજાની રાણીનો મુખવટો નેપોલિયને ત્યા દીઠો. રેપ તરફ ફરી હસતાં હસતાં તે બોલ્યોઃ—

" માસ્ટર રેપ, તમે વિશ્વાસ રાખવા લાયક નથી એમ હું મેરીઆ લ્યુઇસાને જણાવી દઇશ. "

રેપે જવાબ આપ્યોઃ-" આપ નામદારે હમણાં જ જણાવ્યુ કે પ્રુશિઆનો રાજા આપનો એક મિત્ર છે અને તેથી જે માણસ આપનો મિત્ર છે તેની સુંદર સ્ત્રીની છબી હું મારા ઓરડામાં રાખું તેમાં શું ખોટું ? "

જમતી વખતે બધા ગુંચવાડામા જ હતા નેપોલિયનના સેનાપતિઓ માનઅકરામથી ભરાઇ ગયા હતા અને વૈભવ અને ઠાઠમાઠમાં મચ્યા હતા તેથી ફરીથી રણસંગ્રામની વિપત્તિઓ અને ભય વેઠવા તેઓ તૈયાર ન હતા.

થોડી વાર બધા ચૂપ રહ્યા. પછી નેપોલિયને પૂછ્યું "ફ્રેડીઝથી ડેન્ટઝીક કેટલું દૂર હશે ?"

રેપે કહ્યું:— "બહુ જ દૂર છે, નામદાર."

નેપોલિયને કહ્યું:— "તમારૂં કહેવું હું સમજ્યો. પણ થોડા મહીનામાં તો આપણે એથી પણ વધારે અંતરે જઇશું."

"એ તો બહુ ખોટું." રેપે કહ્યું.

ફરીથી બધા ચૂપ થઇ ગયા.

મ્યુરાટ અથવા બર્થીયર કોઈની બોલવાની હીંમત ચાલી નહી. થોડો વખત નેપોલિયને તીક્ષ્ણ દૃષ્ટિથી તે સેનાપતિઓની મુખાકૃતિઓ જોયા કરી. છેવટે ધીમે અને ગંભીર અવાજે પરંતુ ભાર દઇ તે બોલ્યો:—

"ગૃહસ્થો, મને સ્પષ્ટ સમજાય છે કે તમારે હવે લડવાની ઇચ્છા નથી. નેપલ્સના રાજા ( મ્યુરાટ ) એ પોતાના દેશની સુંદર હવા ઘણી જ આનાકાની સાથે છોડી છે, અને ગ્રોસ્બોઇમાં આવેલી જાગીરમાં શીકાર કરવા સિવાય બીજું કામ બર્થીયરને પણ ગમતું નથી. વળી રેપ પોતાના પારિસમાં આવેલા મહેલમા વસવા અધીરા છે."

મ્યુરાટ અને બર્થીયર બંને ચૂપ રહ્યા, પણ રેપે નીખાલસ હૃદયથી જણાવી દીધું કે "આપ નામદાર જે કહો છો તેમ જ હકીકત છે."

યુરોપની શાંતિ માટે, અને જે પ્રજાકીય રાજ્યો પોતાના રક્ષણ સારૂ નેપોલિયન ઉપર આધાર રાખતાં હતા તેની સારી સ્થિતિ માટે નેપોલિયનને જે શરતો આવશ્યક લાગી હતી તે તેણે રશિઆને કરી હતી અને તે તેનો સ્વીકાર કરશે એવી તેને આશા હતી. તે એમ જ માનતો કે અલેક્ઝાન્ડરને પોલાંડનું સ્વાતંત્ર્ય કબૂલ કર્યા વિના છુટકો નથી. આ રાજ્યમાં બે કરોડ માણસો હતા. તેઓ જો સ્વતંત્ર થાય તો ફ્રાન્સની ઉથલપાથલના વિચારો તેમનામા આવેલા હોવાથી ઉત્તરના જૂલમી રાક્ષસ ( રશિઆ ) વિરુદ્ધ આખા યુરોપનું સંરક્ષણ કરવામાં પોલાંડ એક જોઇએ તેવું ભયંકર સાધન થાય અને પ્રજાકીય રાજ્યો સાથે મૈત્રી હોવાથી રશિઆ, પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ ગમે તે રીતે એકત્ર થાય તો પણ પોલાંડ

બતાવવામાં આવ્યા. હું રાજાઓનો નાશ કરનારો છું એમ જણાવવામાં આવ્યું જો કે મેં તો કેટલાક નવીન રાજાઓ કર્યા હતા. પ્રજાના હકકોનું સત્યાનાશ કાઢનારો હું છું એમ કહી મારી નિંદા થવા લાગી જો કે પ્રજાના હકકોનું સંરક્ષણ કરવા સારૂ હું મારૂં તમામ ગુમાવવા તૈયાર થયો હતો. આ પ્રમાણે પ્રજા અને રાજાઓ જેઓને એકમેક સાથે અપ્રતિમ શત્રુતા હતી તેઓ પણ મારી વિરુદ્ધ એકઠા થયા અને એકત્ર થઇ કાવતરા રચવા લાગ્યા. મારી પાછલી જીદગીના બધા સારાં કૃત્યો તેઓએ વિસારી દીધા. મેં કહ્યું કે હું જો જય પામીશ તો લોકોનું વલણ તો મારા લાભમા જ આવશે, અને તે ખરૂં હતું. પરંતુ જય મારા હાથમાથી છટકી ગયો અને મારો વિનાશ થયો. પરંતુ એવો વખત આવશે કે રાજાઓ અને પ્રજાઓ બંને મને યાદ કરી દીલગીર થશે અને મારા ઉપર તેમણે જે સખતાઇ અને અન્યાય કર્યાં છે તેને માટે ભવિષ્યની પ્રજા તેમને સારો બદલો આપશે એમા કાંઇ શક નથી."

નેપોલિયને પોતાના એલચી એબી ડી પ્રેટને વોર્સો મોકલી નીચે પ્રમાણે સલાહ આપી હતી. તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સેટહેલીનામા તેણે જે વિચારો જણાવ્યા છે તે અક્ષરે અક્ષર ખરા અંતઃકરણથી જણાવ્યા છે. આ અતિશય મહત્ત્વનો ( સલાહનો ) લેખ ઇ. સ. ૧૮૧૨ ના એપ્રિલની ૧૭ મી તારીખે—એટલે તેનું લશ્કર રશિઆમા પેઠું તેની પહેલા બે માસ અગાઉ—લખાયો હતોઃ—

" સાહેબ—મહારાજા નેપોલિયનને આપની સેવા અને એક નિષ્ઠા ઉપર એટલો સંપૂર્ણ ભરોસો છે કે તે આપને એક બહુ જ મહત્ત્વનું રાજકીય કામ સોંપવા માગે છે. તે કામમાં ચંચળતા, ડહાપણ અને વિવેકની જરૂર પડશે."

" આપે ડ્રેસ્ડન જવું; આવતી કાલના દરબાર પછી મહારાજા નેપોલિયન સેકસનીના રાજાને આપવાનો પત્ર આપની તરફ મોકલશે તે તેને આપવાના નિમિત્તે આપ ડ્રેસ્ડન જાઓ છો એમ જણાવું જોઇએ. આપને જે સલાહ આપવાની હતી તે તો આપને તેમણે આપી દીધી જ છે

અને સેક્સનીના રાજા પાસે આપે જે માગણીઓ કરવાની છે તે સંબંધમાં મહારાજા પોતાની ઇચ્છા આપને પોતાને મ્હોએ જ જણાવશે. ”

“ મહારાજા સાહેબનો એવો વિચાર છે કે મહારાજાને સેક્સનીના રાજાને માટે જેટલું માન છે તેટલા જ માનથી આપે તેની સાથે વર્તવું. આપે રાજાને તથા તેના પ્રધાનોને સ્પષ્ટ રીતે આપના કામની વાત જણાવી દેવી. કાઉન્ટ ઑાફ સેન્ટ-પીન્સેકના અભિપ્રાય ઉપર આપ પુરો વિશ્વાસ રાખશો. ”

“ સેક્સની પાસે એવો કોઇ આત્મભોગ માગવામા નહીં આવે કે જેનો બદલો ન મળે. વૅર્સોના રાજ્યની સેક્સનીને કિંમત નથી. તે રાજ્ય હાલની જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તે અનિશ્ચિત વ્યવસ્થાવાળું અને ખરચાળ થઇ પડ્યું છે. પોલાંડના આટલા ટુકડાનો ભાગ તેના હાથમા આવ્યો છે તેથી સેક્સનીની સ્થિતિ પ્રુશિઆ, ઑાસ્ટ્રિઆ અને રશિઆના સંબધમા ભૂલભરેલી થઇ પડી છે. ૨૭ મી તારીખે આપ જ્યારે મહારાજા સાહેબના ઓરડામાં હતા અને આ પ્રશ્નનો ઉહાપોહ જે રીતે થયો હતો તે જ રીતે આપ તે સંબંધી વાદવિવાદ કરશો અને આવા જ વિચારની ખીલવણી-પ્રસાર ત્યાં આપ કરશો. ડ્રેસ્ડનનું પ્રધાનમંડળ આ બાબતમા આપના વિરુદ્ધ બહુ જ થોડું જશે. તેની રાજ્યનીતિથી આ વાત વખતો વખત સ્પષ્ટ જણાઈ આવી છે. સેક્સનીના રાજાના મુલકના વિભાગ કરી નાખવા એ તો પ્રશ્ન જ નથી ”

“ ડ્રેસ્ડનમા થોડો વખત રહ્યા પછી આપ વૅર્સો જવાની ખબર આપશો જ્યા આપને મહારાજા સાહેબ તરફથી નવીન હુકમો મળશે. ”

“ મહારાજા સાહેબ સેક્સનીના રાજાને વિજ્ઞપ્તિ કરે છે કે તેઓ તેમના પોલાંડના પ્રધાનોના મનમા આપને માટે વિશ્વાસ ઉત્પન્ન કરે. ”

“ વૅર્સોમાં મહારાજા સાહેબના હાઇ ચેમ્બરલેઇન તથા સેનાપતિ ઝ-ની સાથે રહી આપે આપનું કર્તવ્ય કરવાનું છે. આ બે માણસો પોલાંડના ખાનદાન અને નામાંકિત વંશના વંશજો છે. પોતાના દેશની સ્વતંત્રતા અને સુખને માટે પોતાની લાગવગ ચલાવી લોકોને સમજાવવા પ્રયત્ન કરવા સારૂ તે બંનેએ વચન આપ્યું છે. ”

"પોલાંડની પ્રજાના લાભમાં જે થોડા ફેરફાર મહારાજા સાહેબ કરવા માગે છે તેને માટે વૉર્સોની સરકારને આપે સમજાવી તૈયાર રાખવાની છે.'

"પોલાંડવાસીઓએ મહારાજા સાહેબના પ્રયત્નને મદદ આપવી જોઇએ, પોતાના જ પુનરુદ્ધારમાં સારી સહાય કરવી જોઇએ. ફ્રેંચ ઉપર તો તેમણે એટલો જ વિશ્વાસ રાખવાનો છે કે તે તેમને સમર્થ મિત્ર અને સહાય કરનારા તરીકે કામમા આવનાર છે. પોલાંડના રાજ્યની પુનઃ સ્થાપના કરવામાં શી શી અડચણો આવવાની છે તેનો બરોબર ખ્યાલ મહારાજા સાહેબને છે. તેમના મિત્રોનો દેખીતો સ્વાર્થ તથા ખરેખરો સ્વાર્થ છતાં રાજ્યનીતિને લીધે તેમની વિરુદ્ધ થયા વિના બીજો માર્ગ નથી."

"ફ્રાન્સના હથીઆરની મદદથી પોલાંડના રાજ્યને ફરીથી સ્થાપવાનું કામ ખરેખરૂં સાહસિક અને જોખમભરેલું છે અને તેમા ફ્રાન્સને તેના મિત્રો અને શત્રુઓ સામે એક સરખી રીતે થવાની ફરજ પડવાની છે. જુઓ, આપને બધી વાત હું સમજાવું છુ."

"મહારાજા સાહેબનો એવો ઉદ્દેશ છે કે પોલાંડના રાજ્યને ફરીથી સ્થાપવું અને તેના જૂના મુલકનો જેટલો ભાગ મળી શકે તેટલો તેને આપવો. વિગ્રહ કર્યા વિના આ કામ થઇ શકતું હોય તો તે કરવા તે ઇચ્છે છે. આ જ ઉદ્દેશ પાર પાડવા સારૂ મહારાજા સાહેબે તેમના સેંટપીટર્સબર્ગમાં રહેતા એલચીઓને પુષ્કળ સત્તા આપી છે અને વિએનામા તેમણે એક એવો ભાજગડીઓ મોકલ્યો છે કે જેને પ્રથમ પંક્તિની રાજ્યસત્તાઓ સાથે કામ લેવા અધિકાર આપવામા આવ્યો છે, તેમ જ પોલાંડના રાજ્યની ફરીથી સ્થાપના કરવા સારૂ ફ્રાન્સના રાજ્યમાંથી પણ મોટા મુલકનો ભાગ નુકશાની તરીકે આપવો પડે તો તે પણ આપવાનો અધિકાર તેને આપવામા આવ્યો છે."

"આ વખતે યુરોપ ત્રણ મોટા ભાગમાં વહેંચાઇ ગયું છે, પશ્ચિમે ફ્રાન્સનું સામ્રાજ્ય છે. મધ્યમાં જર્મન રાજ્યો છે. પૂર્વમાં રશિઆ છે. યુરોપના મામલામાં યુરોપનાં બીજાં રાજ્યો ઇંગ્લાંડને જેટલી સત્તા આપવા તૈયાર હોય તેથી વધારે સત્તા તેને મળે તેમ નથી."

" મહત્ત્વની વાત એ છે કે આ ત્રણ વિભાગમાંથી વચ્ચેના વિભાગને મજબૂત બનાવવો કે જેથી યુરોપના મોટા ભાગમા પોતાની લાગવગને લીધે બહુ મુલક લઇ લેવાનો પ્રયત્ન ફ્રાન્સ અથવા રશિઆ કરે તો તેમને અટકાવી શકાય. આ વખતે ફ્રાન્સ તેની સર્વોત્કૃષ્ટ સ્થિતિમા છે અને આ વખતે યુરોપનું રાજ્યબંધારણ જે તે નક્કી નહી કરે તો લાંબો વખત જતા પહેલાં તેની લાભકારક સ્થિતિ તે ગુમાવી બેસશે અને પછી પોતાનાં તમામ સાહસનો ત્યાગ તેને કરવો પડશે. "

" પ્રુશિઆમાં લશ્કરી રાજ્યની સ્થાપનાથી, મહાન્ ફ્રેડરીકના રાજ્ય અને જયથી, આ જમાનાના વિચારોથી અને ફ્રાન્સની ઉથલપાથલના વિચારોના પ્રસારથી પ્રાચીન જર્મન રાજ્યમંડળ તો તૂટી ગયું છે. તેમ જ હ્રાઇન નદીની આસપાસના દેશોનું મંડળ એ પણ એક થોડા વખતને માટે ચાલનારૂં મંડળ છે. જે રાજાઓને એ મંડળથી લાભ થયા છે તેમની તો કદાચ એવી પણ ઇચ્છા હશે કે એ મંડળ કાયમનું થાય. પણ જે રાજાઓને તેથી નુકશાન થયું છે, જે લોકોને વિગ્રહનું દુઃખ વેઠવું પડયુ છે અને જે રાજ્યો ફ્રાન્સની અતિશય મોટી સત્તાથી ડરે છે તેઓ તમામ હ્રાઇન નદીનાં રાજ્યોના મંડળને તોડી નાખવા સારૂ પહેલે જ લાગે તૈયાર થશે: જે રાજાઓને આ નવીન મંડળથી ફાયદો થયો છે તેઓ પણ તેમાંથી નીકળી જવાનું વલણ ધારણ કરશે તે એવી રીતે કે જેમ જેમ વખત જતો જશે અને તેમને ભાગે આવેલા પ્રદેશ ઉપર તેમનો કાબુ સારો જામતો જશે તેમ તેમ તેઓ અંદર રહેવા માગશે નહીં. અંતે એવું થશે કે ઘણા મોટા ભોગ આપી એ રાજ્યો ઉપરનું ઉપરીપણું ફ્રાન્સ પોતે રાખી શકત તે પણ તેના હાથમાંથી જતું રહેશે. "

" મહારાજાને એમ લાગે છે કે છેવટને વખતે યુરોપના તમામ એકત્ર થયેલાં રાજ્યોને પોતપોતાની સ્વતંત્રતા આપી દેવી અને તે વખત હવે દૂર નથી "

સ્થિતિ એવી છે કે એ રાજ્યોની સ્વતંત્રતાનો અંતરાત્મા એણે પોતે જ થવું જ જોઇએ. પરંતુ ફ્રાન્સ અને રશિઆ વચ્ચે ઝઘડો ઉઠે તો તે વખતે તેણે સ્વતંત્ર રાજકર્તાનો ડોળ ઘાલવાનો નથી, કારણ કે એવી જ લાગણીથી બીજાં નાના રાજ્યો જો પ્રેરાય તો પરિણામ એ આવે કે તે ઝઘડામાંના એક પક્ષનો સંપૂર્ણ અંત આવે અને તેમા રશિઆના રાજ્ય કરતા ફ્રેંચ રાજ્યને વધારે જ સોસવું પડે."

"તેથી યુરોપના મધ્ય ભાગમા આવેલા રાજ્યો એવા નાના મોટાં જોઇએ કે દરેકની નીતિ અને પદ્ધતિ તેની પોતાની જ હોય, અને તે પોતાની રાજ્યકીય અને બીજી સ્થિતિને લીધે પોતાનાથી વધારે સત્તાવાળા રાજ્ય તરફ પોતાના રક્ષણ માટે હંમેશા દૃષ્ટિ કરે. સુસ્નેહ જાગ્રતી રાખવાનો આ રાજ્યોને સ્વાર્થ હોવો જોઇએ કારણ કે જ્યારે જ્યારે વિગ્રહ જાગવાનો ત્યારે ત્યારે વચવેગળે એ રાજ્યો છુંદાઇ મરવાના જ. આવા વિચારથી નવા રાજ્યો ઉત્પન્ન કરી, આપણી મિત્રાચારીનો સંબંધ વધારે ગાઢ કરવા સારૂ જૂના રાજ્યોમા વધારો કરી મહારાજા સાહેબને એમ જ લાગે છે કે તેમને માટે તથા આખા યુરોપને માટે પણ પોલાડના રાજ્યને સ્વતંત્ર બનાવવુ. તે રાજ્ય સ્વતત્ર નહી થાય તો તે દિશામા યુરોપને સરહદ જ નહી રહે, ઑસ્ટ્રિઆ અને જર્મની એ બને દર વખતે પોતાની સામે આખી પૃથ્વીમા સૌથી મોટામા મોટુ રાજ્ય (રશિઆ) આવેલુ જોશે."

"મહારાજા પોતાની દીર્ઘ દૃષ્ટિથી જોઇ શકે છે કે પોલાડ પ્રુશિઆની માફક છેવટે રશિઆ સાથે મૈત્રી કરશે. પણ પોલાડ જો તેમના (નેપોલિયનના) પ્રભાવને લીધે સ્વતત્ર થાય તો તેનો રશિઆ સાથે મૈત્રીનો સંબંધ થવાની વાત એટલી બધી દૂર જશે કે યુરોપમા સ્થપાયેલી સ્થિતિનું સ્થૈર્ય લાબા વખત સુધી રહેશે, આ પ્રમાણે યુરોપની વ્યવસ્થા થયા પછી ફ્રાન્સ અને રશિઆ વચ્ચે સ્પર્ધા થવાને કાંઇ પણ કારણ રહેશે નહી. એ બે રાજ્યોનો વ્યાપારી સંબધ એક જ જાતનો રહેશે અને તેઓ એક જ વિચારથી દોરાશે."

"પ્રુશિઆએ પોતાનો સંબંધ જરા શિથિલ કર્યો તે અગાઉ મહારાજા

સાહેબનો એવો વિચાર હતો કે પ્રુશિઆના રાજા સાથે ગાઢ સંબંધ કરવો અને પોલાંડનું રાજ્ય તેને આપવું. પોલાડનો ત્રીજો ભાગ તો પ્રુશિઆના તાબામા જ હતો તેથી એ કામ પાર પાડવામાં વધારે વિઘ્ન આવે એમ ન હતું. રશિઆને જેટલું રાખવું હોત તેટલુ પોલાડ તેના તાબામાં રહેવા દઇ ઑસ્ટ્રિઆને તેના ભાગનો બદલો આપણે આપી દેત. પરંતુ બનાવો એવા બન્યા ગયા કે મહારાજાને પોતાના વિચાર બદલી નાખવા પડ્યા."

"ટીલ્સીટની સંધિ થઇ તે વખતે જે દેશોને ફ્રાન્સની સત્તાની વધારે ધાસ્તી લાગતી હતી તે જ દેશોમાં નાના રાજ્યો વધારવાની અગત્ય જણાઇ. પોલાંડનુ રાજ્ય તે વખતે ફરીથી સ્થાપવું હોત તો સંજોગો બહુ જ ઉત્તમ હતા જોકે તેમ કરવાથી બળાત્કાર કર્યો કહેવાત. તેથી વિગ્રહ લંબાત; ફ્રાન્સનું લશ્કર ટાઢ અને ભૂખમરાથી પીડાતું જ હતું અને રશિઆનું લશ્કર તો એક પગે થઇ રહ્યુ હતું. વળી મહારાજા અલેક્ઝાન્ડરે જે ઉદાર વિચાર આપણા મહારાજા સાહેબ માટે બતાવ્યા તેનાથી તેઓના મન ઉપર અસર થઇ. તેમ ઑસ્ટ્રિઆ તરફના વાધા પણ હતા. તેથી સુલેહ કરવા ખાતર જ પોતાની નીતિને ગૌણ કરી નાખી તેમણે એવી આશા રાખી હતી કે એ સંધિ થવાથી ઑસ્ટ્રિઆ અને રશિઆની લાગવગથી ઇંગ્લાડ સામાન્ય સંધિ કરવા તત્પર થશે અને તેથી તે લાંબો વખત ચાલશે."

"પરંતુ પ્રુશિઆના પરાજય પછી તેનો તિરસ્કાર આપણા તરફ એટલો બધો વધ્યો કે તેની સત્તાને અંકુશમા લાવવાનુ આપણને ઉચિત લાગ્યું. એ જ વિચારથી વૉર્સોનો મુલક જૂદો બનાવવામા આવ્યો. તેના રાજા તરીકે સેક્સનીના રાજાએ એવો રાજા પસંદ કર્યો કે જેણે પોતાની જીંદગી પોતાની પ્રજાનું કલ્યાણ સાધવામા જ ગાળી હતી. પોલાંડવાસીઓની લાગણીને સતોષ આપવા સારૂ એવો પ્રયત્ન કરવામાં આવ્યો કે ત્યાના લોકોને અનુકૂળ થાય તથા તેમના ચારિત્ર અને રીતરીવાજને માફક આવે એવી સંસ્થાઓ સ્થાપવી. પણ આ વખતે એમ જણાય છે કે આ પગલું દરેક રીતે ભૂલભરેલું

"પોલાડનો એક ભાગ સેકસનીના તાબામા તો આવ્યો પણ વચમાં પ્રુશિઆ આવેલું હોવાથી તે તે પોલાડના ભાગ સાથે સંપૂર્ણ મળી જઇ શક્યું નથી અને તેથી તે એવું જેવુ મજબૂત અને સમર્થ રાજ્ય થવું જોઇએ તેવું થયું નથી. પોતાના ભાગનો પોલાડ સુધી સંબંધ રાખવા સારૂ સેકસનીએ એવી માગણી કરી કે 'અમને પ્રુશિઆના મુલકમાં થઇ લશ્કરી રસ્તો કરવા દો.' ત્યારે પ્રુશિઅન પ્રજાને ગુસ્સો ચઢયો અને તે લોકો એવી ફરીઆદ કરવા લાગ્યા કે જે આશાઓ તેમણે રાખી હતી તે બધી વ્યર્થ જાય છે."

"પ્રુશિઆ ફરીથી વિગ્રહ ન જગવે એની ખાત્રી કરવા સારૂ મહારાજા સાહેબે પ્રથમથી જ એવી શરત કરી હતી કે પ્રુશિઅન કીલ્લાનો કબજો તેની પાસે રહેવા દેવો. આ નીતિ મહારાજા સાહેબે કેવી ડહાપણભરેલી રીતે કરી હતી તેની ખાત્રી ઇ. સ. ૧૮૦૯ના વિગ્રહથી થઇ અને તેથી વિનાશકારક યુદ્ધનો હંમેશને માટે અંત લાવવા સારૂ તે ઉદ્દેશ પાર પડે એવી રીતે યુરોપનાં રાજ્યોની વ્યવસ્થા કરવાનો તેમનો નિશ્ચય પાકો થયો."

"મહારાજા સાહેબને તે વખતે એમ લાગ્યું કે વીશ્ચુલા નદી ઉપર સંખ્યાબંધ લશ્કર જમાવી અને પ્રુશિઆના કીલ્લાનો કબજો લઇ પોતાના મિત્રોની એક નિષ્ઠાની ખાત્રી કરી લેવી, અને એકલા વિગ્રહથી જેની પ્રાપ્તિ પોતાને થવી જોઇતી હતી તે વસ્તુની પ્રાપ્તિ પંચાત કરીને લેવી તથા એમ કરી ભયંકર પ્રતીતિ પ્રુશિઆને તેમણે આપવી."

"પરંતુ આવા સંજોગોમાં તાત્કાળિક ભય અનેક હતા. ૧૫૦૦ માઇલ સુધી જરા પણ જોખમ ખેડ્યા વિના લશ્કર મોકલી શકાતું નથી. અને પોલાડે મહારાજાની મદદ ઉપર જેટલો વિશ્વાસ રાખવો જોઇએ તેટલો જ વિશ્વાસ પોતાના જ સાધનો ઉપર રાખવો જોઇએ. જો વિગ્રહ જાગશે— અને હું ફરીથી કહું છું કે જો વિગ્રહ ઉત્પન્ન થાય—તો પોતાનાં સાધનોને સારી રીતે મદદ કરનાર ફ્રાન્સ છે એથી વધારે આશા પોલાંડવાસીઓએ રાખવાની નથી. જે વખતે પોલાડવાસીઓએ તેમની સ્વતંત્રતા ઉપર હુમલો

કરનાર વિરુદ્ધ થવા સારૂ દેશાભિમાન અને બહાદુરી બતાવ્યાં હતાં તે વખત તેમણે યાદ લાવવો જોઇએ. ”

“વૉર્સોના પરગણુાના લોકોની એવી ઇચ્છા છે કે પોલાંડનું રાજ્ય ફરીથી સ્થપાવું જોઇએ. તેથી પોલાડના જે ભાગો બીજા રાજાઓના કબજામાં જતા રહ્યા છે તેના લોકો પોતાની એવી જ ઇચ્છા પ્રકટ કરે એ તજવીજ કરવાનું કામ તેમનુ છે. જેમ જેમ બનાવો બનતા જાય અને સંજોગો અનુકૂળ આવતા જાય તેમ તેમ તે કમનસીબ દેશના વિભક્ત પરગણાંના મુલકના લોકોની સ્વતંત્રતાના ઝુંડા નીચે વૉર્સોની ગ્રાન્ડ ડચીના મુલકની સરકારે ઉભા રહેવું જ જોઇએ. રશિઆ અને ઓસ્ટ્રિઆ એમના તાબામાંના કેટલાક પોલ એવા હોય કે જેમને પોતાના દેશની અમલની સ્વતંત્રતા ઇષ્ટ ન હોય તો તેવાઓને લાવવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી. પોલાડનું બળ તેના લોકમત ઉપર જ હોવુ જોઇએ, અને તેની નવીન સામાજિક વ્યવસ્થાની સંસ્થાના બળ ઉપર તે જેટલો આધાર રાખતુ હોય તેટલો જ આધાર તેના લોકોના સ્વદેશાભિમાનની લાગણી ઉપર તેણે રાખવો જોઇએ.”

“ આપને જે કામ સોંપવામાં આવ્યું છે તેનો ઉદ્દેશ એ છે કે પોલાંડના દેશાભિમાની લોકોને સારો બોધ આપી ઉત્તેજનથી તેમને સારે રસ્તે દોરવા. પછી પરદેશ ખાતાના પ્રધાનને આપ આપના કામની સમજણુ પાડજો. આપના વિજયની ખબર તે મહારાજા સાહેબને આપશે અને આપના નિવેદનમાંથી જરૂર પુરતા ઉતારા આપ મને પણ મોકલી આપજો. ”

“ પોલાંડના પ્રજાસત્તાક રાજ્યના કમનસીબનું તથા નબળાઇનું કારણ તેનો ગર્વશ્રીમંત વર્ગ છે જે કાયદાને અથવા બંધનને માન આપનારો નથી. હાલ જેમ છે તેમ તે વખતે પણ અમીરઉમરાવો સત્તાધીશો હતા, વચલા વર્ગના લોકો તેમના હુકમનો અમલ કરનારા હતા અને ગરીબ લોકોનો તો કાંઇ ધોડો જ ન હતો. પરંતુ આવી અવ્યવસ્થા વચ્ચે પણ આ પ્રજાના માણસોના અંતઃકરણમાં સ્વતંત્રતા તથા છુટાપણાનો પ્યાર ચાલુ રહ્યો હતો અને તેથી જ તે નિર્બળ પ્રજા હજી સુધી અસ્તિત્વમાં રહી શકી

છે. વખત જવાથી અને જૂલમ ચાલુ રહ્યાથી આ વિચારો દિનપ્રતિદિન વધારે મજબૂત થયા હશે. સ્વદેશાભિમાનની લાગણી પોલાંડવાસીઓમાં અને તેના ગર્ભશ્રીમંત નામાંકિત કુટુમ્બોના માણસોમા પણ-સ્વાભાવિક રીતે હોવી જ જોઇએ. ઇ. સ. ૧૮૦૭ ના જુલાઇની ૯ મી તારીખે જે સંધિ થઇ તેની ૨૯ મી કલમમા નીચે પ્રમાણે જે લખ્યું છે તે પ્રમાણે બરાબર વર્તવા સારૂ મહારાજા સાહેબનો નિશ્ચય છે:-'વૅાર્સોની વ્યવસ્થા કરવામા એવી સંસ્થાઓ સ્થાપવી કે જેથી તેની સ્વતંત્રતા અને તેની પ્રજાના હક્કનું સંરક્ષણ થાય અને તેની પાડોશમાં આવેલા રાજ્યોની શાંતિમા ખલેલ ન પહોચે.' પોલાંડને છુટાપણું અને સ્વતંત્રતા મળવા જ જોઇએ તેમણે કેવો રાજા પસંદ કરવો એ બાબતનું નિરાકરણ મહારાજા સાહેબ બીજાં રાજ્યો સાથે જે સંધિ કરશે તે ઉપર આધાર રાખે છે. પોલાંડના રાજ્યની ગાદી માટે મહારાજા સાહેબ પોતાનો અથવા પોતાના કોઇ કુટુમ્બીનો હકક આગળ લાવતા નથી. પોલાંડની અસલની સ્થિતિ લાવવામા તેમનો ઉદ્દેશ એટલો જ છે કે પોલાંડવાસીઓ સુખી થાય અને યુરોપમા શાંતિ રહે. આ વાત બહાર પાડવા મહારાજા સાહેબ આપને અધિકાર આપે છે એટલુ જ નહી પણ ફ્રાન્સ અને પોલાંડના સ્વાર્થની ખાતર જેના આગળ એ વાત જાહેર કરવાની ઉપયુકતતા લાગે તેના આગળ જાહેર કરવાનો અધિકાર તેઓ આપને આપે છે "

ડ્યુક ઓફ ગેઇટા લખે છે કે:—"ઇ સ. ૧૮૧૧ ના આખરના ભાગમાં ઉત્તર તરફના દેશો સાથે વિગ્રહ થવાની તૈયારીઓ છે એવી વાતો ફેલાવા લાગી તે વખતે મારા પોતાના વિચાર તેઓને ખાનગી વાતચીતમા જણાવવાનો હકક જે મને મળ્યો હતો તેનો લાભ લઇ મારી ચિંતા મે તેમના આગળ જણાવી."

"મેં તેમને કહ્યુ કે:—'આપ નામદારનો મામલો આખા યુરોપમા આ વખતે સૌથી વધારે સંતોષકારક છે. આ સ્થળેથી ૨૪૦૦ માઇલ ઉપર જો વિગ્રહ ચલાવવામા આવશે તો આપણા રાજ્ય ઉપર ભારે ખર્ચનો બોજો આવી પડશે, અને તે દૂર આવેલા દેશનાં સાધનો એટલા થોડાં છે કે તેમાથી તે

ખર્ચનો બહુ જ નાનો ભાગ આપણને મળી શકશે તથા આ વિગ્રહનું પરિણામ ધારો કે પ્રતિકૂળ આવ્યું તો નાણાંની હાલની જે સ્થિતિ સંતોષકારક છે તેની શી ગતિ થશે ?' "

"નેપોલિયને જવાબ આપ્યો કે:–' તમે આ પ્રમાણે બોલો છો તેનું કારણ એક જ છે કે તમે આપણી રાજકીય સ્થિતિ બરાબર સમજી શક્યાં નથી. મારી ખાત્રી છે કે રશિઆ ઝઘડો ઉત્પન્ન કરવાની તૈયારીમાં છે. ઈંગ્લાંડની ખટપટથી આપણા મિત્રોમાંથી કોઇ નીકળી જાય અને આપણે નબળા પડીએ તો આપણા ઉપર તરાપ મારવાનું રશિઆને સારી રીતે ફાવે તેની તે રાહ જુએ છે. વળી એમ માનવાને મને ખરેખરૂં કારણ છે કે જે ઑસ્ટ્રિઆ આ વખતે આપણી સાથે રહી લડવા તૈયાર છે તે જ આપણી વિરુદ્ધ લડવા તૈયાર થઇ જશે તેથી એ સ્થિતિને માટે મારે પ્રથમથી મારૂં રક્ષણ કરી રાખવું જોઇએ. કારણ કે ઑસ્ટ્રિઆના ખુલ્લા અને સંતોષકારક મદદની સંમતિના શબ્દો ઉપર ભરોસો રાખ્યા વિના એટલું તો કરવાની જરૂર જ છે કે જ્યારે આપણું લશ્કર બીજી જગાએ રોકાયેલું હોય ત્યારે આપણે ઑસ્ટ્રિઆ સાથે લડવાનો પ્રસંગ ન આવે.' "

"' તેથી વિગ્રહની તૈયારીઓ કર્યા વિના બીજો માર્ગ નથી તેમ વિગ્રહની વિપત્તિઓ આપણા દેશથી દૂર રાખવાના પગલા ભર્યા વિના પણ છુટકો નથી. આ પ્રમાણે કમનસીબે મારી સ્થિતિ એવી થઈ છે કે તેને અનુસરી કામ કર્યા વિના ચાલે તેમ નથી. મારે ઘડીમા શિયાળ અને ઘડીમા સિંહનો વેષ ભજવવાનો છે. પણ સુલેહ જાળવવા સારૂ મારા પ્રયત્નો જો નિષ્ફળ જાય, અને આપણને લડવાની ફરજ જ પડે તો ' પોલાંડના રાજ્યની પુનઃ સ્થાપના કરવાના કોઈ સાહસને મારે ઉત્તેજન ન આપવું ' એવું જે વચન મે રશિઆને આપ્યું છે તેમાંથી મારો તરત જ છુટકારો થશે. પ્રથમની લડાઇમા આપણો જય થશે એટલે પોલાંડનો જે ભાગ ઑસ્ટ્રિઆ પાસે છે તે તેની પાસેથી વેચાતો લેવાને હું શક્તિમાન થઇશ અને તેના બદલામાં હું તેને ઇલીરીઆનો મુલક આપીશ. ઉત્તર તરફના લોકોના હુમ-

છે. વખત જવાથી અને જૂલમ ચાલુ રહ્યાથી આ વિચારો દિનપ્રતિદિન વધારે મજબૂત થયા હશે. સ્વદેશાભિમાનની લાગણી પોલાંડવાસીઓમાં અને તેના ગર્ભશ્રીમંત નામાંકિત કુટુમ્બોનાં માણસોમાં પણ–સ્વાભાવિક રીતે હોવી જ જોઇએ. ઇ. સ. ૧૮૦૭ ના જુલાઇની ૯ મી તારીખે જે સંધિ થઇ તેની ૨૯ મી કલમમા નીચે પ્રમાણે જે લખ્યું છે તે પ્રમાણે બરાબર વર્તવા સારૂ મહારાજા સાહેબનો નિશ્ચય છેઃ–' વૉર્સોની વ્યવસ્થા કરવામા એવી સંસ્થાઓ સ્થાપવી કે જેથી તેની સ્વતંત્રતા અને તેની પ્રજાના હક્કનું સંરક્ષણ થાય અને તેની પાડોશમાં આવેલા રાજ્યોની શાંતિમાં ખલેલ ન પહોચે.' પોલાંડને છુટાપણું અને સ્વતત્રતા મળવાં જ જોઇએ તેમણે કેવો રાજા પસંદ કરવો એ બાબતનું નિરાકરણ મહારાજા સાહેબ બીજાં રાજ્યો સાથે જે સધિ કરશે તે ઉપર આધાર રાખે છે. પોલાંડના રાજ્યની ગાદી માટે મહારાજા સાહેબ પોતાનો અથવા પોતાના કોઇ કુટુમ્બીનો હકક આગળ લાવતા નથી. પોલાંડની અસલની સ્થિતિ લાવવામા તેમનો ઉદ્દેશ એટલો જ છે કે પોલાંડવાસીઓ સુખી થાય અને યુરોપમાં શાંતિ રહે. આ વાત બહાર પાડવા મહારાજા સાહેબ આપને અધિકાર આપે છે એટલું જ નહી પણ ફ્રાન્સ અને પોલાંડના સ્વાર્થની ખાતર જેના આગળ એ વાત જાહેર કરવાની ઉપયુકતતા લાગે તેના આગળ જાહેર કરવાનો અધિકાર તેઓ આપને આપે છે ".

ડ્યુક ઓફ ગેઇટા લખે છે કેઃ—" ઇ. સ. ૧૮૧૧ ના આખરના ભાગમા ઉત્તરતરફના દેશો સાથે વિગ્રહ થવાની તૈયારીઓ છે એવી વાતો ફેલાવા લાગી તે વખતે મારા પોતાના વિચાર તેઓને ખાનગી વાતચીતમા જણાવવાનો હકક જે મને મળ્યો હતો તેનો લાભ લઇ મારી ચિંતા મેં તેમના આગળ જણાવી."

" મે તેમને કહ્યું કેઃ—' આપ નામદારનો મામલો આખા યુરોપમા આ વખતે સૌથી વધારે સતોષકારક છે. આ સ્થળેથી ૨૪૦૦ માઇલ ઉપર જો વિગ્રહ ચલાવવામા આવશે તો આપણા રાજ્ય ઉપર ભારે ખર્ચનો બોજો આવી પડશે, અને તે દૂર આવેલા દેશનાં સાધનો એટલા થોડા છે કે તેમાથી તે

ખર્ચનો બહુ જ નાનો ભાગ આપણને મળી શકશે તથા આ વિગ્રહનું પરિણામે ચારેક પ્રતિકૂળ આવ્યું તો નાણાંની હાલની જે સ્થિતિ સંતોષકારક છે તેની શી ગતિ થશે ? ' "

" નેપોલિયને જવાબ આપ્યો કેઃ–' તમે આ પ્રમાણે બોલો છો તેનું કારણ એક જ છે કે તમે આપણી રાજકીય સ્થિતિ બરાબર સમજી શક્યા નથી. મારી ખાત્રી છે કે રશિઆ ઝઘડા ઉત્પન્ન કરવાની તૈયારીમા છે. ઈંગ્લાંડની ખટપટથી આપણા મિત્રોમાંથી કોઇ નીકળી જાય અને આપણે નબળા પડીએ તો આપણા ઉપર તરાપ મારવાનું રશિઆને સારી રીતે ફાવે તેની તે રાહ જુએ છે. વળી એમ માનવાને મને ખરેખરૂં કારણ છે કે જે ઑસ્ટ્રિઆ આ વખતે આપણી સાથે રહી લડવા તૈયાર છે તે જ આપણી વિરૂદ્ધ લડવા તૈયાર થઇ જશે તેથી એ સ્થિતિને માટે મારે પ્રથમથી મારૂં રક્ષણ કરી રાખવુ જોઇએ. કારણ કે ઑસ્ટ્રિઆના ખુલ્લા અને સંતોષકારક મદદની સંમતિના શબ્દો ઉપર ભરોસો રાખ્યા વિના એટલું તો કરવાની જરૂર જ છે કે જ્યારે આપણુ લશ્કર બીજી જગાએ રોકાયેલું હોય ત્યારે આપણે ઑસ્ટ્રિઆ સાથે લડવાનો પ્રસંગ ન આવે. ' "

" ' તેથી વિગ્રહની તૈયારીઓ કર્યા વિના બીજો માર્ગ નથી તેમ વિગ્રહની વિપત્તિઓ આપણા દેશથી દૂર રાખવાના પગલાં ભર્યાં વિના પણ છુટકો નથી. આ પ્રમાણે કમનસીબે મારી સ્થિતિ એવી થઇ છે કે તેને અનુસરી કામ કર્યા વિના ચાલે તેમ નથી. મારે ઘડીમા શિયાળ અને ઘડીમા સિંહનો વેષ ભજવવાનો છે. પણ સુલેહ જાળવવા સારૂ મારા પ્રયત્નો જો નિષ્ફળ જાય, અને આપણને લડવાની ફરજ જ પડે તો ' પોલાંડના રાજ્યની પુનઃ સ્થાપના કરવાના કોઇ સાહસને મારે ઉત્તેજન ન આપવું ' એવું જે વચન મેં રશિઆને આપ્યું છે તેમાથી મારો તરત જ છુટકારો થશે. પ્રથમની લડાઇમાં આપણો જય થશે એટલે પોલાંડનો જે ભાગ ઑસ્ટ્રિઆ પાસે છે તે તેની પાસેથી વેચાતો લેવાને હું શક્તિમાન થઇશ અને તેના બદલામાં હું તેને ઇલીરીઆનો મુલક આપીશ. ઉત્તર તરફના લોકોના હુમ-

લ્લામાથી આપણો બચાવ કરવા સારૂ પોલાડ રૂપી સ્તંભ જે વચમાં છે તે ફરીથી બરાબર આવવાથી ફ્રાન્સ તથા દક્ષિણ યુરોપમાં સુલેહને માટે કેવી ખાત્રીભરેલી સ્થિતિ થશે ? હવે આપણા દેશની નાણાંની સ્થિતિનો વિચાર કરતા મને એમ પ્રશ્ન થાય છે કે જે પ્રજાઓની સહીસલામતી આપણે સારી રીતે કરી આપી છે તે શું આપણી સેવાનો બદલો નહી વાળે ? અને આપણો વિજય થયા પછી ફ્રેંચ પ્રજાની માગણીના જવાબમાં તેઓ ઇનકાર કરવાની હીંમત કરશે એમ શુ તમે ધારો છો ?' "

લાસ કેસસને આ વિષય ઉપર નીચે પ્રમાણે વાત નેપોલિયન સાથે સેંટ હેલીનામાં થઇ હતી:—

લાસ કેસસે પૂછ્યું;–' નામદાર સાહેબ, મોસ્કોને બાળી મૂકવામાં ન આવ્યુ હોત તો શિયાળાની ઋતુમાં આપ મુકામ ત્યા કરવાના હતા કે કેમ પ્રશ્ન એ પૂછવાની હું હીંમત કરૂં છું.'

નેપોલિયને જવાબ આપ્યો:—' અલબત, અને તે વખતે હું એક અદ્‌ભુત દેખાવ લોકોની નજરે પાડત. તે એ કે ચારે બાજુએથી શત્રુઓ ધસી આવના હતા તે છતાં મારૂં લશ્કર શત્રુના દેશમાં જ શિયાળો ગાળત. બરફમાં સપડાઇ ગયેલા વહાણની માફક મારા લશ્કરની સ્થિતિ થાત. મહીનાઓ સુધી ફ્રાન્સમાં તમને અમારી કશી પણ ખબર પડત જ નહી. પણ તમે ચૂપ રહ્યા જ હોત અને ડહાપણ વાપર્યું હોત. મારા નામથી હમેશની માફક કેમ્બેસીરીસ રાજ્યનું કામ ચલાવત અને મારી હાજરી વખતે જેમ બધુ વ્યવસ્થાસર ચાલે છે તેમ ચાલ્યું હોત.'

' રશિઆનો શિયાળો બધાને ભારે પડત. સામાન્ય રીતે બધાને જ તેની ઠંડીની અસર થાત. પણ તેવી જ રીતે વસંત ઋતુ બધાને પાછા એક સરખી રીતે જાગૃત કરત. બધા પાછા તૈયાર થાત અને ફ્રેંચ લોકો બીજી પ્રજા જેટલા જ ચચળ છે એ વાત તો જાણીતી છે.'

' અનુકૂળ હવા શરૂ થાત કે તરત હું મારૂં લશ્કર શત્રુ તરફ ધકેલત જ, અને મે તેમને હરાવ્યા હોત. તેમના રાજ્યનો હું માલીક થાત. પણ

યાદ રાખજો કે એટલે સુધી મને અલેક્ઝાન્ડર જવા ન દેત. હું જે શરતો કરત તે બધી તે કબૂલ રાખત અને ફ્રાન્સ તેના બધા લાભ એક વાર ફરીથી ભોગવી શકત. ખરેખર મારો જય એક નજીવી વસ્તુ ઉપર આધાર રાખતો હતો. કારણ કે શસ્ત્રસજ્જ માણસો સામે લઢવા સારૂ મેં તો તૈયારી કરી હતી અને કોપાયમાન થયેલી કુદરત સામે લડવા સારૂ મારી તૈયારી ન હતી. મેં લશ્કરો તો હરાવ્યાં પણ અગ્નિની જ્વાળાઓને હું વશ કરી શક્યો નહીં. તેમ જ બરફ, ઠંડી અને મૃત્યુ એ બધા ઉપર મારો કાબુ ચાલ્યો નહીં. તેથી મારે વિધિને વશ થવું પડ્યું. અરે રે ! તેથી ફ્રાન્સને અને આખા યુરોપને કેટલું નુકશાન થયું !'

'મોસ્કોમાં સંધિ થઇ હોત તો મારી લઢાઇઓનાં સાહસોનો અંત આવત, માણસની ખુવારીનો અંત આવત અને સહીસલામતીનો આરંભ થાત. નવીન વિશાળ દૃષ્ટિમર્યાદા ખુલત, નવાં સાહસો આરંભવાનું થાત અને તે બધા પ્રજામાત્રના કલ્યાણ સારૂ તથા સમૃદ્ધિ સારૂ થાત. તે બધા કામ વ્યવસ્થાસર કરવાં એ જ મારૂં અંતિમ કર્તવ્ય રહેત. આવા મહત્ત્વના કામોમાં સંતુષ્ટ થઇ અને ચારે બાજુએ સુલેહ કરી હું પણ મારી કોંગ્રેસ અને હોલી અલાયન્સ કરત. આ બધી યોજનાઓ મારી જતી રહી. રાજાઓની મંડળીમાં અમે અમારા સ્વાર્થની વાતો એક કુટુમ્બના માણસોની માફક ચર્ચત અને જેમ એક કારકુન પોતાનો હીસાબ પોતાના શેઠ સાથે પતવે છે તેમ અમે અમારા હીસાબ પતવ્યા હોત.'

'તે જમાનાના પક્ષનો તો વિજય થયો હતો. ઉથલપાથલ સંપૂર્ણ થઇ રહી હતી. બાકી કરવાનું થોડું જ હતું. ઉથલપાથલ થયા છતા જેનો નાશ થયો ન હતો તેનું અસ્તિત્વ જાળવી રાખવાનું યથાર્થ છે કે નહી તેનો વિચાર કરવાનો હતો. પણ તે કામ મારૂં હતું અને મારી લોકપ્રિયતા ગુમાવીને પણ એ કામ કરવા સારૂ મોટી તૈયારીઓ હું કેટલા વખતથી કરતો હતો. કાંઇ ફીકર નહીં. જૂની અને નવીન એકસંપીની હું કમાન બન્યો એટલે પ્રાચીન અને નવીન એ બેનો મેળ ખવડાવનારો સ્વાભાવિક પંચાતીઓ હું એક રીતે

થયો. એક પક્ષના વિચારો તો મેં સાચવ્યા અને રાખી મૂક્યા હતા અને બીજા સાથે તો મારે તાદાત્મ્ય હતું. એટલે હું તો બન્ને પક્ષવાળો હતો. બંનેના હિત સારૂ હું ખરા અંતઃકરણથી કામ કરવાનો હતો. હું ન્યાયપુરઃસર ચાલત. એમાં જ મારી કીર્તિ સમાવાની હતી.'

પછી રાજાઓ વચ્ચે એકમેક સાથે તેણે શી દરખાસ્તો કરી હોત અને રાજાઓ તથા પ્રજા વચ્ચે શી દરખાસ્તો કરી હોત તે કહી તેણે આગળ ચલાવ્યું કે:—

'અમે બધા સમર્થ હતા તેથી જે કાંઇ બક્ષીસ અમે આપી હોત તે મોટી જ ગણાત. લોકો તેને માટે અમારો ઉપકાર માનત. હાલ પ્રજાઓ ગમે તેટલી મહેનતે પોતાના હકક રાજાઓ પાસેથી બળાત્કારે મેળવે પણ તેથી તેમને કદાપિ સંતોષ થવાનો નથી અને તેઓ હંમેશા નારાજ અને અવિશ્વાસુ જ રહેવાના.'

યુરોપનાં બધા રાજ્યોની સમૃદ્ધિ, સ્વાર્થ, વૈભવ અને કલ્યાણ સારૂ તે શી શી દરખાસ્તો લાવ્યા હોત તે તેમણે બાર બાદ ગણાવી. એક જ જાતના વિચારો અને એક જ જાતની પદ્ધતિ તમામ દેશોમા સ્થાપવા તેમની ઇચ્છા હતી. એક યુરોપીયન કાયદો તથા આખા યુરોપને માટે એક અદાલત સ્થાપવાનો તેમનો વિચાર હતો. તે અદાલતને તમામ ગેરવ્યાજબી ઠરાવ ઉપર વિવાદ લેવાનો અધિકાર આપવાનો હતો, અને જેમ ( આપણા ) અમેરિકામાં થતા અન્યાય આપણી વિવાદની અદાલતો દૂર કરે છે તેમ તે અદાલત પણ કરત. બધા દેશમાં એક સરખી કિમતનું પણ જૂદા જૂદા નામનું નાણું 'રાખવાનો, તેમ જ વજન, માપ, કાયદા ઇત્યાદિ એક સરખા રાખવાનો તેમનો વિચાર હતો.

તે કહેતો કે 'આ પ્રમાણે યુરોપ આખું એક જ પ્રજા તરીકે થઇ રહેત અને આખા યુરોપમાં મુસાફરી કરનારને એમ જ લાગત કે તે પોતાના જ દેશમાં જાણે મુસાફરી કરતો હોય.'

તમામ નદીઓમાં તમામ રાજાઓનાં વહાણ લઇ જવાનો હક્ક તેને

આપવો હતો. તેમ જ તમામ દરીઆમાં તમામ પ્રજા પોતાનો વ્યાપાર ચલાવે એવી તેની ઇચ્છા હતી. તમામ દેશોમાંથી મોટાં મોટાં લશ્કરો કાઢી નાખી માત્ર રાજાના અંગના રક્ષણ સારૂ એક બૉડીગાર્ડની ટુકડી વિના કાંઇ પણ વધારે રાખવાનું તેનું મન ન હતું. ટુંકામાં, તેના મગજમાંથી અસંખ્ય વિચારો બહાર આવ્યા તેમાં કેટલાક બહુ જ સામાન્ય અને સાધારણ હતા અને કેટલાક બહુ જ ભવ્ય અને ગંભીર હતા અને તે વિચારો જૂદી જૂદી રાજ્યકીય, કાયદાને લગતી, ધાર્મિક, કળાકૌશલ્યને લગતી અને વ્યાપારિક શાખાઓ સાથે સંબંધ ધરાવતા હતા. દરેક વિષયની વાત એના વિચારોમાં આવી ગઇ હતી. તે છેવટે બોલ્યોઃ—

'વિજયી થઇ મહાન્ અને સમર્થ બની હું મારા દેશમાં પાછો આવ્યો હોત! મેં શાંતિ સ્થાપી કીર્તિ મેળવી હોત અને પછી હું એવો ઠરાવ બહાર પાડત કે ફ્રાન્સની સરહદ હવે કોઇ વખત વધારવાની નથી. ભવિષ્યના વિગ્રહ માત્ર આત્મસંરક્ષણ માટે જ કરવામા આવશે અને જો કોઇ બીજા દેશમા પગપેસારો કરવાની હીલચાલ કરશે તો તે વ્યાજબી ગણાશે નહી એમ હુ જણાવી દેત. મારા રાજ્યના કામકાજમાં મારા પુત્રને મારી સાથે હું રાખત, મારી નિરંકુશ સત્તાનો અંત હું લાવત, મારા પુત્રનું કાયદેસર અને અંકુશવાળું રાજ્ય ચાલુ થાત, આખા જગતની રાજ્યધાની પારિસ થાત અને તમામ પ્રજાને ફ્રેંચ પ્રજાની અદેખાઇ આવે એવી સારી સ્થિતિ તે ભોગવત. મારો નિવૃત્તિનો અને વૃદ્ધાવસ્થાનો વખત હું મારી સ્ત્રી સાથે જ ગાળત અને મારો પુત્ર જ્યારે રાજા થવાને પાત્ર થવાની તૈયારી કરતો હોત ત્યારે એક સાધારણ દંપતીની માફક અમે અમારા ઘોડા પર બેસી આખા રાજ્યના તમામ ખુણામા ફરત, લોકોની દાદ સાંભળત, અન્યાય દૂર કરત, મોટાં મોટા સ્મારકો કરત અને દરેક સ્થળે કલ્યાણને માટે દરેક પ્રયત્ન કરત. મારા પ્રિય લાસ કેસસ, આવા બધા મારા વિચારો હતા.'

નેપોલિયનની મહાત્વાકાંક્ષા ખરેખરી બહુ જ મોટી અને અશક્ય જણાય છે છતાં તેનો સ્વભાવ કેવો ઉદાર અને ઉત્તમ હતો તે તે ઉપરથી સ્પષ્ટ દેખાય

છે. નેપોલિયનની ઇચ્છા ગમે તેવી ગાંડી હશે તો પણ તે પૂરી પડવાની તૈયારીમાં હતી.

એક બીજે પ્રસંગે નેપોલિયને ઓ'મીયારાને કહ્યું હતું કે "થોડા વખતમાં રશિઆ કોન્સ્ટેન્ટીનોપલ લેશે, અને ટર્કીનો મોટો ભાગ તથા આખું ગ્રીસ લઇ લેશે. આની મને એટલી બધી ખાત્રી છે કે જાણે તે વાત બની હોય એમ હું તો માનુ છું. અલેક્ઝાન્ડરે મને ખુશામત કરી રમાડયો તે બધાનો ઉદ્દેશ એ જ હતો કે આ કાર્ય સાધવામા હુ તેને સમતિ આપું. પરંતુ યુરોપની રાજ્યસત્તાઓનું સમતોલન ખસી જાય એવું મને પ્રથમથી સમજારેલુ હોવાથી મારાથી તેવી સંમતિ આપી શકાય તેમ ન હતું. થોડા વર્ષોમા ટર્કી આપોઆપ રશિઆનું ભાગ થઈ પડત. તે દેશના રહેવાસીઓનો મોટો ભાગ ગ્રીક લોકોનો છે અને તમે જાણો છો કે તે બધા રશિઅનો છે. તેનાથી ઇંગ્લાંડ, ફ્રાન્સ, પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ એ રાજ્યોને હાનિ થાત અને તેને કોઇથી અટકાવી શકાત નહી. ઑસ્ટ્રિઆને સમજાવવા સારૂ રશિઆ તેને સર્વિઆ અને કોન્સ્ટેન્ટીનોપલ પાસેની ઑસ્ટ્રિઅન સરહદ આગળ આવેલા દેશો આપત અને તેની મદદ મેળવી લેત. આ સ્થિતિ નહી આવવા દેવા એક જ સ્થિતિ ધારી લેવી જોઇએ. તે એકે ઇંગ્લાંડ તથા ફ્રાન્સે ખરા અંતઃકરણથી એકત્ર થવું. પણ તે એકત્ર થયા હોત તો પણ કશું ચાલત નહી. ફ્રાન્સ, ઇંગ્લાંડ અને પ્રુશિઆ એકત્ર થાય તો પણ એ કૃત્ય અટકાવી શકાય તેમ નથી. રશિઆ અને ઑસ્ટ્રિઆ ધારે ત્યારે એ કામ કરી શકે અને રશિઆને એક વાર કોન્સ્ટેન્ટીનોપલ મળ્યું કે રશિઆ આખા ભૂમધ્ય સમુદ્રના વ્યાપારનુ માલીક બન્યુ એમ સમજવું અને તે એક મોટી નૌકાવાળી રાજ્ય સત્તા થવાનું જ; પછી તો શું થાત તે ઇશ્વર જાણે. પછી તમારી સાથે તે કજીઓ કરત, ૭૦૦૦૦ સારા ચુનંદા સૈનિકો હિંદમાં મોકલત,–તેને મન આટલા સૈનિકોનો તો હીસાબ નથી-અને એક લાખ કોઝેક પણ મોકલત અને ઈંગ્લાંડ હિંદ ગુમાવી બેસત. બીજી બધી સત્તાઓ કરતા તમારે પણ રશિઆની જ ભાતિ વધારે રાખવાની છે. તેના સૈનિકો ઑસ્ટ્રિઅનો કરતાં

વધારે બહાદુર છે. જેટલું જોઇએ તેટલું લશ્કર ઉભું કરવાના તેની પાસે સાધન છે. બહાદુરીમાં તો અંગ્રેજ અને ફ્રેંચ સૈનિકો સિવાય રશિઅનો સામે સરખાવી શકાય એવા બીજા નથી. આ બધું મને આગળથી સમજાતું હતું. બીજા લોકો કરતાં મને ભવિષ્યમાં શું થવાનું છે તે વધારે સમજાય છે. તેથી પોલાંડનું રાજ્ય ફરીથી સ્થાપી અને તેની ગાદી ઉપર પોનીઆટોસ્કીને બેસાડીને તે જંગલી રશિઅનોને આગળ વધતા અટકાવવાની મારી મરજી હતી. પણ તમારા બાયલા પ્રધાનોએ એ વાત કબૂલ ન રાખી. એક સો વર્ષ પછી લોકો મારાં વખાણ કરશે, અને યુરોપને-અને ખાસ કરીને ઈંગ્લાંડને જ પશ્ચાત્તાપ થશે કે હું જીત્યો નહીં એ સારૂ ન થયું. યુરોપના સુંદરમા સુંદર પ્રદેશો ઉપર જ્યારે ધાડ આવશે અને તે ઉત્તરના જંગલી રશિઅનોનો ભોગ થઇ પડશે ત્યારે બધા કહેશે કે 'નેપોલિયન કહેતો હતો તે વ્યાજબી હતું.' "

---

# પ્રકરણ ૫૩ મું.

## મોસ્કો.





નેપોલિયનના સંબંધની જે હકીકતો માટે બધા ઇતિહાસકારો એકમતના છે તે બાબતોને પુરવાર કરવા સારૂ પ્રમાણો આપી અમે આ પુસ્તકમાં વધારો કર્યો નથી. નેપોલિયનની કારકીર્દીના મુખ્ય બનાવો સિદ્ધ કરવાની જરૂર જ નથી. ઇટાલીનો વિગ્રહ, ઇજીપ્તની ચઢાઇ, ઓસ્ટરલીટ્ઝ, ફ્રીડ્લેન્ડ અને વેગ્રામના રણસગ્રામો, સ્પેનનો વિગ્રહ અને રશિઆ ઉપર હલ્લો આ બધી વાતો સાબીત થયેલી જ છે અને તેમનું તો માત્ર વર્ણન જ કરવાની આવશ્યકતા છે. જે બાબતો વાદગ્રસ્ત છે તે બહુ જ થોડી છે. નેપોલિયને સત્તા છીનવી લીધી હતી કે કેમ, સત્તા છીનવી લઇ તેણે ગરીબ પ્રજાના હકકને પગ તળે છુંદી નાંખ્યા હતા કે કેમ, તે જે વિગ્રહોમાં સંતત સંડાવાયો હતો

તેને માટે તે જવાબદાર હતો કે કેમ આ બધા પ્રશ્નનો વિચાર કરવાનો છે. ‘ જાફામા કતલ, ’ ‘ ડ્યુક ઓફ એંધીનનું ખુન ’ અને ‘ જોસફાઇનનો ત્યાગ ’ આ બધા કૃત્યો માટે નેપોલિયનના ઉપર આક્ષેપ મૂકવામા આવતો હતો તે સંબધી ઇતિહાસ લખનારાઓએ શો નિર્ણય કરવો જોઇએ ?

આ વાદગ્રસ્ત મુદ્દાઓના સંબંધમા આ લેખકે ખાસ કરીને સ્પષ્ટ થવા સારૂ પ્રયત્ન કર્યો છે. તેણે જે હકીકત આ પુસ્તકમા આ બાબતોના સંબંધમાં આપી છે તે સિદ્ધ કરવા સારૂ કાળજીપૂર્વક પ્રમાણો આપ્યા છે. નેપોલિયનના સબંધી અભિપ્રાયો તો અસંખ્ય થયા છે. આ ખરી હકીકતો તથા તેમને સાબીત કરવા સારૂ તેના લેખી પુરાવા બ્રીટીશ પ્રજારૂપી નિષ્પક્ષપાતી અદાલત સમક્ષ રજુ કરવામા આવે છે કે જેથી તેઓ નેપોલિયન સંબધી પોતાનો અભિપ્રાય આપે.

હજી પણ ઇંગ્લાડમા એવા કેટલાક માણસો છે જે નેપોલિયનને ન્યાય આપતાં ડરે છે કે રખેને આ વિગ્રહો જગવનારા ગર્ભશ્રીમંત વર્ગની વિરુદ્ધ લોકલાગણી ઉશ્કેરાય. ફ્રાન્સમાં આવેલો બુર્બોનનો પક્ષ દ્રવ્યવાન, પ્રતિષ્ઠાવાન અને અનેક સાધનોવાળો છે અને તે લ્યુઇ નેપોલિયનની સત્તા તરફ શત્રુતા ધરાવનાર લોકો સાથે મળી જઇ તેના નામાંકિત સગા નેપોલિયનની આબરૂને કલકિત કરવા તૈયાર થાય છે. આપણા ( અમેરિકા ) દેશમા જૂના પક્ષના હજી કેટલાક માણસો છે જેમની જૂની ઇર્ષ્યા અને શત્રુતાની લાગણી કાયમ રહી છે અને તેથી નેપોલિયનના ચારિત્રનો નિષ્પક્ષપાતે વિચાર કરવા બીજા માણસોને ઘણું અગવડભરેલું થઇ પડ્યું છે.

ઇંગ્લાડનું સત્તાધારી મંડળ ગમે તેટલું પક્ષપાતવાળું હશે તો પણ આખી બ્રીટીશ પ્રજાનો મોટો ભાગ તો હંમેશા એક નિષ્પક્ષપાતે અભિપ્રાય બાધનાર અદાલત જેવો છે. તેઓ હકીકતની બરાબર તુલના કરી તે ખરી રીતે સમજી શકે છે અને તે હકીકતના સંબંધમાં બીજા લોકોએ ગમે તેવા અભિપ્રાય આપ્યા હોય તેનાથી તે દોરવાતા નથી. તેથી આ હકીકત ઉપરથી તેઓ સ્વતંત્ર રીતે અભિપ્રાય બાધશે, અને તેમના પૂર્વજોના મનમા ગમે તેવા અભિ-

પ્રાય હશે તો પણ તેનાથી તે દોરાશે નહીં તેમ જ આખા યુરોપમા નિરંકુશ રાજાઓએ જૂલમ કરી જે ક્ષોભ ઉત્પન્ન કર્યો છે તેનાથી પણ તેમના ઉપર અસર થશે નહીં. નેપોલિયને જે કાંઇ કર્યું છે એમ આખુ જગત્ કબૂલ કરે છે તેની જ હકીકત આ લેખક તે બ્રીટીશ પ્રજા સમક્ષ મુકવા માગે છે. વળી પોતાનાં કૃત્યોના સંબંધમાં નેપોલિયને પોતે જ જે જે ખુલાસા કર્યાં છે એમ સિદ્ધ થઇ ચૂક્યું છે તે જ ખુલાસા આ લેખક તે અદાલત સમક્ષ રજુ કરે છે. તેમ જ નિર્ણય કરવામાં મદદગાર થઇ પડે તેટલા ઉદ્દેશથી આ લેખક વિશેષમા નેપોલિયન સાથે રહી કામ કરનારાનાં વચનો તથા તેના શત્રુઓએ જે વાત કબૂલ કરી તે તથા જે તેની નિંદા કરી છે તે તમામ વાત તે જ અદાલત આગળ રજુ કરે છે. હકીકતની કાળજીપૂર્વક અને સંપૂર્ણ ચાળવણી કર્યા પછી તપાસને અંતે આ લેખકની એવી ખાત્રી થઇ છે કે જોકે પોતાની જીંદગીની શરૂઆતમા નેપોલિયન માટે તેને બહુ સારો અભિપ્રાય ન હતો પરંતુ છેલ્લે તેને એમ જ કબૂલ કરવું પડ્યું છે કે નેપોલિયન એક ઉદારચરિત મહાપુરુષ હતો. આ કબુલત કરતા તે પોતે જરા પણ આંચકો ખાવાની લાગણી ધરાવતો નથી. જે લોકો ઉપર અન્યાયવાળા આક્ષેપો મૂકવામાં આવ્યા છે એમ આપણને લાગતું હોય અને તેનો બચાવ કરવામા આપણી જ જો નિંદા થતી હોય તો પણ ચિંતા નહી; તેનો બદલો આપણને મળે છે. પોતાના જ માણસોનાં ઘાયલ થયેલા શરીરોથી ભરેલી ગાડી જ્યારે પોતાના આગળથી જતી નેપોલિયને જોઇ હતી ત્યારે તે બોલી ઉઠ્યો હતો કેઃ—" આ બહાદુર માણસોના ઘામાં આપણો પણ ભાગ હોત તો સારું એવી ઇચ્છા થયા વિના મને રહેતી નથી." આ શબ્દો ઉચ્ચારવામા તેણે પોતાના અંતઃકરણના ઉત્તમમાં ઉત્તમ ઉદ્ગાર બહાર કાઢ્યા હતા.

મહારાજા નેપોલિયન ઇ. સ. ૧૮૧૨ ના જુન માસની ૧૧ મી તારીખે ડેન્ટ્ઝીકથી નીકળી ૧૨ મી તારીખે કોનીગઝબર્ગ જઇ પહોંચ્યો. રશિઆના ઉજાડ પ્રદેશમાં પોતાનું લશ્કર આગળ જવાનું હતું તેને માટે ગંજાવર સામાન ત્યાં તેણે એકઠો કર્યો હતો. નેપોલિયનનું મગજ એવું હતું કે તેને

જરા પણ થાક લાગતો ન હતો અને તેથી તે આ મહત્ત્વના તમામ કામની ઝીણામાં ઝીણી બાબતો ઉપર લક્ષ આપતો.

સીગુર લખે છે કેઃ—" લશ્કરને ખાવાપીવાની તજવીજ તથા તેના બંદોબસ્તને માટેના પ્રશ્નોના સંબંધમા પત્રો લખાવવામાં આખો દિવસ નેપોલિયને કાઢયો અને રાત્રે પણ તે જ કામ કરવામાં આવ્યું. એક સેનાપતિ પાસે તો એકંદર ૭ પત્રો એક જ દિવસમા આવ્યા અને તેમાં નેપોલિયનની ચિંતા કેટલી હતી તે જણાઈ આવતી હતી. "

આ પત્રો પૈકી એક પત્રમા તેણે નીચે પ્રમાણે લખ્યું હતું:—

" આપણે એટલું મોટું લશ્કર લઇને ચાલવાના છીએ કે પહેલેથી જો બરાબર સાવચેતી રાખવામા નહી આવે તો કોઇ દેશનો દાણો આપણને પૂરો પડશે નહી. મારે તો એક જ સ્થળે ચાર લાખ માણસો એકઠાં કરવાનાં છે. તેથી જે તે દેશ ઉપર આપણાથી ભરોસો રાખી શકાય એમ નથી. તમામ વસ્તુઓ આપણી સાથે જ લઇ જવી પડશે."

નેપોલિયનનું ગંજાવર લશ્કર હવે ચારે દિશાએથી ચાલવા લાગ્યું હતું; તેમાં લગભગ ૪,૨૦,૦૦૦ માણસો હતા. પોતાના અંગરક્ષકની ટુકડી બાદ કરીએ તો તે આખા લશ્કરના ૧૩ ભાગ કરી નાંખવામા આવ્યા હતા અને પહેલાથી તેરમા ભાગ સુધી અનુક્રમે નીચે જણાવેલા સેનાપતિઓના તાબામાં તે લશ્કર મૂકવામા આવ્યું હતું. ડેવુસ્ટ, ઉડીનોટ, ને, ઇટાલીનો રાજા પ્રીન્સ યુજીન,પોનીઆટોસ્કી, સેંટસીર, રેગ્નીયર, વેસ્ટફાલીઆનો રાજા જેરોમ, વીકટર, મેક્ડોનલ્ડ, ઑગેરો, મ્યુરાટ અને ઑસ્ટ્રિઆનો રાજકુમાર શ્વૉર્ટઝન-બર્ગ. ગાર્ડનું લશ્કર જેમાં લગભગ ૭૫૦૦૦ માણસો હતાં તેના ત્રણ ભાગ કરી તેણે લેફીવ્રી, મોર્ટીયર અને બેસીરીસ એ ત્રણ સેનાપતિઓને સોંપ્યુ હતું.

આ ગંજાવર લશ્કરમા લગભગ પાંચ લાખ માણસો હતાં. ૮૦૦૦૦ ઘોડે-સ્વારો તેમના સંપૂર્ણ દબદબા તથા તૈયારીથી હાજર હતા. ૭ પૂલ નાંખવાની તૈયારીનાં સાધન તેમની પાસે તૈયાર હતાં. ઘેરો ઘાલવાની એક આખી ગાડી હતી. ખોરાકની હજારો ગાડીઓ, સંખ્યાબંધ બળદોનાં ટોળાં, ૧૩૬૨ તોપો,

કે ૨૦,૦૦૦ ગાડી, અને તોપોના, ઘોડેસ્વારોના, અને સામાન લઇ જવાની ગાડીઓના મળી એકંદર ૬,૮૭,૦૦૦ યોદ્ધાઓ હતા. આવડી સંખ્યા કોઇ લશ્કરમાં અદ્યાપિ સુધી ગઇ નથી. આ ગંજાવર લશ્કર નીમન નદીને કીનારે આવેલાં નિર્જન અને દુઃખદાયક જંગલો તરફ આગળ ધસવા લાગ્યું.

આ વખતે ગ્રીષ્મ ઋતુનો વખત હતો. હવા બહુજ સારી હતી. ખેતરો લીલાં હતા અને આકાશ નિરભ્ર હતું. તે સમર્થ લશ્કરમાં દરેક માણસનાં હૃદયમાં ઉત્સાહ પ્રકટી રહ્યો હતો. ગરૂડ પક્ષીવાળો ફ્રાન્સનો વાવટો, બીજા વાવટાઓ, ટોપ અને બીજાં હથીઆરોનો ચળકાટ, હથીઆરોનો ખડખડાટ, ઘોડાઓના પગનો અને ખુંખારવાનો અવાજ, અનેક લશ્કરી બેંડોમાંથી વાગતાં રણશીંગડાં અને તબુરાં, અને અવિરત રીતે ચાલતી પ્રવૃત્તિ—આ બધાથી લશ્કરી ઠાઠ અને દબદબાનો એવો દેખાવ થઇ રહ્યો હતો કે પૃથ્વીમાં આવો દેખાવ પૂર્વે કદાપિ થયો નહતો એવી ખાત્રી જ થાય. યુદ્ધનો સુંદરમાં સુંદર દેખાવ આ હતો અને લડાઇની વિપત્તિઓનું તેમાં દર્શન થતું ન હતું.

આખા લશ્કરના ત્રણ ભાગ થયા અને સો સો માઇલને અંતરે તે દરેક ભાગ નીમન નદી ઓળંગવા આગળ વધ્યો. આવડાં મોટા લશ્કરો એક જ રસ્તે જાય તો ગરબડ થયા વિના રહે જ નહીં. નીમન નદીથી ૧૦૦ માઇલને અંતરે આવેલા વીલ્ના શહેરમાં આવીને એકઠા થવાનો હુકમ એ ત્રણે ભાગનાં માણસોને આપવામાં આવ્યો હતો. નેપોલિયન સાથે લગભગ બે લાખ માણસો રહ્યાં હતાં.

ઇસ. ૧૮૧૨ ના જુનની ૨૩ મી તારીખે સાંજે જે વખતે અજવાળું ધીમે ધીમે અંધકારમાં ગળાઇ જતું હતું અને જંગલોમાં આવેલી છુટી પડેલી નદીનાં કીનારા ઉપર આવેલાં તાડનાં વન અંધકારમાં ઢંકાઇ જતાં હતાં તે વખતે આ અસંખ્ય ટુકડીઓ નદીના કીનારા તરફ સપાટાબંધ આગળ વધવા લાગી. સવારમાં બે વાગે કોનો નામના ગામ આગળ જઇ પહોંચેલા પોતાના લશ્કરના આગળના ભાગ સુધી નેપોલિયન પણ પહોંચ્યો. નદીના કીનારા અરણ્યવડા અને વેરાન હતા. નદી ઓળંગવા સારૂ અનુકૂળ જગો શોધવાનાં

ઇરાદાથી માત્ર એક જ એ. ડી. સી. ને લઇને ઘોડા ઉપર તે ચાલ્યો. સામા કીનારા ઉપર એક માણસ પણ દેખાતું ન હતું કે જેથી શત્રુની છાવણી પડી છે એવું અનુમાન થઇ શકે.

આવા મોટા લશ્કરની સામે થઇ શકાવાતું નથી એમ રશિઅનો જાણતા હતા તેથી તેમણે મરણીઆ થઇ પોતાનો બચાવ કરવાનો રસ્તો લીધો હતો. તે રસ્તો એવો હતો કે જંગલી પ્રજા અને નિરંકુશ રાજાના રાજ્યમાં જ થઈ શકે. અલેક્ઝાન્ડરે નિશ્ચય કર્યો હતો કે યુરોપમા વિજયી થનાર નેપોલિયનને રશિઆએ વશ થવું જ નહીં. તેથી તેણે એવો હુકમ આપ્યો હતો કે તેનાં ત્રણ લાખ માણસોએ શત્રુને આવતા દેખી પાછા હઠવું અને પાછા હઠતાં હઠતાં નદી ઉપરના પૂલ ઉડાવી દેવા, શહેરો તથા ગામડાંનો નાશ કરી તેમને ઉજ્જડ કરવાં, જીંદગીની જરૂરીઆતની વસ્તુઓ લઇ જવી અને ભૂખથી પીડાતા પોતાના શત્રુને સારૂ વેરાન મેદાન અને જંગલ રહેવા દેવાં.

તરત જ નેપોલિયને નદી ઉપર ત્રણ પૂલો નાંખી દીધા. સવારનો પહોર થતા પહેલાં તો તેનાં લશ્કરો નીમન નદી ઓળંગવા લાગ્યા. એક પૂલ પાસે નેપોલિયન ઉભો રહ્યો અને પોતાની હાજરીથી અને ઉત્તેજક શબ્દોથી પોતાના તમામ માણસોને પાણી ચઢાવવા લાગ્યો. ‘ મહારાજા ઘણું જીવો ’ એવા અવાજથી આકાશ ગાજી રહ્યું અને લશ્કરના માણસો પોતાના પ્રિય આગેવાન આગળ થઇ આગળ ધસવા લાગ્યા.

બે દિવસ અને બે રાતો સુધી આ ભયંકર લશ્કરનો ધસારો નદી ઉપર ચાલુ રહ્યો. પાછા હઠતા શત્રુઓને પકડવા નેપોલિયન બહુ આતુર હતો. તેથી તેણે પોતાના માણસોને અતિશય ઉતાવળ કરી આગળ ધસવાનો હુકમ આપ્યો. એમ કરતા તેઓ એક સપાટાબંધ વહેતી નદી આગળ આવ્યા. તેનાં પાણી વરસાદ આવવાથી ચઢયાં હતાં અને તેથી તેમની આગળની ગતિ અટકી. પોલાડના ઘોડેસ્વારોની એક ટુકડીએ આ વખતે વગર વિચારે તે પ્રવાહમાં ઝંપલાવ્યું પણ જેમ પરપોટા તણાઇ જાય તેમ તેઓ તણાઇ ગયા. બહુ જ થોડા સામા કીનારા ઉપર જઇ શક્યા. ઘણા તો મરી ગયા પણ

મરતાં મરતાં પણ તેઓ નેપોલિયનના તરફ જોવા લાગ્યાં અને "નેપોલિયન ઘણું જીવો" એવી ગર્જના કરવા લાગ્યા. ઘણા જ દયાર્દ્ર હૃદયથી નેપોલિયન તેમને મરતા જોતો હતો.

પોતાનું તમામ લશ્કર આવી પહોચે તેટલા સારૂ આ સ્થળે નેપોલિયન ત્રણ દિવસ રોકાયો. પછી ઇસ્પીતાળો તથા બચાવના સ્થળ નક્કી કરી તે ત્યાંથી વીલ્ના જવા નીકળ્યો જે કોનોથી લગભગ ૧૦૦ માઇલને છેટે આવેલું હતું. ૨૭ મી જુનની સાંજે પોતાની સાથે રહેનારા ગાર્ડ સાથે તે ત્યાં જઇ પહોચ્યો. રસ્તામા તાડનાં ઝાડનાં ગાઢ વન સિવાય બીજું કાંઇ તેને મળ્યું નહીં. શત્રુનું તો નામ પણ જણાયું નહીં.

વિભક્ત પોલાંડમાંથી જે ભાગ રશિઆએ ઝુંટવી લીધો હતો તેનું મુખ્ય નગર વીલ્ના હતું. નેપોલિયને પોતાના લશ્કરનું સદર સ્ટેશન તે ગામને ઠરાવ્યું હતું.

ફ્રેંચ લશ્કરે નીમન નદી ઓળંગવા માંડી છે એવી ખબર જ્યારે અલેક્ઝાન્ડરને આપવામાં આવી ત્યારે તે પોતાના એક સરદારના બંગલામા નૃત્ય કરતો હતો. ખબર મળતા જ તે નૃત્યમાંથી નીકળી ગયો. તેણે લશ્કરને પાછા હઠવાનો હુકમ આપ્યો કે જેથી તે શત્રુઓના હાથમા આવે નહીં.

જુન માસની ૨૮ મી તારીખે બપોરે, પોતાના પોલાંડના ભાલાવાળાઓથી વીંટળાઇ નેપોલિયન ખૂલ્લી રીતે વીલ્નામાં પેઠો. પોલાંડવાસીઓ તો તેને મુક્તિદાતા તરીકે ગણવા લાગ્યા. આનંદના આવેશ અને ગર્જનામાં પ્રજાકીય વાવટો ફરકાવવામાં આવ્યો. યુવાનમંડળ શેરીઓમાં એકમેકને ભેટવા લાગ્યું અને તેમને હર્ષનાં આંસુ આવ્યા. ઘરડા લોકોએ પોલાંડના જૂના વખતનો વેશ ધારણ કર્યો. પ્રજાકીય પાર્લમેન્ટ મળી અને પોલાંડના રાજ્યને સ્વતંત્ર જાહેર કરવામાં આવ્યું તથા પોતાના વિજયી મુક્તિદાતાના વાવટા નીચે એકઠા થવા સારૂ બધાને આમંત્રણ કરવામાં આવ્યું. આ વખતનો ઉત્સાહ એટલો બધો હતો કે નેપોલિયનના લશ્કર સારૂ પોલાંડે ૮૫૦૦૦ માણસો પૂરાં પાડ્યાં.

લુંટાયેલા અને વિભક્ત થયેલા દેશને પાછો આખો કરવા માટે આજીજી કરવા સારૂ પોલાંડના લોકોનું એક પ્રતિનિધિમંડળ નેપોલિયન પાસે ગયું.

તે લોકોએ નેપોલિયનને કહ્યું:-- “ અમારૂં નામનીશાન યુરોપ ખંડના નકશામાંથી શા માટે ભૂસી નાખવામાં આવ્યું છે ? ક્યા નિયમને અનુસરી અમારા દેશ ઉપર ચઢાઇ કરવામા આવી છે તથા તેના ભાગ પાડી નાખવામાં આવ્યા છે ? અમે શા ગુન્હા કર્યા છે ? અમારા ન્યાયાધીશ કોણ છે ? અમારા તમામ દુઃખનુ કારણ રશિઆ જ છે. તલવાર અને અગ્નિથી પ્રેગા શહેરનુ સત્યાનાશ વાળી નાંખવામા આવ્યું, તે વખતે તે શહેરની વસ્તીએ જે બૂમો પાડી તે વૉર્સોએ સાભળી હતી અને જૂલમી વિજય પામનારો હર્ષની ગર્જનાઓ કરતો હતો તે ભયંકર દિવસનું સ્મરણ કરાવવાની જરૂર છે ? આવા જ હકકથી રશિઆ પોલાંડનું માલીક થયું છે. શારીરિક બળથી જ તે હકક ઉત્પન્ન થયા છે, અને બળથી જ તે બંધન તૂટી શકવાનાં છે. જે મહાપુરુષ આ યુગનો વીર ગણાય છે, અને જેને ઇશ્વરે સર્વ શકિત આપી છે તે મહાપુરુષની મદદની અમે માગણી કરીએ છીએ. મહાન્ નેપોલિયને પોતાનો હુકમ એકદમ બહાર પાડવો કે પોલાંડના રાજ્યનું અસ્તિત્વ રહેશે જ અને તે તરત જ અસ્તિત્વ ધરાવશે જ. ”

નેપોલિયનના મ્હોંમાંથી હુકમ જ નીકળવો જોઇતો હતો. એમ થયું હોત તો એ ક્રોડ વસ્તીવાળું રાજ્ય એકદમ અસ્તિત્વમા આવત અને તેના લશ્કરમા એકહું થાત. પણ પોલાંડનું રાજ્ય સ્થાપવા હુકમ નીકળ્યો હોત તો પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ પોતાના પક્ષમાંથી નીકળી જાત અને તેઓ પોતાનાં લશ્કર લઇ ઝારને મળત અને રશિઆના ક્રોધમાં દશગણો વધારો કરત.

નેપોલિયને જવાબ આપ્યો તે ઉપરથી તેના મનની ગુંચવણ જણાઇ આવે છે. રશિઆનાં તાબાના પોલાંડને ઉત્તેજન આપવાને તેની મરજી હતી પરંતુ પોતાના મિત્રોની પ્રજામાં બળવો ઉભો કરવા સારૂ સંધિના કરારો તોડવા તે તૈયાર ન હતો.

તે બોલ્યો—“ પોલાંડના વિભાગ પહેલી, બીજી અને ત્રીજી વખત પડયા

તે વખતે જો હું રાજ્ય કરતો હોત તો તમારા લોકોને માટે હું મારૂં લસ્કર કામમાં લેત. જ્યારે મેં વાર્સો જીત્યું ત્યારે તરત જ મેં તેને સ્વતંત્રતી આપી દીધી. હું તમારા પ્રયત્નોને પસંદ કરૂં છું અને તમારા ઠરાવને અનુમોદન આપવા સારૂ હું મારાથી બનશે તેટલું કરીશ. તમે બધા એક જ મત્તના હો તો તમારા હકકનો અંગીકાર કરવાની ફરજ તમે તમારા શત્રુને પાડી શકશો. પણ આવા વિશાળ પ્રદેશમા અને મારા પોતાના દેશથી આટલે દૂર તમારે મારા ઉપર આશા રાખવી ઠીક નથી તમારા એકત્ર પ્રયત્ન ઉપર જ જયની આશા તમારે રાખવાની છે. વાર્સોના લોકોમા જે પ્રકારની લાગણી છે તે જ પ્રકારની લાગણી રશિઆવાળા પોલાડમાં પ્રસરવા દો અને તમારા પ્રયત્નો ઇશ્વર સફળ કરશે. છતા મારે તમને જણાવી દેવું જોઇએ કે, ઑસ્ટ્રિઅન મુલકનું અખંડપણું સાચવી રાખવા મે વચન આપેલું છે અને તેના તાબાંમાં આવેલા પોલાડના ભાગમાં ગરબડ થાય એવી હીલચાલને મારાથી મંજુરી આપી શકાશે નહીં."

આ છેલ્લા શબ્દો નેપોલિયન શોકથી બોલ્યો. દરેક પોલાડવાસીના હૃદયમા પ્રત્યુત્તરમા શોક પ્રકટ થયો. પુનરુદ્ધાર પામેલા પોલાંડને જોવાને તથા તેની મૈત્રી કરવાને તેની ઘણી મરજી હતી. ગર્ભશ્રીમંત વર્ગથી રાજ્ય કરવાની પદ્ધતિ પોલાંડ કાઢી નાખત એટલે એ પ્રજાની મૈત્રી તેને ઘણી અનુકૂળ આવત. તેમ જ પોલાડે ઉથલપાથલવાળા ફ્રાન્સના રાજકીય વિચારોનું ગ્રહણ આતુરતાથી કર્યું હોત. છતાં ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆ સાથે સધિના કરારોથી તે એવો બંધાઇ ગયો હતો કે તેમાથી તેનાથી નીકળી શકાય તેમ ન હતું. પોતાના લસ્કરને ખોરાક પૂરો પાડવાનું, બચાવના વિશેષ લસ્કરને આવવા દેવાનું, ફ્રાન્સ સાથે પોતાનો સબધ ચાલુ રાખવાનું અને પરાજયના વખતે પાછા હઠવાનું—આ બધા કામ ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆની મદદ ઉપર જ અવલંબીને રહ્યાં હતાં.*

*નેપોલિયને જે કર્યું અને જે ન કર્યું તે બ ન્નેને માટે તેના શત્રુઓ તેને એક સરખી રીતે નિંદે છે. ઇટાલીના કેટલાક પ્રદેશને તથા વાર્સોની ડચીને સ્વતંત્રતા

આ વખતે નેપોલિયન પોતાના દેશના પાટનગરથી ૧૪૦૦ માઇલ દૂર હતો અને નિરવધિ ઉજ્જડ મેદાનવાળા પ્રદેશમાં પડયો હતો. તેને બહુ જ ચીડવવામાં આવ્યો હતો અને આ વિગ્રહ કરવાનાં કારણો તેની ગણતરીમાં વધારે બળવાન હતાં છતા રશિઆ ઉપરની ચઢાઇ વ્યાજબી છે કે કેમ તેનો નિર્ણય કરવામા નિષ્પક્ષપાતી માણસને ગુંચવારો થાય તેમ છે.

ફ્રાન્સ વિરુદ્ધ શત્રુતા બતાવનારા હુકમો અલેક્ઝાન્ડરે કાઢયા હતા એ વાત ખરી છે તેમ જ ફ્રાન્સના ભયંકર અને કટ્ટા શત્રુ સાથે તેણે મૈત્રી કરી હતી તે વાત પણ ખરી છે. વળી બ્રીટીશ માલનો યુરોપમાથી બહિષ્કાર કરાવ્યા વિના ફ્રાન્સ ઇંગ્લાડને સુલેહ કરવાને તૈયાર કરે એ બનવા જેવું ન હતુ એ વાત પણ ખરી છે. તેમ આ બાબતમાં થયેલી સંધિના કરારો પ્રમાણે રશિઆએ ચાલવા સ્પષ્ટ ના પાડી તેથી ઇંગ્લાડના પ્રહારનો ભોગ નેપોલિયન થઇ પડયો અને તેની પાસે બીજું સાધન રહ્યું જ નહી.

આ બધી વાત કબૂલ કરીએ તે છતા કદાચ એવું કહેવાય કે આ ચઢાઇ કરવાને નેપોલિયનને વ્યાજબી કારણ ન હતુ. આવી સ્થિતિ તેની થઇ તે તેનું દુર્ભાગ્ય જ હતું. રશિઆ એક સ્વતત્ર રાજ્ય હતું અને પોતાના દેશમાથી ફ્રેંચ માલનો બહિષ્કાર કરવાનો તેનો સ્પષ્ટ હક્ક હતો. તેમ જ પ્રજાસત્તાક રાજ્યવાળા ફ્રાન્સના લાભ અથવા નુકશાનની પરવા કર્યા વિના તે બ્રીટીશ માલ પોતાના દેશમા લાવી શકે એમ હતું. તેથી જો કે ઘણા તો રશિઆ ઉપરની નેપોલિયનની ચઢાઇ માટે તેને ધિક્કારશે છતાં આવું

---

અપાવવા માટે તેની સખત નિંદા કરવામા આવી છે અને રશિઆ તથા ઑસ્ટ્રિઆના તાબાના પોલાડના ભાગંને સ્વતત્રતા નહીં આપવા સારૂ પણ તેની નિંદા કરવામા આવી છે એલીસન કહે છે કે.—" પોલાડનું પ્રજાત્વ એ બાબત એના મનમાં હંમેશ ઘોળાયાં કરતી હતી.અને એક જ હુકમ કાઢી બે લાખ સારમેટીયન ભાલાવાળાં લશ્કરને તેણે પોતાની ધજા નીચે આણ્યા હોત પણ સોબીસ્કીની ગાદી ફરીથી સ્થાપવાની ધૃષ્ટતા કરવાનુ હીંમતભર્યું પગલુ તેણે ન ભર્યું. વોર્સોને જ સ્વતંત્રતા આપવાથી રશિઆને તેણે ચીડવ્યુ અને ઇર્ષ્યાવાળુ કર્યું તથા પોલાંડને તે પોતાના પક્ષમા લઇ શક્યો નહીં"—એલીસન્સ હીસ્ટરી ઑફ યુરોપ વૉ. ૪ પૃષ્ઠ ૯૯.

સાહસ કરવા સારૂ તેને લાલચ ઉત્પન્ન કરનારા જે સંજોગો ઉભા થયા હતા તે જોતાં દરેકને તેના તરફ દીલસોજી ઉત્પન્ન થયા વિના રેહેશે નહીં.

તેમ છતાં અલેક્ઝાન્ડરને કાંઇ ફરીઆદ કરવાનું કારણ ન હતું. નેપોલિયન તરફથી કાંઇપણ કારણ મળ્યા વિના તેના ઉપર ચઢાઇ કરવા સારૂ તેણે એ વખત પોતાનો દેશ છોડ્યો હતો. આ વખતે તે પોતાની ગંભીર પ્રતિજ્ઞા તોડતો હતો અને પોતાની શત્રુતા પ્રસિદ્ધ કરવા સારૂ તો તે નેપોલિયનના કટ્ટા દુશ્મન સાથે મૈત્રી કરી બેઠો હતો.

પરંતુ ગ્રેટબ્રીટનના પ્રધાનમંડળે ફ્રાન્સના ચુંટી કઢાયેલા રાજા વિરુદ્ધ એક સરખી રીતે વિગ્રહ ચાલુ જ રાખ્યો તેને માટે ઇતિહાસ લખનારાઓ દશગણી સખતાઇથી ઈંગ્લાંડના પ્રધાનમંડળને નિંદશે. નેપોલિયનને છુંદી નાંખવા, બુર્બોનોને પાછા ગાદીએ બેસાડવા, પોતાની દરીઆ ઉપરની નિરંકુશ સત્તા જાળવી રાખવા ઈંગ્લાંડની સરકારે અનેક વખત યુરોપના રાજાઓને એકઠા કર્યા અને આખા યુરોપમાં લોહી વહેવડાવ્યું. પોતાનું માન જાળવી રાખી એક રાજા સુલેહ કરી શકે તેવી રીતે નેપોલિયને ઈંગ્લાંડ સાથે સંધિ કરવા પ્રયત્નો કર્યા પણ તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. આ ખુનામરકીવાળી લડાઇઓ જગવવામાં ઈંગ્લાંડનો ગર્ભશ્રીમંત વર્ગ જ જવાબદાર છે. પોતે દ્વીપમાં રહેતા હોવાથી તે લડાઇઓની વિપત્તિઓ પોતાને ભોગવવી પડતી નહીં. પરંતુ તે છતાં તે વર્ગ જ્યારે આ વિગ્રહોની જવાબદારી તે વીરપુત્ર નેપોલિયન—જે બીચારાને છેલ્લે સેંટ હેલીનામાં મરવાનો વખત તેમણે આણ્યો હતો તેના—ઉપર નાખવાનો નીચ પ્રયત્ન કરે છે ત્યારે તેમનો અપરાધ બહુ જ ભયંકર થાય છે.

નેપોલિયન વીલ્નામાં ૧૮ દિવસ રહ્યો તે દરમ્યાન તે પોતાના લશ્કરની અનેક હાજતો ઉપર લક્ષ આપવા લાગ્યો. તે જીતી લીધેલા અર્થાત સ્વતંત્રતા આપેલા દેશની રાજ્યવ્યવસ્થા નક્કી કરતો હતો અને પોતાના અસંખ્ય અને ગંજાવર લશ્કરને સારૂ સામાનની રાહ જોતો હતો.

જુલાઇ માસ અર્ધો ગયો ત્યાર સુધીમાં ૧૦,૦૦૦ ઘોડા ભૂખમરાથી તથા થાકથી મરી ગયા. એક પણ લડાઇ થઈ ન હતી છતાં ૨૫૦૦૦ માણસો

આ વખતે નેપોલિયન પોતાના દેશના પાટનગરથી ૧૪૦૦ માઇલ દૂર હતો અને નિરવધિ ઉજ્જડ મેદાનવાળા પ્રદેશમા પડયો હતો. તેને બહુ જ ચીડવવામા આવ્યો હતો અને આ વિગ્રહ કરવાનાં કારણો તેની ગણતરીમાં વધારે બળવાન હતાં છતાં રશિઆ ઉપરની ચઢાઇ વ્યાજબી છે કે કેમ તેનો નિર્ણય કરવામા નિષ્પક્ષપાતી માણસને ગુંચવારો થાય તેમ છે.

ફ્રાન્સ વિરુદ્ધ શત્રુતા બતાવનારો હુકમો અલેક્ઝાન્ડરે કાઢયા હતા એ વાત ખરી છે તેમ જ ફ્રાન્સના ભયંકર અને કટ્ટા શત્રુ સાથે તેણે મૈત્રી કરી હતી તે વાત પણ ખરી છે. વળી બ્રીટીશ માલનો યુરોપમાંથી બહિષ્કાર કરાવ્યા વિના ફ્રાન્સ ઇંગ્લાંડને સુલેહ કરવાને તૈયાર કરે એ બનવા જેવું ન હતું એ વાત પણ ખરી છે. તેમ આ બાબતમાં થયેલી સંધિના કરારો પ્રમાણે રશિઆએ ચાલવા સ્પષ્ટ ના પાડી તેથી ઇંગ્લાંડના પ્રહારનો ભોગ નેપોલિયન થઇ પડયો અને તેની પાસે બીજું સાધન રહ્યું જ નહીં.

આ બધી વાત કબૂલ કરીએ તે છતા કદાચ એવું કહેવાય કે આ ચઢાઇ કરવાને નેપોલિયનને વ્યાજબી કારણ ન હતું. આવી સ્થિતિ તેની થઇ તે તેનું દુર્ભાગ્ય જ હતુ. રશિઆ એક સ્વતંત્ર રાજ્ય હતું અને પોતાના દેશમાંથી ફ્રેંચ માલનો બહિષ્કાર કરવાનો તેનો સ્પષ્ટ હક્ક હતો. તેમ જ પ્રજાસત્તાક રાજ્યવાળા ફ્રાન્સના લાભ અથવા નુકશાનની પરવા કર્યા વિના તે બ્રીટીશ માલ પોતાના દેશમા લાવી શકે એમ હતું. તેથી જો કે ઘણા તો રશિઆ ઉપરની નેપોલિયનની ચઢાઇ માટે તેને ધિક્કારશે છતાં આવું

અપાવવા માટે તેની સખત નિંદા કરવામાં આવી છે અને રશિઆ તથા ઑસ્ટ્રિઆના તાબાના પોલાંડના ભાગને સ્વતંત્રતા નહીં આપવા સારૂ પણ તેની નિંદા કરવામાં આવી છે. એલીસન કહે છે કે.—" પોલાંડનું પ્રજાત્વ એ બાબત એના મનમાં હજી ઘોળાયાં કરતી હતી અને એક જ હુકમ કાઢી બે લાખ સારમેટીયન ભાલાવાળા લશ્કરને તેણે પોતાની ધજા નીચે આણ્યું હોત. પણ સોબીસ્કીની ગાદી ફરીથી સ્થાપવાની ધૃષ્ટતા કરવાનું હીંમતભર્યું પગલુ તેણે ન ભર્યું. વોર્સોને જ સ્વતંત્રતા આપવાથી રશિઆને તેણે ચીડવ્યુ અને ઇર્ષ્યાવાળુ કર્યું તથા પોલાંડને તે પોતાના પક્ષમાં લઇ શકયો નહીં "—એલીસન્સ હીસ્ટરી ઓફ યુરોપ વૉ. ૪ પૃષ્ઠ ૯૯.

સાહસ કરવા સારૂ તેને લાલચ ઉત્પન્ન કરનારા જે સંજોગો ઉભા થયા હતા તે જોતાં દરેકને તેના તરફ દીલસોજી ઉત્પન્ન થયા વિના રેહેશે નહીં.

તેમ છતાં અલેક્ઝાન્ડરને કાંઇ ફરીઆદ કરવાનું કારણ ન હતું. નેપોલિયન તરફથી કાંઇપણ કારણ મળ્યા વિના તેના ઉપર ચઢાઇ કરવા સારૂ તેણે એ વખત પોતાનો દેશ છોડયો હતો. આ વખતે તે પોતાની ગંભીર પ્રતિજ્ઞા તોડતો હતો અને પોતાની શત્રુતા પ્રસિદ્ધ કરવા સારૂ તો તે નેપોલિયનના કટ્ટા દુશ્મન સાથે મૈત્રી કરી બેઠો હતો.

પરંતુ ગ્રેટબ્રીટનના પ્રધાનમંડળે ફ્રાન્સના ચુંટી કઢાયેલા રાજા વિરુદ્ધ એક સરખી રીતે વિગ્રહ ચાલુ જ રાખ્યો તેને માટે ઇતિહાસ લખનારાઓ દશગણી સખતાઇથી ઈંગ્લાંડના પ્રધાનમંડળને નિંદશે. નેપોલિયનને ચુંદી નાંખવા, બુર્બોનોને પાછા ગાદીએ બેસાડવા, પોતાની દરીઆ ઉપરની નિરંકુશ સત્તા જાળવી રાખવા ઇંગ્લાંડની સરકારે અનેક વખતે યુરોપના રાજાઓને એકઠા કર્યા અને આખા યુરોપમાં લોહી વહેવડાવ્યું. પોતાનું માન જાળવી રાખી એક રાજા સુલેહ કરી શકે તેવી રીતે નેપોલિયને ઇંગ્લાંડ સાથે સંધિ કરવા પ્રયત્નો કર્યા પણ તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. આ ખુનામરકી-વાળી લડાઇઓ જગતમાં ઈંગ્લાંડનો ગર્ભશ્રીમંત વર્ગ જ જવાબદાર છે. પોતે દ્વીપમાં રહેતા હોવાથી તે લડાઇઓની વિપત્તિઓ પોતાને ભોગ-વવી પડતી નહીં. પરંતુ તે છતાં તે વર્ગ જ્યારે આ વિગ્રહોની જવાબદારી તે વીરપુત્ર નેપોલિયન—જે બિચારાને છેલ્લે સેંટ હેલીનામાં મરવાનો વખત તે મણે આણ્યો હતો તેના—ઉપર નાખવાનો નીચ પ્રયત્ન કરે છે ત્યારે તેમનો અપરાધ બહુ જ ભયંકર થાય છે.

નેપોલિયન વીલ્નામાં ૧૮ દિવસ રહ્યો તે દરમ્યાન તે પોતાના લશ્કરની અનેક હાજતો ઉપર લક્ષ આપવા લાગ્યો. તે છુટી લીધેલા અર્થાત્ સ્વતંત્રતા આપેલા દેશની રાજ્યવ્યવસ્થા નકકી કરતો હતો અને પોતાના અસંખ્ય અને ગંજાવર લશ્કરને સારૂ સામાનની રાહ જોતો હતો.

જુલાઇ માસ અર્ધો ગયો ત્યાર સુધીમા ૧૦,૦૦૦ ઘોડા ભૂખમરાથી તથા થાકથી મરી ગયા. એક પણ લડાઇ થઇ ન હતી છતાં ૨૫૦૦૦ માણસો

ઇસ્પીતાળમાં પડયાં હતાં. આવડી મોટી ચઢાઇ સાંભળી અલેક્ઝાન્ડર ગભરાયો. તેથી વખત મેળવી પોતાના લશ્કરને પાછું હઠાવી લેવા તથા પોતાના લશ્કરને સામાન પૂરો પાડવા તેણે વીએનામાં એક એલચીને મોકલ્યો અને એવું નિમિત્ત કાઢયું કે સંધિ કરવા સારૂ વિચાર કરવો છે. રશિઆના એલચી કાન્ઉટ બેલેચૅાફને નેપોલિયને આદરસત્કાર આપ્યો અને પોતાની અને રશિઅન મહારાજાની વચ્ચે ટંટો ઉભો થવાથી પોતાને ઘણી જ દીલગીરી થઇ છે એમ જણાવ્યું. રશિઅન એલચીએ જણાવ્યું કે ફ્રેંચ લશ્કર જો પાછું નીમન ઓળંગી જાય તો જ રશિઅન સરકાર સુલેહની વાત શરૂ કરે. તરત જ નેપોલિયને તે શરત કબૂલ રાખવાની ના કહી અને જણાવ્યું કે:—

"હું અહીં વીએનાના મેદાનમા જ ભાજગડ કરીશ. જ્યારે આવી રીતે મામલો અણી ઉપર આવ્યો છે તે મટી જાય એટલે રાજપુરુષો તો કદાપિ નિર્ણય ઉપર આવવાના જ નહી. શરૂઆતની કબૂલ કરી શકાય એવી શરતો ઉપર અલેક્ઝાન્ડર સહી કરે અને હું તરત જ નીમન ઓળંગી પાછો જઇશ અને પછીથી પાકી સુલેહ થશે."

ઈંગ્લાડ સાથે મૈત્રી કરવાથી અલેક્ઝાન્ડર ગુંચવાએલો હોવાથી આ વાતનો સ્વીકાર તેનાથી થાય તેમ ન હતું. તે પોતાનો મોરચો ડ્રીસા આગળ જમાવતો હતો. તે પોતાના પ્રદેશના અંદરના ભાગમા દોઢસો માઇલ ઉપર આવેલું હતું. પાછા હઠતા રશિઅન લશ્કરના માણસો પાછળ નેપોલિયનની અનેક ટુકડીઓ પડી હતી. ફ્રાન્સના લશ્કરના આગલા ભાગ અને રશિઅન લશ્કરના પાછલા ભાગ વચ્ચે બે ત્રણ ઝપાઝપીઓ થઇ હતી. પાછું હઠતું રશિઅન લશ્કર ગામડા અને શહેરો બાળતું, ખેતરો સળગાવી મૂકતું અને પોલાડવાસીઓને મારી નાખતું—જંગલી માણસો પ્રમાણે વર્તતું જતું હતું. ફ્રેંચ આગળ વધ્યા એટલે અલેક્ઝાન્ડરે સપાટાબંધ ડ્રીસા છોડી દીધું અને ડ્રીના નદી ઉપર ચઢી વળી પોતાના દેશની અંદર ૧૦૦ માઇલ દૂર વીટેસ્ક આગળ મોરચો કર્યો.*

* "રશિઆનોને એક મોટી બીતિ એ હતી કે તેમના ગુલામો બળવો કરશે

જુલાઈની ૧૬ મી તારીખે નેપોલિયને વીલ્ના છોડ્યું અને પોતાના ચારે બાજુએ પથરાયેલા લશ્કરનાં જૂદાં જૂદાં સ્થાન તેણે જોયાં. જરા પણ ઉંઘ્યા વિના સાવચેતીથી દરેક હીલચાલ ઉપર તેણે પોતે જ દેખરેખ રાખી. ૨૭ મી જુલાઈના પ્રભાતના વખતમાં વહેલા ઉઠી, સૂર્યનારાયણનાં કિરણો પૂર્વ દિશામાં પ્રસર્યાં ન હતાં તે પહેલા નેપોલિયન ઘોડા ઉપર બેસી એક ટેકરી ઉપર ચઢ્યો. તેની નીચે એક મોટી ખીણ હતી. ત્યાં વીટેસ્ક શહેર શાંતિમાં પડ્યું હતું અને તેનાં લીલાં ખેતરોનું સૌંદર્ય બતાવી રહ્યું હતું. ત્યાંથી ઘણે દૂર તેણે રશિઅન લશ્કરની છાવણી દીઠી. તેઓ ડ્રીના નદીની બીજી બાજુએ હતા. આ જગાએ તે નદી પહોળી અને ઉંડી હોવાથી કોઈ શત્રુઓ તે સ્થળેથી તેના ઉપર ચઢી જઈ શકે એમ ન હતું. શહેરની પાસે જવાના તમામ ભાગો ભયંકર મોરચાઓ કરી રક્ષવામા આવ્યા હતા. રશિઅનો વિશ્વાસથી પડ્યા હતા અને તેમનો મોરચો મજબૂત હતો. નેપોલિયને ધાર્યું કે તેમને રીતસર લઢાઈ કરવાનો જ વિચાર છે.

---

અને પોતાનું દાસત્વ છોડી દેશે. તેથી તેમનો અને ફ્રેંચ લોકોનો મેળાપ ન થાય તે જોવાની તેમની કાળજી હતી.પોતાના ગુલામોને ગભરાવવા તથા તિરસ્કાર ઉત્પન્ન કરવા તેમણે ફ્રેંચ લોકો સંબધી ભળતી જ અસંભવિત અને કમકમાટ ભરેલી વાતો ફેલાવવા માંડી અને તેમના અજ્ઞાનનો તથા દાસત્વનો ઉપયોગ કરી તે અજ્ઞાન અને દાસત્વ કાયમ રાખવાના માર્ગ પકડ્યા. તેઓ એમ બ્હીતા હતા કે ફ્રાન્સની ઉથલપાથલના વિચારોને લીધે તેમના ખેડુતો અને ગુલામો ઉપરનો તેમનો કાબુ શિથિલ થઈ જશે. તેમના દેશનો મુખ્ય ભાગ આ ગુલામનો જ બન્યો હતો અને એ જ જંગલી લોકોએ તેમનાં લશ્કરને પહેલવહેલાં ફ્રેંચ વિરુદ્ધ પ્રેર્યાં હતાં. તેનું પરિણામ હવે તેમને જ વેઠવાનો વખત આવ્યો હતો. જે પરિણામથી તે બ્હીતા હતા તેવું જ પરિણામ લાવે એવો હુમલો તેમના ઉપર આવવાથી તેઓ ગભરાયા અને વિસ્મય પામ્યા. આ ખેડુતોને તેમના જમીનદારોથી અને જમીનમાંથી છુટા પાડી નાખવા સારૂ જે માગણીઓ નેપોલિયનને કરવામા આવી હતી તેનો ઉપયોગ તે ખુશીથી કરી શક્યો હોત." હેઝલીટ્સ લાઈફ ઑફ નેપોલિયન, વૉ ૩. પૃષ્ઠ ૫૭.

હવે ફ્રેંચ લશ્કરે સપાટાબંધ આગળ આવવા માંડયું. કુચ કરવાનો હુકમ નેપોલિયને એવો સ્પષ્ટ અને અનુપમ ચાલાકીથી આપ્યો હતો અને તેનો અમલ પણ એવો બરાબર રીતે કરવામાં આવ્યો હતો કે જૂદી જૂદી ટુકડીઓ જૂદા જૂદા રસ્તા ઉપર થઇને અને જૂદી જૂદી વખતે નીકળીને તથા ૩૦૦ માઇલ સુધી જંગલી પ્રદેશનો માર્ગ ખેડીને પણ વીટેસ્ક આગળ પોતાના સંકેતસ્થાનમાં એક જ દિવસે અને લગભગ એક જ વખતે આવી પહોંચી. ઘોડેસ્વાર, પાયદળ અને તોપોનું આ ગંજાવર લશ્કર પોતાનો ભારે અને ગંજાવર સરંજામ લઈ સપાટાબંધ ટેકરી આગળ આવ્યું ત્યારે જાણે ખરેખરો ગોટાળો થઈ ગયો હોય એમ લાગ્યું. પણ એક જ માણસની શક્તિથી તમામ માણસોનો બંદોબસ્ત થતો હતો. એકમેક ભેગા ભળી જતાં માણસો તરત છુટા પડયાં અને તેઓ સૌ પોતપોતાને માટે નિર્મિત કરેલે ઠેકાણે ચાલવા લાગ્યાં. ગોટાળો મટી જઈ તરત જ શાંતિ અને વ્યવસ્થા વ્યાપી ગઇ. સાંજ પડી ત્યારે આ બધી ભવ્ય અને વિશાળ ટુકડીઓ વ્યવસ્થાસર ગોઠવાઇ ગઈ. આખા ગોટાળાના દિવસને અંતે ખરે-ખરી શાંતિ પ્રસરી ગઇ. એક જ દિવસમા નેપોલિયને ૧,૮૦,૦૦૦ માણસોનો ગોટાળો કાઢી નાખી તેમની વ્યવસ્થા કરી દીધી હતી. તેના બાકીના લશ્કરનો કેટલોક ભાગ પાછળના ભાગમાં રાખવામાં આવ્યો હતો અને કેટલાક તો ઇસ્પીતાળમાં પડયા હતા.

સાંજે એક ભયંકર યુદ્ધ થયું; અથવા વધારે ખરી રીતે બોલીએ તો જેમ જેમ ફ્રેંચ લોકો જૂદે જૂદે ઠેકાણેથી શત્રુઓને હઠાવી જગાઓ રોકવા લાગ્યા તેમ તેમ અનેક ભયંકર ઝપાઝપીઓ થઇ. પછી અંધારી અને ભયંકર રાત પડી એટલે લઢનારા જૂદા પડયા. દિવસમા રશિઆના માણસો એકત્ર થતા હતા. તેમની સંખ્યા એટલી બધી હતી અને તેમનો મોરચો એવો મજબૂત હતો કે બીજે દિવસે નિર્ણયાત્મક યુદ્ધ થયા વિના રહેવાનું જ નથી એમ નેપોલિયનને ખાત્રીપૂર્વક લાગ્યું. તેણે મ્યુરાટને જણાવ્યું "આવતી કાલે તમે ઑસ્ટરલીટ્ઝના સૂર્યને ઉગતો જોશો."

બીજા દિવસના પ્રાતઃકાળ પહેલાં નેપોલિયન તો ઘોડેસ્વાર થયો જ હતો અને યુદ્ધની તૈયારીઓ કરતો હતો. પરંતુ શત્રુનું લશ્કર જ્યારે પાછું હઠતું એને લાગ્યું ત્યારે તે બહુ જ નિરાશ થયો. રાત્રે રશિઅનો એવી ખુબીથી અને ચુપચૂપ રીતે હઠી ગયા હતા અને તેમની નાસભાગમાં તેમણે એવી વ્યવસ્થા અને ત્વરા રાખી હતી કે તેઓ કયે રસ્તે ગયા હશે તેનું ચિહ્ન પણ જણાતું ન હતું. નેપોલિયન શત્રુને મળી શક્યો નહીં અને તે વીટેસ્કમાં પેઠો તો આખું શહેર ઉજ્જડ થયેલું જણાયું. તમામ સામાનનો નાશ કરવામાં આવ્યો હતો અથવા લઇ જવામાં આવ્યો હતો. તે શહેરના માણસો જે પોલાડના હતા તેઓ નાસી ગયા હતા અને રશિઅન લશ્કરે જતાં જતાં તેમને ઘરમાંથી હાંકી કાઢ્યા હતા.

નેપોલિયન બહુ જ ગુંચવાડામાં પડ્યો. ઉજ્જડ ખરાબાવાળી જમીનવાળા અને ભયંકર દેખાતા દેશમા તે હતો. તેનો વિસ્તાર મોટો દેખાતો હતો. વસ્તી જતી રહી હતી અને ખોરાકનો નાશ થયો હતો. તેના ઘોડા ખોરાક વિના મરી જતા હતા અને તેના માણસો પણ ભૂખે મરતાં હતાં. આ નિઃસીમ જંગલોમા ટીલ્સીટથી ૫૦૦ માઇલ દૂર તે ભમ્યો હતો પણ અત્યારે તો શત્રુને ક્યા શોધવો તેને તે જડતું ન હતું. અત્યારે તો ખરેખરો ઉનાળો હતો, અને તે છતાં હજુ સુધી ખરું જોતા કાંઇ જ થયું ન હતું. તરત જ તેણે વિગ્રહના વખતમાં બોલાવવાની કાઉન્સીલ બોલાવી. ઘણાની સલાહ એવી હતી કે વસંત ઋતુ સુધી ત્યા પડી રહેવું. પણ આમ વિલંબ કરવાની વાત નેપોલિયનથી ધીરજ સાથે સંભળાઇ નહીં. પોતાના લશ્કરની કીર્તિ સાચવવા સારૂ અને પોતાના સૈનિકોના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા સારૂ કાંઇક પણ કરવાની જરૂર હતી.

હવે નેપોલિયને જાણ્યું કે અલેક્ઝાન્ડરે પોતાનું લશ્કર સ્મોલેન્સ્ક આગળ જમાવ્યું હતું. આ શહેરને મોટી મજબૂત દીવાલ હતી અને તે દેશની અંદરના ભાગમાં ૧૦૦ માઇલને અંતરે આવ્યું હતું. ઑગસ્ટની ૧૩ મી તારીખે નેપોલિયને પોતાનું લશ્કર આગળ ચલાવ્યું અને જૂદે જૂદે રસ્તે રશિઅનોને

ઘેરવાં અને તેમને પાછા હઠતા અટકાવવા તેણે તજવીજ કરી. ફ્રેંચ લોકોના ધસારાથી કોઝેકો તો નાઠા, અને નાસતાં નાસતાં રસ્તામાં જે ખોરાક તથા ઘાસ હતું તે તમામનો નાશ કરતા ગયા. તાપ તો કહે મારૂં કામ. ફ્રેંચ લોકોના દુઃખનો પાર જ ન હતો. તેમનાં માણસો રસ્તામાં મરવા લાગ્યાં. ઑગસ્ટની ૧૬ મી તારીખની સાંજે નેપોલિયન સ્મોલેન્સ્કની દીવાલો આગળ આવી પહોંચ્યો. ચારે બાજુની સ્થિતિનું અવલોકન કરવા તે એક ઉંચી જગા ઉપર ચઢ્યો. તેણે હજારો માણસો શહેરમાં અને શહેરની આસપાસ એકઠાં થયેલાં દીઠાં, અને હથીઆરોનો ચળકાટ પણ જોયો ત્યારે પોતાનો સંતોષ જાહેર કર્યા વિના તેનાથી રહેવાયું નહીં. તે બોલી ઉઠ્યોઃ— "છેવટે મારા હાથમાં આવ્યા છે ખરા !" દીવાલો જાડી અને ઉંચી હતી અને મજબૂત બુરજોથી તેનું સંરક્ષણ કરવામાં આવ્યું હતું. બીજે દિવસે સખત યુદ્ધ થયું અને શહેરના લોકો નાસતા હતા તેમનું રક્ષણ કરવા સારૂ રશિઅન સેનાપતિએ એક બળવાન ટુકડી મોકલી આપી. તે કમનસીબ ગામમાં રાત્રિ પડી. તે છતા થાકી ગયેલા યોદ્ધાઓ ભયંકર રીતે પોતાનું યુદ્ધ ચલાવી રહ્યા હતા. મધ્ય રાત્રિ થયા પછી આખા શહેરમાંથી ધુમાડાના મોટા ગોટા અને અગ્નિની પ્રખર જ્વાળાઓ નીકળતી દેખાઈ. ધુમાડાના ગોટા અને અગ્નિના ભડકા ભળી ગયા અને શહેરનાં તમામ ઘરો, તોપખાનાની જગાઓ, દેવળો, અંધકાર, ધુમાડા અને ભડકામાં ઢંકાઇ ગયાં. દિવસ તો તાપવાળો અને ગમે નહી એવો હતો પણ રાત્રિ સુંદર અને શાંત હતી. નેપોલિયન પોતાના તંબુમાં બેઠો હતો અને તેની ચારે બાજુએ કતલ થયેલાં માણસો પડયા હતા. આ ભયંકર અગ્નિકોપ તરફ તે જોવા લાગ્યો. તે બોલ્યોઃ –" વીસુવીયસનો જ્વાળામુખી જ્યારે ફાટે છે અને નેપલ્સના લોકોને જેવો દેખાવ જોવાને મળે છે તેને મળતો આ દેખાવ છે."

ઑગસ્ટ માસની ૧૮ મી તારીખે સવારમાં બે વાગ્યાના સુમારે ફ્રેંચ લસ્કર તે શહેરની દીવાલોમાં પેસી શક્યું. તેમને જણાયું કે રશિઅનો તો તે શહેર છોડી નાસી ગયા હતા, જતી વખતે ગામને બાળી મૂકતા ગયા હતા

અને તેમનાં ઘાયલ માણસોને તે બળતાં ઘરોમાં નાંખી દેતા ગયા હતા. ધુમાડાથી કાળાં થયેલાં અને દેવતાથી દાઝેલાં શરીરોના ઢગલા ઉપર થઇ નેપોલિયન પણ શહેરમાં પેઠો. તેમાનાં કેટલાંકમાં તો હજી જીવ પણ રહ્યો હતો. આ કમકમાટ ઉત્પન્ન કરે એવો દેખાવ જોઇ ફ્રેંચ સૈનિકો બહુ જ ત્રાસ પામી ગયા. પોતાના મિત્રોથી આ પ્રમાણે ક્રૂર રીતે બળાયેલા ઘાયલ થયેલા માણસોની મદદ કરવાનું કામ નેપોલિયને શરૂ કર્યું.

આ સ્થળેથી બર્થીયરે રશિઅન સેનાપતિને સુલેહ કરવાનો સંદેશો મોકલ્યો. તેના છેલ્લા ભાગમાં નીચે પ્રમાણે ઉત્તમ શબ્દો તેણે લખ્યા હતા:—

" મહારાજા નેપોલિયન મને આજ્ઞા કરે છે કે મારે આપને એવી વિજ્ઞપ્તિ કરવી કે આપે અમારા મહારાજાની સલામ નામદાર અલેક્ઝાન્ડરને કહેવી અને જણાવી દેવું કે વિગ્રહનાં દુઃખો ગમે તેવાં પડશે અથવા બીજા ગમે તેવા સંજોગો ઉભા થશે તો પણ તેમની મિત્રતા માટે તેમને જેટલું માન છે તેમાં જરા પણ ન્યૂનતા થવાની નથી."

સવારનો પહોર થયો કે, તરત જ નેપોલિયન એક જૂના બુરજ ઉપર ચઢ્યો. ત્યાંથી દૂરબીન વડે તેણે વેગળે રશિઅનોને નાસતા જોયા. રશિઅન લશ્કરના બે ભાગ થઇ ગયા હતા. એક ભાગ તો સેંટપીટર્સબર્ગ તરફ જતો હતો અને બીજો રશિઅન સેનાપતિ બેગ્રેશનની સરદારી નીચે મોસ્કો તરફ જતો હતો. નેપોલિયને તરત જ હુકમ કર્યો અને સેનાપતિ નેને જણાવ્યું કે તેણે એકદમ મોસ્કો તરફ જતા લશ્કરની પૂંઠ સેવી.

ઘાયલ થયેલા સૈનિકોની સારવાર કરવા સારૂ તે બળતા શહેરમાં એક રશિઅન પાદરી હીમત વાપરી પડી રહ્યો હતો. તે વરડા માણસને એમ સમજાવવામાં આવ્યું હતું કે નેપોલિયન તો સાક્ષાત્ રાક્ષસ જ છે અને આખી દુનીઆને લોહીમાં અને શોકમાં વગર કારણે બેદરકારીથી ગરકાવ કરે છે. તેને નેપોલિયન પાસે લાવવામાં આવ્યો. તેણે જરા પણ ભીતિ રાખ્યા વિના શહેરનો નાશ કરવાનો આરોપ નેપોલિયન ઉપર મૂકી તેને ઠપકો આપ્યો. નેપોલિયને ધ્યાન આપી માનપૂર્વક બધું સાંભળી લીધું.

છેવટે તેણે તેને કહ્યું:—"પણ તમારૂં દેવળ પણ બળી ગયું છે કે?"

પાદરીએ કહ્યું:—"ના, નામદાર સાહેબ, આપના કરતાં ઇશ્વર વધારે બળવાન છે. તે જ તેનું રક્ષણ કરશે; કારણ કે આ શહેરોનો નાશ થવાથી જે અભાગીયા લોકો ઘર વિનાનાં થઇ પડયા છે તે તમામને સારૂ મેં તે ખૂલ્લુ મૂક્યું છે."

નેપોલિયને લાગણીથી જવાબ આપ્યો:—"તમો કહો છો તે ખરૂં છે. હા! વિગ્રહના નિરપરાધી ભોગ થઇ પડનારા ઉપર ઇશ્વર મહેરબાની રાખશે. તમારી ધીરજ માટે તે તમને બદલો આપશે. પૂજ્ય પાદરી; તમે તમારી જગાએ જાઓ. જો બધા પાદરીઓ તમારી માફક વર્તતા હોત તો ઇશ્વર તરફથી શાંતિ પ્રસારવાનું જે પવિત્ર કામ તેમને મળ્યું છે તેનો વિશ્વાસઘાત કરી નીચપણે તેઓ હલકું કામ કરત નહીં. તેમની જ હાજરીથી પવિત્ર થતાં દેવળો તેઓએ છોડયાં ન હોત તો મારા સૈનિકોએ પણ તમારા પવિત્ર સ્થળો બગાડયાં ન હોત. આપણે બધા ક્રીશ્રીયન છીએ. તમારો ઇશ્વર તે જ અમારો ઇશ્વર છે."

આ પ્રમાણે કહી કેટલાક સૈનિકો અને બીજી કેટલીક મદદ સાથે નેપોલિયને તેને તેના દેવળમાં પાછો રવાના કર્યો. તેમાં ફ્રેંચો પેસતા જણાયા કે દેવળ અંદર પડેલા તમામ લોકોએ ચીસ પાડી; પણ તે પાદરીએ તેમનો ભય તરત જ શાંત પાડી દીધો.

તે બોલ્યો:—"ગભરાશો નહીં. હું નેપોલિયનને મળી આવ્યો છું. મેં તેની સાથે વાત કરી છે. અરે મારાં બચ્ચાંઓ! આપણે કેવા છેતરાયા છીએ? ફ્રેંચનો મહારાજા આપણા આગળ જેવો આલેખવામાં આવે છે તેવો નથી. તે અને તેના સૈનિકો જે ઇશ્વરને આપણે ભજીએ છીએ તેને જ ભજે છે. તે ધાર્મિક યુદ્ધ કરતો નથી. તે તો આપણા મહારાજા સાથેનો રાજકીય વિગ્રહ છે. તેના સૈનિકો આપણા સૈનિકો સાથે જ લઢે છે. આપણને જણાવવામાં આવ્યું છે કે તેઓ સ્ત્રીઓને તથા છોકરાંઓને મારી નાખે છે પણ એ વાત તદ્દન ખોટી છે." પછી તે પાદરીએ ઇશ્વરનો ઉપકાર માનવાનું ગીત શરૂ કર્યું અને તેમાં બધા આંસુ પાડતા ભળ્યા.

શત્રુને તરત જ પકડી પાડવામાં આવ્યા. તેમના ઉપર હુમલો કરવામાં આવ્યો અને તેની સાથે તેમની ભયંકર કતલ કરવામાં આવી. રશિઅનોની નાસભાગ અને ફ્રેંચોનું તેમની પૂંઠ લેવાનું કામ બન્ને ખરેખરી ચાલાકીથી ચાલુ જ રહ્યાં. આ પ્રમાણે નેપોલિયનને જો કે જયની જ પરંપરા પ્રાપ્ત થતી હતી છતાં પરાજયને અંતે જે વિટમ્બનાઓ વેઠવી પડે તેનો જ તે અનુભવ કરતો હતો. તેની આસપાસ ઉજ્જડ ખાખાવીખી થઇ ગયેલો વિશાળ પ્રદેશ પ્રસરી રહ્યો હતો અને બહુ જ મુશીબતથી ખોરાક મેળવી શકાતો હતો. તેના લશ્કરનાં માણસો ભૂખમરાથી તથા થાકથી સપાટાબંધ ઘટી જતાં હતાં. સ્મૉલેન્સ્ક શહેરને આગ લગાડવામાં આવી ત્યારે પંદર મોટાં ચૅટાનાં મકાન જવાળામાંથી બચી ગયાં હતાં તે બધાં હવે માંદા સૈનિકોથી ભરાઇ ગયાં હતાં. વીલ્ના અને વીટેસ્ક એ બે શહેરોમાં પણ મોટી સંખ્યા ઇસ્પીતાળમાં પડી હતી. પાટા બાંધવા સારૂ દાકતરોને પોતાનાં જ કપડાં ફાડવાની ફરજ પડી હતી. છેવટે પાટા બાંધવા કાગળનો ઉપયોગ કરવો પડ્યો હતો અને તે પણ જ્યારે ખુટ્યા ત્યારે ઝાડમાંથી જે રૂ ઉડતું હતું તેનો ઉપયોગ કરવાની જરૂર પડી હતી. ખરેખરા ભૂખમરાથી પણ અનેક મરણો થતાં હતા. નેપોલિયનની ચિંતાનો પાર રહ્યો નહીં. પોતાના લશ્કરની ગતિ અવદશાવાળી થશે એવી ભીતિ તેને હવે ઉત્પન્ન થઇ. જો હવે તે પાછો ફરે છે તો તે આખા યુરોપનું હાસ્યાસ્પદ થઇ રહે છે; અને જ્યાં છે ત્યાં જ મુકામ રાખે છે તો વિનાશ સિવાય બીજી ગતિ છે જ નહીં; તેથી આવી નિરાશામય સ્થિતિમાં આગળ વધવાના માર્ગ વિના બીજો માર્ગ જ રહ્યો ન હતો.

અલેક્ઝાન્ડર પોતાનું લશ્કર છોડી ઉતાવળે મોસ્કો ગયો હતો. રશિઆનું તે નામાંકિત પાટનગર સ્મોલેન્સ્ક શહેરથી પાંચસેં માઇલ દૂર હતું અને ત્યાં સુધી કુચ કરવી તે કંટાળો આપે એમ હતું. પોતાના થાકી ગયેલા અને અર્ધા ભૂખ્યા સૈનિકોને લઇ આગળ વધવાનો નેપોલિયને નિશ્ચય કર્યો. એને

* સીગરનો મોસ્કોની ચઢાઇનો ઇતિહાસ. વૉ. ૧૦ પૃ. ૨૩૩.

એવી આશા હતી કે મોસ્કો જેવા શહેરમાં ખોરાક અને આરામ મળશે. ત્રણ લાખ માણસની વસ્તીવાળા ગામનાં તમામ ઘરો એલેક્ઝાન્ડર બાળી મૂકશે એ વાત તેને અસંભવિત લાગી.

એલેક્ઝાન્ડર મોસ્કોમાં થોડાક દિવસ રહ્યો. નેપોલિયન મોસ્કો સર કરવામાં આવે તો તેને પણ બાળી મૂકવાની ગોઠવણ એલેક્ઝાન્ડરે કરી મૂકી. પછી તે સેંટપીટર્સબર્ગ ગયો અને રશિઅન સૈનિકોને જય ઉપર જય મળ્યા છે એમ જણાવી દેવળોમાં બંદગી કરાવવાનો તેણે હુકમ આપ્યો. આ વાતની જ્યારે નેપોલિયનને ખબર પડી ત્યારે તે બોલી ઉઠ્યો:—“ભજન અને બંદગી થવાની છે! શું ત્યારે રશિઅનો માણસો આગળ તો જૂઠું બોલે છે પણ ઈશ્વર સમક્ષ પણ જૂઠું બોલવાની હીંમત કરે છે!”

ઑગસ્ટની ૨૮ મી તારીખે નેપોલિયને રશિઅનોની પૂઠ લેવાનો આરંભ કર્યો. આ કુચમાં ભયંકર વિટમ્બના પડી. રાત દિવસ તે થાકેલું લશ્કર આગળ ચાલ્યું. રસ્તામાં દરેક પ્રકારના વિઘ્ન તેમને નડતાં અને કોઇ કોઇ વખત તો શત્રુ સાથે ઝપાઝપી પણ થતી. એમ કરતાં સપ્ટેંબરની ૪ થી તારીખ આવી; ત્યારે બોરોડીનો નામના ગામડા આગળ મોસ્કવા નદીના કીનારા ઉપર ૧૨૦૦૦૦ રશિઅનો મોરચો કરી પડેલા તેણે દીઠા. આ સ્થળે રશિઅન સેનાપતિ ક્યુટુસૉફે પોતાના બળવાન લશ્કરને સૌથી ઉત્તમ રીતે ગોઠવી દઇ એકઠું રાખ્યું હતું અને મોસ્કોના બચાવ સારૂ ત્યાં લડવાનો નિશ્ચય કર્યો હતો. ૬૦૦ તોપો તેણે ગોઠવીને તૈયાર રાખી હતી. આખા મેદાન ઉપર નજર રાખી શકાય એવો એક મજબૂત બુરજ તેણે કરી લીધો હતો. બંને બાજુઓ ઉપર પણ તોપો રાખવામા આવી હતી કે જેથી શત્રુ જો આગળ ધસે તો તેમના સામસામી ફૂટતા ગોળાના ધડાકાથી ને કપાઇ જ જાય. આ ભયંકર તોપોની પાછળ ૧,૭૦,૦૦૦ માણસો યુદ્ધનો હલ્લો સહન કરવા તત્પર થઇ બેઠા હતા.

ફ્રાન્સના લશ્કરમા ૧,૨૦,૦૦૦ માણસ હતું. તે ત્રણ મોટી ટુકડીઓમાં આ મેદાન ઉપર ધસ્યું આવતું હતું. પોતાના લશ્કરના આગલા ભાગ

સાથે રહી નેપોલિયને એક ઉંચી જગા ઉપર પોતાનો ઘોડો ચઢાવ્યો અને પોતાની હમેશની ત્વરાથી કઇ જગાએ ધસારો થઇ શકે એમ છે તેનો નિર્ણય તરત જ કરી નાંખ્યો. તરત જ જરૂર પુરતા હુકમો પોતાના સેનાપતિઓ ઉપર કાઢી તે પોતાના તંબુમાં ગયો અને પોતાના યોદ્ધાઓ માટે નીચે પ્રમાણે ઢંઢેરો લખાવ્યો:—

" યોદ્ધાઓ ! તમે જે યુદ્ધ કરવાં ઇચ્છા રાખ્યાં કરો છો તે હવે નજીક આવ્યુ છે. હવે વિજય મળવાનો તમારા જ હાથમા છે જયની આપણને જરૂર જ છે અને તે આપણને સારી પેઠે મળશે. ઑસ્ટરલીટ્ઝ, ફ્રીડલેન્ડ, વીટસ્ક અને સ્મોલેન્સ્કમા તમે જેમ કર્યું છે તેવી જ રીતે તમે આ વખતે કામ કરજો. આજે એવી સારી રીતે લડજો કે ભવિષ્યની પ્રજા લાબા વખત સુધી તમારા કૃત્યનો હીસાબ ગણે. ' મોસ્કોની દીવાલો નીચેની લડાઇમા આ માણસ હતો ' એમ તમારામાના દરેકને માટે તમારા દેશના માણસો બોલે એવી રીતે વર્તજો " આ શબ્દો ઉત્સાહની ગર્જના સાથે વધાવી લેવામા આવ્યા અને ' મહારાજા ઘણું જીવો ' ના પોકાર આખા લશ્કરમા થઇ રહ્યા.

રાત્રિ ઠંડી અને અંધકારવાળી હતી. ભારે વાદળાં આકાશમા આવી ગયા હતા અને વરસાદ પણ તે થાકેલા લશ્કર ઉપર પડવો શરૂ થયો હતો. જંગલોમાં થઇ શરીરમાં સોંસરો પેસી જાય એવો પાનખર ઋતુનો પવન વાતો હતો અને બોરોડીનોની ટેકરીઓ ઉપર તેના સપાટા લાગતા હતા. રશિઅનો પોતાના પેરાના તાપણા લાબા વિશાળ પ્રદેશમા અર્ધ ચંદ્રાકારમાં બાળતા હતા, ' ઓલ્ડ ગાર્ડ ' ના ચોરસ ગોઠવેલા લશ્કર વચ્ચે નેપોલિયને પોતાનો તંબુ ઠોકાવ્યો. રાત્રે એને બહુ જ ચિંતા હતી કે રખેને શત્રુ વળી પાછા હઠી જાય અને તેથી તેને ઉંઘવાનું કહ્યુ છતાં તે ઉંઘ્યો જ નહીં. મધ્ય રાત્રિ સુધી તે પોતાના પત્રો લખાવતો હતો, અને રશિઅનો હજી જ્યા પડયા છે ત્યાં છે કે નહીં તેની ખબર કાઢવા સારૂ તે માણસો મોકલ્યાં જ કરતો હતો. આ સમય ખરેખર ભયંકર હતો અને નેપોલિયનના મનમાં ભયની છાયા વ્યાપી હતી. તેનું દુર્બળ ભાવી પોતાની છાયા તેના માર્ગમા નાંખતું હોય એમ

દેખાતું હતું. એટલામાં પરાજયના સમાચાર તેની પાસે સપાટાબંધ આવ્યા. સ્પેનમા સાલામાકા આગળ જે યુદ્ધ થયું તેમાં ફ્રેંચો હાર્યા અને લોર્ડ વેલીંગ્ટને માડ્રિડનો કબજો લીધો તેવી ખબર એક કાસદ લઇ ત્યા આવી પહોચ્યો. *

આ જ વખતે વળી તેને ખબર પડી કે રશિઆએ ટર્કી સાથે સુલેહ કરી છે તેથી રશિઆનું એક બળવાન લશ્કર નવરૂ પડયું છે અને તે દાન્યુબ

* આ બનાવના સંબંધમાં કર્નલ નેપીયર લખે છે કેઃ—" બોરોડીનોની લઢાઇ થઇ ત્યાર પહેલાં એક અઠવાડીઆ અગાઉ એટલે સપ્ટેંબરની ૨ જી તારીખે નેપોલિયનને ખબર મળી હતી કે, મારમોન્ટનો પરાજય થયો છે. આ ખબર કર્નલ ફેબવીરે આણી હતી તો પણ ડયુક ઑફ રેગ્યુસા ( મારમોન્ટ ) જેની શરીરની તેમ જ મનની પ્રકૃતિનું ઠેકાણું ન હતું તેણે પોતાના પત્રમાં એટલી બધી ગોટાળાભરેલી રીતે અધુરી હકીકત લખી હતી કે નેપોલિયનને તેના ઉપર તિરસ્કાર આવ્યો અને તે બોલી ઉઠયોઃ—' આ કાગળોમા એક ઘડીઆળના યંત્ર કરતાં વધારે ગુચવણ દેખાય છે ' તેથી તેણે તેના વિગ્રહના પ્રધાનને પૂછયું કે 'રાજાના હુકમ વિના મારમોન્ટે શા માટે લઢાઇ કરી તેનુ કારણ તેને પૂછો, તેણે આખા વિગ્રહની સામાન્ય યોજના પ્રમાણે પોતાના યુદ્ધની યોજના કેમ ન કરી, વચ્ચેના ભાગનું મોટુ લશ્કર તેને મળતા પહેલાં શા માટે તેણે બચાવ કરવાનું રહેવા દઇ લઢવાનુ શરૂ કર્યું ? ચોવેટની ઘોડેસ્વારની ટુકડી તેની નજીક હતી તે તે જાણતો હતો છતા તેણ બે દિવસ વધારે રાહ કેમ ન જોઇ ?' પછી નેપોલિયન ઉપરથી દેખાતી સખતાઇથી બોલ્યો—" પોતાના મિથ્યાભિમાનને લીધે મારમોન્ટે પોતાના દેશના હિતનો અને મારી સેવાના બદલાનો ભોગ આપ્યો છે. આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો ગુન્હો તેના ઉપર આવ્યો છે અને આ બધા દુર્ભાગ્યનું કારણ પણ તે જ છે. " પણ જો કે નેપોલિયનનો ક્રોધ ઘણો ન્યાયપુરઃસર અને ઉપર ઉપરથી બહુ જ ભયંકર દેખાતો હતો છતા તેની મારમોન્ટ સાથેની જૂની મિત્રતાને લીધે તેનો પ્રથમનો આવેશ જતો રહ્યો. તેણે પોતાના માયાળુ હૃદયની પ્રતીતિ આપી—જેને લીધે મારમોન્ટનું હૃદય ચીરાયા વિના રહ્યું નહીં હોય તે જ કાગળમા તેણે બે વાર લખી જણાવ્યુ કે મારા ગરીબ સેનાપતિના ઘા રૂઝાય નહીં અને તેના શરીરની પ્રકૃતિ સ્વસ્થ ન થાય ત્યાં સુધી આ પ્રશ્નો તેને પૂછવા જ નહી. " નેપીયર. વૉ. ૩. પૃષ્ઠ ૩૩૬.

નદીના મુખ આગળથી ધસારો કરતું તેના ઉપર ચઢી આવવા નીકળ્યું છે. વળી તેણે જાણ્યું કે બર્નેડોટ જેણે દેશદ્રોહ અને રાજદ્રોહ કરી પોતાના નામને કાયમનું કલંક લગાડ્યું છે તે સ્વીડનના લશ્કરને લઇ રશિઆ સાથે મળી ગયો છે.

અલેક્ઝાન્ડરના કેટલાક ઢંઢેરા તેણે પોતાના માણસો આગળ વાંચ્યા. જે કડવા શબ્દો વાપરી તે લખવામાં આવ્યા હતા, અને પોતાના શત્રુના આગમનની સામે થવામા અલેક્ઝાન્ડર જે વિનાશનું કૃત્ય કર્યા જ કરતો હતો તે ઉપરથી નેપોલિયનને સમજાયુ કે તેના જૂના મિત્રના મનમા તેને માટે ખરેખરા નઠારા વિચાર પેઠા છે અને તેનું કારણ તે કળી શક્યો નહીં. જ્યારે તે ઢંઢેરા એણે પોતાની આગળ ફરીથી વંચાવ્યા ત્યારે તે બોલી ઉઠ્યોઃ—

" મહારાજા અલેક્ઝાન્ડરમાં આટલો ફેરફાર શાથી થયો હશે? આ કજીઆમાં આટલું ઝેર ક્યાથી આવ્યું છે? હવે તો હથીઆરોથી જ આ કજીઆનો અંત આવશે યુદ્ધથી આ બધાનું આખર થશે. આવો વિગ્રહ ન થાય તેટલા માટે શરૂઆતથી જ હું કાળજી રાખતો અને તેથી પોલાડના રાજ્યની પુનઃ સ્થાપનાની બાબતમાં તેના લાભમાં મે માગો અભિપ્રાય જરા પણ જણાવ્યો નથી. પણ હવે મને સમજાય છે કે મે જે મર્યાદા રાખી તેમાં મારી ભૂલ હતી."

આવા શોકકારક વિચારમા તે વ્યગ્ર હતો એવામાં મેરીઆ લ્યુઇસા તરફથી એક પત્ર લઇ એક કાસદ આવી પહોચ્યો.જે પુત્ર ઉપર તેને અતિશય મમતા હતી તેની છબી પણ તે પત્ર સાથે આવી હતી. જે દિવસે ભયંકર કતલવાળી અને નિર્ણયાત્મક લડાઇ થવાની હતી તે દિવસનો પ્હો ફાટવાની તૈયારી હતી. બધા એમ ધારતા હતા કે પોતાના પુત્રના ચહેરાવાળી પેટી મહારાજા નેપોલિયન ઉઘાડવાનું મુલતવી રાખશે. પણ તેની અધીરાઇ એટલી હતી કે તરત જ તેણે તે પોતાના તંબુ પાસે મગાવી. પોતાના પ્રિય પુત્રની છબી જોઇ તેની આંખમાં આંસુ આવ્યાં.તે રાજકુમારને પારણામાં બેઠેલો અને એક

પ્યાલું અને દડા સાથે રમતો ચિતરવામા આવ્યો હતો. તે પ્રેમી પિતાને એવી ઇચ્છા થઈ કે તેના અમલદારો તથા તેના સૈનિકો જેમને તે પોતાના બચ્ચાં તરીકે ગણતો હતો તે તમામને પણ આ લાગણીમા ભાગ મળવો જોઇએ. પોતાને જ હાથે તે છબી તેણે તબુ બહાર આણી, અને ખુરશી ઉપર મૂકી કે જેથી જે લોકો પાસે હોય તે બધા તે જુએ. વૃદ્ધ અને અનુભવી સૈનિકોના ટોળા એકઠા થયા અને શાત સુખી જીદગી ભોગવતા રાજકુમારના સુંદર ચિત્ર સામું તેઓ શાતિથી જોઇ રહ્યા. રાક્ષસી વિગ્રહના દેખાવો સાથે સરખાવતા આ દેખાવ ખરેખરો વિરોધ ઉભો કરતો હતો છેવટે નેપોલિયને પોતાના સેક્રેટરીને દીલગીરીથી કહ્યું.—“ એને લઈ જાઓ અને સાચવી રાખો. રણસંગ્રામનો દેખાવ જોવા જેવડો હજી એ મોટો થયો નથી.”

પછી નેપોલિયન પોતાના તબુમા પેઠો અને જ્યા તે ઉંઘતો તે જગાએ ગયો. તેની તહેનાતમા જે એ. ડી. સી. ઓ રહેતા તેમને માટે તંબુનો જે ભાગ રાખવામાં આવ્યો હતો તેનાથી તેને સુવાનો ભાગ એક લુગડાના પડદાથી જૂદો પાડવામાં આવ્યો હતો. થાક અને ચિંતાથી તેને તાવ આવ્યો હતો અને તરસ લાગી હતી આખી રાત તેણે તરસ છીપાવવા પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ ગયું. તેની ચિતા એટલી બધી હતી કે તેને ઉઘ આવી નહીં. પોતાના થાકેલા અને ભૂખે મરતા સૈનિકો માટે તેણે બહુ જ ચિતા બતાવી અને એને એવી ધાસ્તી લાગી કે બીજે દિવસે થવાના યુદ્ધમાં ટકી રહેવાને તેઓમા કદાચ જોઇએ એટલું બળ પણ નહીં હોય. આવા અણીના વખતમા તે હમેશા પોતાના સારી રીતે કેળવાયેલા ગાર્ડના લશ્કર ઉપર જ આધાર રાખતો તેણે તરત બેસીરીસને બોલાવ્યો તે ગાર્ડનો ઉપરી હતો. તેણે ખાસ કરી તેમના ખોરાક વિગેરે સબંધી ઝીણી તપાસ કરી હુકમ કર્યો કે ખોરાકના ગાડામાથી આ જૂના સૈનિકોને ત્રણ દિવસ ચાલે એટલાં બીસ્કીટ અને ચોખા પ્રથમથી આપી દેવા પોતાના હુકમનો વખતે બરાબર અમલ ન થાય એમ ધાસ્તી લાગવાથી તરત જ તે ઉઠયો અને પોતાના તબુ પાસે રહેતા ગાર્ડને તેણે પૂછ્યું કે ‘ તમને ખોરાક વિગેરે ત્રણ દિવસનું મળ્યું છે ? ’ પછી તે

પાછો તંબુમાં આવ્યો અને સુતો, પણ તેને સતત નિદ્રા આવી જ નહીં. એક એ. ડી. સી. ને તેની સાથે વાત કરવી હશે. તેણે તરત જ જોયું કે મહારાજા તો પથારીમાં બેઠેલા હતા અને પોતાનું તાવવાળું માથું હાથમાં મુકી દુઃખકારક વિચારમાં લીન થયેલા હતા. તે વખતે તે બહુ જ નિરાશ થયેલો દેખાતો હતો.

નેપોલિયને દીલગીરીથી કહ્યું—" યુદ્ધ શું છે ? જંગલી લોકોનો એ વ્યાપાર છે. અમૂક સ્થળે વધારેમા વધારે બળ ગણવું એટલી જ એમાં કળા છે. એક મહત્વનો દિવસ નજીક આવ્યો છે. ભયંકર યુદ્ધ થશે અને મારાં ૨૦,૦૦૦ માણસો ખપી જશે."

પાછલે દિવસે તેને અસહ્ય વેદના થતી હતી ઘોડા ઉપર બેસીને જતાં ને ઘણી વખત નીચે ઉતરતો દેખાયો હતો અને પોતાનું માથું તોપ ઉપર ટેકવતો હતો તથા ઘણી વેદના સહન કરતો હોય એમ ત્યાં લાંબો વખત બેસી રહેતો. તાવ, થાક અને ચિંતાથી એક જાતનો એવો રોગ તેને થોડા વખતથી લાગ્યો હતો કે તેના મનની અને શરીરની સ્થિતિ બીજાં કારણો કરતાં આ કારણોથી વધારે વધારે લથડી ગઇ હતી વળી તેમા ભયંકર અને વારંવાર આવતી ઉધરસ થવાથી તેનાથી શ્વાસ પણ બરાબર લેવાતો નહીં.

પૂર્વ દિશામાં પ્રાતઃકાળનાં ચિહ્ન દેખાયાં કે તરત જ તે ઘોડા ઉપર હતો અને તેની આસપાસ તેના સેનાપતિઓ હતા તેના શરીરની વેદનાઓ તેની મનની શક્તિ આગળ દબાઇ ગઇ તોફાની રાત્રિનું ધુમસ જતું રહેતું હતું અને તરત જ સૂર્યનારાયણ નિરભ્ર આકાશમાં ચળકાટથી પ્રકાશવા લાગ્યા. નેપોલિયન હસ્યો અને સૂર્ય તરફ આંગળી કરી બોલ્યો-" ઑસ્ટરલીટ્ઝના સૂર્યને જુઓ !" આ ઉત્તેજક શબ્દો તમામ ફ્રેંચ સૈનિકોમાં વિદ્યુતની ત્વરાથી ફરી વળ્યા અને તમામ સ્થળે હર્ષની ગર્જનાથી તેમને વધાવી લેવામા આવ્યા. બોરોડીનોની એક ટેકરી ઉપર નેપોલિયન ઉભો હતો, રણક્ષેત્ર બારીકાઇથી જોતો હતો અને રશિઅનોની ટુકડીઓ આમ તેમ ફરતી હતી તે પણ જોતો હતો. પોતાને રશિઅનો જોઇ ન શકે તેટલા સારૂ બહુ જ થોડા માણસોને લઇને

તે ઉભો હતો છતા રશિઅનોએ તેને દીઠો. તરત જ તોપનો ગોળો છુટયો અને શાતિમા ભંગ થયો. તે દિવસે જે ભયંકર યુદ્ધ થવાનું હતું તેનો આરંભ આ પ્રમાણે થઇ ચૂકયો.

ધસારો કરવા સારૂ તરત જ નેપોલિયને હુકમ આપ્યો. તરત જ મેદાનમાંથી પ્રતિપડધાનો ભયંકર ગડગડાટ આવ્યો. યુદ્ધની ભયકર કતલ શરૂ થઇ ગઇ હતી. ૩ લાખ માણસો વિનાશના ભયંકર શસ્ત્રો લઇ એકમેક ઉપર તૂટી પડયા હતા. સવારના પાચ વાગ્યાથી આરંભી બપોર થઇ ગયા પછી સાજ થતા અગાઉ યુદ્ધનાં મોજાંની ચઢઉતર ચાલી જ રહી. ડેવુસ્ટ ઘોડા ઉપરથી પડયો અને ગોળાથી તેના ઘોડાના ફુરચે ફુરચા થઇ ગયા. તે લોહીલુહાણ મેદાનમા પડયો અને બેશુદ્ધ થઇ ગયો કે તરત જ નેપોલિયનને સંદેશો મોકલવામા આવ્યો કે ડેવુસ્ટ મરણ પામ્યો છે. આ ભયંકર ખબર તેણે દીલગીરીભરેલી ચૂપકીદીથી સાંભળી. પણ તે ઘાયલ થયેલો ડેવુસ્ટ તરત જ જમીન ઉપરથી ઉભો થયો, તરત જ બીજા ઘોડા ઉપર બેઠો અને મહારાજાને સમાચાર પહોચાડવામા આવ્યા કે ડેવુસ્ટ પાછો લશ્કરની આગેવાની જ કરે છે. નેપોલિયનના આનંદનો પાર રહ્યો જ નહીં અને તે બોલી ઉઠયોઃ—“ ઇશ્વરનું સ્મરણ કરો ”

રૅપને પણ ઘા વાગ્યા. છેવટે તેની જાંઘમા એક ગોળી વાગી અને તે ઘોડા ઉપરથી પડયો. તેને રણક્ષેત્રમાંથી લોહીલુહાણ સ્થિતિમા લઇ જવામાં આવ્યો. રૅપને આ બાવીસમો ઘા વાગ્યો હતો. તેના બહાદુર મિત્રને મળવા સારૂ નેપોલિયન ઉતાવળો દોડયો. તરત જ તેણે તેનો હાથ માયાળુપણાથી પકડયો અને તે બોલ્યોઃ—“ ત્યારે દરેક વખતે તમારે જ ઘાયલ થવાનો વારો આવે છે કે શું ?”

નેપોલિયન પાસે એક જુવાન અમલદાર હતો તેના ઉપર તેની બહુ જ પ્રીતિ હતી. તેનું નામ કાઉન્ટ ઑગસ્ટસ કોલેઇનકોર્ટ હતું. તે પેલા નેપોલિયનના પ્રખ્યાત એલચી કોલેઇનકોર્ટ, ડયુક ઑફ વીસેંઝા-નો નાનો ભાઇ હતો. આ યુદ્ધના દિવસની પાછલી રાત્રે ચિંતામાં આ જુવાન અમલદારે જરા

ગાર્ડોને લડવા ઉતાર્યા ન હતા. એક વખતે જ્યારે બહુ જ જોખમભરેલો મામલો આવેલો જણાયો ત્યારે બર્થીયરે કહ્યું:-"મારા સપડાઇ ગયેલા લશ્કરની મદદ સારૂ આપ નામદાર ગાર્ડને હવે મોકલો." ત્યારે તેણે શાંતિથી જવાબ આપ્યો,

"ના, યુદ્ધમા ગાર્ડની મદદ વિના જય મળે એમ છે. કાલે બીજું યુદ્ધ થશે તો પણ શી અડચણ છે ?"

વળી જયારે આ ભયંકર કતલ ચાલતી હતી અને વિજયશ્રીની માળા કોના ગળામાં પડે છે તે નક્કી કહી શકાતુ ન હતું તે વખતે પણ પોતાના અડગ અને સમર્થ ગાર્ડને મેદાનમા મોકલવા તેને કહેવામાં આવ્યું હતું છતા તેણે શાતિથી જવાબ આપ્યો હતો કે:—

"આ યુદ્ધનો ખરો વખત હજી આવ્યો નથી. હજી બે કલાકની વાર છે."

નેપોલિયનના ગીચ લશ્કરની ટુકડીઓની સુવ્યવસ્થિત હીલચાલથી રશિઅનો ઉપર ધસારો વધારે જબરો થતો ગયો. તેમની ગભરાયેલી અને એટલી જ ગીચ ટુકડીઓ ઉપર દરેક કલાકે નવી નવી તોપો ફુટતી હતી. રશિઅનોએ હવે પોતાની ખાઇઓ પાછળ રહી લઢવાનું શરૂ કર્યું હતું. ફ્રેંચ લોકો વધારે ચંચળ અને કેળવાયેલા હતા. તેઓ તે તોપો ઉપર તૂટી પડયા અને મુએલાને તથા મરતાને પગ તળે છુંદી નાંખી ફીત્રા ઉપર પાણીના જબરા પ્રલયના પ્રવાહની માફક ધસ્યા. ધીમે ધીમે યુદ્ધના મોજાં પેલા બુરજ પાસે જવા લાગ્યા. છેવટે આ યુદ્ધનું ખરૂ જોર આ સ્થાન પર જ આવી ગયુ હોય એમ લાગ્યું. ગંધકના ધુમાડાના ગોટેગોટ નીકળતા અને યોદ્ધાઓને અધકારમાં ઢાકી દેતા વિદ્યુત્‌ની માફક તોપોના ઝબકારા અને વર્ષાદની ગર્જનાની માફક કાનફાડી નાખે એવા ગડગડાટ આ વિગ્રહના વાદળમાથી નીકળતા હતા. મધ્ય રાત્રિના જેવા આ અંધકારમાં ઘોડાવાળા, પાયદળો તથા તોપચીઓ ઉન્મત્ત થઇ જઇ એક બીજા ઉપર પડયા તેઓ જરા પણ દેખાતા ન હતા. આ ભયંકર જવાળામુખી પર્વત ઉપર નેપોલિયન શાંતિથી જોયા જ કરતો હતો. જવાળામુખીની જ જવાળાની ભફીઓમાં તેના માણસો

મરણીઆં થઇ લટતાં હતાં. આ યુદ્ધ લાંબો વખત ચાલ્યું નહીં. તરત જ અગ્નિની જ્વાળાઓ લોહીથી બુજાઇ ગઇ. લડાઇનો ભયંકર ખડખડાટ બંધ પડ્યો, પવનના સુસવાટાથી ધુમાડો પણ જતો રહ્યો, ફ્રાન્સના સૈનિકોના ચળકતા ટોપ તે બુરજોની બારીઓ ઉપરથી દેખાવા લાગ્યા અને ફ્રાન્સનો ગરૂડ પક્ષીવાળો વાવટો તેના ઉપર ફરફરવા લાગ્યો.

હવે સૂર્ય અસ્ત થવા આવ્યો હતો. રશિઅન લશ્કરે ઓચિંતું પાછા હઠવા માંડ્યું. પરંતુ તેમ કરતાં કરતાં પણ એકેએક ઇંચ જગા સારૂ તેઓ અડગ ધીરજ રાખી લડતા ગયા. જો નેપોલિયને પોતાના ભયંકર અને સમર્થ ગાર્ડ છોડી મૂક્યા હોત તો કતલ બહુ જ મોટી થઇ હોત. પરંતુ ડહાપણ અને દયા એ એના વિચારથી એક સરખી રીતે પ્રેરાઇ તેણે આખરે પોતાના ગાર્ડ મોકલવા ના જ પાડી. લશ્કરી દૃષ્ટિથી જોતાં તેને તેના આ કૃત્ય માટે સખત વખોડી કાઢવામાં આવ્યો છે. તે વખતે તેણે સેનાપતિ ડ્યુમાસ અને કાઉન્ટ દરૂને જણાવ્યું કેઃ—

" મે જે જય મેળવ્યો તેનાથી વધારે સારો જય મેળવવા સારૂ મે મારા રાખી મૂકેલા ગાર્ડ લોકોને ન મોકલ્યા તેને માટે લોકોને આશ્ચર્ય લાગશે જ. પરંતુ મોસ્કો આગળ શત્રુઓ ઘણું કરીને આપણને બીજી લડાઇ કરવાનો પ્રસંગ આપશે તે વખતે છેવટનો ઘા કરવા સારૂ આ માણસો રાખી મૂકવાની આવશ્યકતા હતી. આપણે જે યુદ્ધમા રોકાયા હતા તેમાં તો આપણો જય થયો છે. પરંતુ મારે તો આખા વિગ્રહના સામાન્ય પરિણામ ઉપર એકંદર ખ્યાલ રાખવાની જરૂર છે અને તેટલા સારૂ જ મેં મારૂ લશ્કર હજી ઉપયોગમા લીધું નથી. "

સર આર્ચીબોલ્ડ એલીસન ઘણી વખતે પોતાના તરફના લખાણમાં ઉદારતા બતાવે છે. તે ખરેખરૂં લખે છે કેઃ—

" બોરોડીનોમાં ગાર્ડની ટુકડીને ભયંકર ઇજા થઇ હોત તો ફ્રેંચ લશ્કર—જેનો તે આત્મા હતી અને જેની ધીરજ ઉપર જ બધું કામ ચાલતું હતું તે—અથવા તેનો કોઇ પણ ભાગ પાછો જીવતો નદી ઓળંગત કે કેમ

તે શંકાશીલ વાત છે. બચાવને માટે રાખેલા લશ્કરનો એવા સ્થાને ઉપયોગ કરવો કે જ્યા થતું નુકશાન મટાડી શકાય એવું હોય એ એક વાત છે; પરંતુ જ્યારે તે લશ્કરનો ભોગ આપવાથી આખા લશ્કરનો જ વિનાશ થવાનો હોય અને મદદે આવવાના લશ્કરથી લઢનારૂં લશ્કર બહુ દૂર નીકળી ગયું હોય ત્યારે શત્રુના દેશના મધ્ય ભાગમા આવેલા ભાગમા તે છેલ્લા લશ્કરની ટુકડીને ઝપલાવી તેને જોખમમા નાંખવી એ એક બીજી વાત છે."

પોતાની હંમેશની ઉદારતાનો ઉપયોગ કરી આ યુદ્ધના અસાધારણ પરાક્રમ અને વિજયનો જશ નેપોલિયને પોતે ન લીધો. પોતાના સેનાપતિઓ અને સૈનિકોને લીધે જ પોતાને જય મળ્યો છે એમ તેણે જણાવ્યું.

સેંટ હેલીનામા તે કહેતો કે:—"રશિઅન સૈનિકો જબરા છે. તેમનું આખું લશ્કર મોસ્કવા આગળ એકઠું થતું હતું. મોસ્કોમા રાખેલા માણસો ગણવામાં આવે તો એકદરે તેમાં ૧,૭૦,૦૦૦ માણસો હતાં. કયુટુસોફે બહુ જ ઉત્તમ જગા પસંદ કરી હતી, અને તેને એવી રીતે ઓટી લીધી હતી કે તેને બહુ જ લાભ થાય બધી બાબતો એના લાભની હતી—પાયદળ, તોપો અને ઘોડેસ્વારો—દરેકની સખ્યા એના લશ્કરમા મારા લશ્કર કરતાં વધારે હતી. ઉત્તમ સ્થાન તેણે પસદ કર્યું હતું અને તેના કબજામા સખ્યાબંધ બુરજો હતા—અને તે છતા તે હાર્યો. ઓ બળવાન વીરો ! મ્યુરાટ, ને, પોની-યાટોસ્કી ! તમારી જ કીર્તિ તમે તે રણસગ્રામમાં ઉજ્જ્વળ કરી છે. એનાથી વધારે ઉત્તમ કાર્યો ઇતિહાસમાં શાં નોધવાનાં છે ? અમારા ઘોડેસ્વારોએ એમના બુરજો લઇ લીધા અને એમના તોપચીઓને તેઓ જ્યાં ઉભા હતા ત્યાં જ વીધી નાંખ્યા એમ ઇતિહાસમા લખાશે. તેમ જ કોલેંઇનકોર્ટ અને મોન્ટબ્રુન જેઓ પોતાની કીર્તિના પુંજમાં રણક્ષેત્રમા જ મરી ગયા તેમની શૌર્યવાળી ભક્તિનું વર્ણન તે ઇતિહાસમા આવશે. વળી ખુલ્લા મેદાનમાં ખાઇઓથી રક્ષિત અસંખ્ય તોપોનો માર સહન કરતા અમારા ઘોડેસ્વારોએ કેવાં પરાક્રમ કર્યાં તેની વાત ઇતિહાસમાં નોધાશે. વળી અમારૂં પાયદળ—જેને ખરી અણીને વખતે પોતાના આગેવાન

તરફથી ઉત્તેજનની જરૂર હતી તેની રાહ જોયા વિના તે બોલી ઉઠ્યું કે "મ્હીશો નહીં, આપના સૈનિકોએ આજે નિશ્ચય કર્યો છે અને પ્રતિજ્ઞા લીધી છે કે જીતવું જ અને તેઓ જીતશે જ "–તે પાયદળની વાત પણ ઇતિહાસમા આવશે. આવાં પરાક્રમ કઈ પ્રજા ભવિષ્યના જમાનામાં કરી બતાવવાની છે? અથવા શું ઇતિહાસમાં બધું ખોટું જ લખાશે અને અમારી નિંદા જ કરવામા આવશે?"

જે દિવસે વિજય મળ્યો તે દિવસની સાજે કાઇ મોજમજા ઉડાવવાની ન હતી. નેપોલિયન તો શાત અને શોકકારક વિચારમા મગ્ન થઇ ગયો હતો. તેની આસપાસ ઉભેલા તમામ માણસોને કોઇનો ભાઇ, તો કોઇનો સગો તો કોઇનો મિત્ર જવાથી શોક જ હતો. એકંદરે ૪૩ સેનાપતિઓ ઘાયલ થયા હતા અથવા મુઆ હતા. તલવારોથી અથવા તોપના અને બંદૂકના છરાથી એકંદર ૩૦,૦૦૦ માણસો ભૂમિશરણ થયાં હતા. આ સંદેશો પારિસ મોકલતાં તે દેશમા કેટલી વિધવાઓ થશે અને કેટલાં બાળકો અનાથ થશે એનો વિચાર આવતાં નેપોલિયન ચમક્યો. બોરોડીનો આગળ જય મળ્યો પણ આખું ફ્રાન્સ શોકમા ગીરફતાર થઈ ગયું. રશિઅનોની ખુવારી તો એથી પણ વધારે થઇ હતી ૫૦,૦૦૦ રશિઅન સૈનિકો લોહીમાં તરબોળ થઇ પડ્યા હતા.

હજી સૂર્ય નારાયણ પૂરા અસ્ત પામ્યા ન હતા, અને બધ થતી લડાઇના ભયંકર અવાજ હજી સંભળાતા હતા. એટલામા નેપોલિયન ઘોડા ઉપર સ્વાર થયો અને ઘાયલ થયેલા અને મુએલા લોકોના ઢગલાથી છવાઇ ગયેલા રણક્ષેત્રમા જોવા ગયો. તે જોઇને જે કમકમાટ ઉત્પન્ન થાય તે એવો હતો કે કલ્પનાશકિતથી તેનું ચિત્ર ખડું થઇ શકે તેમ નથી. વળી અધુરામાં પૂરૂં પાનખર ઋતુનું તોફાન શરૂ થઇ ચૂક્યું હતું. ભયંકર આકાશમા વાદળાં નીચા અને કાળાં લટકતા હતાં. ઠંડો અને સોંસરો પેસી જાય એવો વરસાદ તે લોહીથી પલળી ગયેલી જમીન ઉપર સારી પેઠે પડતો હતો–અને લોહી તથા પાણીથી થયેલા કાદવની જ પથારીમાં ઘાયલ થયેલા યોદ્ધા તેમની

અંતસમયની વેદનામાં ચીસો પાડતા અને તરફડીઆં મારતા હતાં. ઉત્તર દિશામા આવેલા તાડનાં ઝાડનાં જગલોમા ખરેખરો સુસવાટ મારતો પવન વાતો હતો. તે મેદાનમા આવેલા ગામડાં બાળી મૂકેલા હોવાથી તેનાં ખડેરો અને હજી પૂરા બળી નહીં રહેલા મકાનો મેદાનની શોભા ઘટાડતાં હતાં. ચારે બાજુએ વિનાશ, દુઃખ અને મોત એ ત્રણ વિના બીજું કશું જ દેખાતું ન હતું. દારૂથી કાળા થયેલા અને લોહીથી ખરડાયેલા સૈનિકો તે મેદાનમા આમતેમ ફરતા હતા, અને તે તોફાનની રાત્રિનો અધકાર વધતો જતો હતો તેમા જે શરીરોમાથી જીવ સપૂર્ણ જતો રહ્યો ન હતો તેવા ઘાયલ શરીરો શોધતા તેમ જ જે મરી ગયા હતા તેમના કોથળામા ખાવાનું હોય તો તે શોધતા આમ તેમ ભટકતા હતા.જયના ગીત અથવા વિજયનાં વાજા અથવા હર્ષની ગર્જનાઓ સભળાતી ન હતી. ઘાયલ થયેલાઓ પૈકી ઘણા તો ખાઇઓમાં પડયા હતા. કારણ કે તેઓ બીજી ગોળીઓથી બચી જવા અથવા ઘોડાની ખરીઓ નીચે ચગદાઇ જતા બચી જવા તેમ જ તોપખાનાની ગાડીઓના પૈડા નીચે છુદાઇ જતા બચી જવા તેમની મેળે જ ખાઇઓમા જઇ પહોચ્યા હતા. ઘાયલ થયેલા ઘોડાઓ વેદનાથી ઉન્મત્ત બન્યા હતા અને જમીન ઉપર ખોડગાતા અથવા તોફાન કરતા અને મરણની વેદના વેઠતા. દરેક દિશામાથી શોકનો જ અવાજ આવતો સભળાતો. તે રણક્ષેત્ર ઘણું જ વિશાળ હતું અને કેટલાક માઇલો સુધી તેમા ખાડા, ટેકરા, જગલો અને ખાઇઓ આવેલાં હતા. આ વિગ્રહના ભોગ થઇ પડેલા ઘણા બીચારા જમીન ઉપર પડી રહ્યા હતા તેમના ઉપર ઠંડા વરસાદનો ધડાકો ચાલતો હતો અને આ સ્થિતિમા તેઓ દિવસ અને રાત પડી રહ્યા. ઘણા તો ભૂખમરાથી પીડાઇ પીડાઇ મરી ગયા હશે. ઘાયલ થયેલા પૈકી કેટલાક માણસો તો પોતાના ભાગી ગયેલા અવયવ સાથે એકાદ ઝાડની ડાળી બાધતા અને ભાગેલું હાડકું દુઃખતું હોય તોપણ મદદની શોધમા ફાફા મારતા હતા.એક ગરીબ બીચારો સૈનિક જીવતો જડયો.તેના બે પગ અને એક હાથ જતા રહેલા હતા છતા તે ફાંફા મારતો હતો. એક ઘોડાનાં શરીરનું તમામ માસ તોપના ગોળાથી નીકળી જવાથી એક ઘાયલ થયેલો

રશિઅન સૈનિક તો કેટલાક દિવસ સુધી તે ઘોડાના મુડદામાં જ પડી રહ્યો. તે ઘોડાના અંદરના ભાગમાંથી મ્હો વડે ચવાય એટલું માંસ ચાવી પોતાનું પેટ ભરતો. યુદ્ધ શી વસ્તુ છે એનો ખરેખરો ચિતાર આપવા સારૂ આ ભયંકર બનાવો નોંધવાની ફરજ પડે છે.

કાઉન્ટ સીગુર લખે છે કેઃ—" નેપોલિયનની પાછળ જવામાં અમારે ઘાયલ થયેલા અને મુએલા લોકોના ઢગલાઓ ઉપર થઈને ચાલવું પડતું હતું એટલામાં અમારામાંના એક ઇસમના ઘોડાનો પગ એક ઘાયલ થયેલા માણસના શરીર ઉપર આવ્યો. તેણે મરણ વખતની છેલ્લી વેદનાની નીશાની કરી. નેપોલિયન જે હાલ સુધી ચૂપકીથી ચાલતો હતો અને જેનું હૃદય આવા બીચારા ભોગ થઇ પડનારાની વધતી જતી સંખ્યાથી ચીરાતું હતું તે તો આ દેખાવ જોઈ ચીસ પાડી ઉઠ્યો. ગુસ્સાના આવેશમાં આવી જઇ ધારા કાઢી, આવા કમનસીબ પ્રાણી ઉપર દયાની નજર સારી પેઠે કરી તે સતોષ પામ્યો. નેપોલિયનની લાગણીને શાંત પાડવા સારૂ કોઇ એક બોલી ઉઠ્યુ કે, ' એ તો એકાદ રશિઅન હતો. ' તેણે ગુસ્સાથી જવાબ આપ્યોઃ—' જય મળ્યા પછી શત્રુ તો કોઇ હોતું જ નથી. બધાને માણસ ગણી એક સરખા જ લેખવવાના છે. ' પોતાના રસાલાના તમામ માણસોને તેણે ઘાયલ થયેલા લોકોને મદદ કરવા સારૂ મોકલી દીધા; કારણ કે ચારે દિશાઓમાંથી ચીસો સંભળાતી હતી. પોતાના માણસો માટે એને જેટલી કાળજી હતી તેટલી જ કાળજી તેણે ઘાયલ થયેલા રશિઅનો માટે રાખી. આવા વખતમાં એને ખબર કરવામાં આવી કે ક્યુટુસોફના આગલા ભાગનું લશ્કર મોન્જેઇસ્ક નામના મહત્ત્વના શહેર ઉપર ચઢવાનું છે. નેપોલિયને જવાબ આપ્યોઃ—' બહુ સારૂ ! આપણે આપણા કમનસીબ ઘાયલ થયેલા લોકોની થોડા કલાક વધારે સારવાર કરી શકીશું. '

* સેનાપતિ ગુરગોડ લખે છે કેઃ—" જુના અથવા નવા તમામ સેનાપતિઓમાં નેપોલિયન એ એકલો જ છે કે જેણે ઘાયલ થયેલા સૈનિકો માટે વધારે ધ્યાન આપ્યું છે. વિજય મળ્યાથી એ એવો ઉન્મત્ત કદાપિ થતો નહીં કે ઘાયલ થયેલાઓને તે ભૂલી જાય લડાઇ થઇ રહ્યા પછી તરત જ તે ઘાયલ થયેલાઓનો જ વિચાર કરતો હતો."

રશિઅનોએ તો ધીમે ધીમે હવે મોસ્કો તરફ પ્રયાણ કરવા માંડ્યું અને જ્યા જ્યાં થોડા કલાક ટકી રહેવાય તેમ તેમને લાગતું ત્યા ત્યા તે તોપો ગોઠવતા ગયા.તેઓના આવવાથી દેશના ગરીબ ખેડુતો અને ગુલામો તો નાઠા. રશિઅનોએ પોતાના ગયા પછી પૂલો ઉડાવી દીધા. જે જે ગામ આવતા ગયાં તે તે ગામ તેઓ બાળતા ગયા અને ખોરાક તથા ઘાસ કાતો લઇ ગયા અથવા તેનો નાશ કરતા ગયા. સાત દિવસ સુધી ફ્રેંચ લોકો—જેઓ ભૂખે ચીમળાઇ ગયા હતા અને નિરાશ થયા હતા તથા લથડીઆં ખાતા હતા તેઓ—એ ભયંકર મેદાનોમા રશિઆનોની પૂઠ લીધી. તેઓ જ્યા ગયા ત્યાં ફતેહમંદ થયા પણ તે જયમાથી તેમને કાંઇ જ પ્રાપ્ત થયુ નહીં.સેનાપતિ રોસ્ટોપ્ચીન મોસ્કોને બાળી મૂકવા સારૂ ખરેખરી તૈયારીઓ કરતો હતો અને પોતાની સત્તામાં હતું તેટલુ કરી તે શહેરની વસ્તીને શહેરમાંથી જતા રહેવાને દબાણ કરતો હતો.

સપ્ટેંબર માસની ૧૪ મી તારીખે બપોરે નેપોલિયને એક ટેકરી ઉપરથી મોસ્કોના ચળકતા મીનારા અને ઘુમટ વેગળેથી દેખાતા જોયા. બહુ જ કંટાળો આપે અને ચિંતા ઉત્પન્ન કરે એવા મુલકમા થઇ તેને પસાર થવું પડ્યું હતુ તરત જ તેણે ઘોડો ઉભો રાખ્યો અને તે બોલ્યો:— “જુઓ, પેલું ઝારનું પ્રખ્યાત શહેર !” શાતિથી થોડો વખત દૂરબીન વડે તે શહેર તરફ નજર કરી તે બોલ્યો:— “હવે વખત બરાબર થયો છે.”

પોતાના દુઃખનો હવે અંત આવ્યો છે અને રહેવાને સારાં ઘર અને ખાવાને પુષ્કળ ખોરાક પોતાને મળશે એમ ધારી તમામ સૈનિકો બૂમો પાડી ઉઠ્યા ‘મોસ્કો’ ‘મોસ્કો’ અને આનંદના ઓઘમા પડ્યા. પોતાની ઇચ્છાના આશય રૂપ શહેરને જોવા સારૂ તમામ યોદ્ધાઓએ પગ ઉપાડ્યા. એમ કરતા કરતા તેઓ શહેર નજીક આવી પહોચ્યા. પણ જ્યારે ત્યા તેમને જણાયું કે શહેરમા કોઇ જ નથી ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. આ વિસ્મયકારક ખબર નેપોલિયનને આપવામા આવી. જેલમાથી કેટલાક બામટા લોકોને છોડી મૂકી ત્યા એવા ઉદ્દેશથી ઝારે રાખ્યા હતા કે જેવા

ફ્રેંચ લોકો નગરમાં પ્રવેશ કરે કે તરત જ તેમણે શહેરને આગ લગાડવી. આવુ તેમને અનુકૂળ કામ કરનાર સિવાય બીજુ કોઈ તેમને શેરીઓમાં કે રસ્તામા મળ્યું નહીં. તેઓ સામાન્ય રીતે દારૂ પી ઉન્મત્ત થયા હતા અને ગધાતા અને કમકમાટ ઉત્પન્ન કરે એવા દેખાતા હતા. આખું શહેર તદ્દન ખાલી થઇ ગએલું જોઇ નેપોલિયન તો સજડ થઇ ગયો. આખા શહેરને બાળી મૂકવાનો વિચાર કરી રાખવામા આવ્યો છે એવી વાત નેપોલિયનને કાને આવી. કોઇ પણ પ્રજા આવો મોટો ભયકર ભોગ આપી શકે એ સંભવતું હોય એમ તે માનતો નહી. ખરેખર કોઇ પ્રજા જંગલી હોય અને ખરેખરો જુલમ કરવા તૈયાર થઇ હોય તે જ આવું ઘાતકી કર્મ કરવા તત્પર થાય. એક લાખ કરતા વધારે માણસો—તે શહેરનાં માબાપો અને છોકરાં જેમને રશિઅનોએ બળાત્કારે ઘર બહાર કાઢી મૂક્યાં હતાં—તે જ ગલમા ભૂખે અને ટાઢે મરી ગયા. બીજાં હજારો માણસો જે સેનાપતિ ક્યુટુસૉફના લશ્કર જોડે ગયાં હતાં તેઓ પણ થાક અને ઠંડીથી મરી ગયાં. આવી નિર્જન શેરીઓનો દેખાવ નેપોલિયનને જોવાની ઇચ્છા ન હતી તેથી તે તો મોસ્કોમાં પેઠો જ નહીં. એક પરામા આવેલા એક ઘરમા તે રહ્યો અને મોર્ટીયરને તે શહેરનો સુબો તેણે બનાવ્યો.

તે બોલ્યો:—“ કોઇને પણ લુંટ કરવા દેશો નહીં. શત્રુ તેમ જ મિત્ર કોઇ પણ આ સ્થળને નુકશાની કરે તો તેની વિરુદ્ધ થઇ તેનું રક્ષણ કરજો. ” સૈનિકો તો આખા શહેરમાં ઘર અને ખાવાનું શોધતા વેરાઇ ગયા. વસ્તુ માણસો તો એટલી ઉતાવળમા નાઠા હતા કે સ્ત્રીઓના કિમતી દાગીના ટેબલો ઉપર પડયા રહ્યા હતા અને વ્યાપારી વર્ગના કાગળો અને બીજું દ્રવ્ય અને પેટીઓમા જ રહ્યુ હતુ.

આવ્યા હતાં.આ કામ કેવું જંગલી અને રાક્ષસી હતું કે જગતના ઇતિહાસમા તેની સાથે સરખાવી શકાય એવું બીજું કૃત્ય બન્યું જ નથી. તે ઘાતકી કામ કરવામા રશિઆની જુલમી સરકારે તે શહેરનાં માણસોની જરા પણ દયા કરી ન હતી.જાણે તેઓ વરૂ હોય અને તેમને મારવામા કાંઇ દયાની જરૂર ન હોય તેમ આમાં તેણે કર્યું હતું.

આ બધી તૈયારીઓ ગુપ્ત રીતે કરવામા આવી હતી. ફ્રેંચ લોકો સપાટાબંધ શહેરમાં પેઠા તેથી તેમનાથી ગોટાળાને લીધે આ તૈયારીઓ તરફ લક્ષ અપાયું જ નહીં. છતા આગ લાગવાની છે એવી વાતો તો ચાલતી જ હતી. વળી શહેર તદ્દન ખાલી થઇ ગયું હતું તેથી શહેરનો કબજો લેનાર ફ્રેંચ લોકોના મનમા કોઇ અવર્ણનીય અગમ્ય ભીતિ ઉત્પન્ન થઇ હતી. તો પણ તે દિવસ તો શાંતિમા ગયો.

રાત્રિ પડી એટલે ભયંકર વાદળાં આકાશમાં આવી ગયા. ભયંકર પવનનો સુસવાટો તે પાટનગર ઉપર થવા લાગ્યો. ઘરો બધાં લાકડાના બાંધેલાં હતાં. ઇશ્વરે જ જાણે રશિઅનોને મદદ કરવાનો નિશ્ચય કર્યો હોય એમ દેખાયું. નેપોલિયન વિજયી હતો. વિજય કરતો કરતો પોતાના દેશના પાટનગરથી તે બે હજાર માઇલ દૂર આવ્યો હતો. આખા યુરોપની સૌથી સમર્થ પ્રજાનું પાટનગર તેણે સર કર્યું હતું અગર જો એ પ્રજાને ઇંગ્લાડ, સ્પેન, પોર્ટુગાલ અને સ્વીડનની મદદ હતી. નેપોલિયનનાં અપ્રતિમ અને અદ્વિતીય પરાક્રમથી આખું યુરોપ સ્હે ખાઇ ગયું હતું. નેપોલિયને પ્રથમ જે પરાક્રમ કર્યું હતું તેના કરતા પણ આ પરાક્રમ વધારે મહત્ત્વનું હતું. તે છતા આ વિજયી નેપોલિયન તેના વિજયના સમયમા જ નિરાશાગ્રસ્ત હતો. કોઇક ભયંકર આફત આવવાની છે એવા માન શુકનથી તેના મન ઉપર બહુ જ ભાર થતો તે અનુભવતો હતો.

એમ કરતા ઇ. સ. ૧૮૧૨ ના સપ્ટેંબરમાસની ૧૬ મી તારીખ આવી. બરાબર મધ્ય રાત્રે નેપોલિયન શારીરિક અને માનસિક શ્રમ બહુ જ થવાથી આરામ લેવા સુતો. નજીક આવતા શિયાળાના પવનનો સપાટો ક્રેમ્લીનના

બુરજોમાં ભયકર રીતે લાગતો હતો. એકદમ શેરીઓમાં ‘આગ’ ‘આગ’ એમ બૂમો ચાલી રહી. ઘણે દૂર પૂર્વમા ધુમાડાના ગોટા ઉપર ગોટા અગ્નિના ભડકામાથી નીકળી આકાશમા ઉંચે ચઢતા જણાયા. ગોળાઓ અને સુરંગો સપાટાબધ ફુટવા અને ફાટવા લાગ્યા અને ચારે બાજુએ વિનાશ વ્યાપી રહ્યો. વળી તરત જ બીજી દિશામા જાણે ભૂકંપ થયો હોય એવો મોટો ગડગડાટ સભળાયો. વીસપચીસ મકાનો એકદમ કડકડ થતા પડયા. બળી જાય એવા અને ઉડે એવા અસ્ત્રો, ઓલવાય નહીં એવા અને જલદી સળગી ઉઠે અને સળગાવી મૂકે એવા પદાર્થો ચારે દિશામા વેરાયા અને વળી નવો જ્વાળામુખી ફાટયો હોય એમ ધુમાડો અને ભડકા દેખાવા લાગ્યા. આવા એક ઉપર એક ભૂકંપ થવા લાગ્યા અને અનેક જ્વાળામુખીઓ સામટા ફાટયા હોય એમ થયું. નોકશાનનો રાક્ષસ જાણે આ વિનાશના કામથી તહેવાર ભોગવતો હોય એમ જણાયું ભડકાઓ તો દશે દિશામાં ફેલાઈ ગયા. બધી શેરીઓમાં અને બધા મકાનો ઉપર અગ્નિ ઉતરવા લાગ્યો. સુરંગો ફુટી, ગોળાઓ છુટયા, તોપો ફુટી, દારૂગોળાના ગાડાના ગાડા ઉડી ગયા, અને થોડા કલાકમા તો આખા શહેરમા અકથ્ય ગોટાળો, ગડબડ અને ગભરાટ વ્યાપી ગયો. આખું શહેર ભડકારૂપી સમુદ્રમાં ડુબી ગયુ. ફ્રેંચ સૈનિકોએ આગ મૂકનારાઓને બદુકથી ઉડાવ્યા, સંગીનથી વીંધ્યા અને ભડકામા ફેંકી દીધા પણ રાક્ષસોની માફક તેમણે તેમનુ કામ કર્યાં જ કર્યું.

નેપોલિયન સવારમાં વહેલો ઉઠયો અને આખા શહેરમા જે ભડકા ફરી વળ્યા હતા તે તરફ તેણે નજર કરી. આખી જીદગીમા જો કોઈ વખત એ ઘણો જ ગભરાયો હોય તો તે આ વખતે હતું. હજી આફત કેવડી મોટી નીવડવાની છે તેની કલ્પના તેની દીર્ઘ દૃષ્ટિથી એક સપાટે તે કરી શકયો. તે ઉતાવળો ઉતાવળો પોતાના ઓરડામાં હીંડતો હતો અને હુકમ લખાવતો હતો તથા અગ્નિ કેવો વધે છે તે બારીમાથી ચિંતાતુર હૃદયે જોતો હતો. ક્રેમ્લીનના મહેલની આસપાસ બાગ અને રોપાના ઝાડો આવી રહ્યા હતાં. આગમાથી બચવાને સારૂ તે જગા સારી છે એમ થોડો વખત તો તેને લાગ્યું. પણ તેના ભોયરાંઓમાં પણ દારૂગોળો સારી પેઠે ભરેલો હતો અને

બીજા જલદી બળે એવા પદાર્થો પણ ત્યા બહુ જ હતા. તેની મારફત અગ્નિનો પ્રવેશ તેમાં પણ થવાનો હતો. આ અગ્નિ તરફ નેપોલિયન જોતો હતો તેવામા તે બોલી ઉઠયો;—" અરે ! આ કેવો ભયંકર દેખાવ ! આવા સુંદર મહેલો ! અહાહા ! આ લોકો ખરેખરા સીથીયન જ દેખાય છે. " પછીથી નેપોલિયન કહેતો કે ' ઇલીયડ પુરાણમા ટ્રોય શહેર બાળી નાંખવાની કલ્પિત કથા કહેવામા આવી છે અને તેમાં કવિએ પોતાની કાવ્યશક્તિ વાપરી સારી જમાવટ કરી છે છતા મોસ્કો શહેરને ખરેખરૂં બાળી નાખવામા આવ્યું તેની બરોબરી તેનાથી થાય તેમ નથી. '

સપ્ટેબરની ૧૭ મી તારીખે આખો દિવસ અને રાત પવનનું જોર વધતું ગયુ અને અગ્નિનો પ્રકોપ જરા પણ ઓછો થયા વિના ચાલુ જ રહ્યો. જાણે કોઇ બુજવી ન શકાય એવો મહા જ્વાળામુખી પર્વત ફાટયો હોય તેમ આખું શહેર એક અવધિ વિનાના જ્વાળામુખી માફક બળવા લાગ્યુ. આકાશમા જૂદા જૂદા રંગના ભડકા બહુ જ ઉચે ઓચિંતા ચઢતા દેખાયા. દારૂ, ગંધક, પોટાસ અને બ્રાન્ડીના ધડાકા એક સરખી રીતે ચાલુ રહ્યા અને કાનને બ્હેર મારી નાંખવા લાગ્યા. તેમ લોઢાની અને પથરાની હવાઇઓ અને બળતા પીઢપાટીઆ ચારે બાજુએ ઉછળી ઉછળી પડવા લાગ્યાં તથા જ્યાં પડતાં ત્યાં નખોદ વાળી મૂકવા લાગ્યા. હજારો માણસો ચારે બાજુએ શેરી-ઓમાં અગ્નિ લાગવાથી ગોધાઇ જઈ ગુંગળાઇ ત્યા જ મરણને શરણ થયા. આ વખતે ગરબડ અને ગભરાટ જે થયા તે અપૂર્વ જ હતા. ધુમાડાથી ગુંગ-ળાઇ, ભડકાથી દાઝી, બળતા શહેરની શેરીઓમા ભૂલા પડી સૈનિકો આમ તેમ નાસવા લાગ્યા, કારણ કે આ શત્રુ ઉપર તો ચઢાઇ કરવાની પણ તેમની શક્તિ ન હતી. કિમતી વસ્તુઓની મોટી પેટીઓ છોડી જીવને સારૂ તેઓને નાસવાની ફરજ પડી હતી તેથી તેઓ ફાફા મારતા દેખાયા. બીચારી સ્ત્રીઓ પોતાના ખભા ઉપર એકાદ બે છોકરાને બેસાડી બીજાને હાથથી તાણતી નાસતી દેખાતી. પણ ચારે બાજુએથી સળગતા અગ્નિમાંથી તે છટકી શકી નહીં. ઘરડા માણસોની દાઢીઓ દેવતાથી દાઝી ગઇ. અગ્નિના ભડકાએ

તેમને પકડી પાડયા અને બાળી મૂકયા. પોતાના સૈનિકોને બચાવવા સારૂ અને તે શહેરમા રહેલા માણસોનું રક્ષણ કરવા સારૂ નેપોલિયને અથાગ શ્રમ કર્યો.

છેવટે એમ જાહેર થયું કે ક્રેમલીનનો જ મહેલ બળવા લાગ્યો છે. તેની ચારે બાજુએ ભડકા એવી રીતે ફરી વળ્યા કે તેમાથી નાસવાનું બની શકે એમ લાગ્યુ જ નહી. તે રાજમહેલના દરવાજા તો બળવા શરૂ થઈ ગયા.. એમ કરતા કરતા મહા મહેનતે નેપોલિયનને એક નાની સરખી બારી પાછલે બારણે જડી આવી, જેમાંથી રાજા અને તેનો રસાલો નીકળી શકતા તણખા અને ચીણગારીઓથી આંધળા બની, તાપ તથા ધુમાડાથી ગુંગળાઇ, તેઓ પગે ચાલતા ચાલતા એવી જગાએ આવી પહોચ્યા કે ત્યાં તો ભડભડ બળતા અગ્નિનો જાણે સમુદ્ર જ ધુધવતો હોય. એને ઓળગી જવાનું તો બને તેમ હતું જ નહી છેવટે એક સાકડી, વાકીચુકી નેળ જડી આવી. તે ઘણા ભાગમા તો લાગી ગઇ હતી અને ભડકા તેને પહોચી ગયા હતા માણસ નિરાશામા હોય તો જ આ ગલીમાં પેસે એવી તે હતી છતા આ ભયંકર રસ્તામાં નેપોલિયન અને તેના મિત્રો નિરુપાયે પેઠા.

તેમની આસપાસ બળતા લાકડાના કડકા પડવા લાગ્યા; તેમના ઉપર બળતા લાકડાનો વરસાદ વરસવા લાગ્યો, તેઓ તાપ અને ધુમાડાથી ગુંગળાઇ ગયા હતા છતાં તેઓ આગળ ચાલ્યા જ. છેવટે એમનો ભોમીઓ જ ભૂલો પડયો અને ગભરાટમાં એકદમ ઉભો રહ્યો. બધાને હવે એમ જ લાગ્યું કે ' આપણું આવી બન્યુ. ' એવુ કહેવામા આવે છે કે આવા ભયંકર પ્રસગમા પણ નેપોલિયન શાંત અને સ્વસ્થ હતો. આ વખતે જ તેઓએ સેનાપતિ ડેવુસ્ટને ઓચિંતો દીઠો. સૈનિકોની ટુકડી લઇ તે મહારાજા નેપોલિયનની શોધમાં નીકળ્યો હતો. તેણે પોતાનો વિચાર જણાવી દીધો હતો કે ' ફ્રાન્સની ભવિષ્યની આશા ' ( નેપોલિયન ) ને હું શોધી કાઢીશ અથવા મરી જઇશ. આ એક નિષ્ઠાવાળા રાજકુમારને નેપોલિયન પ્રેમથી ભેટયો. રસ્તામા દારૂગોળાનુ એક ગાડુ તેમને મળ્યું. તેની આસપાસ દેવતા પડતો હતો તે વખતે તેની આસપાસ થઇને તેમને નીકળી જવાની ફરજ

પડી. નેપોલિયને પોતાના મનની શક્તિને એવી સરસ કેળવી હતી કે એના મ્હોમાથી ગભરાટનો એક અવાજ પણ નીકળ્યો નહીં.

તરત જ તેઓ શહેરની દીવાલ બહાર આવ્યા અને તે પાટનગરથી ત્રણ માઇલ ઉપર પેટ્રોસ્કીના કીલ્લામાં નેપોલિયન પેઠો. જતા જતા તે બળતા શહેર તરફ નેપોલિયને જોયું અને દીલગીરીભરેલે મ્હોએ તે બોલ્યોઃ—" કોઇક અસાધારણ વિપત્તિ આવવાની સૂચના કરનાર આ બનાવ છે." ઘણા વર્ષ પછી તેણે કહ્યું હતુ કેઃ—" અગ્નિના ભડકાનો મહાસાગર અથવા મોજાં હોય એવો તે દેખાવ હતો. અગ્નિનું જ આકાશ અને અગ્નિનાં જ વાદળાં થયા હતા. લાલ ભડકાના પર્વતના પર્વત દેખાતા હતા. તે પર્વતો ઘડીમાં ફાટતા અને ઘડીમા આકાશ સુધી ઉંચે ચઢતા હતા. વળી પાછા ભડકાના મહાસાગરમા તે પડતા હતા. અરે! જગત્‌મા આવો ભવ્ય, આવો મોટો અને આવો ભયંકર દેખાવ કદાપિ થયો જ નથી."

બધું જ બળી જવાથી સપ્ટેંબરની ૧૯ મી તારીખથી અગ્નિ ધીમે ધીમે શાંત પડવા લાગ્યો.

કેરેમ્ઝીન લખે છે કેઃ—" રાજમહેલો અને દેવળો, કળાકૌશલ્યનાં સ્મારકો, વૈભવોની અજાયબી વસ્તુઓ, (જેમાંના કેટલાક હજારો યુગોથી સાચવી રાખવામા આવ્યા હતાં અને કેટલાક તાજાં જ હતા,) જૂનામા જૂના રાજાઓની કબરો, ભવિષ્યની પ્રજા થનારા બાળકોના પારણાંઓ,—આ તમામનો એકસરખી રીતે વિનાશ થયો. મોસ્કો એક વખત મોટું ભવ્ય નગર હતું એટલી વાત સિવાય બીજું કશું તેનું રહ્યું નહીં."

આ બળતા શહેરની આસપાસનાં ખેતરોમા છાવણી નાખી હવે ફ્રેંચ લશ્કર પડ્યું. તેમના પેરા અને તેમના તાપણાં કોઇ દિવસ આવા થયા જ ન હતા હજી પણ ભયંકર ભડકા થતા જ હતા. સેંટીન-ટૂડ અને સેડોગેનીના લાકડાંની કિંમતી વસ્તુઓના કકડા બળવાથી તે ભડકાઓનું પોષણ થતું હતુ. રાજમહેલના પડદાઓ વિગેરેના તંબુઓ બનાવી સૈનિકો પડ્યા હતા તેથી ટાઢમા તેમનું રક્ષણ થયુ. ઉત્તમ આરામ ખુરશીઓ, સોફાઓ (જેના

ઉપર બહુ જ કિમતી ભૂરાં અને લાલ મખમલ ચોટેલાં હતા )–તે બધાં સૈનિકોને બેસવા મળ્યા. કાસ્મીરની શાલો, સૈબીરીઆનાં ફર, ઇરાન અને હિંદુસ્તાનના મોતી અને માણેક–આ બધા જમીન ઉપર ઢગલાબંધ નાખવામાં આવ્યાં હતાં. પણ આ નિરવધિ વૈભવના સરંજામ વચ્ચે સૈનિકો ભૂખે મરતા હતા. સોનાની થાળીઓમા તેમણે બાફેલું ઘોડાનું માંસ ખાવા માડ્યું. તેમ જ અર્ધા દળેલા ઘઉંની કાળી રોટલી જે તેમણે રાખોડીમા ભુંજાવી હતી તે પણ કિમતી વાસણોમા ખાવા માંડી. હવે ફ્રેંચ લસ્કર ખરેખરા ગભરાટની સ્થિતિમાં હતું. તે ફ્રાન્સથી ૨૫૦૦ માઇલ દૂર પડ્યુ હતું. તે જંગલી અને શત્રુતા ધરાવનાર દેશ વચ્ચે આવ્યુ હતું અને તેની આસપાસ બાહાદુર, સારી રીતે કેળવાયેલા અને ગમે તે પ્રકારનો ભોગ આપવાને તત્પર લસ્કરો આવી રહ્યા હતાં. શિયાળો આવવાની તૈયારી હતી. કડકડતી ટાઢ ત્યા તો પડતી હતી. એશઆરામના સાધનો અને ખાવાનો પુષ્કળ ખોરાક તેમને મોસ્કોમા મળશે એવી તેમને તો આશા હતી. પણ તે તમામ તો અગ્નિમાં સાફ થઇ ગયું હતુ. તેમની અને નીમન નદીની વચ્ચે એક હજાર માઇલનું અંતર હતું. તે અંતરમાં કાઇ જ ઉગતું નહી. પવન સુસવાટથી વાતો અને ક્રૂર કોઝેક લસ્કર ત્યા ફરતું જ હતું. એમ કરતા નીમન નદી આગળ તેઓ આવે તો પણ ફ્રાન્સ તો ત્યાથી પણ એક હજાર માઇલ દૂર હતુ.

ક્રેમ્લીનના રાજમહેલનો મોટો ભાગ અગ્નિમાથી બચી ગયો હતો. તેથી સપ્ટેંબરની ૧૮ મી તારીખે નેપોલિયને ફરીથી પોતાનું રહેઠાણ ઝારના આ પ્રાચીન રાજમહેલમાં કર્યું. તે જ્યારે નાશ પામેલા શહેરનાં ખંડીયેરોમા પ્રવેશ કરતો હતો ત્યારે અનાથને માટે કાઢેલી એક ઇસ્પીતાળ તેણે જોઇ. તરત જ તેણે પોતાના સેક્રેટરીને કહ્યું:—“ જાઓ, પેલા મકાનમા રહેતા નાના અનાથ બાળકોની શી ગતિ થઇ છે તેનો તપાસ મારે સારૂ ખાસ કરી આવો.” તે ઇસ્પીતાળનો ઉપરી ટુટેલમીન નામનો એક ઘરડો રશિઅન હતો. તેણે જણાવ્યુ કે “ મહારાજા નેપોલિયનના ફરમાનથી આ

બચ્ચાઓનું રક્ષણ કરવા સારૂ ફ્રેંચ ગાર્ડ અત્રે હતા તેથી આ મકાન તથા તેની અંદર રહેનારા અગ્નિના ભોગ થઈ પડયા નથી. ”

તે હૉસ્પીતાળના ઉપરીએ કહ્યું:—“ તમારો રાજા એ જ અમારો અનાથનો બેલી થયો છે. તેણે જો અમારૂં રક્ષણ ન કર્યું હોત તો અમારૂં ઘર પણ લુંટાઈ જાત અને બળી જાત. ” તે હૉસ્પીતાળનાં તમામ છોકરાંને નેપોલિયનના સેક્રેટરી પાસે આણવામાં આવ્યા. તેઓ વિશ્વાસના અને કૃતજ્ઞતાના ઉત્તમ શબ્દો બોલતાં બોલતાં એકઠા થયા. આ દેખાવની જ્યારે નેપોલિયનને ખબર પડી ત્યારે તેનું અંતઃકરણ પીગળ્યું. તેણે હુકમ કર્યો કે ‘ એ અમલદારને મારી પાસે લાવો. ’ તેનો મેળાપ જ્યારે નેપોલિયન સાથે થયો ત્યારે નેપોલિયનની સરળતા તથા સંસ્કારથી તે ઘરડા માણસના મનમાં એવી છાપ બેઠી કે તેણે આ હૉસ્પીતાળ અને અનાથ બચ્ચાં કેવી રીતે ઉગારવામાં આવ્યા હતાં તે વાત રાજમાતાને લખી જણાવવાની પરવાનગી માગી.

આ બે જણની વાત પૂરી થઇ નથી એટલામા તો નદીની બીજી બાજુએ આવેલાં ઘરોમાથી અગ્નિના ભડકા દેખાવા લાગ્યા. આ દેખાવ જોઇ નેપોલિયનનો ગુસ્સો રોસ્ટોપ્ચીન તરફ ફરીથી વધ્યો.

તે બોલી ઉઠયો:—“ અરે ! આ દુષ્ટ બામટાએ વિગ્રહની વિપત્તિઓ અને આફતોમાં ક્રૂર અને ભયંકર અગ્નિની વિપત્તિઓ ઉમેરી છે અને તે અગ્નિ તેણે પોતાની મેળે દગો કરીને સળગાવ્યો છે. ખરેખર તે જંગલી જ હોવો જોઇએ ! જે ગરીબ અનાથનો તે ખરેખરો બેલી થવો જોઇએ તેમનો જ તેણે ત્યાગ કર્યો છે. જે રશિઅન લશ્કરના ઘાયલ થયેલા અને મરતા સૈનિકો એને સોપવામા આવ્યા હતા તેમને તેણે જ ત્યજ્યા છે. સ્ત્રીઓ, છોકરાંઓ, બચ્ચાંઓ, ઘરડા માણસો, માંદા અને અનાથ માણસો—આ બધાનો ઘાતકી રીતે વિનાશ કરવામાં આવ્યો છે. રોસ્ટોપ્ચીન ખરેખર રોમન છે ! તે ખરેખર અક્કલ વિનાનો રાક્ષસ છે. ”

અલેક્ઝાન્ડર તરફથી કાંઇક જવાબ આવશે એવી આશામાં નેપોલિયન થોડો વખત તો રાહ જોઇ બેસી રહ્યો. તે દરમ્યાન, પોતાના હમેશના

નિયમ પ્રમાણે શક્તિ વાપરી, લશ્કરની સ્થિતિ સુધારવામાં, ખોરાક પૂરો પાડવાની તજવીજ કરવામાં, તે બળતા શહેરમાં પોલીસનો બંદોબસ્ત કરવામા, અને ફ્રાન્સના રાજ્યની વ્યવસ્થા કરવાના હુકમો કાઢવામાં પોતાનો વખત નેપોલિયન કાઢતો હતો. રશિઅનોના મનમા તેને એવી લાગણી ઉભી કરવાની ઇચ્છા હતી કે તેનો વિચાર હજી શિયાળામાં મોસ્કોમાં જ પડી રહેવાનો છે અને વસંત ઋતુમા ફરીથી વિગ્રહ શરૂ કરવાનો છે.

રશિઆના ઝાર તરફથી કશો પણ પ્રત્યુત્તર ન આવવાથી ઑક્ટોબરની ૪ થી તારીખે સુલેહની દરખાસ્ત લઇ રીતસર ક્યુટુસોફની છાવણીમાં કાઉન્ટ લોરીસ્ટનને નેપોલિયને મોકલ્યો.

નેપોલિયને પોતાની કાઉન્સીલના અમલદારોને કહ્યું:—" મહારાજા અલેક્ઝાન્ડર મારો મિત્ર છે. પણ જો તે તેની મરજી પ્રમાણે ચાલે અને સુલેહની દરખાસ્ત કરે તો તેની આસપાસ જે જંગલી પ્રધાનો અને અમીર-ઉમરાવો છે તેઓ ગુસ્સામા તેને ગાદી ઉપરથી ઉડાડી મૂકવાનો અને મારી નાખવાનો પ્રયત્ન કરે. તેથી સુલેહની માગણી એ કરે તો એને માથે કલંક આવે તે અટકાવવા સારૂ હું જ તેની માગણી પહેલી કરીશ "*

લૉરીસ્ટન જ્યારે રશિઅન છાવણીમા પહોંચ્યો ત્યારે તેને પાસ પણ આપવામા ન આવ્યો. ક્યુટુસોફે જણાવ્યું કે 'મને પાસ આપવાનો અધિકાર નથી. છતાં તમારી મરજી હોય તો હું તમારો કાગળ સેંટપીટર્સ-બર્ગ મોકલી આપું.' નેપોલિયને જે બે સંદેશા મોકલ્યા તેમાંથી એકનો પણ જવાબ આપવામાં ન આવ્યો. રશિઅન પ્રજાનો મોટો ભાગ દાસત્વ

* નેપોલિયન કહે છે કે.—" સ્મોલેન્સ્કથી મોસ્કો સુધી પાંચસે માઇલ સુધીનો શત્રુનો જ દેશ છે. તેનું નામ મોસ્કવા છે. અમે સ્મોલેન્સ્ક લીધું અને રક્ષણ કરવાની સ્થિતિમા તેને મૂકી દીધુ મોસ્કો તરફ ધસારો કરવાની બાબતમાં તે અમારૂ મુખ્ય સ્થળ થઇ પડયુ. ૮૦૦૦ માણસો માટે અમે ત્યા ઇસ્પીતાળો સ્થાપી, લઢાઇના સરંજામ અને દારૂગોળાના કારખાનાં ત્યા રાખ્યા, ૨૫૦૦૦, કાર્તુસો રાખ્યા અને કપડા તથા ખોરાકના મોટા જથા ત્યા રાખવામા આવ્યા. વીલ્નુલા અને બોરીસ્થીનીસ વચ્ચે ૨,૪૦,૦૦૦ માણસો અમે રાખ્યા હતા.

ભોગવનારા ખેડુતોનો બનેલો હતો. જ્યાં રાજસત્તા અતિશય નિરંકુશ હોય છે ત્યાં બુદ્ધિના વિકાસને તથા સ્વતંત્રતાની આશાને દબાવી જ દેવામાં આવે છે. શહેર અને ગામડાં બાળી નાંખી, રસ્તામાં આવતી તમામ વસ્તીને કાઢી મૂકી, નેપોલિયનને સાક્ષાત્ રાક્ષસ જેવો તથા તેના સૈનિકો દરેક પ્રકારનો અત્યાચાર કરવા અતિ તત્પર દૈત્યો જેવા વર્ણવી, ફ્રેંચ લોકો સાથે રશિઅન ખેડુતો જરા પણ ન મળી જાય તેટલા માટે રાજ્ય તરફથી બહુ જ પ્રયત્નો કરવામાં આવ્યા હતા; છતાં દાસત્વ ભોગવનારી રશિઅન પ્રજા વિજયી નેપોલિયનના લશ્કર સાથે ભળવા લાગી હતી અને સ્વતંત્રતાની ઝાંખી તેમને થઇ હતી.

રશિઅનોએ પહેલા જ્યારે ફ્રેંચને જોયા ત્યારે તો તે તદ્દન ગભરાયા, પછી આશ્ચર્ય પામ્યા અને છેવટે તેઓ તેમને પૂજવા લાગ્યા. નેપોલિયન તમામ સ્થળે વિજયી નીવડ્યો, અને રશિઅન લશ્કરોને ધુળની પેઠે તેણે ઉડાવી દીધા એવું જ્યારે તેમણે જોયું ત્યારે તેમને પણ એમ લાગ્યું કે “ માણસ તરીકે આપણા હક્ક સારૂ પ્રહાર કરવાનો આ વખત સારો છે.” તેમનામાં પણ કોઈ કોઈ જગાએ આગેવાનો થાય એવા માણસો હતા અને તેમણે તેમને ઉશ્કેર્યા તથા તેમના લોભને ઉત્તેજિત કર્યો. ‘ અમને જો દાસત્વમાંથી મુક્ત કરવાની તથા માણસ તરીકે અમારા હક્ક આપવાની ખાત્રી આપવામાં આવે તો અમે નેપોલિયનના લશ્કરની મદદે આવવા તયાર છીએ ’ એવું તેઓ અનેક વખત કહેવા લાગ્યા. પરંતુ આ માગણીનો નેપોલિયને અનાદર કર્યો. તેણે જવાબ આપ્યો કે ‘ એમ કરવાથી આ લોકોના

માત્ર ૧ ૬૦,૦૦૦ માણસો જ મોસ્કો ઉપર ચઢાઇ કરવા સારૂ સ્મોલેન્સ્ક આગળના પુલને ઓળંગી ગયા. આ પૈકી ૪૦,૦૦૦ માણસો તો ડોરોગોબુજ, વીઆઝમા, ઘાટ અને મોઝેઇસ્કમાં આવેલા દારૂગોળાના ભંડાર, ઇસ્પીતાળો તથા બીજાં સરંજામનું રક્ષણ કરવા સારૂ રાખવામાં આવ્યા હતા ૧૦૦૦૦૦ માણસો મોસ્કોમાં પેઠા ૨૦૦૦૦ માણસો રસ્તામાં કાંતો મરી ગયા, ઘાયલ થયા અથવા મોસ્કોના યુદ્ધમાં ખપી ગયા. રશિઅનોના ૫૦,૦૦૦ માણસો મુઆ હતા । ”— હીસ્ટરી ઓફ ધ કૅમ્પેઇન્સ ઓફ નેપોલિયન ( મોન્થોલૉન ) વૉ ૩ પૃષ્ઠ ૨૦૨.

સંબંધમા વિગ્રહ ઉત્પન્ન થાય, રશિઆ સાથે સંધિ કરવાની આશા બહુ દૂર જાય અને આખા દેશમા લોહી રેડાય.'

તેણે કહ્યુઃ-" આ ખેડુતો જે છુટાપણુ ઇચ્છે છે તે તેમને આપી શકાય તેમ નથી. રશિઅન ઝારની પ્રજાને તેની જ વિરુદ્ધ થવામાં જો હુ ઉત્તેજન આપું તો તે મારો કદાપિ મિત્ર રહેશે એવી આશા મારાથી પછી રાખી શકાય નહીં."

આ પ્રમાણે નેપોલિયનનો ગુંચવાડો હતો અને તેમાથી તેને કાઇ નિકાલ સુઝતો ન હતો. પોલાડવાસીઓને સ્વતત્રતા નહી આપવાથી તેઓ તેના લશ્કરમાંથી નીકળી ગયા. પણ બીજી બાજુએ જોતા એ વાત ખરી લાગ્યા વિના રહેતી નથી કે જો પોલાડને તેણે સ્વતત્ર બનાવ્યુ હોત તો પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ તેના શત્રુ થાત. તેમ જ રશિઅન ખેડુતોનું બંડ જગાવવામાં તેણે ઉ-તેજન આપ્યું હોત તો તે વિશાળ રાજ્યમાં લોહીનો મહાસાગર ઉછળી રહેત, અને યુરોપની એકે એક રાજાથી ચાલનારી રાજસત્તા દશગણી વધારે ખીજવાત. તેમ તે ખેડુતોની સ્વતત્રતાની ઇચ્છાને અનુમોદન નહીં આપવાથી તેની ખરેખરી મદદ જતી રહી અને પોલાડના લોકોનાં જ શસ્ત્રો તેના ટાઢથી ઠરી જતા લશ્કરનાં માણસો ઉપર વપરાવાનો પ્રસંગ આવ્યો. ઇશ્વરની ગહન ગતિના પ્રભાવે નેપોલિયનની અવનતિ નિર્મિત થઇ ચૂકી હતી. ગમે તેવી સમર્થ દીર્ઘ દષ્ટિથી પણ તે ભાવી અન્યથા થઇ શકે એમ હતું જ નહી નેપોલિયન કહેતો કેઃ-" મારા નસીબમા સેટ હેલીના લખેલું જ હતું." આ વિગ્રહના મોટા ભાગ વખતે રશિઆમાં હાજર રહેનાર સર રોબર્ટ વીલ્સન લખે છે કેઃ-" રશિઅન પ્રજાના માણસોએ દરેક જગાએથી બડ ઉઠાવવાની માગણી કરી અને તેમાં નેપોલિયને તેમને ઉ-તેજન ન આપ્યું તેના કારણો એ હતા કે દેશમા જ લઢાઇ થાય તેનો ત્રાસ તેને બહુ લાગતો, તેમ જ લોહીની નદીઓ વહે તે તેના દયાવાળા હૃદયથી સહન થાય તેમ ન હતું."

શિયાળાનાં પગલાં હવે વાગતાં હતાં અને તે ઋતુ આ વખતે બહુ જ સખત નીવડશે એવાં ચિહ્નો જણાતાં હતાં. નેપોલિયનનું મોટું લશ્કર દિન-

પ્રતિદિન ઘટતું હતું. ફ્રાન્સ સાથેનો પત્રવ્યવહાર તેમ જ પાછળ રાખેલાં માણસો સાથેનો વ્યવહાર હંમેશાં વધારે દુર્ઘટ અને ભરોસા વિનાનો થતો જતો હતો. કોઝેક લોકો ત્વરાથી દોડતા ઘોડા ઉપર બેસી દેશમાં સપાટાબંધ ફરી વળતા હતા, અને નેપોલિયનના લશ્કર સારૂ જરા પણ ખોરાક આવવા દેતા ન હતા. તેઓ ફ્રાન્સનાં લશ્કરોની ટુકડીઓ ઉપર તેમ જ કોઇ નબળા સ્થાન ઉપર તૂટી પડતા. આવા ગુંચવણભરેલા સંજોગોમા નેપોલિયને વિગ્રહની કાઉન્સીલ બોલાવી. લાંબો વખત અને દુઃખદાયક વાટાઘાટ થયા પછી એવો ઠરાવ કરવામાં આવ્યો કે મોસ્કો છોડી જવું અને શિયાળો પોલાડમા કાઢવો.

આ વિગ્રહથી નેપોલિયનના દેશની આર્થિક સ્થિતિ ઉપર એવો ભાર આવ્યો હતો કે એવો બીજા કોઈ દેશ ઉપર આવ્યો નહીં હોય; પણ તેણે તેની એવી સારી વ્યવસ્થા રાખી હતી કે લોકો ઉપર કરનો બોજો બહુ ન પડે. કર્નલ નેપીયર જાતે તો અગ્રેજ હતો અને નેપોલિયનનો શત્રુ હતો તે તેને મારી નાખવાના કામમા તલવારથી મદદ કરતો હતો છતાં તે પોતે એવા નીખાલસપણાથી પોતાની પ્રતીતિ આપે છે કે તેના નામને ઉદારચરિત પુરુષોના નામ જોડે મૂકવું પડે છે. જે મહાપુરુષે આખા યુરોપના તમામ નિરંકુશ સતાવાળા રાજાઓને વીશવીશ વર્ષ સુધી હફાવ્યા તેની મોટાઇ અને ભવ્યતાને માટે તે કહે છે કેઃ—

“ફ્રાન્સનું વાર્ષિક ખર્ચ ઇંગ્લાંડથી અર્ધા કરતા ઓછું હતું. લોકો પાસેથી લોનો લેવાથી રાજ્યમા જે ગોટાળો થાય છે તેનું તો નામ પણ નેપોલિયનને ગમતું નહીં. તેણે રાજ્યને માથે દેવુ મૂક્યું નથી. તેના રાજ્યમાં કોઇ પણ માણસ પોતે વિશેષ હકક ધરાવતો હોય તે જ કારણથી સાર્વજનિક માલકત એઠો બેઠો ઉડાવી શકતો ન હતો. રાજ્યના નોકરોનો પગાર સારો આપવામાં આવતો પણ રાજ્યને માટે તેમની પાસેથી સખત કામ લેવામા આવતું. તેઓ પગાર લઇને મોજમજા કરી શકતા નહીં. રાજ્યનાં નાણાંના હીસાબની એની પદ્ધતિ સરસ, ચોકકસ, સરળ અને બધી બાબતના સમાવેશવાળી હોવાથી પ્રખ્યાત હતી અને તેમાં કોઇથી ગોટાળો થાય તેમ ન હતું. તેમ કોઇથી પણ પૈસો ખાઇ જવાય તેમ હતું નહીં.

સંબંધમાં વિગ્રહ ઉત્પન્ન થાય, રશિઆ સાથે સંધિ કરવાની આશા બહુ દૂર જાય અને આખા દેશમા લોહી રેડાય.'

તેણે કહ્યું:-" આ ખેડુતો જે છુટાપણું ઇચ્છે છે તે તેમને આપી શકાય તેમ નથી રશિઅન ઝારની પ્રજાને તેની જ વિરુદ્ધ થવામા જો હું ઉત્તેજન આપુ તો તે મારો કદાપિ મિત્ર રહેશે એવી આશા મારાથી પછી રાખી શકાય નહી."

આ પ્રમાણે નેપોલિયનનો ગુંચવાડો હતો અને તેમાથી તેને કાંઇ નિકાલ સુઝતો ન હતો. પોલાડવાસીઓને સ્વતત્રતા નહી આપવાથી તેઓ તેના લશ્કરમાથી નીકળી ગયા. પણ બીજી બાજુએ જોતા એ વાત ખરી લાગ્યા વિના રહેતી નથી કે જો પોલાંડને તેણે સ્વતંત્ર બનાવ્યુ હોત તો પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ તેના શત્રુ થાત. તેમ જ રશિઅન ખેડુતોનું બંડ જગાવવામાં તેણે ઉ-તેજન આપ્યું હોત તો તે વિશાળ રાજ્યમાં લોહીનો મહાસાગર ઉછળી રહેત, અને યુરોપની એકે એક રાજાથી ચાલનારી રાજસત્તા દશગણી વધારે ખીજવાત. તેમ તે ખેડુતોની સ્વતંત્રતાની ઇચ્છાને અનુમોદન નહીં આપવાથી તેની ખરેખરી મદદ જતી રહી અને પોલાડના લોકોનાં જ શસ્ત્રો તેના હાથથી હરી જતા લશ્કરનાં માણસો ઉપર વપરાવાનો પ્રસંગ આવ્યો. ઇશ્વરની ગહન ગતિના પ્રભાવે નેપોલિયનની અવનતિ નિર્મિત થઇ ચૂકી હતી. ગમે તેવી સમર્થ દીર્ઘ દૃષ્ટિથી પણ તે ભાવી અન્યથા થઇ શકે એમ હતું જ નહી નેપોલિયન કહેતો કે:-" મારા નસીબમા સેટ હેલીના લખેલું જ હતું." આ વિગ્રહના મોટા ભાગ વખતે રશિઆમા હાજર રહેનાર સર રોબર્ટ વીલ્સન લખે છે કે:-" રશિઅન પ્રજાના માણસોએ દરેક જગાએથી બંડ ઉઠાવવાની માગણી કરી અને તેમા નેપોલિયને તેમને ઉ-તેજન ન આપ્યું તેનાં કારણો એ હતા કે દેશમા જ લઢાઇ થાય તેનો ત્રાસ તેને બહુ લાગતો, તેમ જ લોહીની નદીઓ વહે તે તેના દયાવાળા હૃદયથી સહન થાય તેમ ન હતું."

શિયાળાના પગલા હવે વાગતાં હતાં અને તે ઋતુ આ વખતે બહુ જ સખત નીવડશે એવાં ચિહ્નો જણાતાં હતાં. નેપોલિયનનું મોટું લશ્કર દિન-

પ્રતિદિન ઘટતું હતું. ફ્રાન્સ સાથેનો પત્રવ્યવહાર તેમ જ પાછળ રાખેલાં માણસો સાથેનો વ્યવહાર હમેશાં વધારે દુર્ઘટ અને ભરોસા વિનાનો થતો જતો હતો. કોઝેક લોકો ત્વરાથી દોડતા ઘોડા ઉપર બેસી દેશમાં સપાટાબંધ ફરી વળતા હતા, અને નેપોલિયનના લશ્કર સારૂ જરા પણ ખોરાક આવવા દેતા ન હતા. તેઓ ફ્રાન્સનાં લશ્કરોની ટુકડીઓ ઉપર તેમ જ કોઇ નબળા સ્થાન ઉપર તૂટી પડતા. આવા ગુંચવણભરેલા સંજોગોમા નેપોલિયને વિગ્રહની કાઉન્સીલ બોલાવી. લાંબો વખત અને દુઃખદાયક વાટાઘાટ થયા પછી એવો ઠરાવ કરવામાં આવ્યો કે મોસ્કો છોડી જવું અને શિયાળો પોલાંડમા કાઢવો.

આ વિગ્રહથી નેપોલિયનના દેશની આર્થિક સ્થિતિ ઉપર એવો ભાર આવ્યો હતો કે એવો બીજા કોઈ દેશ ઉપર આવ્યો નહી હોય; પણ તેણે તેની એવી સારી વ્યવસ્થા રાખી હતી કે લોકો ઉપર કરનો બોજો બહુ ન પડે. કર્નલ નેપીયર જાતે તો અંગ્રેજ હતો અને નેપોલિયનનો શત્રુ હતો તે તેને મારી નાંખવાના કામમાં તલવારથી મદદ કરતો હતો છતા તે પોતે એવા નીખાલસપણાથી પોતાની પ્રતીતિ આપે છે કે તેના નામને ઉદારચરિત પુરુષોનાં નામ જોડે મૂકવું પડે છે. જે મહાપુરુષે આખા યુરોપના તમામ નિરંકુશ સતાવાળા રાજાઓને વીશવીશ વર્ષ સુધી હંફાવ્યા તેની મોટાઇ અને ભવ્યતાને માટે તે કહે છે કેઃ—

“ ફ્રાન્સનું વાર્ષિક ખર્ચ ઇંગ્લાંડથી અર્ધા કરતાં ઓછું હતું. લોકો પાસેથી લોનો લેવાથી રાજ્યમા જે ગોટાળો થાય છે તેનું તો નામ પણ નેપોલિયનને ગમતું નહીં. તેણે રાજ્યને માથે દેવું મૂક્યું નથી. તેના રાજ્યમાં કોઇ પણ માણસ પોતે વિશેષ હક્ક ધરાવતો હોય તે જ કારણથી સાર્વજનિક મીલકત એઠો બેઠો ઉડાવી શકતો ન હતો. રાજ્યના નોકરોનો પગાર સારો આપવામા આવતો પણ રાજ્યને માટે તેમની પાસેથી સખત કામ લેવામાં આવતું. તેઓ પગાર લઇને મોજમજા કરી શકતા નહીં. રાજ્યનાં નાણાના હીસાબની એની પદ્ધતિ સરસ, ચોક્કસ, સરળ અને બધી બાબતના સમાવેશવાળી હોવાથી પ્રખ્યાત હતી અને તેમાં કોઇથી ગોટાળો થાય તેમ ન હતું. તેમ કોઇથી પણ પૈસો ખાઇ જવાય તેમ હતું નહીં.

ઇંગ્લાંડ જીતી લેનાર નોર્મન વીલીયમ પહેલો (ઇ. સ. ૧૦૬૬) એટલો ડાહ્યો અને વિચક્ષણ હતો કે તમામ માણસોના જમીન વગેરેના હક્કનું તેણે 'ડુમ્સડે બુક' નામનું રજીસ્ટર કરાવ્યું હતું, તેવી જ રીતે નેપોલિયને કેડેસ્ટ્રા નામનું રજીસ્ટર ફ્રાન્સમા કરાવ્યું હતું; પણ તે વધારે સંપૂર્ણ અને વિશેષ હકીકતથી ભરેલું હતું. એને લીધે તે આખી પ્રજાને પ્રિય થયો હતો. તેની દેખદેખ નીચે આ રજીસ્ટર સપાટાબંધ લખાવા લાગ્યું હતું અને દરેક માણસના હક્ક શા છે તથા તેની જવાબદારી અને મીલકત કેટલી છે તેનો બરાબર દાખલો તેમા રાખવામા આવતો હતો. મીલકત ઉપરના હકકનો નિર્ણય કરી તેના માલીકો નક્કી કરવાનું, ગોટાળા અટકાવવાનું, ફરીઆદો ઓછી કરવાનું, રાજ્યના ઉત્પન્નને નુકશાન થયા વિના ને ઉત્પન્ન લેનારાઓ લોકોનું અપમાન કરે તે ઓછું કરવાનું અને ગરીબમાં ગરીબ માણસના ઘરના પવિત્ર હક્કનું સંરક્ષણ કરવાનું કામ આ યોજનામાં ઘડવામાં આવ્યું હતું. આ કેડેસ્ટ્રા કાંઇ નવીન રજીસ્ટર ન હતું. પરંતુ જો તે પૂરૂં થયું હોત તો તેમા જે હકીકતનો ભંડાર ભરવામાં આવ્યો હતો તે ઉપરથી જણાય છે કે કોઈ રાજપુરુષ એક સુધરેલી પ્રજાનું કલ્યાણ કરવા સારૂ જેટલું કરી શકે તેટલું નેપોલિયને સંપૂર્ણ રીતે કર્યું ગણાયુ હોત."

# પ્રકરણ ૫૪ મું



## નેપોલિયન મોસ્કો છોડે છે.





ચ લશ્કર ૪ અઠવાડીયા સુધી મોસ્કોમાં રહ્યું. જ્યારે નેપોલિયન તે શહેરમા પેઠો હતો ત્યારે તેની સાથે ૧,૨૦,૦૦૦ માણસો આવ્યાં હતા. તેના થાકી ગયેલા માણસોની પાછી વ્યવસ્થા કરવામા, તેમને સારૂ ખોરાક લાવવામા અને માંદાની સારવાર કરવામા તેણે એક મહીનો અથાગ

મહેનત કરી. ઇસ્પીતાળમાં પોતાના માણસોને છોડી દઇ તેનને કેટલેક લોકોના જંગલી રીવાજના ભોગ બનાવવા કરતાં બીજું ગમે તે જોખમ ખેડવાનું તેણે પસંદ કર્યું. તેમ અલેક્ઝાન્ડર સાથે સંધિ કરવાની તેની આશા હજી ઓછી થઇ ન હતી.

નેપોલિયનની ઉત્તમ વ્યવસ્થાને લીધે તેનુ લશ્કર ફરીથી તૈયાર થયું અને તેનો દેખાવ દબદબાભર્યો અને ઉત્તમ થયો. સંપૂર્ણ વ્યવસ્થા પાછી આવી ગઇ. પોતાના આગેવાનમાં સંપૂર્ણ શ્રદ્ધા સૈનિકોને હતી તેથી તેઓને ચિંતા ન હતી અને તેઓ ખુશ મીજાજમા હતા પણ જે આફત આવું આવુ કરી રહી હતી તે નેપોલિયન જોઇ શકતો હતો તેની ચિતા બહુ જ હતી. તે ફીકકો, સુકાયેલો અને આકળો બની ગયો હતો.

હવે ઑકટોબર મહીનો આવ્યો. ઝાડ ઉપરથી તમામ પાદડા ખરી પડયા હતા. મોસ્કોના બળેલા ઘરમાં હજી આગ ધુધવાતી હતી. તેમાંથી ચીણગારીઓ ઉડતી હતી અને ઉત્તર તરફથી પવનના ઠંડા સપાટા આવતા જ હતા. છેલ્લાં ૪૦ વર્ષનાં રજીસ્ટરો નેપોલિયને તપાસ્યાં હતા અને શિયાળો કયારે શરૂ થાય છે તેની તેણે ખાત્રી કરી હતી. દર વખતે બરફ પડતું તે કરતા આ વખતે ત્રણ અઠવાડીઆ વહેલુ બરફ પડયું અને ઓકટોબરની ૧૩ તારીખે ખેતરોમા બરફ પડવાથી તે તમામ ધોળા થઇ ગયા.

આ દેખાવ તરફ નેપોલિયન ગભરાટથી જોઇ રહ્યો. તરત જ પાછા જવાનો અને પોલાડનાં મિત્રાચારીવાળા સંબધના શહેરોમા જઇ શિયાળાની છાવણી રાખવાનો તેણે ઠરાવ કર્યો. નિર્જન જંગલમા અને ભયંકર સ્થિતિમા એક હજાર માઇલની અને તોબા પોકરાવે એવી મુસાફરી કરવાનું હતું. આવે વખતે પાછા હઠવું, ઉપરથી ધસી આવતો બરફ ખુંદતા ખુંદતા જવું, ઉત્તર તરફથી આવતા કુદરતના તોફાનને સહન કરવું અને કોઝેક લોકોનાં ટોળાં તરફથી થતો ત્રાસ વેઠવો—જેઓ કુદરતના તત્ત્વો કરતાં પણ વધારે દુઃખદાયક હતા—આ બધાનો વિચાર કરતાં કલ્પનાશક્તિ ચમકી જાય એમ હતું.

ધીમે ધીમે અને ઘણા વિચારપૂર્વક આગળ ચાલવાની આવશ્યકતા હતી.

કારણ કે લશ્કરમા નિરાશા ઉભી ન થાય તે જોવાની જરૂર હતી, તેમ જ શત્રુ પાછો જાગૃત ન થાય એ પણ સાચવવાનું હતું એક નવે જ રસ્તે સ્મોલેન્સ્ક જવાનો નેપોલિયને નિશ્ચય કર્યો. જે રસ્તે થઇને એ આવ્યો હતો તે વિગ્રહનાં વિનાશકારક તોફાનથી એવો ખરાબ થઇ ગયો હતો કે ખાવાનું મળવાની આશા તેને રહી ન હતી. માંદા સૈનિકોને બહુ જ કાળજીથી સરસ વાહનોમા ગોઠવવામા આવ્યા અને મજબૂત લશ્કરની દેખરેખ નીચે અગાઉથી તેમને સ્મોલેન્સ્ક મોકલી દેવામા આવ્યા. સૈનિકો નેપોલિયનનો એકેએક હુકમ ત્વરાથી અમલમા મૂકતા હતા ઑકટોબરની ૧૮મી તારીખે નેપોલિયનના લશ્કરે મોસ્કો છોડી પાછું જવા માંડયું. બીજે દિવસે સવારનો પહોર થતા અગાઉ નેપોલિયને મોસ્કો છોડયુ અને મોસ્કોથી સો માઇલને અંતરે આવેલા કેલુગા ગામ તરફ જવા સારૂ પોતાના માણસો આગળ તે ખડો થયો. ફ્રેંચ લોકોની હીલચાલ જોવા સારૂ સમર્થ લશ્કર લઇ કયુટુસોફ ત્યા છાવણી નાખી પડયો હતો. નેપોલિયને જ્યારે મોસ્કો છોડયું ત્યારે તેણે મોસ્કોના સુબા ( જે તેને ખાલી થતું જોતો હતો તે ) મોર્ટીયરને કહ્યું:—

“ માંદા અને ઘાયલ થયેલા માણસોની બરાબર ચાકરી કરજો. તેમની ખાતર તમારી તમામ વસ્તુઓનો ભોગ આપજો. ગાડાં અને જરૂર પડે તો તમારા ઘોડાના જીનનો ઉપયોગ તેમને માટે જ કરજો. એકર આગળ મેં એ જ પ્રમાણે વર્તન રાખ્યુ હતું. પહેલા તો અમલદારોએ ઘોડા આપી દેવા, પછી તેમના તાબાના માણસોએ અને છેવટે સાધારણ સૈનિકોએ. તમારા તાબાના સેનાપતિઓને એકઠા કરજો અને આવા સંજોગોમા મનુષ્ય ઉપર દયા રાખવાની કેટલી જરૂર છે તે સમજાવજો. જે લોકો રોમમા શહેરીઓનું રક્ષણ કરતા તેમને રોમનો મુગટ આપતા હતા. હું પણ તેટલો જ તમારો આભાર માનીશ. ”

નેપોલિયન જે મહીનો મોસ્કોમા રહ્યો તે મહીનામા તેનું લશ્કર બળી ગયેલા ઘરોની દુરસ્તી કરી તથા જે ઘરો આગમાથી બચી ગયાં હતા તે શોધી કાઢી તેમાં શહેરના કીલ્લાની અંદર રહ્યું હતું. માંદા અને ઘાયલ

થયેલામાના ઘણા તો પાછા સાજા થઇ ગયા હતા. તેથી નેપોલિયન લગભગ એક લાખ કરતા વધારે માણસો લઇ પાછો જઇ શક્યો; તેમ તેની સાથે ૫૦,૦૦૦ ઘોડા, ૫૫૦ તોપો, ૨૦૦૦ તોપની ગાડીઓ અને ભારખાનાંની ગાડીઓની મોટી સંખ્યા હતી.

આ લશ્કરની પાછળ ૪૦૦૦૦ ભામટાઓનું ગરબડવાળું ટોળુ હતું. તેઓ દાસત્વ ભોગવનારા રશિઅનો હતા જેઓ સ્વતંત્રતાની માગણી કરતા હતા તેમની પાસે યુનીફોર્મ ન હતાઃ તે ઉપરાત નોકરો, ગાડીવાળા, અને અસંખ્ય સ્ત્રીઓ તથા છોકરાઓ હતા. તે સ્ત્રીઓ સૈનિકોની હતી અથવા છાવણીમાથી નાસી ગયેલા માણસોની તે બાઇડીઓ હતી. તેની પાછળ ગાડીઓ, ગાડા, ભાર લઇ જવાની હાથે ઠેલવાની ગાડીઓ, વગેરે હતા અને તેમા કિમતી સામાનના મોટા ઢગલા, ફરનીચરનો કિમતી સામાન, કિમતી ફર અને ગરમ ડગલા અને એવી એવી મોસ્કોના વિજયની અનેક સ્મારક ચીજો ભરેલી હતી.

હજી સુધી નેપોલિયન વિજયી જ હતો પોતાના શત્રુના રાજ્યની વચ્ચોવચ તે જરા પણ ભીતિ અથવા દયા રાખ્યા વિના પેઠો હતો. હવે તે વાવટા ફરકાવતો કેલુગામા પડેલા શત્રુ ઉપર ધસારો કરવા કુચ કરતો હતો અને ત્યાંથી પોતાની આબરૂ સાચવી પોલાંડ જવાનો તેનો ઇરાદો હતો. શિયાળો પોલાડમા ગાળી પછી વસંત ઋતુમા પાછુ યુદ્ધ શરૂ કરવાનો તેનો વિચાર હતો. આ વખતે તેની આસપાસ જે જોખમ હતું તે ઘણું જ ભયંકર હતું છતા એનાથી વધારે ભયકર જોખમ એણે પડેલાં ખેડયા હતાં.

ઇ. સ. ૧૮૧૨ ના ઓકટોબરની ૧૯ મી તારીખનો પ્રાતઃકાળ થયો એટલે નેપોલિયને ક્રેમ્લીનનો મહેલ છોડયો. વાદળાં વિનાના આકાશમાં તારાઓ સારી રીતે પ્રકાશી રહ્યા હતા. હવા ઠંડી અને સુંદર હતી. પોતાના વિશ્વાસુ ગાર્ડની એક ટુકડીની આગેવાની કરતો નેપોલિયન મોસ્કોના દરવાજામાંથી બહાર નીકળ્યો કે તરત જ બરફથી છવાયેલી ટેકરીઓ ઉપર સૂર્ય નારાયણ ખૂલ્લી રીતે પ્રકાશ આપવા લાગ્યા. તેમના તરફ આગળી કરી તે બોલ્યોઃ—

" મારો સાતારો જુવો ! તે મારૂં હમેશા રક્ષણ કરે છે. આપણે કેલુગા ઉપર ધસારો કરીશું અને આપણા કામમાં વિઘ્ન લાવનારના ભોગ મળશે "

નેપોલિયનનું લશ્કર તથા તેની પાછળ ભટકતા માણસોના અસંખ્ય ટોળાં કેટલાએક દિવસ સુધી મોસ્કોના દરવાજામાંથી નીકળ્યા જ કર્યાં. જાણે કોઇ અદ્‌ભુત પોઠ ચાલતી હોય તેમ આ લશ્કર રસ્તામાં કેટલાક માઇલ સુધી લંબાયું. તે એટલે સુધી કે વચમાં અથવા છેવટના ભાગમા કોઇ તૂટી પડે તો આગળના લોકો તેનું રક્ષણ કરી શકે નહી. આ લશ્કર પાછું હઠી ન શકે તેટલા સારૂ મોટાં રશિઅન લશ્કર વચમાં ગોઠવવામા આવ્યાં હતા. ત્વરાથી ચાલતા અને વરૂ જેવા ઘોડા ઉપર બેસી કોઝેક લોકોનાં ટોળાં આમતેમ ચારે બાજુએ ઝઝુમી રહ્યા હતા. તેથી આવી રીતે લાંબુ લશ્કર કુચ કરે અને આવા વિઘ્ન આવે તો અસંખ્ય માણસો કુચમાં જ પડે એમાં કાંઇ નવાઇ જેવું નથી.

આ લાંબું પથરાયેલું લશ્કર પોતાની પાછળ લાબા સાપના જેવી પોતાની પુછડી લઇ બે દિવસ સુધી તો નિર્વિઘ્ને આગળ ચાલ્યું. મોર્ટીયર નામના સેનાપતિને ૮૦૦૦ માણસો જ આપવામા આવ્યાં હતા અને આખું લશ્કર મોસ્કોમાથી નીકળી રહે ત્યાં સુધી દેખરેખ રાખવાનું કામ તેને સોપવામાં આવ્યું હતું. રશિઅન લશ્કર એટલું બધું એકઠું થયુ હતું કે નેપોલિયનના લશ્કરના પાછલા ભાગનો તેઓ નાશ કરશે એવી ધાસ્તી સકારણ રાખવામાં આવતી હતી. દારૂગોળાનો તથા લશ્કરી સરંજામનો મોટો જથ્થો તેમની સાથે હતો. તે લઇ જઈ શકાય એમ ન હતું તેમ જ તે શત્રુઓના હાથમા જવા દેવાનો ન હતો. નીકળતી વખતે નેપોલિયન પોતાના નિષ્ઠાવાળા મોર્ટીયરને ભેટયો અને તેણે તેને દીલગીરીથી અને નીખાલસપણે કહ્યું કે.–

" તમારા સારા નસીબ ઉપર જ હુ આધાર રાખું છુ. હમેશા વિગ્રહમાં આપણે થોડો ઘણો પણ ભોગ આપવો પડે છે. "

તે વીરપુત્રે જરા પણ ગણગણાટ કર્યા વિના પોતાને સોપેલું કામ સ્વીકાર્યું. તેના મિત્રોએ તેને છેલ્લી સલામ કરી કારણ કે તેઓ ધારતા હતા કે હવે

તે જીવતો રહી ફરીથી તેમને મળવાનો નથી. કેટલેક લોકો તેના ઉપર મોટી સંખ્યામા તૂટી પડયા. ચાર દિવસ સુધી ફ્રેંચ લશ્કરનાં માણસો અને ગાડાં મોસ્કોમાથી નીકળી જતાં હતા ત્યાં સુધી ક્રેમ્લીનની દીવાલોમાં રહી તેણે ( મોર્ટીયરે ) પોતાનું રક્ષણ કર્યું અને શત્રુઓને હંફાવ્યા. જે ભોંયરાં ઉપર તે ઉભો ઉભો લઢતો હતો તેમાં જ ૧,૮૩,૦૦૦ શેર દારૂ તેણે ભર્યો હતો. તેમ જ બીજા ઓરડાઓમાં પણ પીપનાં પીપ ગોઠવવામા આવ્યાં હતા. એની આસપાસ ચારે બાજુએ વિગ્રહની જ્વાળા બળતી હતી ત્યારે તેને આ વ્યવસ્થા કરવાની જરૂર પડી હતી; કારણ કે રશિઅન લશ્કરની સંખ્યા બહુ જ મોટી થાય તો તેને ત્યાંથી ખસી જવું પડે તો એક બત્તી સળગાવી તે તમામ દારૂ ઉડાવી દઇને જવાનો તેનો વિચાર હતો. તેમ જ શત્રુઓના ભડાકામાથી એકાદ ચીણગારી જો તેના ઉપર પડી હોત તો તે વીરપુત્રના અને તેની આખી ટુકડીના ફુરચેફુરચા થઇ ગયા હોત.

નેપોલિયનના લશ્કરની કુચનો બચાવ સારી રીતે કરી મોર્ટીયરે તે દારૂની ખાણોમા એક પલીતો મૂકયો. તે ધીમે ધીમે સળગતો કયારે આખા મહેલને ઉડાવી શકશે તેનો હીસાબ તેણે બરાબર પ્રથમથી ગણી રાખ્યો હતો. પછી ઉતાવળા પગલાં ભરી તે જ્વાળામુખી જેવા મહેલમાથી તે નીકળી ગયો. રશિઅન લશ્કર લુંટ કરવા ઉત્સાહવાળું હતું તે એકદમ અંદર પેઠું. ઓચિંતું તે ભવ્ય મકાન આકાશમા ઉડયું. મોર્ટીયરના પગ નીચે પણ જમીન ધ્રુજતી હોય એવો અનુભવ તેને થયો. આ ભડાકો થયો તેનો અવાજ એવો મોટો હતો કે મધ્ય રાત્રિએ પેરો ભરનાર સૈનિકો પણ ચોંકી ઉઠયા. આકાશમાં ધુમાડાના તથા ગંધકના ગોટેગોટ ચઢયા અને તેમાંથી લાકડાંના કડકા, પથરા, ભાગેલાં હથીઆર, ભારે તોપના કડકા અને છુંદાઈ ગયેલા શરીરેનો ભયંકર વરસાદ તે શહેર ઉપર પડયો. આ વખતે નેપોલિયન મોસ્કોથી ૩૦ માઇલને અંતરે હતો. આ ભયંકર ધડાકાથી તે પણ ઉંઘમાંથી જાગ્યો. તેને લાગ્યું કે ક્રેમ્લીનનો રાજમહેલ ઉડયો હશે અને તેના લશ્કરના પાછલા ભાગે કુચ શરૂ કરી હશે. મોર્ટીયરે સપાટાબંધ ચાલવા માંડયું અને આખરે તે પોતાના મુખ્ય લશ્કરમાં મળી જવામા ફાવ્યો.

ઑકટોબરની ૨૩ મી તારીખે, મૉસ્કોથી ૬૦ માઇલ ઉપર આવેલા બોરોસ્ક ગામમા નેપોલિયન ઉઘતો હતો. યુજીન ૧૮૦૦૦ ફ્રેચ અને ઇટાલીયનોના લશ્કર સાથે તે જગાએથી બારેક માઇલ આગળ પડાવ નાંખી રહ્યો હતો. સવારમાં ચારેક વાગે જ્યારે એના થાકેલા સૈનિકો ઘસઘસાટ ઉઘતા હતા ત્યારે ૫૦૦૦૦ રશિઅનો કીકીયારી કરી તે છાવણી ઉપર તૂટી પડયા અને તમામને વીંધી નાખવા લાગ્યા. તરત જ રાજકુમાર યુજીને પોતાનું લશ્કર એકઠું કરી દીધું. એક ભયકર યુદ્ધ થયુ અને કેટલાક કલાક સુધી ચાલ્યું. તેમાં રશિઅનો પોતાના શત્રુ કરતા સખ્યામા ઘણા વધારે હતા તે છતાં તેમને જગલોમા હાકી કાઢવામા આવ્યા અને તેમના માણસોની ભારે કતલ થઇ ગઇ. બીજે દિવસે સવારે આ યુદ્ધના ક્ષેત્રમા નેપોલિયન ગયો. મેદાનમાં મરેલા અને ઘાયલ થયેલા હજી પડયા જ હતા; તેમા યુજીનના જેટલાં માણસો ખપ્યાં હતા તેનાથી બેવડા માણસો રશિઅનોના પડયા હતા. ખરેખરા વાત્સલ્યથી નેપોલિયન યુજીનને ભેટયો અને બોલ્યોઃ—

" આ તમારૂં ખરેખરૂ મોટું અને કીર્તિપ્રદ પરાક્રમ છે. "

અહી નેપોલિયનને ખબર આપવામા આવી કે તમામ સાકડા રસ્તાઓમાં તથા ગલીઓમા રશિઅનો ભરાઇ બેઠા છે અને તેથી તે પોતાનો રસ્તો કરી શકનાર નથી. તેની તપાસ કરવા સારૂ બેસીરીસને મોકલવામાં આવ્યો. તેણે તપાસ કરી જાહેર કર્યું કે ઓછામાં ઓછા ૧,૩૦,૦૦૦ રશિઅનો તેમના ઉપર આપણાથી કશું ન થઇ શકે એવી જગાઓ રોકી બેઠા છે. એક ક્ષણ વાર તો જાણે નેપોલિયન ગભરાયો હોય એમ દેખાયો.

તેણે આતુરતાથી પૂછ્યુંઃ—" તમે ખરી ખાત્રીથી જવાબ આપો છો ? તમે બરાબર જોયું છે ? તમે કહો છો તે ખરૂં છે તેની ખાત્રી આપો છો ? "

બેસીરીસે પોતાનો એ ને એ જવાબ ફરીથી આપ્યો. નેપોલિયને અદબ વાળી. તેનું માથું ચિંતામા આગળ ઝુકી ગયું અને ઉંડા વિચારમાં અને મોટી ચિંતામા તે પડયો હોય એમ દેખાયું તથા તે આમ તેમ ફરવા લાગ્યો.

ને રાત્રે તેને ઉંઘ આવી નહીં. ઘડીમાં તે બેસે અને ઘડીમાં ઉભો થાય, નકશાઓ તપાસે અને અનેક પ્રશ્નો પૂછે. તેની ચંચળતાથી જ જણાતું હતું કે તેની ચિંતા કેટલી બધી હશે. તે છતા પોતાના મનનું દુઃખ જણાય એવો એક શબ્દ પણ તેણે ઉચ્ચાર્યો નહીં.

અંધારાનો લાભ લઇ કોઝેક લોકો તેના લશ્કરના આગલા ભાગ તથા મુખ્ય ભાગ વચ્ચે ધીમે ધીમે પેસી જતા હતા એવી ખબર તેને સવારમાં ચાર વાગે પડી તો પણ તે પાછો પોતાના ઘોડા ઉપર બેઠો અને આગળ ચાલ્યો. એક મોટા વિશાળ મેદાનમાથી તે જતો હતો તેવામા ઘોડે બેઠેલા કોઝેકની એક ટોળી વરૂઓના ટોળાની માફક તેના ઉપર ધસી આવી અને તે પ્રભાતની સુંદરતામા બીહામણી ચીશીયારી પાડી ભય ઉત્પન્ન કરે એવી ગરબડ કરવા લાગી નેપોલિયનને નાસવુ તો મરણ બરાબર હતું. તેથી તરત જ તેણે તલવાર કાઢી અને રસ્તાની એક બાજુએ પોતાનો ઘોડો ઉભો રાખ્યો. તે વખતે તે ભૂત જેવું ટોળુ તેના આગળથી ઘસાઇને નાઠું. તે નેપોલિયનના માણસોથી એક ભાલાની લંબાઇ જેટલું દૂર રહ્યુ હતુ. આ જંગલી ઘોડાવાળાઓએ રૈપને તથા તેના ઘોડાને ઘાયલ કર્યો.

એટલામા તો બેસીરીસ અને ગાર્ડની એક ટુકડી આવી પહોંચી અને જેમ પવનનો સપાટો ડાગેરના છોલાને ઉડાવે છે તેમ તેઓ કોઝેકને નસાડવા લાગ્યા. પછી એક અંધારા અને ખરાબ ઘરમા કાઉન્સીલ ભરવામા આવી. કેલુગા તરફ જવાનું બની શકવા જેવું નથી એમ ઠરાવવામા આવ્યું. રશિઅનો એટલી બધી સંખ્યામાં અને એવી સારી જગાઓ ઉપર ગોઠવાઇ ગયા હતા કે તોપોવાળી તે નેળોમાં જવાનો પ્રયત્ન કરવો તે લશ્કરનો વિનાશ શોધવા બરાબર હતું.

વર્ણન ન થઇ શકે એવા દુઃખથી નેપોલિયને પાછા હઠવાનો ઠરાવ કર્યો. ને જે રસ્તે મોસ્કો ગયો હતો તે જ વિગ્રહના રસ્તા ઉપર જવા સારૂ આડા ફાટવાનું નક્કી કરવામાં આવ્યું. અત્યાર સુધીમાં આ વિગ્રહમા એકેએક જગાએ નેપોલિયન વિજયી નીવડ્યો હતો. તેણે મોસ્કો છોડ્યું તે

વિજય મેળવી છોડ્યું હતું. શત્રુને જોઇને તે નાકો ન હતો. રસ્તામાંથી તેમને હાંકી કાઢવા અને શિયાળો પોલાડમા ગાળવાને તે પાછો ફર્યો હતો. આ જ જગાએ કેલુગાના રસ્તાની સાંકડી નેળોમાં રશિઅનોનુ જોર તેને બહુ લાગ્યું અને પહેલવહેલુ જ તેને શત્રુથી પાછા ફરવાની ફરજ પડી. આ વખતથી નેપોલિયનની અવનતિના તથા વિપત્તિઓના પુરાણની કથા શરૂ થાય છે. તેની સાથે સરખાવવાની વાત ઇતિહાસમા બનેલી નથી. ૭૫૦ માઇલના અંતરમા માત્ર બે જ જગાઓ એવી હતી કે જ્યાં નેપોલિયન ઉભો રહે અને પોતાના લશ્કરને આરામ આપે. સ્મોલેન્સ્ક અને મીન્સ્ક આગળ એણે જબરો દારૂગોળો અને બીજો સામાન રાખ્યો હતો અને તેનું રક્ષણ કરવા સમર્થ માણસો પણ રાખ્યા હતા.

છતાં નેપોલિયનના નામથી જે ત્રાસ ઉભો થયો હતો તે હજી ઓછો થયો ન હતો. આશ્ચર્યની વાત છે કે તે જ ક્ષણે રશિઅનો પણ યુજીનનાં અદ્ભુત પરાક્રમ તથા વિજયથી ગભરાઇ જઇ તેમ જ નેપોલિયનના લશ્કરની હીમતથી ટક્કર ઝીલવાની તત્પરતા જોઇ પોતાના સ્થળો છોડી દઇ પાછા હઠી જવાના નિશ્ચય ઉપર આવ્યા હતા આ પ્રમાણે ફ્રેંચ તથા રશિઅન લશ્કર પાછાં હઠવાનો નિશ્ચય કરતાં હતાં છતા પોતાની બાજુના પાછળના લશ્કરને એમને એમ રહેવા દઇ પોતાની હીલચાલ છુપાવવા માગતાં હતાં તેથી એક બીજા તરફ પૂઠ કરી તે પાછા હઠવા લાગ્યા રશિઅનો પાછા હઠયા છે એ વાતની ખબર નેપોલિયનને પડી હોત તો તે સપાટાબંધ આગળ વધી ગયો હોત અને મોસ્કોથી પાછા હઠવામાં જે આફતો તેને વેઠવી પડી તે વેઠવી પડી ન હોત. જગતના મોટા બનાવો કેવા ક્ષુલ્લક બનાવો ઉપર આધાર રાખે છે!

ઑક્ટોબરની ૨૬ મી તારીખે નેપોલિયનનુ લશ્કર પાછું ફર્યું. નેપોલિયનના જેટલી જ ચિંતા બધા સૈનિકોને થતી હતી. તેઓ ગંભીર, શાંત હતા અને ભૂમિ તરફ જોઇ રહેતા. જે શત્રુઓને જ્યારે તેઓ મળ્યા હશે ત્યારે તેમણે હરાવ્યા જ હશે તે શત્રુ આગળ તેમને પાછા હઠવાનો વખત આવ્યો. ફ્રેંચ

પાછા હઠે છે એવી ખબર જે ક્ષણે રશિઅનોને પડી કે તરત જ તેઓ જંગલી પશુઓની માફક ઘુમરાણ કરી તેમની પૂઠ લેવા લાગ્યા. તેમા કમકમાટ ઉત્પન્ન થાય એવાં જંગલી કામો તેમણે કર્યાં. આ ઝપાઝપીમા માણસ માફક વર્તવા અને જંગલી પશુ અથવા દૈત્યની માફક નહીં વર્તવા નેપોલિયને પોતાના માણસોને કહ્યું. તેણે એવો હુકમ કાઢયો કે ' આપણે જે દેશ છોડીએ તેનો તદ્દન નાશ કરવા સારૂ હું બીલકુલ પરવાનગી આપતો નથી. '

તે કહેતો કે:—" શહેરનાં લોકોનાં દુઃખ વધારવામા મને એક જાતનો કંટાળો અને કમકમાટ થાય છે. આગ લગાડનાર એકાદ રશિઅનને તથા એવા બીજા થોડા ભામટાને ( જેઓને તાર્તાર લોકો કહે છે ) શિક્ષા કરવા સારૂ ૯૦૦૦ શહેરીઓનો નાશ કરવા દેવાની મારી ઇચ્છા નથી. તેમ જ જે એ લાખ ખેડુતો આ વિગ્રહની વાત જાણતા જ નથી તેમને કોઇ પણ જાતના સાધન વિના છોડી દેવા એ મને વ્યાજબી લાગતું નથી. "

બર્થીયરની મારફત નેપોલિયને ક્યુટુસોફને લખ્યું કે " આપણી શત્રુતા અને લઢાઇ એવી રીતે ચલાવવી જોઇએ કે જેથી વિગ્રહ વખતે સાધારણ રીતે જે વિપત્તિઓ ગામના લોકો ઉપર પડે તેના કરતાં વધારે વિપત્તિ મોસ્કોની પ્રજા ઉપર ન પડે. રશિઆમા આ વખતે જે ખરાબી અને વિનાશ થાય છે તે જેટલાં મને પસંદ નથી તેટલાં જ રશિઆને નુકશાન કરનારાં છે. "

ક્યુટુસૉફે ઉદ્ધતાઇભરેલો જવાબ આપી જણાવ્યું કે:—" રશિઆના લોકોની સ્વદેશાભિમાનની લાગણી મારાથી દાબી શકાય એમ નથી. " આ જવાબ આવ્યો એટલે વિગ્રહનો દૈત્ય ગાંડો થઇ મંડાયો. જંગલી કૉસેકોએ દરેક જાતનું ઘાતકીપણુ કર્યું અને ફ્રેંચ લોકોએ પણ તેમનો ભયંકર વિનાશ કરી બદલો વાળ્યો.

ઑક્ટોબરની ૨૮ મી તારીખે ફ્રેંચ લશ્કર પાછું બોરોડીનોના રણક્ષેત્ર ઉપર આવી પહોંચ્યું. હજારો મુડદાં હજી દટાયા વિનાના પડયાં હતાં; તેમને વરૂઓએ અર્ધાં ખાધા હતાં. આ કમકમાટ ઉત્પન્ન કરે એવો દેખાવ

જોઇ ઘરડા સૈનિકો પણ ચમકયા અને ઉતાવળથી ત્યાંથી આગળ ધાયા. ઑક્ટોબરની ૨૯મી તારીખે નેપોલિયન એક વિશાળ પણ બીહામણા મઠ આગળ આવ્યો, જેનો ઉપયોગ ઇસ્પીતાળ તરીકે કરવામા આવ્યો હતો. ઘણા જ ઘાયલ થયેલાઓને હજી ત્યાં પડી રહેલા જોઇ તેને આશ્ચર્ય લાગ્યું. એમ થવામા એવું નિમિત્ત કાઢવામાં આવ્યું હતું કે બધાને લઇ જવા પુરતી ગાડીઓ ન હતી. તેણે તરત જ હુકમ આપ્યો કે દરેક ગાડીમાં અને ગાડામા એકેક સૈનિકને બેસાડવો જ જોઇએ. જેમના ઘા એવા જબરા હતા કે તેમને ખસેડાય નહી તેમને તેણે ઘાયલ થયેલા રશિઅનોની સંભાળ નીચે રાખ્યા. આ ઘાયલ થયેલા રશિઅનોની સંભાળ ફ્રેંચ લોકોએ લીધી હતી અને તેમના ઘા રૂઝાયા હતા.

પોતે આપેલો હુકમ અમલમા આવે છે કે નહી તે જોવા નેપોલિયન ત્યાં થોભ્યો. બળતી ગાડીઓની તાપણી આગળ તાપતો તે ઉભો હતો. એવામાં ઉપરાઉપરી ભડાકા તેણે સાભળ્યા. તે ઉપરથી તેને સમજાયું કે ભૂખમરાથી અથવા એવાં જ બીજાં કારણોથી ઘોડાઓની સંખ્યા ઘટી જવાથી દારૂગોળા તથા માલની ગાડીઓ ખેંચી શકાય તેમ ન હોવાથી તે તમામને ઉડાવી દેવામા આવતી હતી.

કેલુગા આગળથી નેપોલિયન પાછો હઠયો ત્યારથી અત્યાર સુધી તેણે પોતાના લશ્કરના પાછલા ભાગ સાથે સંબંધ ચાલુ રાખ્યો હતો. ૩૧ મી ઑક્ટોબરે તે વીઆઝ્મા પહોચ્યો ત્યાં પોતાના થાકી ગયેલા માણસોને આરામ આપવા તથા બીજાં પાછળ રહેલાં માણસોને એકઠા કરવા તે બે દિવસ રહ્યો. હવે લશ્કરના પાછલા ભાગને સાચવવાનું કામ સેનાપતિ નેને આપવામા આવ્યું. નવેંબરની ૨ જી તારીખે પાછી કુચ શરૂ થઇ. ૬૦૦૦૦ રશિઅનો ૩૦૦૦૦ ફ્રેંચ જે પાછલા ભાગમા હતા તેમના પર તૂટી પડયા. પોતાની પાસે સંખ્યાબંધ તોપો અને જોઇએ તેટલા ઘોડેસ્વારો હોવાથી રશિઅનોએ એવી જ આશા રાખી હતી કે વિજય સહેલાઇથી મળશે. ફ્રેંચમાંના ઘણા માણસોના અવયવો તો હજી પાટાથી બંધાયેલા હતા અને ઘણાના હાથ તો બાધી રાખ્યા હતા.

કારણ કે બોરોડીનો આગળ તેમને જે ઘા થયા હતા તે રૂઝાયા ન હતા. છતાં એવા એવા પણ મરણીઆ થઇ તેઓ ૭ કલાક સુધી લડ્યા. તેમણે શત્રુઓને પાછા હઠાવી કાઢ્યા, પોતાના ૪૦૦૦ માણસો ગુમાવ્યાં, રશિઅનોના પણ એટલાં જ મારી નાંખ્યાં અને તેઓ સારી વ્યવસ્થાસર તેમને રસ્તે ચાલ્યા. ત્રણ દિવસ સુધી તેઓ આ પ્રમાણે ઉતાવળે ઉતાવળે પાછા હઠ્યા અને તેમના કામમાં જવલ્લેજ અડથલો આવ્યો.

અત્યાર સુધીમાં નેપોલિયને દશ દિવસમા ૩૦૦ માઇલની મુસાફરી કરી હતી. હજી તો તેને બહુ લાંબી મુસાફરી કરવાની હતી. પાછળ પડેલા શત્રુનું બળ અને તેનો આત્મવિશ્વાસ દિનપ્રતિદિન વધતાં હતા અને હવા વધારે અસહ્ય બનતી હતી. નવેંબરની ૫ મી તારીખે આકાશમાં ગીચ વાદળાં થવાં લાગ્યાં. જંગલોમાં પવનના ઠંડા સુસવાટા આવવા લાગ્યા અને તે થાકી ગયેલા લશ્કરને દુઃખ દેવા લાગ્યા. મધ્ય રાત્રે બરફનું ભયંકર તોફાન શરૂ થયું અને પેરાની તાપણીઓ બુઝાઇ ગઇ. તે ઉઘાડામા પડેલા સૈનિકો આવી વિપત્તિમાં ટોળાં થઇને બેઠા. સવાર પણ એવી જ ભયંકર થઇ. તોફાની હવામાં સૂર્યનું નીશાન પણ જણાતું ન હતું. બરફના તોફાનથી લશ્કર તો આંધળા જેવું થયું હતું અને ગોંકી ગયું હતું. કયે રસ્તે તે જતું હતું તેનું ભાન તેને ન હતુ. પવનથી બરફ ઉડતો અને સૈનિકોના મ્હો પર અથડાતો તથા તેમનાં ફાટેલાં લુગડાંમાં થઇ શરીરને વાગતો. તેમનો શ્વાસોચ્છ્વાસ મ્હોમાથી નીકળતાં જ મુછ ઉપર ઠરી જતો. તેમના અવયવો ટાઢથી અકડાઇ ગયા. તેઓ હવે અનુક્રમે હારબંધ રહી ચાલી શકયા નહીં અને વ્યવસ્થા જતી રહી. આ દિવસ ખરેખર ભયંકર હતો. ઘણા પથ્થર ઉપર અથડાતા, અને બાજુએ આવેલી અને ઢંકાઇ રહેલી ખાડીઓમા પડી જતા. તેઓથી ઉઠાતું નહીં અને થોડી વારમાં તો તેમના ઉપર બરફનું ધોળું કફન વીંટળાઇ જતું. આવી રીતે બરફના ઢગલામા આ લોકો દટાતા એ જ તેમની કબરો બનતી.

ચારે બાજુએ તેમ જ આકાશ તરફ તોફાન અને વિનાશ એ બે વિના બીજું કાંઇ નજરે પડતું નહીં. થોડાં ભયંકર દેખાતાં તાડનાં ઝાડ પવનમાં

અવાજ કરતા હતા તેથી આખો દેખાવ વધારે ભયંકર અને અસહ્ય બનતો. અસંખ્ય માણસો અને ઘોડાઓ મુઆ. હજારો માણસોના હાથ તેમની બંદુકો ઉપર એવા ઠરી ગયા કે તે બંદુકો તેમના હાથમાંથી પડી ગઈ. કાગડા અને ગીધનાં ટોળા પાસેનાં જંગલમાથી નીકળી આવતાં; ભયંકર કારમી ચીસો પડતાં અને તોફાનના સુસવાટને વધારે ભયંકર બનાવતાં. ભોંય ઉપર પડી જતા સૈનિકોમાથી જીવ જતો રહ્યો ન હોય તે પહેલાં તો તેમની લોહીયાળી ચાંચોથી તે તેમને ફાડી ખાવાનું શરૂ કરતાં.

અધુરામા પૂરૂં, રશિઅન કોઝેકોના ટોળાં પણ વખતો વખત આવી તૂટી પડતા. આ જંગલી લોકો ઘાયલ થયેલા અને મરતા ફ્રેંચ લોકોનાં કપડાં કાઢી લેતા, તેમની તલવારોથી તેમને કાપી નાખતા, સંગીનોથી તેમને ધકેલતા, અને આમ થવાથી જ્યારે તેઓ નગ્નાવસ્થામાં બરફમા ચક્કર ખાઈ પડતા અને મરી જતા ત્યારે પેલા કોઝેકો મશ્કરીમા હસતા.

એમ કરતાં રાત પડી. તે પણ ભયંકર જ નીવડી. આશ્રય મળે એવું કોઈ સ્થાન ન હતુ. દેવતા સળગાવવા સૂકું લાકડું પણ મળે તેમ ન હતું. તોફાન તો હજી નિર્દય રીતે ચાલુ જ રહ્યું હતું. ચારે બાજુએ બરફનું વિશાળ ક્ષેત્ર નજરે પડતું હતું. આ બીચારા થાકેલા, ભૂખ્યા અને મરી જતા સૈનિકો મોટી સંખ્યામા નીચે પડયા અને તેમાથી ઘણા તો ઉઠવા પામ્યા જ નહીં. તે તોફાની રાત્રિના લાંબા વખત દરમ્યાન તેઓએ બૂમો પાડ્યાં કરી અને છેવટે તેઓ મુઆ તથા ન્યાયી ઇશ્વરની અદાલતમાં પહોંચ્યા. ઘોડાઓ પણ માણસ પેઠે ટપોટપ મરવા લાગ્યા. ઘોડાઓ મરતા કે તેમના ચામડાં સૈનિકો કાઢી લેતા અને ટાઢથી પોતાનો બચાવ કરવા ઓઢતા. ઘણા ઘોડાઓને તો મારી નાંખવામાં આવતા કે જેથી ભૂખે મરી જતા સૈનિકો તે ઘોડાઓનું ગરમ લોહી પી શકે. રશિઅનોએ ઇશ્વરનો ઉપકાર માનવા માડ્યો; કારણકે કુદરતે તોફાન મોકલી તેમના કામમાં મદદ કરી હતી તે તોફાન ચાલું રહે તેને માટે તેઓ પ્રાર્થના કરતા હતા.

સોળ કલાક સુધી ચાલનારી આ ભયંકર લાંબી રાત એમ કરતા કરતાં

ગઇ. શિયાળાની ઠંડીવાળી અસહ્ય સવાર થઇ. કમકમાટભરેલો અને ત્રાસ ઉત્પન્ન કરે એવો દેખાવ જે નજરે પડયો તે એવો હતો કે કઠણમાં કઠણ હૈયાં પણ પીગળ્યાં. સૈનિકો ગોળ કુંડાળામાં પડયા હતા અને બરફથી ઢંકાઇ મરી ગયા હતા. આવા બરફના હજારો ઢગલા દેખાતા હતા અને તેથી સૈનિકો તથા ઘોડાઓ કયા ક્યાં ટાઢમા મરી ગયા હતા તે તે મેદાનમાં બરાબર જણાઇ આવતુ હતું. તેમનાં બરફનાં કફનો અથવા કબરો ઉપર પણ આખી રાત તોફાનના સુસવાટ ચાલુ જ હતો.

શિયાળાનું આ વખતે ખરેખરૂં સામ્રાજ્ય ચાલી રહ્યું હતું. ભીમ પ્રયાસ કરી અને અપ્રતિમ દુઃખો વેઠી સેનાપતિ નેએ આ લશ્કરને પાછું હઠાવી લેવાનું ભયંકર કામ કરી તેનું રક્ષણ કર્યું. શત્રુના દળ વારંવાર તેના ઉપર ચઢી આવતાં છતાં તે ધીમે ધીમે પાછો હઠવા લાગ્યો. રસ્તામાં એક માઇલ ચાલતા શત્રુ સાથે ઝપાઝપી થતી હતી. જે જે લાગ આવતો તેનો અસાધારણ બુદ્ધિથી તે ઉપયોગ કરતો. તે ઘણી વખત તો પાછળ પડેલા શત્રુઓ તરફ પાછો ફરી તેમના ગંજાવર દળમાં અદ્ભુત ચાલાકીથી તૂટી પડતો. સેનાપતિ નેએ ફ્રેંચ લશ્કરને જે બહાદુરીથી પાછું હઠાવ્યું તે બહાદુરીથી તે આખા જગતમાં પ્રખ્યાત થયો છે.

થાકે નહીં એવું ફ્રેંચ લશ્કર પાછું પાછળ હઠવા લાગ્યું. માર્ગમાં તેમને એટલી વિડમ્બનાઓ નડી કે તેમનું વર્ણન થઇ શકવાનુ જ નથી ડગલે ડગલે તેમને તોપો, બંદુકો અને સરસામાન છોડી દેવો પડતો હતો. નાની વયના સૈનિકો તો હવે ઉપરીનું કહ્યું માનતા ન હતા. અમલદારો અને યોદ્ધાઓ બધા એક ટોળે થઇ અવ્યવસ્થામાં આગળ ધસવાને તજવીજ કરતા. માત્ર ગાર્ડની ટુકડી જ વ્યવસ્થાસર અને પોતાની હંમેશની રીતભાત સાચવી ચાલતી હતી. ક્રર કૉઝેક લોકો પાછળ પાછળ આવતા જ હતા. થાકીને પડી ગયેલા અને મરી જતા સૈનિકોને તેઓ ઉચકી લેતા અને રાક્ષસી રીતે તેમને દુઃખ દઇ છેવટે તેમને મારી નાખતા.

પોતાનું તમામ લશ્કર ગોટાળામાં પડી ગયું હતું અને ચારે બાજુએ

વિનાશ થતો હતો તે જોઇ સેનાપતિ ને તો બાવરો જ બની ગયો. તેથી પોતાની આફતોનો હૃદયભેદક હેવાલ નેપોલિયનને કહેવા સારૂ તેણે એક એ. ડી. સી. ને મોકલ્યો. આ આફતોનો કોઇ પણ ઇલાજ નહીં હોવાનું નેપોલિયન જાણતો હતો અને પોતાના લશ્કરને ભયંકર વિપત્તિઓની પરંપરા સહન કર્યા વિના છુટકો જ નથી એ પણ તે સમજતો હતો. તેથી પેલો એ. ડી સી. જે વર્ણન કરતો હતો તેની વચમાં તે બોલી ઉઠયો:-" તમારે એ બધી ઝીણી વાતો કહેવાની જરૂર નથી." આ ભયકર અને દુર્ઘટ કામમા નેપોલિયન શાંત, ગંભીર અને નસીબ ઉપર આધાર રાખી બેઠો, પોતાને તો જાણે કાંઇ શારીરિક વેદના ન થતી હોય એમ દેખાડવા લાગ્યો અને તેણે જરા પણ બૂમ પોતાને માટે પાડી જ નહીં. પણ એની પાસે જે લોકો રહેતા હતા તેમને વખતો વખત જણાતું હતું કે તેના મનમાં અતિશય વેદના થતી હતી.

નવેંબરની ૯ મી તારીખે તે સ્મોલેન્સ્ક જઇ પહોંચ્યો. આશ્રય, કપડાં અને ખાવાનું ત્યા મળશે એવી તેને આશા હતી પણ તે ત્યા આવ્યો ત્યારે ત્યાં પણ વિનાશ અને ભૂખમરા સિવાય બીજું કાંઇ જ તેને માલમ પડયું નહી. ત્યા દારૂ સારા જથામા હતો. સૈનિકોએ તે એટલો બધો પીધો કે બધા ઉન્મત્ત થયા અને રાતે તે બરફવાળી શેરીઓમાં મરી ગયા. સવારના પહોરમાં શેરીઓના રસ્તા તેમનાં મુડદાંથી છવાઇ ગયેલા દેખાયા. અહી ખાવાના ખોરાકનો જથો બહુ જ રાખવામા આવ્યો હતો. લશ્કરના છુટાછવાયા ભાગમા તે ખોરાક લઇ જવા સારૂ બહુ જ ભારે પ્રયત્ન કરવામાં આવ્યા હતા. પણ લઢાઇના કારણે તે વખારોમાં હવે કાંઇ જ રહ્યું ન હતું.

આ જ વખતે ખોરાક તથા સામાનનો એક કાફલો નેપોલિયનને આવી મળ્યો. તરત જ તે તેણે ને તરફ મોકલી દીધો અને કહ્યું કે "જેઓ લઢતા હોય તેમને બીજા કરતા પહેલું ખાવાનું આપજો." તેની સાથે એમ પણ તેણે કહેવડાવ્યું કે 'જ્યાં સુધી હું સ્મોલેન્સ્કમા લશ્કરને તાજું કરી ફરીથી વ્યવસ્થામા લાવું ત્યાં સુધી તમે રશિઅનોને કાબુમા રાખજો.' તે વિજયી અજિત યોદ્ધો તરત જ પાછો ફર્યો અને એવી દૃઢ હીમતથી પાછળ પડેલા

રશિઅનો ઉપર તૂટી પડયો કે તેમને તેણે પાછા હઠી જવાની ફરજ પાડી. ફ્રેંચ પાસેથી તમામ તોપો અત્યાર સુધીમાં જતી રહી હતી. પણ સેનાપતિ ને એક બંદુક લઇ સાધારણ સૈનિકની પેઠે લશ્કરમાં ફરતો હતો. આવા સંજોગોમાં પોતાની બેપરવા ફરી તે એક સાધારણ સૈનિકની પેઠે ફરતો હતો તે વખતે પણ આખા લશ્કરમાં તે એક મોટા અનુભવી સેનાપતિ જેટલી પ્રતિભા બતાવતો હતો. તેની વિલક્ષણ હીલચાલો અને વ્યૂહો, તેમ તેના માણસોની દૃઢતા અને હીંમત એ બેને લીધે તેના અસંખ્ય શત્રુઓ ઉપર એવી જબરી અસર થઇ કે આખા લશ્કરને ૨૪ કલાકની વિશ્રાન્તિ મળી.

નેપોલિયન સ્મોલેન્સ્કમાં પેસવાની તૈયારી કરતો હતો એવામા તેને એક ઉતાવળો સંદેશો લાવનાર માણસ રસ્તામાં મળ્યો. તે દિવસે તોફાન પણ હતું. બરફના ઢગલા આકાશમાંથી પડતા અને પૃથ્વીને ઢાંકી દેતા. તે મહત્ત્વનો કાગળ નેપોલિયને જેવો ઉઘાડયો કે તરત જ તેની પાસેના ઘોડા ઉપર બેઠેલા સત્રીઓ તેની આસપાસ વીંટળાઇ ગયા. વાચતા માલમ પડયું કે ચારે બાજુએ વિડમ્બના જ વધતી જતી હતી. રશિઆમા આફત આવી તેનો લાભ લઇ નેપોલિયનને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનું અને જેકોબીન પક્ષને સ્થાપવાનુ કાવતરૂં પારિસમા રચાયું હતું.

મેલેટ નામના એક અમલદારે નેપોલિયનના મરણની ખબરનો એક ખોટો લેખ કર્યો હતો. આ ખબર ગામમાં પડવાથી ગભરાટ ઉત્પન્ન થયો. તેનો લાભ લઇ તેણે નેશનલ ગાર્ડના માણસોને પોતાની પાસે એકઠા કર્યા અને તમામ રાજ્યસત્તા પોતાના હાથમાં લઇ લેવાનો ધૃષ્ટતાભરેલો પ્રયત્ન કર્યો. પણ આ બંડખોરને તરત પકડવામા આવ્યો અને ગોળીબહારથી ઉડાવી દેવામાં આવ્યો. પણ આટલા જ બનાવથી સ્પષ્ટ જણાઇ આવ્યું કે ફ્રાન્સની શાંતિનો આધાર કેવળ નેપોલિયન ઉપર જ હતો. નેપોલિયનની ગાદીનો પાયો ખરેખરો જામ્યો ન હતો અને તેના મરણ પછી જૂદા જૂદા પક્ષના લોકો કલહ કરી તોફાન કરવાના જ છે એવું સ્પષ્ટ રીતે સમજાઇ આવ્યું.

આ કાગળો વાંચતાં નેપોલિયનને ઘણો જ ક્ષોભ થયો. પોતાના મરણની

ખબરથી રાજ્ય ઉથલાવી નાંખી શકાય છે અને પરસ્પર સ્પર્ધા કરનારા પક્ષના લોકો તોફાન કરવા ઉભા થાય છે એમ તેણે જોયું. તેમ જ પોતે બહુ મહેનતે અને ઘણી કાળજીથી જે રાજ્ય સ્થાપ્યું હતું અને જે ફ્રાન્સને હંમેશના વરદાન જેવું અને ભવિષ્યની પ્રજામાં પોતાની કીર્તિના સ્મારક જેવું હતું તે પોતાની સર્વોપરિ સત્તા રહે ત્યા સુધી જ ટકવાનું છે અને પોતાના અવસાન પછી તે રહેવાનું નથી એમ પણ નેપોલિયન સમજ્યો. પોતાના મરણ પછી પણ પોતાના વહાલા દેશમા શાતિ રહે એવા પ્રકારનુ રાજ્ય સારા પાયા ઉપર સ્થાપવાનો તેનો હંમેશનો ઉદેશ હતો અને તેની જ કાળજી તેને હતી. આ ઉદ્દેશ પાર પાડવા સારૂ તેણે બહુ મોટા આત્મભોગ આપ્યા હતા, પોતાની ધર્મપત્ની જોસફાઇનથી છુટા પડવાનું પાપ કર્યું હતું અને હેપ્સબર્ગ વંશના (ઑસ્ટ્રિઆના) નબળા થયેલા માણસની કન્યા તેણે બીજા લગ્ન માટે સ્વીકારી હતી. હવે તેને સમજાયું કે રોમનો રાજા (પોતાનો બીજી સ્ત્રીથી થયેલો પુત્ર ) જાણે જન્મ્યો જ ન હોય એમ લોકોએ ગણતરી કરી હતી તોફાન કરવામાં તેની હયાતીનો વિચાર જ તેમણે કર્યો ન હતો. આ સ્થિતિ જોઇ તેના ખીજવાટનો પાર રહ્યો નહી. હવે તેને સમજાયું કે ત્યક્ત જોસફાઇન તેને મેરીઆ લ્યુઇસા કરતાં વધારે મદદગાર મિત્ર થઇ પડત પરંતુ હવે તે વિચાર નકામો હતો. જોસફાઇનનો ત્યાગ કરવામાં નેપોલિયનનો દુષ્ટ વિચાર ન હતો એ વાત સ્પષ્ટ જ છે. તે અજ્ઞાનજન્ય પાપ હતું. પણ આખરે તે પાપ હતું જ. દુનીઆની દૃષ્ટિમા તે પાપ જ હતું અને દુનીઆ દેખતાં તેને તેનું પૂરેપૂરૂ પ્રાયશ્ચિત્ત ભોગવવું પડયું. આ વખતે તેને જે માનસિક વેદના થતી હતી તે એટલી બધી હતી કે પોતાના સેનાપતિઓ આગળ તે એવું બોલી ઉઠયો કેઃ—

" ત્યારે શું મારી સત્તા એક ઝીણા તાતણા ઉપર જ અવલબીને રહી છે? મારો રાજ્ય કરવાનો વખત એવો નિર્બળ છે કે એક જ માણસ તેને જોખમમા લાવી શકે છે? ખરેખર જો મારા જ પાટનગરમા બે ત્રણ ધૃષ્ટતા-વાળા સાહસિક માણસો મારી ગાદી હલાવી નાંખી શકે તો રાજ્યનો મુગટ

મારે માથે શોભતો નથી એમ જ મારે ગણવું જોઇએ. બાર બાર વર્ષ રાજ્ય કરી, લગ્ન કરી, પુત્ર પ્રાપ્તિ થયા પછી, મારી આટલી પ્રતિજ્ઞાઓ છતાં મારા મરણ પછી મારો દેશ પાછો ઉથલપાથલનાં તોફાનોના વમળોનો ભોગ થઇ પડવાનો છે. લોકો નેપોલિયન બીજો ( મારો પુત્ર ) તો જાણે ભૂલી જ ગયા હોય એમ થયું છે. "

પોતાના લશ્કરને ત્યાં મૂકી જઇ શકાય અને એમા કાંઇ ખોટું ન દેખાય એમ કરે તો તરત જ પારિસ પાછા જવું એવો તેણે નિશ્ચય કર્યો. પોતાની ઓરડીમા જઇ તેણે રેપને કહ્યું:—

" વિપત્તિઓ હંમેશા પરંપરામાં જ આવે છે. આ સમાચારથી અનિષ્ટ પૂરેપૂરું થયુ છે. મારાથી બધે તો હાજર રહી શકાય એમ નથી, પણ મારે પારિસ પાછા જવું જોઇએ. લોકમતને ઠેકાણે લાવવા સારૂ મારે ત્યા ગયા વિના ચાલે એમ નથી. આપણે માણસો અને પૈસા એ બેની જરૂર છે. મોટા વિજયો મળશે એટલે બધું ઠેકાણે આવી જશે. "

આ વિચાર બહુ થોડા માણસોને જણાવવામા આવ્યો; કારણ કે તે બધાના જાણવામા આવે તો કદાચ લશ્કરની ગરબડમા વધારો થાય.

સ્મોલેન્સ્કમાં નેપોલિયન પાંચ દિવસ રહ્યો. ત્યાં તેણે પોતાના વેરાઇ ગયેલાં માણસોને એકઠાં કર્યા. જૂદે જૂદે રસ્તે જે લશ્કરો જતા હતા તેની હકીકત તે એકઠી કરવા લાગ્યો અને લશ્કરને પાછાં હઠાવવાનું કામ ઓછી વિપત્તિવાળું થાય એવી તજવીજ કરવા લાગ્યો. વીટેસ્કને રસ્તે યુજીન પાછો હઠતો હતો. તેના લશ્કરના ઘણા માણસો માર્યાં ગયાં હતાં અને ઘાયલ થયાં હતાં. તેથી તે પોતાની તોપો અને સામાન છોડી દઇ આગળ વધવા સારૂ ફાંફાં મારતો હતો. ડેવુસ્ટ અને ને એ બેના લશ્કરની આસપાસ રશિઅન કોઝેકોના ટોળાં હજી ભમતા જ હતા. તેઓ ખૂલ્લી રીતે હલ્લો કરતા ડરતાં હતા. પણ તેઓ પૂલોને તોડી નાખતા અને ગામને બાળી મૂકતાં હતાં. તેમ જ તેઓ જંગલો, ખીણો અને ટેકરીઓનો ઉપયોગ કરી ફ્રાન્સના લશ્કરની બાજુઓ ઉપર તથા

પાછલા ભાગ ઉપર તૂટી પડતા હતા, અને ફ્રેંચ લશ્કર તરફથી પ્રહાર થવાની તૈયારી થાય તે અવલ સપાટાબંધ પાછાં હઠી જતા હતાં.

નવેંબરની ૧૪ મી તારીખે સવારના ૪ વાગે વળી પાછા હઠવાનું કામ આરંભાયુ. સ્મોલેન્સ્ક શહેરના બળી ગયેલાં ખંડેરો અને ખીણોમાથી લશ્કર નીકળ્યુ ત્યારે ઠંડી બહુ હતી અને અંધારૂં પણ હતુ. હવે લશ્કરમા લઢી શકે એવા ફક્ત ૪૦,૦૦૦ માણસો રહ્યા હતા. તેના હવે ચાર જ ભાગ કરવામા આવ્યા અને ડેવુસ્ટ, મ્યુરાટ, યુજીન અને ને એ લોકોની દેખરેખ નીચે તે મૂકવામા આવ્યા. આટલા નાના લશ્કર પાછળ બીજા ૩૦,૦૦૦ ભામટાઓ ભટકતા હતા અને કુચ કરવાના કામમાં ખલેલ પહોચાડતા હતા. મ્યુરાટની આગેવાની નીચે જે લશ્કર હતુ તેની આગળ નેપોલિયન ચાલ્યો. નેએ શહેર ખાલી થઇ રહેતા સુધી ત્યા જ રહેવાનું હતું. તેને પેલા ભામટાઓને હડાવી કાઢવાનું કામ સોંપવામા આવ્યું હતું. તેમ જ તોપો છોડી દેવી પડે તે વખતે તેને ગાડામાથી છુટી કરી નાંખવાનુ અને શહેરમા રાખેલો દારૂગોળો જે સાથે લઇ ન શકાય તેને ઉડાવી દેવાનુ કામ પણ તેને સોપવામાં આવ્યું હતું.

ઘોડાઓને પગે જડેલા નાળ ઘસાઇને સુવાળા થઇ ગયા હતા અને કેટલાકના નાળ તો ઉખડી પણ ગયા હતા. તેથી તેઓ પડી જતા. બરફના ઢગલા ઉપર તોપોની તથા ભારખાનાની ગાડીઓને ખેંચવાનું કામ સૈનિકોને કરવું પડતું અને તેમાં તેમને માનવામા ન આવે એવો શ્રમ પડતો હતો. ઘણી વખત અંધારામા માણસો, ગાડા અને તોપો તે બરફના ખાડાટેકરામા એક સામટાં ગબડી પડતા. આવે વખતે શત્રુ તરફથી ગોળાઓ તથા છરાઓ આવતા અને વાગતા. શિયાળાના દિવસો ટુંકા અને રાત્રિઓ ભયંકર રીતે લાંબી લાગતી. ઘાયલ થયેલાઓના દુઃખની તો વાત જ કરવાની ન હતી. આ મોટા લશ્કરનુ તોપખાનું પહેલે દિવસે ૨૪ કલાકમાં માત્ર ૧૫ માઇલ જ ચાલ્યુ.

રશિઅન સેનાપતિ ક્યુટુસૉફનું લશ્કર જબરૂં હતું. તેમા ૯૦૦૦૦ માણસો હતાં. તેમના કપડા, હથીઆર અને ખોરાક જોઇએ તેવા અને તેટલા

હતાં અને તે ફ્રાન્સના લશ્કરની જોડે જોડે સમાન અંતરે ચાલ્યા કરતાં હતાં. થાકી ગયેલા ફ્રેંચ લશ્કરને પાછળ મૂકી દઈ તે સપાટાબંધ આગળ નીકળી ગયો અને રસ્તા વચ્ચે એક સુરક્ષિત જગાએ પોતાનું લશ્કર ગોઠવી બેઠો. પાસેની ટેકરીઓ ઉપર તેણે પોતાની તોપો ગોઠવી અને ફ્રેંચ લશ્કરને અટકાવવાનો પ્રયત્ન કર્યો. પણ નેપોલિયનના ગાર્ડની ટુકડી દૃઢતાથી, અભિમાનથી અને મરણીઆ થઇ આગળ વધી અને તેણે રશિઅનોને વચમાંથી સપાટાબંધ ધકેલી કાઢ્યા. તેથી રશિઅનો પોતાની તોપોવાળી ટેકરીઓ ઉપર ગયા અને ત્યાંથી બેસુમાર ગોળીઓ ફેંકવા લાગ્યા લોઢાના અને સીસાના આ ગોળા તથા છરાઓના વરસાદમાં થઈ નેપોલિયનનું લશ્કર આગળ વધતું હતું ત્યારે ગાર્ડની ટુકડી નેપોલિયનની આસપાસ વીંટળાઇ વળી એવા વિચારથી કે પોતાના શરીરનો પણ ભોગ આપી નેપોલિયનના શરીરનું રક્ષણ તે કરી શકે. ' પોતાના કુટુમ્બ કરતા વધારે સુખ ક્યા હશે ' એવા અર્થનું ગીત બેંડમાંથી વાગવા લાગ્યું. નેપોલિયને જાણ્યું કે આ ગીત માત્ર તેને જ લાગુ પડે છે તેથી તેણે વિનતિ કરી કે ' આપણા રાજ્યનું આપણે રક્ષણ કરીએ ' એ અર્થનું ગીત બેંડમા વગડાવો. *

ફ્રાન્સના લશ્કરની પહેલી ટુકડીએ પોતાનો માર્ગ આગળ કર્યો એટલે રશિ-

---

* નેપોલિયન પોતાના લશ્કરમાં કેવી રીતે ફરી વળતો તેનું વર્ણન સર આર્ચીબાલ્ડ એલીસન આ પ્રમાણે કરે છેઃ—" નેપોલિયન અને તેનો રસાલો એટલો બધો સપાટાબંધ એક વંટોળીઆ માફક લશ્કરમા થઇ દોડી જતો કે લોકો વ્યવસ્થાસર ઉભા રહે અથવા તેઓ સલામી આપે એટલો વખત પણ તેમને મળતો નહીં અને વિસ્મયચકિત લોકો પોતાના આગેવાનની ઝાંખી કરે એટલામાં તો તે બધું દેખાતું બંધ થઇ જતું હતું. છતા તે રસાલા માટે એકદમ રસ્તો કરી આપવામા આવતો હતો આગળ દોડનારા ' હટો ' ' હટો ' એમ કહેતા અને ' મહારાજ ' એ જાદુઇ શબ્દો સાંભળતાં પાયદળ, ઘોડેસ્વારો તથા તોપચીઓ ગોટાળામાં બાજુએ થઇ જતાં અને તેમાં ઘણી વ૨ એવી ગરબડ થતી કે કોઇના હાથ પગ પણ ભાગી જતા."

અનોએ યુજીનની આગેવાની નીચેની બીજી ટુકડી જે ઘણા માઇલ પાછળ હતી તેને અટકાવવાનો વિચાર કર્યો. તેઓ મજબૂત મોરચા કરી રસ્તો રોકી બેઠા અને તેને શરણે આવવા સારૂ આમંત્રણ કરવામા આવ્યું. એક ભયંકર યુદ્ધ થયું. યુજીનના લશ્કરના આગળના ભાગના ૧૫૦૦ માણસોએ તેમની આસપાસ ફરી વળેલા ૨૦,૦૦૦ રશિઅનોની ટક્કર ઝીલી. શરણે આવવાની તમામ માગણીનો અનાદર કરી તેમણે ઠરાવ કર્યો કે રશિઅન લશ્કરની હારને કાપી નાંખી પાછા હઠીને પણ પોતાની જ ટુકડીમા પાછા મળી જવું. તેઓ એક ઘન ચોરસમા ગોઠવાઇ ગયા અને એક સામટા રશિઅનો ઉપર તૂટી પડયા.

રશિઅનોએ પોતાના લશ્કર વચ્ચે યુજીનની ટુકડીને જવાનો માર્ગ કર્યો. તે ટુકડી બીચારી નાની અને અરક્ષિત હતી. પછી તેમનો ઉદ્દેશ બરાબર સમજ્યા છતાં તેમના ઉપર દયા આવવાથી અથવા તેમની બહાદુરીને લીધે તેમના તરફ માનની લાગણી ઉભી થવાથી તેઓ બને બાજુએ ઉભા રહી તેમને શરણે આવવાને કાલાવાલા કરવા લાગ્યા. આવા વીરોને ઘાતકી રીતે મારી નાખતા તે આચકો ખાતા હોય એમ દેખાયું. પણ ફ્રેંચ લશ્કરે તો કશો જવાબ ન આપ્યો. તેણે શાત રીતે સંગીનો આગળ ધરી કુચ ચાલુ જ રાખી. તેથી શત્રુઓએ પોતાની પાસેના તમામ દારૂગોળાના હથી-આરમાથી અગ્નિનો વરસાદ તેમના ઉપર કરી દીધો અને યુજીનના લશ્કરની ટુકડીનો અર્ધો ભાગ થોડા વારના અંતર ઉપર જમીન ઉપર લાબો થઇ પડ્યો. બાકી રહેલા લોકો પાસે ચોરસમાં ગોઠવાઇ ગયા. એક પણ માણસ ડગ્યો નહીં. આ પ્રમાણે યુજીનની ટુકડીમાથી લગભગ દરેક માણસ જ્યા સુધી ખપી ગયું ત્યાં સુધી તેણે ચાલ્યાં જ કર્યું અને ભયંકર ગોળીઓનો માર સહન કર્યાં જ કર્યો. આ ટુકડીનાં બહુ જ થોડા માણસો યુજીનના આગળ વધેલા લશ્કરમાં પહોચી શકયા તરત જ તેઓ ત્યા દોડી ગયા અને પોતાના લશ્કરમાં ભળી ગયા.

હવે યુજીનને પોતાની પાસે જેટલું લશ્કર હતું તે કરતા બમણાથી વધારે લશ્કર સામે લઢવાનું હતું, અને તે ઉપરાંત જે તોપોમાથી ગોળીઓ એના

માણસો ઉપર આવતી હતી તેની સામે થવાતું હતું. આમાંથી એક પણ માણસ શી રીતે બચી શક્યો હશે તેનો વિચાર કરવો પણ કઠણ છે. તમામ રસ્તો રોકીને રશિઅનો બેઠા હતા. તેથી ઝાડનાં ઝુંડવાળી જે ટેકરીઓમાં તોપો ગોઠવવામાં આવી હતી તેના ઉપર ધસારો કરી તેને પકડી લેવામા ન આવે તો બચવાની આશા ફોકટ હતી. આ ભયંકર ધસારો કરવા સારૂ ૩૦૦ ચુનંદા માણસોને પસંદ કરવામાં આવ્યા. એક નિષ્ઠાથી લઢનારા આ માણસોની નાની ટોળી ઉપર તોપનો મારો ચાલુ થઇ રહ્યો અને થોડી વારમાં તો એકેએક માણસ લોહીમા આળોટ્યો. તે ભયંકર સપાટામાથી એક પણ માણસ બચી શક્યો નહીં.

હવે યુજીન પાસે માત્ર ૪૦૦૦ માણસો રહ્યાં હતાં. ઠંડી, લાંબી અને અંધારી રાત્રિ તેની મદદે આવી પહોચી. શત્રુને છેતરવા સારૂ, પોતાનાં તાપણાને એમને એમ બળતાં રહેવા દઇ આ બહાદુર માણસો જરા પણ અવાજ કર્યાં વિના તથા જાણે તેમણે શ્વાસોચ્છ્વાસને રૂંધી રાખ્યો હોય તેમ મધ્ય રાત્રે પેટે ચાલી ખેતરો વટાવી તે દુર્ગમ સ્થાનની આસપાસ ફરી વળ્યાં. આ ભયંકર કૃત્ય કરવામાં એક ક્ષણ તો ખરેખરી અણીની આવી પહોંચી હતી. અંધારૂં એકદમ જતું રહ્યું અને વાદળાંમાથી ચંદ્રમાંનો પ્રકાશ ઓચિંતો બહાર આવ્યો તથા આ લશ્કર આમ છુપી રીતે હઠતું હતું તે એક રશિઅન સંત્રીના જોવામા આવ્યું. તરત જ તેણે તેમને ટોકયા. તેમને લાગ્યું કે 'હવે આવી બન્યું.' પણ એવામા એક પોલાડવાસી સૈનિક રશિઅન ભાષા બોલતો અને પોતાની લાગણીઓ છુપાવતો બોલ્યોઃ—" ચૂપ રહો ! અમે ગુપ્ત રીતે શત્રુ ( ફ્રેંચ ) ઉપર હુમલો કરવા નીકળ્યા છીએ. " પેલો સંત્રી છેતરાયો અને તેણે કોઇને જગાડયા નહીં. યુજીન તેથી બચી ગયો અને સવારમાં નેપોલિયનને જઇ મળ્યો. ગઇ રાત્રે આખો વખત ચિંતામા અને ચિંતામા ક્રસ્નોના મેદાનમાં નેપોલિયન યુજીનની રાહ જોતો બેસી રહ્યો હતો.

હવે ડેવુસ્ટ અને ને એ બેને સારૂ નેપોલિયનને બહુ જ ચિંતા ઉભી થઇ. રશિઅન લશ્કર ચારે બાજુએ આવી ખડું થયું હતું અને તેની સ્થિતિ અતિ-

શય જોખમમા હતી તો પણ તેણે તેમના આવવાની રાહ જોવાનો નિશ્ચય કર્યો. બે દિવસ સુધી તે મેદાનમાં નેપોલિયન પોતાના નાના લશ્કરને લઇ ઉભો રહ્યો, અને ચારે બાજુએ ઉપરની ટેકરીઓ ઉપર રશિઅન લશ્કર હતું તેની પરવા તેણે ન કરી. નેપોલિયનના નામથી જ એટલો ભય રશિઅનોને લાગતો હતો કે તેઓ પોતાની છાવણીમાથી બહાર આવવાને હીંમત કરતા નહીં.

સર વોલ્ટર સ્કૉટ લખે છે કેઃ—" ગ્રીન્લાન્ડમા વ્હેલ નામની માછલી પકડનારાઓ જ્યારે વ્હેલને પકડવા જાય છે ત્યારે તે માછલી-જે વખતે મરણ વખતની વેદના ભોગવતી હોય છે તે વખતે દુઃખ, ગુસ્સો અને વૈરની લાગણીથી તે રાક્ષસી જનાવર છેવટને વખત અતિશય ભયંકર બને છે તેથી તેનું નામ તેઓ દેતા નથી. તેવી જ રીતે રશિઅન સેનાપતિ કયુટુસોફ આ વખતે નેપોલિયન અને તેના મહાન્ લશ્કર તરફ વર્ત્યો."

હજી સુધી ડેવુસ્ટ અને ને એ બેની કશી ખબર ન આવી. તેમના બચાવ સારૂ પાછા જવાનો તેણે આ વખતે અસાધારણ નિશ્ચય કર્યો. આ નિશ્ચયથી વધારે બહાદુરીભરેલો અથવા ઉદારતાભરેલો નિશ્ચય ઇતિહાસમાં કોઇએ કરેલો વર્ણવાયેલો નથી. પોતાની પાસે પોતાનુ નાનું લશ્કર હોવાથી નેપોલિયન સહીસલામત હતો. લીથ્યુઆનીઆમાં થઇ વગર વિઘ્ને પાછા હડાય એમ હતું. પરંતુ જેમ જેમ વિલંબ થતો હતો તેમ તેમ શત્રુઓ ટેકરીઓ, નદીઓ, ખીણો વિગેરેનો કબજો લઇ લેતા હતા અને નેપોલિયનનું પાછા હડવાનુ કામ વધારે ભયંકર કરતા હતા. આ બધું તે સમજી શક્યો. તે છતા તેણે પોતાના મિત્રોને બચાવવા સારૂ અથવા તેમ ન થાય તો તેમની સાથે મરણને શરણ થવા સારૂ રશિઆના જંગલોમા પાછા હઠી લઢી પોતાનો માર્ગ કરવાનો ઠરાવ કર્યો.

નેપોલિયનને ઓળખનારા માણસો તેને વિચિત્ર પ્રેમ અને નિષ્ઠાથી ચાહતા હતા તેનું કારણ ઇંગ્લાંડ અને અમેરિકાને સમજાતું નહી અને તેથી તેઓ વિસ્મયચકિત થતા. પણ તેનું કારણ એ જ હતું કે તે તેમના પ્રેમને પાત્ર હતો. કારણ કે તે ઉદાર, મોકળા મનનો અને આત્મભોગ આપનારો

એક મરદ હતો. ભૂખમરાની અને ઠંડા પવનના સુસવાટાની દરકાર કર્યા વિના તેમ જ પોતાને એક હજાર માઇલ સુધી પાછા હઠવાનું કામ આવી રહ્યું હતુ તે છતા નેપોલિયન ડેવુસ્ટ અને ને એ એને બચાવવા ખાતર જ બરફથી ઢંકાયેલા મેદાનો અને જંગલોમા અને પોતાના લશ્કરથી દશગણાં માણસોવાળા લશ્કરની સામે પાછો હઠયો એ વાત ડેવુસ્ટ અને ને શું ભૂલી જાય? ભૂખ્યા, થાકેલા અને લગભગ હથીઆર વિનાના ફકત ૫૦૦૦ માણસો લઇ તેણે શત્રુઓના ૮૦૦૦૦ માણસો સામે થવાનો ઠરાવ કર્યો. શત્રુની તોપો વચ્ચે જ જઇ અને તેમના તમામ ગોળાનો તથા તલવારોનો માર પોતાના ઉપર વહોરી લઇ તે ધારતો હતો કે તે ડેવુસ્ટ અને ને એ એને નડતું લશ્કર છુટું પાડી શકશે. એમ કરવાથી જે ખીણોમા રશિઅનોને લીધે ડેવુસ્ટ અને ને એ એના માર્ગ રોકાઇ ગયા હતા તે કદાચ મોકળી થાય અને તેઓ આગળ ધસી આવે એવી આશા તેને હતી. નેપોલિયનના ચારિત્રના આવા ગુણોથી તમામ ઉદાર હૃદયવાળા માણસોને એના તરફ પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહેતી જ નહી.

આ વખતે તેની ચારે બાજુએ રશિઅનો વીંટળાઇ વળ્યા હતા. આવાં વિઘ્નથી તે જરા પણ ડર્યો નહીં અને તેમની વચ્ચે થઇ પોતાનો માર્ગ કરવાનાં પગલાં તેણે હીંમતથી ભર્યાં.

પોતાના માલ વગરના ઘરમાથી નીકળતો નીકળતો તે બોલ્યો "હું બહુ વખતથી મહારાજા તરીકે વર્ત્યો છું; હવે મારે એક સેનાપતિ તરીકે વર્તવાની જરૂર છે."

નેપોલિયનની ડાબી બાજુએ રશિઅનોની એક બળવાન ટુકડી મોરચો કરી પડી હતી. તેણે સેનાપતિ રેપને બોલાવ્યો અને કહ્યું:—"તરત જ નીકળો અને રાત્રિના અંધારામાં તે ટુકડી ઉપર સંગીનોથી તૂટી પડો. આવી ધૃષ્ટતા શત્રુઓએ આ પહેલ વહેલી જ કરી છે. મારે તેમને એવી શિખામણ આપવાનો નિશ્ચય છે કે ફરીથી તે મારા મુકામની આટલા નજીક

આવતા વિચાર કરે અને આ વખતે આટલા નજીક તે આવ્યા છે તેને માટે તે પસ્તાય."

થોડો વખત ગયા પછી નેપોલિયને સેનાપતિ રેપને પાછો બોલાવ્યો અને કહ્યું:—"ના, તમે ન જશો, રેગેટ અને એની ટુકડીને જવા દો. તમે જ્યાં છો ત્યા જ રહો. તમારૂં મારે કામ છે તેથી તમને મરવા હું નહીં મોકલું. ડેન્ટ્ઝીક આગળ મારે તમારૂ કામ પડશે."*

સવારના પહોરમા જ રશિઅનો ઉપર તૂટી પડી પાછા હઠવાનો નિશ્ચય હતો તેથી રાત્રે બે હુમલા તેમના ઉપર નેપોલિયનના લશ્કરે કર્યા અને તે બને ફળીભૂત થયા. ફ્રેંચ લશ્કર બંદુકનો એક પણ અવાજ કર્યા વિના સંગીનો ખૂલ્લા રાખી શત્રુના ગીચ દળમા પડયા અને મરણીઆ થઇ હીમતથી લઢતા ફ્રેંચને જોઇ રશિઅનો પાછા હઠી ગયા.

પછી પ્રાતઃકાળ થયો. રશિઅનોની તોપો અને ટુકડીઓ ફ્રેંચ લશ્કરની ત્રણ બાજુએ વીંટળાઈ વળી પોતાના અંગરક્ષકોમાથી ૬૦૦૦ માણસો સાથે લઇ તેમની આગેવાની કરતો નેપોલિયન તે ભયંકર રશિઆના વર્તુળને તોડી નાંખવાના ઇરાદાથી દઢતાથી આગળ ધસ્યો. થોડા માણસો લઇ મોર્ટીયર તેની જમણી બાજુએ રક્ષણ કરવા સારૂ રહ્યો. નેપોલિયનના આ નિર્બળ થઇ ગયેલા પણ પ્રચંડ અને અડગ સૈનિકોનું ડાબી બાજુએ રક્ષણ કરવા સારૂ જૂના અંગરક્ષકોની ટુકડી ચોરસ આકારમા ગોઠવાઇ ગઇ અને પર્વતના કીલ્લા જેવા બની.

---

* જ્યારે સેનાપતિ રેપ આ હુકમ રેગેટને આપવા જતો હતો ત્યારે તેને આશ્ચર્ય લાગ્યા વિના ન રહ્યુ કે જે નેપોલિયનની આસપાસ ૮૦૦૦૦ રશિઅનો વીંટળાઇ વળ્યા હતા અને જેમના ઉપર તે ૯૦૦૦ માણસો લઇ બીજે દિવસે તૂટી પડવાનો હતો તેને પોતાની સહીસલામતીની જરા પણ શંકા નથી આવતી, અને ડેન્ટઝીકના વિચાર તેના મનમાં આવે છે. ડેન્ટઝીક લેવામાં વિઘ્ન બહુ હતાં. શિયાળો, શત્રુનાં બે લશ્કર, દુષ્કાળ અને ૫૪૦ માઇલનું અન્તર આટલાં વિઘ્નો ડેન્ટઝીક જવામા તો હતા જ." કાઉન્ટ ફીલીપ ડી સીગુર વૉ. ૨. પૃ ૧૮૮.

પછી યુદ્ધનો આરંભ થયો. નેપોલિયનના શત્રુનું દળ સંખ્યામાં એટલું બધું મોટું હતું કે માત્ર સપાટાબંધ કુચ કરી એક પણ અવાજ કર્યા વિના તે નેપોલિયનના થાકી ગયેલા લશ્કરને છુંદી નાખે. પણ તેમનો મોરચો મૂકી આગળ નીકળવાની તેમની હીંમત ચાલી નહીં. તો પણ તેઓએ તોપો ફોડી ફ્રેંચ લશ્કરમાં મોટાં ગાબડાં પાડયાં; પણ તેમને આગળ ધસતા તેઓ અટકાવી શકયા નહી. માત્ર ઉત્તર દિશા જ અરક્ષિત હતી તેથી રશિઅનોની કેટલીક ભારે તોપો તે દિશામાં સપાટાબધ એવા ઉદ્દેશથી જતી હતી કે તે બાજુએ પણ તોપો ગોઠવી પોતાનું વર્તુળ પૂરૂં કરી ફ્રેંચોને ચારે બાજુએથી ઘેરી લેવા, અને તેમને છટકી જવાનો એક પણ માર્ગ રહેવા દેવો નહીં. આ ભયંકર સ્થિતિની ખબર નેપોલિયનને આપવામાં આવી.

તેણે શાંતિથી કહ્યું:—" ઠીક છે. એમ હોય તો મારા પોતાના સ્વારો જ એ દિશામા આવેલી ઉચી ટેકરી ઉપર જાય અને તેનો કબજો લે." આવો હુકમ કરી જરા પણ ડગ્યા વિના તેણે શત્રુના દળને ચીરવાનું કામ ખતથી ચાલુ જ રાખ્યુ.

સવારથી આરભાયેલું યુદ્ધ સાજના બે વાગતા સુધી ચાલ્યુ. એટલામા છેવટે ડેવુસ્ટ આવી પહોંચ્યો નેપોલિયને રશિઅનો ઉપર ધસારો કર્યો હતો તેથી ડેવુસ્ટ પણ રશિઅનો વચ્ચે થઇ પોતાનો માર્ગ કરવા શક્તિમાન થયો હતો અને રશિઅનોનાં ટોળાને હાકતો હાકતો આવતો હતો. આ પ્રમાણે નેપોલિયન અને ડેવુસ્ટ બનેનાં લશ્કરોમાં રશિઅનોના ગોળાથી ગાબડાં પડતા હતા છતા છેવટે તે એકઠા થઇ શકયા. આ લોહીવાળા અને ખરેખરા ભયંકર રણસંગ્રામ ઉપર એકમેકને અભિનંદન આપવાનો વખત ન હતો. ઘણી કાળજીથી નેપોલિયને નેના સમાચાર પૂછ્યા પણ તેની ખબર મળી નહી. એવું અનુમાન કરવામાં આવ્યુ કે કદાચ તે મરણ પામ્યો હશે.

આટલી વિપત્તિઓ હતી છતા પાછા હઠવામા નેપોલિયને આનાકાની કરી. પોતાના વીર સેનાપતિને શત્રુના હાથમા છોડી દઇ રણક્ષેત્ર મૂકી જવાનો વિચાર તેનાથી જરા પણ સહન થઇ શકતો નહો. પણ એ આગ્રહ પકડી

રાખવાથી આખરે તમામ લશ્કર નાશ પામશે એવી તાત્કાળિક ભીતિ લાગવાથી તેણે ઘણી નામરજીથી પાછા હઠવાનુ કબૂલ રાખ્યું. પછી મોર્ટીયરને પોતાની પાસે બોલાવી તેનો હાથ દાબી નેપોલિયને દીલગીરીથી કહ્યું:—

"એક ક્ષણ પણ આપણે ગુમાવવાની નથી. શત્રુ ચારે બાજુએથી આપણને ઘેરી લે છે અને તેનું દળ અતુલ છે. બોરીસ્થીનીસના ડાબા ભાગ ઉપર રશિઅન સેનાપતિ કુટુસોફ વેળાસર જઈ પહોચશે તો પછી આપણાથી સહીસલામત રીતે પાછા હઠી શકાશે નહી. તેથી જૂના રક્ષકોની ટુકડી લઇ મારે તે જગાનો કબજો વેળાસર લેવો જોઇએ. તમારે અને ડેવુસ્ટે રાત્રિ પડતા સુધી શત્રુને અહી રોકી રાખવા. પછી તમારે આગળ વધવું અને મને આવી મળવું."

તેને પડતો મૂકી પાછા જવાના વિચારથી નેપોલિયનનુ હૃદય ચીરાઇ જતું હતું પણ છેવટે તેને ધીમે ધીમે રણક્ષેત્રમાથી પાછા જવુ પડયું. ૫૦,૦૦૦ રશિઅનોને આગળ વધતા અટકાવવા સારૂ મોર્ટીયર અને ડેવુસ્ટ પોતાના ૩૦૦૦ માણસો લઇ રહ્યા. તેમના ઉપર તો ગોળાઓ અને ગોળીઓનો વરસાદ વરસ્યા જ કરતો હતો. અભિમાનના આવેશમા તેઓએ પાછા હઠવામા જરા પણ ઉતાવળ ન કરી અને જાણે ઉન્હાળાની ઋતુમા કવાયતની જગા ઉપરથી તેઓ પાછા આવતા હોય તેમ તેઓ ધીમેધીમે પાછા આવ્યા. તેમના રસ્તામા તમામ જગાએ તેમના માણસોના મડદા પડયા હતા. તેમના ઘાયલ થયેલા મિત્રોને તેમણે હાથ ઝાલી આગળ લેવા માડયા.

સેનાપતિ લાબોર્ડેએ કહ્યું કે:—"યોદ્ધાઓ! તમે સાભળો છો કે આપણો ઉપરી આપણને હંમેશના રીવાજ પ્રમાણે ધીમે ધીમે કુચ કરવાનો હુકમ કરે છે?"

એક સાધારણ લાકડી લઇ નેપોલિયન પગે ચાલતો ચાલતો આગળ જવા લાગ્યો. તે ધીમે ધીમે અને કમને જતો હતો જાણે કે તેના મનમાં એમ

*આ અસાધારણ સાહસનું વધારે સારૂં વર્ણન કાઉન્ટ સીગુરના 'નેપોલિયનની રશિઆ ઉપર ચઢાઇ' એ ગ્રંથમાં મળી આવશે.

થતું હોય કે ' મારા પ્રિય સેનાપતિ નેની શોધમા મારે પાછા જવું જોઇ તે આગળ ચાલ્યો પણ પોતાના ગુમ થયેલા સેનાપતિ માટે અતિશય કરવા લાગ્યો. તેની પ્રતિભા, તેની હીંમત, અને તેના ઉદાર ચરિતના વ તે ક્ષણે ક્ષણે કરવા લાગ્યો. એમ કરતા કરતા શિયાળાની સંધ્યાનો જતો રહ્યો અને તે નિર્બળ થઇ ગયેલા લોહીલુહાણ લશ્કરને રાત્રિએ ભયંકર અંધકારમા ઢાકી દીધું. રાત્રે નેપોલિયન એકલો બેઠો બેઠો બે હતો કે:—

" મારા માણસોને દુઃખ થાય છે તે જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય પરંતુ કોઇ જગાએ હું ઠેકાણે ન પડું ત્યા સુધી મારાથી તે દુઃખ દૂર થઇ એમ નથી. પણ હવે પાસે નથી દારૂગોળો કે નથી તોપો. તેમ ખાવાનો બે પણ નથી કે જેથી એક જગાએ મુકામ કરી સૈનિકોને સુખી કરૂં. ર કરવાનો વખત કે સવડ નથી મારે જલદીથી મીન્સ્ક પહોચવું જ જોઇએ

આ પ્રમાણે જ્યારે નેપોલિયન મીન્સ્ક જવાના વિચાર કરતો હતો તે એક અમલદાર ત્યા આવી પહોચ્યો અને તેને ખબર આપી કે મીન્સ્ શત્રુઓના હાથમાં પડ્યુ છે. આ વાત સાભળી જાણે પોતાના ઉપર એક થયો હોય તેમ નેપોલિયનને થયુ, પણ તરત જ મન ઉપર નિગ્રહ દૃઢતાથી પણ દીલગીરીથી તેણે કહ્યું.

" ઠીક, ત્યારે હવે આપણા સંગીનોની જ મદદથી આપણો માર્ગ સ્કારે કર્યા સિવાય છુટકો નથી. "

રાત્રે એક વાગે તેણે સેનાપતિ રેપને બોલાવ્યો.

નેપોલિયને તેને કહ્યું કે:—" મારૂં કામ હવે બગડતું જાય છે. બીચારા સૈનિકોને જોઇ મારૂં હૃદય ચીરાય છે અને મારાથી તેમની શા માટે કાઇ થઇ શકતુ નથી. "

આમ વાત ચાલે છે એટલામા છાવણી ઉપર શત્રુઓ. તટી પડ ખબર ઓચિંતી આવી. મધ્ય રાત્રિની શાતિમા તોપો અને બંદુકોના અ

થવા લાગ્યા. ગરબડ અને કોલાહલ થઇ રહ્યાં. આ વખતે પોતે જાણે સેંટ કલાઉડના મહેલમાં ખુરશીમાં બેઠો હોય તેવી શાંતિથી નેપોલિયન બેસી રહ્યો હતો.

તેણે સેનાપતિ રેપને કહ્યું:—" જાઓ અને જુઓ કે શું છે. મને લાગે છે કે પેલા લુચ્ચા રશિઅનોનો વિચાર આપણને ઉંઘવા દેવાનો નથી. "

આ પ્રમાણે મધ્ય રાત્રિએ જે ગભરાટ ઉત્પન્ન થયો હતો તે પવનના સુસવાટાની માફક જતો રહ્યો. થાકેલા સૈનિકો પાછા ફરીથી બરફથી ઢંકાયેલી જમીન ઉપર પડ્યા. ત્યાં ઠંડા પવનનો સુસવાટ દુશ્મનની ગોળી કરતાં વધારે અસહ્ય અને પ્રાણઘાતક લાગતો.

મોસ્કોથી પાછા આવતા ફ્રાન્સના સૈનિકોને અતિશય વિડમ્બનાઓ વેઠવી પડી હતી તેનું યથાર્થ વર્ણન નેપોલિયને પોતાના ૨૯ મા હુકમમાં કર્યું હતું અને ફ્રાન્સની પ્રજાથી કાંઇ પણ છુપાવ્યું ન હતું. મોસ્કોના સાહસમાં જે નિરવધિ દુ:ખ પડયાં તે તમામ તેણે તે લેખમાં જણાવી દીધાં હતાં.

તે લેખમાં તેણે લખ્યું હતું કે:—" ૭ મી તારીખ પછી શિયાળાનું જોર ઓચિંતું વધવા લાગ્યું. ૧૪ મી, ૧૫ મી અને ૧૬ મી તારીખે ઉષ્ણતામાપક યંત્રમાં પારો ઘણો જ નીચો—અર્થાત્ જે ઠંડીથી પાણી ઠરી જાય તેના કરતા ૧૬–૧૮ ડીગ્રી–ઉતરી પડયો હતો અને તમામ રસ્તાઓ બરફથી ઢંકાઇ ગયા હતા. ઘોડેસ્વારના, તોપખાનાંના અને ભારખાનાના ઘોડા રોજ હજારોની સંખ્યામાં મરતા હતા અને જર્મનીના અને ફ્રાન્સના જ ઘોડા વિશેષ મરતા હતા. તમામ ઘોડેસ્વાર લશ્કર પગે ચાલતું હતું. તોપોને અને ભારખાનાંનાં ગાડાને ખેંચનાર કોઇ જનાવર રહ્યું ન હતું. "

" ૬ ઠ્ઠી તારીખે લશ્કરની જે સ્થિતિ હતી તે ૧૪ મી તારીખે ન હતી. તે તારીખે તો ઘોડા ન હોવાથી ગાડા કે સામાન કાંઇ પણ મારી પાસે રહ્યું ન હતું. ઘોડેસ્વારો ન હોવાથી એક માઇલ સુધી પણ શત્રુની હીલચાલની ખબર રાખવા અમારી પાસે સાધન રહ્યું નહીં.

પાસે તોપો નહીં હોવાથી શત્રુની આવવાની રાહ જોવાનું પણ બને તેમ ન હતું. તેથી યુદ્ધ કરવું ન પડે એવી અમારી ઇચ્છા હોવાથી અમારે આગળ વધવા સિવાય બીજો રસ્તો જ ન હતો. કારણ કે અમારી પાસે દારૂગોળો જ રહ્યો ન હતો. અમારે એક સારી જગા રોકી લેવાની જરૂર હતી જ્યાં અમે બધા એકઠા થઇ શકીએ. આવી વખતે બરફનો વરસાદ એવા પડયો કે વિપત્તિનો અવધિ રહ્યો નહીં. જે લોકો નરમ કાળજાના હતા તેઓ તો આ સ્થિતિ જોઇ ગભરાઇ ગયા અને પોતાનો હંમેશનો ખુશ સ્વભાવ વિસરી જઇ ચારે બાજુએ દુઃખ જ દેખવા લાગ્યા, પણ જેઓનાં શરીરના અને મનના બંધારણ એવા મજબૂત હતા કે વિપત્તિઓની સામે તેઓ થઇ શકે તેઓ આનંદમાં રહી શકયા અને આવી કુદરતની વિપત્તિઓની સામે થવામાં પણ કીર્તિ સમાયેલી છે એમ માનવા લાગ્યા. અમારા લશ્કરને આવી વિડમ્બનાઓ પડી છે તે શત્રુએ જાણ્યું એટલે તેઓ તેનો લાભ લેવા પ્રયત્ન કરવા લાગ્યા. તેઓએ અમારી ચારે બાજુએ કોઝેકોને ગોઠવી દીધા. આ કોઝેકો એવા હતા કે અરબસ્તાનના આરબોની માફક અમારા લશ્કરનું કોઇ ગાડું કે તોપ જરા આવીપાછી ખસી હોય કે પાછળ રહી ગઇ હોય કે તરત તેઓ તેને ઉઠાવી જતા. આ નિર્માલ્ય અને ધિક્કાર ઉત્પન્ન કરે એવા કોઝેકો સમર્થ શત્રુદળમા પેસવાની હીંમત કરે એવા ન હતા પણ તે છતાં તેમને સંજોગો એવા અનુકૂળ આવી ગયા કે તેથી તેઓ એવડા ભયકર થયા. તે છતાં તેઓએ અમને પ્રહાર કરવા જે જે ગંભીર પ્રયત્નો કર્યા હતા તેને માટે તેમને પછીથા પેટ ભરી પસ્તાવું પડ્યું હતું.'

નેપોલિયનનું થાકેલું લશ્કર પછીથી નીપર નદી ઓળગી ઓર્ચા ગામમાં આવી પહોચ્યું. ત્યા તેમને રહેવા સારૂ ઘર, તાપવા સારૂ દેવતા અને ખાવાનો ખોરાક મળ્યો. મોસ્કો છોડયા પછી પહેલ વહેલા જ આજે તેમને ખાવાની ચીજો અને કાંઇક શારીરિક સુખ મળ્યા.

સીગુર લખે છે કેઃ—" નેપોલિયન ઓર્ચામાં પેઠો તે વખતે તેની પાસે પહેલાં જે ૩૫૦૦૦ રક્ષકો હતા તેમાંથી માત્ર ૬૦૦૦ રહ્યા હતા. યુજીન

પાસે પહેલા ૪૨૦૦૦ સૈનિકો હતા તે પૈકી માત્ર ૧૮૦૦ રહ્યા હતા અને ડેવુસ્ટ પાસે ૭૦૦૦૦ હતા તેમાંથી માત્ર ૪૦૦૦ રહ્યા હતા.*

આ વીર સેનાપતિ ડેવુસ્ટે પોતાનું તમામ ગુમાવ્યું હતું. થાક, ઉજાગરા અને અપવાસથી તે ક્ષીણ થઇ ગયો હતો. તેનાં કપડા ફાટી ગયાં હતાં. તેના શરીર ઉપર ખમીસ પણ રહ્યું ન હતું. તેના મ્હોં પર બરફ પડવાથી તે ધોળું થઇ ગયું હતું પણ તેને લુછવા તેની પાસે રૂમાલ પણ ન હતો. તે એટલો બધો ભૂખ્યો હતો કે રોટલીનો એક કડકો ઉપાડી તે ઝપાટાબંધ ખાવા લાગ્યો અને બોલ્યો—

"જેના શરીર લોઢાના ઘડયાં હોય તે જ આ વિપત્તિઓ સહન કરી શકે. સાધારણ શરીરથી તે સહન થાય એ સંભવતું નથી. માણસનું શરીર કેટલુ ખમી શકે તેની પણ હદ હોય છે અને તે હદ કયારની ઓળગાઇ ગઇ છે."

તે છતા તેનો દૃઢ આગ્રહી સ્વભાવ ગયો જ ન હતો દરેક ખીણ અથવા ખાડા આગળ તે શત્રુને પાછો ધકેલી કાઢતો અને તેના ઉપર દરોડો પડતો. તેની સામે થતો.

હજી પણ નેપોલિયન નેની ખબર પૂછયા કરતો હતો. નેનો પત્તો નહીં લાગવાથી આખા લશ્કરમા દીલગીરી ફેલાઇ હતી. તેને ગુમ થયાને આજ ચાર દિવસ થયા હતા, અને તેનો પત્તો લાગવાની તમામ આશાઓ નષ્ટપ્રાય થઇ હતી. તેમ છતા નીપર નદીની દિશા તરફ બધા ફરી ફરી જોતા હતા અને વેગળે ક્ષિતિજમાં ને પોતાના લશ્કરને લઇ આવતો હોય એવી આશા રાખતા હતા. જાણે તેનો શત્રુ સાથે ભેટો થતો હોય અને હથીઆરનો ખણખણાટ થતો હોય તે સાભળવા તેઓ થોભતા. પણ પવનના સુસવાટ સિવાય બીજા

*આ હકીકતના વર્ણનમા લશ્કરના સૈનિકોની સંખ્યાના આકડા જૂદી જૂદી જગાએ જૂદા જૂદા જણાય છે તેનું કારણ એ છે કે દરરોજ હજારો સૈનિકો મરતા હતા, અને જેમ જેમ લશ્કર પાછું હઠતુ હતું તેમ તેમ રસ્તામા રાખેલા પ્રથમના સૈનિકો તેમા ભળી જતા હતા.

કશાનો અવાજ આવતો ન હતો. તેમ જ સામી બાજુએ કોઝેક લોકોના ટોળાં જામતાં હતા અને નદીના પૂલો તોડી નાંખવાની તૈયારી કરતા હતા, તેમના જ અવાજ આવતા હતા. કેટલાકે એવી દરખાસ્ત કરી કે પૂલોને તોડી નાખવા કે જેથી રશિઅનો તેમની પુઠ લઇ ન શકે. પણ બીજાઓએ તેની વિરુદ્ધ અભિપ્રાય આપી જણાવ્યું કે 'આપણો મિત્ર ને ગુમ થયો છે તે તથા તેના માણસો જો આ પૂલો તોડી નાખવામા આવશે તો મોતના પંજામાથી બચવાનાં નથી.'

એમ કરતા કરતા વળી રાત્રિ પડી અને થાકી ગયેલા માણસો પાછા તે સારા ઘરોમા સુખ ભોગવવા લાગ્યા અને ક્ષણ વાર તો પોતાનું દુઃખ વિસરી ગયા. આ વખતે નેપોલિયન સેનાપતિ લેફીત્રીની સાથે સાદું વાળુ કરવા બેઠો હતો એટલામા આનંદનો પોકાર થઇ રહ્યો કે 'સેનાપતિ ને સહી-સલામત છે.' આ વખતે એક પોલાંડનો અમલદાર આવી પહોચ્યો અને તેણે જણાવ્યું કે 'આપનો સેનાપતિ અહીંથી થોડા માઇલ ઉપર નદીના કાંઠા આગળ છે પણ તેને ચારે બાજુએ કોઝેકો ત્રાસ આપે છે તેથી આપની મદદ સારૂ મને સંદેશો કહેવા મોકલ્યો છે.' આ વાત સાભળતા જ નેપોલિયન ખુરશી ઉપરથી કુદ્યો અને તે સંદેશો લાવનારને બાઝી પડ્યો તથા અતિશય લાગણીથી બોલી ઉઠ્યો:

"શું આ તમે ખરૂં કહો છો? તમે ખાત્રીથી વાત કરો છો?" વળી પાછો આનંદમાં આવી જઇ તે બોલી ઉઠ્યોઃ—"ટ્યુલ્હેરીસમાં ૨૦ કરોડ ફ્રેન્ક મારા છે. માર્શલ નેને બચાવવા તે તમામ રકમ ખરચી નાખવા હું તૈયાર છું."

રાત્રિ શિયાળાની હતી એટલે ટાઢ અને અંધકાર પુષ્કળ હતાં. સૈનિકો તો અતિશય મહેનત તથા શ્રમથી થાકી ગયા હતા, પરંતુ સુજીને જેવો હુકમ કર્યો કે તરત જ ૫૦૦૦ માણસો જરા પણ ગણગણાટ કર્યા વિના ઉંઘમાથી ઉઠ્યા અને નેને મદદ કરવા સારૂ જવાને માટે પથારી છોડી

તૈયાર થયા. તેઓ અંધારામાં અને અજાણ્યા રસ્તામાં ૬ માઇલ સુધી ચાલ્યા. વચમાં વચમા તેઓ નેના માણસોના અવાજ સાંભળવા થોભતા. તેમની બાજુએ નદી વહેતી હતી અને તેનાં પાણી ઠરી જવાથી ભયંકર લાગતી હતી. તેમના માર્ગની બને બાજુએ બીહામણાં તાડના તથા ફરનાં ઝાડ આવી રહ્યા હતાં. તેઓ મધ્ય રાત્રિના અંધકારમાં ઢંકાઇ ગયા હતા. આવા સંજોગોમા યુજીને થોડા અવાજ કરવાનો હુકમ કર્યો. તેના જવાબમાં વેગળે અંધારામા બંદુકનો ધીમો અવાજ સંભળાયો. ને પાસે એક પણ તોપ રહી ન હતી. બંને લશ્કરોએ એક એકને મળવા ઉતાવળ કરી અને તેઓ મળ્યા. યુજીન એક ઉદાર ચરિત પુરુષ હતો અને ભય અથવા દુઃખથી જરા પણ ડગે એવો ન હતો. તે નેના હાથમાં પડયો અને હર્ષનાં આંસુ પાડવા લાગ્યો. સૈનિકો, અમલદારો અને બીજા એક એકને ભેટવા આગળ ધસ્યા.

આ પ્રમાણે યુજીન અને ને એ બેનાં એકઠાં થયેલાં લશ્કર આનંદ કરતાં કરતાં પાછાં ઓર્ચા આવ્યા. જ્યારે નેએ પોતાની વિડમ્બનાની વાત મહારાજા નેપોલિયનને કહી સંભળાવી ત્યારે નેપોલિયને તેનો હાથ ઝાલ્યો અને તેને બહાદુરમા બહાદુર વીરપુરુષ કહી તેનાં વખાણ કર્યાં. આ અજિત યોદ્ધા નેએ પોતાનો જ જુસ્સો પોતાના માણસોમાં આણ્યો હતો. આ માણસનાં આવાં અસાધારણ પરાક્રમોને લીધે અને તે તેની પ્રતિભાથી થયેલાં હોવાને લીધે નેપોલિયને કહ્યું કે " હરણના લશ્કરનો આગેવાન સિંહ હોય તે સિંહના લશ્કરનો આગેવાન હરણ હોય તેના કરતાં વધારે સારૂં છે. "

ઓર્ચાથી ૧૦૦ માઇલ ઉપર આવેલા સ્મોલેન્સ્ક ગામમાથી ૧૭ તારીખે ને ૬૦૦૦ માણસો લઇ નીકળ્યો હતો. તે જ્યારે ઓર્ચા આવ્યો ત્યારે તેની પાસે માત્ર ૧૫૦૦ માણસો હતા અને એક પણ તોપ રહી ન હતી. પોતાનાં ઘાયલ અને માંદા માણસોને શત્રુના હાથમા છોડી દેવાની તેને ફરજ પડી હતી. જે રસ્તે તે આવ્યો તે તમામ રસ્તે તેના મિત્રોનાં મડદાના ઢગલા પડયા હતા. દરેક જગાએ ભાગેલી બંદુકો અને તલવારો, ઉંધા પાડેલા ગાડાં,

ગાડા ઉપરથી ઉતારી નાંખેલી તોપો અને માણસ તથા ઘોડાઓ જે ટાઢથી ઠરી મરી ગયાં હતા તેનાં શબ નજરે પડતાં હતાં.

જે ક્રેસ્નોના રણક્ષેત્ર આગળ નેપોલિયન થોભ્યો હતો અને જ્યા આગળ તેણે પોતાના માણસોને બચાવી લેવા સારૂ વીરપુરૂષ માફક યુદ્ધ કર્યું હતું ત્યાં આગળ થઇ ને આગળ વધ્યો. ત્યાં પણ બરફમા ઢંકાઇ ગયેલા મડદાં તેણે દીઠાં. બીજે દિવસે શિયાળાનું ધુમસ વરસવાથી દૃષ્ટિને વિક્ષેપ નડયો અને આગળ કાંઇ પણ દેખાતું બંધ થઇ ગયું. એવામાં તેમની સામે એક મોટું રશિઅન તોપખાનું ખડું થયેલું અને તેમનો માર્ગ રોકતું તેમના જોવામા આવ્યું. એક રશિઅન અમલદાર ઓચિંતો આવ્યો અને ને પાસે તેણે તલવાર માગી અર્થાત્ શરણે આવવાને નેને કહ્યું. રશિઅન લશ્કરનો મુખ્ય અમલદાર પરાક્રમી વીરપુત્ર નેની બહાદુરી એટલી બધી જાણતો હતો કે તલવારની માગણી સાથે જ તેણે તે માગણી કરી તે બાબત ક્ષમા યાચી.

તે સંદેશો લાવનાર માણસ બોલ્યો—“ અમારા સેનાપતિ ક્યુટુસોફ આપના જેવા બહાદુર લડવૈયાને અને જગવિખ્યાત અમલદારને આવી ક્રૂર દરખાસ્ત કરવાની હીંમત કરી ન હોત; પણ તે જાણે છે કે હવે આપની સલામતીનો એક પણ માર્ગ નથી. આપની આસપાસ આ વખતે ૮૦૦૦૦ રશિઆનો ફરી વળ્યા છે. આપને તેની શંકા હોય તો અમારો સેનાપતિ ઘણી ખુશીથી આપને તેના લશ્કરમા ફેરવશે અને એકંદર સંખ્યા ગણી જોવા દેશે. ”

નેએ તેનો સરસ ઉત્તર આપ્યો અને કહ્યું:-“ ફ્રાન્સના સેનાપતિ કદાપિ શરણે આવતા જ નથી. ”

આ પ્રમાણે રશિઅન સંદેશો લાવનાર તથા ને વચ્ચે વાતચીત ચાલતી હતી તેવામાં કોણ જાણે વિશ્વાસઘાતથી અથવા ચૂકથી, ૪૦ તોપોમાંથી ગોળા છુટયા અને ફ્રેંચ લશ્કરની વચ્ચે પડયા આથી ભયંકર કતલ થઇ. એક ફ્રેંચ અમલદાર તો તે રશિઅન અમલદારને વિશ્વાસઘાતના નિમિત્તે મારી નાં—

ખવા દોડયો. પણ નેએ તેને અટકાવ્યો. તે બીચારો ઘણું ખરૂં નિર્દોષ હતો. તેનાં હથીઆર લઇ લેવામાં આવ્યા અને તેને કેદી બનાવવામાં આવ્યો એટલે શત્રુના લસ્કરમાંથી ગોળીઓનો વરસાદ જરા પણ દયા વિના અથવા અટકયા વિના થવા લાગ્યો. આ બનાવ જોનાર એક સાક્ષી કહે છે કે "જે બધા પર્વતો થોડા વખત ઉપર ઠંડા અને શાંત દેખાતા હતા તે તમામમાથી ઓચિંતા જવાળામુખી પર્વતો ફાટયા હોય એમ થયું." પરંતુ આ ભયથી ને જરા પણ ડર્યો નહી પરંતુ તેની હીમ્મત અને તેનો ઉત્સાહ ઉલટા વધારે થયા.

સીગુર લખે છે કે:—"કયુટુસોફે નેને છેતર્યો ન હતો. તેની તરફ ૮૦૦૦૦ તાજા, તૈયાર, ખાધેલા પીધેલા માણસો કડીતોડ હતા; તે ઉપરાંત ઘોડેસ્વારો તથા તોપો પણ જોઇએ તેટલી સંખ્યામાં હતી અને તે ઉત્તમ મોરચાવાળી જગા લઇ બેઠો હતો. ટુંકામા, બધું તેના લાભમાં હતું અને વિશેષમાં નસીબ પણ યારી આપે તો પછી શી બાકી રહે? ત્યારે અમારા તરફ માત્ર ૫૦૦૦ માણસો હતા. તે અર્ધા ભૂખ્યા હતા અને ધીમે ધીમે આગળ આવતા હતા તથા તેમા કશી વ્યવસ્થા પણ રહી ન હતી. અમારાં હથીઆર ભાગેલાં અને લોહીથી ખરડાયેલા હતાં; અને તેમાંના ઘણા તો નકામાં થઇ ગયાં હતાં. બાકીનાં કેટલાંક સારા હતા તે ભૂખે મરી જતા સૈનિકોના હાથમાં હતાં. આવી સ્થિતિ હોવા છતા શરણે આવવાની અથવા મરી જવાની વાત કરવાને બદલે ભયંકર રશિઅન દળમાં થઇ પોતાનો રસ્તો કાપવાનો નેનો વિચાર હતો."

શત્રુની સંખ્યાથી જરા પણ ડર્યા વિના ને એક ટુકડીની આગેવાની લઇ શત્રુઓએ કરેલી ખાઇઓ અને મોરચાઓ ઉપર ધસ્યો. ૮૦૦૦૦ માણસો વચ્ચે થઇ ૫૦૦૦ માણસો વડે માર્ગ કરવાનુ સાહસ તેણે ખેડયું. પોતાની છ તોપો વડે શત્રુની ૨૦૦ તોપોને શાંત પાડી દેવા તેણે આરંભ્યું. આ બે અસમાન લશ્કરો વચ્ચે આખો દિવસ યુદ્ધ ચાલ્યું અને રાત્રિએ અંધકાર નાખ્યો ત્યારે જ તેઓ થોભ્યાં. નેને સમજાયું કે હવે રશિઅનો વચ્ચે થઇને છટકી જવાય તેમ નથી. પોતાનું અર્ધું લશ્કર તો વળી વિશેષમા નાશ પામી ગયું

હતું. તેથી તેણે હુકમ કર્યો કે સ્મોલેન્સ્ક તરફ પાછા હઠવું અને રશિઆનાં તનદુરસ્તી બગાડે એવાં જંગલોમાં ખસી જવું.

આ વિચિત્ર હુકમ સાભળી તેનાં માણસોને આશ્ચર્ય લાગ્યા વિના રહ્યું નહી. પણ તેઓએ તરત જ તેના હુકમ પ્રમાણે અમલ કર્યો. પોતાના જે મિત્રો આગળ નીકળી ગયા હતા તેમના તરફ કૂચ કરી, તેમના મહારાજા નેપોલિયન તરફ કૂચ કરી અને છેવટે પોતાની પ્રિય માતૃભૂમિ ફ્રાન્સ તરફ કૂચ કરી, જે જંગલોમાથી તેઓ છુટી જવા માગતા હતા તે જંગલો તરફ તે ચાલવા લાગ્યા અંધારામા, ખરબચડા રસ્તામાં, અજાણ્યા પ્રદેશમાં એકાદ બે કલાક તેઓ ચાલ્યા એવામાં એક નાની નદી આવી. તેણે તે નદી ઉપરના બરફને ભાગી નદીનો પ્રવાહ કઇ દિશામા છે તે જોયું.

પછી તે બોલ્યોઃ—" આ નદી નીપર નદીને મળે છે. એને રસ્તે રસ્તે આપણે જઇશું " ટાઢથી ઠરી ગયેલા, ભૂખથી લેવાઇ ગયેલા, થાકથી નરમ થઇ ગયેલા અને લોહીથી ખરડાઇ ગયેલા તથા ઘાયલ થયેલા આ સૈનિકો એ નદીની ધારે ધારે ચાલ્યા અને છેવટે નીપરના કીનારા આગળ આવી પહોચ્યા. આટલું બધું તેઓ ચાલ્યા ત્યારે રસ્તામા તેમને એક જ લંગડો ખેડુત મળ્યો. તેણે તેમને નદી સહેલાઇથી ઓળંગવાની જગા બતાવી. તે જગાએ સહેજ વાંક હોવાથી નદીમા તરતાં બરફના ચોસલાનો ઢગલો થયો હતો ટાંડીથી તે બધાં સજ્જડ થઇ ગયાં હતાં. આ જગાએ જ નદી ઓળંગાય એવુ હતું અને આ જગાએ જ મોટામાં મોટો ભય પણ હતો.

પોતાનો કોટ પહેરી લઇ ને એકદમ તે બરફના ચોસલા ઉપર પડ્યો અને ઉંઘવા લાગ્યો. આખું લશ્કર એકે એકે આગળ વધ્યું. બરફનું પડ પાતળું હોવાથી ને ભાગી જતું અને સૈનિકોને પગે ચોટતું તથા રેલા ઉતરતા. પછી તેણે માંદા અને ઘાયલ થયેલા સૈનિકોની ગાડીઓ ધીમે ધીમે તે બરફ ઉપર લેવા માંડી. પણ બરફનું પડ તદ્દન ભાગી ગયું. ઘણા ગાડાં ડુબી ગયાં. આ પ્રમાણે આ ઘાયલ થયેલાઓ તેમની ટાંડી કબરમા નિદ્રાવશ થઇ ગયા

ત્યારે કેટલીક ધીમી ચીસો સંભળાઇ. કોઝેકો ફ્રેન્ચની પૂઠ લઇ પાછળ આવતા હતા અને પોતાના ઉપર ફ્રેંચ બંદુકની ગોળી ન પડે.એટલે દૂર રહ્યા રહ્યા તોપોનો મારો ફ્રેંચ ઉપર ચલાવ્યા જ કરતા હતા. તે છતાં રાત્રિદિવસ જરા પણ વિશ્રાન્તિ લીધા વિના ને આગળ ચાલ્યો અને ૨૦ મી તારીખની મધ્ય રાત્રિ વીત્યા પછી લગભગ તરત જ નેપોલિયનના મહાન્ લશ્કરના તમામ ભાગ ઓર્ચા ગામે એકઠા થયા તે વાચક જાણે છે.

આ પ્રમાણે જ્યારે તેનું લશ્કર પાછું હઠતુ હતું તેવામા એક સ્ત્રીએ ધવડાવવા રાખેલું પોતાનું છોકરૂં બરફમાં મૂકી દીધું પણ નેએ તરત તે ઉપાડી લીધું, તેને પપાળ્યું અને પાછું તેની માને સોપ્યું. વળી પાછું તે બાળકને તેની દુઃખથી રાક્ષસ જેવી બનેલી માએ ઘણા વજનવાળા ગાડામાંથી નાંખી દીધું અને ફરીથી નેએ તેને બચાવ્યું; કારણ કે જેટલો તે બહાદુર હતો તેટલો જ તે કોમળ અંતઃકરણનો હતો. સૈનિકોને રીસ ચઢી તેથી તે રાક્ષસી સ્ત્રીને તેમણે ગાડીમાંથી બરફમાં ફેંકી દીધી અને તે બીચારા બાળકને ધાબળીઓ ઓરાઢી ઢાકી દીધું. પછીથી તેઓ તેની ઘણી સંભાળ લેવા લાગ્યા. એ બાળક પછી બેરેસીના, વીલ્ના અને છેવટે કોનોમા પણ જીવતું દેખાયું હતું અને છેવટ સુધી તે જીવતું રહ્યું હતું.

હવે નેપોલિયન પાસે એકંદર ૧૨૦૦૦ માણસો રહ્યા હતા. છતા તેના લશ્કરમા બીજાં ફાજલ ભટકી ખાનારા માણસો પુષ્કળ હતા. તેમને આગળ વધતા અટકાવવા સારૂ રશિઅનોએ અનેક ઉપાયો કર્યા હતા છતા તેની દરકાર કર્યા વિના દુઃખ વેઠતા વેઠતા નેપોલિયનના માણસો ત્રણ દિવસ સુધી આગળ ચાલ્યા. જ્યારે કેલુગા આગળ પોતાના લશ્કરને ગોઠવી રહેલા કયુટુસૉફ ઉપર ચઢાઇ કરવા સારૂ નેપોલિયને મોસ્કો છોડ્યું ત્યારે બીજો રશિઅન સેનાપતિ વીટજેન્સ્ટીન નેપોલિયનના લશ્કરના ડાબા ભાગની પાછળ ૩૦૦ માઇલને અંતરે હતો. વળી ટર્ક લોકો સાથેના યુદ્ધમાંથી પરવારેલા ૫૦૦૦૦ માણસો લઇ ત્રીજો રશિઅન અમલદાર ચીચેગૉફ ૫૦૦ માઇલને અંતરે આવતો હતો. આ બને તૈયાર લશ્કરો બેરેસીના આગળ એકઠાં થવા આગળ ધપતા હતાં.

આ પ્રમાણે ક્યુટુસોફ,વીટ્‌ઝેન્સ્ટીન અને ચીચેગૉફ એ ત્રણ અમલદારના લશ્કર નેપોલિયન ઉપર ધસી આવતા હતા. તેથી બેરેસીના નદી આગળ થઇ આગળ જવાનો માર્ગ ઘણો જ જોખમકારક થઇ રહ્યો હતો. *

બેરેસીના નદી ઓળગી જઈ શકાય અને શત્રુને તે ન ઓળંગવા દેવાય એટલા માટે તેના તીર ઉપર આવેલા બોરીસૉફ ગામમા નેપોલિયને મોટું લશ્કર અને પુષ્કળ દારૂગોળાનો જથ્થો રાખ્યો હતો. તેને એવી આશા હતી કે

---

* "રશિઅનો અને ટર્કી વચ્ચે બુકેરેસ્ટ આગળ એક ગુપ્ત સંધિ થઈ હતી. આ સંધિ થવાનું કારણ ઇંગ્લાડ હતું. લંડનના પ્રધાનમંડળે એક જૂઠો લેખ ઉભો કરાવી તે ટર્કીના ગ્રાન્ડ વઝીરને રજુ કરવામાં આવ્યો હતો અને તેને લીધે જ આ સંધિ થવા પામી હતી. તે જૂઠા કાગળમાં એવું લખવાનો ડોળ કરવામાં આવ્યો હતો કે જાણે તે કાગળ નેપોલિયને રશિઅન મહારાજા અલેક્ઝાન્ડરને લખ્યો હતો ને તેમાં ટર્કીના રાજ્યના ટુકડા કરી નાંખવાની દરખાસ્ત કરી હતી. જોસફ ફ્રૉન્ટન નામનો એક માણસ ઇંગ્લાંડનો પગાર ખાઇ ટર્કીમાં રહેતો હતો. તેને ગલીબ એફેન્ડીએ પૂછ્યું કે આ લેખ ખરેખર નેપોલિયને લખ્યો છે? ત્યારે તેણે હા કહી. નેપોલિયન રશિઆમા પેસી ગયો છે એ વાત ટર્કીના સુલતાને જાણી તો પણ તેણે રશિઅનો સાથે સંધિ કરવાના પત્ર ઉપર સહી કરવાની ના કહી; પણ છેવટે ઇંગ્લાંડની ધમકીના વલણથી તેને સહી કરવી પડી આ પ્રમાણે સંધિપત્રમાં ટર્કીના સુલતાનને સહી કરતાં વાર થઇ તેથી જ મોલ્ડેવીઆમાં આવેલું રશિઅન લશ્કર ઑક્ટોબર સુધી છુટું થઇ શક્યું નહીં. તેથી બેરેસીના આગળ જ્યાં સુધી ફ્રેંચ લશ્કર પાછુ હઠતું હઠતુ ગયું ત્યા સુધી તેને ઇજા કરવા આ રશિઅન લશ્કર કાંઇ કરી શક્યું નહીં." History of Napoleon; par M de Norvins.

આ પ્રમાણે ટર્કીના ટુકડા કરી નાખવાની બાબતમાં નેપોલિયન કદાપિ હા કહે જ નહીં તેટલા જ કારણથી રશિઆ તેનું શત્રુ બન્યું, અને ટર્કી તેનું દુશ્મન બન્યું તેનું કારણ એટલું જ હતું કે અલેક્ઝાન્ડર સાથે મળી જઇ કોન્સ્ટેન્ટીનોપલ લઇ લેવાનો પ્રયત્ન નેપોલિયન કરે છે એવી ખાત્રી ખોટાં કાગળીઆં ઉભાં કરી ઇંગ્લાંડે ટર્કીને કરી આપી હતી.

તે જગાએ તે પહોચશે એટલે તેને હથીઆર,દારૂગોળો તથા નવા માણસો મળી આવશે અને લશ્કરને ખાવાનુ પણ મળશે.

પણ ૨૩ મી તારીખે તેને ખબર મળી કે તેના એક સેનાપતિની ચૂકથી-બેદરકારીથી બોરીસૉપ પડયું હતું અને ત્યાનો તમામ દારૂગોળો તથા બીજો સરંજામ શત્રુના હાથમા પડ્યો હતો. આ ભયંકર વિનાશની ખબર સાભળવા તે તૈયાર ન હતો. એક ક્ષણ વાર તો તે દિઙમૂઢ થઇ ગયો પણ પછીથી પોતાનો હાથ આકાશ તરફ ઉંચો કરી તે નિશાસો નાખતો બોલ્યો:—

" શું અમારા નસીબમા આમ ભૂલો જ કરવાની લખેલી છે ?"

નેપીયર લખે છે કે:—" આવા અધીરાઇ ના શબ્દ તેના મ્હોમાથી નીકળી ગયા તે નીકળી ગયા. તે બીજા કોઇએ સાભળ્યા ન હતા પણ તેનો એક હજુરીઓ જે તેની પાસે હતો તેણે તેના મનનો ગભરાટ જોયો હતો. ડયુરોક્ દરૂ અને બર્થીયર ત્રણે સેનાપતિ કહે છે કે તેઓ નેપોલિયનના ગભરાટની વાત પણ જાણતા નથી અને તેમણે તો તેને જેવો ને તેવો અડગ જ દીઠો છે. ખરેખર બહારથી તો તે અડગ જ દેખાતો કારણ કે પોતાના મનની ચિંતા બીજાને ન જણાવા દેવા જેટલો મન ઉપર નિગ્રહ તે રાખી શકતો હતો."

લશ્કરનો રસ્તો હવે ચારે બાજુએ તદ્દન બંધ થઇ ગયો હતો. છટકી જવાનુ તો બને એમ હતું જ નહીં. કોનો ગામ આગળ નીમન નદી તેણે ઓળંગી હતી તે જગા તો હજી ૭૦૦ માઇલ દૂર હતી. તેની સાથેના અમલદારોએ ગભીરતાથી પોતાની ઇચ્છા જણાવી કે "આપ લશ્કરને અહી છોડી દઇ પાછા ફ્રાન્સ જાઓ," અને દરૂએ તો કહ્યું કે " હવે જમીનમાર્ગે જવાનું બને તેમ નથી તેથી હવામા ઉડી જવાતુ હોય તો પણ આપે તો ફ્રાન્સ જવું, કારણ કે પારિસમા રહી અમારા લશ્કરનુ આપ જેટલું ભલું કરી શકશો તેટલું અહી રહી થઇ શકવાતું નથી."

ઘણી જ કાળજીથી નેપોલિયને પાછા નકશા તપાસી જોયા, બોરીસોપ ગામની સ્થિતિ તપાસી અને ત્યા જવા સારૂ એક બે રસ્તા પણ બતાવ્યા; પણ

પછી તેને ખબર પડી કે તે તમામ સ્થાનોનો રશિઅનોએ મજબૂત કબજો કરી લીધો છે. આવા શત્રુની ભયંકર તોપોના માર સામે ટાઢથી ઠરી ગયેલું અને ભૂખથી અધમુઉ થયેલું ફ્રેંચ લશ્કર નદી ઓળંગે એ બનવું અશક્ય હતું. તેથી બોરીસોફની જમણી બાજુએ જરા દૂર આવેલું એક સ્ટડઝીઆન્કા નામનું ગામ હતું ત્યાં આગળ થઇ બેરેસીના નદી ઓળંગી જવાનો તેણે છેવટે નિશ્ચય કર્યો આ જોખમ અસાધારણ હતું. પોતાની પાસે એકે પૂલ ન હતો. નદીમા બરફનાં ચોસલા તરતા હતા. સામી બાજુએ જ્યાં ઉતરવાનું હતું તે જગા ભીનાશવાળી હતી અને તેની આસપાસ ઉંચી ટેકરીઓ હતી. તેમાં રશિઅનો તૂટી પડવા તૈયાર બેઠા હતા; પરંતુ નેપોલિયને પોતાની પ્રતિભા ઉપર વિશ્વાસ રાખ્યો તેમ જ પોતાના માણસોની હીંમત અને નિષ્ઠા ઉપર ભરોસો રાખ્યો. આ ભયંકર સાહસ સારૂ તેણે સપાટાબંધ તૈયારીઓ કરવા માંડી.

પોતાના લશ્કરના બાકીના તમામ વાવટાઓ તેણે એકઠા કરાવ્યા અને તેમને બાળી મૂકાવ્યા, તથા ફાજલ ગાડાને પણ સળગાવી દેવડાવ્યાં. તેના રક્ષકો પૈકીના ૧૮૦૦ માણસોના ઘોડા મરી જવાથી તેઓ બીચારા પગે ચાલતા હતા. તેમની તેણે બે ટુકડીઓ કરી. જે અમલદારો પોતાના ઘોડા બચાવી શક્યા હતા તે તમામને તેણે પોતાની આસપાસ એકઠા કર્યા. આ પ્રમાણે ૫૦૦ અમલદારોની એક ટુકડી તૈયાર કરવામા આવી અને તેનું નામ ‘ પવિત્ર લશ્કર ’ એવું પાડવામા આવ્યુ. લશ્કરના જે મોટા અમલદારો હતા તેઓ હવે હલકા દરજ્જાનુ કામ કરવા તૈયાર થઇ ગયા અને ખભા ઉપર બંદુકો મૂકી સાધારણ સૈનિકો બન્યા. નેપોલિયનની અદ્વિતીય શકિતની પ્રેરણા આ નાની ટુકડીમા થઇ અને તે અડગ અને ધીર બન્યા.

આ પ્રમાણે તમામ વ્યવસ્થા સંપૂર્ણ થયા પછી, તાડનાં ઝાડથી છવાયેલા તે પ્રદેશમા નેપોલિયનના લશ્કરે ફરીથી કુચ શરૂ કરી. આ પ્રમાણે પાછું હઠતું નેપોલિયનનું લશ્કર એકંદર ૪૦,૦૦૦ પુરુષો, સ્ત્રીઓ તથા છોકરાનું બનેલું હતું. તેઓ જેમ જેમ બોરીસોફ નજીક આવવા લાગ્યા તેમ તેમ

તેમને લોકોના ધાટા સંભળાયા અને તેઓ એમ માનવા લાગ્યા કે બોરીસાફનો કીલ્લો સર કરનારા વિજયી રશિઅનો બૂમો પાડતા હશે. તેથી તેની ચોક્કસ તપાસ કરવા થોડા માણસોને મોકલવામા આવ્યા તેઓ અતિશય આનંદદાયક સમાચાર લાવ્યા કે સેનાપતિ વીકટર અને ઉડીનોટ એ બે ઇસમોએ બોરીસૉફ પાછું લઇ લીધું છે અને તેઓ નેપોલિયનના આવવાની રાહ જોઇને બેઠા છે.

આ પ્રમાણે તમામ ફ્રેંચ લસ્કર એકઠું થયુ તે વખતે જે હર્ષ થયો તેમ જ જે દુઃખ થયું તેનું વર્ણન થઈ શકે એમ નથી મોસ્કો મૂક્યા પછી નેપોલિયનના મહાન્ લશ્કરને શી શી આફતો વેઠવી પડી હતી તેની ખબર વીકટરને ન હતી તે લશ્કરની આવી દુઃખદાયક સ્થિતિ હશે તેની કલ્પના પણ તેને ન હતી. નેપોલિયનના મોસ્કોથી આવેલા લશ્કરના માણસોના કપડાં ફાટી ગયા હતા અને કેટલાક તો ધાબળીઓ અને ઘોડાના સાફ નહીં કરેલાં કાચા ચામડા ઓઢી આવ્યા હતા. તેમના પગે બૂટને બદલે ગમે તે કાંઇક વીટાળવામા આવ્યું હતું. તેઓ ભૂખથી તથા ટાઢથી ક્ષીણ થઇ ગયા હતા અને યુદ્ધોમાં લઢી ઘાયલ થયા હતા આજ સુધી નહીં વેઠેલાં એવા દુઃખની હકીકત એકમેકને સંભળાવી જૂના વૃદ્ધ અનુભવી યોદ્ધાઓ રોયા; અને રશિઆના પાટનગરને સર કરવા સારૂ નેપોલિયનનું જે મહાન્ લસ્કર ગયું હતું અને જેને વિજયી થયેલું આખું યુરોપ માનતું હતુ તેનો આટલો જ ભાગ જીવતો રહ્યો હતો એ વાત જ્યારે બોરીસૉફમાં રહેલા લોકોને કહેવામાં આવી ત્યારે તેમના દુઃખનો પાર રહ્યો નહી. હવે વીકટર અને ઉડીનોટનાં માણસો પોતાના લશ્કરમા ભળવાથી નેપોલિયનના લશ્કરમા ૨૭૦૦૦ યોદ્ધાઓ અને ૪૦૦૦૦ લશ્કર પાછળ ભટકનારા માણસો થયા

આવા દુઃખ વખતે પણ નેપોલિયન તરફની સૈનિકો ભક્તિ જેવી ને તેવી રહી હતી. સીગુર લખે છે કેઃ—" જે હજારો માણસો નેપોલિયનનો દોષ કાઢી શકત અને પોતાના દુઃખ માટે તેને ઠપકો આપી શકત એવાં માણસોની વચ્ચે થઇ નેપોલિયન જરા પણ સંકોચ પામ્યા વિના ચાલ્યો,

જરા પણ ઢોંગ કર્યા વિના દરેક સાથે કોઇ નિમિત્તે વાત કરવા લાગ્યો અને એમ માનવા લાગ્યો કે જ્યાં સુધી કીર્તિથી માન મળી શકે છે ત્યાં સુધી તે સૈનિકો તેને માન આપ્યા વિના રહેનાર નથી. તે અમારો છે અને અમે તેના છીએ એવું અમે સારી પેઠે સમજતા હતા તેથી તેની કીર્તિ અમારી પ્રજાની મીલકતની માફક અમે ગણતા હતા અને તેને ઇજા કરવી એ એક પ્રકારનો આત્મઘાત સમજતા હતા; છતા તેમ કરવાને બદલે અમે અમારા હથીઆર અમારી જાત સામા ઉઠાવી અમારી જાતને મારી નાખવામાં ઓછું પાપ—હલકા પ્રકારનો આત્મઘાત—સમજતા હતા. ”

“ કેટલાક સૈનિકો તો તેને પગે પડયા અને ત્યા જ મરણને શરણ થઇ ગયા. જો કે તેઓને બહુ વેદના થતી હતી અને તેમને સન્નિપાત થયો હતો છતા તેમના લવારામા પણ તેઓ નેપોલિયનને ઠપકો આપવાના વાકય લવી જતા ન હતા પણ તેની આછીજી કરતા હતા ખરૂ પુછાવો તો શુ તેણે પણ બીજા સૈનિકોની પેઠે દુઃખ વેઠયુ ન હતુ ! એણે જેટલો આત્મભોગ કર્યો હતો એટલો અમારામાથી કોણે કર્યો હતો ? આ પરાજયમા સૌથી વધારે નુકશાન કોને થયું હતું ? જો કાંઇક વિરુદ્ધ બોલવામાં આવતું તો તે પણ તેની ગેરહાજરીમા જ, કારણ કે તેનું મન દુઃખવવુ એ સૌથી વધારે મોટુ પાપ ગણાતુ હતુ. ”

બોરીસોફ ગામ આગળ થઇને બેરેસીના નદી થોડે માઇલ દૂર પોતાના પ્રબળ પ્રવાહથી વહી જાય છે. પાછા હઠનારા રશિઅનોએ નદી ઉપરનો પૂલ તોડી નાંખ્યો હતો અને નદીના સામા કીનારા ઉપર ભયકર તોપો ગોઠવી હતી. પોતાના માણસોને આરામ આપવા સારૂ નેપોલિયન બે દિવસ બોરીસોફ રહ્યો તે નદી પોતે કઇ જગાએથી ઓળંગવાનો વિચાર કરે છે તે બાબતમા શત્રુને થાપ દેવા સારૂ તેણે ૨૫ મી તારીખે અનેક યુક્તિઓ અને હીલચાલો કરી તે જ વખતે ગાઢ જગલમા પોતાની હીલચાલ જણાઇ ન જાય એવી જગાએ પૂલ બાંધી દેવાની તજવીજ ગુપ્ત રીતે ચાલ્યાં જ કરતી હતી. રશિઅનો મોટી સખ્યામા સામી બાજુએ ટેકરાઓ ઉપર

ગોઠવાઇ ગયા હતા. ફ્રેંચ લશ્કર દિવસે વૃક્ષના અંધારામા સંતાઇ રહ્યું હતું અને રાત્રિનો અંધકાર પડે કે તરત જ પૂલ બાંધવાનું શરૂ કરવાનું હતું. શિયાળાનો સૂર્ય પર્વત પાછળ ઉતરી પડ્યો કે તરત જ તે લોકો પોતાનું કામ કરવા કુદી પડ્યા દેવતા સળગાવવાની મના હતી. પૂલ બાંધતી વખતે તે લાંબી અને અંધારી રાત્રે ઘણાને તો ગળા સુધી પાણીમા ઉભા રહી તથા પ્રવાહમા તણાઇ આવતાં બરફના ચોસલાની સામે ટક્કર ઝીલી કામ કરવાનું હતું. ગાડીઓના લોઢાના પૈડા કાઢી નાંખી તથા ઝુંપડાઓ અને ઘરનાં પાટીઆ કાઢી લઇ તે બંનેનો ઉપયોગ પૂલ બનાવવાના કામમાં કરવામાં આવ્યો હતો.

બીજા સૈનિકોની માફક શ્રમ કરતો નેપોલિયન આ કામ ઉપર દેખરેખ રાખતો હતો. આ સાહસ નિષ્ફળ જશે એવી શંકાનો એક અક્ષર પણ તેના મ્હોમાથી નીકળતો નહી. તેની આસપાસ ૧,૫૦,૦૦૦ માણસોવાળાં ત્રણ ગંજાવર રશિઅન લશ્કરો આવી રહ્યા હતાં. રશિઅન ઇતિહાસકાર બુટુર્લિન લખે છે કે:—" આવું જોખમ નેપોલિયને જીંદગીમા ખેડ્યું હોય એમ જણાતું નથી, છતા તેવા જોખમમાં તેની આત્મશ્રદ્ધા ગઇ નહીં અને તે જરાપણ ડગ્યો નહી. ભય આટલો બધો નજીક હતો તો પણ તે જરા ગભરાયો નહી. એટલુ જ નહી પરંતુ કોઇ પ્રતિભાશાળી પુરુષ જેમ જોતો હોય તેમ તે ભય તરફ જોતો હતો અને સાધારણ બુદ્ધિનો સેનાપતિ જે જગાએ ભય ન ધારે તે જગાએ પણ ભય આવશે એમ ધારી તેને માટે તૈયારી કરી રાખતો હતો "

ફ્રેંચોને લાગ્યુ કે બેરેસીના નદી ઓળંગવાનું કામ તદ્દન અશક્ય છે. સેનાપતિ રૅપ, મોર્ટીયર અને ને એ ત્રણેએ કહ્યુ કે જો આવા સંજોગોમાં પણ છટકી જઇ શકાય તો એમ જ માનવું કે મહારાજાનો સીતારો બુલંદ છે મ્યુરાટ જે ખરેખરો બળવાન અને બેદરકાર હતો તેને પણ લાગ્યુ કે લશ્કરને બચાવવાનું કામ બની શકવાનુ નથી. તેણે જણાવ્યું કે આખા લશ્કરને બચાવવાનો વિચાર હાલ તુરત માંડી વાળવો અને જે મહારાજા

ઉપર ફ્રાન્સના લશ્કરના છુટકારાનો આધાર છે તેને જ માત્ર બચાવી લેવાનો પ્રયત્ન કરવો જોઇએ. તમામ સૈનિકોએ પણ એવી જ ભીતિ અને ઇચ્છા બતાવી. કેટલાક પોલાંડવાસી અમલદારોએ આગળ આવી કહ્યું કે "જંગલો-માંથી આડકતરો વાંકો ચૂકો રસ્તો કાઢી અમે મહારાજાને પ્રુશિઆની સરહદ સુધી સહીસલામત લઇ જઇ શકીશુ." પોલાંડવાસી લોકોના લશ્કરનો ઉપરી પોનીયાટોસ્કી બોલી ઉઠ્યો કે "મહારાજાને બચાવી લઇ જવાનું હું કામ માથે લઉં છુ." પરંતુ આ પ્રમાણે બાયલાની માફક નાસી જવાની સૂચનાને નેપોલિયને વખોડી કાઢી. તેણે કહ્યું " આવા ખરેખરા જોખમમા લશ્કરને મૂકી હું જવાનો જ નથી."

સીગુર લખે છે કે:—" આ યોજના હીણપદ લગાડનારી છે અને બાયલાની માફક નાસી જવું એ ગેરવ્યાજબી છે એમ કહી નેપોલિયને વખોડી કાઢી એટલું જ નહી પણ પોતાના લશ્કરને આવા ભયંકર જોખમમાં નાખી નાસી જવાની સૂચના કરવાની હીમત કરનાર ઉપર તે ગુસ્સે થયો. છતાં તે મ્યુરાટ ઉપર જરા પણ ચીડાયો નહી, કારણ કે તે એમ માનતો હશે કે મ્યુરાટે આ પ્રમાણે સૂચના કરી તેથી પોતાને પોતાની દૃઢતા બતાવવાનો પ્રસંગ આવ્યો અથવા કદાચ એમ પણ હશે કે મ્યુરાટે પોતાની ભક્તિ દેખાડી તેથી તે ખુશ થયો હશે; કારણ કે પોતાના અનુયાયીની રાજાના શરીર તરફની ભક્તિ જોઇ રાજાએ ઘણો જ સંતોષ માનવો જોઇએ. '

એમ કરતા કરતા પૂર્વ દિશામા સૂર્યનારાયણના કિરણો ફૂટવા લાગ્યા. રશિઅન લોકોના સૈનિકોના તાપણા ઝાખાં થઇ ગયા. પહેલે દિવસે જે યુક્તિઓ અને હીલચાલો નેપોલિયને કરી હતી તેથી તેણે શત્રુને બરાબર છેતર્યા હતા. તેથી જ્યારે નેપોલિયને પોતાનું લશ્કર સ્ટાકીયાન્કા આગળ જમાવવા માંડ્યું ત્યારે ગભરાટમા ને ગભરાટમા રશિઅન સેના-પતિએ પોતાના લશ્કરને ત્યાથી પાછુ હઠાવી લેવા માંડ્યું. દૂરબીનોની મદદથી પર્વતની ટેકરીઓ ઉપરથી સવારના પહોરમા રશિઅનો ઉતરી જતા રહેતા જ્યારે ફ્રેંચ અમલદારોએ જોયા ત્યારે તેમને અજાયબી થઇ. તે નદીના

સુખ તરફ ૧૮ માઇલ આધે નેપોલિયને યુક્તિ કરી જાણે નદી ઓળંગી હોય એવો ડોળ કર્યો હતો તે જ જગાએ તમામ લશ્કરને એકઠું થવા રશિઅન સેનાપતિએ હુકમ આપ્યો હતો.

આ ખુશ ખબર નેપોલિયનને કહેવા રૅપ અને ઉડીનોટ સપાટાબંધ તેની પાસે આવ્યા. નેપોલિયન બોલી ઉઠયો "ત્યારે રશિઅન સેનાપતિ છેતરાયો છે ખરો." તરત જ ઘોડેસ્વારોની એક ટુકડી તેમના ક્ષીણ થઇ ગયેલા ઘોડાને લઇ તે નદી ઓળંગી સામી બાજુએ ગઇ. તેણે તેનો કબજો લીધો. પૂલ તરત જ પૂરો થઇ ગયો અને બે હોડીઓ બનાવવામાં આવી. હવે પાયદળને સપાટાબંધ સામી બાજુએ લઇ જવાનું કામ શરૂ થયું. થોડા કલાકમા ઇજનેરોએ એક બીજો પૂલ બનાવી દીધો જેના ઉપર થઇ ભારખાનાના ગાડાં અને તોપો લઇ જઇ શકાય. તે આખો દિવસ અને રાત્રિએ ફ્રેંચ તથા તેમની પાછળ લટકનારા નદી ઓળંગી જવા સારૂ તે સાકડા પૂલ ઉપર ઉભરાવા લાગ્યા. એટલામા રશિઅનો પાછા ફરવા લાગ્યા. તેઓએ પાસેની ટેકરીઓ ઉપર તોપો ગોઠવી અને પૂલો ઉપર ગોળાનો વરસાદ વરસાવા માડયો. ૨૭ મી ની સવારમા રશિઅનો એટલા બધા એકઠા થઇ ગયા કે તે નદીની બંને બાજુએ આવેલા ફ્રેંચ લોકોને કુટી નાખવા તેઓ તૈયાર થઇ શકે. નેપોલિયન લશ્કરના ભાગ સાથે નદી ઓળગી ગયો હતો. નદીની પેલી પાર તે પહોચ્યો એટલે તે બોલ્યોઃ—"હજી મારો દિનમાન તપે છે"

હવે ભયંકર યુદ્ધ ચાલ્યું. રશિઅનોને તો ખાત્રી જ હતી કે તેમનો વિજય થવાનો છે. તેથી તેઓ તો બહાદુરીથી લઢવા લાગ્યા. ત્યારે ફ્રેંચ લોકોને જીવવાની હવે આશા ન હતી તેથી તેઓ મરણીઆ થઇ લઢવા લાગ્યા. આ પ્રમાણે કાપાકાપી, કતલ અને એવું જ રાક્ષસી કામ ચાલી રહ્યું. તે વખતે કુદરતનું ભયકર તોફાન થયુ અને જંગલોમાંથી સખત પવન ફુંકાવા લાગ્યો તથા તેના સુસવાટા બને લશ્કરો ઉપર આવવા લાગ્યા. એવામા એક પૂલ ઉપર માણસો, ગાડા તથા તોપોનો ભાર બધી જવાથી તે કડકડ થઇ તૂટી પડયો. પૂલોના આગળના ભાગ આગળ

આ પ્રમાણે દારુણ યુદ્ધ ચાલી રહ્યું હતું તે વખતે ઇજનેરો બેરેસીના ઉપર તેમણે બાંધેલા પૂલો સાચવી રાખી તેમની દુરસ્તી કર્યા કરતા હતા અને જરા પણ ગભરાતા ન હતા. રાત્રિ પડી અને અંધકાર થયો તો પણ યુદ્ધ અટક્યું નહી. પેલા પૂલો ઉપર જે માણસો, ઘોડાઓ અને ગાડીઓ ચીકાર ભરાઇ જતી તેના ઉપર ગોળા છોડવા સારૂ રશિઅનોએ પોતાની તોપો ગોઠવી.

આ તોફાન અને ત્રાસ વખતે એક હોડી જેમાં એક સ્ત્રી અને તેનાં બે છોકરા બેઠા હતા તે બરફવાળી નદીમા ઉંધી પડી ગઇ. તરત જ એક સૈનિક અંદર કુદી પડ્યો અને બહુ મુશીબતથી સૌથી નાના બચ્ચાને બચાવી શક્યો તે બીચારૂં બાળક માને માટે રોવા લાગ્યું. તે સૈનિકે તે બાળકને કહ્યું:— " તું રડીશ નહીં, તને જે જોઇશું તે હું આપીશ, હું તને મારા બચ્ચા તરીકે પાળીશ. "

આ વખતે સ્ત્રીઓ બગલમાં છોકરાં મારી તે બરફવાળી નદીમા ફાળ મારતી હતી. જ્યારે કોઇ સ્ત્રી તે ઠંડા પ્રવાહમા ડુબી મરવાની તૈયારીમાં જણાતી ત્યારે પણ તેના અકડાઇ ગયેલા હાથમાં તેના બાળકને પાણી ઉપર ધરી રાખતી દેખાતી. સ્મોલેન્સ્ક ગામમાં જે બાળક સેનાપતિ નેએ બચાવી લીધું હતું તેને પણ આ પૂલની બીજી બાજુએ લઇ જવામાં આવ્યું.

ભારે ગાડાંના અવરજવરથી ઘણા માણસો ચગદાઇ ગયાં અને તેમનાં હાડકાના ચૂરા થઈ ગયા. ચીકાર ભરાઇ ગયેલા પૂલ ઉપર સૈનિકો પોતાનો રસ્તો કરી આગળ જતા હતા. ઘાયલ થઈ પડેલા અને માંદા સૈનિકો તેમના પગ નીચે છુંદાતા હતા. એમ કરતા રાત્રિ પડી, અંધારૂં થયુ, ઠંડી પડવા લાગી અને બધું ભયકર દેખાવા લાગ્યું. તેથી આ વિપત્તિઓ વધારે અસહ્ય જણાવા લાગી. તમામ વસ્તુઓ બરફથી તદ્દન ઢંકાઇ ગઇ હતી. ચારે બાજુએ પડેલા ધોળા બરફ ઉપર ફ્રેંચ લશ્કરના માણસો, ઘોડાઓ અને ગાડાઓ જતા હતા. તે ઉંચી ટેકરીઓ ઉપર રહેલા રશિઅન તોપચીઓ જોઇ શકતા અને તેથી પોતાના ગોળા સચોટ ફેંકી શકતા હતા. પવનના સુસવાટા થતા

હતા, રાત્રિનો અંધકાર વ્યાપ્યો હતો, તોપોના ધડાકા અને દેવતાના ચમકારા થતા હતા, ને ગીચ લશ્કર ઉપર ગોળાઓ ગડગડ કરતા આવતા હતા, ગોળાઓ ફુટતા અને માણસોનો કચ્ચરઘાણ વળી જતો, ગોળીઓ સરરર કરતી આવતી હતી, સૈનિકો ચીચીયારીઓ કરતા હતા, ઘાયલ થયેલા માણસો ચીસો પાડતા હતા, અને જંગલી રશિઅનો હર્ષની ગર્જના કરતા હતા તેથી આ દારુણ યુદ્ધનો દેખાવ ખરેખરો ભયંકર બની રહ્યો હતો. લશ્કરી કીર્તિ મેળવવાની ઇચ્છા રાખનાર ક્રૂર અને સ્વાર્થી માણસોના હૃદયમા આ વર્ણન વાચીને જ ત્રાસ ઉત્પન્ન થાય એમ છે. છેવટે ફ્રેંચ સેનાપતિ વીક્ટર તમામ પાયદળને પૂલની બીજી બાજુએ સહીસલામત ઉતારી પોતે ઉતર્યો અને પાછળથી તેણે પુલને ઉડાવી દીધો. આ યુદ્ધમા કેટલા માણસો મરણશરણ થયાં તેની સંખ્યા નક્કી થઇ શકે એમ નથી. જ્યારે વસંત ઋતુ આવી અને નદીનો બરફ ઓગળ્યો ત્યારે એકંદર ૧૨૦૦ મુડદાંઓ તરી આવ્યા.

ઑકટોબરની ૨૯ મી તારીખે નેપોલિયને પાછી પોતાની કુચ શરૂ કરી. વખત જતો તેમ ભય વધતો જ જતો હતો. ચાર દિવસ સુધી લશ્કર બરફથી છવાયેલા રસ્તા ઉપર ચાલ્યું અને ઘણા માણસો તેમા મરી ગયા. નવેંબરની ૩ જી તારીખે તેઓ મોલોસોડેકઝનો આગળ આવી પહોંચ્યા. વીલ્ના ગામથી નેપોલિયનના લશ્કર સારૂ જે સરંજામ મોકલવામા આવ્યો હતો તે તેને અહી મળ્યો અને જોઇએ તેટલો ખોરાક અને ઘાસદાણો તેમને મળી શક્યો. ઘાયલ થયેલા માણસો તથા અમલદારો તથા તેમનો માર્ગ રોધે એવી તમામ વસ્તુઓ પાકા બંદોબસ્ત સાથે વીલ્ના રવાના કરી દેવામાં આવ્યા. ઘણા નવા ઘોડા લેવામા આવ્યા અને જે ઘોડેસ્વાર લશ્કર પગે ચાલતું હતું તે પાછું ઘોડે ચઢી શક્યુ. તોપોની પણ દુરસ્તી કરવામાં આવી. તમામ લશ્કરને ખાવાનુ સારી પેઠે મળવાથી તે તાજું થયું, વ્યવસ્થાસર ગોઠવાઇ ગયું અને ફરીથી નિયમ પ્રમાણે કુચ કરી શકે એવી સ્થિતિમાં આવ્યું.

પરંતુ આ વખતે એવી ખબર આવી પહોંચી કે નેપોલિયનની વિપ-

સ્તિઓ જોઇ પ્રુશિઆ સામે થવાની તૈયારી કરે છે, અને ફ્રાન્સમાં જ પ્રજાતંત્ર વિચારોને દાબી દેવાનો આ સારો સમય છે એમ માની ઑસ્ટ્રિઆ પણ શત્રુતાનું વલણ પકડે છે. તરત જ નેપોલિયને પોતાના અમલદારોને બોલાવ્યા, આ નવીન ભયની વાત કરી અને પારિસ જવા સારૂ તેણે નિશ્ચય કર્યો છે તે તેણે તેમને જણાવી દીધો. તમામ અમલદારોએ એ યોજના કબૂલ કરી. છતા નેપોલિયન બીજા બે દિવસ પોતાના લશ્કર સાથે રહ્યો. નવેબરની ૫ મી તારીખે તેનું તમામ લશ્કર સ્મોરગોની આવ્યું.

હવે તેઓ જૂના પોલાંડની સરહદમાં આવી પહોચ્યા હતા. જોકે આ મુલક રશિઆના તાબામા હતો છતા અહી તેમને મિત્રો અને દીલસોજીની લાગણી ધરાવનારા મળી આવ્યા. પાછા જવામા જે અડચણો પડી હતી તેનો હવે અત આવ્યો હતો. પોતાના તમામ અમલદારોને પોતાની સાથે જમવા સારૂ નેપોલિયને બોલાવ્યા અને જમી રહ્યા પછી તેણે જણાવ્યું કે ‘ મારે આજે જ ફ્રાન્સ જવા સારૂ ઉપડી જવુ છે. ’ વળી તેણે વિશેષમા ખાત્રી આપી કે ‘ હુ પાછો ૩૦૦૦૦૦ માણસો લઇ જલદીથી આવીશ અને બરફ અને ઠંડીથી જે વિજય મને મળી શક્યો નથી તે હું પાછો મેળવીશ. ’

તે બોલ્યોઃ—“ હું લશ્કરનુ ઉપરીપણુ નેપલ્સના રાજાને ( મ્યુરાટને ) આપતો જાઉ છુ. મને આશા છે કે તમે મારો હુકમ માનો છો તેમ તેનો માનશો અને અંદર અંદર સંપસંપીને રહેશો ” પછી તે બધાને ભેટ્યો અને તેણે તેમની રજા લીધી. આ વખતે રાત્રિના દશ વાગ્યા હતા. બારણા આગળ પૈડાં વિનાની ૨ ગાડીઓ તૈયાર રાખવામા આવી હતી. દીલગીર થયેલા અમલદારો પ્રેમથી તેની આસપાસ વીટળાઇ વળ્યા. કોલેઇનકોર્ટને પાસે લઇ તે એક ગાડીમાં બેઠો અને ડ્યુરોક અને લોબો બીજી ગાડીમા બેઠા. તેમના રક્ષણ સારૂ પોલાડના રાજાના અંગરક્ષક લશ્કરમાથી માત્ર થોડા માણસો રાખવામા આવ્યા હતા.

આવા સંજોગોમા પોતાના લશ્કરને મૂકી નેપોલિયન જતો રહ્યો તેટલા સારૂ તેના ઉપર સખત ટીકા કરવામા આવે છે. આ ત્યાગ નિંદ્ય અને હીચ-

કારો ગણવામાં આવ્યો છે. પરંતુ એક રશિઅન ઇતિહાસમાં નેપોલિયનને વધારે ન્યાય આપવામા આવ્યો છે. સેનાપતિ બુટુર્લિન જે રશિઅન મહારાજા અલેક્ઝાન્ડરનો એ.ડી.સી હતો તે લખે છે કે:--

" આ પ્રમાણે નેપોલિયન જતો રહ્યો તે ઉપર અનેક મત બાંધવામાં આવ્યા છે. પરંતુ નેપોલિયનનું કૃત્ય વ્યાજબી ઠરાવવાનું સૌથી વધારે સહેલું છે. જે લશ્કરને તે છોડીને ગયો તેનો તે સેનાપતિ હતો એટલું જ નહી પણ આખા ફ્રાન્સનું ભાવી તેના ઉપર જ આધાર રાખતું હોવાથી પોતાના લશ્કરના બાકીનાં માણસો મરતા જાય તે જોવા કરતાં જે વિશાળ રાજ્ય ઉપર તે રાજ્ય કરતો હતો તેની સહીસલામતી સાચવવાને જવાની તેની ફરજ હતી એ વાત તદ્દન સ્પષ્ટ છે. પારિસ ગયા વિના આ ફરજ વધારે સારી રીતે અદા થઇ શકે એમ ન હતું, કારણ કે તે ત્યા જાય તો જ નવીન લશ્કર ઉભું કરી આ લશ્કરનો બચાવ કરવા સારૂ તેને તે મોકલી શકે એમ હતું. "

બૅારીન જેવો માણસ–જે પોતાની નેપોલિયન તરફની શત્રુતા કાઢી શકતો નથી તે પણ–કહે છે કે —

" નેપોલિયન પોતાનું લશ્કર છોડી ગયો તેનું કારણ ભય અને બીચકણ-પણું હતું એમ કહેવામા આવે છે તે સાભળી મને ઘણો જ ગુસ્સો થાય છે. શું નેપોલિયન બીચકણ ! એવું કહેનારા એને ઓળખતા જ નથી. ખરેખરા ભય વખતે તે હંમેશા શાત રહેતો અને રણક્ષેત્રમા તે જેટલો સુખી હતો તેટલો સુખી બીજી કોઈ જગાએ ન હતો. "

આ પ્રમાણે નેપોલિયન મોસ્કોથી પાછો જઇ શક્યો તેથી અજાયબી ઉત્પન્ન થયા વિના રહે એમ નથી. તે સંબંધમા કર્નલ નેપીયર લખે છે કે:—

" આવી મોટી મુશીબતોની વચમાં આશામા ને આશામાં પ્રયત્ન કરવાનું મોટા મોટા વીર પુરુષોથી પણ બને તેમ નથી. પરંતુ શાતિથી અને ચોકસાઇથી બારેમાં બાર વિપત્તિઓનો બરાબર હીસાબ કરવો, તેમ જ સારો લાગ આવે

પ્રેટ નામનો ફ્રેંચ એલચી વોર્સોમાં રહેતો હતો. તેણે ' ઇ સ. ૧૮૧૨ માં વોર્સોનું એલચીપણું' એ નામનો ગ્રંથ લખ્યો છે તેમાં આ વખતે નેપોલિયન સાથેના તેના મેળાપનું તેણે વર્ણન કર્યું છે.તેનો અર્થ નેપોલિયનના મિત્રોએ તરેહવાર કર્યો છે અને જાણે તેને ખરાબ વર્ણવ્યો હોય એવું તેઓએ દર્શાવ્યું છે.

એબી ડે પ્રેટના સંબંધમા નેપોલિયન સેંટ હેલીનામા કહેતો કેઃ—

" પણ જે ઉદ્દેશથી એબીને વૉર્સોમા રાખવામાં આવ્યો હતો તેમાનો એક ઉદ્દેશ પણ તેણે પાર પાડયો નથી. પણ તેણે તેથી ઉલટું ઘણું નુકશાન કર્યું છે. તેની વિરુદ્ધ અનેક વાતો દરેક દિશામાંથી મારી પાસે આવતી, જુવાન માણસોને--તેની ઓફીસના કારકુનોને પણ તેના વર્તનથી અચબો થતો, અને તેઓ કહેતા કે એ દુશ્મનો સાથે ગુપ્ત ગોઠવણો કરે છે. આ વાત હું તો માનતો નહીં. પણ એટલી વાત તો ખરી જ કે એને મારી સાથે લાબી વાતચીત થઇ હતી અને તેનું સ્વરૂપ તેણે જાણી જોઇને જૂદું બતાવ્યું હતું. જ્યારે તે લાબી અર્થ વિનાની તરેહવાર વાતો કરવા લાગ્યો તે જ ક્ષણે મે સઘડી ઉપરના ખાના ઉપર હુકમ લખી કાઢયો કે એબી ડી પ્રેટને એલચી તરીકે રાખવાની જરૂર નથી અને તેને વેળાસર પાછો ફ્રાન્સ બોલાવી લેવો જોઇએ. આ વાતથી બધા ખુશ થયા હતા પણ તે છાની રાખવા એબીએ પ્રયત્ન કર્યો છે."

જ્યારે યુરોપના એકઠા થયેલા રાજાઓએ તેમના સામાન્ય શત્રુની અવનતિ થયા પછી તેના ઉપર આરોપો મૂકયા ત્યારે તે બધાનો જવાબ એબી ડી પ્રેટે ગુસ્સાના આવેશમા આપ્યો ત્યારે જ નેપોલિયનની કિંમત તેણે પછીથી કરી હતી એમ જણાયું. આ બધી વાતો આગળના પ્રકરણમાં આવશે. આ પ્રમાણે એબી ડી પ્રેટ પોતાને માટે પછીથી ઉત્તમ અભિપ્રાયો આપી પોતાની ખરી લાગણી જણાવી તે જોઇ તેને ઘણો સંતોષ થયો. જે જે લોકો નેપોલિયનના સંસર્ગમા આવ્યા હતા તે તમામનો એવો જ અભિપ્રાય હતો કે એના જેવો ક્ષમાશીલ બીજો કોઇ માણસ નથી.

તેનો જરા પણ ચૂક કર્યા વિના ઉપયોગ કરી લેવો, પરાજય થાય તો જરા પણ ગભરાવુ નહીં તેમ નિરાશાના ભોગ નહીં થવું એટલું જ નહીં પણ વિચારશક્તિનો બરાબર ઉપયોગ કરી છેવટ સુધી ટક્કર ઝીલવાના સાહસ સારૂ પ્રયત્ન કરવો એ તો નેપોલિયન જેવા રાજાઓ જ કરી શકે. આવાં પરાક્રમ કરવામાં બુદ્ધિની વિચક્ષણતા તેણે એટલી બધી બતાવી આપી હતી કે નેપોલિયનના જેવો વીર પુરુષ થયો નથી અને થવાનો નથી એમ જે કહેવામા આવે છે તે તદ્દન વ્યાજબી છે. ”

કોલેઇનકોર્ટ લખે છે કે—“ મોસ્કોમા આફત આવી પડી ત્યાર પછીના ચૌદ દિવસોમાં એક વીર પુરુષને છાજે એવી ઉદારતા નેપોલિયને બતાવી હતી. તેવી ઉદારતા એવા સંજોગોમાં કોઇ વખત કોઇએ બતાવી હોય એમ હું કહી શકતો નથી. તે મારી પાસે જ ગાડીમા બેઠા હતા, તેમને સળેખમ થયું હતું અને ભૂખ પણ લાગી હતી. કારણ કે અમારે કોઇ જગાએ થોભવાનું ન હતું. પોતાના લશ્કરને પાછળ મૂકી તે જતા હતા છતા તેમની હીમત જરા પણ ડગી નથી. તેમ છતા તે ખોટી પોલી આશાઓ રાખતા હતા એમ પણ નથી. પોતાના દુઃખનો અવધિ તે જોઇ શકયા હતા. તેમની દીર્ઘ દૃષ્ટિથી ભવિષ્યમાં શું શું થવાનું છે તે તે બરાબર સમજી ગયા હતા. ”

નેપોલિયને કહ્યું હતું:—“ કોલેઇનકોર્ટ, મામલો ગંભીર થયેલો જણાય છે. પણ ખાત્રી રાખજો કે મારી હીંમત જરા પણ ડગવાની નથી. મારૂં નસીબ હમણાં પાધરૂં નથી પણ નિરાશ થવા જેવું પણ નથી. ત્રણ મહીનામાં તો હું દશ લાખ માણસનું લશ્કર તૈયાર કરીશ અને ત્રણ લાખ માણસ તો સરસ રીતે લઢી શકે એવા તૈયાર થશે. હુ જો કે રાજા છું છતા આખરે માણસ છું. પરંતુ તમામ ફ્રેન્ચ લોકો એમ જાણે છે કે તે એક જ માણસ ઉપર તેમની, તેમના ઘરની તથા તેમના કુટુમ્બોની સહીસલામતીનો આધાર છે. ”

રસ્તે જતા તેઓ રશિઅનોથી પકડાઇ જવાની ધાસ્તીમા હતા પણ તે છતાં તે છટકી ગયા અને છેવટે નવેંબરની ૯ મી તારીખે તેઓ વીલ્ના આવી પહોંચ્યા તથા નવેંબરની ૧૦ મી એ તેઓએ વૉર્સોમા પ્રવેશ કર્યો. એબી ડી

પ્રેટ નામનો ફ્રેંચ એલચી વૉર્સોમાં રહેતો હતો. તેણે ' ઇ. સ. ૧૮૧૨ માં વૉર્સોનું એલચીપણું' એ નામનો ગ્રંથ લખ્યો છે તેમા આ વખતે નેપોલિયન સાથેના તેના મેળાપનું તેણે વર્ણન કર્યું છે.તેનો અર્થ નેપોલિયનના મિત્રોએ તરેહવાર કર્યો છે અને જાણે તેને ખરાબ વર્ણવ્યો હોય એવું તેઓએ ઠરાવ્યું છે.

એબી ડે પ્રેટના સબંધમા નેપોલિયન સેંટ હેલીનામા કહેતો કે.—

"પણ જે ઉદ્દેશથી એબીને વૉર્સોમા રાખવામા આવ્યો હતો તેમાંનો એક ઉદ્દેશ પણ તેણે પાર પાડ્યો નથી. પણ તેણે તેથી ઉલટું ઘણું નુકશાન કર્યું છે. તેની વિરુદ્ધ અનેક વાતો દરેક દિશામાથી મારી પાસે આવતી; જુવાન માણસોને—તેની ઑફીસના કારકુનોને પણ તેના વર્તનથી અચંબો થતો, અને તેઓ કહેતા કે એ દુશ્મનો સાથે ગુપ્ત ગોઠવણો કરે છે. આ વાત હુ તો માનતો નહીં. પણ એટલી વાત તો ખરી જ કે એને મારી સાથે લાબી વાતચીત થઇ હતી અને તેનું સ્વરૂપ તેણે જાણી જોઇને જૂદું બતાવ્યું હતું. જ્યારે તે લાબી અર્થ વિનાની તરેહવાર વાતો કરવા લાગ્યો તે જ ક્ષણે મેં સઘડી ઉપરના ખાના ઉપર હુકમ લખી કાઢ્યો કે એબી ડી પ્રેટને એલચી તરીકે રાખવાની જરૂર નથી અને તેને વેળાસર પાછો ફ્રાન્સ બોલાવી લેવો જોઇએ. આ વાતથી બધા ખુશ થયા હતા પણ તે છાની રાખવા એબીએ પ્રયત્ન કર્યો છે."

જ્યારે યુરોપના એકઠા થયેલા રાજાઓએ તેમના સામાન્ય શત્રુની અવનતિ થયા પછી તેના ઉપર આરોપો મૂક્યા ત્યારે તે બધાનો જવાબ એબી ડી પ્રેટે ગુસ્સાના આવેશમાં આપ્યો ત્યારે જ નેપોલિયનની કિંમત તેણે પછીથી કરી હતી એમ જણાયું. આ બધી વાતો આગળના પ્રકરણમા આવશે. આ પ્રમાણે એબી ડી પ્રેટે પોતાને માટે પછીથી ઉત્તમ અભિપ્રાયો આપી પોતાની ખરી લાગણી જણાવી તે જોઇ તેને ઘણો સંતોષ થયો. જે જે લોકો નેપોલિયનના સંસર્ગમાં આવ્યા હતા તે તમામનો એવો જ અભિપ્રાય હતો કે એના જેવો ક્ષમાશીલ બીજો કોઇ માણસ નથી.

પોતાના માંડળિક રાજાઓ પોતાને દગો દેશે એ વાત નેપોલિયન સારી પેઠે પ્રથમથી સમજતો હતો. તે બવેરીઆમાં કેદ પકડાઇ જાત પણ તે એટલી ત્વરાથી મુસાફરી કરતો હતો કે તેમ થઇ શક્યું નહીં. ઇંગ્લાંડના રાજા રીચર્ડ કોર ડી લાયનના જેવી તેની ગતિ થઇ હોત; પણ તેના નસીબમાં તેથી પણ વધારે દુઃખ વેઠવાનુ સરજાયું હતું. સેંટ હેલીનામા તેને જે દુઃખ પડયાં અને ધીમે ધીમે તેના શરીરની જે અવસ્થા થઇ તેના કરતાં વધારે દુઃખ તેને આ જગતમા આપી શકાય એમ ન હતું કોઇ પણ જગાએ ઉભા રહ્યા વિના નેપોલિયને સતત મુસાફરી ચાલુ જ રાખી. ડીસેંબરની ૧૪ મી તારીખે સવારમા એક વાગે તેની ગાડી ડ્રેસ્ડન શહેરની શેરીઓમાં આવી પહોચી. થોડા જ મહીના ઉપર તે આ ગામમાંથી જ એવા દબદબાથી નીકળ્યો હતો કે બીજા કોઇ રાજાને એવું માન મળ્યુ નહી હોય; તરત જ પોતાના એક નિષ્ઠાવાળા સેકસનીના રાજા સાથે તેણે લાંબી ગુપ્ત વાત કરી. પછી પાછો તે ગાડીમાં બેઠો અને કાસદો દોડે તેનાથી પણ વધારે ગતિથી મુસાફરી કરી ચાર દિવસમા તે પારિસ જઇ પહોચ્યો.

તે વખતે ડીસેંબર માસની ૧૮ મી તારીખની મધ્ય રાત્રિ હતી. મહારાણી મેરીઆ લ્યુઇસાની તબીયત સારી ન હતી; તે ચિંતામા મગ્ન હતી અને નિરાશ બની હતી. થોડા વખત ઉપર જ તે પોતાના ટ્યુઇલેરીસના મહેલમાં સુવા ગઇ હતી. તે એમ માનતી હતી કે તેનો પતિ નેપોલિયન હજી રશિઆનાં જંગલોમા શત્રુ સાથે લઢે છે. તરત જ પાસેની ઓરડીમા માણસોના અવાજ સંભળાવા લાગ્યા. એક સ્ત્રીએ તો બૂમ પાડી તેથી મહારાણીએ જાણ્યું કે કાઇ અવનવું થયું છે. તે ચોકી અને પથારીમાંથી કુદી પડી. તે જ ક્ષણે ઓરડાનું બારણું ઉઘડયુ અને ધાબળીમાં ઢંકાયેલો એક માણસ આગળ ધસ્યો અને તેણે તેને પોતાની બાથમાં ભીડી લીધી. તે નેપોલિયન જ હતો.

મહારાજાના આવ્યાના સમાચાર પારિસમાં સપાટાબંધ ફરી વળ્યા. નેપોલિયને તરત જ જાહેરખબર છપાવી લોકોને સ્પષ્ટ રીતે અને નીખાલસપણે જણાવી દીધું હતું કે લશ્કરના આટલા મોટા પ્રમાણમાં ખુવારી થઇ છે.

કોઇ વાત ગુપ્ત રાખવાનો તેણે પ્રયત્ન જ કર્યો ન હતો. પોતે જ્યારે લશ્કર સાથે હતો ત્યારે આ જાહેરાત તેણે મોકલાવી દીધી હતી; છતાં તે પાછો પારિસ આવ્યો અને બીજા દિવસનો પ્રાતઃકાળ થયો ત્યાં સુધી તે આવી પહોંચી ન હતી. આ મહત્ત્વની જાહેરાત તરત જ પ્રસિદ્ધ કરવામા આવી. આવી ભયંકર અને અણચિંતવી આફત આવેલી જોઇ આખું પારિસ ગભરાટથી દિઙ્મૂઢ થઇ ગયું.

સવારમા નવ વાગે નેપોલિયને દરબાર ભર્યો. તેમાં ઘણા લોકો હાજર હતા. દરેકના ચહેરા ઉપર ઉદાસી અને ચિંતા વ્યકત હતી રાજા પણ શાંત દેખાયો. બધા તેને જે પ્રશ્ન પૂછવા ઉત્સુક હતા તે ઉડાવવાનો તેણે જરા પણ પ્રયત્ન કર્યો નહી. સ્પષ્ટ અને સંપૂર્ણ રીતે તે મોસ્કોમાથી શી શી આફતો વેઠી પરત આવ્યો હતો તેનું વર્ણન તેણે કર્યું.

તે બોલ્યો: "મોસ્કો આપણા હાથમા આવ્યુ હતું આપણે દરેક વિઘ્નને ખસેડી નાખ્યુ હતું. મોસ્કો આગથી બળી ગયું તેથી આપણા વિજયને લેશમાત્ર પણ ધોકો પહોચે એવું ન હતું. પરંતુ શિયાળાની કડકડતી ટાઢથી આપણા લશ્કરની દુર્દશા થઇ. થોડા દિવસમા બધો જ મામલો બદલાઇ ગયો. હજારો માણસો મરવા લાગ્યાં. મારી પ્રજાના કલ્યાણ સારૂ જ મેં એ કામ માથે લીધું હતું એ જ વિચાર મારા મનમાં ન હત તો એવા સંજોગોમા મારૂં કાળજું ફટકી ગયા વિના રહેત નહીં. મારે તો શાંતિ જોઇએ છીએ. તેની જરૂર છે. એમીન્સની સંધિનો ભંગ થયા પછી ચાર જૂદે જૂદે પ્રસંગે શાંતિ કરવા મેં મારા શત્રુઓને ગભીરપણે માગણી કરી છે. પરંતુ મારા વિશાળ મહારાજ્યની પ્રતિષ્ઠાને હાનિ થાય એવી શરતોવાળી સંધિ હું કદાપિ કરનાર નથી."

નેપોલિયન પોતાના લશ્કરને મૂકી પારિસ ગયો ત્યાર પછી ટાઢનું જોર ત્યાં વધ્યું. તેઓ વીલ્ના આવ્યા ત્યારે તો ઉષ્ણતામાપક યંત્રમા પાણી ઠરી જાય તેનાથી પણ ૩૬ ડીગ્રી નીચે પારો ઉતરી પડયો હતો. તેથી જે દુર્દશા થઈ તેનું વર્ણન થઈ શકે તેમ નથી. એકંદર ૬૦૦૦૦ માણસો—યોદ્ધાઓ

તથા લશ્કર પાછળ ભટકનારાઓ—એ બેરેસીના નદી ઓળંગી હતી. પછી તેમા ૨૦,૦૦૦ માણસોની ભરતી થઇ હતી. આ ૮૦૦૦૦ માણસમાંથી ભાગ્યે જ ૪૦૦૦૦ માણસ વીલ્ના જઇ શક્યું. આ બધી ખુવારી ટાઢથી જ થઇ હતી. તેમની પૂઠ પકડનારા રશિઅનોની પણ તેવીજ ખુવારી ટાઢથી થતી હતી. એ વાત તો અનુભવથી સાબીત થયેલી છે કે રશિઅનો કરતાં દક્ષિણમાથી આવેલા સૈનિકો ટાઢ વધારે સારી રીતે સહન કરી શકતા હતા.

ડીસેંબરની ૧૨ મી તારીખે ફ્રેંચ લશ્કર નીમન નદી ઉપર આવેલા કોનો ગામમા આવી પહોંચ્યું. તેઓએ ૧૩ મી ડીસેંબરે નદી ઓળંગી ત્યારે તેમનામા માત્ર ૩૦,૦૦૦ માણસો જ રહ્યાં હતાં. જૂના અંગરક્ષકોની ટુકડીમાં માત્ર હવે ૩૦૦ માણસો જ રહ્યા હતા. છતા તેઓ તેમનો જુસ્સો મરતા સુધી રાખી રહ્યા હતા અને દૃઢ રહી આગળ કુચ કરતા હતા. વીરપુત્ર નેની દુર્દશા તો ઘણી જ થઇ હતી છતા વિપત્તિઓની વચ્ચે થઇ તે આખા લશ્કરને બચાવતો બચાવતો પાછું હઠાવી પોતાની ચમત્કારી શકિત પ્રદર્શિત કરતો હતો. વીઆઝમાથી નીમન સુધી આવતા એકદર ૩૭ દિવસો ગયા હતા. એ સમયમાં પાછળ રક્ષણ સારૂ રહેનારી ચાર ટુકડીઓનો નાશ તેની સરદારી નીચે થઇ ગયો હતો. પછી વળી માણસો ઘટવા લાગ્યાં અને એમ કરતાં કરતાં ૨૦૦૦ ના ૧૦૦૦, ૧૦૦૦ ના ૫૦૦, અને છેવટે ૫૦૦ ના ૫૦–૫૦ માણસો રહેતા. વળી તેને નવા માણસો મળી આવતા અને તે પણ તે પ્રમાણે મરતા. શત્રુના ઘાથી જેટલાં મુઆં હશે તેના કરતાં ટાઢ અને થાકથી વધારે માણસો મરી ગયા હતા.

ને આખા લશ્કરને આ પ્રમાણે પાછું હઠાવતો. દરરોજ સાંજે પાચ વાગ્યાના સુમારમા તે કોઇ સારી ઉંચી જગા પસંદ કરી લેતો અને ત્યાં રહી રશિઅનોને અટકાવતો. એવા સંજોગોમા જે ખાવાપીવાનું અને આરામ મળી શકે તેટલું તેના સૈનિકોને મળતુ. પછી રાત્રે દશ વાગે રાત્રિના અંધકારમા તે પાછો લશ્કરને પાછું હઠાવવાનું શરૂ કરતો. એમ સવારના ૭ વાગતા સુધી ચાલી તે મુકામ કરતો અને દશ વાગતા સુધી થોભતો.

એટલામાં તેના શત્રુઓ આવી પહોંચતા. ધીમે ધીમે પાછા હઠતા જઇ તે આખો દિવસ શત્રુઓને પાછા હઠાવવા લડયા જ કરતો. એ પ્રમાણે ધીમે ધીમે ચાલી અને તેટલા પાછા હઠી છેવટે સાંજે ૫ વાગે તે પાછો મુકામ કરતો.

રશિઅન કોઝેકો તેના ઉપર ધસી આવે તેને અટકાવવા સારૂ જે ગાડાં અને દારૂગોળો નાંખી દેવાના હોય તેમને એકઠા કરી તે એક જગાએ રાખતો અને એક લાબી દોરી તેને સળગાવી મૂકવા સારૂ પોતાની પાસે રાખી મૂકતો. થોડે દૂર જઇ પછી તે પલીતો સળગાવતો અને તેનો ધુમાડો જોઇ તે દારૂગોળાનો ધડાકો થઇ રહે ત્યા સુધી રશિઅનો આગળ વધતા નહી. આ પ્રમાણે દિવસે અને રાત્રે લગભગ એક મહીના સુધી બરફના જબરા તોફાન સામે અને શરીરમા સોંસરા પેસી જાય એવા પવનના સુસવાટા સામે થતો થતો તે પાછળ હઠતો ગયો. તે વખતે તેના લશ્કરના માણસો ઉપર ગોળીઓનો વરસાદ તો ચાલુ જ રહેતો.

કોનો આગળ આવી તેણે ૭૦૦ નવાં માણસો એકઠાં કર્યાં અને નીમન નદી ઓળગતી વખતે પોતાના લશ્કરને આંચ ન આવે તેટલા સારૂ રશિઅનોને આખો દિવસ ૨૪ તોપોનો મારો ચલાવી પાછા રાખ્યા. તે છતા તેનું લશ્કર મરવા લાગ્યું અને જ્યારે બહુ જ થોડાં માણસો રહ્યા ત્યારે હાથમા બદુક લઇ મહામુશીબતે પોતાની પાસે તે ૩૦ માણસો એકઠાં કરી શક્યો. એમ કરતાં કરતા જ્યારે આખુ લશ્કર પૂલ ઓળંગી ગયું ત્યારે તે ધીમે ધીમે ગર્વની લાગણીથી શત્રુની સામે મ્હો રાખી પૂલની બીજી બાજુએ ગયો. તેની ચારે બાજુએ સડસડાટ કરતી ગોળીઓ આવતી હતી. તો પણ શત્રુને પૂઠ બતાવવી અથવા ઉતાવળે ચાલી જતા રહેવું એ પ્રતિષ્ઠાહાનિ જેવું તે માનતો. તેથી જાણી જોઇ તે પાછો ફર્યો, આગળ આવતા રશિઅનો ઉપર તેણે છેલ્લો બહાર કર્યો અને પોતાની બંદુક નદીમાં નાખી દીધી. રશિઅન મુલક છોડનારા મહાન્ ફ્રેંચ લશ્કરમાંનો તે છેલ્લો માણસ હતો.

નીમન નદીની જર્મનીની બાજુ તરફ, એક ફ્રેંચ વૈદના ઘરમાં સેનાપતિ ડ્યુમાસ બેઠો હતો તેવામાં ધુટપુટ થયેલો એક માણસ તેના આગળ આવી

પહોંચ્યો. તેની દાઢી લાંબી અને ગુંચાઇ ગયેલી હતી, તેનો ક્ષીણ થયેલો ચહેરો દારૂથી કાળો થઇ ગયો હતો, તેના થોભીઆ અને મૂછ દેવતાથી દાઝી ગયાં હતા, પણ તેની આંખમાં વીરપુરુષના જેવું તેજ ચળકતું હતું.

તે ખુરશીમા બેસી ગયો અને બોલ્યો:—"છેવટે હું અહીં આવ્યો ખરો ! ડયુમાસ. તમે મને ઓળખો છો ?"

"ના; તમે કોણ છો ?"

"હું ફ્રાન્સના મહાન્ લશ્કરને બચાવનારો છેલ્લો સૈનિક છું. મારૂં નામ સેનાપતિ ને છે. મેં કોનોના પૂલ ઉપર મારી પાસે રહેલી છેલ્લી ગોળી છોડી છે. મારૂ છેલ્લુ હથીઆર (બંદુક) નીમન નદીમાં મેં નાખી દીધું છે, અને તમે જુઓ છો તેમ ચાલતો ચાલતો જંગલમાથી હું અહીં આવ્યો છું."*

---

* રશિઅન વિગ્રહમાં ફ્રાન્સનાં એકંદર ૩,૫૦,૦૦૦ માણસો માર્યાં ગયાં એમ કહેવાય છે. એક લાખ માણસ તો કુચ કરવાના તથા પાછા હઠવાનાં વખતની વિપત્તિઓથી મરી ગયાં હતાં, દોઢ લાખ માણસો ટાઢ, ભૂખ અને થાકથી મરી ગયાં; અને એક લાખ માણસ શત્રુઓના હાથમાં કેદ પકડાયા હતાં જેમાંથી અર્ધાં પાછાં ફ્રાન્સ આવી શકયાં હતા. લશ્કરની પાછળ ભટકનારા યાહુદીઓ, બૈરાં તથા છોકરાઓની સંખ્યા આ એકંદર સંખ્યામા ગણાવાથી આ સંખ્યા આવડી મોટી દેખાય છે. તેમજ મોસ્કોથી પાછા આવતા બીજાં ૫૦,૦૦૦ માણસો રસ્તામાંથી તે લશ્કરમા દાખલ થયેલાં તેથી કુલ એકંદર સંખ્યા મોટી લાગે છે. તે ઉપરાંત ૬૦,૦૦૦ થી વધારે ઘોડા, એક હજાર તોપો અને લગભગ ૨૦,૦૦૦ ગાડાંનો પણ નાશ થયો હતો.

"અલેક્ઝાન્ડરના લશ્કરની કેટલી ખુવારી થઇ હતી તેનો ચોક્કસ આંકડો કાઢવામાં આવ્યો નથી. પણ જે ગામોની વસ્તી ખોરાક અને આશ્રયના અભાવથી નાસી ગઇ હતી અથવા નાશ પામી હતી તે ગણતાં તેમની ખુવારી ફ્રેંચ લોકોની ખુવારી કરતાં ઘણી વધારે હોવી જોઇએ. આ પ્રમાણે ફ્રેંચ લોકોથી રશિઆનો છુટકારો થયો તેની યાદગીરી કાયમ રાખવા સારૂ અલેક્ઝાન્ડરે એક ચાંદ કાઢયો અને તેમાં એવો લેખ કોતરાવ્યો કે:—"અમને અથવા મને નહીં પણ તને (ઇશ્વરને) અર્પણ." આ લેખ જેટલો સાદો તેટલો જ સત્ય હતો. જાન્યુઆરી ઇ. સ. ૧૮૧૨ લોરેન્ટ ડી. આર્ડીક. પુસ્તક ૨ જુ. પૃષ્ટ ૧૬૬.

# પ્રકરણ ૫૫ મું.

## લટ્ઝેન અને બૉટ્ઝેન.





પોલિયનની પ્રતિભાથી લશ્કરી સાધનો જેમ મોટા જથામાં તૈયાર થઇ શકતા તેમ દેશનો કારભાર ચલાવવાની તેની બુદ્ધિ અને શકિત પણ અસાધારણ રહેતી. ફ્રાન્સનો મીનીસ્ટર ઑફ ધ ઇન્ટીરીયર આ વખતે ધારાસભાને પોતાનું નિવેદન નીચે પ્રમાણે રજુ કરે છે:—

"ગૃહસ્થો, દરીઆ ઉપર તેમ જ યુરોપમાં જમીન ઉપર લઢાઇ ચાલુ રહેવાથી મોટાં લશ્કર રાખવાની આવશ્યકતા પડી છે છતા ફ્રાન્સની વસ્તીમાં વધારો થયો છે; ફ્રાન્સના ઉદ્યોગમા વધારો થયો છે: જમીન હાલ સૌથી વધારે પાક આપે છે અને કારખાનાં ધમધોકાર ચાલે છે; હાલ દેશનું દ્રવ્ય જેવું સરખી રીતે તમામ વર્ગોમાં વહેંચાયેલું છે એવું કોઇ વખત વહેંચાયેલું ન હતું. ખેડુતો અત્યારે જેવા લાભ ભોગવે છે તેવા પહેલા તેઓએ કદાપિ ભોગવ્યા નહીં હોય તેમને સારા કપડા પહેરવાના મળે છે અને સારો પુષ્ટિકારક ખોરાક પણ મળે છે; તેમ જ તેમનું ઘર પણ વધારે સારા પાયા ઉપર બાંધેલું અને વધારે સગવડવાળું છે."

"ખેતીમાં, ઉદ્યોગમાં અને એવી બીજી ઉપયોગી કળામા નવીન શોધોનો ખુશીથી સ્વીકાર કરવામાં આવે છે; દરેક પ્રકારના ઉદ્યોગમાં નવા નવા અખતરાઓ કરવામાં આવ્યા છે અને જે પદ્ધતિઓ સૌથી વધારે લાભદાયક સાબીત થાય તે ગ્રહણ કરવામાં આવે છે. કૃત્રિમ રીતે નવાં મેદાનો તૈયાર કરવામાં આવ્યા છે અને પડતર જમીન રહેવા દેવાનો રીવાજ બંધ કરવામાં આવ્યો છે; વારાફરતી પાક શી રીતે ઉતારવા તેની સમજ હવે વધારી સારી થઇ છે અને ખેતી કરવાની નવીન સુધરેલી પદ્ધતિઓ દાખલ કરવાથી જમીનમાંથી પુષ્કળ દ્રવ્ય મળી આવે છે. ઢોરોની સંખ્યામાં પણ વધારો થયો છે અને જૂદી જૂદી જાતનાં ઢોરની જાતો વધારવામાં આવી છે. આ રાજ્યમાં

ઉદાર કાયદાઓ ચાલે છે, જૂના વખતની લશ્કરી નોકરીઓ લઇ ખેતી કરવાની પદ્ધતિઓ બંધ થઈ છે અને ધર્મની સંસ્થાઓને લગતી જમીનો લઇ લેવામા આવી છે તેને લીધે હાલની સમૃદ્ધિ ઉદ્ભવી છે. આ માર્ગ લીધાથી ઘણી જાતના માણસો સ્વતંત્ર થઇ શક્યા છે અને જે લોકો પ્રથમ દરિદ્રતાની સ્થિતિમા હતા તેઓ હાલ શાંતિ અને દ્રવ્યનો ઉપભોગ કરી શકે છે. તેમ જ જમીન ધારણ કરવાની રીતના કાયદામાં ફેરફારો કરી સરળતા કરવામા આવી છે, તેમ જ કાયદાની અદાલતોમાં કામનો નિકાલ જલદી થાય છે તેથી દ્રવ્યની વહેંચણી વધારે સારી થઇ છે અને અદાલતોમા દાવાની સંખ્યા ઘટી છે ”

જો કે નેપોલિયન આટલી બધી લઢાઇઓમા ગ્રસ્ત રહેતો છતા તેણે સાર્વજનિક ઉપયોગનાં કામોમા નીચે પ્રમાણે દ્રવ્ય ખરચ્યું હતું:—

રાજાની મીલકત–રાજમહેલ અને બીજા મકાનો પાછળ ૬૨,૫૦૦,૦૦૦ ફ્રેન્ક, કીલ્લાઓ બાધવામાં ૧૩૫,૦૦૦,૦૦૦ ફ્રેન્ક; બંદરો સુધારવામા તથા ધક્કાઓ વિગેરે કરવામાં ૧૭૫,૦૦૦,૦૦૦ ફ્રેન્ક, રસ્તાઓ અને માર્ગો કરવામા ૧૭૫,૦૦૦,૦૦૦ ફ્રેન્ક. પારિસમા તથા બીજાં પરગણામા પૂલો બાધવામાં ૩૧,૨૫૦,૦૦૦ ફ્રેન્ક, નહેરો, બંધારા કરવામા અને ભેજ કાઢી નાખવામાં ૧૨૫,૦૦૦,૦૦૦ ફ્રેન્ક; પારિસના સાર્વજનિક મકાનો પાછળ ૧૦૦,૦૦૦,૦૦૦ ફ્રેન્ક, બીજા પરગણામા સાર્વજનિક મકાનો કરવામા ૧૫૦,૦૦૦,૦૦૦ ફ્રેન્ક; એકંદર સરવાળો એક અબજ ફ્રેન્ક કરતાં વધારે થાય છે; આટલી રકમ તેણે ૯ વર્ષમા ફ્રાન્સને સુશોભિત કરવામા તથા સુધારવામા ખરચી હતી.*

* “જ્યારે અસાધારણ લઢાઇના પ્રસંગે અને જમીન ઉપર તેમ જ દરીઆમાં લઢાઇ ચાલતી હતી તે વખતે આખા રાજ્યના કલ્યાણ સારૂ દરવર્ષે ૩,૫૦૦,૦૦૦ પૌંડ ખરચવામા આવતા હતા, ત્યારે એમ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી કે નેપોલિયનનું ચારિત્ર અનુપમ હોવું જોઇએ અને તેના વિચારો ભવ્ય હોવા જોઇએ તેનાં લશ્કરી પરાક્રમો (અજાયબી પમાડે એવા) એવાં જ હતાં અને તેથી મનુષ્ય જાતમા નેપોલિયન સૌથી વધારે અદ્ભુત વ્યક્તિ તરીકે નિરાળો પડે છે.” એલીસનનો યુરોપનો ઇતિહાસ. પુ. ૪ પૃષ્ટ ૩૧.

એક ફ્રેંચ લેખક લખે છે કે:—“ આ બધાં ચમત્કારી કામો ઉદ્દેશની સ્થિરતાથી, બુદ્ધિ અને શક્તિના સામટા ઉપયોગથી અને દેશના નાણાંનો સારો અને સદ્ઉપયોગ કરવાથી થઇ શક્યા હતાં.”

ફ્રાન્સના નાણા ખાતાનો પ્રધાન કાઉન્ટ મોલી, રાજ્યની આર્થિક સ્થિતિનું વાસ્તવિક રીતે સારૂં વર્ણન કરી છેવટે જણાવે છે કે:—

“ મેડીસીના અથવા ચૌદમા લ્યુઇ રાજાના વખતનો કોઇ માણસ આ વખતે ફરીથી પૃથ્વીમા આવે, અને આવાં અદ્ભુત કામો થયેલા જોઇ એમ પૂછે કે ‘આ તૈયારીઓ કરવા સારૂ કેટલાં વર્ષો ગયા હતા અને શાંતિ રહી હતી?’ તો તેના જવાબમા એટલુ જ કહેવાનુ થાય કે ‘ આ બધું ૧૨ વર્ષ સતત ચાલેલા વિગ્રહના સમયમા એક જ માણસે કર્યું છે.’ ”

એલીસન લખે છે કે:—“ આ નિવેદનોમા ફ્રાન્સના રાજ્યના આર્થિક સાધનોની ખીલવણીનું તથા તે ખીલવણી કરવાને કરેલા ભારે પ્રયત્નોનું જે વર્ણન કરવામા આવ્યું છે તે જોવા જેવુ છે, કારણ કે એવી સારી સ્થિતિ ફ્રાન્સમા પહેલાં હતી જ નહીં, અને દેશની સ્થિતિનું વર્ણન તે છેલ્લી વાર જ પ્રકટ થયુ હતુ ભવિષ્યની પ્રજાને રાજ્યકીય બાબતોમા માર્ગ બતાવનારૂં વેદવાક્ય જેટલું પ્રમાણ ગણાય એવુ આ વર્ણન હતું. પછી નેપોલિયનના રાજ્યની અવનતિ થઇ અને તેના ઉપર છેલ્લા વખતમાં જે આફતો ઉપર આફતો આવી પડી તેમ જ જે અસાધારણ મુશીબતો તેને વેઠવી પડી તેથી તે વખત પછી તેવા કામ ફરીથી નેપોલિયનથી થઇ શક્યા નહીં. પછી બુર્બોન વંશના માણસો ફરીથી ફ્રાન્સની ગાદી ઉપર આવ્યા અને અંધાધુંધી મટી જઇ વ્યવસ્થા અને નિયમિતપણું આવ્યાં ત્યારે ઉથલપાથલના વખતમા ફ્રાન્સે જે જે મેળવ્યુ હતું તે તમામ તેણે ગુમાવ્યુ હતુ અને તેનુ કદ ઇ. સ. ૧૭૮૯ મા જેટલુ હતુ તેટલુ જ થઇ રહ્યુ હતું; અર્થાત્ મુલકમાથી ½ જેટલો મુલક ઓછો થઇ ગયો અને નેપોલિયનના વખતમાં ફ્રાન્સની જે પ્રતિષ્ઠા હતી, તેના કરતા ½ ભાગની પણ પ્રતિષ્ઠા તેની રહી નહીં. તેથી નેપોલિયનની કારકીર્દીમા ફ્રાન્સની જે સ્થિતિ હતી તેના ચિત્ર ઉપર ભવિષ્યની પ્રજા

પોતાની દૃષ્ટિ નાંખશે કારણ કે તે વખત તેની ખરેખરી જાહોજલાલીનો હતો અને હાલના ઇતિહાસમાં લશ્કરી બળ અને પ્રજાકીય બળ એકઠું થઇ કેટલું કરી શકે છે તેનો તે એક સૌથી ઉત્તમ નમુનો હતું."

રાજ્યકારભાર ઉપર તેમ જ લશ્કરી કામ ઉપર નેપોલિયન પોતે જાતે જ દેખરેખ રાખતો હતો. પ્રધાનો જે જે યોજનાઓ કરે તે તમામ તેને બતાવવામા આવતી હતી. તે નાણા ખાતાના તમામ હીસાબ તપાસતો હતો. સરકારી પત્રવ્યવહાર એની દૃષ્ટિ નીચે આણવામાં આવતો અને ઘણી વખત પોતાના હાથથી તેમાં તે સુધારોવધારો કરતો. જે જે લોકોને નેપોલિયનનો પ્રસંગ પડતો તે તમામ તેની શારીરિક અને માનસિક શકિતઓનો ઉદ્રેક જોઈ આશ્ચર્ય પામી જતા હતા. રશિઆમાં ફ્રાન્સના લશ્કરની ખુવારી થયાની ખબર સાંભળવાથી જો કે પારિસ જડ બની ગયું હતું છતા નેપોલિયને જે નીખાલસપણાથી તમામ હકીકત જરા પણ છુપાવ્યા વિના કહી દીધી હતી અને જે શાંતિ તેણે ધારણ કરી રાખી હતી અને તેનો ચહેરો જે વજ્ર જેવો સજડ દેખાતો હતો તેથી લોકોની શ્રદ્ધા તેનામા પાછી ફરીથી આવી. તે પ્રખ્યાત ૨૯ મી જાહેરખબરના સંબંધમાં પારિસનું 'જર્નલ ઓફ પારિસ' નામનું વર્તમાનપત્ર બીજે દિવસે નીચે પ્રમાણે ટીકા કરતું હતું:–

"ફ્રાન્સના લશ્કરે જે કીર્તિ મેળવી છે અને મહારાજાની વીરપુરુષ જેવી દૃઢતા અને પ્રતિભાથી જે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ છે તેમા આ બધી હકીકતોથી વધારો થાય છે. રશિઅનોને ૨૦ યુદ્ધોમાં પરાજય પમાડીને, તેમ જ તેમના પ્રાચીન પાટનગરમાથી તેમને હાંકી કાઢીને આપણા લશ્કરને અણધાર્યો સખત શિયાળો વેઠવો પડ્યો, લગભગ ૫૦ દિવસ સુધી શત્રુના દેશમા કુચ કરવી પડી અને તે વખતે વિશેષમા તેમની પાસે દારૂગોળો, ઘોડા કે ગાડા અથવા તોપો ન હતી; તે છતા એક મહારાજાની પ્રતિભાથી જ તમામના હૃદયમા પ્રેરણા થઇ હતી, અને ભયંકર આફતોમા પણ તેના ઉપર જ બધા અવલબીને રહ્યા હતા. શત્રુને કુદરતે મદદ કરી હતી છતાં તે જ જ્યાં જ્યાં દેખાયા ત્યાં ત્યાં તેમને આપણા માણસોએ કુટી નાંખ્યા; આવા સૈનિકો અને

આવો તેમનો સેનાપતિ હોય તો જયની શંકા શી રીતે રહે? નેપોલિયનનું નામ ૧૯ મા સૈકામાં ચિરકાળ સુધી યાદ રહેશે."

નેપોલિયન જે શબ્દો બોલતો તે તરત જ એકઠા કરવામાં આવતા અને રાજ્યમાં તમામ જગાએ પ્રકટ કરવામાં આવતા. પારિસના અસંખ્ય મંડળો તરફથી તથા ફ્રાન્સનાં મુખ્ય શહેરો તરફથી નેપોલિયનને અભિનંદન આપવા સારૂ તથા પોતાની રાજભકિત પ્રદર્શિત કરવા સારૂ પ્રેમપૂર્વક સંખ્યાબંધ માનપત્રો આવવા લાગ્યાં. રોમ, મીલાન, ફ્લોરેન્સ, ટ્યુરીન, હેમ્બર્ગ, આમ્સ્ટરડામ, મેયન્સ તે તમામે નેપોલિયન તરફ પોતાની ભકિત દેખાડી. મનુષ્યના સ્વભાવની કિમત વધારે એવી ભકિત દેખાડી નેપોલિયનની પડતીના વખતમાં આ તમામ લોકોએ પોતાના આગેવાન તરફ વફાદારી જણાવી. કેવાં કેવાં માનપત્રો આવ્યાં હતાં તે બતાવવા સારૂ મીલાન તરફથી આવેલું માનપત્ર અત્રે એક નમુના તરીકે આપવામાં આવે છે:—

" નામદાર સાહેબ, અમારૂં રાજ્ય આપના હાથે જ થયેલું છે. તેના કાયદા, તેના ચિરકાલીન કામો, તેના રસ્તા, તેની સમૃદ્ધિ, તેની ખેતી, તેનું કળાકૌશલ્ય અને તેની અંદર પ્રવર્તતી શાંતિ એ તમામ આપને જ આભારી છે. આખા જગતની સમક્ષ ઇટાલીની પ્રજા ખૂલ્લી રીતે જણાવે છે કે ઇશ્વરે જે મહાન્ કામ કરવા આપ નામદારને અવતાર આપ્યો છે તે પૂરૂં કરવા સારૂ અમારી પાસે આપ જે આત્મભોગ માગશો તે આપવા અમે તૈયાર છીએ. અસાધારણ સંજોગોમા અસાધારણ આત્મભોગની અપેક્ષા હોય છે, અને તે કરવા સારૂ અમારા પ્રયત્ન નિરવધિ થશે. આપ નામદારને હથીઆર, લશ્કર, પૈસો, રાજ્યભકિત અને દૃઢતાની જરૂર છે. અમારી પાસે આમાંનું જે કાઇ છે તે આપ નામદારનાં ચરણ આગળ અમે રજુ કરીએ છીએ. કોઈ અધિકારીની સૂચનાથી આ માગણી અમે કરીએ છીએ એમ માનશો નહી, પરંતુ અમારો નિશ્ચય છે. અમારૂં એક પ્રજા તરીકે અસ્તિત્વ આવવાથી અમારી કૃતજ્ઞતા પ્રકટ કરવા અમે તત્પર થયા છીએ."

ઑાસ્ટ્રિઆ અને પ્રુશિઆએ પોતાની મરજી વિરુદ્ધ પ્રજાસત્તાક ફ્રાન્સ

સાથે મૈત્રી કરી હતી, તેમણે હવે સ્પષ્ટ રીતે શત્રુતા બતાવવા માંડી; પ્રુશિઆના લશ્કરના સેનાપતિએ જાહેર કર્યું કે 'હું મારૂં લશ્કર ફ્રાન્સના લશ્કર સાથે રાખવાનો નથી.' થોડી વાર પછી તરત જ નેપોલિયન વિરૂદ્ધ ઇંગ્લાંડ અને રશિઆ એકઠા થયાં હતા તેમાં પ્રુશિઆ ભળી ગયું. સેવરી લખે છે કેઃ—

"રશિઅનો સાથે મળી જવા સારૂ પ્રુશિઆના રાજાને અનેક વખતે આજીજીઓથી કંટાળો આપવામાં આવ્યો હતો પણ તેણે લાબા વખત સુધી તેને વશ થવાનું દુરસ્ત ધાર્યું ન હતું; તે જાતે સત્યવાદી હતો અને તેથી અમારી સાથેની સંધિ છોડી દઇ જવાને તેનુ મન કબૂલ થતું નહીં અગર જો તેમ કરવાથી તેને પછીથી ભયંકર પરિણામ વેઠવા પડયા હતા. કેટલાક ઉત્પાતીઆ લોકો આવી તેને કહેવા લાગ્યા કે "આપ આવશો કે નહી આવો તો પણ અમે તો રશિઅનો સાથે મળી જવાના છીએ," ત્યારે જ તેને પોતાનો નિશ્ચય ફેરવવાની ફરજ પડી. તે વખતે પ્રુશિઆનો રાજા બોલ્યોઃ—"ગૃહસ્થો, તમે મને આ રસ્તો લેવાની ફરજ પાડો છો; પણ યાદ રાખજો કે જો આપણે વિજયી ન થયા તો આપણો ઉચ્છેદ જ થવાનો છે."

ઑસ્ટ્રિઅન લશ્કર જે ફ્રાન્સના લશ્કરમા હતું તેના સેનાપતિ શ્વોર્ટ્ઝનબર્ગે તરત જ પ્રુશિઅનોનો દાખલો લીધો; ફ્રેંચ લોકો દુઃખ વેઠતા વેઠતા પાછા હઠતા હતા તેમા મદદ કરવાની તેણે ચોખ્ખી ના કહી એટલું જ નહીં પણ પોલાડના લોકો નેપોલિયનને મદદ કરવા સારૂ બંડ ઉઠાવી સામા થાય તે અટકાવવા તેમને પણ ડરાવી દીધાં અને પછી રશિઅનો સાથે થોડા વખત સુધીની સંધિ કરી છેવટે તે ઑસ્ટ્રિઆ ગયો. આવા સમાચાર આવવાથી મ્યુરાટ નિરાશ થયો અને નેપલ્સમાંથી જે સમાચાર આવ્યા હતા તે સાંભળવાથી ચીડી જઇ તેણે પણ લશ્કરના ઉપરીપણાનો ત્યાગ કર્યો. તે નાસી જઇ ઇટાલીમાં ભરાઇ પેઠો. આ પ્રમાણે મ્યુરાટ કૃતઘ્ની નીકળ્યો તેથી નેપોલિયનને ઘણો ગુસ્સો ચઢયો. તેણે પોતાની બ્હેન કેરોલીન (મ્યુરાટની સ્ત્રી) ને લખ્યું કેઃ—"તારો ધણી રણસંગ્રામના ક્ષેત્ર ઉપર અતિશય બહાદુર

છે; પરંતુ શત્રુની ગેરહાજરીમા તે એક સ્ત્રી કરતાં પણ નબળો જણાયો છે. તેનામાં ખરેખરૂં મનોબળ નથી."

લશ્કરને છોડી જતા પહેલાં મ્યુરાટે લશ્કરના તમામ અમલદારોની કાઉન્સીલ બોલાવી હતી અને નેપલ્સના ઉત્તમ ફળદ્રુપ પ્રદેશની મોજમજા ભોગવતો તેને અટકાવી પોતાના દેશથી બહુ દૂર ભયંકર યુદ્ધમા ઉતારવા માટે તેણે મહારાજા નેપોલિયનની વિરૂદ્ધ પોતાની બળતરા ખૂલ્લી રીતે કાઢી હતી.

તેણે કહ્યું હતું કે:–" જે ઉન્મત્ત માણસ પોતાના અનુયાયીઓનું રક્ષણ કરવાને અસમર્થ છે તેની નોકરી હવે વધારે વખત થઇ શકે તેમ નથી. તેને સંધિઓ કરવાની મરજી છે એવી વાતો તે જે કરે છે તે હવે યુરોપનો કોઇ રાજા માનવાનો નથી જો મેં ઈંગ્લાંડની શરતો કબૂલ રાખી હોત તો આજે હું પણ ઑસ્ટ્રિઆના મહારાજા જેવો અથવા પ્રુશિઆના રાજા જેવો મોટો રાજા થયો હોત."

તે વખતે ડેવુસ્ટે ગુસ્સા કરી ઉત્તર આપ્યો કે–" જે રાજાઓનાં નામ તમે દીધાં તેઓ માત્ર ઇશ્વરના અનુગ્રહથી જ રાજા બન્યા છે. તેમની સત્તા લાંબા કાળના પ્રભાવથી સ્થપાઇ ગઇ છે અને લાંબા વખતથી રાજાઓને તથા રાજાઓના વંશજોને માન આપવું જોઇએ એવી માન્યતા હોવાથી એ રાજાઓનો કાંઇક હીસાબ છે. પરંતુ તમે રાજા થયા છો તે માત્ર નેપોલિયનની કૃપાથી અને ફ્રેંચ સૈનિકોનું લોહી વહેવડાવ્યાથી થયા છો નેપોલિયન સાથે મૈત્રી રાખશો અને ફ્રાન્સ સાથે સંધિ રાખશો ત્યા સુધી જ તમે રાજા રહી શકશો. તમારામાં હડહડતી કૃતઘ્નતા વ્યાપી ગઇ છે અને તમારી નિંદા હું મહારાજાના આગળ કર્યા વિના રહેવાનો નથી"

નેપોલિયને મ્યુરાટને લખ્યુ કે:—" કેટલાક બેવકુફ લોકો એમ ધારે છે કે સિંહ મરી ગયા છે પણ તું તે પૈકીનો એક હોઇશ એમ હું ધારતો નથી. પણ જો તેં એમ જ ધાર્યું હોય તો તારી ભૂલ તને જલદીથી જ જણાશે. વીલ્ના છોડી હું ગયા ત્યાર બાદ મારૂં અનિષ્ટ તારાથી બન્યું તેટલું તેં કર્યું છે. મેં તને રાજા બનાવ્યો છે તેથી તારૂં ભેજું ખસી ગયું છે."

આ પ્રમાણે મ્યુરાટ ફ્રેંચ લશ્કરનું ઉપરીપણું છોડી ચાલ્યો ગયો એટલે યુજીનને તે જગા આપવામાં આવી. નેપોલિયને લખ્યું:—" વાઇસરોય (યુજીન) ને મોટા પાયા ઉપર લશ્કરી યોજનાઓ કરવાની ટેવ છે અને તે ઉપરાંત મહારાજાનો (મારો) તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે." આ પ્રમાણે કટાક્ષમા ઠપકો આપવાથી મ્યુરાટનો અસંતોષ તથા ખેદીલી વધ્યાં.

ફ્રેંચ લશ્કર આ પ્રમાણે પાયમાલ થઇ ગયું તે ખબર જ્યારે પ્રુશિઆના રાજા ફ્રેડરીક વીલીયમે જાણી ત્યારે ઇ. સ. ૧૮૧૩ ના માર્ચની ૧ લી તારીખે તેણે રશિઆના નિરંકુશ રાજા સાથે રહી લઢવાની તેમ જ રક્ષણ કરવાની સંધિ કરી અને ફ્રાન્સ વિરુદ્ધ લઢાઇ જાહેર કરી. જ્યારે આ ખબર નેપોલિયનને સેંટકલાઉડમા આપવામાં આવી ત્યારે તે માત્ર બોલ્યો કે:—

" સંદિગ્ધ મિત્ર કરતા સ્પષ્ટ શત્રુ હોય તો સારો. મારી મોટી ભૂલ તો એ જ થઇ કે જે વખતે પ્રુશિઆના રાજાને હું ગાદી ઉપરથી સહેલાઇથી ઉઠાડી મૂકી શકું એમ હતું તે વખતે મેં તેને ઉઠાડી મૂક્યો નહી. ફ્રીડલેન્ડની લઢાઇ પછી પ્રુશિઆના ટુકડા કરી નાખી સીલેશીઆ તેની પાસેથી લઇ મેં તે સેકસનીને આપ્યું હોત તો સારૂ થાત. પ્રુશિઆનો રાજા અને પ્રુશિઅનો તે વખતે એવા નરમ ઘેંસ થઈ ગયા હતા કે તેમનાથી પહેલી વખત તો વૈર લેવાય એમ હતું જ નહી. જો મેં એમ કર્યું હોત અને તેમને સ્વતંત્ર બંધારણ આપ્યું હોત તથા ખેડુતોને લશ્કરી નોકરીની ફરજમાથી મુક્ત કરી દીધા હોત તો પ્રુશિઆની આખી પ્રજા સંતુષ્ટ થાત."

ઉદાર શરતો કરીને શત્રુનું મન સંપાદન કરવાની નેપોલિયનની ઇચ્છા હતી. શાંતિને માટે મોટા આત્મભોગ આપવા તે તૈયાર હતો. પરંતુ યુરોપના એકઠા થયેલા નિરંકુશ રાજાઓએ તેની ઉદારતા તરફ દુર્લક્ષ જ કર્યું. નેપોલિયનનું કહેવું તદ્દન વ્યાજબી હતું કે " ફ્રાન્સની ઉથલપાથલના શત્રુઓની પદ્ધતિ ઠેઠ મરણ સુધી યુદ્ધ કરવાની છે."

આ પ્રમાણે પ્રુશિઆ પક્ષ છોડી જતું રહ્યું કે તરત જ એકઠા થયેલા

રાજાઓએ બ્રેસ્લોની સંધિ કરી. તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે તમામ જર્મન રાજકુમારોને નેપોલિયનની વિરુદ્ધ થવા સારૂ આમંત્રવા, અને જે ના કહે તેનું રાજ્ય ખુંચવી લેવું. આ પ્રમાણે એકઠા થયેલા રાજાઓએ રાજાઓના સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારી અને પ્રતિજ્ઞા ઉપર કરેલી સંધિઓ બળાત્કારે તોડી નંખાવવાનો પ્રયત્ન કર્યો. સેક્સનીનો ઘરડો રાજા પોતાના મિત્રને મૂકી વિશ્વાસઘાતી થવા સ્પષ્ટ ના કહેતો તેથી તેની ગાદી ખુંચવી લેવાની ધમકી તેને આપવામા આવી અને પરિણામે તેને પોતાનું પાટનગર છોડી નાસી જવાની ફરજ પડી.

એકઠાં થયેલા રાજ્યોએ એ સેક્સનીના મુલકમા પ્રવેશ કર્યો અને વિજયી હોય તેમ ડ્રેસ્ડનમા તેઓ પેઠા. ફ્રાન્સમાથી જે સ્વાતંત્ર્યના વિચારો આવતા હતા તેનાથી જે લોકો બ્હીતા હતા તેમણે તેમને માન આપ્યું. ડેન્માર્કની સરકારને પણ આ મહાન્ સંધિમાં ભળી જવા સારૂ ઇંગ્લાંડની સરકારે દબાણ કર્યું. એક કાફલો કોપનહેગન શહેર આગળ આવી ખડો થયો, ૪૮ કલાકમા છેવટનો સ્પષ્ટ જવાબ તેણે માગ્યો અને જણાવ્યું કે તે નહીં આપવામાં આવે તો શહેર ઉપર તોપનો મારો ચલાવવામાં આવશે. અગ્રેજોએ કોપનહેગન ઉપર જે તોપો ચલાવી હતી અને લોહી વહેવડાવ્યું હતું તે હજી શહેરની શેરીઓના રસ્તા ઉપરથી સુકાયું પણ ન હતું; આ ભયંકર વખતોમાં ઇંગ્લાંડની સરકારે આવા કર્મો કર્યાં હતા તેમાંનું આ બીજું હતું. એલીસન લખે છે કેઃ—" આ પગલુ ભરવામા આવ્યું પણ તેની સાથે જોઇએ તેટલું લશ્કર આપવામાં આવ્યું હોત તો ખરેખર બહુ જ 'સારૂં' પરિણામ આવત. પરંતુ ખરેખરૂં કામ કરી શકે એવું જમીન પર લઢે એવું અથવા દરીઆમાં લઢે એવું લશ્કર તેની સાથે ન હોવાથી તેનો આશય સંપૂર્ણ રીતે નિષ્ફળ ગયો."

ઇંગ્લાંડનો 'ટોરી' પક્ષ તો આનંદમાં આવી ગયો. આવી યુદ્ધપરંપરા થયા પછી છેવટે તેમને પોતાનો હેતુ સફળ થવાની આશા થઇ. તેથી તેમણે પોતાના પ્રયત્નો બેવડા કર્યા. અંગ્રેજ સરકારના એજંટોની મારફત ફ્રાન્સના

દરીઆ કીનારા આગળ આવેલા પરગણાઓમાં હજારો લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા જેમા નેપોલિયનની બદનક્ષી કરવામાં આવી અને તે લોભી છે, જૂલમી છે, લોહીનો તરસ્યો છે એવું લખવામાં આવ્યુ અને ફ્રાન્સની પ્રજાને નેપોલિયન વિરુદ્ધ બંડ કરાવવા યત્નો કરવામાં આવ્યા. આ બધી લઢાઇઓનું મૂળ કારણ નેપોલિયન જ છે, સુલેહશાંતિના માર્ગનો તે શત્રુ છે, અને પોતાના નિરવધિ લોભને શાંત પાડવા તથા લશ્કરી કીર્તિની ભૂખ મટાડવા આખા યુરોપમા તે લોહી વહેવડાવે છે એવા આરોપો તેના પર મૂકવાનું નીચ કામ કરવામા આવ્યું. ઇંગ્લાંડની પ્રજા તો દેવામા ડુબી ગઇ હતી કારણકે રાજ્યશાસનની પદ્ધતિમા ફેરફાર કરનાર મોટા આગેવાન (નેપોલિયન) ને છુંદી નાખવાના કામમા જે કોઇ મદદ કરવા તૈયાર થાય તેને છુટે હાથે ઇંગ્લાંડ દ્રવ્ય આપતું હતું.

નેપોલિયનની વિરુદ્ધ ઓસ્ટ્રિઆને કરી નાખવાના ઇરાદાથી ઇંગ્લાંડે જે રકમ ઓસ્ટ્રિઆને આપવાની માગણી કરી હતી તેના સંબંધમા વાત કરતાં ઇ. સ ૧૮૧૩ ના નવેંબરની ૧૧ મી તારીખે ઓસ્ટ્રિઅન પ્રધાન મેટરનીકે ફ્રાન્સના એલચીને કહ્યું કે:—"ઇંગ્લાડ રશિઆને ૧૭૫૦૦૦૦૦૦ ફ્રેન્ક આપે છે તે ઉપરાંત, અમે જો અમારી પદ્ધતિ બદલીએ તો અમને પણ તે ૧૫૦,૦૦૦,૦૦૦ ફ્રેન્ક આપવાની માગણી કરે છે. અમારી નાણાની સ્થિતિ ઘણી નઠારી છે છતાં તિરસ્કારથી અમે ઇંગ્લાડની માગણીનો અનાદર કર્યો છે."

નેપીયર લખે છે કે:—"દરમ્યાન, એકઠા થયેલા રાજાઓએ પોતાની પ્રજાને એવી આશા આપી કે ફ્રાન્સની વિરુદ્ધ તમામ પ્રજા થશે તો તેને બક્ષીસ તરીકે કાયદેસર સ્વાતંત્ર્ય મળશે. આ આશાઓનો ભંગ કરવાનો તેમણે પ્રથમથી જ નિશ્ચય કરી મૂક્યો હતો. આમ કરી તેમણે પ્રથમના કરતા વધારે મોટાં લશ્કરો એકઠા કરી હાઇન નદી ઓળંગવાની તૈયારી કરી."

એકઠા થયેલા રાજાઓ સેકસનીમાં પેઠા અને તેમણે લોકોમાં હજારો ઢંઢેરાઓ પીટાવ્યા તથા નેપોલિયનની વિરુદ્ધ થવા સારૂ તેમને જાગૃત કર્યા.

સેનાપતિ વીટજેન્સ્ટીનને કહ્યું કે " જુઓ, તમારે સારૂ અમે અમારૂં પ્રુશિઅન લશ્કર ખૂલ્લું મૂકીએ છીએ. ત્યાં તમે જોશો કે એક ખેડુતનો છોકરો અને એક રાજકુમાર એક સરખી પંક્તિમા ગણી શકાશે. રાજા, સ્વાતંત્ર્ય, પ્રતિષ્ઠા અને જન્મભૂમિ એ ચાર શબ્દોમા તમામ ભેદનો નિરાશ થયો છે. અમારામાં બુદ્ધિથી ઉદ્ભવતા ભેદ સિવાય બીજો ભેદ નથી. તેમ જ સામાન્ય કર્તવ્ય માટે જે ઉત્સાહથી અમે એકઠા થઇએ છીએ ને ઉપરથી જ અમારામા ભેદ છે."

જૂલમી લશ્કરોના આગેવાનો આ પ્રમાણે ખોટી ખોટી વાતો કરી અજ્ઞ પ્રજાને સમજાવવા લાગ્યા કે તેઓ સ્વાતંત્ર્ય અને સમાનતાના હીમાયતીઓ છે. તેઓએ પ્રજાતંત્રનો વાવટો ઉડાવ્યો પણ તેમના પેટમાં પાપ હતું, અને તેમ કરી ગરીબ અજ્ઞ ખેડુતોને પોતાની તરફ ખેંચ્યા કે જેથી તેઓ શરણે આવી જાય અને તેમના પક્ષનો હમેશને માટે નાશ થાય. આવા આડંબરવાળા ભાષણોથી ઘણા તો છેતરાયા. ફ્રાન્સના મહારાજા ઉપર વિપત્તિઓ આવી પડેલી જોઇ તેમને એમ લાગ્યું કે હવે ઇશ્વર જ નેપોલિયન ઉપર રૂઠ્યો છે અને કોઈ માણસ તેનું સગુ નથી. આ પ્રમાણે થવાથી તેઓએ પોતાના એક ખરા મિત્રને ત્યજી દીધો.

આ પ્રમાણે પોતાના માથા ઉપર જે તોફાનનુ વાદળ એકઠું થતું હતું તે નેપોલિયન શાંતિથી જોતો હતો. પોતાના શત્રુઓ આવા ખુશીમા આવી ગયા છે તે વખતે સુલેહ કરવાની વાત કરવી વ્યર્થ છે તે તે સમજી ગયો. તેથી તેમનાં કાવતરા ન ફાવે એટલા માટે વળી વધારે પ્રયત્નો કરવા સિવાય બીજું કાંઇ તેને સૂઝ્યું ન હતું. તેની માગણી થવાથી આખી ફ્રાન્સની પ્રજા એક અવાજે તત્પર થઇ. છેવટના યુદ્ધ માટે માબાપોએ પોતાનાં કુમળા બાળકો રાજાને સોંપી દીધા. દરેક શહેરમા અને ગામમાં લડાઇની તૈયારીઓના અવાજ થવા લાગ્યા. જાણે કોઇ જાદુનો પ્રયોગ થયો હોય તેમ થોડા વખતમાં એક બીજું લસ્કર તૈયાર થઇ ગયું. એપ્રિલ મહીનો અર્ધો ગયો ન હતો એટલામાં તો ૩૦૦૦૦૦ માણસો તૈયાર થયા અને ફ્રાન્સ ઉપર એકઠા થયેલા

રાજાઓ ચઢી આવવાના હતા તેમને અટકાવવા સારૂ જર્મનીમાં પેસવા તૈયારીઓ કરવા લાગ્યા. ફ્રાન્સનું વૃદ્ધ અને અનુભવી લશ્કર તો રશિઆના બરફમાં ખુવાર થઇ ગયું હતું. ઇંગ્લાંડ, પોર્ટુગાલ અને સ્પેન એ ત્રણે દેશનાં એકઠા થયેલાં લશ્કરો સામે એક ફ્રેંચ લશ્કર સ્પેનમા ટક્કર ઝીલી રહ્યું હતું. સર વોલ્ટર સ્કૉટ લખે છે કે “ આ નવીન લશ્કરમાંના માણસો માત્ર નાના છોકરા જ હતા.”

ઇ. સ. ૧૮૧૩ ના એપ્રિલની ૧૫ મી તારીખે સવારમાં ૪ વાગે નેપોલિયન પોતાના લશ્કરની આગેવાની લેવા સેંટ કલાઉડમાંથી નીકળ્યો. આ વખતે કોલેઇનકોર્ટ તેની સાથે હતો. તે લખે છે કેઃ—

“ જ્યારે ગાડી ચાલી ત્યારે મહારાજા કીલ્લા તરફ નજર રાખી જોઇ રહ્યા હતા તે પછી અઢેલીને બેઠા અને કપાળે હાથ મૂકી થોડો વખત વિચારમા પડી ગયા. પછી પોતાના શોકકારક ગંભીર વિચારમાંથી જાગી તેમણે પોતાની યોજનાઓ અને વિચારોનું સરસ વર્ણન કરવા માંડયું અને ‘ ઑસ્ટ્રિઆ મારા પક્ષમા રહી કામ કરશે વિગેરે ’ વાતો કરી મોટી આશાઓ રાખી. પછી પાછા હંમેશની માફક તે સાદાઇથી વાત કરવા લાગ્યા અને પોતાની સુંદર લ્યુઇ ( સ્ત્રી ) ને તથા પોતાના સુંદર બચ્ચાને છોડવામા તેમને જે લાગણી થઇ હતી તેની વાત તેમણે કરી.”

“ તે બોલ્યાઃ–‘ મારા રાજ્યના ગરીબમા ગરીબ ખેડુતની હાલ મને અદખાઇ આવે છે. મારી ઉમરે તો તે પોતાના દેશ પ્રત્યેનું દેવું ફેડી નાખે છે, અને પછી પોતાના બૈરાછોકરાં સાથે નિરાતે ઘેર બેસે છે. પણ મારે તો હજી યુદ્ધમાં લઢવા જવાનું છે. મારા અગમ્ય ભાવીનો એવો હુકમ જ છે.’ ”

“ વળી પાછા તે વિચારમા પડી ગયા. તેમાંથી તેમનું મન ખસેડવા સારૂ મેં પાછલા દિવસે સાંજે જે બનાવ બન્યો હતો તેની વાત કાઢી. તે દિવસે એલીસીમા મહારાજાએ બધા રાજકુમારો, મોટા અમલદારો, અને પ્રધાનોની સમક્ષ પોતે રાજ્યના પ્રતિનિધિ જ છે એવા સોગન ખાધા હતા.”

"મહારાજા બોલ્યા;-' પણ મારી બીચારી લ્યુઇસા ગરીબ અને નરમ છે. મને તેનો પાકો ભરોસો છે. તેનો પ્રેમ અને તેનું સતીત્વ હમેશાં ટકી રહેનારાં છે. કાળના ચક્રમા એવા બનાવો બને કે આખા રાજ્ય ઉંધા-ચતા થઈ જાય; પણ તેવે વખતે મને આશા છે કે ઑસ્ટ્રિઆના મહાન્ રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલી એ સ્ત્રી તેની દાદી મેરીઆ થરીસાના જેવો જ જુસ્સો બતાવશે.'"

પોતાના લશ્કરને એરફુર્ટ આગળ એકઠા થવાનો હુકમ નેપોલિયને આપ્યો હતો; એપ્રિલ માસની ૨૫ મી તારીખે તે પોતાના આ જુવા-નીઆ અને બીનઅનુભવી માણસોના બનેલા લશ્કરની છાવણીમા જઇ પહોચ્યો. યુરોપના એકઠા થયેલા રાજાઓ આનંદમા આવી ગયા હતા. તેમણે પણ ગંજાવર લશ્કર એકઠા કર્યાં હતા અને આખા યુરોપમા રાજાથી રાજ્ય-શાસન ચલાવવું ઇષ્ટ છે એવા વિચારવાળાઓ એકદમ જાગૃત થશે એવી આશાથી પ્રેરાઇ દરેક સ્થાને ફતેહ પામતા જતા હતા. અનિશ્ચયાત્મક પરિ-ણામવાળા કેટલાક યુદ્ધ થયાં પણ તે તમામમાં નેપોલિયને પોતાની પ્રતિભાથી તે સંખ્યાબંધ શત્રુઓ ઉપર વિજય મેળવ્યો.

આ લડાઇઓ પૈકી એક લઢાઇમા ફ્રાન્સ તરફનો એક સેનાપતિ બેસી-રીસ ગોળી વાગવાથી ઘોડા ઉપરથી પડી ગયો અને મરણ પામ્યો.

ઇ. સ. ૧૭૯૬ ની સાલમા ઇટાલીમાં યુદ્ધ થયુ તે વખતથી કેચ ઘોડે-સ્વાર ટુકડીઓનો સેનાપતિ બેસીરીસ હતો. જે જે માણસો નેપોલિયનની પ્રીતિ અને મૈત્રી સંપાદન કરવામા ભાગ્યશાળી થયા હતા તેઓ પૈકી આ એક હતો અને તેનુ ચારિત્ર ઉત્તમ હતું. તે બહુ દયાળુ અને કોમળ અંતઃકર-ણવાળો હતો. પણ રણક્ષેત્રમા ગમે તેટલું જોખમ ખેડવાનું હોય તો તે બ્હીતો નહી પોતાના પરમ પૂજ્ય મહારાજા નેપોલિયનના હાથ નીચે રહી પ્રજાની સમાનતાનું તત્ત્વ વ્યાજબી અને ન્યાયપુરઃસર છે એમ તે માનતો હતો, અને પોતે પણ એક અપ્રસિદ્ધ કુટુમ્બમાથી ઉછરી એ જ તત્ત્વના પ્રભાવે સત્તાધીશ થઇ આગળ આવ્યો હતો તેથી જે કતલ જોઇ તેનું અંતઃકરણ

ઇચ્છતું હતું તે જ કરવા સારૂ તે કમર કસતો. એના ઉપર દરેક માણસનો પ્રેમ હતો. જે લોકોની સામે તે લઢયો હતો તેઓ પણ તેનાં વખાણ કરતા હતા. ઉત્તમ અને ઉદારચરિત પુરુષોની સાથે જ નેપોલિયનને મૈત્રી હતી તે જ સાબીત કરી આપે છે કે તે કેવા ઉત્તમ ચારિત્રવાળો હતો.

બેસીરીસના મરણથી નેપોલિયનને બહુ જ દુઃખ થયું. તેણે પોતાની સ્ત્રીને લખ્યું કે:—

"બેસીરીસને ઉત્તમ અને વીર પુરુષ કહેવો એ તદ્દન ન્યાયભરેલું છે. બુદ્ધિ, ધૈર્ય અને ડહાપણ માટે તે પ્રખ્યાત હતો; તેમ જ ઘોડેસ્વારોની હીલચાલ કરવામા, તેમ જ રાજ્યકારભારના કામમા ડહાપણ વાપરવામાં, તેમ જ મારી તરફની તેની ભક્તિમાં તે એકકો હતો. રણસંગ્રામના ક્ષેત્રમાં તેનું મરણ થયું એ ખરેખર અદેખાઇ કરવા જેવું છે. તે એટલું ત્વરાથી થયું કે તેને જરા પણ દુઃખ થયું ન હતું. તેનો યશ તદ્દન અકલંકિત હતો, અને એના કરતાં વધારે સારો વારસો પોતાનાં છોકરા માટે તે શું મૂકી જવાનો હતો ? જેના મરણથી આટલો શોક થાય એવા માણસો થોડા છે. આ શોકકારક પ્રસંગ ઉપર મને જે દુઃખ થાય છે તેમાં આખું લશ્કર ભાગ લે છે."

આ પ્રમાણે ચિંતાઓ અને શોકનો ભાર હોવા છતાં નેપોલિયન પોતાના મિત્ર બેસીરીસની વિધવાને વિસરી ગયો નહી. તેણે તેને નીચે પ્રમાણે હૃદયભેદક પત્ર લખ્યું:—

"બ્હેન:—તમારો પતિ રણક્ષેત્રમા પડયો છે. તેથી તમને તથા તમારાં છોકરાંને જે નુકશાન થયું છે તે મોટું છે; પણ મારૂં નુકશાન તેથી પણ વધારે છે. ડયુક ઓફ ઇસ્ટ્રીઆને ( તમારા ધણી બેસીરીસને ) ઉત્તમ મરણ પ્રાપ્ત થયું છે અને તેને જરા પણ દુઃખ થયુ નથી; તેણે નિષ્કલંક આબરૂ પ્રાપ્ત કરી છે અને તે તેના છોકરાંને માટે ઉત્તમોત્તમ વારસો છે. હવે હું તેમનું રક્ષણ કરીશ. તેના પિતા તરફ મારો જે પ્રેમ હતો તે હવે હું તેમની તરફ રાખીશ."

છેવટે ઇ. સ. ૧૮૧૩ ના મે માસની ૨ છ તારીખે લટ્ઝેનના મેદાનમાં ફ્રાન્સનાં તથા એકઠાં થયેલાં રાજ્યોનાં લશ્કરો મળ્યાં. નેપોલિયન ધારતો ન હતો કે સામા પક્ષના માણસો તેના પર ચઢાઇ કરશે; તેથી તેનું લશ્કર કુચ કરતું હતું અને તે ૩૦ માઇલ સુધી ચાલતું હતું. એવામા ઉંચી ટેકરીઓમાં જે લશ્કર છુપાઇ રહ્યું હતું તે એકદમ નીકળી આવ્યું. ૮૦૦૦૦ માણસો ચાર ગીચ ચોરસમાં ગોઠવાઇ ગયા, તેમના આગળના ભાગમાં જંગી તોપો રાખવામા આવી અને ૨૫૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર પાછળ મદદ સારૂ તૈયાર રાખવામા આવ્યું. આ લશ્કર હોશીયારી કરતું ફ્રાન્સના જુવાનીઆના બનેલા લશ્કર ઉપર સપાટાબંધ તૂટી પડ્યું. તરત જ બે ગામો તો બળીને ભસ્મ થઇ ગયા તોપોમાથી એક જ જગાએ ગોળા પડે એવી રીતે તે ફોડવામા આવી અને ફ્રેંચ લશ્કરનો ઘાણ નીકળવા લાગ્યો. જાસુસ ઉપર જાસુસ છોડી નેપોલિયનને આ સ્થિતિની ખબર કરવામાં આવી અને કહેવામાં આવ્યું કે 'વખતસર મદદ નહી આવી પહોચે તો બધાનો નાશ થશે.' તરત જ નેપોલિયન રણભૂમિ ઉપર આવ્યો. તેની પાસે માત્ર ૪૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર હતુ. દુશ્મનોનું ગંજાવર લશ્કર પોતાના નાના લશ્કર ઉપર આવી પડશે તેનો એક ક્ષણ વાર શાત ચિત્તથી વિચાર કરી જરા પણ ગભરાટ પ્રકટ કર્યા વિના તે બોલ્યોઃ—

" આપણી પાસે ઘોડેસ્વારો નથી; પણ ફીકર નહી. ઇજીપ્તમા જેમ આપણે લઢ્યા હતા તેમ અહી પણ લઢીશું. ફ્રાન્સનું પાયદળ ગમે તે કામ કરવા શકિતમાન્ છે. જરા પણ ડર્યા વિના હું મારા જુવાનીઆ સૈનિકો ઉપર જ વિશ્વાસ રાખું છું. "

તરત જ નેપોલિયન ઘોડો કુદાવતો કુદાવતો મેદાનમાં ઉતરી પડ્યો. જે જગાએ ઘણો જ ધુમાડો દેખાતો હતો અને તોપોનો મારો સારો ચાલતો હતો તે તરફ તે વળ્યો આ જગાએ જે કતલ, ખુનામરકી, ગોટાળો અને ગભરાટ ચાલી રહ્યા હતા તે કઠણમા કઠણ હૃદયને પીગળાવી નાંખે એવા હતાં. રશિઅન તોપોના મારથી જુવાન ફ્રેંચ લોકો ઘાસ માફક મોળાઈ જતા હતા.

તેઓ આશ્ચર્ય પામી ગભરાટથી મેદાનમા આમતેમ નાસવા લાગ્યા. તેમાં જે થોડા જૂના અને અનુભવી યોદ્ધાઓ હતા તે જ માત્ર એક સ્થળે ઉભા રહ્યા, અને ઘાયલ થતા થતા પણ શત્રુઓના પાયદળના સપાટાથી ધીમે ધીમે પાછા હઠ્યા. એક પાસે આવેલી ઉંચી જગા ઉપર સંખ્યાબંધ ઘોડેસ્વારો તૈયાર રાખવામાં આવ્યા હતા કે જેઓ ત્યાથી ઉતરી પડી, મેદાનમાથી નાસી જનારાઓને તલવાર અને ભાલાથી વીંધી નાખી શકે.

જેવો નેપોલિયન પોતાના માણસોને લઇને આવ્યો કે તરત જ તેને જોઇ જુવાનીઆઓને પાણી ચઢ્યું અને તેઓ બધા તેના તરફ ધસ્યા. તેમને નેપોલિયને કાંઇક કહ્યું એટલે તરત જ તેમની ધીરજ પાછી આવી. તરત જ તેઓ વ્યવસ્થિત રીતે ગોઠવાઇ ગયા અને તેમની ખુવારી થતી અટકી. આ વખતે જે નિષ્ઠા અને ભકિત નેપોલિયન તરફ તેનાં માણસોએ બતાવી હતી તેવી કોઇ વખત તેમણે બતાવેલી ન હતી. ઘાયલ થયેલાઓને જ્યારે ગાડામા ઘાલી લઇ જવામાં આવતા ત્યારે તેઓ પ્રેમપૂર્વક નેપોલિયન તરફ જોતા અને તેમને ઘણી વેદના થતી હતી છતાં તેમના મ્હોમાથી એવો પોકાર નીકળતો કે ‘ મહારાજા નેપોલિયન ઘણું જીવો. ’ નેપોલિયન જ્યા જ્યા જતો-ધૂમાડામા અથવા ગરબડ થતી હોય ત્યા-ત્યા મરણ સુધી લઢનારા માણસોમા કાંઇ વિલક્ષણ આનંદ આવી જતો. સૈનિકોની નિષ્ઠા અને સેનાપતિ અને બીજા અમલદારોનું શૌર્ય આ વખતે બહુ જ સ્પષ્ટ રીતે વ્યકત થયાં. જાણે કે નેપોલિયનના શરીરને જાદુ કરી વજ્રથી પણ ન પડે એવું કુદરતે બનાવ્યું હોય તેમ તે ગોળા અને ગોળીઓના વરસાદમાં ઘોડે બેસી ફરતો. જે જે જોખમ એના સૈનિકોને વેઠવાનુ તે કહેતો તે બધાં પોતાને વેઠવાનાં હોય એમ તે બતાવતો. તે જાણતો હતો કે જુવાનીઆ લોકોને એવી રીતે દષ્ટાંત આપવાની અપેક્ષા છે, કારણ કે નહી તો તેઓ ગભરાય. કારણ કે તેમણે કોઇ વખત યુદ્ધની ખુબી જોયેલી ન હતી.

આ દારુણ યુદ્ધ ૮ કલાક સુધી ચાલ્યું. તેમા ખરેખરી કતલ થઇ. મરેલા અને ઘાયલ થયેલા લોકોના શરીરોથી આખું મેદાન છવાઇ ગયું. સેનાપતિ

જેરાર્ડને ઘણી જગાએ ગોળીઓ વાગી હતી અને તેના શરીરમાંથી લોહી નીકળતું હતું છતાં તે પોતાની ટુકડીની આગેવાની કરતો બોલતો હતો કેઃ-

" જે સમયે દરેક ફ્રેંચ માણસે-જેને પોતાનો દેશ વહાલો હોય તેણે-દેશ સારૂ કાતો મરવું જોઇએ અથવા જય મેળવવો જોઇએ તે સમય આવ્યો છે. "

એમ કરતા લડાઇના અંતનો વખત આવ્યો. અત્યાર સુધી નેપોલિયને પોતાના અંગરક્ષકની ટુકડીને ઉપયોગમા લીધી ન હતી. તે પ્રચંડ લોકોને હવે તેણે આગળ આણ્યા. આ લશ્કરની ૧૬ ટુકડીઓ ૬૦ ઉત્તમ પ્રતિની તોપો લઇ, એકઠા થયેલા રાજાઓના ભાગુભાગુ થઇ રહેલા લશ્કર વચ્ચે સોંસરી પેઠી. આગળ ચાલનારાઓની બંદુકોમાથી એક સરખા ચમકારા થયાં જ કરતા હતા. આ લોકોનો ધસારો સહન થાય તેવો ન હતો. ધુમાડા અને ધૂળના અંધારામાં આ ટુકડીઓ આગળ ધસી અને થોડા વખતમાં નેપો-લિયનની દૃષ્ટિની બહાર જતી રહી. પણ અંધારામા તેમની તોપોના ગડગડાટ અને તેમની બંદુકોના ચમકારા થયા જ કરતા હતા અને તેથી નેપોલિયન સમજી ગયો કે તેઓ શત્રુઓને પાછા હઠાવતા જાય છે. નેપોલિયનનો જય સંપૂર્ણ થયો પણ પોતાની પાસે ઘોડેસ્વાર લશ્કર નહીં હોવાથી નેપોલિયને હુકમ આપ્યો હતો કે શત્રુની પૂઠ લેવાની નથી બહુ મુશીબતે જે રણક્ષેત્રમાં તેને જય મળ્યો હતો તે જ રણક્ષેત્રમા તે સુતો. એકઠા થયેલા રાજાઓ ત્યાંથી હઠી લીપ્ઝીક ગયા અને ત્યાથી ખસી ડ્રેસ્ડન પહોંચ્યા તથા નેપોલિયને જે અદ્વિતીય શકિત બતાવી હતી તેનાથી આશ્ચર્ય પામી ગયા. તેઓએ એમ જ માન્યું હતું કે રશિઆમાં તેને સારી પેઠે માર પડયો હતો તેથી તે એટલો નબળો પડી ગયેલો હોવો જોઇએ કે ફરીથી તેનાથી ઉચું ડોકું થઇ શકશે જ નહીં.

આ જયના સમાચાર એકદમ પારિસ મોકલવામાં આવ્યા અને ફ્રાન્સ સાથે જે રાજાઓએ મૈત્રી અને સંધિ રાખી હતી તે રાજાઓને પણ તેની ખબર મળી. આ સમાચાર સાભળી નેપોલિયનના મિત્રોમા આનંદ પ્રવર્તી રહ્યો.

નેપોલિયને કહ્યું:–" મારા જુવાનીઆ સૈનિકો પણ મારા જૂના અને અનુભવી સૈનિકો જેટલા જ બહાદુર જણાયા છે. છેલ્લાં ૨૦ વર્ષથી ફ્રાન્સના સૈનિકોનું ઉપરીપણું મેં કર્યું છે પણ આવી નિષ્ઠા અને આવી બહાદુરી મેં કદાપિ જોઈ નથી એકઠા થયેલા તમામ રાજાઓ તથા તેમનાં પ્રધાન-મંડળોના તમામ પ્રધાનો રણક્ષેત્રમાં હાજર હોત તો ફ્રાન્સના ઉદયના તારાને અસ્ત કરવાની વ્યર્થ આશા તેમણે છોડી દીધી હોત.

પોતાની સ્ત્રી મહારાણી મેરીઆ લ્યુઇસાને તેણે પોતાના પ્રતિનિધિ તરીકે ફ્રાન્સમાં રાખી હતી. તેને તેણે લખી જણાવ્યું કે તેણે ફ્રાન્સના તમામ ધર્માધ્યક્ષને પોતાને હાથે નીચે પ્રમાણે લખી મોકલવું:—

" ધર્માધ્યક્ષ........તરફ મહારાજા તરફથી પ્રતિનિધિ તરીકે રાજ્ય કરનાર મહારાણી લખે છે કે ' અમારા પ્રિય પતિ અને મહારાજા નેપોલિયને લટ્ઝેનમા જે જય મેળવ્યો છે, તે પરમાત્માની કૃપાનું વિશિષ્ટ ફળ છે એમ ગણવાનું છે. અમારી એવી ઇચ્છા છે કે આ પત્ર પહોંચતાં તમારે દેવળોમાં ભજન કરાવવાં, યુદ્ધના દેવતાનો ઉપકાર માનવો, અને આપણા લશ્કરનું રક્ષણ થાય તથા તેમાં પણ વિશેષે કરી અમારા પ્રિય પતિના શરીરનું રક્ષણ થાય તેટલા સારૂ તમારી ધ્યાનમાં આવે એવી યોગ્ય પ્રાર્થના કરવી. પરમાત્મા તેમનું દરેક આફતમાં રક્ષણ કરો. જે ધર્મ એમણે સ્થાપ્યો છે અને જે કાયમ રાખવાની ઇશ્વર તરફની તેમને આજ્ઞા છે તેને માટે તેમ જ ફ્રાન્સ દેશના સુખને માટે નેપોલિયનનાં દેહને અખંડ રાખવાની આવશ્યકતા છે."

એવો જ સંદેશો ઇટાલીના તમામ ધર્માધ્યક્ષોને પણ મોકલવામા આવ્યો.

બીજે દિવસે સવારના પહોરમાં નેપોલિયન ઘોડા ઉપર બેસી રણ-સંગ્રામના ક્ષેત્ર ઉપર ગયો. મેદાનમાં પોતાના દેશના ૭ હજાર જુવાન સૈનિકોને મુએલા પડેલા જોઇ તેના હૃદયમાં અતિશય શોક થઇ ગયો. તેમ દાઢીમૂછ વગરના ચહેરા અને તેમનાં પાતળા શરીરો ઉપરથી જણાઇ આવતું હતું કે તેમને લઢાઇના ત્રાસનો કશો પણ ખ્યાલ ન હતો. બીજા

૧૨૦૦૦ તો ઘાયલ થયા હતા. તેઓમાના ઘણા ફ્રાન્સ અને જર્મનીનાં ખાનદાન કુટુમ્બના ફરજંદ હતા; તેમને તે કતલવાળા મેદાનમાંથી ઇસ્પીતાળોમાં લઇ જવામાં આવ્યા.

આ લોહીથી ખરડાયેલા મેદાન ઉપર જ્યારે નેપોલિયન ચિંતામાં શોકાતુર થઇ ફરતો હતો ત્યારે એક જુવાન પ્રુશિઅન શબની પાસે તે આવી પહોંચ્યો. તે મડદાના હાથ છાતી સરસા હતા અને જાણે કે મરનાર માણસ મરતી વખતે પોતાની છાતી સરસો કાંઇ દાબતો હોય એમ દેખાતું હતું. નેપોલિયન પાસે ગયો અને જોયું તો તેને જણાયું કે તે મરનાર માણસ મરતી વખતે પ્રુશિઆના વાવટાને પોતાની છાતી સરસો દાબતો હતો. નેપોલિયન એક ક્ષણ વાર ત્યા ઉભો રહ્યો અને બોલ્યા ચાલ્યા વિના તે તમાશો જોઇ રહ્યો. તેની આંખમા આંસુ આવ્યા અને તેનો ઘાટો લાગણીથી ગળગળો થઇ ગયો. તે બોલ્યો:—

“ બહાદુર છોકરા ! બહાદુર છોકરા ! તું ફ્રેંચ તરીકે જન્મવા યોગ્ય હતો. ” પછી પોતાના અમલદારો તરફ ફરી ગળગળા સાદે તે બોલ્યો:— “ ગૃહસ્થો, તમે જુઓ છો કે એક સૈનિક પોતાના વાવટાને દેવની માફક પૂજે છે. પોતાની માશુક પાસેથી કાંઇ યાદગીરીની બક્ષીસ મળી હોય અને જેમ એક માણુસ તેને પૂજે તે પ્રમાણે સૈનિક પોતાના વાવટાને ગણે છે. મારી એવી ઇચ્છા છે કે તમારામાના થોડા આ માણસને રીતસર ભૂમિદાહ કરો. મને દીલગીરી થાય છે કે હુ તેનું નામ જાણતો નથી. નહી તો હું તેના કુટુમ્બને એક પત્ર લખત. તેના હાથમાથી વાવટો લઇ લેશો નહીં. એ જ રેશમી ગડીઓ તેના કફન તરીકે રહેવાથી તેની પ્રતિષ્ઠા છે. ”

શત્રુમાં પણ જો પ્રામાણિકપણું અને નિષ્ઠા નેપોલિયન જોતો તો આ પ્રમાણે તેને તે માન આપતો જ.

નેપોલિયનની પ્રતિભા કેવી મોટી હતી અને સૈનિકો તેને કેવી નિષ્ઠાથી ચાહતા હતા તે બરાબર સમજવા સારૂ લટ્ઝેનનું યુદ્ધ એક ઉત્તમ પ્રમાણ હંમેશાં ગણાય છે. એકઠા થયેલા રાજાઓએ નેપોલિયનના લશ્કર ઉપર કયે

સ્થળેથી તૂટી પડવું તે પોતે જાતે જ નક્કી કર્યું હતું. તેઓ તો પર્વતોની પાછળ ભરાઈ રહ્યા હતા અને બીચારા ફ્રેંચ લોકોને તેમણે સપડાવ્યા હતા. નેપોલિયનનું લશ્કર ૩૦ માઇલ સુધી ચાલતું હતું. તેના ઉપર શત્રુએ છાપો માર્યો હતો અને તેના લશ્કરના જમણા ભાગ ઉપર તથા મધ્ય સ્થળે સખત મારો ચલાવ્યો હતો તે છતાં પોતાના જુવાન બીનકેળાવયેલા સૈનિકોની મદદથી નેપોલિયને શત્રુને આગળ ધસતા અટકાવ્યા, આઠ કલાક સુધી યુદ્ધ ચલાવ્યું, પોતાની પાછળ મદદ માટે રાખેલું લશ્કર બોલાવી લીધું અને છેવટે વિજય મેળવ્યો. સૈનિકોના મન ઉપર તેણે જે પોતાને માટે છાપ બેસાડી હતી તેથી જ આ પરિણામ આવ્યું હતું.

મનુષ્યનો સ્વભાવ સમજી શકવાની નેપોલિયનમાં કુદરતી રીતે જ અલૌકિક શક્તિ હતી. તે પોતાના સૈનિકોને પોતાનાં છોકરાં જ કહેતો અને આ પ્રસંગ ઉપર તેમને ઉત્તેજિત કરી પાણી ચઢાવવાના તેણે અનેક અસાધારણ પ્રયત્નો કર્યા. એક ટુકડીના અમલદારને કાઇક ચૂક સારૂ પાયરી ઉતારવામા આવ્યો હતો. તે ઘણો બહાદુર માણસ હતો અને જેનો તે ઉપરી હતો તે લોકોમાં તે બહુ પ્રિય હતો. યુદ્ધના પ્રસગે આ જ ટુકડીને પરાક્રમ કરી બતાવવાનો વખત આવ્યો. તે જ વખતે તે અમલદારને તેનું ઉપરી-પણું તેણે આપ્યું. તેની ટુકડીનાં માણસો સમક્ષ નેપોલિયને તેને ક્ષમા આપી તેનાં વખાણ કર્યાં અને તેની અસલ પદવી તેને પાછી આપી. તરત જ આખી ટુકડીમાંથી હર્ષના પોકારો થઇ રહ્યા. આખી ટુકડીમા પોકાર થયો અને તે લઢાઇના ધડાકા કરતા પણ વધારે થયો. આ પ્રમાણે તે ટુકડીમાં ઉત્તેજન આવવાથી જે દુર્ઘટ કામ કરવા સારૂ તેને મોકલવાની હતી તે તે બરાબર કરી શકી.

આ યુદ્ધમાં કેટલાં માણસો રોકાયા હતાં તેનો ચોક્કસ આકડો કહેવો બહુ મુશ્કેલ છે. એલીસન લખે છે કેઃ-" જો કે સંખ્યા એકંદર વધારે ફ્રેંચ લોકોની હતી છતાં લઢાઇના આરંભમાં બધા જ ફ્રેંચ લઢના ન હતા; છેવટના ભાગમા જ બધા લઢવામાં રોકાયા હતા."

ખુસી લખે છે કેઃ—" ૮૦૦૦૦ માણસો–જેમાં ૪૦૦૦ ઘોડેસ્વારોનો સમાવેશ થતો હતો–ફ્રાન્સનાં હતાં. તેમણે ૨૦,૦૦૦ થી વધારે ઘોડેસ્વારના લશ્કરવાળાં ૧,૩૦,૦૦૦ માણસોને હરાવી નાંખ્યાં એ બાબત ખરેખર આત્માભિનંદનને પાત્ર છે. "

આ યુદ્ધમા નેપોલિયન સામે એકઠા થયેલા રાજાઓના એકંદર ૨૦૦૦૦ માણસો મરવામા અને ઘાયલ થવામા ગયાં. તેઓ પાછા હઠયા તે વખતે પણ બહુ જ ગરબડ થઇ હતી. દશહજાર ગાડીઓ–જેમાની અર્ધીમાં તો ઘાયલ થએલાઓ પડયા હતા તે–રસ્તા ઉપર ચાલતી હતી. ફ્રેંચ તેમની પાછળ પાછળ તેમને ત્રાસ આપતા ચાલતા હતા. ઇ. સ. ૧૮૧૩ ના મે માસની ૭ મી તારીખે પરાજિત થયેલું લશ્કર ડ્રેસ્ડન પહોંચ્યું અને ભયનું માર્યું ત્યાં થોભ્યું પણ નહી. તેઓએ એલ્બ નદી ઓળંગી નદી ઉપરનો પૂલ ઉડાવી દીધો અને જે થોડા રશિયનો રહી ગયા હતા તેઓ નદીમાં તરીને પેલે પાર ગયા.

આ સુંદર શહેરની નજીક ફ્રેંચ આવ્યા ત્યારે મે મહીનાનો અતિશય સુંદર પ્રાતઃકાળ થયો હતો. પર્વતો અને ટેકરીઓ ઉપર વાડીઓ, ફળના બાગો વિગેરે આવી રહેલાં જોઇ હલકામા હલકો સૈનિક પણ આનંદમાં આવી ગયો. એલ્બ નદીનાં સ્વસ્થ પાણી બંને બાજુની લીલોતરી સાથે તેમ જ વસંત ઋતુનાં ફુલો સાથે અથડાતાં અથડાતાં વાકાચૂંકા વહેતાં હતા. દેવળોના ઘુમટો તથા મહેલોના શિખરોમાં પ્રાતઃકાળના સૂર્યના કિરણોનું સુંદર પ્રતિબિંબ પડતું હતું. વેગળે પર્વતો ઉપરથી ઉતરી પડતા શત્રુનાં લશ્કરનાં માણસોનાં સંગીનો ચળકતા હતા. આ પ્રમાણે નેપોલિયનના મિત્ર અને નિષ્ઠાવાળા માંડળીક સેકસનીના રાજાના પાટનગર ડ્રેસ્ડનમા નેપોલિયન આવ્યો ત્યારે તેનો આદર-સત્કાર કરવા સારૂ દેવળોમા તથા બીજી જગાએ ઘંટાનાદ થતો હતો તે તથા બંને લશ્કરોની તોપોના ગડગડાટ ભેળા થઈ જવા લાગ્યા.

સેકસનાનો રાજા નીતિમાન હતો. તેણે એક વખત વાતમા નેપોલિયનને કહ્યું કે "રાજ્યકીય બાબતમા પ્રામાણિકપણું અને સત્ય એ બે જ સાચી

હીકમતો છે. " તેના ઉદાર સ્વભાવને શોભે એવું આ વાક્ય નેપોલિયન વારંવાર કહેતો અને તે રાજા તરફ પોતાનો પૂજ્ય ભાવ બતાવતો.

થોડા જ દિવસ ઉપર એ જ સેક્સનીમાં ગર્ભશ્રીમંત વર્ગે પ્રુશિઆના રાજાને તથા રશિઆના ઝારને વધાવી લીધા હતા. પણ અત્યારે તો તમામ ગરીબ પ્રજા પોતાના રાજા ( નેપોલિયન ) ને પાછો આવેલો જોઇ ખરેખરા હર્ષમાં આવી ગઇ હતી. જ્યારે નેપોલિયન શહેરની નજીક આવ્યો ત્યારે શહેરના જે માજીસ્ટ્રેટો તેના તરફ વિશ્વાસઘાત કરી તેમ જ પોતાના રાજાનો વિશ્વાસઘાત કરી એકઠા થયેલા યુરોપના રાજાઓને ભળી ગયા હતા તેઓ નેપોલિયનની તહેનાતમાં હાજર થયા.

નેપોલિયને સખતાઇથી પૂછ્યું " તમે કોણ છો ? "

તે ધ્રુજતા માજીસ્ટ્રેટો બોલ્યા–"અમે મ્યુનીસીપાલીટીના મેમ્બરો છીએ."

" મારા લશ્કરનાં માણસોને ખવરાવવાની તૈયારી તમારી છે ? " નેપોલિયને પૂછ્યું.

તેઓએ કહ્યુ –" રશિઅનો અને પ્રુશિઅનોને ખવડાવવામાં અમારાં સાધન તદ્દન ખૂટી ગયાં છે. "

નેપોલિયને કહ્યું:—" હા ! હાં ! ત્યારે તમારાથી તે થઇ શકે એમ નથી ખરૂં ? પણ એ વાત હું સમજતો નથી. ચાલો ! ખાવાનું તૈયાર લાવો, રોટલી, માસ અને દારૂ રજુ કરો. પરાજિત થયેલા લોકોની જેવી દુર્દશા કરવી ઘટે તેવી તમારી થવી જ જોઇએ. પણ તમારા રાજા સામું જોઇ હું તમને ક્ષમા આપું છું. એ જ તમારા દેશનો બચાવનાર છે. તમારા દેશમાં રશિઅનો અને પ્રુશિઅનો રહ્યા અને બેરન સ્ટીન તમારો સુબો થયો એથી જ તમને ઘટતી શિક્ષા થઇ ચૂકી છે. "

પછી નેપોલિયન ઘોડા ઉપરથી ઉતર્યો અને કોલેઇનકોર્ટ તથા એક હજુરીઆને સાથે લઇ નદીના કીનારા પર ફરવા લાગ્યો. નદીની સામી બાજુએ તો શત્રુઓની તોપો હતી અને તેમાંથી ગોળાઓ એની આસપાસ પડયાં જ કરતા હતા. જૂદી જૂદી જગાઓની પોતે જાતે જ તપાસ કરી અને બળી

જતા પૂલના બાકીના ભાગને બચાવી લઇ, નેપોલિયને સેનાપતિ ડોએટને હુકમ કર્યો કે ૧૦૦ તોપો લાવો. પોતે જાતે જ ઉભા રહી તે તોપોને બરાબર ગોઠવાવી. પછી આ તરફથી ભયંકર મારો શરૂ થયો અને સામી બાજુથી રશિઅનો પણ તોપોનો ગડગડાટ કરી રહ્યા. મહારાજા નેપોલિયનનું શરીર પણ ગોળો વાગે એવા જોખમમા જ હતું. એક ગોળાથી પાસેનું ઝાડ ઉખડી પડ્યું અને તેનો એક કડકો નેપોલિયનના માથામાં અથડાયો.

તે બોલ્યોઃ—"મારી છાતીમાં વાગ્યું હોત તો સમાપ્તિ જ થઇ રહી હતી."

હવે તો રશિઅનોએ તોપો ફોડવી બંધ કરી. એલ્બ નદીની પાર ઉતરી ન શકાય એવી તમામ અડચણો નેપોલિયનના શત્રુઓએ કરી નાંખી. ત્યાંથી પાછા હઠી બૅાટ્ઝેન આગળ સુરક્ષિત રીતે મોરચો કરી તેઓ પડ્યા. તેઓએ ઠરાવ કર્યો હતો કે એ જગાએ યુદ્ધ કરવું. ફ્રાન્સના ઇજનેરોના સતત પ્રયાસથી નદી ઉપર બીજો પૂલ તરત જ નંખાઇ ગયો અને નદીનાં પાણીમાં હોડીઓ ફરવા લાગી. મેની ૧૧ મી તારીખે આખો દિવસ નેપોલિયનની દેખરેખ નીચે તેનું લશ્કર બીજી બાજુએ ગયું. નદીના પાણી પાસે એક પથ્થર ઉપર બેઠો બેઠો તે પોતાના માણસોને પાણી ચઢાવતો હતો એકેક હોડી બીજી પાર લઇ જનારને એકેક શિક્કો બક્ષીસ આપવાનું તેણે કહ્યું. જે લોકો તેમા બેસી સામી બાજુએ જતા હતા તે હોડીવાળાને અભિનંદન આપતા હતા. એમ કરતાં કરતા તમામ લશ્કર, તોપો તથા લઢાઇનો તમામ સરંજામ નદીની જમણી બાજુએ ઉતરી શક્યાં.

મેની ૧૨ મી તારીખે નેપોલિયન અને સેકસનીનો રાજા જોડે જોડે ઘોડા પર બેસી ડ્રેસડનની શેરીઓમાં ફર્યા અને રાજમહેલમા આવ્યા. તે વખતે સલામી ખાતર તોપો ફોડવામા આવી, બેંડ વગાડવામાં આવ્યું, ઘંટ વાગ્યા અને પ્રજાએ હર્ષના પોકારો કર્યા. આખે રસ્તે ફુલો વેરવામાં આવ્યાં હતાં, અને બારીઓમાથી તથા છજાંઓમાંથી સુંદર સ્ત્રીઓ મંદમંદ હાસ્ય કરતી રૂમાલો હલાવતી હતી. નેપોલિયનના નસીબમા આવો દેખાવ હવે પછી ફરીથી જોવાનું સરજાયેલું ન હતું. પોતાને માથે કેટલી આફતો છે તે તે સારી

પેઠે જાણતો હતો અને આ વિજયના વખતમાં પણ તે એ જ વિચાર કરતો હતો કે તેના માર્ગમાં વિનાશ સિવાય બીજું કાંઇ જ નથી.

પછીથી તેણે કહ્યું હતું કે;–" છેવટનો વખત નજીક આવતો મેં જોયો. મારો સીતારો મંદ પ્રકાશવાળો થયો. મારા હાથમાંથી રાજ્યની લગામ જાણે સરી જતી હોય એમ મને થયું. મને જે જે આપ્તો આવે તેનો લાભ લઇ પોતાનો સ્વાર્થ સાધવામાં ઑસ્ટ્રિઆ પાછું નહી પડે એ વાત હું સારી પેઠે જાણું છું. પણ મારી જીદગીના મોટામા મોટા આત્મભોગ આપવાનો મેં નિશ્ચય કર્યો છે; પણ આ નિશ્ચય ક્યારે બહાર પાડવો તે સમય મારાથી નક્કી થઇ શકતો નથી અને તેમા જ મારૂં ધ્યાન મુખ્યત્વે રોકાયેલું છે. શારીરિક બળની અસર વધારે હોય છે પણ પ્રજાના મતની અસર તેથી પણ વધારે હોય છે. તેની અસર જાદુઇ છે. મારો ઉદ્દેશ તે પ્રજામત જાળવી રાખવાનો છે: ચૂક થાય અથવા ભૂલથી એકાદ શબ્દ નહી બોલવાનો બોલાઇ જાય તો હંમેશને માટે મારી આશાઓ વ્યર્થ જાય. મારી આશાઓ સફળ થાય તો હું પ્રતિષ્ઠા જાળવી આત્મભોગ આપી શકું."

વિજયી થયા પછી પોતાના હંમેશના રીવાજ પ્રમાણે નેપોલિયને બીજા રાજ્યો સાથે સંધિઓ કરવાની આજીજી કરી. ખરેખર તે સુલેહશાંતિને ચાહતો હતો પણ પોતાની આબરૂ ગુમાવી એ ધંધો કરવા તે તૈયાર ન હતો. યુરોપના એકઠા થયેલા રાજાઓને લાગ્યું કે હવે ઑસ્ટ્રિઆ પોતાના લશ્કર જલદીથી તેમના ભેગા ભેળવી દેશે. તેથી તેમણે એવી સખત શરતોની માગણી કરી કે જેથી નેપોલિયનની સત્તાનો હંમેશને માટે સપૂર્ણ રીતે નાશ થાય. આ પ્રમાણે તેની આજીજી ફોકટ જવાથી નેપોલિયને યુજીનને ઇટાલી મોકલ્યો અને તે દેશનું રક્ષણ કરવાનું કહ્યું. ગુપ્ત રીતે ઑસ્ટ્રિઆ લશ્કર તૈયાર કરતું હતુ અને નેપોલિયનને સમજાયું કે તેનો વિશ્વાસઘાતી સસરો તેના પોતાના સોબાર્ડીમાં આવેલા પ્રદેશો પાછા લઇ લેવા પહેલો જ તૈયાર થશે.

સુલેહની માગણીનો જવાબ આવતા સુધી એક અઠવાડીઆની રાહ નેપોલિયને ડ્રેસ્ડનમાં જોઇ અને પછી સરસ મોરચો કરી બોટ્ઝેનમાં પડેલા

પોતાના શત્રુને મળવા સારૂ પાછી કુચ શરૂ કરી. બોટ્ઝેન જતા રસ્તામા એક શહેરના ખંડેરો તેના જોવામાં આવ્યા. ફ્રેંચ અને રશિઅનો વચ્ચેના એક યુદ્ધમાં આ શહેરને બાળી મૂકવામા આવ્યું હતું. આવી દુઃખદાયક સ્થિતિ જોઇ તેનું હૃદય પીગળ્યું. તે ગામના રહેવાસીઓને તાત્કાળિક હાજતો પૂરી પાડવા સારૂ એક લાખ ફ્રેન્ક આપી પછીથી આખુ ગામ ફરીથી બંધાવી આપવાનું વચન તેણે આપ્યું. ઘાયલ થયેલાથી આચ્છાદિત જમીન ઉપર જઈ તેને હજી ચાલવાનું હતું. તે તેમની વિપતિ જોતો જોતો અને દીલસોજી બતાવતો બતાવતો આગળ ચાલ્યો એક રશિઅન સૈનિક અંત સમયની વેદના ભોગવતો હતો તેના તરફ લક્ષ આપવા સારૂ નેપોલિયને પોતાના દાકતરને કહ્યું.

" તેનો ઘા રૂઝે એવો નથી " દાક્તરે કહ્યું

નેપોલિયન બોલ્યોઃ—" છતા જુઓ તો ખરા; જે એક ઓછો મુઓ તે ખરો. "

મે માસની ૨૧ મી તારીખે પાછુ ફ્રેંચ લશ્કર શત્રુઓની છાવણી નજીક આવી પહોચ્યું બોટ્ઝેન શહેરની પાછળ તેઓ સુરક્ષિત રીતે ગોઠવાઇ રહ્યા હતા. તેમના આગળ થઇને સ્પ્રી નદી વહી જતી હતી. તેમની જમણી બાજુએ વૃક્ષોની ઘટાવાળી ટેકરીઓ હતી જેમા રશિઅનો પોતાની તોપો લઇ ભરાઇ રહ્યા હતા. તેવી જ રીતે ડાબી બાજુએ પ્રુશિઅનોની તોપો તૈયાર હતી. નેપોલિયન એકદમ સમજી ગયો કે દરોડો પાડી જય મેળવાય તેમ નથી નેને કહેવામાં આવ્યું કે " શત્રની ડાબી બાજુએ ઉડીનોટ અને વચમા હુ તથા સુલ્ટ ધસારો કરીએ છીએ તેથી તેનું ધ્યાન તે તરફ રહેશે, એટલામા તમે લાબો ચકરાવો ખાઇ તેની જમણી બાજુ ઉપર ઉતરી પડજો. "

શત્રુઓએ બનાવેલા ભારે અને દુર્ઘટ રક્ષણનાં કામો ઉપર ચાર કલાક સુધી ફ્રેંચ લોકોએ મારો ચલાવ્યો. એવામા સેનાપતિ ને જે ચકરાવો ખાઇ શત્રુના પાછલા ભાગમા આવી પહોચવાનો હતો તેના તતુડાના અવાજ સંભળાયા. તરત જ તમામ ફ્રેંચ લશ્કર 'મહારાજા નેપોલિયન ઘણુ જીવો' એવા

પોકાર કરતું અને બંદુકો તથા તોપો ભયંકર રીતે એક સરખી છોડતું થાકી ગયેલા શત્રુની છાવણીમાં પેઠું. એકઠાં થયેલા યુરોપના લશ્કર તો ગભરાઇ ગયા, અને બાજુએ માર પડતો જોઇ ઓઢીમીઆનાં જંગલોમાં નાસી જવા લાગ્યાં. આ પ્રમાણે નેપોલિયનનો એક વાર ફરીથી નિર્વિવાદ જય થયો. જોકે જમીન કપાઇ ગયેલા માણસથી આચ્છાદિત થઇ હતી છતાં કેદીઓ તો બહુ જ થોડા પકડાયા હતા અને લઢાઇની સ્મારક વસ્તુઓ પણ બહુ ઓછી હાથ લાગી હતી. ફ્રેંચ પાસે તો ઘોડેસ્વારો નહી હોવાથી હમેશની માફક તેઓ શત્રુની પૂઠ પકડી શક્યા નહીં. *

---

* "નેપોલિયનનું ચારિત્ર કેવું અપ્રતિમ દૃઢતાવાળું હતું તેમ જ તેનું મગજ કેટલી બધી સમર્થ વિચારશક્તિવાળું હતું એ વાત સાબીત કરવા સારૂ આ સમયના વર્ણન કરતાં બીજો સારો સમય નથી. રશિઆમાં તેની જે ભયંકર ખુવારી થઇ હતી તેનો વિચાર કરતાં, તેમ જ તે ખુવારી પછી તરત જ ઉત્તર જર્મનીનાં રાજ્યોના લશ્કરો તેના લશ્કરમાંથી નીકળી નાસી ગયાં તેનો વિચાર કરતાં કોઇ દિવસ નહીં આવી પડેલી એવી આફત આવી હતી એમ જણાય છે છતાં નેપોલિયનનું ધૈર્ય એવડું મોટું હતું કે પોતાની અસાધારણ શક્તિથી તે આફતને તે ગાંઠયો નહી, અને થોડા વખત સુધી ફરીથી પાછો વિજયી જ નીવડયો. તેથી એમ થાય છે કે એના ધૈર્યના વખાણ કરવાં કે એની અસાધારણ શક્તિનાં. પોતાની પાસે પાયદળની સંખ્યા વધારે હતી. અને ઘોડેસ્વારનું લશ્કર જરા પણ ન હતુ એટલું જ નહીં પણ શત્રુઓ પાસે ઘોડેસ્વારનું લશ્કર ગંજાવર હતું અને તે પણ તાજું જ હતું તે છતા બોટ્ઝેનના યુદ્ધમાં રશિઆનાં પ્રથમથી વિજયી નીવડેલાં અનુભવી લશ્કરો સાથે અને પ્રુશિઅનોના ઉત્સાહી સ્વયંસેવકોનાં લશ્કરો સાથે નેપોલિયને બાથ ભીડી અને તેમાં જે લશ્કરી કળામાં પોતાનું કૌશલ્ય બતાવ્યું એવું કોઇ વખતે કોઇએ બતાવ્યું હોય એમ જાણવામાં નથી. તેમ જ જે ખુબીથી અને અકક્લ વાપરી બૉટ્ઝેનની વ્યૂહરચના કરવામાં આવી હતી, તેમ જ જે જગાએ અને જે વખતે જે લશ્કર આવવું જોઇએ તે જ વખતે તે લશ્કર આવી પહોચે એવી તજવીજ તેણે કરી હતી તેથી એ યુદ્ધની ગણના પણ ઑસ્ટરલીટ્ઝ અને જીના જેવાં યુદ્ધની માફક થવી જોઇએ."—એલીસનનો યુરોપનો ઇતિહાસ. પુ.૪.પૃ ૮૪.

ઉજાગરાના થાકથી કેટલાક દિવસ અને રાત્રિથી શ્રાન્ત થયેલો નેપોલિ-યન લઢાઇ ચાલતી હતી તે વખતે એક તોપ આગળ જઇને સુઇ ગયો અને તોપોના ગડગડાટ થતા હતા અને દારુણ યુદ્ધ ચાલી રહ્યું હતું છતા તે ભર ઉંઘમાં ઉંઘતો જણાયો.

નેપોલિયનનું વિજયી લશ્કર શત્રુઓની તોપોમાં ખીલા મારી શકે એટલું નજીક આવી પહોંચ્યું. એમ કહેવામા આવે છે કે તેનાં માણસોની ખુવારી શત્રુઓની ખુવારી કરતાં વધારે હતી. સામા પક્ષનાં એકંદર ઘાયલ થયેલાં અને મુએલાંનોસરવાળો ૧૫૦૦૦ નો હતો. ફ્રેંચ માણસોમાંથી ૫૦૦૦ તો ચોખ્ખા મરણ પામ્યા હતા, અને બોટ્ઝેન અને તેની પાસે આવેલાં બીજા ગામડામા ઇસ્પીતાળોમા ૨૦૦૦૦ ઘાયલ થયેલા ફ્રેંચો સારવાર માટે પડયા હતા અને દુઃખથી ચીસો પાડતા હતા. વુર્ચેન નામના ગામ આગળ પહેલી રાત્રે યુરોપના એકઠા થયેલા રાજાઓએ પોતાની છાવણી રાખી હતી. તે જ જગાએ પોતાની આસપાસ પોતાના અંગરક્ષકો રાખી વચ્ચોવચ નેપોલિયને પોતાનો તંબુ ઠોકાવ્યો. પછી તરત જ તેણે નીચે પ્રમાણે લઢા-ઇની જાહેરાત અને પોતાનો ઉદાર ઠરાવ લખાવ્યાં:—

" મોન્ટ સેનીસ ઉપર એક સ્મારક ઉભુ કરવામાં આવશે. તે સ્મારકનો આગળનો ભાગ જે બધાની દૃષ્ટિમા પડે એમ હોય તેના ઉપર નીચે પ્રમાણે લેખ કોતરવામાં આવશે. 'મહારાજા નેપોલિયને વુર્ચેનના રણક્ષેત્રમાથી ફ્રાન્સ અને ઇટાલીની પ્રજા તરફની પોતાની કૃતજ્ઞતા બતાવવા સારૂ આ સ્મારક ઉભું કરવાની આજ્ઞા કરી છે ફ્રાન્સના મહારાજ્યના રક્ષણ સારૂ ૧૨૦૦૦૦૦ માણસોએ ત્રણ માસ જેટલી ટુંકી મુદતમા હથીઆરો ઉચકી તૈયારી કરી તે સમયની યાદગીરી વર્ષોના વર્ષો સુધી આ સ્મારક આપશે.' "

પરંતુ પછીથી નેપોલિયનની અવનતિ થઇ અને આ સ્મારક કરવાની યોજના અમલમા આવી શકી નહી. સ્વદેશાભિમાનની લાગણીવાળાઓ, ઉત્તમકળા તરફ પૂજ્ય બુદ્ધિ ધરાવનારાઓ તેમ જ પ્રજાની સ્વતંત્રતાના હીમાયતીઓ એ બધા નેપોલિયનની અવનતિથી અને યુરોપના રાજાઓના જયથી એક સરખી રીતે દીલગીર થશે.

તે રાત્રે નેપોલિયને પુષ્કળ કાગળો લખાવ્યા. સવારના પહોરમાં ત્રણ વાગે સેનાપતિ ડ્રૂઍટને સાથે લઇ તે તંબુમાંથી નીકળ્યો અને ગુસ્તાવસ એડોલ્ફસની કબર તરફ જવા લાગ્યો. તે વખતે તે અતિશય દીલગીર હતો. એસીરીસના મરણથી તેનો જુસ્સો નરમ થઇ ગયો હતો. એક અક્ષર પણ બોલ્યા વિના તે આગળ ચાલ્યો. એમ ચાલતો ચાલતો તે કબર પાસેના પોપ્લરના ઝાડ પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે ડ્રૂઍટને કહ્યું–" જરા આઘા જાઓ, મને એકલો અહીં રહેવા દો." સંત્રીને પોતાનું ઓળખાણ આપી તે વૃક્ષોની ઘટાની બીજી બાજુએ ગયો. રાત્રિ શમશમાકાર હતી અને ચંદ્રમાના પ્રકાશથી તે ભવ્ય કબર પ્રકાશિત થઇ રહી હતી. જે યુદ્ધમાં તે રોકાયો હતો તે તેના ભાવીનુ નિશ્ચયાત્મક પરિણામ લાવે એવું ગંભીર હતું. આ બધાં કારણોથી તેનો સ્વાભાવિક રીતે વિચારવંત સ્વભાવ વધારે વિચારવંત બન્યો. બાહ્ય વસ્તુઓની અસર ઘણી વખત તેના ઉપર તે થવા દેતો નહીં, પણ પછી તે કહેતો કે " આ મૃત મહાપુરુષની કબરની યાત્રામા મારા મનમા કાંઇ વિચિત્ર જ લાગણીઓ થતી હતી અને મારૂ ભવિષ્ય દુર્બળ છે એવો ભાસ મને થતો હતો." એક કલાક આ પ્રમાણે એકલો રહી તે પાછો ડ્રૂઍટને મળ્યો. તેને તેણે કહ્યું–" આ કબર આગળ જઇ મહાપુરુષોનાં શબ જોડે વાત કરવાનું કોઇ વખત ઠીક પડે છે." પછી બીલકુલ બોલ્યા ચાલ્યા વિના તે પાછો પોતાના તંબુમા ગયો.

બીજે દિવસે પ્રાત:કાળ થતા પહેલાં તો પાછો તે જાતે જ પોતાના લશ્કરની હીલચાલ ઉપર દેખરેખ રાખવા લાગ્યો. શત્રુની પાછળ રહેલા તેના રક્ષકોને તરત તેણે પકડી પાડયા તેમને તેણે નાસી જતા શત્રુના પાછલા ભાગને સાચવવા રાખ્યા હતા. ત્યાં વળી યુદ્ધ થયું. રાજાના વળાવાઓ ઉપર ગોળીઓનો વરસાદ પડયો અને નેપોલિયનનો એક એ. ડી. સી તો ત્યા જ મરી ગયો.

ડ્યુક ઓફ ફ્રૈઉલી તરફ ફરી તે બોલ્યો:–" ડ્યુરોક, મને લાગે છે કે આજે આપણામાંથી એકાદ માણસ પડશે એવી ઇશ્વરની ઇચ્છા જણાય છે."

તે દિવસે સાંજે જ્યારે નેપોલિયન સપાટાબંધ ઘોડો દોડાવતો દોડાવતો એક ખીણમાં થઇને જતો હતો અને તેના અંગરક્ષકોની ચાર ચારની હાર તેની સાથે હતી ત્યારે તે તમામ લોકો અંધકારમાં, ધુમાડામાં અને ધુળમા છવાઇ ગયા અને એક ઝાડમાં થઇને એક ગોળી આવી. તે સેનાપતિ કીરજેનીરને વાગી અને તે મુઓ, એટલુંજ નહીં પણ ડયુરોકને પણ તે વાગી અને તેનાં આતરડાં બહાર આવી ગયા. તે વખતે જે ગોટાળો થયો હતો તેમાં આ ખુવારી નેપોલિયનને જણાઇ નહીં; પણ જ્યારે તેને તેની ખબર આપવામાં આવી ત્યારે તે એક ક્ષણ સુધી તો શોકથી દિઙ્મૂઢ થયેલો જણાયો અને પછી ભાગ્યાતૂટયા શબ્દો બોલ્યોઃ—

"ડયુરોક ! ડયુરોક ! ભલા ભગવાન ! મારી ભીતિઓ ખરી જ પડે છે. આ દિવસ ખરેખર નઠારો છે, વિનાશકારક છે"

તરત જ તે ઘોડા ઉપરથી ઉતરી પડયો અને વિચારમા ને વિચારમાં આમ તેમ ચાલવા લાગ્યો. પછી કોલેઇનકોર્ટ તરફ ફરી તે બોલ્યોઃ—

"અરેરે ! નસીબ હવે ક્યારે યારી આપશે ? આ વિપત્તિઓનો અંત ક્યારે આવશે ? મારી જીત તો હજી થશે પણ તે જયને લીધે જે આનંદ થાય તે તો હવે ગયો છે. અરે ! ડયુરોકને તમે કયા લઇ ગયા છો ! લાવો, લાવો ! મારે તે બીચારાને જોવો છે."

આ વખતે ડયુરોક એક ઝુંપડીમા મરણપથારીએ પડયો હતો. એક છાવણીના ખાટલા ઉપર તે સુતો હતો અને તેને બહુ વેદના થતી હતી. તેનો ચહેરો એટલો બધો છુંદાઇ ગયો હતો કે તેને ઓળખી શકાય એમ ન હતું. નેપોલિયન તેના ખાટલા પાસે ગયો અને તેને બાઝયો. તેણે પછી પૂછ્યું. "ત્યારે હવે જીવવાની આશા નથી જ ?"

દાક્તરે કહ્યું-"જરાય નહી."

મરતાં મરતાં ડયુરોકે નેપોલિયનનો હાથ પકડયો અને પ્રેમથી પોતાના હોઠને લગાડયો તથા નેપોલિયન તરફ દૃષ્ટિ રાખી તે બોલ્યોઃ-" નામદાર

સાહેબ ! મારી આખી જીંદગી આપની સેવામાં ગઇ છે. અત્યારે મને એટલી જ દીલગીરી થાય છે કે હવે હું આપને વિશેષ ઉપયોગી થઇ શકું એમ નથી"

નેપોલિયન એટલો ગળગળો થઇ ગયો કે તેનો ધ્રાટો નીકળ્યો જ નહી. તે બોલ્યો.-" ડ્યુરોક, હજી બીજી જગાએ આપણે મળીશું ત્યા મારી રાહ જોઇને બેસજો "

" હા, નામદાર, પણ તેને તો હજી ૩૦ વર્ષની વાર છે. તમે તમારા શત્રુઓ ઉપર જીત મેળવશો અને આપણા દેશની તમામ આશાઓ ફળીભૂત કરશો ત્યાર પછીની એ વાત છે. હુ તો એક ખરેખરા પ્રામાણિક માણસ પેઠે રહ્યો છું અને મારૂં જીવન કેવળ નિષ્કલંક છે. પણ મારે એક દીકરી છે અને તે હું આપને ખોળે મૂકું છું. "

નેપોલિયનના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેનાથી એક અક્ષર પણ બોલાયો નહી. પોતાના મરતા મિત્રનો હાથ તો તેણે ઝાલી જ રાખ્યો હતો. પછી ડ્યુરોક જ બોલ્યો:—

" નામદાર સાહેબ, આ દેખાવ આપનાથી જોવાતો નથી; તેથી આપ જાઓ. "

નેપોલિયને તેનો હાથ લઇ પોતાની છાતી સાથે ચાંપ્યો અને એક વાર તેને ફરીથી ભેટી દીલગીરીથી તેને કહ્યું " સલામ, મારા મિત્ર. " પછી તે ઉતાવળે બહાર જતો રહ્યો.

નેપોલિયનનો તંબુ તરત જ એ ઝુંપડી નજીક ઠોકવામાં આવ્યો હતો. તેને એટલો બધો શોક થયો કે સુલ્ટ અને કોલેઇનિકોર્ટના શરીર ઉપર પોતાના શરીરને ટેકવી તે તબુમા આવ્યો.

પછી તે બોલ્યો:—"અરે રે ! આ શું થયું ? મારા પ્રિય ઉત્તમોત્તમ ડ્યુરોક ! અરે ! આ તે શી ખુવારી ! " જ્યારે તે તંબુના અંદરના ઓરડામાં પેઠો ત્યારે તેની આખમાથી આંસુની ધારાઓ ચાલી રહી હતી.

પોતાના મહારાજાને આવા શોકમા ડુબેલો જોઇ તમામ અંગરક્ષકો તેની તરફ દીલસોજી દેખાડવા તેની આસપાસ વીંટળાઇ વળ્યા. નેપોલિયને પોતાનું માથું હલાવ્યું અને કહ્યું:—

" કાલ સવાર સુધી મને કોઇ પૂછશો નહી." પછી પાછો પોતાને કપાળે હાથ લગાડી તે વિચારમાં પડી ગયો.

રાત્રિ પડી અને અંધકાર આવ્યો. તારાઓ એક પછી એક નીકળવા લાગ્યા. નિરભ્ર આકાશમાં ચંદ્રમા પ્રકાશવા લાગ્યો. સૈનિકો જમવાની તૈયારીઓ કરતા હતા પણ ચૂપકીદીથી બધું કામ કરતા હતા. તે શોકકારક દેખાવની શાંતિનો ભંગ ગાડાનો કડકડ થતો અવાજ અને વેગળે કોઇ તોપ ફુટતી હોય તેનો અવાજ એ બેથી જ થતો હતો. કોઇ કોઇ જગાએ ગામ બળતાં હતા તેના ભયંકર ભડકાઓ દેખાતા હતા.

હેડ્લી લખે છે કેઃ—" પોતાના પ્રિય સેનાપતિ નેપોલિયનને આ પ્રમાણે શોકના ભારથી દબાઇ ગયેલો જોઇ આ બહાદુર સૈનિકો કેટલોક વખત તો શાંત અને આસુ સારતા ઉભા રહ્યા. છેવટે, તે શોકનો અંત લાવવા અને જે લાગણી તેઓ શબ્દમા પ્રકટ કરી શકતા ન હતા તે બીજી રીતે બતાવવા તેઓએ પોતાના મરણપથારીએ પડેલા સેનાપતિ ડ્યુરોકના માનમાં શોકનું બેંડ વગાડયું. આ બેંડના અવાજ આખા મેદાનમાં આવવા લાગ્યા અને ધીમે ધીમે ડ્યુરોકના કાનમાં પણ અથડાવા લાગ્યા પણ નેપોલિયન તો હાલ્યો જ નહીં. ત્યારે બેંડવાળાઓએ હર્ષનાં ગાયન બેંડમાં વગાડયાં. આકાશ ભેદાઇ જાય એવા જોરથી તે વાદ્યો વાગ્યાં. જ્યારે જ્યારે નેપોલિયન વિજયી થઇ આવતો ત્યારે તેને અભિનંદન આપવા આવા ગાયન ગાવામા આવતા અને તે વખતે તેની આંખોમા હર્ષ જણાઇ આવતો; પણ આ વખતે તેના મન ઉપર કશી પણ અસર થઇ નહીં. પછી પાછું સૈનિકોએ શોકનું ગીત ગાવા માંડયું. પણ મર્મને ભેદી નાંખે એવા વિચારમા નેપોલિયન પડયો હતો તેમાથી તે જરા પણ જાગૃત થયો નહીં. તેનો મિત્ર આ વખતે મરણ-પથારીએ હતો અને જેને તે પોતાના જીવ કરતાં પણ વધારે વહાલો ગણતો હતો તેની નાડીમાંથી હવે પ્રાણ જવાની તૈયારી થતી હતી. કોઇ ચિત્રકારને આ વિષયનું ચિત્ર કાઢવાનું કહેવામા આવે તો કેવું હૃદયભેદક તે થાય અને નેપોલિયનના મનની સ્થિતિ ઉપરથી તેનું વખાણ કેટલું બધું કરવું પડે !

નેપોલિયનની વિરુદ્ધ આખું યુરોપ થયું હતું છતાં તેના ઉદાર હૃદયને જરા પણ ડગવાનું કારણ ન હતું, તેમ જ રણક્ષેત્રની કતલ અને ખુવારી જોઇ તે જરા પણ ગભરાતો નહીં, અને છેવટે તેના ઉપર જય મેળવનાર તેના શત્રુઓ તરફથી તેનું અપમાન કરવામાં આવતું તથા તેનો તિરસ્કાર કરવામાં આવતો તો પણ તે નરમ થતો નહીં ને નેપોલિયન અત્યારે વિજયી થયો હતો છતાં પ્રેમના આવેશમાં આવી જઈ નરમ ઘેંસ થઇ ગયો હતો. એવો એક તો સેનાપતિ બતાવો કે જેણે પોતાનાં માણસો માટે આવી રીતે રણક્ષેત્રમાં જ શોક કર્યો હોય. એવો એક તો સેનાપતિ બતાવો કે જેને તેના સૈનિકો આટલા ચાહતા હોય."

ડ્યુરોકને થોડા કલાક સુધી શ્વાસ ચાલ્યો અને બીજા દિવસના પ્રાતઃકાળ પહેલા તે મરણ પામ્યો. જ્યારે આ ખબર નેપોલિયનને કહેવામાં આવી ત્યારે તે બોલ્યો.

" અરેરે ! બધુ પતી ગયું ! તેના દુઃખનો અંત આવ્યો છે અને મારા કરતા વધારે સુખી તે થયો છે. "

પછી તેણે ચૂપકીદીથી એક કાગળ બર્થીયરના હાથમાં મૂક્યો અને જે જગાએ ડ્યુરોકને ગોળી વાગી હતી તે સ્થાન ઉપર તેના નામનું સ્મારક કરી તેના ઉપર નીચે પ્રમાણે લેખ લખાવવાનો હુકમ કર્યો.

"આ સ્થળે સેનાપતિ ડ્યુરોક—ડ્યુક ઑફ ફ્રુઇલી, મહારાજા નેપોલિયનના રાજમહેલોનો મોટો માર્શલ, તોપનો ગોળો વાગવાથી ઉજ્જ્વળ કીર્તિ સાથે પડયો અને તેના મિત્ર મહારાજા નેપોલિયનના હાથમા છેવટે મરણ પામ્યો."

પછી તરત જ તેણે ડ્યુરોકની સદ્‌ગુણી વિધવા તથા તેની છોકરી એ એને માટે એક હુકમ લખ્યો. પછી જે ખેતરમા ડ્યુરોક પડયો હતો તેના માલીકને તેણે પોતાની પાસે બોલાવ્યો અને તેને ૨૦૦૦૦ ફ્રેન્ક આપ્યા જેમાંના ૪૦૦૦ ડ્યુરોકનું સ્મારક ચણવાના ઉપયોગમા લેવાના હતા. બાકીના પૈસા તે ખેડુતે પોતે લેવાના હતા. કારણ.કે તેને લઢાઇથી ઘણું નુકશાન થયું હતું. મેકર્સડોર્ફ ગામના રેકટર અને માજીસ્ટ્રેટોની સમક્ષ આ પૈસા તે ખેડુતને આપવામા આવ્યા અને સ્મારક ચણાવવાનું તેણે માથે લીધું.

પણ મહારાજા નેપોલિયનની આ ઉદાર ઇચ્છાનો અમલ થયો નહીં. એકઠા થયેલા યુરોપના રાજાઓ એવા નીચ હતા કે એમના જેવા બીજા નીચ જણાયા નહીં હોય; અમારી વ્યાજબી રીતની લૂટનો ભાગ તે દ્રવ્ય છે એમ કહી તે ખેડુત પાસેથી તેમણે તમામ પૈસા ઝુંટવી લીધા. પેલા ૪૦૦૦ ફ્રેન્ક તેઓએ લઇ લીધા અને એક ઉત્તમોત્તમ પુરુષનું સ્મારક થતું તેમણે અટકાવ્યું. એટલું જ નહીં પણ પોતાના એક પ્રિયતમ મિત્રની મરણ પછીની પુજા કરવાનો નેપોલિયને જે ઠરાવ કર્યો હતો તે તેમણે અમલમાં આવવા દીધો નહીં. યુરોપમાથી તેને દેશનિકાલ કરી સેંટહેલીનામા લઈ જવામા આવ્યો હતો તો પણ તેણે મેકર્સડૉર્ફની યાદગીરી વિસારી નહી. મરતી વખતે પણ તેણે પોતાના વસીયતનામામાં પોતાના મિત્ર ડ્યુરોકની છોકરીને સંભારી છે.

પાછી નેપોલિયને શત્રુની પકડ પકડવી શરૂ કરી. ચાલતો ચાલતો તે અન્ટ્ઝલૉ ગામમાં બેઠો. રશિઅન સેનાપતિ કુટુઝૉફ મોસ્કોથી અહી સુધી ફ્રેંચ લશ્કરને ત્રાસ આપતો આપતો આવ્યો હતો. તે થાકથી અને દુઃખથી ટાઇફસ તાવ આવવાથી થોડા અઠવાડીઆ અગાઉ અહી મરી ગયો હતો. તેને માટે રશિઅન સરકારે કશું સ્મારક ઉભું કર્યું ન હતું. પરંતુ નેપોલિયનનો સ્વભાવ એવો ઉદાર હતો કે તેણે તરત જ હુકમ કર્યો કે 'મારા જૂના પ્રતિપક્ષીની યાદગીરી કાયમ રાખવા સારૂ એક કીર્તિસ્તંભ ઉભો કરો.' પરંતુ ત્યાર પછી નેપોલિયનની અવનતિ થઇ અને આવી ઉદાર યોજના અમલમા આવી શકી નહી. યુરોપના રાજાઓના કૃત્ય કેવા હતા અને નેપોલિયનનુ કૃત્ય કેવું હતું !

નેપોલિયન હમેશા પોતાના લશ્કરના આગલા ભાગ સાથે રહેતો અને તમામ હીલચાલો ઉપર દેખરેખ રાખતો હતો તેણે પોતાનો સ્વભાવસિદ્ધ આનંદી સ્વભાવ પાછો આણ્યો હતો અને તે ઘોડા ઉપર બેઠો બેઠો ઘણી વખત ફ્રેંચ અને ઇટાલીયન ગાયનો ગગણતો સંભળાતો હતો. યુરોપના એકઠા થયેલા રાજાઓ ઘણા ગભરાયા હતા. રશિઆ અને પ્રુશિઆમાથી મદદનાં

ગંજાવર લશ્કરો આવવા સારૂ નીકળી ચૂકયાં હતાં ખરાં, પણ તેમાંનાં સૌથી આગળના લશ્કર પણ કેટલાક અઠવાડીયાં સુધી એકઠા થયેલા રાજાઓની છાવણીમાં આવી શકે એમ ન હતુ. તેથી પૂરેપૂરો વખત તે લશ્કરને આવી પહોંચવાને મળે એટલા વિચારથી તેઓએ નેપોલિયનની છાવણીમાં એક સંદેશો મોકલી કહેવરાવ્યું કે 'અમારે થોડો વખત સુલેહ કરવી છે અને નેપોલિયનના વિચાર પ્રમાણે વર્તવા અમે તત્પર છીએ.'

આ વાત નેપોલિયને સાંભળી અને તેને આનંદ થયો. તેણે જવાબમા જણાવ્યું કે 'મારે મહારાજા અલેક્ઝાન્ડરને જાતોજાત મળવાની ઇચ્છા છે.' આનો ઉડાઉ જવાબ આપવામાં આવ્યો કે 'રશિઆ તરફથી એક માણસને નેપોલિયનના લશ્કરના આગળના ભાગ તરફ મોકલી દેવામાં આવશે જેથી મહારાજા અલેક્ઝાન્ડરને એટલી તકલીફ લેવી નહી પડે.' સુલેહ કરવા નેપોલિયનને ઘણી મરજી હતી, પણ શત્રુઓને તો આમ વાતો કરી વખત મેળવવો હતો કે મદદનું લશ્કર આવી પહોંચે અને ઑસ્ટ્રિઆ પણ પોતાનું લશ્કર તેમાં ભેળવી દે. તેથી સુલેહ કરવાની પંચાત વિલંબમા નાખવામાં આવી. ઑસ્ટ્રિઆએ મધ્યસ્થ રહી કામ કરવા માગણી કરી. એમ કરતાં કરતા તેમનો ધારેલો હેતુ બર આવ્યો અને મદદનું લશ્કર આવી પહોચ્યુ. તે વખતે મેટરનીકને નીચે પ્રમાણેની અપમાનકારક દરખાસ્તો લઇ નેપોલિયન પાસે મોકલવામાં આવ્યો.*

* ઑસ્ટ્રિઆનું પ્રધાનમંડળ એમ ખૂલ્લી રીતે કહેતુ હતું કે બાટ્ઝેનની લઢાઇ પછી તેણે મધ્યસ્થ થવાની માગણી કરી હતી તેનું એક જ કારણ એ હતુ કે રશિઅન અને પ્રુશિઅન લશ્કર સાથે પોતાનું લશ્કર ભળી જઇ શકે અને તેને માટે તેને વખત મળે. આ વાત ન્યાયપુરઃસર હતી એમ તે કહેતું. પછીથી થોડા વખત માટે કરેલી સંધિ તોડવામા આવી, કારણ કે તે જેટલા વખત માટે કરી હતી તે થઇ રહેતા પહેલા જ યુદ્ધ શરૂ થયુ કે જેથી કરીને બોહીમીઆમાં ઓસ્ટ્રિઅન લશ્કર સાથે રશિઅન લશ્કર મળી જઇ શકે" નેપીયરની પેનીન્સ્યુલર વોર. પુ. ૪. પૃ. ૩૨૫

"ઇટલીરીઆનો મુલક અને વેનીસનું લોબાર્ડી એ બને ફ્રાન્સે ઑસ્ટ્રિઆને આપી દેવાં. હોલાંડ પોલાડ, અને ઓડર અને એલ્બ નદી ઉપર આવેલા તમામ કીલ્લાઓ યુરોપના એકઠા થયેલા રાજાઓને સોંપી દેવા. ફ્રાન્સે પોતાનું લશ્કર સ્પેન અને પોર્ટુગાલમાંથી એકદમ બોલાવી લેવું અને હાઇન નદીની આસપાસના પ્રદેશોનુ ઉપરીપણું તથા હેલ્વેશીઆના પ્રજાસત્તાક રાજ્ય ઉપરનું મધ્યસ્થપણું તેણે ઉઠાવી લેવું."

નેપોલિયને પછીથી કહ્યું હતું કે:—"આવી ગેરવ્યાજબી દરખાસ્તો એટલા જ માટે કરવામાં આવી હતી કે હું ના જ કહું મેં હા કહી હોત તો પણ ફ્રાન્સને શો લાભ થાત? મારે નિરર્થક મારી જાતને હલકી કરવાનો વખત આવત અને ઓસ્ટ્રિઆ મારી પાસે વધારે માગણી કરત. તે વખતે તેની સ્થિતિ વધારે અનુકૂળ હતી. એક બાબતની હા કહી કે તરત જ બીજી બાબતની માગણી થાત અને એમ કરતા કરતા છેવટે મને ઠેઠ જ તેઓ પારિસ સુધી ધકેલી દેત. ત્યાં ફ્રાન્સની પ્રજા મારી નિર્બળતા જોઈ ગુસ્સે થાત અને પોતાની વિપત્તિઓનું કારણ મને ગણી આવા પરદેશીઓને તાબે તેમને સોપી દેવા માટે મને તેઓએ દેશમાથી કાઢી મૂક્યો હોત તો તેમા ખોટું કહેવાત નહીં."

તેથી મેટરનીકને નેપોલિયને નીખાલસ દીલથી અને દૃઢતાથી જવાબ આપ્યો:—"ઑસ્ટ્રિઆ અત્યાર સુધી દરમ્યાનગીરી કરતુ ન હતું અને હવે તે કરવા આવ્યું છે તેનું કારણ બીજુ કાંઇ જ નથી પણ વિગ્રહના આરંભમા ફ્રાન્સની જેવી પ્રતિષ્ઠા હતી તેના કરતા પણ તેને હલકું થયેલું જોવાની તેની મરજી છે. હવે જ્યારે હુ વિજયી થયો છુ ત્યારે તમારો રાજા વચમા પડવા તૈયાર થયો છે કે જેથી હું આગળ વધારે વિજય મેળવતો અટકી પડું. આ પ્રમાણે મધ્યસ્થ બની સુલેહ કરાવવાનુ કામ માથે લેવાનો ડોળ કરવામાં તે મારૂં મિત્ર થઇ મારો પક્ષપાત કરતું નથી તેમ જ સામસામા પક્ષની વાત સાંભળી નિષ્પક્ષપાતે પોતાનો ચુકાદો આપતું નથી પણ તે મારો દુશ્મન જ થયુ છે. લટ્ઝેન આગળ અમને જય મળ્યો ન હોત તો તમે

તમારૂં સ્વરૂપ પ્રકાશવાના જ હતા. મને ખબર છે કે તમે આ વખતે બોહીમીઆના પર્વતો પાછળ ૨ લાખથી વધારે માણસો શ્વોર્ટઝનબર્ગની સરદારી નીચે તૈયાર રાખ્યાં છે. મારી ગુંચવણોનો તમે લાભ લેતા દેખાઓ છો. ચાલો, ઇલીરીઆનો મુલક હું તમને આપું છું પણ તે લઇ તમે દૂર ખસી જઇ તટસ્થ રહેશો ? તમે તટસ્થ રહો એટલું જ મારે જોઇએ છીએ. રશિઅનો અને પ્રુશિઅનો એ બેને તો હું મારા લશ્કરથી સમજ પાડી શકું એમ છે.”

મેટરનીક એવો હતો કે ઑસ્ટ્રિઆની મૈત્રી ઇચ્છનાર જે પક્ષ તેને વધારે લાંચ આપે તેની સાથે તે ભળી જાય. તેણે કહ્યું:–“પણ શા માટે આપ નામદારે એકલા જ લઢાઇમાં ઉતરવું પડે? અમારાં લશ્કર આપ નામદારનાં લશ્કર સાથે જોડી દેવાનું આપના હાથમા જ છે. અમે કાતો આપના પક્ષમાં રહી શકીશું અથવા આપની સામે રહીશું; તટસ્થ અમારાથી રહી શકાશે નહીં.”

આ શબ્દો સાભળી નેપોલિયન મેટરનીકને એક ખાનગી ઓરડામાં લઇ ગયો જ્યાં ટેબલ ઉપર નકશાઓ પાથરેલા હતા.

થોડો વખત તો તેમની વાતચીત સંભળાઇ નહી પણ છેવટે નેપોલિયન ચીડાયો હોય એમ ઘાટો કાઢી બોલતો હોવાથી પાસે ઓરડીમા બેઠેલા લોકો નીચેના શબ્દો સાભળી શકયા.

“ શું ? ઇલીરીઆ તો આપી દેવું પણ તેની સાથે અર્ધું ઇટાલી પણ આપવુ અને રોમમા પોપને પાછી સત્તા આપવી ! તેમ જ પોલાડ પણ આપી દેવું અને સ્પેન, હોલાડ, હાઇન નદીનો પ્રદેશ અને સ્વીટ્ઝર્લાન્ડ આપી દેવાં ! અને તમારો રાજા એમ કહે છે કે આ માગણી કરવામા તે જરા પણ લોભ કરતો નથી ? જેમ જેમ લાગ આવે તેમ તેમ તેનો લાભ લેઇ લેવાનો જ તમારો ઇરાદો જણાય છે. દરેક વખતે લૂટમાથી ભાગ પડાવવા તમે ઘડીમાં અમારી સાથે અને ઘડીમાં અમારા શત્રુ સાથે મૈત્રી કરો છો. તે છતાં તમે રાજ્યોની સ્વતત્રતાની વાતો મારા આગળ કરો છો ! તમારે ઇટાલી, ગશિઆ, પોલાડ, સ્વીડન, નોર્વે, પ્રુશિઆ, સેકસની, હોલાડ અને બેલ્જીયમ જોઇએ છીએ. ટુંકામા, સુલેહ કરવાની વાત એ તો એક ખોટું બહાનું છે.

તમે બધા ફ્રાન્સના મહારાજ્યના કડકા કરી નાંખવા બેઠા છો અને ઑસ્ટ્રિઆ તો એમ જ સમજે છે કે એ સાહસ કરવા માટે એ પોતે આગળ પડશે કે તે પાર પડયા વિના રહેવાનું નથી. તમે અહીં એવો ડોળ કરો છો કે યુરોપના તમામ કીલ્લાઓ જે મેં શસ્ત્રના પ્રભાવે મેળવ્યા છે તે બધા—ડેન્ટ્ઝીક, ક્યુસ્ટ્રીન, ગ્લોગો, માગ્ડીબર્ગ, વેસલ, મેયન્સ, એલેસેન્ડ્રિઆ, માન્ચુઆ—એક કલમના ગોદાથી તમને વશ થઈ જાય અને મારે તમારી ઇચ્છા શિરસાવંદ્ય રાખી યુરોપ છોડી જતા રહેવું જેનો અર્ધો ભાગ તો હાલ મારા કબ્જામા છે. મારાં લશ્કરને પાછાં હાઇન નદીથી, આલ્પ્સથી અને પીરીનીઝથી બોલાવી લેવાં, અને એવી સંધિ કરવી કે જેનો અર્થ એટલો જ નીકળે કે હું તમારો તાબેદાર સેવક છું અને જે તમામ લોકોને મેં આ વખતે હરાવ્યા છે તેમની મહેરબાનીથી મને જે મળે તેટલાથી મારે સંતોષ માનવો. જે વખતે મારા વાવટાઓ વીશ્ચુલા અને ઓડર નદીઓ ઉપર ફરફરે છે, અને મારા વિજયી લશ્કરો બર્લિન અને ડ્રેસ્ડેનના દરવાજા આગળ આવી પહોંચ્યાં છે તથા હું જાતે જ ૩ લાખ માણસ લઇને આવી ઉભો છું તે વખતે મારે આવું નાલેસીભર્યું કામ કરવું કે જેથી ઑસ્ટ્રિઆ યુદ્ધ કર્યા વિના અને જરા પણ જોખમ ખેડ્યા વિના મારી પાસે પોતે ધારેલી શરતો કબૂલ કરાવે ! અને આ યોજના કરનાર તે મારો સસરો જ છે ! આવું કામ કરાવવા તેણે જ તમને મોકલ્યા છે ? ફ્રાન્સની પ્રજાની દૃષ્ટિમા મારી ગતિ શી થશે તે સબંધે તે શું ધારે છે ? શુ તે એમ સમજે છે કે એવી પ્રતિષ્ઠાથી રહીત અને તૂટું તૂટુ થઇ રહેલી ગાદી તેના જમાઇને અને તેના પૌત્રને માટે આશ્રયસ્થાન થઇ પડશે ? વાહવાહ મેટરનીક ! આ ઘાટ ઘડી મારા વિરુદ્ધ વિગ્રહ કરવા સારૂ ઇંગ્લાડે તમને કેટલી લાંચ આપી છે વારૂ ?”

આ વખતે નેપોલિયનના મનનો ગુચવાડો એટલો બધો થયો હતો કે તે ગભરાયો. શત્રુઓને મદદ કરનારા ગંજાવર લશ્કર આવી પહોંચ્યાં હતાં. જો નેપોલિયન આ શરતો કબૂલ ન કરે તો ઑસ્ટ્રિઆ તેના લશ્કરના પાછળના ભાગ ઉપર તૂટી પડવા તૈયાર હતુ પોતાની પ્રતિષ્ઠાનો સારી રીતે ભંગ

થાય અને ફ્રાન્સના કલ્યાણનો માર્ગ હમેશને માટે બંધ થાય એવી નિકૃષ્ટ દરખાસ્તો કબૂલ રાખવા સારૂ ટેલીરેન્ડ, કેમ્બેસીરીસ અને ફુશે જેવાઓએ પણ નેપોલિયનને સલાહ આપી.

આ અણીના સમયની વાત એક વખત નેપોલિયન સેંટહેલીનામા કરતો હતો તે વખતે તે બોલ્યો હતો કેઃ—" અમારા ઉપર જે ભય આવી પડયો હતો તે કેવડો મોટો હતો તેની કિંમત કરવા હું જ એકલો શક્તિમાન્ હતો એવું જ્યારે મેં જોયું ત્યારે મારા ગુંચવાડાનો પાર ન હતો. એક બાજુએ યુરોપના તમામ રાજાઓ એકઠા થઇ મારી પાછળ પડયા હતા અને ફ્રાન્સનું અસ્તિત્વ સુદ્ધાંત કાઢી નાખવા તૈયાર થયા હતા. બીજી બાજુએ મારી પ્રજા હતી તે પણ આંધળી બની ગઇ હતી અને શત્રુના વિચાર તેને અનુકૂળ લાગ્યા હતા. અમારા શત્રુઓ અમારો વિનાશ કરવા શ્રમ કરી રહ્યા હતા અને મારી પ્રજા તથા પ્રધાનોનો આગ્રહ પણ એટલો બધો હતો કે શત્રુઓને શરણે જવાને મારૂ મન થતું હતું. હું સમજતો હતો કે ફ્રાન્સનું, તેના ભવિષ્યનું અને તેના વિચારોનુ અસ્તિત્વ એક જ માણસ ઉપર અવલબીને રહ્યું હતું. જે સંજોગોમા આ વખતે ફ્રાન્સ મૂકાયેલુ હતું તે અસાધારણ અને તદ્દન નવીન જ હતા. ઇતિહાસમાં તેનો જોટો શોધવો વ્યર્થ છે. ફ્રાન્સના મહારાજ્યરૂપી ઇમારતનો પાયો હું હતો અને જૂદી જૂદી લઢાઇઓ કરી વિજયો મેળવી હુ તે ઇમારતને સાચવતો હતો. મેરેંગોના યુદ્ધમાં જ મારો પરાજય થયો હોત તો ઇ સ ૧૮૧૪–૧૫ મા ફ્રાન્સના ઉપર જે આપ્તો આવી પડી તે વહેલી આવી હોત. પણ જે કીર્તિના કામ મેં કર્યાં છે અને જે અમર છે તે ફ્રાન્સમા થયા ન હોત; તેમ જ ઑસ્ટરલીટ્ઝ, જીના, એયલૉ અને વેગ્રામની લઢાઇઓથી પણ મેં જે યશ મેળવી આપ્યો તેમાંનું કાંઇ જ ફ્રાન્સને પ્રાપ્ત થયું ન હોત. આ બધા યુદ્ધ હુ લોભનો માર્યો કરતો હતો એમ કહી અભણ લોકો મારો દોષ કાઢવા ચૂકતા નહી. પણ એક પણ લઢાઇ મે મારી જાતે ઉભી કરી નથી. યુરોપના બનાવો જ એવા બનતા હતા કે યુદ્ધ થયા વિના રહે જ નહીં. ભૂતકાળની અને ભવિષ્યની સ્થિતિ વચ્ચે જે ફેરફાર હતા તેને

લીધે જ તેમ જ યુરોપના તમામ રાજાઓ એકઠા થઈ અમને છુંદી નાખે તેના કરતાં તેમને બધાને છુંદવાની અને જીતી લેવાની આવશ્યકતા ઉભી થયેલી હોવાથી જ આ લડાઇઓ થઇ હતી.”

સુલેહશાંતિ કરવા નેપોલિયન ખરા અંતઃકરણથી ચાહતો હતો અને તે મેળવવા સારૂ તે અથાગ આત્મભોગ આપવા તૈયાર હતો તેની પ્રતીતિ સુલેહ કરવાની નીચેની આરંભની શરતો કબૂલ કરવાની તેની તત્પરતાથી સિદ્ધ થાય છે.

“વોર્સોનું પરગણું તોડી નાખવું અને તેની વહેંચણી પ્રુશિઆ, ઑસ્ટ્રિઆ અને રશિઆ વચ્ચે કરી નાખવી; હેન્સનાં શહેરો આપી દેવાં; પ્રુશિઆની રચના ફરીથી એવી કરવી કે તેની સરહદ એલ્બ નદી સુધી આવે; આખું ઇલીરીઆ અને ટ્રીસ્ટનું બંદર આસ્ટ્રિઆને આપી દેવાં; હોલાંડ અને સ્પેનનો કબજો છોડી દેવો; જર્મની અને સ્વીટ્ઝર્લાંડની સ્વતંત્રતા સ્વીકારવી.”

યુરોપના એકઠા થયેલા રાજાઓએ જે માગણીઓ આરંભમા કરી હતી તે બધી આ હતી. તેઓ જો કે બધા જબરા હતા પણ તે છતાં તેમના ભવ્ય શત્રુ નેપોલિયનથી તે બ્હીતા હતા, અને આ શરતો કબૂલ કરવાની તૈયારીમાં જ હતા તે ઉપર સહીઓ પણ થઈ ગઈ હોત પણ એટલામાં ખબર આવી કે સ્પેનમા વીટ્ટોરીઆના યુદ્ધમા નેપોલિયનનુ લશ્કર સજડ હાર્યું છે. જર્મનીમા મોટા ગંજાવર લશ્કરની સામે થઇ શકવા સારૂ સ્પેનમા મોકલેલા લશ્કરમાંથી નેપોલિયનને ઘટાડો કરવાની જરૂર પડી હતી. ડ્યુક ઑફ વેલીંગ્ટન સ્પેનમાં આ પ્રમાણે જીત્યો તેથી એક લાખ માણસ લઇ જયના હર્ષથી ફુલાઇ જઇ ફ્રાન્સની દક્ષિણમાં દરોડો પાડવા તે તૈયાર થયો હતો; આ ખબર જ્યારે એકઠા થયેલા રાજાઓની છાવણીમા આવી ત્યારે તેમના આનંદનો પર રહ્યો નહીં. તરત જ નેપોલિયન સાથેની સુલેહશાંતિની ભાંજગડ બંધ કરી યુદ્ધ ફરીથી શરૂ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. વળી તેઓ નેપોલિયન

લોભી છે એવી બૂમો પાડવા લાગ્યા અને નવીન વિગ્રહ માટે તૈયારીઓ કરવા લાગ્યા. *

સ્પેનમા આ પ્રમાણે ઈંગ્લાંડને જય મળ્યો તેના સંબંધમાં એલીસન સાક્ષી પૂરે છે કે " આ મહાન્ વિજયનું પરિણામ પ્રેગમાં મળેલી રાજાઓની કોન્ફરન્સ ઉપર મોટું અને નિશ્ચયાત્મક થયું."

ફ્રેઇનિ લખે છે કેઃ— મેટરનીક જેવો બોહીમીઆ આવ્યો કે તરત જ અંગ્રેજો તરફથી તેને આ વિજયના તમામ સમાચાર મળી ગયા અને તેથી સુલેહશાતિની પચાત ઉપર કેવી માઠી અસર થઇ તે આપણે તરત જ થોડા વખત પછી જોઇશું."

લૉર્ડ લડનડરી લખે છે કેઃ—" લૉર્ડ વેલીંગ્ટનના જયની છાપ મજબૂત અને સર્વદેશીય હતી અને મારા અભિપ્રાય પ્રમાણે તો તેથી જ ફરીથી વિગ્રહ શરૂ થયો."

નેપોલિયને ડયુક ઑફ ગેન્ટાને કહ્યું:—" હું જાણું છું કે મારા પર એવો આરોપ આવશે કે હુ યુદ્ધપ્રિય માણસ છુ અને મારા લોભની ખાતર હું કજીઓ કરૂં છુ. તે છતા તેમને એટલું પણ સાથે કહેવું પડશે કે હું યુદ્ધના શ્રમથી થાકયો નથી તેમ યુદ્ધના જોખમથી ડરી નાઠો નથી. એટલું ઘણુ છે. પણ કયો માણસ એવો છે કે તેને તેની જીંદગીમા ન્યાય મળ્યો છે?"

" પણ જ્યારે હુ મરી જઇશ ત્યારે બધા જ એમ કબૂલ કરશે કે ઇંગ્લાડની પ્રેરણાથા અને મદદથી યુરોપના રાજાઓ મને કચરી નાખવા જે વખતે તૈયાર થયા હતા તે વખતના સંજોગોમા જો હુ યુદ્ધ ન કરૂ તો મારે બે જ માર્ગ ખૂલ્લા હતા;—(૧) શત્રુઓ મારા પોતાના દેશની સરહદ ઓળંગી

* સ્પેનમાં એક પ્રજાતત્રવાદી લોકોની ટોળી હતી જે ડયુક ઑફ વેલીંગ્ટન તરફ બહુ જ વિરોધ ધરાવતી હતી. ઇ સ. ૧૮૧૩ ના ઑકટોબરની ૧૬મી તારીખે વેલીંગ્ટને બ્રીટીશ પ્રધાનમંડળને લખ્યું કે—" જો આપણે કેડીઝમાં પ્રજાકીય વિચારોને દાબી નહીં દઇએ તો બધુ જ ગયું છે એમ સમજજો. પણ પ્રભુ જાણે તે કામ શી રીતે થઇ શકશે "

તેમા પ્રવેશ કરે ત્યા સુધી મારે બેસી રહેવું અથવા ( ૨ ) તે સ્થિતિ અટકાવવા તેમના જ દેશમાં મારે તેમના ઉપર ચઢાઇ કરવી. યુદ્ધ કર્યા વિના તો છુટકો જ ન હતો તેથી યુદ્ધથી પ્રજાને જે નુકશાન, ખુવારી અને ખર્ચ થાય છે તે મારી પ્રજાને ન થાય એટલા સારૂ મેં બીજો માર્ગ ગ્રહણ કર્યો. જો મારા સમકાલીન માણસો મારો દોષ જ કાઢવાનો આગ્રહ કરશે તોપણ મને આશા છે કે ભવિષ્યની પ્રજા મને ન્યાય આપ્યા વિના રહેવાની નથી. નિદાન એટલું તો કબૂલ થશે કે જે પ્રહાર અમારા તરફ વગર કારણે થયા તે અટકાવવા સારૂં જે મેં કર્યું છે તે મારે કુદરતના નિયમ પ્રમાણે કરવું જ જોઇતું હતુ અને તે કરવામા મારો લોભ જરા પણ કારણભૂત ન હતો."

"સ્પેનમા જે વિગ્રહ થયો તે સાથે યુરોપના બીજા રાજાઓને કશો સંબંધ ન હતો. ઈંગ્લાંડે જ તે વિગ્રહ જગાવ્યો હતો. તે સરકાર સાથે અમારે જે સંબંધ હતો તે બરાબર નહીં સમજનાર અજાણ્યા માણસો કદાચ આ વિગ્રહ ઉપર વિરુદ્ધ ટીકા કરશે. પણ જ્યારે હું જર્મનીમા હતો ત્યારે સ્પેનના દરબારે જે વર્તન ચલાવ્યું હતું તે એવું હતું કે સ્પેન ઉપર ફ્રાન્સથી જરા પણ વિશ્વાસ રાખી શકાય નહીં મારી પાસે જે જે માણસો હતા તે તમામ એજ અભિપ્રાયના હતા. બીજા માણસો તે વિરુદ્ધ ભલે ગમે તે કહે. ઇતિહાસમાં કોઇ દિવસ નહી બનેલા બનાવો બન્યા અને તેથી જ મારે તે જોખમમા પહેલ કરવી પડી હતી. વળી એક કમનસીબ બનાવ બન્યો જેથી મારી મુશીબતો વધી. બેલન શહેર શરણે આવી ગયું. આ શરમભરેલા અને અનિષ્ટ બનાવથી સંજોગો વધારે મુશ્કેલીભર્યા બન્યા. તેમ છતાં ઈંગ્લાંડની લાગવગથી સ્પેનને દૂર રાખવાની અતિશય આવશ્યક્તા હતી; કારણ કે જો એમ ન થાય તો જ્યારે જ્યારે મારે ફ્રાન્સથી દૂર જવું પડે ત્યારે ત્યારે અમારા દેશ ઉપર ઈંગ્લાંડ તરફની ધાસ્તી રહે અને અમારો વિનાશ નક્કી થયા વિના રહે જ નહીં. હું હમેશાં એવા વખતની આશા રાખી બેઠો હતો કે શાંતિનો વખત આવશે ત્યારે હું ફ્રાન્સને ખાત્રી કરી આપીશ કે રણસંગ્રામના ક્ષેત્રમાં તેમ જ પ્રધાનમંડળમાં હું ફ્રાન્સના જ કલ્યાણ માટે મથતો હતો."

યુરોપના એકઠા થયેલા રાજાઓ હવે એવી સ્થિતિમાં હતા કે વિજયી થતા સુધી તેઓ વિગ્રહ ચાલુ રાખી શકે. રશિઆના ઝારને ૫૦,૦૦૦ નવા માણસની મદદ આવી પહોંચી હતી. પોતાના મિત્રની અને પોતાના દેશની વિરુદ્ધ બર્નેડોટ તૈયાર થયો હતો અને સ્વીડનનું લશ્કર લઇ પોતે આ રાજાઓને મળી ગયો હતો. સેનાપતિ મોરો ( જેને નેપોલિયને ઉદારતા બતાવી ક્ષમા આપી હતી તે ) પણ અમેરિકાથી પાછો આવ્યો હતો અને ફ્રાન્સના સ્વાતન્ત્યને તોડી નાંખવાના ઇરાદાથી યુરોપના જે રાજાઓ એકઠા થયા હતા તેમનામાં ભળી ગયો હતો. ફ્રાન્સના લશ્કરની એક ટુકડીના અમલદારોનો આગેવાન સેનાપતિ જોમીની, બેનીડીક્ટ આર્નોલ્ડનો દાખલો લઇ, આવી આફતની પરંપરાને વખતે ફ્રાન્સનો પક્ષ છોડી શત્રુના પક્ષમાં ભરાયો અને નેપોલિયને જે જે યોજનાઓ ઘડી હતી તે તમામની ખબર તેણે શત્રુઓને આપી દીધી.

આવી રીતે સ્થિતિ હોવાથી નેપોલિયનની શરતોનો સ્વીકાર થયો નહીં. ઇ. સ. ૧૮૧૩ ના ઑગસ્ટની ૧૦ મી તારીખે સંખ્યાબંધ ચળકતી હવાઇઓ ઉરાડવામાં આવી અને તે બોહીમીઆ અને સીલેશીઆની સરહદ ઉપરના આકાશમા દેખાવા લાગી. એટલે બધા સમજયા કે વિગ્રહનો આરંભ ફરીથી થયો છે. બીજે દિવસે ઑસ્ટ્રિઆએ વિગ્રહનું જાહેરનામુ બહાર પાડયું. આ ખબર આવવાની જ છે એમ નેપોલિયન જાણતો હતો. તે આવી તે તેણે શાંત ચિત્તે સાંભળી પછી શાંતિથી અને ઉદાર હૃદયની લાગણીથી તે બોલ્યો:-

“આ પ્રમાણે મને હલકો પાડવાની જે તજવીજ થઇ છે તેને શરણે જવા કરતા, શત્રુના વિજયને વખતે જ રણક્ષેત્રમાં મરવું એ હજાર દરજ્જે વધારે સારૂં છે. પરાજય થાય પણ અતિશય ખંત અને ઉદારતા વાપર્યા છતાં તે થાય તો આખરે પરાજય પામનારને કાંઇક માન મળવાનો સંભવ છે અને તેથી જ શરણે આવવા કરતા હું યુદ્ધ કરવાનું વધારે પસંદ કરૂં છું; કારણ કે જો હું હાર્યો તો પણ અમારા રાજ્યનો રાજ્યકીય સંબંધ અમારા શત્રુના રાજ્યો સાથે એવો ગાઢ છે કે તેમનાથી તેનો કાંઇ ખાસ લાભ લઇ શકાય એમ

નથી. અને જો હું જીત્યો તો હું બધાને ઉગારીશ. હજી મને જીતવાની આશા છે અને હું નિરાશ તો થયો જ નથી.''

પણ પોતાના પક્ષના માણસો શત્રુને મળી ગયાની ખબર પહેલવહેલી કોલેઇનકોર્ટે તેને આપી તેનું વર્ણન કોલેઇનકોર્ટ નીચે પ્રમાણે કરે છેઃ–

નેપોલિયને પૂછ્યું–'શુ ઑસ્ટ્રિઆએ આપણી વિરુદ્ધ વિગ્રહ જાહેર કર્યો?'

'હુ ધારૂ છું કે નામદાર સાહેબ, ઑસ્ટ્રિઆ પ્રુશિઆ અને રશિઆ સાથે મળી જશે જ '

'પણ એ તો તમારો અભિપ્રાય હશે· એટલે વસ્તુસ્થિતિ એવી થઇ નથી.' નેપોલિયને તીખાશથી કહ્યું.

'નામદાર સાહેબ એ વાત ખરી છે. અને આપ ખાત્રી રાખજો કે એવા મહત્ત્વના વિષય ઉપર હું અનુમાન કરી મારો અભિપ્રાય બાંધતો નથી.'

'તો શા ઉપરથી કહો છો કે એ વાત ખરી છે ?'

'થોડા વખત માટે કરેલી સુલેહ તોડવાનો જે દિવસ ઠરાવવામા આવ્યો હતો તેના બે દિવસ પહેલા બ્લ્યુશર એક લાખ માણસ લઇ સીલેશીઆ ગયો અને બ્રેસ્લોનો કબજો તેણે લીધો '

'ત્યારે આ તો ગંભીર સ્થિતિ થઇ છે. કોલેઇનકોર્ટ ! તમને આ બાબતની ખાત્રી છે ?'

'નામદાર સાહેબ, પ્રેગથી નીકળતા પહેલા આ વિષય ઉપર મારે મેટરનીક સાથે ગરમાગરમ તકરાર થઇ હતી. વળી જે દિવસે બ્લ્યુશરે બ્રેસ્લોનો કબજો લીધો તે જ દિવસે આપણો સેનાપતિ જોમીની તેનું લશ્કર છોડી સામા પક્ષમા ગયો અને આ વખતે તે રશિઆના ઝારના લશ્કરમા છે.'

'જોમીની જનો રહ્યો ! જેને મેં ઉપકારની પરંપરાથી દાબી દીધો છે તે આવો દ્રોહી નીકળ્યો !' ' લડાઇની શરૂઆત થતામાં જ તેણે પોતાની જગા છોડી દીધી ! અને આપણાં સાધન અને આપણી યોજનાઓની તમામ બાતમી તેણે શત્રુને આપી દીધી ! આ વાત હું માનતો નથી '

નેપોલિયન જ્યારે આ શબ્દો બોલતો હતો ત્યારે તેના ચહેરામા ક્રોધ અને

વધતી જતી ચિંતા જણાઈ આવતી હતી અને તેના ઉપર તેનો કાબુ તે વખતે રહી શકયો નહીં તેથી મારાથી તરત વધારે હકીકત કહી શકાઇ નહીં.

પછી પાછો પોતાનો હાથ મારા તરફ લંબાવી તેણે પૂછ્યું:–' આથી કાઇ વધારે ખબર છે? કોલેઇનકોર્ટ, બોલી નાંખો, મને બધી વાત કહી દો, મારે બધી વાત જાણવી જ જોઇએ.'

' નામદાર સાહેબ, યુરોપના એકઠા થયેલા રાજાઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. સ્વીડને પણ આપણી વિરુદ્ધ હથીઆર ઉંચકયાં છે.'

તરત જ ગુસ્સામાં આવી જઇ તે વચમાં બોલી ઉઠયો –''તમે આ શું કહો છો ' બર્નેડોટે ! બર્નેડોટે હથીઆર ઉચકયાં? અને તે પણ ફ્રાન્સની વિરુદ્ધ? ખરેખર આ ગધેડાની લાત બરાબર છે.'

મે પાછી વાત ચલાવી કહ્યું:–' બર્નેડોટ પોતાના દેશ વિરુદ્ધ થયો છે એટલું જ નહી પણ પોતાના દેશના માણસોના શાપ અને નિશાસા પોતાના એકલાથી સહન નહી થાય એમ ધારી આપણા લશ્કરમાંથી માણસોને ફોસલાવી લઇ જવાનો ધંધો તેણે આદર્યો છે.'

' તમે આ શું કહો છો?'

' સેનાપતિ મોરો પણ આપણા લશ્કરમાથી નીકળી શત્રુને જઇ મળ્યો છે.'

' અરે ! મોરો પણ શત્રુ તરફ જતો રહ્યો ! એ તો બનવા જેવું નથી. કોલેઇનકોર્ટ, મારાથી તમારી વાત મનાતી નથી. બર્નેડોર્ટ જે સ્વીડનનો રાજા બની ગયો છે તે તો પોતાના નીચ રાજદ્રોહને માટે ગમે તે નિમિત્ત કાઢી શકે; પણ મોરો પોતાના દેશ ઉપર અને દેશીઓ ઉપર વેર લે એ મનાય એવું નથી. મોરો તો નબળો છે. તેનામાં શકિત નથી પણ તે અતિશય લોભી છે. પણ તેનામા અને દ્રોહી જોમાનીમા ઘણો તફાવત છે. ના! ના! આ વાત હું માનવાનો નથી. તમને આ બધું કોણે કહ્યુ ' '

યુરોપના એકઠા થયેલા રાજાઓ સાથે સુલેહ કરવાને જે ભાજગડ થઇ હતી તેમા કોલેઇનકોર્ટ આગળ પડતો ભાગ લીધો હતો. તે એ સંબધમા લખે છે કે:–

" ઑસ્ટ્રિઆની બાબતમાં તો મારી આશાઓ નબળી જ હતી. તેમ જ પ્રુશિઆ અને રશિઆ તરફની પણ કશી આશા રખાય એવું મને કાંઇ માલમ પડ્યું નહીં. વિગ્રહનું તોફાન અટકાવવા નેપોલિયન પ્રયત્ન કરતો હતો. તે નકામા હતા એવો મારો પક્કો ઠરાવ થઇ ગયો હતો. છતા મારે વિશ્વાસના બહારના ડોળથી જ્યારે કામ લેવું પડ્યું ત્યારે મને કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના તમે સહેલાઇથી કરી શકશો. હું જાણતો હતો કે એ બધી ભાજગડનું પરિણામ અમારે માટે અનિષ્ટ જ આવવાનુ છે જે વખતે મહારાજા નેપોલિયનના હુકમ પ્રમાણે હું જે પત્રો લખતો હતો ( અને વ્યાજબી શરતોથી સુલેહ કરવાની નેપોલિયનની ખરા અંતઃકરણથી ઇચ્છા હતી તેની અમર પ્રતીતિ કરાવવાના કામમા તે કાગળો કામમાં આવે એવા હતા) તે વખતે પણ મારા પેટમા ધાસ્તી જ હતી. પણ અમારા કાયમના અને કટ્ટા દુશ્મન ઇંગ્લાંડની ખટપટથી અમારા આત્મભોગ અને અમારા તમામ પ્રયત્ન વ્યર્થ જ જવાના હતા. એક રાજ્ય સામે ચાર મહાન્ રાજ્યો એકઠા થયાં હતાં ! તેમના પરાજય અનેક વખત થયા હતા અને અમારા જય વારંવાર થયા હતા પણ તે વખતે તેમની પાસે ૨૦ લાખ માણસોના લશ્કર તૈયાર હતા તેથી તેમના પગ જોરમા હતા. રણક્ષેત્ર ઉપર પોતાના લોહીને પાણીની માફક વહેવડાવી ફ્રાન્સના પ્રતાપી પુત્રોએ જે અદ્ભુત પરાક્રમ બતાવ્યાં તે બધાં વ્યર્થ ગયાં. એમ કરવામા તેમણે પોતાના દેશના સાધનો ખાલી કરી નાંખ્યાં અને આ અસમાન વિગ્રહમા ફ્રાન્સને મોડા વહેલા નરમ થઇ જવું પડ્યું. "

" જ્યારે લર્ઝ્રેનના યુદ્ધમાં અમારો જય થયો ત્યારે નેપોલિયન તરફથી મેં રશિઆ અને પ્રુશિઆને સુલેહ કરવાની માગણી કરી. પણ તેનો સ્વીકાર તેમણે ન કર્યો. થોડા દિવસ પછી બોર્ઝ્રેન આગળ અમારી ફરીથી ફતેહ થઇ. પણ અમારો વિજય અમારા ઉત્તમમાં ઉત્તમ માણસોની ખુવારી થયા પછી થયો હતો. બ્રુયર, કીરજેનીર અને ડ્યુરોક એ ત્રણે પડ્યા અને શત્રુઓનો પરાજય થયો છતાં અમારે તો એમને માટે રોવાનું જ રહ્યું. મહારાજાએ મને કહ્યું કે તેમણે બ્યુબ્ના ( ઑસ્ટ્રિઆનો એલચી ) સાથે કરેલી વાટાઘાટનુ

પરિણામ કાંઇ જ આવ્યું નથી. તેમણે કહ્યું:–‘ કોલેઇનકોર્ટ, આ જન્મથી રાજા જન્મેલા લોકોમાં કુદરતનાં બંધનો શિથિલ હોય છે. ઑસ્ટ્રિઆનું પ્રધાન-મંડળ ફ્રાન્સે કયે રસ્તે જવું એ નક્કી કરી આપે. તેમાંથી એક ઇંચ પણ પાછા ખસવા સારૂ તેના જમાઇ, તેની દીકરી અને તેના પોત્રના વિચાર તેને કામમાં આવે એમ નથી. અરેરે ! આ લોકોની નસોમા ( સગપણનું ) લોહી વહેતું નથી પણ માત્ર ઠંડે કલેજે સ્વાર્થ સાધવાની યુકિત તેમના શરીરમાં રગે રગે વ્યાપી રહી છે. ઑસ્ટ્રિઆનો રાજા જો મારા પક્ષમાં આવે તો બધાનો બચાવ થાય એમ છે. ફ્રાન્સને ઑસ્ટ્રિઆની મદદ મળે તો પછી તેના પરાક્રમની વાત જ ન કરવી ! પછી તો પ્રુશિઆ અને રશિઆની મગદુર નથી કે તે યુદ્ધ ચાલુ રાખી શકે, પણ ઑસ્ટ્રિઆની ગાદી ઉપર વિશ્વાસઘાતી લોભીઓ રાજા છે. પણ તેનો હું નાશ કરૂં તે પહેલા હજી મારે તેની થોડી ખુશામત કરવી જોઇએ. મેટરનીક જ ઘણું તોફાન અને બગાડ કરે એવો છે. ’’

“ આવા લઢાઇના વખતમાં શારીરિક શ્રમ અને દુઃખ નેપોલિયન શી રીતે સહન કરી શકતો તે મારાથી કદાપિ સમજાયું નથી. દિવસોમા તો લશ્કરોની આમ તેમ હીલચાલો થયા કરતી. મહારાજા નેપોલિયન જે આખો દિવસ ઘોડા ઉપર રહેતો તે રાત્રે લખવાના કામમા રોકાતો. બોટ્ઝેનની પ્રખ્યાત લઢાઇ ૩૪ કલાક ચાલી હતી અને તે આખો વખત રાજાએ જરા પણ વિશ્રાન્તિ લીધી ન હતી. થાક લાગવાથી તથા શરીર તોડાવાથી બીજે દિવસે તે ઘોડા ઉપરથી ઉતર્યો અને એક ખીણના ઢાળાવમા સૂઇ ગયો તે વખતે તેના શત્રુઓની તોપોના ગડગડાટ ચાલ્યાં કરતા હતા. તેની આસપાસ સેનાપતિ મારમોન્ટની તોપચીઓની ટુકડી હતી. એક કલાક પછી મેં તેને જગાડયો અને કહ્યું કે ‘ આપણે જીત્યા છીએ. ’ તે બોલી ઉઠયો:–‘ વાહ; ઘણી વખતે ઉંઘમાં પણ આપણને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. ’ તરત જ પાછો તે ઘોડા પર બેઠો. કારણ કે જો કે યુદ્ધનો નિર્ણય તો થઇ ગયો હતો છતા સાંજના પાંચ વાગતા સુધી લઢાઇ તો ચાલુ જ રહી હતી.

# પ્રકરણ ૫૬ મું.

## સિંહાવલોકન.





નેપોલિયનના છેલ્લા પ્રયત્નોનું શોકમય વર્ણન કરતા પહેલાં પાછળ બનેલા બનાવો તરફ નજર નાખી જવાની, તેમ જ તેના કટ્ટા દુશ્મનો પૈકી કેટલાકે એ અસાધારણ અને અદ્દભુત કારકીર્દિવાળા માણસ સંબંધી કેટલીક લાભની ટીકા કરી છે તે વાચનારને જણાવવાની આવશ્યક્તા અમને લાગે છે. તે શત્રુઓએ તેની વિરુદ્ધ જે સખત ટીકાઓ અને નિંદા કરી છે તે લખવાની અત્રે જરૂર નથી, કારણ કે આખા જગતમાં તેનો ફેલાવો બહુ જ થયો છે.

સર આર્ચબોલ્ડ એલીસન લખે છે કેઃ—" ઉત્તમ પ્રકારની બુદ્ધિ અને ઉચ્ચતમ પ્રતિભા જેટલી ઇશ્વરે નેપોલિયનને આપી હતી તેટલી બધી બીજા કોઇને આપી નથી, તેમ જ તે બુદ્ધિનો તથા તે પ્રતિભાનો ઉપયોગ જેટલો નેપોલિયને કર્યો તેટલો ( પછી તે સારા કામ માટે કે અનિષ્ટ કામ માટે તે જુદી વાત છે ) ઉપયોગ બીજા કોઇએ કર્યો નથી. નેપોલિયનની બુદ્ધિ ઘણી જ તીક્ષ્ણ હતી, તેની વિચારશક્તિ સતેજ હતી, નિર્ણય કરવાની તેની શક્તિ વિશ્વસનીય હતી, તેની લાગણીઓ પ્રબળ હતી અને ઇટાલીના કાવ્યની ઝંભક તેમા હતી તે છતાં સારાસારની તથા સદસદ્‌ની પરીક્ષા કરવાની શક્તિ તેનામાં હોવાથી જુસ્સાના આવેશથી અથવા કાવ્યના ઉન્માદથી ગમે તે રસ્તે તે જતો રહેતો નહીં. ગણિતશાસ્ત્ર જેવાં શાસ્ત્રોનો તથા વિજ્ઞાનશાસ્ત્રનો તે ઉત્સાહી અભ્યાસી હતો અને તેની સાથે ઉદાર પ્રેમવાળા હૃદયોને હલાવી નાંખવાની તેનામાં શક્તિ હતી. વક્તૃત્વશક્તિનો આત્મા, કાવ્યનું રહસ્ય, વિચારશક્તિનો પ્રતાપ—આ બધાં એનામા સંપૂર્ણ રીતે ખીલેલાં હતા તેમ છતાં ડહાપણ અને સારાસાર વિચાર પછી અને પુષ્કળ અવલોકન કર્યા પછી પોતાની બુદ્ધિ

અને અંતઃકરણ જે કહે તે કરવાના કામમાં તે તમામનો ઉપયોગ શી રીતે કરવો તે તે સારી પેઠે જાણતો હતો.”

“નેપોલિયને મહાન્ લશ્કરી પરાક્રમો કર્યાં તેથી જ તે જગવિખ્યાત થયો એમ નથી પણ તેના અનેક અને ફાયદાકારક રાજ્યશાસનના પ્રયત્નોને લીધે તે ખરેખરો પ્રખ્યાત થયો છે. તે મહાપુરુષ હતો અને તેથી જ તે મોટો પ્રખ્યાત સેનાધિપતિ થયો હતો. વિગ્રહના વખતમાં તમામ વસ્તુઓ ઉપર પોતે જે અતુલ ધ્યાન અને લક્ષ આપવાની શક્તિ ધરાવતો હતો અને જેને લીધે અચંબો ઉત્પન્ન થાય એવાં પરિણામ આવતાં હતાં તે તમામ તેની સામાન્ય બુદ્ધિનું પરિણામ હતું; અને તે જ બુદ્ધિનો વિલાસ જ્યારે રાજ્યકારભારના કોઇ કામમાં કરવાનો હોય અથવા એવા જ કોઇ શાસ્ત્રીય વિષય વિષે વિચાર કરવામા જ કરવાનો હોય ત્યારે તે બુદ્ધિ એટલી જ સતેજ જણાઇ આવતી હતી પોતાના લશ્કરને માટે વિગ્રહ વખતે પોતાને લાભ થાય એવી વ્યૂહરચના કરવામાં, અથવા રણસંગ્રામના ક્ષેત્રમા શત્રુઓ ઉપર હુમલો કરવા બરાબર રસ્તો દેખાડવામા, અથવા પાછળથી ઉપયોગમા લેવા સારૂ રાખી મૂકેલું લશ્કર કઇ ક્ષણે ઉપયોગમા લેવાથી વધારે લાભકારક થશે એ ચોક્કસ રીતે નક્કી કરવામા—આ ત્રણે જાતનાં કામો પૈકી કયા કામમાં તે સૌથી વધારે વિચક્ષણ હતો તે કહી શકવું મુશ્કેલ છે. તેમ જ રાજસભામા જ્યારે કોઈ મહત્ત્વની બાબતનો ઉહાપોહ થતો હોય તે વખતે પોતે અખુટ હકીકત અને સારાસાર વિચાર જણાવતો હતો; તેમ જ પોતાના રાજ્યમાં જૂદી જૂદી જગાઓએ જૂદી જૂદી જાતના મહત્ત્વના સાર્વજનિક સુધારાનો આરંભ તેણે કર્યો હતો તે જોઇ જે લોકો આશ્ચર્ય પામતા હશે તેઓ જો એટલા જ ઉપરથી નેપોલિયનની માનસિક શક્તિની તુલના કરશે તો તેમાં તેમની ભૂલ થશે; કારણ કે સેંટહેલીનામાં દેશનિકાલ થયા પછી તે એકાંત વાસમાં રાજ્યનીતિના શાસ્ત્ર ઉપર તેણે જે ઉંડા, માન્ય રાખવા યોગ્ય વિચારો છટાદાર વાણીમાં જણાવ્યા છે તે જ્યારે તે લોકો જાણે ત્યારે જ તેની શક્તિનો ખ્યાલ તેમને કાંઇક આવે એમ છે. શ્રેષ્ઠ પ્રકારની બુદ્ધિ ગમે

તે કાર્ય કરવા સમર્થ હોય છે અને અકસ્માતથી અથવા ઇશ્વિરી યોગથી જ તે બુદ્ધિ ધારણ કરનાર પુરુષ હોમર જેવો કવિ. બેકન જેવો તત્ત્વવેત્તા અથવા નેપોલિયન જેવો મહાત્મા બનશે તે નક્કી થાય છે. મનુષ્યનો વ્યવહાર તીક્ષ્ણ દૃષ્ટિથી જોનારને આ વાત જણાયા વિના રહે એમ નથી અને એ વાતની સત્યતાની પ્રતીતિ નેપોલિયને આપી છે તેનાથી વધારે સારી બીજા કોઇએ આપી નથી."

" થુસીડાઇડીઝ જેવો ઇતિહાસ અવલોકન કરનાર હોય અને ટેસીટસ જેવો અદ્વિતીય ચિત્રકાર તેની દેખરેખ નીચે ચિત્રપટ કાઢનાર હોય તો જ નેપોલિયન જેવા પુરુષનું ચારિત્ર અને ચિત્ર આલેખી શકાય એમ છે. અને તેમ કરવામા હાલની ભાષાનો ભંડોળ પણ તેમને અપૂર્ણ જણાશે. લશ્કરી પરાક્રમ અને કીર્તિમાં તે અલેક્ઝાન્ડરની બરાબરી કરે એવો હતો, કાયદાની બાબતમાં જસ્ટીનીયન કરતા ચઢે તેવો હતો, અને રાજનીતિના શાસ્ત્રમાં માત્ર કોઇ કોઈ વખત જ બેકન કરતા બીજે નંબરે આવે એવો તે હતો, તેની સાથે હેનીબોલની માફક તેની સાધનસામગ્રી અખુટ હતી અને સીઝરના જેટલી તેનામાં રાજકારભાર ચલાવવાની શક્તિ હતી. થાક સહન કરવામાં, વિપત્તિઓ વેઠવામાં, ખંતથી જરા પણ કંટાળ્યા વિના કામ કરવામા ગમે તેવી અડચણો આવે તો તે ડગતો નહીં, ગમે તેવા ભય હોય તો તે બ્હીનો નહીં, તેમ વિઘ્ન જોઇ પાછો પડતો નહીં, તેનુ શરીર જાણે લોહમય હોય એવું હતું, તેના મનનો ઉત્સાહ તો એટલો બધો હતો કે શારીરિક વેદના તેને લાગતી જ નહી અને તેથી ઇજીપ્તના રણનો તડકો અને રશિઆના શિયાળાનો બરફ એ બંનેની સામે તે એકસરખી રીતે થયો હતો: કોઈ પણ કામ કરતી વખતે પહેલેથી એટલી બધી તૈયારીઓ તે રાખતો કે ભયની ક્ષણ વખતે તે શાંત અને ગભરાયા વિના કામ કરતો, કોઇ કોઇ વખત અરાઢ અરાઢ કલાક સુધી ઘોડા ઉપર જ રહેતો, તેમ જ આખી રાત પોતાના સેક્રેટરીઓને કાગળો લખાવતો, અને જરા આરામ લેવા સારૂ રણક્ષેત્રમાં કોઇક એવી જગાએ સૂઇ જતો કે તે વખતે તોપોના ગડગડાટ ચાલતા જ

અને અંતઃકરણ જે કહે તે કરવાના કામમા તે તમામનો ઉપયોગ શી રીતે કરવો તે તે સારી પેઠે જાણતો હતો."

"નેપોલિયને મહાન્ લશ્કરી પરાક્રમો કર્યાં તેથી જ તે જગવિખ્યાત થયો એમ નથી પણ તેના અનેક અને ફાયદાકારક રાજ્યશાસનના પ્રયત્નોને લીધે તે ખરેખરો પ્રખ્યાત થયો છે. તે મહાપુરુષ હતો અને તેથી જ તે મોટો પ્રખ્યાત સેનાધિપતિ થયો હતો. વિગ્રહના વખતમાં તમામ વસ્તુઓ ઉપર પોતે જે અતુલ ધ્યાન અને લક્ષ આપવાની શક્તિ ધરાવતો હતો અને જેને લીધે અચંબો ઉત્પન્ન થાય એવા પરિણામ આવતાં હતા તે તમામ તેની સામાન્ય બુદ્ધિનું પરિણામ હતું; અને તે જ બુદ્ધિનો વિલાસ જ્યારે રાજ્યકારભારના કોઇ કામમાં કરવાનો હોય અથવા એવા જ કોઇ શાસ્ત્રીય વિષય વિષે વિચાર કરવામા જ કરવાનો હોય ત્યારે તે બુદ્ધિ એટલી જ સતેજ જણાઇ આવતી હતી. પોતાના લશ્કરને માટે વિગ્રહ વખતે પોતાને લાભ થાય એવી બ્યૂહરચના કરવામાં, અથવા રણસંગ્રામના ક્ષેત્રમા શત્રુઓ ઉપર હુમલો કરવા બરાબર રસ્તો દેખાડવામા, અથવા પાછળથી ઉપયોગમા લેવા સારૂ રાખી મૂકેલું લશ્કર કઇ ક્ષણે ઉપયોગમા લેવાથી વધારે લાભકારક થશે એ ચોક્કસ રીતે નક્કી કરવામા—આ ત્રણે જાતના કામો પૈકી કયા કામમા તે સૌથી વધારે બિચક્ષણ હતો તે કહી શકવું મુશ્કેલ છે. તેમ જ રાજસભામાં જ્યારે કોઈ મહત્ત્વની બાબતનો ઉહાપોહ થતો હોય તે વખતે પોતે અખુટ હકીકત અને સારાસાર વિચાર જણાવતો હતો; તેમ જ પોતાના રાજ્યમા જૂદી જૂદી જગાઓએ જૂદી જૂદી જાતના મહત્ત્વના સાર્વજનિક સુધારાનો આરંભ તેણે કર્યો હતો તે જોઇ જે લોકો આશ્ચર્ય પામતા હશે તેઓ જો એટલા જ ઉપરથી નેપોલિયનની માનસિક શક્તિની તુલના કરશે તો તેમાં તેમની ભૂલ થશે; કારણ કે સેંટહેલીનામાં દેશનિકાલ થયા પછી તે એકાત વાસમા રાજ્યનીતિના શાસ્ત્ર ઉપર તેણે જે ઉંડા, માન્ય રાખવા યોગ્ય વિચારો છટાદાર વાણીમા જણાવ્યા છે તે જ્યારે તે લોકો જાણે ત્યારે જ તેની શક્તિનો ખ્યાલ તેમને કાઇક આવે એમ છે. શ્રેષ્ઠ પ્રકારની બુદ્ધિ ગમે

તે કાર્ય કરવા સમર્થ હોય છે અને અકસ્માતથી અથવા ઈશ્વરી યોગથી જ તે બુદ્ધિ ધારણ કરનાર પુરુષ હોમર જેવો કવિ બેકન જેવો તત્ત્વવેત્તા અથવા નેપોલિયન જેવો મહાત્મા બનશે તે નક્કી થાય છે. મનુષ્યનો વ્યવહાર તીક્ષ્ણ દૃષ્ટિથી જોનારને આ વાત જણાયા વિના રહે એમ નથી અને એ વાતની સત્યતાની પ્રતીતિ નેપોલિયને આપી છે તેનાથી વધારે સારી બીજા કોઇએ આપી નથી. "

" થુસીડાઇડીઝ જેવો ઇતિહાસ અવલોકન કરનાર હોય અને ટેસીટસ જેવો અદ્વિતીય ચિત્રકાર તેની દેખરેખ નીચે ચિત્રપટ કાઢનાર હોય તો જ નેપોલિયન જેવા પુરુષનું ચારિત્ર અને ચિત્ર આલેખી શકાય એમ છે. અને તેમ કરવામા હાલની ભાષાનો ભંડોળ પણ તેમને અપૂર્ણ જણાશે. લશ્કરી પરાક્રમ અને કીર્તિમાં તે અલેક્ઝાન્ડરની બરાબરી કરે એવો હતો, કાયદાની બાબતમાં જસ્ટીનીયન કરતા ચઢે તેવો હતો, અને રાજનીતિના શાસ્ત્રમાં માત્ર કોઇ કોઈ વખત જ બેકન કરતા બીજે નંબરે આવે એવો તે હતો, તેની સાથે હેનીબોલની માફક તેની સાધનસામગ્રી અખુટ હતી અને સીઝરના જેટલી તેનામાં રાજ્યકારભાર ચલાવવાની શક્તિ હતી. થાક સહન કરવામાં, વિપત્તિઓ વેઠવામા, ખંતથી જરા પણ કંટાળ્યા વિના કામ કરવામા ગમે તેવી અડચણો આવે તો તે ડગતો નહીં, ગમે તેવા ભય હોય તો તે બ્હીનો નહીં, તેમ વિઘ્ન જોઇ પાછો પડતો નહીં, તેનું શરીર જાણે લોહમય હોય એવું હતુ, તેના મનનો ઉત્સાહ તો એટલો બધો હતો કે શારીરિક વેદના તેને લાગતી જ નહીં અને તેથી ઇજીપ્તના રણનો તડકો અને રશિઆના શિયાળાનો બરફ એ બંનેની સામે તે એકસરખી રીતે થયો હતો. કોઈ પણ કામ કરતી વખતે પહેલેથી એટલી બધી તૈયારીઓ તે રાખતો કે ભયની ક્ષણ વખતે તે શાંત અને ગભરાયા વિના કામ કરતો, કોઇ કોઇ વખત અરાઢ અરાઢ કલાક સુધી ઘોડા ઉપર જ રહેતો, તેમ જ આખી રાત પોતાના સેક્રેટરીઓને કાગળો લખાવતો, અને જરા આરામ લેવા સારુ રણક્ષેત્રમાં કોઇક એવી જગાએ સૂઇ જતો કે તે વખતે તોપોના ગડગડાટ ચાલતા જ

હોય અને એની આસપાસ ગોળીઓ પડતી હોય. સુલેહશાંતિના વખતમાં પણ તેના જીવને વિશ્રાન્તિ ન હતી. તેમ દરબારના ઠઠારા અને દબદબામાં તે પોતાના કામમા મંદ પડી જતો નહી. જ્યારે એક સમ્રાટની પદવી તે ભોગવતો અને તેના અંગના તમામ વૈભવનાં સાધન તેની પાસે મોજુદ હતાં તે વખતે પણ બીજી રાજ્યસત્તાઓ સાથે પત્રવ્યવહાર અને શાંતિની અનેક ભાંજગડો કરવામાં અને પ્રજાને લાભ થાય એવાં સાર્વજનિક કામો કરવા ઉત્તેજન આપવામાં તેનું ચિત્ત રોકાયેલું રહેતું.”

“પોતાના લશ્કરમાં હલકામાં હલકા સેનિકોમાં પણ કોઇ બુદ્ધિશાળી અથવા અસાધારણ રીતે બહાદુર હોય તો તેવાઓને શોધી કાઢી તેમના ગુણની બુજ કરવામા નેપોલિયન અતિશય શ્રમ લેતો; તેની સાથે લશ્કરનાં તમામ માણસોને ખરેખરૂં પાણી ચઢે એવા નાટકી તમાશા તે કરતો અથવા પોતે જે ઢંઢેરા બહાર પાડતો તે એવા હતા કે તે સાંભળી તમામ ફ્રેંચ સૈનિકોનો ઉત્સાહ જાગૃત થયા વિના રહે જ નહીં. આ કારણથી જ તેને જ્યાં ત્યાં જય જ મળતો હતો. શબ્દોને યોગ્ય સ્થળે મૂકવામાં જ જો વક્તૃત્ત્વશક્તિનું રહસ્ય સમાયેલું હોય તો તે શક્તિ જેટલી નેપોલિયનમાં સંપૂર્ણ દશાએ પહોચી હતી તેટલી બીજા કોઇ મનુષ્યમાં પહોંચી નથી.”

“નેપોલિયનની અશ્રાન્ત રીતે ચાલતી પ્રવૃત્તિનો તેમ જ શારીરિક કે માનસિક શ્રમ વેઠવાની તેની અસાધારણ શકિતનો બરાબર ખ્યાલ વાણીથી આપી શકાય એમ નથી. જ્યારે તે પ્રધાનમંડળમા કામ કરવા બેસતો ત્યારે તેનો ઉદ્યોગ, તેની ખંત, તેની શકિત અને વસ્તુસ્થિતિ બરાબર સમજી જવાની તેની ચતુરાઇ એ તમામ આશ્ચર્ય પમાડતાં. જ્યારે જ્યારે તે કામમાં રોકાતો ત્યારે ત્યારે એના વિચારનો બળવાન પ્રવાહ એવો નિશ્ચયાત્મક રીતે અને સ્પષ્ટ રીતે વહેતો કે જે લોકોના ઉપર એનો અતિશય વિશ્વાસ હતો તેમને તેને માટે વારંવાર પૂજ્ય બુદ્ધિ બતાવતા કંટાળો આવતો નહીં. ડીવીટ નામના માણસે કહ્યું છે કે, ‘કોઇ પણ કાર્યમાં ફતેહ મેળવવી હોય તો તે કાર્યનો ક્રમ એવો રાખવો કે તેમાનું દરેક કામ એક પછી એક એમ

અનુક્રમે લઈ શકાય અને એકી વખતે એકથી વધારે કામ શરૂ કરવા નહીં.' જેઓ આ જગતના વ્યવહારમા રચ્યાપચ્યા રહ્યા છે તેમને આ વાત તદ્દન ખરી જ લાગશે અને તેનું રહસ્ય જો કોઈ સમજ્યો હોય, અને રહસ્ય સમજ્યા પછી તેને જો કોઈએ આચારમા મૂક્યું હોય તો તે માત્ર નેપોલિયન જ હતો. વિગ્રહ વખતે અમુક શ્રમ લાગે એટલે કામ અટકાવવું એવો તો તેને વિચાર જ ન હતો. ઘણી વખતે આખો દિવસ કાગળો વાંચવામાં અને સેક્રેટરીઓને જવાબ ઉતરાવવામા કાઢ્યા પછી રાત્રે પાછા બીજા કાગળો તે વાંચતો, બીજા સેક્રેટરીઓ પાસે ઉત્તરો લખાવતો, માત્ર થોડા જ કલાક કોચ પર તેમને સૂવા દેતો અને વળી પાછો તેમને જગાડી સવાર સુધી તેમની પાસેથી કામ લેતો. તેની વિચારશકિતનું બળ, તેની યોજનાઓનુ પ્રાબલ્ય, એ એવા હતા કે થાકનો તો તેને જાણે વિચાર ન આવતો હોય એમ દેખાતું. બીજા નોકરોને તો બહુ જ થાક લાગી જતો. કારણ કે ભવિષ્યના વિચાર અને ભવિષ્યની યોજનાઓ જેટલા એના મગજમા આવતાં એટલાં તે નોકરોને આવતાં નહીં."

"જો કે રણસંગ્રામમા નેપોલિયનની પ્રવૃત્તિ ખરેખરી પ્રકટ થતી તો પણ સુલેહશાંતિના વખતમાં તેના મગજને આરામ મળતો જ નહીં. તે વખતે રાજ્યખટપટની ગુંચવણભરેલી બાબતોમા, દેશની અંદર સુધારા કરવાની યોજનાઓમા, અને રાજ્યની કાઉન્સીલોમા વાટાઘાટ કરવામાં ને રોકાતો અને નિવૃત્તિની એકેએક ક્ષણ આ પ્રમાણે ઉપયોગમા જ લેવામા આવતી. તે વહેલો ઉઠતો અને તરત જ સેક્રેટરીને બોલાવી નાસ્તો કરતા સુધી તેની સાથે કામ કરતો. નાસ્તો કરવામા કોઈ વખત અર્ધા કલાકથી વધારે વખત તે લેતો નહી. પછી લશ્કરની કવાયત જોવા તે જતા, પરદેશના એલચીઓને મળતો, અને ત્રણ વાગતા સુધી એ બધું કામ કરતો. પછી કાં તો તે કાઉન્સીલમાં જતો અથવા ઘોડે બેસી ફરવા નીકળતો; તે સાંજે ૭ વાગ્યા સુધી બહાર રહેતો અને જમવા વખતે ઘેર આવતો. જમવામા ૪૦ મીનીટથી વધારે વખત કદાપિ જતો નહીં. એતું મન કાંઈ વ્યગ્ર હોય તો જ તે બોલતો નહીં; નહીં તો તે બહુ વાત કરતો. પરંતુ તે મીજબાનીઓ ઉડાવ-

વામાં વખત ગુમાવતો નહીં. ૭ માં ૨૦ મીનીટ બાકી રહે એટલે કોફી આવતી. પણ કદાચ કોઇ વિશેષ કારણને લીધે જમવામા વાર થતી તો કોફી મોડી આવતી. ત્યાર પછી અગીયાર વાગતા સુધી તે પોતાના અમલદારો, એલચીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ, સાક્ષરો, પ્રખ્યાત કળા જાણનારાઓ અથવા બીજા અધિકારીઓની મંડળી સાથે વાતો કરવામા અથવા ચર્ચાઓ કરવામાં પોતાનો વખત ગાળતો અને અગીયાર વાગે સુવા જતો."

"આ લોકોની મંડળીમા તેને બહુ જ આનંદ પડતો. ગંભીર અને રમુજી વિષયો ઉપર તે જાણી જોઇને ચર્ચાઓ ઉભી કરતો. ઘણી વખતે નીતિ શાસ્ત્રની, તત્ત્વજ્ઞાનની અથવા ઇતિહાસની ચર્ચાઓ તે ઉભી કરતો; અને જે જે વિષયની ચર્ચા નીકળતી તે તે વિષય ઉપર પોતે એટલી બધી માહીતી ધરાવતો જણાતો અને એવા તદ્દન નવા વિચારો પ્રકટ કરતો કે તમામ શ્રોતાજનો દિઙ્મૂઢ થઇ જતા. રાજા જેવા માણસમા થોડી બુદ્ધિ અથવા જ્ઞાન હોય તો તે બહુ જ ગણાય છે; અને તેથી એવી શંકા ઉઠવાનો સંભવ છે કે તેની વાત કરવાની શકિત વિષે આપણને જે હકીકત મળી આવી છે તે ઘણી અતિશયોક્તિભરેલી હશે; પણ તેમ નથી. કારણ કે 'મેમોરીઅલ્સ ઓફ સેંટહેલીના' માથી અને નેપોલિયન જ્યારે ફ્રાન્સનો પ્રતિનિધિ અને સમ્રાટ્ હતો તે વખતની કાઉન્સીલ એ વિષય ઉપર થીબોડો અને પેલેટે જે રમુજી ગ્રંથો લખ્યા છે અને તેમા નેપોલિયનના ભાષણો આપવામા આવ્યા છે તેમાંથી તેની શકિતનો ખરેખરો ખ્યાલ આવી શકે એમ છે."*

* એલીસનનો યુરોપનો ઇતિહાસ પુ ૪ પ્રકરણ ૭૦. ઉપર પ્રમાણે સત્યવાર્તા સર આર્ચીબાલ્ડ એલીસનને કબૂલ કરવી પડે છે તે છતા બ્રીટીશ સરકારના અપમાનકારક અને ઉદ્ધત વર્તનના બચાવની ખાતર નેપોલિયનના સબંધમાં તે નીચે પ્રમાણે ગમે તેવું નિંદાયુક્ત લખાણ કરે છે:—

"નેપોલિયનનો આપણે એક સામટો વિચાર કરીએ તો એમ જ લાગશે કે જેટલી નિંદા એની કરવામા આવે એટલી ઓછી છે અને એનાથી વધારે નિંદાપાત્ર માણસ ઇતિહાસમા મળી આવશે નહી. પોતાના લોભની ખાતર જ હજારો જુવાન માણસનું અકાળે મોત લાવવામાં, વિજયના સપાટાથી યુરોપના દરેક દેશની ખુવારી કરવામા અને પોતાની પ્રજાને લુંટફાટ કરવા દઇ તથા મનુષ્ય

જગતમાં નીતિ જેવું કાંઇક હોય તો આ પુસ્તકમાંથી એટલું તો સાબીત થાય છે કે ફ્રાન્સની ઉથલપાથલ પછી જે વિગ્રહો થયા તેનાં કારણ યુરોપના એકઠા થયેલા રાજાઓ જ હતા. બીનજવાબદાર માણસો ગમે તેમ બોલે પણ કોઇની મગદુર નથી કે તે વાત ખરી પાડવા સારૂ પ્રમાણ ગણાતાં

---

માત્ર ઉપર ત્રાસ વર્તાવવા દઇ તેની પ્રીતિ અને અનુમોદન મેળવવામાં નેપોલિયન એકલો જ હતો.આ ઉદ્દેશો પાર પાડવામાં,તેને ગમે તેવી અડચણો આવતી તેનાથી તે પાછો પડતો નહીં, ગમે તેવા ભય આવતા તેને તે ગણકારતો નહીં, ગમે તેવી પ્રતિજ્ઞાપૂર્વક સંધિઓ કરેલી હોય તેને તોડતાં તે વિચાર કરતો નહી, તેમ દયાની લાગણીથી અટકતો પણ નહીં; પોતાની પ્રતિષ્ઠાની અથવા પ્રજાના વિશ્વાસની તેને પરવા પણ ન હતી. પોતાની પ્રજાનું લોહી વહેવડાવવામાં અને શત્રુઓની મીલકત લુટાવવામા તે ખરોખરો અનિયંત્રિત હતો, અને બીજી પ્રજાઓ તેને જે ગાળો ભાંડતી અને શાપ આપતી તેની અને દિનપ્રતિદિન પોતાનાં સાધનો ખુટી જતાં હતાં તેની પણ તેને દરકાર ન હતી. ફ્રાન્સનું રાજ્ય શારીરિક બળના પાયાથી ટકી રહ્યું હતું અને તેને પ્રેરનાર નેપોલિયનનો સ્વાર્થ હતો, અને ધર્મ પોતાના સ્વાર્થને ઉપયોગમાં આવતો હોવાથી તેને તે પુષ્ટિ આપતો અને ન્યાયની વાતો કરવાથી લોકો રાજી થતા તેથી તે ન્યાયની વાતો કરતો. તેમ કરવામાં બુદ્ધિ અને સ્વાતંત્ર્ય જૂદા પડતાં અને તેનો જ ઉદ્ધાર થતો હોવાથી ઉદાર વિચારના પ્રવાહ અંધારામાં બંધ પડી જતા અને લોકોને અતિશય સંતોષ આપી પોતાનો સ્વાર્થ તે સાધી લેતો હતો વ્યક્તિના સ્વાર્થની ખાતર જ પોતાની નિરવધિ સત્તાનો ઉપયોગ કરવામાં અદ્ભુત શક્તિઓ ધરાવનારો નેપોલિયન હતો એમ આપણને જણાય છે. સામાન્ય રીતે અનીતિ પ્રસારવામાં તે દેશના દ્રવ્યની ખુવારી કરતો અને વર્તમાન સમયની પોતાની સ્વાર્થલંપટ નીતિ સાચવવામા તે ભવિષ્યની પ્રજાની તમામ આશાઓનો ઉચ્છેદ કરતો. હમેશાં નિઃસ્વાર્થની વાતો તે કરતો પણ તે વાતો કોઇ દિવસ અમલમાં મૂકતો જ નહીં હમેશાં બીજા લોકોને ફસાવવામા ઉદાર વિચારોની વાતો તે કરતો પણ પોતે સ્વાર્થી વિચારોમાં જ લીન રહેતો અને જો કે હંમેશાં બીજા લોકો જૂઠા છે એવો તે હંમેશાં આરોપ મૂકતો હતો તો પણ પોતાના શત્રુઓ ઉપર જરા પણ સંકોચ પામ્યા વિના તે જેમ દારૂના ગોળાઓ ફેંકી શકતો તેવી જ રીતે જરાપણ સંકોચ પામ્યા વિના હંમેશાં જૂઠાણું બોલતો અને અસત્ય વાતો ફેલાવતો.”

પુસ્તકો અથવા લેખ ઉપરથી તે સિદ્ધ કરવા તે પ્રયત્ન કરે. નેપોલિયનને રાક્ષસ કહેવો, તે અતિશય લોભી હતો એમ કહેવું, તે 'લોહીનો તરસ્યો' 'જૂલમી' 'ગાદી ઝુંટવી લેનારો' હતો એમ કહેવું એ બધું સહેલું છે; પણ એટલી વાત તો કોઇથી પણ ના કહી શકાય એમ નથી કે યુરોપના એકઠા થયેલા રાજાઓ ફ્રાન્સને ગળી જવાના જે પ્રયત્નો કરતા હતા તેની વિરુદ્ધ પોતાના આત્મરક્ષણ માટે ફ્રાન્સ એક વીર પુરુષની માફક તજવીજ કરતું હતું. વિગ્રહ કરવાથી નેપોલિયનનો સ્વાર્થ સરે એમ ન હતું. તેમ તેની ઇચ્છા પણ લઢાઇઓ કરવાની ન હતી; પણ યુરોપના રાજાઓએ અનેક વાર એકઠા થઇ તેના ઉપર વારંવાર ધસારો કર્યો અને તેને લઢાઇમાં ધસડયો અને તે એટલે સુધી કે ફ્રાન્સ બીચારૂં ખાલી થઇ ગયું તથા લાંબા વખત સુધી પ્રતિષ્ઠાથી લઢી આખરે પડ્યું; કારણ કે તેની સામે અસંખ્ય અને ગંજાવર સૈન્ય ખડું થઇ ગયું હતું; છેવટે જે ગર્ભશ્રીમત અને અમીર-ઉમરાવ વર્ગને તોડી નાંખવાનો નેપોલિયનનો ઇરાદો હતો તેમની જ સત્તા યુરોપના દેશોમા વ્યાપી અને તેમની અસલી શૃંખલાઓ યુરોપના હાથપગે એક વાર ફરીથી સજડ ચોટી.

ફ્રાન્સમા પ્રવર્તેલું પ્રજાસત્તાક રાજ્ય આખા યુરોપની શાતિને ભયપ્રદ હતું, અને તેથી તેની પડોશમા આવેલા બીજાં રાજ્યોએ સ્વસંરક્ષણ સારૂ પણ તેનો સંપૂર્ણ રીતે નાશ કરવાની આવશ્યકતા હતી એવું લૂલૂં બહાનું યુરોપના એકઠા થયેલા નિરંકુશ રાજાઓ કાઢતા હતા. તે લોકો સારી પેઠે જાણતા હતા કે નેપોલિયન પ્રજાસત્તાક રાજ્યનો મહારાજા છે અને પ્રજાના હક્કનો તે બળવાન્ અને દઢ હીમાયતી છે. વીલીયમ પીટ તો કહેતો કે જો કે નેપોલિયન રાજા બની ગાદી ઉપર બેઠો છે છતાં તે પ્રજાના હક્કનો જ હીમાયતી છે, અને તેથી તેને દબાવી દેવો જ જોઇએ. જ્યારે સુલેહ કરવાની દરખાસ્ત નેપોલિયને ઇંગ્લાડને કરી ત્યારે તેનો સ્વીકાર બ્રીટીશ પ્રધાનમંડળે ન કર્યો અને તેમ કરવામા તથા વિગ્રહ ચાલુ રાખવામા તેઓએ એવી દલીલ કરી કે ફ્રાન્સ પ્રજાની હીમાયતી કરનારૂં રાજ્ય છે અને તેથી રાજા થવાનો જેમનો ઇશ્વરી-હક્ક છે તેમને નુકશાન થાય તેથી સુલેહ થઇ શકશે

નહી. લૉર્ડ ગ્રેન્વીલે કહ્યું કે:—" હજી ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્યના વિચારો પ્રવર્તે છે અને તેમાં ઉથલપાથલ થઇ તે વખતના આરંભમા જેવી લાગણીઓ હતી તેવી ને તેવી હજુ ચાલુ છે. તે નવું સ્વરૂપ ધારણ કરે છે અને તે તોફાની છે."

તેથી નેપોલિયનની સત્તા નીચેના ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય ઉપર પ્રહારો કરવાનું કામ યુરોપના તમામ નિરંકુશ રાજાઓએ ચાલુ રાખ્યું. કર્નલ નેપીયર ઘણી જ ઉત્તમ રીતે નીખાલસપણે લખે છે કે:—" યુરોપના શ્રીમંત અમીરઉમરાવોની શત્રુતાથી જ પ્રજાસત્તાક ફ્રાન્સને લશ્કરી સાધનનો ઉપયોગ કરવાનો માર્ગ લેવા પ્રેરણા થઇ અને તેણે જે રાજ્યનીતિ અખત્યાર કરી તે ગમે તેવી ભયંકર અને બળાત્કારવાળી દેખાતી હોય તો પણ તેને તે અખત્યાર કરવાની ફરજ પડયા જેવું થયું છે."

એમીન્સની સંધિના ભંગ વખતે લોર્ડ વ્હીટવર્થ સાથે તકરાર કરતાં નેપોલિયને ઉત્તમ વાણીમાં અને ઉદાર, નિખાલસ અને ઉત્તમ વિચારો જણાવતાં કહ્યું હતું કે:—

" તમે જોશો કે મે જે જે કર્યું છે તે તે કરવામા મારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જે જે સંધિઓ કરાવવામાં આવી છે તેનો અમલ બરાબર કરાવવો અને આખા યુરોપમાં શાંતિ ફેલાવવી. અત્યારે મને બતાવો કે એવું એક પણ રાજ્ય છે કે જેને ગળી જવાનો મારો ઇરાદો હોય. જુઓ ! ચારે તરફ નજર નાખી જુઓ. એવું એક પણ રાજ્ય નથી એમ તમને જણાશે જ. ઇજીપ્ત ઉપર મારો ડોળો છે તેની તમને ઇર્ષ્યા આવતી હોય તો તેમાં તમને સંતોષ આપવા હું તૈયાર છું. મે ઇજીપ્ત સંબધી ઘણો વિચાર કર્યો છે અને લડાઇ ફરીથી જગવવા મને તમે ફરજ પાડશો તો હજી પણ વધારે વિચાર હું ઇજીપ્ત માટે કરીશ. પણ એટલું યાદ રાખજો કે જે સુલેહશાંતિનો સ્વાદ અમે થોડા વખતથી ચાખવા ભાગ્યશાળી થયા છીએ તેનો નાશ માત્ર ઇજીપ્તને ફરીથી જીતી લેવાની ખાતર હું કદાપિ કરનાર નથી."

" ટર્કીની પડતી થવાની છે એવી ભીતિ ઉત્પન્ન થઈ છે. તેને બચાવી રાખવા હું તો મારાથી બનશે એટલું કરીશ. પણ આખરે તે પડે અને યુરોપ

નહીં. લૉર્ડ ગ્રેન્વીલે કહ્યું કેઃ—" હજી ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્યના વિચારો પ્રવર્તે છે અને તેમાં ઉથલપાથલ થઇ તે વખતના આરંભમાં જેવી લાગણીઓ હતી તેવી ને તેવી હજુ ચાલુ છે. તે નવું સ્વરૂપ ધારણ કરે છે અને તે તોફાની છે."

તેથી નેપોલિયનની સત્તા નીચેના ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય ઉપર પ્રહારો કરવાનું કામ યુરોપના તમામ નિરંકુશ રાજાઓએ ચાલુ રાખ્યું. કર્નલ નેપીયર ઘણી જ ઉત્તમ રીતે નીખાલસપણે લખે છે કેઃ—" યુરોપના શ્રીમંત અમીરઉમરાવોની શત્રુતાથી જ પ્રજાસત્તાક ફ્રાન્સને લશ્કરી સાધનનો ઉપયોગ કરવાનો માર્ગ લેવા પ્રેરણા થઇ અને તેણે જે રાજ્યનીતિ અખત્યાર કરી તે ગમે તેવી ભયંકર અને બળાત્કારવાળી દેખાતી હોય તો પણ તેને તે અખત્યાર કરવાની ફરજ પડયા જેવું થયું છે. "

એમીન્સની સંધિના ભંગ વખતે લોર્ડ વ્હીટવર્થ સાથે તકરાર કરતાં નેપોલિયને ઉત્તમ વાણીમાં અને ઉદાર, નિખાલસ અને ઉત્તમ વિચારો જણાવતાં કહ્યું હતું કેઃ—

" તમે જોશો કે મેં જે જે કર્યું છે તે તે કરવામાં મારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જે જે સંધિઓ કરાવવામા આવી છે તેનો અમલ બરાબર કરાવવો અને આખા યુરોપમા શાંતિ ફેલાવવી. અત્યારે મને બતાવો કે એવું એક પણ રાજ્ય છે કે જેને ગળી જવાનો મારો ઇરાદો હોય. જુઓ ! ચારે તરફ નજર નાખી જુઓ. એવું એક પણ રાજ્ય નથી એમ તમને જણાશે જ. ઇજીપ્ત ઉપર મારો ડોળો છે તેની તમને ઇર્ષ્યા આવતી હોય તો તેમા તમને સંતોષ આપવા હું તૈયાર છું. મે ઇજીપ્ત સંબંધી ઘણો વિચાર કર્યો છે અને લડાઇ ફરીથી જગવવા મને તમે ફરજ પાડશો તો હજી પણ વધારે વિચાર હું ઇજીપ્ત માટે કરીશ. પણ એટલું યાદ રાખજો કે જે સુલેહશાંતિનો સ્વાદ અમે થોડા વખતથી ચાખવા ભાગ્યશાળી થયા છીએ તેનો નાશ માત્ર ઇજીપ્તને ફરીથી જીતી લેવાની ખાતર હું કદાપિ કરનાર નથી."

" ટર્કીની પડતી થવાની છે એવી ભીતિ ઉત્પન્ન થઇ છે. તેને બચાવી રાખવા હું તો મારાથી બનશે એટલું કરીશ. પણ આખરે તે પડે અને યુરોપ

તેને વહેંચી લે તો ફ્રાન્સને પણ તેનો ભાગ મળવો જોઇએ એવી મારી ઇચ્છા ખરી. તે છતાં ખાત્રી રાખજો કે એવો વખત વહેલો આવી પહોચે એવું હું કાંઇ પણ કરનાર નથી. ”

“ ફ્રાન્સ અને આખા યુરોપમાં હું આ વખતે કેટલી સત્તા ભોગવું છું તેના સંબંધમાં હું મારી જાતને છેતરૂં છું એવું તમે ધારો છો ? પણ હાલ તે સત્તા એવડી મોટી નથી કે કોઇ ખાસ લાભકારક ઉદ્દેશ વિના બીજો દેશ ગળી જવાનો હું માર્ગ શોધું અને મને નુકશાન થાય જ નહીં. જો હું એવો રસ્તો લઉં તો હાલ જે આખું યુરોપ મારાં વખાણ કરે છે તે તમામ મારી વિરુદ્ધ થઇ જાય. રાજપુરુષોમા મારી જે ઉચ્ચ સ્થિતિ છે તે હું ગુમાવી બેસું અને ફ્રાન્સને તો મારે સિદ્ધ કરી આપવાની ફરજ જ છે કે હું લઢાઇ શોધતો નથી પણ મારા ઉપર લોકો ચઢાઇ કરે છે, અને તમે જો મને યુદ્ધ કરવાની ફરજ પાડો તો મારે મારા દેશના લોકોમા તમારી વિરુદ્ધ લાગણી ઉભી કરવી જ જોઇએ અને તેથી હુ તેમ કરીશ. તમામ દોષ તમારો જ છે અને મારો એક પણ નથી. તેથી મારે હવે વધારે લોભ કરવો નથી. ”

શું નેપોલિયને ફ્રાન્સની ગાદી કાંઇ હક્ક વિના ઝુંટવી લીધી હતી ? નેપોલિયનને આખી પ્રજાએ પોતાના એક મતથી પ્રતિનિધિપદ તેમ જ મહારાજાપદ આપ્યું હતું એ વાત આ પુસ્તકમાં કહી જવામાં આવી છે એટલું જ નહી પણ સિદ્ધ કરી આપવામા પણ આવી છે. ફ્રાન્સની પ્રજાએ પ્રતિનિધિથી રાજ્યશાસન ચલાવવાનું પસંદ કર્યું અને પહેલા પ્રતિનિધિ તરીકે નેપોલિયનને પસંદ કર્યો તેમા તેમની ભૂલ હોય કે ડહાપણ હોય તે જૂદી વાત છે. દાસત્વમા આવી પડેલી ફ્રાન્સની પ્રજાને નેપોલિયને હીમત વાપરી એક સપાટે મુક્ત કરી અને મત આપવાનો અધિકાર આપ્યો તેથી તે આખી પ્રજા તેની ઋણી બની છે. પોતાને મળેલા હક્કનો ઉપયોગ કરી સમગ્ર ફ્રાન્સે એ ઠરાવ તે વિચિત્ર સંજોગોમા કર્યો. તે વિચિત્ર સંજોગો એવા હતા કે ફ્રાન્સના પ્રજાસત્તાક રૂપી બાળકને મારી નાંખવા યુરોપના તમામ નિરંકુશ રાજાઓ હથીઆર લઇ સજ્જ થયા હતા. ફ્રાન્સમાં તેમ જ યુરોપમાં પણ બુર્બોન વંશના રાજાઓને પાછા લાવવાના વિચારવાળો એક મજબૂત પક્ષ

હતો અને તે પોતાનાથી બને તેટલાં કાવતરાં કરતો જ હતો. તે ઉપરાંત ફ્રાન્સમાં લુંટફાટ કરવા સારૂ તોફાની લોકો તૈયાર જ હતા. એવા સંજોગોમાં ફ્રાન્સે પ્રજાસત્તાક રાજ્ય અખત્યાર કર્યા વિના બીજો માર્ગ જ ન હતો. અને એ માર્ગ ગ્રહણ કરવામાં ડહાપણ સમાયેલું ન હતું એમ કહેતાં જરા શક પડે એમ છે.

આ વખતે ફ્રાન્સની સ્થિતિ કેવી હતી તેના સંબંધમાં સર આર્ચિબોલ્ડ એલીસન (જેને માથે એવો આરોપ મૂકાવાનો સંભવ પણ નથી કે તે નેપોલિયનનો પક્ષ લઈ તેનો લુલો બચાવ કરવા માગે છે) પણ લખે છે કે:—

"ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્ય દશ વર્ષ સુધી તો વેદના વેઠતું વેઠતું જીવ્યું; પરંતુ ઉથલપાથલના અત્યાચારોનું જેમ સ્વાભાવિક પરિણામ આવે તેમ હવે તેમાં અવ્યવસ્થા અને નિર્બળતા આવવા લાગ્યા હતા, અને બીજા લોકોની મીલકત લઇ લેવાના અને તોફાનો કરવાના વિચારવાળા લોકો ફ્રાન્સના ડીરેકટરોને ગાળો ભાંડતા હતા તથા જે પદ્ધતિ આખા દેશમા પાયારૂપ ગણાતી હતી તેની વિરુદ્ધ પગ ખોલતા હતા. મીલકત જૂદી પાડવાની પદ્ધતિ ઉપર આ લોકોનો ખરેખર કટાક્ષ હતો, અને ખેડુતોને માટે જમીન મહેસુલનો જે કાયદો બારબ્યુફે કરી આપ્યો હતો અને ઉથલપાથલ કરનારાઓના આગેવાનોએ પસંદ કર્યો હતો તે જ સૌથી ઉત્તમ કાયદો છે એમ કહેવામાં આવતું હતું. ફેલીક્સ લેપેલેટીયર, એરીના, ડ્રાએટ અને એવા બીજા જુસ્સાવાળા તે જમાનાના ઉથલપાથલના આગેવાનો એકઠા મળ્યા અને ઇ. સ. ૧૭૯૩ મા જે પાપ કરવામાં આવ્યા હતા તે પ્રશસ્ય છે અને અનુકરણીય છે એમ કહેવા લાગ્યા. આવે અણીને પ્રસંગે જો કોઇ પ્રતિભાવાન્ લશ્કરી પુરુષ આગળ આવી સુકાન ન પકડે અને સીધો રસ્તો ન બતાવે તો ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્યરૂપી નાવ ડુબી જવાની તૈયારીમા હતું. વિગ્રહના આરંભથી માંડી વિચાર કરીએ તો ફ્રાન્સની આવી દુર્દશા હતી જ હતી. બહારથી તેના ઉપર બીજાં રાજ્યો તૂટી પડવાનો ભય હતો અને અંદર અંદર જૂલમ ગુજરતો હતો."

આ વિચાર સંપૂર્ણ રીતે યથાર્થ છે તેની સાબીતી માટે ફ્રાન્સની તે વખતની સ્થિતિ વિષે થાયર્સ શું કહે છે તે જોઇએઃ—" તે વખતે જેનામાં કાંઇક બુદ્ધિ કે ગુણ હોય તેને તો સામાન્ય રીતે ત્રાસ આપવામા આવતો હતો, પ્રતિષ્ઠાવાળા તમામ માણસોને તેમની જગાએથી હાંકી કાઢવામાં આવ્યા હતા, લુંટારાઓ તમામ જગાએ તેમનાં સ્થાનોમા મળતા હતા, લુચ્ચા લોકો સત્તાધીશો બન્યા હતા, જૂલમ વર્તાવનારી પદ્ધતિનો બચાવ કરનાર પણ સભામાં ધ્રુજતા હતા, લોકો પાસેથી બળાત્કારે નાણા કઢાવવામા આવતાં હતા, ખુનામરકીની તૈયારીઓ થઇ હતી, હજારો માણસોને 'જમાન' ગણવામાં આવી નકકી કરી રાખવામા આવ્યા હતા, લુંટફાટ, ખુન, ઘર ભાગવા એ કામ કરવા સારૂ " દેશ દુ ખમા પડ્યો છે " એવા શબ્દોનો સંકેત કરવામા આવ્યો હતો તેની રાહ જોવાતી હતી, ઈ. સ. ૧૭૯૩ મા જે બૂમો–ચીસો–બૂમાટ થતા હતા તે જ પાછા ફરીથી થવા લાગ્યા, ખુન કરનારાઓ અને તે જ જાતના ભોગ થઇ પડનારા માણસો પાછા તૈયાર થયા, મીલકત અને સ્વતંત્રતા અસ્તિત્વમાં જ ન હતા, લોકોને પોતાના જાનની ખાત્રી ન હતી અને રાજ્યને નાણાની ખાત્રી ન હતી. આખું યુરોપ અમારી વિરુદ્ધ હથીઆર લઇ ખડું થઇ રહ્યું હતું. અમેરિકાએ પણ અમારા દેશમાં જૂલમ વર્તતો જોઇ અમારી વિરુદ્ધ પોતાનો અભિપ્રાય આપ્યો હતો; અમારાં લશ્કરોનો નાશ થઇ ગયો હતો, અમારા મેળવેલા જય ગયા હતા અને ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય ઉપર બીજાં રાજ્ય તૂટી પડશે એવી ધાસ્તી રાખવામાં આવતી હતી."

આવા સંજોગોમાં ફ્રાન્સે પોતાની શાસનપદ્ધતિ બદલવાનો વિચાર કર્યો હોય તો તેમા કાઇ આશ્ચર્ય જેવું નથી. એ ફેરફાર કરવામાં તેણે ડહાપણ વાપર્યું કે બેવકુફાઇ કરી એ જૂદી વાત છે. પણ તે કૃત્ય કરવામાં તેને કોઇ પ્રકારનો પ્રતિબંધ ન હતો. તે પોતાના સ્વતંત્ર હક્કનો ઉપયોગ કરતું હતું. તેથી ફ્રાન્સની પ્રજાએ પોતાની શાસનપદ્ધત્તિ ફેરવી અને તેમાં નેપોલિયને મદદ કરી તે ઉપરથી તેના ઉપર 'ગાદી ઝુંટવી લેનારો' એવો આરોપ મૂકવો

એ એક પ્રકારનો અન્યાય જ છે. ક્રેન્ટેન્સ લખે છે કે "નેપોલિયને અરાજકતાને જ પદભ્રષ્ટ કરી છે અને બીજું કાંઇ જ કર્યું નથી."

જેમ બસેં પાંચસેં માણસોનું એક ટોળું કોઇ દેશ ઉપર દરોડો પાડી શકે તેમ રાજ્યશાસનની લગામ પોતાના હાથમા હોય એવા થોડા અડગ ધીરજવાળા માણસો આખી પ્રજાને ચગદી નાખી શકે. આ વખતે ફ્રાન્સમાં અરાજકતા પ્રવર્ત્તી હતી તેના તરફ લગભગ આખા ફ્રાન્સનો વિરોધ હતો. એક માણસને (નેપોલિયનને) પ્રતિનિધિ બનાવી તેના હાથમાં રાજ્યની લગામ સોંપવાની ઇચ્છા એટલા બધા લોકોની હતી કે એલીસન લખે છે કે 'સંપૂર્ણ એકમતથી નેપોલિયનને ફ્રાન્સના પ્રતિનિધિની જગા મળી હતી.' તે જે વખતે પ્રતિનિધિ તરીકે પસંદ થયો ત્યારે તેના લાભમાં ૩૦૦૧૧૦૭ મત પડયા હતા અને ફક્ત ૧૫૬૨ મત વિરુદ્ધ પડયા હતા આવી અપ્રતિમ રીતે જગત્મા કોઇની પસંદગી થઇ નથી. અને તે છતા ૫૦ વર્ષ સુધી યુરોપમાથી એવો બૂમાટ કરવામાં આવે છે કે નેપોલિયન ગાદીનો કાયદેસર માલીક ન હતો પણ ગેરવ્યાજબી રીતે તેના પર તે ચઢી બેઠો હતો! અને આશ્ચર્યની વાત છે કે અમેરિકામાથી પણ કેટલાક તે વિચારને અનુમોદન આપનારા મળી આવે છે !!!

નેપોલિયન ફ્રાન્સનો પ્રતિનિધિ થયો તો પણ સમગ્ર યુરોપે તેને ઝંપી બેસવા દીધો નહીં. ફ્રાન્સમા રાજસત્તાક રાજ્ય ન થાય ત્યાં સુધી તેને ત્રાસ થશે એમ ધારી સમગ્ર યુરોપના બીજા રાજાઓની મરજી સાચવવા સારૂ નેપોલિયને મહારાજાપદ ધારણ કર્યું. આ ફેરફાર ડહાપણભરેલો ન હતો એમ ક્ષણવાર આપણે માનીએ તો પણ તેનો વિચાર યુરોપને કરવાનો ન હતો; પરંતુ બીજા રાજાઓને પૂછ્યા વિના ફ્રાન્સ પોતાનો હક્ક વાપરી પોતાને ફાવે તેવી રાજ્યશાસનપદ્ધતિ અખત્યાર કરવા મુખત્યાર હતુ. કોઈ જૂલમી માણસે પ્રજાના હક્કને છુંદી નાંખી લોકોની મરજી વિરુદ્ધ આ ફેરફાર બળાત્કારે કર્યો ન હતો. ફ્રાન્સની પ્રજાએ ખરા અંતઃકરણથી અને કોઇ પણ જાતના દબાણ વિના આ ફેરફાર કર્યો હતો. તેમ કરવા ફ્રાન્સની પ્રજાને હક્ક ન હતો એમ કોણ કહી શકે એમ છે ? તે કૃત્ય કદાચ દૂરદર્શી નહી હોય,

તે કૃત્યથી કદાચ નેપોલિયનના કીર્તિલોભને ઘણી જ શાંતિ મળી હશે. તે છતાં એકંદરે જોતાં તે બાબત ફ્રાન્સની પોતાની જ હતી. ફ્રાન્સની પ્રજાને એમ જ લાગ્યું કે તેની આસપાસ આવેલા રાજાઓ તેના તરફ શત્રુતા રાખે છે તેથી પ્રજાસત્તાક રાજ્ય કરતાં રાજસતાક રાજ્ય રાખવાથી પ્રજાના હક્કનું વધારે સારી રીતે સંરક્ષણ થઇ શકશે.

એલીસન લખે છે કે:—"લશ્કર તરફથી, મ્યુનીસીપાલીટીઓ તરફથી, શહેરો તરફથી, વ્યાપારીમંડળો તરફથી એમ ચારે બાજુએથી એવી માગણી નેપોલિયનને કરવામાં આવી હતી કે તેણે પ્રતિનિધિપદનો ત્યાગ કરી ફ્રાન્સના મહારાજા બનવુ." સીનેટે સર્વાનુમતે એવો ઠરાવ કર્યો કે 'નેપોલિયન બોનાપાર્ટને હવેથી મહારાજાપદ આપવું અને ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો કારભાર તે પદથી તેણે કરવો એવી સત્તા તેને આપવી.' આ ઠરાવ મંજુર થવા સારૂ પ્રજાની સમક્ષ રજુ કરવામાં આવ્યો. એલીસન લખે છે કે:—" આ પ્રમાણે આ બાબત પ્રજાની સમક્ષ રજુ કરતાં જ સાબીત થઈ ગયુ કે પ્રથમ પ્રતિનિધિ નેપોલિયને મહારાજાપદ ધારણ કરવામાં ફ્રાન્સની પ્રજાના ઘણા મોટા ભાગની ઇચ્છા ઉપર જ આધાર રાખ્યો છે. ફ્રાન્સના દરેક પરગણામા મતપત્રિકાઓની ગણતરી કરવામાં આવી તો જણાઇ આવ્યું કે એકંદરે તેના લાભમાં ૩૫,૭૨,૩૨૯ મત આવ્યા હતા અને ફક્ત ૨૫૬૯ મત તેની વિરુધ્ધ હતા. કોઇ રાજાનો વંશ પ્રજાની સંપૂર્ણ સંમતિથી ગાદીએ આવે એનો વધારે સારો દાખલો ઇતિહાસમાં કોઇ જગાએ મળી આવવાનો નથી."

આટલું છતા નેપોલિયનના ઉપર ચારે બાજુએથી એવો આરોપ મૂકવામા આવ્યો છે કે તે ગેરવ્યાજબી રીતે ફ્રાન્સની ગાદી ઉપર ચઢી બેઠો હતો. અને આ લાગણી એટલી બધી સર્વદેશીય બની ગઇ છે કે નેપોલિયન એવો ન હતો એમ કહેવું એ અયુક્ત દેખાય છે. જેને લોકો આ પ્રમાણે ગેરવ્યાજબી રીતે ગાદીપર ચઢી બેસવાનું કહે છે તેના સંબંધમાં સર વૉલ્ટર સ્કૉટ લખે છે કે:—" ફ્રાન્સની પ્રજાએ પોતાની મેળે પોતાની તમામ પ્રકારની સ્વતંત્રતા નેપોલિયનને સોંપી દીધી એમ કહેવામા આવે છે. પરંતુ તે

કૃત્યમાં એવું રહસ્ય અને એવો મોટો વાંધો સમાયેલા છે કે તેને લીધે ફ્રાન્સની પ્રજાનું કૃત્ય વ્યર્થ, નિરર્થક અને નકામું જ ગણી શકાય. શરૂઆતથી જ ફ્રાન્સની પ્રજાનું કૃત્ય એક ગેરવ્યાજબી કરાર જેવું હતું. જે વસ્તુ બીજાને આપી દેવાનો તેમને અધિકાર ન હતો તે તેમણે આપી દીધી અને જે વસ્તુ તેમની પાસેથી બોનાપાર્ટને લેવાનો હક્ક ન હતો તે તેણે લીધી. જેમ કોઇ બાળકની કાયદેસર મીલકત હોય પણ જેને આપી દેવાનો અથવા તેનો ગમે તેવો ઉપભોગ કરવાનો તે બાળકને હક્ક નથી તેવી જ રીતે વંશપરંપરાંથી ચાલ્યા આવેલા પ્રજાના હક્ક એ જ પ્રકારના છે અને તે હક્ક પ્રજાથી કોઇને દાનમા, અથવા બદલામાં આપી દઇ શકાય નહી; તેમ જ તે હક્કનો તેઓ ઉપભોગ કરતા હોય અથવા થોડા વખત માટે માલીકી ભોગવતા હોય તેટલા જ કારણથી તે હક્ક બીજાને કાયમના આપી દઇ શકાય જ નહીં."

પોતાનો રાજા અને પોતાના દેશને માટે શાસનપદ્ધતિ પસંદ કરવાનો હક્ક ફ્રાન્સને ન હતો એમ આ પ્રમાણે સર વૉલ્ટર સ્કૉટ ખૂલ્લી રીતે જણાવે છે અને જો કે નિરંકુશ સત્તાવાળા રાજાઓના યુરોપના દેશોમા તે મત સ્વીકારાયેલો છે તે છતા અમે નથી ધારતા કે પ્રજાસત્તાક રાજ્યવાળા અમેરિકામાં એ મતના હીમાયતીઓ ઘણા નીકળે. નેપોલિયનની જ ભાષામા અમેરિકાના સ્વતંત્ર લોકો તો બોલશે જ કે "દેશના તમામ હક્કની સંપૂર્ણ માલીકી પ્રજામા જ છે." તેઓ એમ પણ કહેશે જ કે જે નેપોલિયન આખી ફ્રાન્સની પ્રજાના સ્વતંત્ર રીતે અપાયેલા એકમતથી ચુંટાઇ ગાદીએ બેઠો હતો તે વ્યાજબી જ રીતે બેઠો હતો.

સર વૉલ્ટર સ્કૉટના વિચાર ધારણ કરનારો કોઇ રાજસત્તાક રાજ્યનો યુરોપવાસી હીમાયતી એમ કહે કે નેપોલિયનનું કૃત્ય વ્યાજબી ન હતું તો તેમા કાંઇ નવાઇ નથી; પરંતુ ફ્રાન્સની પ્રજાને પોતાનો રાજા અને પોતાની રાજ્યશાસનપદ્ધતિ પસંદ કરવાનો હક્ક નથી એમ જો કોઇ અમેરિકન પેલાની માફક કહે તો તે ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું છે. અમેરિકાની પ્રજાસત્તાક સંસ્થાઓ માટે ઇંગ્લાંડે પોતાના આગેવાન પત્રોમા એટલી બધી વિરુદ્ધ ટીકા કરી છે કે તેથી યુનાઇટેડ સ્ટેટ્સમાં ઇંગ્લાંડની વિરુદ્ધ લાગૂ

ઉભી થઇ છે અને પચાસ વર્ષ સુધી એ બે દેશ વચ્ચે સારો સંબંધ રહેશે તોપણ એ લાગણી નષ્ટ થવાની નથી. તેથી કોઇનું અપમાન થાય એવી વાણી ઉચ્ચારવાનો ઇંગ્લાડનો દાખલો યુનાઇટેડ સ્ટેટ્સે લેવો એ યોગ્ય નથી. અમે તો એકમતે અમારા દેશને માટે પ્રજાસત્તાક રાજ્ય પસંદ કરીએ છીએ. પરંતુ એટલા જ કારણથી જે પ્રજાએ વિચિત્ર સંજોગો વચ્ચે રાજા પસંદ કર્યો તેને આપણે અપમાન આપવું જોઇએ નહીં. વ્યક્તિઓ વચ્ચે તેમ જ પ્રજાઓ વચ્ચેનો સંબંધ મૈત્રીભાવવાળો હોવો જોઇએ.

ધારો કે નેપોલિયનને ફ્રાન્સની પ્રજાએ એક મતે ફ્રાન્સની ગાદી આપી તેથી તેનો હક્ક હતો તો પણ બીજા પ્રશ્નો ઉદ્ભવવાનો સંભવ રહે છે. પછીથી શું તેણે પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો ન હતો ? શું તેણે પોતાની પ્રજાની સ્વતંત્રતાને ધુળમા રગદોળી નથી ? યુરોપના જે નિરંકુશ સત્તાવાળા રાજાઓ એની સામે લઢતા હતા તે તો એમ જ કહેશે કે હા તેણે એમ જ કર્યું હતું. પરંતુ જે ફ્રાન્સની પ્રજાએ તેને ગાદી પર બેસાડયો, અને પોતાના પ્રેમથી તેને ગાદી પર ટકાવી રાખ્યો અને હજી પણ તેની યાદગીરીને પૂજ્ય ભાવથી સંભારે છે તે તો કદાપિ એમ કહેનાર નથી કે નેપોલિયને તેમના હક્ક ડુબાવ્યા અથવા પોતાને મળેલી સત્તાનો દુરુપયોગ કર્યો. નેપોલિયન અને ફ્રાન્સની સમગ્ર પ્રજા હંમેશા સાથે રહીને જ કામ કરતાં હતા અને તેના શત્રુઓ સામેના ભયંકર વિગ્રહોમા જોડે રહીને જ લઢતાં હતા. નેપોલિયને જે જે સખતાઇના પગલા ભરવાના ઠરાવ્યાં અને ભર્યાં તે તમામ પ્રજાએ મંજુર રાખ્યાં હતા. કદાચ તેમ કરવામા તેમની ભૂલ હશે. પરંતુ એટલી વાત તો ખરી જ કે જે જે ભોગ ફ્રાન્સની પ્રજાને આપવા પડયા અને જે જે ભગીરથ પ્રયત્નોથી તેમના શત્રુઓને તેમણે હંફાવ્યા અને જગતને વિસ્મય પમાડયું તે તમામમા નેપોલિયન અને ફ્રાન્સની પ્રજાનો સરખો જ હીસ્સો હતો. ફ્રાન્સની પ્રજા ઉપર જે ભયંકર વાદળ ચઢી આવ્યું હતુ તેને માટે ફરજીઆત લશ્કરી નોકરી લેવાની જરૂર હતી. તેમ જ છાપા ઉપર અંકુશ રાખવાની અને નેપોલિયનના

હાથમા સંપૂર્ણ સત્તા મૂકવાની પણ આવશ્યકતા હતી. પ્રજાએ પોતાનો અભિપ્રાય ડહાપણ વાપર્યા વિના બાંધ્યો હશે એ વાત ખરી પણ તેમનો અભિપ્રાય તેવો હતો એમાં તો શક જ નથી. નેપોલિયનને તેઓએ ફ્રાન્સનાં તારનાર તરીકે ગણ્યો અને રાજા તરીકે તેણે જે જે કર્યું તેને માટે ફ્રાન્સની પ્રજા તેને એટલી બધી ચાહતી હતી કે તેવો પ્રેમ બીજા કોઇ રાજા સારૂ કોઇ પ્રજાએ બતાવ્યો જ નથી.

જે ઉત્સાહથી ફ્રાન્સની પ્રજા નેપોલિયનની આસપાસ વીટળાઇ વળતી, જે તત્પરતાથી તે પ્રજા તેની પાછળ મેરેંગો, ઓસ્ટરલીટ્ઝ અને મોસ્કો ગઇ હતી અને નેપોલિયનના તથા તેણે જે સંસ્થાઓ સ્થાપી હતી તેના રક્ષણ સારૂ પોતાનુ લોહી પાણી માફક રેડવા તૈયાર થઇ હતી તે ઉપરથી ઉપર કહેલી વાત નિર્વિવાદ સાબીત થાય છે. વળી જ્યારે નેપોલિયન એલ્બામાથી પાછો આવ્યો ત્યારે તેનો આદરસત્કાર કરવા સારૂ જે અલૌકિક ઉત્સાહથી આખી ફ્રાન્સની પ્રજા એકપગે થઇ રહી હતી તેથી પણ ઉપરની વાત સિદ્ધ થાય છે. વળી તેના મરણ પછી તેના પૂજ્ય શબને ફ્રાન્સમા લાવવા દેવાની અર્થાત્ જે પ્રજા તરફ તેનો અતિશય પ્રેમ હતો તે પ્રજાના દેશમાં જ તે રાખવાની માગણી ફ્રાન્સની પ્રજાએ કરી હતી તેથી પણ તેની પ્રતીતિ મળે છે; તેમ જ તેના શબને ભૂમિદાહ કરી તેના ઉપર જે ભવ્ય કબર ચણવામાં આવી છે અને હાલ પણ જે પૂજ્ય ભાવથી તેનું નામ દરેક માણસના ઘરમાં બોલાય છે તેથી પણ તે જ વાત સિદ્ધ થાય છે. નેપોલિયન જૂલમી રાજા હોત તો તેની પ્રજા આ પ્રમાણે તેના ઉપર ફીદા થાત જ નહીં. એવા માણસને જૂલમી કહેવો તે તદ્દન બેવકુફાઇ જ છે. નિરંકુશ સત્તા ભોગવનારા રાજાઓ તથા અરાજકતા ઇચ્છનારા લોકો નેપોલિયનની રાજ્યપદ્ધતિને ધિક્કારશે. પણ જે માણસે જીંદગીમા અને મુઆ પછી પણ પ્રજાના આશીર્વાદ જ પ્રાપ્ત કર્યા છે એટલું જ નહીં પણ જો તે માણસ અત્યારે કબરમાંથી ઉઠી પાછો આવે તો તેને માટે આખી પ્રજા એકે અવાજે પોતાનો પ્રેમ અને કૃતજ્ઞતા અનુપમ રીતે બતાવ્યા વિના રહે જ નહી એવા માણસને કદાપિ જૂલમી કહી શકાશે નહી.

સર વૉલ્ટર સ્કૉટ લખે છે કેઃ—" બોનાપાર્ટે વગર હક્કે ફ્રાન્સની ગાદી ઝુંટવી લીધી તેના બચાવમાં તે પોતે અને તેના ઉત્સાહી અનુયાયીઓ એક નિમિત્ત કાઢી તે કૃત્ય વ્યાજબી હતું અથવા આવશ્યક હતું એમ બતાવે છે, અને અમે પણ તે નિમિત્તને જેટલું વજન આપવું જોઇએ તેટલું આપવા તૈયાર છીએ. તેઓ બધા એમ કહે છે કે બોનાપાર્ટની સામાન્ય વર્ત્તણુક તપાસીએ તો તે સ્વાર્થી અને પારકી ગાદી લઇ લેનારો હતો એમ કહી શકાય એમ નથી. તેમ જ જે રીતથી એણે સત્તા પ્રાપ્ત કરી હતી તે ગમે તેવી હશે તોપણ તેનો જે સદુપયોગ તેણે કર્યો તેથી તે રીત નિંદાપાત્ર નથી. આ વાત સત્ય છે. વિચક્ષણ રાજપુરુષોનો એવો જ અભિપ્રાય હોય છે કે જે રાજાઓને પોતે ભોગવતી સત્તાને માટે સંદિગ્ધ હક્ક હોય છે તેઓને પોતાના સ્વાર્થની ખાતર જ એવી રીતે રાજ્ય કરવાની ફરજ પડે છે કે જેથી પ્રજા તેમના શાસનને તાબે થાય ત્યારે તેને તેના લાભ સમજાય. પરંતુ આવું કહી અમે બોનાપાર્ટની કિંમત ઓછી કરવા માગતા નથી. અમે ઘણી ખુશીથી કબૂલ કરીએ છીએ કે ફ્રાન્સની અંદરના રાજ્યકારભારમા નેપોલિયને એવું પ્રત્યક્ષ બતાવી આપ્યું હતું કે તેને ફ્રાન્સ દેશથી નિરાળો કોઇ પણ લાભ લેવાની ઇચ્છા ન હતી, તેણે રાજ્યનું દ્રવ્ય રાજ્યની જ શોભા વધારવામા ખર્ચ્યું હતું અને પોતાના અંગત મોજશોખ માટે નાણાં ઉડાવી દીધા ન હતાં. ચિત્રકળાના ઉત્તમ નમુનાઓ પોતાના મહેલમા ટાંગવામા જેટલો આનંદ તેને થતો તેના કરતાં તે તમામ નમુના ફ્રાન્સના સંગ્રહસ્થાનમાં રાખવાથી તેને વધારે આનંદ થતો એમાં જરા પણ શંકા નથી. એટલું જ નહી પણ પોતાની સ્ત્રી જોસફાઇને જ્યારે મેલ્મેઇસૉનમાના બંગલાને પુષ્કળ પૈસા ખરચી શણગાર્યો હતો ત્યારે તે વાત બોનાપાર્ટને ગમી ન હતી, કારણ કે જોસફાઇનનો શોખ પૂરો પાડવા સારૂ તે સાર્વજનિક બાગમા ફેરફાર કરવાને તે રાજી ન હતો એમ તે સ્પષ્ટ કહેતો અને તે સાચી વાત હતી. તેથી બોનાપાર્ટે ફ્રાન્સને પોતાની મીલકત ગણી હતી અને તેની સાથે તાદાત્મ્ય રાખ્યું હતું એ વાત અમે કબૂલ રાખીએ છીએ. એટલું જ નહીં પણ ફ્રાન્સમાં પોતાનું નામ અમર થઇ જાય એટલા જ ઇરાદાથી તેણે મોટી મોટી વિશાળ યોજનાઓ કરી ફ્રાન્સ દેશની

અંદર સમૃદ્ધિ વધારવા તથા તેની બહારની શોભામાં જેટલો વધારો થઇ શકે તેટલો કરવા તેની ઇચ્છા હતી એ વાત પણ અમે કબૂલ કરીએ છીએ.''

"ફ્રાન્સ સાથે નેપોલિયનને પોતાનો સંબંધ એવો નિકટનો માન્યો હતો કે જે જે મીલકત નેપોલિયનની હતી તે તે ફ્રાન્સની જ હતી અને ફ્રાન્સના ઉપયોગના કામ વધારવામાં નેપોલિયન વસ્તુતઃ જાણે પોતાની જ મીલકતમાં સુધારો કરતો હોય એમ હતું એમ કહેવાને કશી અડચણ નથી. ફ્રાન્સ સાથે બોનાપાર્ટે એવો સંબંધ માન્યો હતો કે જેમ કોઇ એકાદ ગૃહસ્થ પોતાનો બાગ સુધારવા સારૂ વાડી તરફ દુર્લક્ષ આપે અને તેમાં તેનો દોષ કાઢી શકાય નહીં તેમ તે પોતાના સ્વાર્થની બાબતમાં દુર્લક્ષ આપતો નહીં. પરંતુ દરેક પ્રસંગે મનુષ્યસ્વભાવ કયા ઉદ્દેશથી પ્રેરાય છે તેની છેવટ સુધીની તપાસ કરી તેને દરેક વખતે પરાર્થપરાયણ ઠરાવવો એ વ્યાજબી થશે નહી, કારણ કે કોઇ કોઇ વખતે તેવા કામોમાં સ્વાર્થ પણ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ જે સ્વાર્થમા આખા દેશનું હિત સમાયેલું હોય છે તે સ્વાર્થ એવો ઉચ્ચ, ઉદાર અને સંસ્કારી હોય છે કે તેને દેશાભિમાન કહેવામાં અડચણ નથી, અને જેમ કોઇ પુત્રવત્સલ પિતા પોતાની સત્તાનો પોતાની નજરમાં આવે તેવો ઉપયોગ કરે અને પોતાના છોકરાઓને સમૃદ્ધિમાન અને સુખી બનાવે પણ તેની સાથે એક એવી શરત કરે કે તેમણે તેની મરજી પ્રમાણે જ ચાલવું જોઇએ તો તેટલાથી તેની પ્રીતિ પોતાના પુત્ર માટે નથી એમ કહેવું જેમ ગેરવાજબી ભરેલું છે તેવી જ રીતે નેપોલિયને પોતાની નિરંકુશ સત્તાનો ઉપયોગ કરી ફ્રાન્સને સુખી અને સમૃદ્ધિમાન બનાવ્યું તેમાં તેના પોતાના દેશ તરફના પ્રેમ માટે કાંઇ શંકા ઉઠાવવાની નથી.'' નેપોલિયન તરફ વિરોધની લાગણી ધરાવી ઇતિહાસ લખનારો સર વૉલ્ટર સ્કૉટ આ પ્રમાણે ભાવેકભાવે પણ તેની રાજા તરીકે પ્રશંસા કરે છે.

ઇ. સ. ૧૮૨૧માં ઑસ્ટ્રિઆ, રશિઆ અને પ્રુશિઆના રાજાઓની સભા લેઇબેકમાં મળી હતી. આ પ્રસંગ ઉપર લેઇબેકની પાઠશાળાના અધ્યાપકોને ઑસ્ટ્રિઆના મહારાજાએ ભાષણ આપ્યું હતું જે પછીથી વિખ્યાત થયુ છે તેમા તેણે કહ્યું હતું કે "તમારા વિદ્યાર્થીઓને બહુ ભણાવી દેશો નહીં.

મારે વિદ્વાન્ અથવા શાસ્ત્રસંપન્ન માણસો જોઇતા નથી. મારે તો મુંગે મ્હોઢે તાબે થનારી પ્રજા જોઇએ છીએ."

ઇલીરિઆના જે પ્રાંતોમા નેપોલિયને ધાર્મિક અને બીજી ઐહિક બાબતમા પ્રજાના મનમા સ્વતંત્રતાનો જુસ્સો આણ્યો હતો તે પ્રાંતોનું લેઇબેક પાટનગર હતુ. ઉપર જણાવેલી કોંગ્રેસનું કામ પૂરું થયું એટલે એકઠા થયેલા રાજાઓએ એવો ઠરાવ બહાર પાડયો કે જેથી નેપોલિયનના નામને અપમાન થાય. તે ઉપરથી મેલીન્સના આર્ચ બીશપ એબી ડી પ્રેટે નીચે પ્રમાણે પોતાના વિચાર જણાવ્યા આ ધર્માધ્યક્ષે નેપોલિયનને પ્રથમ જે અન્યાય આપ્યો હતો તેનો પ્રાયશ્ચિત્તરૂપે બદલો આ વિચારમા તેણે ઉત્તમ રીતે આપ્યો છે.

"જ્યારે નેપોલિયનમા શત્રુને શિક્ષા કરવાની શક્તિ હતી ત્યારે જેઓ એના પગ આગળ નમી પડી બેસી રહેતા હતા તેઓ હવે તે નેપોલિયનનો બચાવ કરનાર કોઇ નથી તે વખતે તેનું અપમાન કરે તેથી શું થયું ? સશસ્ત્ર લોકોએ શસ્ત્રહીન શત્રુ તરફ માનની લાગણીથી જોવું જોઇએ. નેપોલિયન પરાજય પામ્યો તેનું કારણ એ જ હતુ કે તેની સામે અતિશય સંખ્યામા લશ્કર આણવામા આવ્યું હતુ, નહી કે તેના કરતા વધારે બુદ્ધિ તેના શત્રુઓએ બતાવી હતી. હાલ જ્યારે તેને કેદી બનાવવામાં આવ્યો છે ત્યારે તેના તરફ જેટલી માનની લાગણી બતાવાય તેટલી જ રીતે તે લાગણી બતાવનાર રાજાની કીર્તિ વધારે ખીલે છે. ફ્રાન્સમાં અને પરિણામે આખા યુરોપમા શાંતિ પ્રસારનાર નેપોલિયન હતો એમ હાલ સુધી વારંવાર જાહેર કરી હવે તેને ઉથલપાથલ કરનારો કહેવો એ કેવળ ગેરવ્યાજબી છે. જે રાજાઓએ તેની મૈત્રી શોધી હતી, મિત્ર તરીકે પોતે તેના પક્ષમાં રહેવા વચન આપ્યા હતા અને પડુંપડુ થઇ રહેલી રાજગાદી નભાવવા સારૂ જેમણે પોતાના લોહી તેના લોહી સાથે રેડવા તત્પરતા બતાવી હતી તે રાજાઓ હવે અપમાન રૂપી બાણ તેના ઉપર છોડે એથી વધારે અનુચિત શું હોય શકે ?"

"ફ્રાન્સની ઉથલપાથલ અરાજકતા ઉત્પન્ન કરનાર બીજ તરીકે લેખાય છે અને તેની નિંદા ચારે બાજુએ થાય છે, છતાં તેના ( આ ) પ્રતિનિધિએ ( નેપોલિયને ) જે વખતે રણસંગ્રામનો કોલાહલ ચાલતો હતો અને પર-

દેશો સાથે રાજ્યખટપટની જાળો પથરાતી હતી તે વખતે પ્રખ્યાત ધારા-શાસ્ત્રી જસ્ટીનીયનની માફક એવા કાયદા રચી આપ્યા કે તેમાં ન્યૂનતા ખહુ જ થોડી જોવામા આવે છે એટલું જ નહીં પરંતુ આખા જગતમાં દૃષ્ટિએ નહી પડેલી એવી મજબૂત શાસનપદ્ધતિ પણ તેણે રચી કાઢી. અજ્ઞ લોકો એમ કહે છે કે ફ્રાન્સની ઉથલપાથલથી તમામ પ્રાચીન સંસ્થાઓ નષ્ટ થઇ, છતાં તેના જ (આ) પ્રતિનિધિએ ( નેપોલિયને ) પાઠશાળાઓને સારી સ્થિતિમા મૂકી અને સાર્વજનિક શાળાઓ સ્થાપી, કળાકોશલ્યના ઉત્તમ નમુનાઓ પોતાના રાજ્યમાં આણ્યા, અને તે ઉપરાત એવા અલૌકિક અને આશ્ચર્ય ઉત્પન્ન કરે એવાં ગંજાવર પરાક્રમ કરી ખતાવ્યાં કે તેથી તેની પ્રતિષ્ઠા અને પ્રતિભાની પ્રતીતિ થઇ. નેપોલિયનની આજ્ઞા થતાં આલ્પ્સ પર્વતને પોતાનું શિર નમાવવું પડ્યું, ચેરબુર્ગ, ફ્લશીંગ, હેલ્ડર અને એન્ટ-વર્પ આગળ સમુદ્ર પણ બે હાથ જોડી તેને શરણે આવ્યો, ઝીના, સેરીસ, ઓર્ડો અને ટ્યુરીન આગળ મોટી મોટી નદીઓ તેની આજ્ઞા ઉઠાવવા લાગી અને જ્યા વરુણ દેવતાના પણ હકુમત ન ચાલે ત્યા પણ મોટી મોટી નહેરો તેણે ખોદાવી દરીઆઓ એકત્ર કર્યા; તે ઉપરાંત પારિસનું રૂપ તો એટલું બધું તેણે ફેરવી નાંખ્યું કે તે ઓળખી શકાય નહી. આટલું છતાં નેપોલિયનને સત્યાનાશ વાળનારો રાક્ષસ કહેવામાં આવે એ શુ થોડી આશ્ચર્યની વાત છે ? જેણે બધું સુવ્યવસ્થિત રીતે સ્થાપ્યું તેને માથે એવો આરોપ કે તેણે તમામનો નાશ કર્યો ! ક્યા અભણ અને અજ્ઞ માણસો સમક્ષ એવા આરોપ મૂકાય તો તે ક્ષણ વાર પણ ટકી શકે ?"

ફ્રાન્સની સમસ્ત પ્રજાએ નેપોલિયનને ચુંટી કાઢ્યો અને પોતાના મત મતપત્રિકાઓમા આપ્યા તેમા અપ્રામાણિકપણું અથવા કોઇ જાતનો દોષ હશે એમ કોઇ પણ ઇતિહાસ લખનારથી કહી શકાતુ નથી. નેપોલિયનની લોકપ્રિયતા વાસ્તવિક હતી અને તે નિરવધિ હતી એટલું જ નહીં પણ ફ્રાન્સની પ્રજાએ તેને અપ્રતિમ ઉત્સાહથી સઘળી સત્તા આપી દીધી હતી એ વાતમાં કોઇથી શંકા લાવી શકાય એમ નથી. તે જ વખતે ફ્રાન્સમાં બીજા લશ્કરી અમલદારો અને રાજપુરુષો હતા અને તેમની પ્રતિષ્ઠા, લાગવગ, અને

અભિમાન અસાધારણ હતાં અને નેપોલિયન સર્વ સત્તા પ્રાપ્ત કરતો હતો તે તેઓ ઇર્ષ્યાની તીક્ષ્ણ દૃષ્ટિથી જોતા હતા ખરા, છતાં તે વખતે ને ત્યાર પછી પણ તેમાથી એક પણ માણસે એવું કહેવાની ધૃષ્ટતા કરી નથી કે નેપોલિયનની ચુંટણીમા કાંઇ ગોટાળો થયો છે સર વૉલ્ટર સ્કોટ જેવાને પણ તે વાત કબૂલ રાખવી પડે છે અને તેનાં કારણ માટે તે નીચે પ્રમાણે ખુલાસો કરે છેઃ—

"ધનવાન્ લોકોએ બોનાપાર્ટના લાભમા મત આપ્યો કારણ કે તેમને પોતાના દ્રવ્યના રક્ષણની કાળજી હતી; ગરીબ લોકો તો વિશ્રાન્તિ ઇચ્છતા હતા તેથી તેમણે પણ બોનાપાર્ટના લાભમા પોતાનો અભિપ્રાય આપ્યો; ફ્રાન્સમાથી નાસી જઇ બહાર વસેલા લોકોને પાછા ફ્રાન્સમા આવવાની ઇચ્છા હતી તેથી તેમણે પણ તેના લાભમાં જ અભિપ્રાય આપ્યો, ઉથલપાથલ કરનારાઓ ડરી ગયા કે જો તે જૂદો અભિપ્રાય આપશે તો તેમને ફ્રાન્સમાથી દેશપાર કરવામાં આવશે તેથી તેમણે પણ તે જ વૃત્તિ ધારણ કરી; બહાદુર અને મરણીઆ લોકોએ વિજય મેળવી પરાક્રમ કરવાની આશામાં અને નિર્બળ લોકોએ પોતાની જાતનું રક્ષણ તેના છત્ર નીચે રહી કરી લેવાની ધારણાથી બોનાપાર્ટના લાભમા પોતાના મત આપ્યા."

સર વૉલ્ટર સ્કૉટ કહે છે કે આવાં કારણોથી નેપોલિયન ફ્રાન્સનો સર્વાનુમતે પ્રથમ પ્રતિનિધિ થાય તો એમાં કાંઇ નવાઇ જેવું નથી બધા જ કબૂલ કરે છે કે તમામ પ્રજાના એક અવાજથી તેને ફ્રાન્સમા સર્વોપરિ અને નિરંકુશ સત્તા આપવામાં આવી હતી. નેપોલિયન તરફ ફ્રાન્સનો પૂજ્ય ભાવ હતો અને હજી પણ છે તે વાત કોઇ પણ સાધારણ ડાહ્યા માણસથી ના કહેવાય એમ નથી. શત્રુને પણ એ વાત કબૂલ કર્યા વિના ચાલે એમ નથી. પણ કદાચ કોઇ એમાં શંકા ઉઠાવે તો તેની નેપોલિયન તરફની શત્રુતા અદ્ભુત હોવી જોઇએ; ઇતિહાસમા લખેલી બાબતો જેમ ખરી છે તેમ આ વાત પણ ખરી છે. આ પ્રમાણે કોઇ પણ જાતની શંકાના સ્થાન સિવાય પૂરવાર થયેલી આ બાબતો હોવા છતાં જો કોઇ માણસ નેપોલિયનને હજી પણ એમ કહે કે 'તેણે ફ્રાન્સની ગાદી કોઇ જાતના હક્ક વિના ઝુટવી લીધી છે' તો તેની જીભમાં હંમેશાં કાંટા વાગવા જોઇએ.

**ત્રીજો ભાગ સમાપ્ત.**

શ્રી.

# આ ગ્રંથમાં આવેલાં પાત્રો તથા સ્થળોની વર્ણાનુક્રમણિકા.



## અ

| | |
|---|---|
| અનર્હોન્ટેડ. | જે વહાણમાં નેપોલિયનને એલ્બા લઇ જવામાં આવ્યો તેનું નામ. |
| અમેરિકા. | એક ખંડ |
| અલેક્ઝાન્ડર. | મેસીડોનીઆનો પ્રખ્યાત રાજા સિકંદર ઈ. સ. પૂ. ૩૫૬–૩૨૩. |
| અલેક્ઝાન્ડર. | રશિઆનો શહેનશાહ ઝાર. ૧૭૭૭–૧૮૨૫. |
| અલ્બેનીઆ. | એડ્રીએટિક સમુદ્રના પૂર્વ કીનારા પરનો પ્રાંત. |
| અશર. | એક વહાણનો કપ્તાન એલ્બા જતી વખતે નેપોલિયન સાથે હતો તે. |

## આ

| | |
|---|---|
| આટ્લાન્ટિક. | યુરોપ–અમેરિકા વચ્ચે મહાસાગર. |
| આમ્સ્ટરડામ. | હોલાંડનું વ્યાપારી પાટનગર. |
| આયર્લંડ. | યુરોપનો દેશ. |
| આયોનીયન દ્વીપ. | ભૂમધ્ય સમુદ્રમાં ગ્રીસના તાબાના તેની પશ્ચિમમાં આવેલા દ્વીપો. પહેલાં તે ઇંગ્લાંડને તાબે હતા. |
| આર્ક ડી ઈટોઈલ. | પારિસમા એક વિજયસૂચક કમાન. |
| આર્કીપેલેગો. | ગ્રીસની પૂર્વે આવેલો દ્વીપોનો સમૂહ. |
| આર્કીમીડીસ. | ઇ. સ. પૂ. ૨૮૭–૨૧૨. ગ્રીસનો ગણિત શાસ્ત્રી–તત્ત્વવેત્તા. એણે ઉચ્ચાલન શોધી કાઢ્યું હતું. |
| આર્કોલા. | ઈટાલીમાં એડીજ નદીને કીનારે ગામ. |
| આલ્પ્સ. | જીનોઆથી વિએના સુધી પહોંચતા ૬૦૦ માઇલ લાંબા ને ૧૩૦ માઇલ પહોળા પર્વતની હાર. |

## ઇ

| | |
|---|---|
| ઇજીપ્ત. | આફ્રિકામાં દેશ. |
| ઈટાલી. | યુરોપનો દેશ. |

| | |
|---|---|
| ઇટ્રુરિઆ. | ઇટાલીમાં હાલનું ટસ્કની અને અંબ્રિઆમો કેટલોક મુલક મળી થયેલું પરગણું. |
| ઇન. | સ્વીટ્ઝર્લાંડ અને બવેરીઆમાં વહેતી નદી. |
| ઇન્વેલીડ્ઝ. | લસ્કરની ઇસ્પીતાળ તથા સૈનિકોના ઘર તરીકે વપરાતું અને નેપોલિયનની કબરવાળું પારિસમાં મકાન. |
| ઇન્સ્ટીટ્યુટ. | નેપોલિયને સ્થાપેલી સાહિત્ય વગેરેના ઉત્તેજનની સંસ્થા. |
| ઇબ્રો. | સ્પેનમાં નદી |
| ઇરાન. | એશિઆ ખંડમાં દેશ. |
| ઇલીઝા. | નેપોલિયનની બ્હેન. |
| ઇલીઝાબેથ પેટર્સન. | નેપોલિયનના ભાઇ જેરોમને પરણેલી સ્ત્રી. |
| ઇલીયડ. | એક પુરાણ જેમાં ટ્રૉય નગરની જીતની વાત હોમર કવિએ લખી છે. |
| ઇલીરીઆ. | ઑસ્ટ્રિઆનો તમામ ડુંગરાળ મુલક. |
| ઇસુ ખ્રીસ્ત. | ખ્રીસ્તી ધર્મ સ્થાપનાર મહાપુરુષ. |
| ઇસ્ટ્રીઆ. | ઇટાલીનો પ્રાંત-પહેલાં ઑસ્ટ્રિઆ—હંગરીનો ભાગ ગણાતો હતો. |
| ઈસ્લામ. | હજરત મહમદે સ્થાપેલો ધર્મ. |
| ઇંગરસૉલ. | એક ઇતિહાસકાર. |
| ઇંગ્લાંડ. | યુરોપનો દેશ. |
| ઇંગ્લીશ ખાડી. | ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચેની ખાડી. |

## ઉ

| | |
|---|---|
| ઉડીનૉટ. | નેપોલિયનનો એક બાહોશ સેનાપતિ ૧૭૬૭–૧૮૪૭. |
| ઉલ્મ. | વુર્ટમ્બર્ગ દેશમા ડાન્યુબ નદી પર કીલ્લો. |

## એ

| | |
|---|---|
| એકર. | સીરીઆમાં બંદર. |
| એકુએન. | ફ્રાન્સમાં એક ગામડું. |
| એક્મુલ. | બવેરિઆમાં ગામ જ્યાં નેપોલિયને વિજય મેળવ્યો હતો. |
| એટોઇલ. | પારિસમાં વિજયસૂચક કમાન. |
| એટ્રુરિઆ. | ઇટ્રુરિઆ જુઓ. |

એડીંગ્ટન. ઇંગ્લાંડનો રાજપુરૂષ અને મુખ્ય પ્રધાન.
એડ્રીએટિક સમુદ્ર. ઇટાલી અને ઑસ્ટ્રિઆ વચ્ચેનો સમુદ્ર.
એન્ટવર્પ. બેલ્જીયમમા કીલ્લેબંદી બંદર.
એન્ટોમાર્કી. સેંટ હેલીનામાં નેપોલિયન સાથેનો દાક્તર.
એન્ડેલુસીઆ. સ્પેનનો દક્ષિણ પ્રાંત.
એન્ડ્રીઓસી. વિએનાના સુબા તરીકે નેપોલિયને નીમેલો માણસ.
એન્સાઇક્લોપીડીયા બ્રીટાનીકા. ઇંગ્લીશ ભાષામા લખાયેલો સર્વશાસ્ત્રસંગ્રહ.
એપીનાઇન. ઇટાલીમાં પર્વત.
એપીયન વે. રોમમાં રસ્તો.
એબર્સડૉર્ફ. વિએના પાસેના લોબો દ્વીપ પાસે ગામડું.
એબર્સબર્ગ. ઑસ્ટ્રિઆમાં ટ્રૅાન નદી પર ગામ.
એબી ડી પ્રેટ. નેપોલિયનનો વૉર્સોમા ગએલો એલચી.
એબેન્સબર્ગ. બવેરિઆમાં રેટીસ્બન પાસે ગામ.
એમીન્સ. ફ્રાન્સમાં સોમ નદી પર શહેર.
એમીલીઆ. એક હીચકારી-ગુપ્ત અને ખુન કરનારી યોજના નેપોલિયન પાસે લાવનાર માણસ
એમ્સ. પ્રુશિઆમાં લેહેન નદી પર ગામ.
એયલો. પૂર્વ પ્રુશિઆમાં શહેર નેપોલિયને ત્યાં વિજય મેળવ્યો હતો.
એરીના. ફ્રાન્સનો એક આગેવાન ગણાતો માણસ.
એરેબીયન નાઇટ્સ. એક સુંદર વાર્તાસંગ્રહ.
એર્ફુર્ટ. સેક્સનીમાં વેઇમાર પાસે ગામ.
એલીસન (સર આર્ચીબોલ્ડ)—એક ઇતિહાસકાર ૧૭૯૨—૧૮૬૭
એલીસી. પારિસમા એક સ્થળ જ્યાં નેપોલિયને તમામ લોકોને બોલાવી રાજ્યના પ્રતિનિધિ તરીકે કામ કરવા સોગન ખાધા હતા.
એલેસેન્ડ્રીઆ. પીડમોન્ટમાં ગામ.
એલ્બ. જર્મનીમાં નદી.
એલ્બા. ઇટાલીના ટસ્કની પ્રાંત પાસે ટાપુ.
એલ્બેક. જર્મનીમાં ગામડું જ્યાં 'ડ્યુપોં' ઝગડો હતો.

| | |
|---|---|
| એવરે | ફ્રાન્સના ચુર પ્રાંતમાં ગામ જ્યાંથી સલામીની તોપો છુટતી હતી. |
| એશિઆ. | એક ખંડ. |
| એશિઆ માઈનોર | એશિઆના ટર્કીનો પશ્ચિમ ભાગ. |
| એસ્કોઇકવીઝ | સ્પેનના નાલાયક રાજા ચાર્લ્સના દીકરા ફર્ડીનાન્ડનો ગુરૂ. |
| એસ્કયુરીઅલ. | સ્પેનના રાજાનો રાજમહેલ. |
| એસ્ટોર્ગા. | સ્પેનના વાયવ્ય ખુણામા ગામડું. |
| એસ્પર્ન. | વિએના પાસેના લોબો દ્વીપ પાસે ગામડું. |
| એસ્પીનોસા. | સ્પેનમાં એક નાનું ગામડું. |
| એસ્લીંગ. | વિએના પાસેના લોબો દ્વીપ પાસે ગામડું. |
| એંઘીનનો ડ્યુક. | બુર્બોન વંશમાં જન્મેલા ડ્યુક ઑફ ઑર્લીયન્સનો ભાણેજ. નેપોલિયનને મારી નાંખવાના કાવતરામાં ભાગ લેવાના આરોપ માટે ૧૮૦૪ તેને મારી નાંખવામાં આવ્યો હતો. |

## ઓ

| | |
|---|---|
| ઓગેરો. | નેપોલિયનનો એક બહાદુર સેનાપતિ. |
| ઑગ્ઝબર્ગ. | બવેરીઆમાં ઑગસ્ટસ રાજાએ બંધાવેલું પ્રાચીન ગામ. |
| ઓડર. | જર્મનીમાં નદી. |
| ઑર્ફેન. | બહુ જ અપ્રસિદ્ધ નાનું સ્થળ છે. |
| ઓમીયારા. | સેન્ટ હેલીનામાં નેપોલિયન સાથે ખુશીથી રહેવા જનાર અંગ્રેજ. |
| ઓરસ્ટાટ. | સેકસનીમાં ગામડું. |
| ઓર્ચા. | રશિઆમાં નીપર નદી પર ગામ. |
| ઓલ્ડનબર્ગ. | જર્મનીનું એક મોટું પરગણું જે નેપોલિયને લઈ લીધું હતું |
| ઓવરાર્ડ | ઈંગ્લાંડમાં સંધિની ખટપટ કરવા ગયેલો ફ્રેંચ અમલદાર. |
| ઓસ્ટરલીટ્ઝ ગામ. | મોરેવીઆમાં ગામ જયાં નેપોલિયને મોટો જય મેળવ્યો હતો |
| ,, પૂલ. | એ નામનો પારિસમાં પૂલ છે. |
| ઑસ્ટ્રિઆ | યુરોપનો એક દેશ. |

## ક

| | |
|---|---|
| ક્લોડન. | સ્કોટલાંડમાં ગામ. |

કાઉન્ટ ડી લાઇલ. — લ્યુઇ ૧૮ મા તરીકે ફ્રાન્સની ગાદીએ બેસનાર.

કાઉન્ટ ઓફ્ સેંટ પીન્સેક—પોલાંડનો કોઇ રાજપુરુષ અમીર.

કાર્નીઓલા. — હાલનું જુગો સ્લેવીઆ—એડ્રીઍટીક સમુદ્રને લાગેલું છે.

કાલેસ. — સ્પેનનો રાજા ચાર્લ્સ ૪ થાનો છોકરો.

કાશ્મીર. — હિંદુસ્તાનમાં ઉત્તરમાં દેશી રાજ્ય—શાલો માટે પ્રખ્યાત.

કાળો સમુદ્ર. — રશિઆની દક્ષિણે સમુદ્ર.

કીરજેનીર. — નેપોલિયનનો સેનાપતિ.

કુરેકીન. — પારિસમાં રહેતો રશિઆનો એલચી.

કેડીઝ. — દક્ષિણ સ્પેનનું બંદર.

કેડેસ્ટ્રા. — તમામ સ્થાવર મીલકત અને તેના ધારણ કરનારાઓનું નેપોલિયને ફ્રાન્સ માટે કરાવેલું રજીસ્ટર.

કેનીસ. — ફ્રાન્સની દક્ષિણે બંદર.

કેનીંગ — ઇંગ્લાંડનો પરદેશ ખાતાનો પ્રધાન. પછીથી મુખ્ય પ્રધાન. ૧૭૭૦–૧૮૨૭.

કેન્ડીઆ. — ગ્રીસની દક્ષિણે ટાપુ.

કેપ્લર. — ૧૫૭૧–૧૬૩૭ પ્રખ્યાત જર્મન ખગોળવેત્તા. ગ્રહની ગતિના નિયમો એના નામથી ઓળખાય છે.

કેમ્બેસીરીસ. — ફ્રાન્સમાં નેપોલિયન સાથેનો પ્રતિનિધિ—રાજપુરુષ.

કેરાઉઝલ. — પારિસમા મહેલ.

કેરીન્થીઆ. — ઓસ્ટ્રિઆનો એક પ્રાંત—હાલનું જુગો સ્લેવીઆ.

કેરેમ્ઝીન — એક રશિઅન લેખક.

કેરોટા-પ્રીન્સેસ. — પોર્ટુગાલની રાજકુંવરી.

કેરોલીન. — મ્યુરાટને પરણેલી નેપોલિયનની બ્હેન.

કેરોલીન. — મેરીઆ થરીસાની દીકરી. પૃ. ૩૮૫ તથા ટીપ જુઓ.

કેલુગા. — મોસ્કો પાસે નૈઋત્ય ખુણામાં ગામ.

કેલે. — ફ્રાન્સના ઇશાન ખુણામા બંદર.

કેસલ. — જર્મનીના હેસી—પ્રાંતમાં શહેર.

કેસલરે—લૉર્ડ. — ઇગ્લાંડનો પ્રધાન.

કૅસ્ટીગ્લીયૉન. — ઇટાલીની ઉત્તરમાં ગાર્ડ સરોવરની દક્ષિણે બંદર.

કૉઝેક. — રશિઆના ઉત્તર ભાગમાંની લડાયક પ્રજા.

કોટેન્ટીન. — ફ્રાન્સમાંની એક ઘણા ભેજવાળી જગ્યા.

| | |
|---|---|
| કોનીગ્‌ઝબર્ગ. | પ્રુશિઆમાં પ્રીગલ નદી પર બંદર. |
| કોનો. | નીમન નદી પર ગામ. |
| કોન્ગ્રીવ. | ઇગ્લાંડનો એક સેનાપતિ. |
| કૉન્ડી. | બુર્બોન વંશના સંબંધીઓનું એક કુટુમ્બ. |
| કોન્સ્ટેન્ટાઇન. | રોમનો શહેનશાહ. ( ઈ. સ. ૨૭૨—૩૭૩ ) કૉન્સ્ટેન્ટીનોપલ વસાવનાર |
| કોન્સ્ટેન્ટીનોપલ. | ટર્કીનું પાટનગર. |
| કોપનહેગન. | ડેન્માર્કનું પાટનગર. |
| કોબેન્ઝેલ | ઑસ્ટ્રિઆનો એલચી. |
| કૉબ્ડન-સર રીચર્ડ. | ઇંગ્લાંડનો આમની સભાનો સત્યપરાયણ સભ્ય. |
| કૉમ્પીન. | ફ્રાન્સમા એક સુંદર રાજમહેલવાળું ગામ. |
| કૉમ્યુન્સનું ફંડ. | ફ્રાન્સમાં એક સામાન્ય ફંડ રાખવામાં આવેલું હતુ તે. |
| કોરૂના. | સ્પેનના વાયવ્ય ખૂણા ઉપર બંદર. |
| કૉર્નીલ. | ફ્રાન્સનો એક નાટકકાર (૧૬૦૬—૧૬૮૪) |
| કૉર્વિસાર્ટ. | ફ્રેંચ લશ્કર સાથેનો ડાક્તર. |
| કૉર્સિકા. | ફ્રાન્સની દક્ષિણે ટાપુ. |
| કૉલીસીયમ. | રોમમા એક સ્થળ. |
| કોલેઇનકોર્ટ—ઑાગસ્ટસ. | રાજપુરૂષ કોલેઇનકોર્ટનો ભાઇ—ફ્રેંચ લશ્કરમાં સેનાપતિ. |
| કોલેઇનકોર્ટ. | ફ્રાન્સનો રાજપુરૂષ, નેપોલિયનનો વિશ્વાસુ અને મોભાદાર એલચી. |
| કોહોર્ન. | નેપોલિયનનો સેનાપતિ. |
| કયુટુસૉફ. | નેપોલિયનને મોસ્કો સુધી છેતરી લઇ જનાર રશિઅન સેનાપતિ. |
| કયુવીયર. | ૧૭૬૯—૧૮૩૨ ફ્રાન્સનો પ્રખ્યાત વનસ્પતિ અને પ્રાણીવિદ્યા જાણનાર વિદ્વાન. |
| કયુસ્ટ્રીન. | પ્રુશિઆમાં ઓડર નદી પર કીલ્લેબંદી ગામ. |
| ક્રીટેટ. | નેપોલિયનનો એક અમલદાર. |
| ક્રીશ્ચીયન. | ખ્રીસ્તીધર્મ પાળનાર. |
| ક્રીશ્ચીયાનીટી. | ખ્રીસ્તી ધર્મ. |
| ક્રેમ્લીન. | મોસ્કોમાના રાજમહેલનું નામ. |
| ક્રેસ્નો. | રશિઆમા મોસ્કોના પશ્ચિમ ભાગમાં ગામ. |

